આવતી કાલનાં નાગરિકોનું માસિક
સંસ્થાપક-રવિશંકર રાવળ



સરસ્વતી - (બ્રિટિશ મ્યૂઝિયમમાંનું ૧૦મી સદીનું ગુર્જર-રાજસ્થાની શિલ્પ) રેખાંકન: સરિતાબહેન નાણાવટી









પ્રકાશન તા. ૧૯-૧-૧૯૪૬

**ચિત્રો**

સરસ્વતી — સવિતાબહેન નાણાવટી — પૂંઠું
ગોધન — સોમાલાલ શાહ — રંગીન મુખચિત્ર
કવિવર નાનાલાલ : જીવન-સોપાનનું ચિત્રદર્શન — પાછલા પૂઠામાં


**કાવ્યો**

જલકંપ — ઇન્દુલાલ ગાંધી — ૨
આજીવન ગાયકો — રતિલાલ છાયા
અમાર મરજીવા — દેશળજી પરમાર
કયાં ના . . . ? — અશોક હર્ષ — ૨


**ચરિત્ર**

સંસ્કૃતિવિકાસપ્રવર્તક રાજવાડે — વસંત જોષી — ૩
સ્વ. કવિવર નાનાલાલ — ૧૧


**વાર્તા**

મીંદડાં — પી. સી. બારડોલ — ૭


**લેખો**

મૂર્તિશાસ્ત્ર-પરિચય [૭] — અમૃતલાલ વ. પંડ્યા — ૬
હિંદમાં વિજ્ઞાન — કાન્તિલાલ છ. પંડ્યા — ૧૩
સંસારનાં શહેરો-[૫૩] જયપુર — ૧૫
રસદર્શન [૨૨] — હરિપ્રસાદ મ. દેસાઈ — ૧૭


**વિભાગો તથા પ્રકીર્ણ**

દેશદેશના જોડા (ચિત્રપાનું) — ૧
કુપાકૂપ-'ચકોર'ની કટાક્ષકથા (૫) — ૯
કસોટી — ૧૮
Our Friends Abroad (પરદેશી મિત્રોના પત્રો) — ૧૯
નવાં પુસ્તકો — ૨૦
માધુકરી — ૨૧
આ માસનું પંખી (ચકવાક) — ૨૧
આ માસ ઇતિહાસમાં — ૨૫
છેલ્લું પાનું — ૨૬


## ગ્રાહકોને

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત ઓફિસ અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારીપૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઇ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તેમી મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ, ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. ૬; પરદેશમાં રૂા. ૭ ૮-૦ અથવા ૧૨ શિલિંગ છુટક નકલના દસ આના.



# સૌન્દર્યની
# બે પેઢીઓ

ઉંમરમાં વીસ વર્ષનો તફાવત અને માનું સૌંદર્ય તેની સોળ વર્ષની દીકરી જેટલુંજ તાજગીભર્યું અને તેની ચામડી એના જેવીજ ગુલાબી અને સુંવાળી છે. આનું રહસ્ય તો એ છે કે જ્યારે તે (મા) નાની હતી ત્યારે પોતાની માની સલાહ માની તેણે તેની સુંદર ચામડી પીઅર્સના સાબુ અને ચોખ્ખા પાણીથી જાળવી રાખી. આજે આ રૂપવતી દીકરી આજ અસરકારક રીતથી તેની ચામડીની માવજત કરી રહી છે. આથી વીસ વર્ષ પછી પણ તેની ચામડી તેની માની ચામડી આજે છે તેવીજ બીલકુલ ડાઘ વગરની સૌંદર્યભરી હશે.

ચાળીસ વર્ષ પર્યન્ત રૂપરાણીઓનો પીઅર્સ સાબુ માનીતો રહ્યો છે. તેની કુદરતી સુગંધ અને સુંવાળા રેશમ શા ફીણને લઈને બીજા સામાન્ય સાબુ કરતાં આ સાબુ તદન જુદોજ તરી આવે છે.



## પીઅર્સ સાબુ

સૌન્દર્યનો સાથી

TO. 35 172 GJ — A. & F. PEARS, ISLEWORTH, ENGLAND

## ફીલ્મ નટીઓની જેમ તમારી ચામડીની સંભાળ લો!



## સાધના બોસ

મશહુર અભિનેત્રી અને રૂપસુંદરી સાધના કહે છે કે "હું લક્સ ટૉયલેટ સાબુને મારી વતી મારી ચામડીની સંભાળ લેવાનું સોંપું છું." તે નિયમીતપણે આ ખુશબોદાર સૌન્દર્યવર્ધક સાબુ વાપરે છે. તેનું તાજગી આપતું ફીણ તેની ચામડીને મુલાયમ સુંવાળી અને નિષ્કલંક રાખે છે. ફિલ્મ જગતની ઘણીખરી હિન્દી નટીઓ તેમની ચામડીની સંભાળ લેવા લક્સ ટૉયલેટ સાબુ વાપરે છે.




# લક્સ ટૉયલેટ સાબુ

LEVER BROTHERS (INDIA) LIMITED

## જલકમ્પ*

ખૂંતી ગઈ'તી હરણી મઘરાતસોમે,
તારાની સૃષ્ટિ સરકી હતી શૂન્યતામાં;
પૃથ્વી અચેતન પડી હતી રાત્રિઅંકે,
ઓઢું'તું પ્હેરી નભ ધૂંધળી ધૂમ્રકંથા.
ઓચિંતી ત્યાં સળવળી વીજ શેષલોકે,
ડોલાયમાન થઈ દેહલીલા વિરાટ;
જંપી ગએલ જઠરાગ્નિ ધરિત્રી કેરો
જાગી ઊઠ્યો શતસહસ્ર ફેણા પ્રસારી.

પાતાળ-પિંજરથી બંધનમુક્ત થૈને
વહ્નિ પ્રચંડ નીકળ્યો જલરાશિ વીંધી;
ફુત્કારથી થથરી થાંભલીઓ દિશાની,
જાણે પડ્યું ઊછળીને નભ ઉર્વી-અંકે.
સાથે અફાટ જલલોઢનું સૈન્ય લૈને
ત્યાં ઊછળ્યો જલધિ બંધન તોડીફોડી;
ગામો, જનો, પશુતણો પરિવાર સુદ્ધાં
દીધાં શમાવી જઠરે જલના અસુરે.
આળોટતી રજની કાજળને બિછાને,
જોઈ રહી પ્રકૃતિતાંડવ આર્દ્ર નેને.

ઈન્દુલાલ ગાંધી

* હોડેક ગાસ પર સિંધમાં થએલો કરાળ જલકમ્પ

## અમર મરજીવા

'ન મોત, બસ જીવવું:' પરમ સત્ય સૃષ્ટિતણું
લહી અમર જીવવું. પડી જતાં જ ઊઠી જવું,
ધરી કદમ કૂદવું, લઘ થવું નહીં આકળું.
ભલે અસત સત્યનો કપટસ્વાંગ પ્હેરી દમે,
ભલે સત દડી પડે અસત-એડીની આગળે,
પરંતુ દિલ ના ડગે,
ન ચિત્ત રેહડી ખડે;
અખૂટ ઉરધૈર્યથી ચપલ સ્થાપવું સ્થાણુને.

નહીં ઉદય અસ્તને? ઉદિત અસ્ત થાયે ન શું?
ન શું જગત જાગતું કુપિત ઘોર વેળા થકું?
પછી કરવું કાં ભલા પ્રણવતત્ત્વને દૂબળું!
હજો ઘનદળો ઘણાં, અધિક વજ્રપાતો હજો,
થજો રાધન કંટકે, કદિક જાત ડાંસી જજો;
ન કિંતુ મરશે પડી,
હમેશ હસશે સહી; અમર ચેતને જીવવા
હશે મરજીવા બધા મરદ જિંદગી જીતતા.

દેશળજી પરમાર

## આજીવન ગાયકો

ગાન અમે તો ગાશું
ભાઈ, ગાન અમે તો ગાશું.
હૈયે જ્યાં સુધી જંપ વળે નહિ ત્યાં સુધી ગાનને ગાશું: ગાન૦

આશ ગુલાબી ને ભાવ સિંદુરિયા મંગલ સૂરે ગાશું,
માંડવે ઝૂલતાં બે હૈયાંની વાંસળી મધુરી વાશું;
અમે તો ભાવસમુન્દર ન્હાશું:—ગાન૦

કોઇ સૂતાં હોય નિંદ્રાપાથે ફેરવી આડું પાસું,
પ્રાત સમે લઈ ભેરી ભુપાળી, જાગૃતિનાદે જાશું:
અમે તો તેજઝેરણમાં ચાશું:—ગાન૦

શિશિર ઠરો, વાસંતી વહો નવરંગિત પુષ્પફુવારા,
ગ્રીષ્મ તપો લોચનિયાં લાખો, વર્ષા પ્રાણઝુવારા;
અમે તો વ્હેશું અણખૂટ ધારા:—ગાન૦

પાનખરે ઉર હિમ ઢળે તો યે રેલશું સ્વરની ધારા,
પંથ પડેલાં જીર્ણ પર્ણની બાંધીને ઘૂઘરમાળા;
ભલેને આવે શ્વેત નિમાળા:—ગાન૦

રાત સઘન હો, વાટ વિજન હો, ન્હોયે સાંભળનારા,
મેઘલ સૂરે એકલ વર્ષશું છલવી જીવન-ક્યારા;
ભલેને ડારે વીજ ચમકારા:—ગાન૦

રતિલાલ છાયા

## ક્યમ ના?...

ગાયાં ગાન વિશુદ્ધ તંદ્રિત મને ગંગાયમુના તણાં,
આરાધ્યાં જડ શૈલ, ખેતરવનો, સૌ સ્થાન સોહામણાં,
રાચ્યો સાગરફાળથી, ગગનના નક્ષત્રપુંજે થકી,
ને તાજે મુગતાજના નિરખી મેં ન્યારી જ સૌન્દર્યશ્રી.
પત્થરમાટીય મેં સ્તવ્યાં, વતનના કાંટાય પ્યારા ગણ્યા,
ક્યાં કિન્તુ જડતાવિમૂઢ હૃદયે સાચી જનારાધના!
શૈલો, સિંધુ, સરોવરો, તરુવરો, મેંયે શિલાખોળિયાં
શું આ વ્યાકુળ દેશની દલિતની વસ્તુસ્થિતિ સ્પર્શતાં?

ઊભી આ અહીં આજ ભાત સઘળી નિર્વાક નિસ્તેજની,
ભૂલાઈ ગતકાળના સ્તવનમાં, સૌન્દર્યતૃષ્ણા મહીં
ના જેને નિજની શિકાયત રહી, જે યંત્રવત્ જીવતી
ને શાનદ્રોની વ્યથા નિજાનન પરે સંગી વિલાઈ જતી,
મૃત્યુને સ્તવતી જતી જીવનનો અધિકાર ભૂલી જતી,
એનાથી રહેતી અલિપ્ત ક્યમ ના ઊર્મિ જતી આથમી?

અશોક હર્ષ

હમેશાં કહેતા. કૉલેજમાં ભણતા ત્યારે નિર્વાહની ચિંતા રહ્યા કરતી જ હતી. થોડા દિવસ ટ્યૂશનો, પછી અભ્યાસ, ફરી પાછા ટ્યૂશનો એમ કરીકરીને ઈ. ૧૮૯૦માં એ બી. એ. થયા.

ગ્રૅજ્યુએટ થયા પહેલાં ૧૮૮૪માં એ પરણ્યા હતા, પણ ૧૮૯૩માં પત્નીનું મૃત્યુ થયું. પછી એમણે બીજી વાર લગ્ન કર્યું જ નહિ અને પરિવ્રાજક વૃત્તિથી જીવન ગાળવાની શરૂઆત કરી.

બી. એ. થયા પછી નિર્વાહ માટે શું કરવું એ પ્રશ્ન હતો જ. પોતાને પ્રિય એવો શિક્ષકનો વ્યવસાય એમણે સ્વીકાર્યો. વિદ્યાર્થીઓને સ્વભાષા માટે પ્રેમ રાખતાં એ ખાસ શીખવતા. પણ વિદ્યાર્થીઓમાં પ્રિય થઈ શકે એવો એમનો સ્વભાવ ન હતો. છોકરાઓ એમનાથી ખૂબ જ બીતા. એમને પણ આખી જિંદગી નિશાળમાં કાઢવી નહોતી, એટલે વહેલી તકે ત્યાંથી છૂટા થઈ એમણે જાહેર કાર્યમાં ઝંપલાવ્યું.

એમનું પહેલું સામાજિક કાર્ય એટલે 'ભાષાન્તર' માસિકનું પ્રકાશન. દરેક વિષયનું જ્ઞાન જનતાને મરાઠી માધ્યમ દ્વારા મળવું જ જોઈએ એવો એમનો આગ્રહ હતો. એટલે જે વિષયો પર મરાઠીમાં ગ્રંથ ન હતા એવા વિષયો પરના અધિકારી લેખકોના અંગ્રેજી ગ્રંથોના અનુવાદ એ માસિકમાં તેઓ આપતા. 'ભાષાન્તર' માસિકે મરાઠી સાહિત્યમાં કેટલા યે સારા ગ્રંથો ઉમેર્યા છે. એ માસિકમાં તેઓ એક ઠેકાણે માસિક કાઢવાનું કારણ સમજાવતાં લખે છે કે સ્વત્વરક્ષણ માટે 'ભાષાન્તર' શરૂ કર્યું છે. કોઈ પૂછશે, સ્વત્વરક્ષણ એટલે શું ? જવાબ આપતા રાજવાડે લખે છેઃ 'સ્વત્વ બહુ જ મિશ્રસ્વરૂપી હોય છે. એમાં દેશનો, ભાષાનો, ધર્મનો, આચારોનો, વિચારોનો, ગોત્રનો, આબોહવાનો, પૂર્વેતિહાસનો, સુધારાનો અને દોષોનો પણ સમાવેશ થાય છે' આ માસિક છ મહિના ચાલ્યું. એ જ અરસામાં રાષ્ટ્રીય કેળવણીના પુરસ્કર્તા પ્રો. વિજાપુરકરે એવું જ એક માસિક શરૂ કર્યું. પોતાનું કાર્ય હવે બીજા કોઈ માથે લેવા તૈયાર છે એમ જોઈ રાજવાડેએ 'ભાષાન્તર' બંધ કર્યું અને ઇતિહાસના ક્ષેત્ર તરફ વળ્યા.

એ વખતે ગ્રાન્ટ ડફનો લખેલો મહારાષ્ટ્રનો ઇતિહાસ જાણીતો હતો. પણ ડફની દૃષ્ટિ શાસ્ત્રીય ઇતિહાસકારની ન હતી. એણે બધાં સાધનો તપાસ્યાં ન હતાં; તેમજ મરાઠી સત્તાનો નાશ થયા બાદ અંગ્રેજો જ ભારતમાં રાજ્ય કરવાના છે એમ જાણે પહેલાંથી એણે માની લીધું હોય એમ એ ઇતિહાસ જોતા લાગે છે. અંગ્રેજોના આગમન પહેલાંનો સમય થોડા પૃષ્ઠોમાં પતાવી દેવામાં આવ્યો છે ને અંગ્રેજી સમયનો ઇતિહાસ વિસ્તારથી લખવામાં આવ્યો છે. રાજવાડેને આ સ્થિતિ સુધારવી હતી. સાનેએ કેટલી યે બખરો (જૂના તવારીખી દસ્તાવેજો) છાપી હતી. રાજવાડેએ એ જ માર્ગને અનુસરવાનું નક્કી કર્યું. ઐતિહાસિક કાગળો જ્યાંથી મળે ત્યાંથી મેળવી એ પ્રકાશમાં લાવવાનો એમણે નિશ્ચય કર્યો, ને એ જ વખતે એક પ્રસંગ બન્યો તેથી એમને એ કાર્ય કરવામાં સારું ઉત્તેજન મળ્યું.

સતારા જિલ્લાના વાઈ ગામમાં રાજવાડેના એક વખતના વિદ્યાર્થી અને પછીના મિત્ર શ્રી ઓપર્ડીકર તથા શ્રી પંડિત રહેતા હતા. વાડાના જે મકાનમાં તેઓ રહેતા હતા તે પુરાણું હતું. એમાં ઘણા જૂના કાગળોનું દફતર હતું, જે એમનો ઘરધણી પસ્તીમાં વેચી નાખવા માગતો હતો. આ બે મિત્રોને રાજવાડેના પ્રયત્નો વિષે સારી માહિતી હતી, એટલે એમણે પેલું દફતર જોવા માગ્યું. જૂના કાગળો મોડી લિપિમાં લખેલા હોય છે એટલે વાંચવામાં ઘણી જ મુશ્કેલી પડે છે. સદ્ભાગ્યે આ મિત્રોના હાથમાં જે પહેલો કાગળ આવ્યો તે પાણીપતની છેલ્લી લડાઈમાં જઈ આવેલા ગોવિંદપંત બુંદેલેના હાથનો હતો! મિત્રોને ઘણો જ આનંદ થયો. મરાઠાઓ ૧૭૬૧માં હાર્યા એના કારણ પર આ કાગળોથી ઘણો પ્રકાશ પડી શકશે એમ એમને લાગ્યું. તે જ દિવસે પ્રો. કાયવટે વાઈ આવ્યા હતા. એમની પાસે જઈ મિત્રોએ વાત કરી. કાયવટેએ પણ રાજવાડેનું જ નામ સૂચવ્યું તરત મિત્રોએ રાજવાડેને લખ્યું અને તેઓ પૂનાથી આવ્યા ને અભ્યાસ શરૂ કર્યો. અભ્યાસ એટલે પહેલાં કાગળોનું વર્ગીકરણ. ઐતિહાસિક મહત્ત્વના ન હોય તે બાજુ પર મૂકી, કામના કાગળો તારવી કાઢવાના. પછી તેને મોડીમાંથી બાળબોધમાં લખવાના; તે પછી તારીખવાર ગોઠવી એમનું સંપાદન કરવાનું. આ માટે સવારના પાંચ વાગ્યાથી રાતના અગિયાર સુધી કામ ચાલતું. આમ બે મહિના અભ્યાસ ચાલ્યો. મુદ્રણાલય માટેની નકલ તૈયાર થઈ અને છાપખાનામાં ગઈ. છાપવાનું કામ શરૂ થયું ત્યાં બીજી આફત આવી. છાપખાનાને આગ લાગી અને ગ્રંથની હસ્તલિખિત પ્રત બળી ગઈ! ફરી પાછું મોડી પરથી નાગરીમાં લિપ્યંતર કરવું પડ્યું. અંતે ૧૮૯૮માં એનો પહેલો ખંડ બહાર પડ્યો. અને એની પ્રસ્તાવનાએ ઇતિહાસસંશોધનના શાસ્ત્રનો પાયો નાખ્યો. એ વિસ્તૃત પ્રસ્તાવનામાં સાધનોની ટીકા, ચિકિત્સા, ઇતિહાસશાસ્ત્ર એટલે શું; ડફનાં વૈગુણ્યો એવા વિષયો છે. પાણીપતમાં મરાઠાઓ હાર્યા એનું કારણ ગોવિંદપંત બુંદેલેની ફિતુરી હતું એમ રાજવાડેએ પહેલી વાર બતાવી એ પ્રકરણ ખુલ્લું પાડ્યું. ભવિષ્યમાં એમણે આવા બીજા એકવીસ ગ્રંથ પ્રકટ કર્યા, જેની કુલ પૃષ્ઠસંખ્યાનો સરવાળો ૫૨૮૫ થાય છે!

ઇતિહાસસંશોધનનું કારણ અને મહત્ત્વ સમજાવતાં રાજવાડે લખે છેઃ 'દેશી રાજ્યોના અધિપતિઓ નિદ્રામાં પડ્યા છે, જાગીરદારો ઘોરે છે અને ઇનામદારો ઊંઘ કાઢે છે એ જાગે ત્યાં સુધી જાગ્રત થએલા મધ્યમ વર્ગના આપણા લોકોએ રાષ્ટ્રના પિતૃઓનું (ઐતિહાસિક મહાપુરુષોનું) સ્મરણ જીવતું રાખવું જોઈએ. આપણું સામર્થ્ય બહુ થોડું છે, છતાં પણ આ પુણ્યકર્મ માટે તે ખરચી નાખવું જોઈએ.' અને તેજસ્વી કૃતનિશ્ચયતાથી એમણે એ કર્યું પણ ખરું.

કોઈ રખે માની લે કે ઐતિહાસિક મહત્ત્વના આવા બધા જૂના કાગળો મેળવી છાપવાનું કામ સહેલું હોય છે. રાજવાડેએ એ કાર્યનું જે વર્ણન કર્યું છે એનો ટૂંક સાર જોઈએ. અમુક ઘરમાં ઐતિહાસિક કાગળો છે એની ખબર મળે અને એ માણસને આપણે ઓળખતા ન હોઈએ તો પહેલાં તો એ વિચાર ગોઠવવો પડે કે એની પાસે જવું શી રીતે ? એકલા જઈએ તો તો પત્તો જ ન ખાય. એટલે કોઈ ઓળખીતાને ત્યાં જઈ એને મસકો મારવો પડે. એ ખુશ થાય તો પેલા ઉપર પરિચયપત્ર લખી આપે, અથવા દેશપ્રેમી હોય તો સાથે આવે. જેને ત્યાં કાગળો હોય તેને ત્યાં જઈએ એટલે જવાબ મળે કાલે આવજો. બીજે દિવસે જઈએ ત્યારે સાહેબ બહાર ગયા હોય કે કામમાં હોય; ત્રીજે દહાડે નોકર બહાર ગયો હોય ને ચોથે દહાડે છોકરું માંદું હોય. એમ રોજ એકએક બહાનું સાંભળવાનું મળે. ગુસ્સે તો થવાય નહિઃ નહિ તો કાગળ જોવા મેળવવાની આશા જ ગુમાવી બેસવી પડે! નફ્ફટની માફક આમ મહિનો–દોઢમહિનો ધક્કા ખાઈએ ત્યારે પેલો જરા પીગળવા માંડે. આખરે દૂરથી કાગળોનું દર્શન થાય! અભરાઈ પર પોટલું ધૂળ ખાતું હોય. ધૂળ પણ એટલી બધી કે નોકર પણ પોટલું નીચે ઉતારવાની ના પાડે, એટલે આપણે જ એ નીચે ઉતારીને ધૂળ ખંખેરી નાખવી પડે. કાગળો ઘેર તો લઈ જવાય જ નહિ. સંશોધક પ્રામાણિક છે એમ કોણ માની શકે ?! એટલે ત્યાં જ બેસી–મહિનાઓ સુધી–અભ્યાસ કરવો પડે (અનુસંધાન પૃ. ૧૦)મે

# મૂર્તિશાસ્ત્ર-પરિચય

ત્રિદેવોના સંયુક્ત સ્વરૂપ પછી હવે તેમના દરેકના સ્વતંત્ર સ્વરૂપનો વિચાર કરીએ; અને ત્રિદેવોમાં બ્રહ્મા પહેલા એટલે બ્રહ્માથી શરૂ કરીએ. બ્રહ્માની મૂર્તિ તેમનાં ચાર મસ્તકથી તરત ઓળખાઈ આવે છે. એથી તે 'ચતુરાનન' પણ કહેવાય છે. વળી સામાન્યરીતે બ્રહ્માને દાઢી હોય છે એટલે એ રીતે પણ તે સહેલાઈથી ઓળખી શકાય છે. બ્રહ્માનું સામાન્ય સ્વરૂપ નીચે પ્રમાણે છે:

(૧) મસ્તક: ચાર અને તેમના પર જટામુકુટ; ચહેરા પર દાઢી. (૨) હાથ ચાર. એક હાથમાં સ્રુવ (શરવો, ચમચો); એકમાં અક્ષમાલા; ત્રીજામાં પુસ્તક અને ચોથામાં કમંડલુ (લોટી). જુદાજુદા શિલ્પગ્રંથોમાં દેવોના હાથમાંના આયુધો વિષે મતભેદ જોવામાં આવે છે, એટલે પ્રસ્તુત લેખમાળામાં દર્શાવેલા આયુધો, મૂર્તિઓના નમૂનાઓમાં જે સામાન્ય રીતે મળી આવે છે તે મુજબના વર્ણવવામાં આવ્યા છે. (૩) આસન: કમલાસન (પદ્માસન) (૪) વાહન: હંસ. (૫) બ્રહ્માને બે પત્ની છે; સાવિત્રી ને સરસ્વતી. જે મૂર્તિઓમાં બ્રહ્મા સપત્નીક હોય છે તેમાં તેની ડાબી બાજુ સાવિત્રી ને જમણી બાજુ સરસ્વતી બેઠેલી હોય છે.

બ્રહ્માનાં મુખ્યત્વે ચાર સ્વરૂપો છે: પ્રજાપતિ બ્રહ્મા, વિશ્વકર્મા, લોકપાલ અને ધર્મ. એમાંથી પ્રારંભના બેની મૂર્તિઓ મળી આવે છે. આ બે સ્વરૂપો નીચે પ્રમાણે છે: (૧) પ્રજાપતિ બ્રહ્મા—સામાન્ય સ્વરૂપ ઉપરના વર્ણન પ્રમાણે જ. ફેર માત્ર એટલો કે તેઓ બેના બદલે માત્ર એક જ પત્ની સાવિત્રી (વામાંગમાં) સાથે બેઠા હોય છે. (૨) વિશ્વકર્મા—મસ્તક ત્રણ, હાથ દસ ને તેમાંના એકમાં માનદંડ (કારીગરો જેનાથી માપે છે તે ગજ), અને વાહન હાથી.

### બ્રહ્માના પરિવારદેવતા

બ્રહ્માના પરિવાર દેવોમાં તેની પત્નીઓ સાવિત્રી અને સરસ્વતી એ બે જ છે. તેમનું વર્ણન અને જુદાંજુદાં સ્વરૂપો નીચે પ્રમાણે છે:

(૧) સાવિત્રીનું બીજું નામ બ્રહ્માણી કે બ્રાહ્મી છે. તેની ગણત્રી સપ્તમાતૃકાઓ—સાત માતાઓ—(બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, માહેન્દ્રી, ને ચામુન્ડા)માં પણ થાય છે. તેને સામાન્ય સ્વરૂપમાં ચાર મસ્તક અને ચાર હાથ હોય છે, જેમાં દરેકમાં અનુક્રમે અક્ષસૂત્ર, પુસ્તક, કમળ, અને કમંડલુ એ આયુધો ધારણ કરેલાં હોય છે. એનું સ્થાન બ્રહ્માના વામાંગમાં હોઈ એ બ્રહ્માની મુખ્ય પત્ની છે.

(૨) સરસ્વતીનાં, વાગીશ્વરી અને શારદા એવાં બે સ્વરૂપો છે. તેનું સ્થાન બ્રહ્માની જમણી બાજુએ છે. તેને એક મસ્તક ને તેના પર કરંડ મુકુટ, ને બે (તથા ક્વચિત ચાર) હાથ હોય છે. જ્યારે બે હાથ હોય ત્યારે તેમાં પુસ્તક અને વીણા હોય છે; ચાર હાથ હોય ત્યારે વધારાના બે હાથોમાં અંકુશ અને અક્ષમાળા હોય છે તેનું વાહન હંસ (કે મોર) છે. તેનાં બંને સ્વરૂપોનું વર્ણન નીચે પ્રમાણે છે:

'વાગીશ્વરી'—આ સ્વરૂપમાં તેને હિંદુ અને બૌદ્ધ તાંત્રિકો પૂજે છે. તેને ત્રણ નેત્ર અને ચાર હાથ હોય છે. હાથમાં દંડ, પુસ્તક, અક્ષમાળા અને કમંડલુ હોય છે, અને મસ્તક પર કરંડમુકુટ હોય છે. આ વાગીશ્વરીનાં પાછાં બે પેટાસ્વરૂપો પણ છે: (૧) મંજુવાગીશ્વરી, જેમાં સ્વરૂપ તો ઉપર પ્રમાણે, પણ મસ્તક ઉપર કરંડના બદલે જટામુકુટ હોય છે; અને (૨) સૌભાગ્ય વાગીશ્વરી, જેમાં સ્વરૂપ મૂળ પ્રમાણે જ પણ સુંદર વધારે.

'શારદા' સ્વરૂપે સરસ્વતી ૬૪ કળાઓની અધિષ્ઠાત્રી તરીકે



પૂજાય છે. તેને પાંચ માથાં ને દસ હાથ હોય છે. મહીસુર રાજ્યના શૃંગેરીમઠમાં તે આ સ્વરૂપે પૂજાય છે.

બ્રહ્માની ઉપાસના વિષ્ણુ અને શિવના જેટલી પ્રચલિત નથી. હાલ આખા હિંદમાં બ્રહ્મા સ્વતંત્ર રૂપે પૂજાતા હોય એવાં બે મુખ્ય મંદિરો છે: એક અજમેર પાસે પુષ્કરમાં ને બીજું ગુજરાતમાં ઈડર રાજ્યના ખેડબ્રહ્મા ગામે. પણ પુરાતન કાળમાં બ્રહ્માની પૂજા હાલ કરતાં કંઈક વિશેષ થતી હશે. આમ બ્રહ્માની ઉપાસના સ્વતંત્ર રૂપે બહુ પ્રચાર પામી જણાતી નથી, છતાં હિંદના બીજા ભાગો કરતાં ગુજરાતમાં એની આગળ વધી ગઈ હતી. આ રીતના સ્વતંત્ર રૂપ સિવાય બ્રહ્માનું સ્થાન શિવમંદિરોમાં ઉત્તર દિશા તરફના ગોખમાં પણ હોય છે, અને એ પ્રકારની ઘણી મૂર્તિઓ મળી આવે છે.

### ગુજરાતમાંની બ્રહ્માની મૂર્તિઓ

બ્રહ્માની ગુજરાતમાં જૂનામાં જૂની મૂર્તિ વેરાવળથી થોડેક પૂર્વમાં દરિયાકાંઠે આવેલા કદવારમાંના લગભગ છઠ્ઠા કે સાતમા સૈકામાં બંધાએલા વરાહ મંદિરમાં એક ગોખમાં આવેલી છે એની વિશેષતા એ છે કે એ દેવને દાઢી નથી. ઇડર સંસ્થાનના ખેડબ્રહ્માવાળી બ્રહ્માની મૂર્તિ પણ બહુ પ્રાચીન દેખાય છે,—કેટલી પ્રાચીન તે હજી નક્કી થવું બાકી છે. મોઢેરાના ૧૧મા સૈકાના સૂર્યમંદિરમાં પણ એક ગોખમાં બ્રહ્માની સુંદર પ્રતિમા છે આ પછીની મૂર્તિ પાટણ પાસે કસરા ગામના પ્રાચીન મંદિરમાં આવેલી છે. દેલમાળના ૧૨મા સૈકાના મંદિરમાં બ્રહ્માની એક ઘણી સુંદર પ્રતિમા છે. તેમાં બ્રહ્માની બંને બાજુ તેના પત્નીઓ સાવિત્રી અને સરસ્વતી બેઠેલાં છે. રાજકોટના વૉટસન મ્યુઝિયમમાં પણ કોઈ અજ્ઞાત સ્થળેથી મળી આવેલી બ્રહ્માની એક સુંદર પ્રતિમા છે. આ ઉપરાંત વડનગરના પ્રાચીન કીર્તિસ્તંભના ઉપરના ભાગમાં બ્રહ્માની એક પ્રતિમા છે. વડનગરના શર્મિષ્ઠા તળાવ પરથી પણ બ્રહ્માની સાવિત્રી સાથેની મૂર્તિ મળી આવી છે. પાટણ અને સિદ્ધપુરનાં કેટલાંક મંદિરોમાં પણ બ્રહ્માની પ્રતિમાઓ છે. આ ઉપરાંત ઉત્તર ગુજરાતમાં બ્રહ્માની જ્યાંત્યાં સ્વતંત્ર પ્રાચીન મૂર્તિઓ તો અનેક મળી આવે છે, જે પ્રાચીન કાળમાં આ પ્રદેશમાં તેની મોટા પ્રમાણમાં ઉપાસના થતી હોવાની સાક્ષી પૂરે છે. ઉત્તર ગુજરાતથી જેમજેમ આપણે નીચે ઉતરતા દક્ષિણ તરફ આગળ વધીએ છીએ તેમતેમ બ્રહ્માની પ્રાચીન મૂર્તિઓના નમૂનાઓનું પ્રમાણ ઓછું થતું જાય છે. ખંભાત પાસેના નગરાના અવશેષો અને મધ્ય ગુજરાતમાંથી મળી આવેલા થોડાક નમૂનાઓ પરથી લાગે છે કે મહીની દક્ષિણે બ્રહ્માની પૂજા ખાસ થતી નહિ હોય. નર્મદા ને તાપીના પ્રદેશ વચ્ચેના મારી શોધખોળોમાં બ્રહ્માની એક પણ પ્રતિમા હજુ મારી નજરે ચડી નથી તેમજ એની દક્ષિણના વિસ્તારોમાંથી પણ બ્રહ્માની મૂર્તિઓ મળેલી હોવાનું હજુ જાણવામાં નથી; સિવાય કે મુંબાઈ નજીક સોપારામાંથી દેવમાળના જેવી જ સુંદર એક બ્રહ્માની પ્રતિમા મળી આવી છે.

અમૃતલાલ વ. પંડ્યા

હમેશાં કહેતા. કૉલેજમાં ભણતા ત્યારે નિર્વાહની ચિંતા રહ્યા કરતી જ હતી.' થોડા દિવસ ટ્યૂશનો, પછી અભ્યાસ, ફરી પાછાં ટ્યૂશનો એમ કરીકરીને ઈ. ૧૮૯૦માં એ બી. એ. થયા.

ગ્રેજ્યુએટ થયા પહેલાં ૧૮૮૪માં એ પરણ્યા હતા, પણ ૧૮૯૩માં પત્નીનું મૃત્યુ થયું. પછી એમણે બીજી વાર લગ્ન કર્યું જ નહિ અને પરિવ્રાજક વૃત્તિથી જીવન ગાળવાની શરૂઆત કરી.

**બી.** એ. થયા પછી નિર્વાહ માટે શું કરવું એ પ્રશ્ન હતો જ. પોતાને પ્રિય એવો શિક્ષકનો વ્યવસાય એમણે સ્વીકાર્યો. વિદ્યાર્થીઓને સ્વભાવ માટે પ્રેમ રાખતાં એ ખાસ શીખવતા. પણ વિદ્યાર્થીઓમાં પ્રિય થઈ શકે એવો એમનો સ્વભાવ ન હતો. છોકરાઓ એમનાથી ખૂબ જ બીતા એમને પણ આખી જિંદગી નિશાળમાં કાઢવી નહતી, એટલે વહેલી તકે ત્યાંથી છૂટા થઈ એમણે જાહેર કાર્યમાં ઝંપલાવ્યું.

એમનું પહેલું સામાજિક કાર્ય એટલે 'ભાષાન્તર' માસિકનું પ્રકાશન. દરેક વિષયનું જ્ઞાન જનતાને મરાઠી માધ્યમ દ્વારા મળવું જ જોઈએ એવો એમનો આગ્રહ હતો. એટલે જે વિષયો પર મરાઠીમાં ગ્રંથ ન હતા એવા વિષયો પરના અધિકારી લેખકોના અંગ્રેજી ગ્રંથોના અનુવાદ એ માસિકમાં તેઓ આપતા. 'ભાષાન્તર' માસિકે મરાઠી સાહિત્યમાં કેટલા યે સારા ગ્રંથો ઉમેર્યા છે. એ માસિકમાં તેઓ એક ઠેકાણે માસિક કાઢવાનું કારણ સમજાવતાં લખે છે કે સ્વત્વરક્ષણ માટે 'ભાષાન્તર' શરૂ કર્યું છે. કોઈ પૂછશે, સ્વત્વરક્ષણ એટલે શું ? જવાબ આપતાં રાજવાડે લખે છે: 'સ્વત્વ બહુ જ મિશ્રસ્વરૂપી હોય છે એમાં દેશનો, ભાષાનો, ધર્મનો, આચારોનો, વિચારોનો, ગોત્રનો, આબોહવાનો, પૂર્વેતિહાસનો, સુધારાનો અને દોષોનો પણ સમાવેશ થાય છે.' આ માસિક છ મહિના ચાલ્યું. એ જ અરસામાં રાષ્ટ્રીય કેળવણીના પુરસ્કર્તા પ્રો. વિજાપુરકરે એવું જ એક માસિક શરૂ કર્યું. પોતાનું કાર્ય હવે બીજા કોઈ માથે લેવા તૈયાર છે એમ જોઈ રાજવાડેએ 'ભાષાન્તર' બંધ કર્યું અને ઇતિહાસના ક્ષેત્ર તરફ વળ્યા.

એ વખતે ગ્રાન્ટ ડફનો લખેલો મહારાષ્ટ્રનો ઇતિહાસ જાણીતો હતો. પણ ડફની દૃષ્ટિ શાસ્ત્રીય ઇતિહાસકારની ન હતી. એણે બધાં સાધનો તપાસ્યાં ન હતાં; તેમ જ મરાઠી સત્તાનો નાશ થયા બાદ અંગ્રેજો જ ભારતમાં રાજ્ય કરવાના છે એમ જાણે પહેલાથી એણે માની લીધું હોય એમ એ ઇતિહાસ જોતાં લાગે છે. અંગ્રેજોના આગમન પહેલાનો સમય થોડા પૃષ્ઠોમાં પતાવી દેવામાં આવ્યો છે ને અંગ્રેજી સમયનો ઇતિહાસ વિસ્તારથી લખવામાં આવ્યો છે. રાજવાડેને આ સ્થિતિ સુધારવી હતી. સાનેએ કેટલી યે બખરો (જૂના તવારીખી દસ્તાવેજો) છાપી હતી રાજવાડેએ એ જ માર્ગને અનુસરવાનું નક્કી કર્યું. ઐતિહાસિક કાગળો જ્યાંથી મળે ત્યાંથી મેળવી એ પ્રકાશમાં લાવવાનો એમણે નિશ્ચય કર્યો, ને એ જ વખતે એક પ્રસંગ બન્યો તેથી એમને એ કાર્ય કરવામાં સારું ઉત્તેજન મળ્યું.

**સ**તારા જિલ્લાના વાઈ ગામમાં રાજવાડેના એક વખતના વિદ્યાર્થી અને પછીના મિત્ર શ્રી ખોપર્ડીકર તથા શ્રી પંડિત રહેતા હતા. બાડાના જે મકાનમાં તેઓ રહેતા હતા તે પુરાણું હતું એમાં ઘણા જૂના કાગળોનું દફતર હતું. જે એમનો ઘરધણી પસ્તીમાં વેચી નાખવા માગતો હતો. આ બે મિત્રોને રાજવાડેના પ્રયત્નો વિષે સારી માહિતી હતી, એટલે એમણે પેલું દફતર જોવા માગ્યું. જૂના કાગળો મોડી લિપિમાં લખેલા હોય છે એટલે વાંચવામાં ઘણી જ મુશ્કેલી પડે છે મદ્‌ભાગ્યે આ મિત્રોના હાથમાં જે પહેલો કાગળ આવ્યો તે પાણીપતની છેલ્લી લડાઈમાં જઈ આવેલા ગોવિંદપંત બુંદેલેના હાથનો હતો! મિત્રોને ઘણો જ આનંદ થયો. મરાઠાઓ રણમાં હાર્યાં એના કારણ પર આ કાગળોથી ઘણો પ્રકાશ પડી શકશે એમ એમને લાગ્યું. તે જ દિવસે પ્રો. કાથવટે વાઈ આવ્યા હતા. એમની પાસે જઈ મિત્રોએ વાત કરી. કાથવટેએ પણ રાજવાડેનું જ નામ સૂચવ્યું તરત મિત્રોએ રાજવાડેને લખ્યું અને તે આ પૂનાથી આવ્યા ને અભ્યાસ શરૂ કર્યો. અભ્યાસ એટલે પહેલાં કાગળોનું વર્ગીકરણ. ઐતિહાસિક મહત્ત્વના ન હોય તે બાજુ પર મૂકી, કામના કાગળો તારવી કાઢવાના. પછી તેને મોડીમાંથી બાળબોધમાં લખવાના; તે પછી તારીખવાર ગોઠવી એમનું સંપાદન કરવાનું. આ માટે સવારના પાંચ વાગ્યાથી રાતના અગિયાર સુધી કામ ચાલતું. આમ બે મહિના અભ્યાસ ચાલ્યો. મુદ્રણાલય માટેની નકલ તૈયાર થઈ અને છાપખાનામાં ગઈ. છાપવાનું કામ શરૂ થયું ત્યાં બીજી આફત આવી છાપખાનાને આગ લાગી અને ગ્રંથની હસ્તલિખિત પ્રત બળી ગઈ!. ફરી પાછું મોડીપરથી નાગરીમાં લિપ્યંતર કરવું પડ્યું. અને ૧૮૯૮માં એનો પહેલો ખંડ બહાર પડ્યો. અને એની પ્રસ્તાવનાએ ઇતિહાસસંશોધનના શાસ્ત્રનો પાયો નાખ્યો. એ વિસ્તૃત પ્રસ્તાવનામાં સાધનોની ટીકા, ચિકિત્સા, ઇતિહાસશાસ્ત્ર એટલે શું; ડફનાં વૈગુણ્યો એવા વિષયો છે પાણીપતમાં મરાઠાઓ હાર્યા એનું કારણ ગોવિંદ પંત બુંદેલેની ફિતુરી હતું એમ રાજવાડેએ પહેલી વાર બતાવી એ પ્રકરણ ખુલ્લું પાડ્યું. ભવિષ્યમાં એમણે આવા બીજા એકવીસ ગ્રંથ પ્રકટ કર્યા, જેની કુલ પૃષ્ઠસંખ્યાનો સરવાળો ૫૨૮૫ થાય છે!

ઇતિહાસસંશોધનનું કારણ અને મહત્ત્વ સમજાવતાં રાજવાડે લખે છે: 'દેશી રાજ્યોના અધિપતિઓ નિદ્રામાં પડ્યા છે, જાગીરદારો ઘોરે છે અને ઇનામદારો ઊંઘ કાઢે છે એ જાગે ત્યાં સુધી જાગ્રત થએલા મધ્યમ વર્ગના આપણા લોકોએ રાષ્ટ્રના પિતૃઓનું (ઐતિહાસિક મહાપુરુષોનું) સ્મરણ જીવતું રાખવું જોઈએ આપણું સામર્થ્ય બહુ થોડું છે, છતાં પણ આ પુણ્યકર્મ માટે તે ખરચી નાખવું જોઈએ.' અને તેજસ્વી કૃતનિશ્ચયતાથી એમણે એ કર્યું પણ ખરું.

કોઈ રખે માની લે કે ઐતિહાસિક મહત્ત્વના આવા બધા જૂના કાગળો મેળવી છાપવાનું કામ સહેલું હોય છે. રાજવાડેએ એ કાર્યનું જે વર્ણન કર્યું છે એનો ટૂંક સાર જોઈએ. અમુક ઘરમાં ઐતિહાસિક કાગળો છે એની ખબર મળે અને એ માણસને આપણે ઓળખતા ન હોઈએ તો પહેલાં તો એ વિચાર કરવો પડે કે એની પાસે જવું શી રીતે ? એકલા જઈએ તો તો પત્તો જ ન ખાય. એટલે કોઈ ગામના ખોતને ત્યાં જઈ એને મસ્કો મારવો પડે. એ ખુશ થાય તો પેલા ઉપર પરિચયપત્ર લખી આપે, અથવા દેશપ્રેમી હોય તો સાથે આવે. જેને ત્યાં કાગળો હોય તેને ત્યાં જઈએ એટલે જવાબ મળે કાલે આવજો. બીજે દિવસે જઈએ ત્યારે સાહેબ બહાર ગયા હોય કે કામમાં હોય; ત્રીજે દહાડે નોકર બહાર ગયો હોય ને ચોથે દહાડે છોકરું માંદું હોય. એમ રોજ એકએક બહાનું સાંભળવાનું મળે. ગુસ્સે તો થવાય નહિ: નહિ તો કાગળ જોવા મેળવવાની આશા જ મૂકવી બેસવી પડે! નફ્ફટની માફક આમ મહિનો–દોઢ મહિનો ધક્કા ખાઈએ ત્યારે પેલો જરા પીગળવા માંડે. આખરે દૂરથી કાગળોનું દર્શન થાય! અભરાઈ પર પોટલું ધૂળ ખાતું હોય ધૂળ પણ એટલી બધી કે નોકર પણ પોટલું નીચે ઉતારવાની ના પાડે, એટલે આપણે જ એ નીચે ઉતારીને ધૂળ ખંખેરી નાખવી પડે કાગળો ઘેર તો લઈ જવાય જ નહિ. સંશોધક પ્રામાણિક છે એમ કોણ માની શકે ?! એટલે ત્યાં જ બેસી–મહિનાઓ સુધી–અભ્યાસ કરવો પડે.

(અનુસંધાન પૃ. ૧૦) મે

# મૂર્તિશાસ્ત્ર-પરિચય



ત્રિદેવોના સંયુક્ત સ્વરૂપ પછી હવે તેમના દરેકના સ્વતંત્ર સ્વરૂપનો વિચાર કરીએ; અને ત્રિદેવોમાં બ્રહ્મા પહેલા એટલે બ્રહ્માથી શરૂ કરીએ. બ્રહ્માની મૂર્તિ તેમનાં ચાર મસ્તકથી તરત ઓળખાઈ આવે છે. એથી તે 'ચતુરાનન' પણ કહેવાય છે. વળી સામાન્યરીતે બ્રહ્માને દાઢી હોય છે એટલે એ રીતે પણ તે સહેલાઈથી ઓળખી શકાય છે. બ્રહ્માનું સામાન્ય સ્વરૂપ નીચે પ્રમાણે છે :

(૧) મસ્તક : ચાર અને તેમના પર જટામુકુટ; ચહેરા પર દાઢી. (૨) હાથ ચાર. એક હાથમાં સ્રુવ (શરવો, ચમચો); એકમાં અક્ષમાલા; ત્રીજામાં પુસ્તક અને ચોથામાં કમન્ડલુ (લોટી). જુદાજુદા શિલ્પગ્રંથોમાં દેવોના હાથમાંના આયુધો વિષે મતભેદ જોવામાં આવે છે, એટલે પ્રસ્તુત લેખમાળામાં દર્શાવેલા આયુધો, મૂર્તિઓના નમૂનાઓમાં જે સામાન્ય રીતે મળી આવે છે તે મુજબના વર્ણવવામાં આવ્યા છે. (૩) આસન : કમલાસન (પદ્માસન) (૪) વાહન : હંસ. (૫) બ્રહ્માને બે પત્ની છે; સાવિત્રી ને સરસ્વતી. જે મૂર્તિઓમાં બ્રહ્મા સપત્નીક હોય છે તેમાં તેની ડાબી બાજુ સાવિત્રી ને જમણી બાજુ સરસ્વતી બેઠેલી હોય છે.

બ્રહ્માનાં મુખ્યત્વે ચાર સ્વરૂપો છે: પ્રજાપતિ બ્રહ્મા, વિશ્વકર્મા, લોકપાલ અને ધર્મ. એમાંથી પ્રારંભના બેની મૂર્તિઓ મળી આવે છે. આ બે સ્વરૂપો નીચે પ્રમાણે છે : (૧) પ્રજાપતિ બ્રહ્મા—સામાન્ય સ્વરૂપ ઉપરના વર્ણન પ્રમાણે જ. ફેર માત્ર એટલો કે તેઓ બેના બદલે માત્ર એક જ પત્ની સાવિત્રી (વામાંગમાં) સાથે બેઠા હોય છે. (૨) વિશ્વકર્મા—મસ્તક ત્રણ, હાથ દસ ને તેમાંના એકમાં માનદંડ (કારીગરો જેનાથી માપે છે તે ગજ), અને વાહન હાથી.

### બ્રહ્માના પરિવારદેવતા

બ્રહ્માના પરિવાર દેવોમાં તેની પત્નીઓ સાવિત્રી અને સરસ્વતી એ બે જ છે. તેમનું વર્ણન અને જુદાંજુદાં સ્વરૂપો નીચે પ્રમાણે છે :

(૧) સાવિત્રીનું બીજું નામ બ્રહ્માણી કે બ્રાહ્મી છે. તેની ગણત્રી સપ્તમાતૃકાઓ—સાત માતાઓ—(બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, માહેન્દ્રી, ને ચામુન્ડા)માં પણ થાય છે. તેને સામાન્ય સ્વરૂપમાં ચાર મસ્તક અને ચાર હાથ હોય છે, જેમાં દરેકમાં અનુક્રમે અક્ષસૂત્ર, પુસ્તક, કમળ, અને કમંડલુ એ આયુધો ધારણ કરેલાં હોય છે. એનું સ્થાન બ્રહ્માના વામાંગમાં હોઇ એ બ્રહ્માની મુખ્ય પત્ની છે.

(૨) સરસ્વતીનાં, વાગીશ્વરી અને શારદા એવાં બે સ્વરૂપો છે. તેનું સ્થાન બ્રહ્માની જમણી બાજુએ છે. તેને એક મસ્તક ને તેના પર કરન્ડમુકુટ, ને બે (તથા ક્વચિત ચાર) હાથ હોય છે. જ્યારે બે હાથ હોય ત્યારે તેમાં પુસ્તક અને વીણા હોય છે; ચાર હાથ હોય ત્યારે વધારાના બે હાથોમાં અંકુશ અને અક્ષમાળા હોય છે. તેનું વાહન હંસ (કે મોર) છે. તેનાં બંને સ્વરૂપોનું વર્ણન નીચે પ્રમાણે છે:

'વાગીશ્વરી'—આ સ્વરૂપમાં તેને હિંદુ અને બૌદ્ધ તાંત્રિકો પૂજે છે. તેને ત્રણ નેત્ર અને ચાર હાથ હોય છે. હાથમાં દંડ, પુસ્તક, અક્ષમાળા અને કમંડલુ હોય છે, અને મસ્તક પર કરંડમુકુટ હોય છે. આ વાગીશ્વરીનાં બીજાં બે પેટાસ્વરૂપો પણ છે: (૧) ધનુર્વાગીશ્વરી, જેમાં સ્વરૂપ તો ઉપર પ્રમાણે, પણ મસ્તક ઉપર કરંડના બદલે જટામુકુટ હોય છે; અને (૨) સૌભાગ્ય વાગીશ્વરી, જેમાં સ્વરૂપ મૂળ પ્રમાણે જ પણ સુંદર વધારે.

'શારદા' સ્વરૂપે સરસ્વતી ૬૪ કળાઓની અધિષ્ઠાત્રી તરીકે પૂજાય છે. તેને પાંચ માથાં ને દસ હાથ હોય છે. મહીસુર રાજ્યના શૃંગેરીમઠમાં તે આ સ્વરૂપે પૂજાય છે.

બ્રહ્માની ઉપાસના વિષ્ણુ અને શિવના જેટલી પ્રચલિત નથી. હાલ આખા હિંદમાં બ્રહ્મા સ્વતંત્ર રૂપે પૂજાતા હોય એવાં બે મુખ્ય મંદિરો છે: એક અજમેર પાસે પુષ્કરમાં ને બીજું ગુજરાતમાં ઈડર રાજ્યના ખેડબ્રહ્મા ગામે. પણ પુરાતનકાળમાં બ્રહ્માની પૂજા હાલ કરતાં કંઇક વિશેષ પ્રમાણમાં થતી હશે. આમ બ્રહ્માની ઉપાસના સ્વતંત્ર રૂપે બહુ પ્રચાર પામી જણાતી નથી, છતાં હિંદના બીજા ભાગો કરતાં ગુજરાતમાં એની પૂજા આગળ વધી ગઈ હતી. આ રીતના સ્વતંત્ર રૂપ સિવાય બ્રહ્માનું સ્થાન શિવમંદિરોમાં ઉત્તર દિશા તરફના ગોખલા પણ હોય છે, અને એ પ્રકારની ઘણી મૂર્તિઓ મળી આવે છે.

### ગુજરાતમાંની બ્રહ્માની મૂર્તિઓ

બ્રહ્માની ગુજરાતમાં જૂનામાં જૂની મૂર્તિ વેરાવળથી થોડેક પૂર્વમાં દરિયાકાંઠે આવેલા કદવારમાંના લગભગ છઠ્ઠા કે સાતમા સૈકામાં બંધાએલા વરાહ મંદિરમાં એક ગોખમાં આવેલી છે. એની વિશેષતા એ છે કે એ દેવને દાઢી નથી. ઇડર સંસ્થાનના ખેડબ્રહ્માવાળી બ્રહ્માની મૂર્તિ પણ બહુ પ્રાચીન લેખાય છે,—કેટલી પ્રાચીન તે હજી નક્કી થવું બાકી છે. મોઢેરાના ૧૧મા સૈકાના સૂર્યમંદિરમાં પણ એક ગોખલા બ્રહ્માની સુંદર પ્રતિમા છે. આ પછીની મૂર્તિ પાટણ પાસે કસરા ગામના પ્રાચીન મંદિરમાં આવેલી છે. દેલમાળના ૧૨મા સૈકાના મંદિરમાં બ્રહ્માની એક ઘણી સુંદર પ્રતિમા છે. તેમાં બ્રહ્માની બંને બાજુ તેનાં પત્નીઓ સાવિત્રી અને સરસ્વતી બેઠેલાં છે. રાજકોટના વૉટસન મ્યુઝિયમમાં પણ કોઈ અજ્ઞાત સ્થળેથી મળી આવેલી બ્રહ્માની એક સુંદર પ્રતિમા છે. આ ઉપરાંત વડનગરના પ્રાચીન કીર્તિસ્તંભના ઉપરના ભાગમાં બ્રહ્માની એક પ્રતિમા છે. વડનગરના સાંમેલા તળાવ પરથી પણ બ્રહ્માની સાવિત્રી સાથેની મૂર્તિ મળી આવી છે. પાટણ અને સિદ્ધપુરનાં કેટલાંક મંદિરોમાં પણ બ્રહ્માની પ્રતિમાઓ છે. આ ઉપરાંત ઉત્તર ગુજરાતમાં બ્રહ્માની જ્યાંત્યાં રખડતી પ્રાચીન મૂર્તિઓ તો અનેક મળી આવે છે, જે પ્રાચીન કાળમાં આ પ્રદેશમાં તેની મોટા પ્રમાણમાં ઉપાસના થતી હોવાની સાક્ષી પૂરે છે. ઉત્તર ગુજરાતથી જેમજેમ સાબરમતીનો કાંઠો વટાવી દક્ષિણ તરફ આગળ વધીએ છીએ તેમતેમ બ્રહ્માની પ્રાચીન મૂર્તિઓના નમૂનાઓનું પ્રમાણ ઓછું થતું જાય છે. ખંભાત પાસેના નગરાના અવશેષો અને મધ્ય ગુજરાતમાંથી મળી આવેલા થોડાક નમૂનાઓ પરથી લાગે છે કે મહીની દક્ષિણે બ્રહ્માની પૂજા ખાસ થતી નહિ હોય. નર્મદા ને તાપીના પ્રદેશ વચ્ચેની મારી શોધખોળોમાં બ્રહ્માની એક પણ પ્રતિમા હજુ મારી નજરે ચડી નથી. તેમજ એની દક્ષિણના વિસ્તારોમાંથી પણ બ્રહ્માની મૂર્તિઓ મળેલી હોવાનું હજી જણાયામાં નથી; સિવાય કે મુંબાઈ નજીક સોપારામાંથી દેલમાળના જેવી જ સુંદર એક બ્રહ્માની પ્રતિમા મળી આવી છે. — અમૃતલાલ વ. પંડ્યા

# મીંડાં ૦૦

## ક્રિકેટના સ્કોરનાં . . . અને ખેલદિલીની ભાવનાનાં

સુરેશ હતો તો સેકન્ડ ઇલેવનનો કૅપ્ટન, પરન્તુ જ્યારથી એણે મૅચમાં દિનેશની ફર્સ્ટ ઇલેવન પર પોતાની ટીમને વિજય અપાવ્યો ત્યારથી બધા ખેલાડીઓમાં તે માનીતો થઇ પડ્યો હતો અને તેથી જ નવી ટર્મ શરૂ થતાંવેંત તેને ફર્સ્ટ ઇલેવનમાં લઈ લેવામાં આવ્યો.

એટલે બીજી ટર્મ આખી સુરેશ અને દિનેશ વચ્ચેની હરીફાઇમાં જ પસાર થઈ. પણ એમના બંનેના રેકર્ડ વચ્ચે ભાગ્યે જ ફેર હતો. તેથી બીજી ટર્મની આખરમાં તો કેટલાક એમ પણ માનવા લાગ્યા હતા કે કદાચ સુરેશ દિનેશને પણ ટપી જઈ પોતે 'કૅપ્ટનશિપ' ઝડપી લેશે. અને આ કાંઈ રમનારાઓના જ ખ્યાલ માત્ર નહોતા. ખુદ દિનેશને પણ હવે એમ લાગવા માંડ્યું હતું.

દિનેશ અમારી શાળામાં આવ્યો ત્યારનો ટીમનો કૅપ્ટન હતો. હવે તો તેને માત્ર એ જ ટર્મ પૂરી કરવી બાકી હતી એટલે સ્વાભાવિકરીતે જ એને પોતાની આખી કારકીર્દિ દરમ્યાન અતૂટ 'કૅપ્ટનશિપ'નો રેકર્ડ રાખી જવાની ઉમેદ હતી. અને તેથી હવે છેલ્લેછેલ્લામાં આ નવા હરીફને ઊભો થતો જોઇ એને કોઈવાર અકળામણ થઈ આવતી. છતા એ ખરો 'સ્પોર્ટ'—ખેલદિલ—હતો. એ મનને મનાવી લેતો: 'એમાં શું? એ તો તાકાતની વાત છે ને' મારા કરતા એ વધુ શક્તિશાળી નીવડે તો ભલે એ કૅપ્ટન બનતો; મારે તો 'સ્પોર્ટ' જ રહેવું જોઇએ.' અને તેથી બંનેની હરીફાઈએ કદિ દ્વેષનું સ્વરૂપ લીધું નહોતુ.

બીજી ટર્મ પૂરી થઈ. બંનેનો રેકર્ડ સરખો જ ઊતર્યો. એક પણ રન કે બોલિંગની મેઈડનનો ફેર નહિ એથી નવી ટર્મનો કૅપ્ટન કોણ થાય તે વિષે બધા ખેલાડીઓ તર્કવિતર્ક કરતા થઈ ગયા

કોઇ કહેતુ, 'દિનેશે હવે ખસી જવું જોઈએ. આટઆટલા વર્ષોથી એ કૅપ્ટન છે, છતાં એક જ ટર્મમાં એના રેકર્ડને આવીને આંબી જનાર સુરેશ વધુ લાયકાતવાળો ગણાવો જોઇએ.' ત્યારે બીજા જવાબ આપતા, 'એમ બેચાર દિવસ થયા ચાલ્યા આવનારનો તાત્કાલિક ચમકારો જોઈ કૅપ્ટન કેમ બનાવાય? એનામાં વધુ તાકાત હોય તો


નેવર માઇન્ડ સુરેશ; ઇટ્સ ધી ગેઇમ ઑવ ચાન્સિઝ

તે રેકર્ડ ટપી કેમ જતો નથી? બાકી જો બંનેના રેકર્ડ સરખા જ હોય તો નિયમ પ્રમાણે દિનેશની 'સીનિયૉરિટી' જોવાવી જોઈએ.'

અને એ જ ખરૂં હતુ. નિયમને આધારે દિનેશ જ નવી ટર્મમાં કૅપ્ટન થયો. ટર્મની શરૂઆતથી જ ફરી રસાકસી શરૂ થઈ. એકાદ વાર સુરેશનો રેકર્ડ વધી જતો તો બીજી વાર દિનેશ અચૂક પોતાનાં રેકર્ડની ખોટ પૂરી કરી જ લેતો હવે તો દિનેશ પણ બહુ જ કાળજીથી રમતો. એને પણ હવે આ અને પછીની બીજી, એમ બે ટર્મ સાચવી લેવાની તાલાવેલી હતી

અભિપ્રાયોમાં બે પક્ષ પડી ગયા હતા, છતાં કોઈએ ખેલદિલી ગુમાવી ન હતી સુરેશ અને દિનેશ પણ ગાઢ મિત્રો જ રહ્યા હતા. જ્યાં જુઓ ત્યાં બન્નેની જોડી સાથે જ ફરતી હોય. ક્રિકેટ સિવાયની બીજી પ્રવૃત્તિઓમાં પણ એ બન્ને સરખા ઉત્સાહથી ભાગ લેતા ડીબેટિંગ સોસાએટીમાં દિનેશ હમેશાં સુરેશને જ પક્ષે રહેતો, અને કોઇ પણ નવા કાર્યક્રમ માટે જો દિનેશ પ્રિન્સિપાલ પાસે દરખાસ્ત લઇને જતો તો સુરેશ તેના ટેકેદાર તરીકે હમેશાં તેની સાથે જ જતો

એવામાં મહારાજા ક્રિકેટ કલબે અમારી સાથે મૅચ માગી. અમારી ટીમ પહેલા દાવમાં જીતમાં હતી જો બીજા દાવમાં સારો સ્કોર થાય તો વિકેટો બાકી રાખી સામી પાર્ટીને દાવમાં ઉતારવાની વેતરણમાં દિનેશ હતો. દાવ લેવામાં ગાંધી 'ટચુક' હતો. એ 'સ્ટેડી બૅટ્સમૅન' હતો. દડાને કદી જોરથી ફટકો મારતો જ નહિ. ને 'ટચુક ટચુક' કરતો બૅટમાં ચોંટી રહીને સ.મા ને પજવી નાખતો. આથી કોઈ ઉતાવળિયા સાથીદારને ટકાવવા દિનેશ એનો સફળતાથી ઉપયોગ કરતો. દિનેશે એ જ બાજી વિચારી, ખેલાડીઓનો ક્રમ ફેરવી સુરેશને તેની જોડમાં જવા કહ્યુ

સુરેશ ગયો તો ખરો, પણ બળબળતો. રડતો જાય ને મુઆના જ ખબર લાવે! અને કોણ જાણે કેમ, ગાંધી પણ 'ટચુક' લગાવીને રન લેવા દોડ્યો સુરેશનું બૅટ હજી તો દડાનો સંપર્ક પણ મેળવવા ભાગ્યશાળી નહોતું થયું, અને એ રન લેતાં જ 'આઉટ' થયો અને જેવો ગયો હતો તેવો જ પાછો આવ્યો.

ભૂલ ગાંધીની હતી. એના જેવા 'સ્ટેડી બૅટ્સમૅને' કદિ રન કરવા ઉતાવળ કરવી ન જોઈએ પણ આ બનાવથી સુરેશમાં ઈર્ષ્યાની ગાંઠ પેદા થઇ. મારા નામ સામે મીંડું! નક્કી આ દિનેશની યોજનાબદ્ધ બાજી જ હતી. એણે પોતાની 'કૅપ્ટનશિપ' ટકાવવા જ મને ઇરાદાપૂર્વક 'ટચુક' સામે ભેખડાવ્યો. આવા વિચારે તે ધૂંધવાઇ ઊઠ્યો.

જેવો તે ગ્રાઉન્ડ બહાર આવ્યો કે તરત જ દિનેશ તેને સામો તેડવા જઇ આશ્વાસન આપવા લાગ્યો: 'નેવર માઇન્ડ સુરેશ; ઇટ્સ ધ ગેઇમ ઑવ ચાન્સિઝ'

પણ સુરેશે તો તેના સામું યે ન જોયું ધુરકિયું કરી, મોં ફેરવી તેણે હૉસ્ટેલ તરફ ચાલતી પકડી. એ પાછો ફીલ્ડ ઉપર રમત જોવા પણ ન આવ્યો. થએલા અકસ્માત માટે દિનેશને પણ મનમાં શોષ તો થયો, પણ એ શું કરી શકે?

આ પછી સુરેશની આંખનું ઝેર ઓછું થયું જ નહિ એ દિનેશ સાથે ઓછું બોલતો,—ભાગ્યે જ અને ન છૂટકે; પણ જેમજેમ એનામાં ઝેર વધતું ગયું તેમતેમ એની સ્થિતિ કફોડી થતી ગઇ. જ્યારેજ્યારે

એ બૅટ હાથમાં પકડી દાવ લેવાની તૈયારી કરતો ત્યારેત્યારે એની નજર દિનેશ ઉપર પડતી, અને લાગતો જ એના મનમાં એ વિચાર આવી જ જતો: 'આણે જ મારો રેકર્ડ ભૂંસવા માંડ્યો છે.' આથી ખાનગીમાં બેફામપણે એ બૅટ ચલાવતો અને ઉત્તરોત્તર તેનાથી છબરડા વળતા જતા. જાણે કમનસીબ તેની પાછળ જ પડ્યું હતું એ ધડાધડ કોઈને કોઈ રીતે આઉટ થઈ જ જતો અને આમ એના રેકર્ડમાં પણ, પેલા દુર્ભાગી મીંડા પછી મીંડાંઓની પરંપરા ચાલી.

એ હવે આગળનો સુરેશ પણ રહ્યો નહોતો. એના સ્વભાવમાં રહેલું મુક્ત હાસ્ય ઊડી ગયું, એના ચહેરા ઉપર કરડી રેખાઓ અંકાઈ, અને જાણે એ નહિ પણ એનું પ્રેત માત્ર વાસનામય 'ફીલ્ડ' ઉપર આવી પાછું ચાલ્યું જતું હોય તેમ લાગતું.

બીજી બાજુએ દિનેશની સ્થિતિ પણ કફોડી બનતી જતી હતી. સુરેશને આમ અંતરાગ્નિમાં પોતાની સાથે ધૂંધવાતો અને ઉત્તરોત્તર રેકર્ડ ગુમાવતો જતો જોઈ. સુરેશની એ પડતી જતી કારકિર્દિ માટે, પોતે નિર્દોષ હોવા છતાં, પોતે જ જવાબદાર હોય તેમ મનમાં ને મનમાં એને ઓછાપણું લાગતું. એકબે વાર એણે સુરેશને સમજાવવા પ્રયાસ કરી જોયો; પણ સુરેશ તો મોં ફેરવી ચાલ્યો જ જતો. આથી દિનેશ પણ વધુ ને વધુ શરમીંદો બની જતો.

આ બધી મનોવ્યથાનું પરિણામ એને માટે પણ ખતરનાક નીવડ્યું. એકવાર એ દાવમાં ગયો અને તેનાથી સુરેશ સામે બીતાં બીતાં જોવાઈ ગયું. સુરેશ તો તેના તરફ કરડી આંખે જોતો જ હતો. બસ, થઈ રહ્યું. દિનેશ મૂંઝાઈ ઊઠ્યો. અને તે જ વખતે તે પહેલે દડે જ 'આઉટ' થયો. ત્યારથી તો જ્યારેજ્યારે દાવ ઉપર જતો ત્યારે તેનાથી સુરેશ તરફ જોવાયા વગર રહેવાતું જ નહિ. અને પછી તો એ પણ પોતાનો રેકર્ડ ગુમાવવા માંડ્યો.

અમે બધા વિચારમાં પડી ગયા હતા. આ બંનેને થયું છે શું? પાર્ટીના સારામાં સારા બે ખેલાડીઓ મોટાં મીંડાં બનતા જતા હતા. અને આ ટર્મને અંતે તો આખા પ્રાન્તની હાઈસ્કૂલો વચ્ચેની 'શીલ્ડ મૅચ' રમાવાની હતી. જ્યારથી દિનેશ આવ્યો ત્યારથી 'શીલ્ડ' અમારે ત્યાં જ હતી, એટલે તેને હવે ટકાવી રાખ્યે જ છૂટકો હતો. આ બંને મીંડાં જો પાછા રાગે ન ચડે તો અમારે માટે 'શીલ્ડ' સાચવવી ભારે પડે તેમ હતી. અમારાં મોં નીલાં પડવા માંડ્યાં.

શીલ્ડ મૅચના 'રાઉન્ડ્ઝ' નક્કી થઈ ગયા. અમારે શ્રીપુરની ટીમ સાથે રમવાનું હતું. એમાં અમારી ખરી કસોટી હતી. શ્રીપુરની ટીમ પાછલી વખત તો છેલ્લા રાઉન્ડ સુધી ટકી.

શીલ્ડ મૅચનું નક્કી થયું તે સાંજે જ દિનેશે કૅપ્ટન તરીકે રાજીનામું આપી દીધું અને ટીમનો કૅપ્ટન સુરેશ બને એવો પ્રસ્તાવ મૂક્યો. સુરેશને એ પ્રસ્તાવ ગમ્યો નહિ. એ ધૂંધવાઈ ઊઠ્યો ને એણે પણ રાજીનામું મૂકી દીધું.

'સુરેશ! દિનેશ! તમને તે આ થયું છે શું?' મેં પૂછ્યું.

બંનેમાંથી કોઈએ જવાબ આપ્યો નહિ. મૂંગામૂંગા તે બંને ચાલ્યા ગયા. મારી સ્થિતિ કફોડી થઈ ગઈ, કેમકે ટીમના પછી બીજો હું જ હતો એટલે કૅપ્ટનશિપ મારે માથે આવી પડી. અને આ સ્થિતિમાં એ ખરે જ કાંટાળો તાજ હતો.

પછી તો દિનેશે પ્રૅક્ટિસમાં પણ હાજરી આપવી બંધ કરી. સુરેશે પણ પેટમાં સખત દુઃખાવો હોવાનું બહાનું કાઢી ક્રિકેટનો ત્યાગ કીધો. આ બંનેને પાછા માર્ગે ચડાવવા એ મારી સામે મોટો કોયડો હતો. કોઈ ઉપાય સૂઝતો ન હતો. મૅચનો મુકરર દિવસ પણ આવી પહોંચ્યો. આ બંનેની જોડી તો રમવાની ના પાડી બેઠી



બધું ગળી જા, દિનેશ!

હતી. પણ મેં બંનેને રીઝર્વમાં તો ગોઠવી જ રાખ્યા.

બપોરે મૅચ શરૂ થઈ અમે ટૉસ જીત્યા ને દાવમાં પહેલા ગયા. કમનસીબે જાણે અમારી પાછળ જ પડેલું હતું. પહેલો દાવ લગભગ નિષ્ફળ ગયો. બહુ જ ઓછા રન નોંધાવી અમે દાવ આપવા ઊતર્યા. સામી પાર્ટીનો એકેએક ખેલાડી અમારો દમ કાઢતો હતો. એમને હરાવવાનું કામ અમારે માટે લગભગ અશક્ય બની ગયું. પહેલા જ દાવમાં એમનો સ્કોર અમારા કરતાં ઉત્તરોત્તર વધતો જતો હતો.

લંચની રીસેસ પછી, સામાવાળા કૅપ્ટને બીજા દાવમાં પણ અમે પહેલા ઊતરીએ એવો પ્રસ્તાવ મૂક્યો. અમને વિજેતાનો માર મારવો સહેલો પડે એ એમનો ઇરાદો હતો.

હું તરત જ દિનેશ પાસે દોડી ગયો. મારી આંખમાં આવતાં આંસુ હું પરાણે રોકી રહ્યો હતો. 'દિનેશ, ગમે તેમ કરી આ મૅચ લે! તારા વગર ટીમની આબરૂ પર પાણી ફરી વળશે. હું આ જોઈ નહિ શકું. ગમે તેમ કર' મેં ગળગળા સાદે કહ્યું.

'જો સુરેશ રમવા ઊતરે તો જ હું ઊતરું. મારી સ્થિતિ તું નથી સમજતો? હું રમતમાં ઊતરી સારો સ્કોર કરી દઉં એટલે સ્વાભાવિક રીતે જ એનો મારા પરનો આક્ષેપ વધુ દૃઢ થાય કે આ બધામાં મારું જ તરકટ સમાયેલું હતું. એ મારાથી સહન કેમ થાય? શું તું નથી જાણતો કે હું તદ્દન નિર્દોષ છું?'

'પણ દિનેશ, તું જરા નમતું મૂકી માફી માગી ન લે?'

'શાની માફી? મારો કયો દોષ?'

'દોષ—બિનદોષનો વિચાર ન કર. તું ખેલાડી છો; અને ખેલદિલીથી પરાણે લેવાની તારી ફરજ ગણ.'

'એટલા જ માટે તો મેં કૅપ્ટનશિપ છોડી. તોય એણે એ સ્વીકારી નહિ ને ઊલટું બીજાને મોંએ કહ્યું કે દિનેશની મરજી સાથેની કૅપ્ટનશિપ મારે ન જોઈએ. બોલ, તું જ કહે, આનો ઉપાય શો?'

'એ બધું ભૂલી જા, દિનેશ; આજે તો ટીમનું ને હાઈસ્કૂલનું નાક જવા બેઠું છે. એ સાચવવું આજે તારે જ હાથ છે. તું એ માની જા તો પછી એને હું મનાવી લઈશ.'








'ભલે,' થોડીવાર શાન્ત રહી કૃતનિશ્ચય થઈ એ બોલ્યો: 'રમીશ. સુરેશ કહેશે તો હું માફી પણ માગીશ . . . પણ, કઈ ભૂલ બદલ મારે એની માફી માગવી ? ખેર, તમે તે માટે હું માફી માગવા તૈયાર છું. જા એને સમજાવ.'

હું સીધો સિકરૂમમાં દોડયો. વાઈસકૅપ્ટન ધીરેન ત્યાં આગળથી પહોંચી ગયો હતો. એણે સુરેશને સમજાવવામાં બાકી રાખ્યું હોય તેમ લાગ્યું નહિ સુરેશ બોલતો હતો: 'એણે જ મારી સામે ટચુકને એખડાવી મારો રેકર્ડ તોડવા પ્રયત્ન કર્યો. આવી ઈર્ષ્યાને હું સહન કરું ? અને એણે કૅપ્ટનશિપ છોડી એ તો જાણે મારા પર મહેર જ કરતો હોય એટલા માટે છોડી છે. મારે ને ટીમને હવે શું ?'

મને આ અદેખા મિત્ર ઉપર ઘણો જ ક્રોધ આવ્યો. મારાથી બોલાઇ ગયું, 'સુરેશ ! આ "તું" બોલે છે ? દિનેશ તારા જેવો અદેખો નથી. એના મનની ખરી સ્થિતિ તું જાણે છે ? અને હું પૂછું છું, એને બદલે તું જ કૅપ્ટન હોય અને સારા પ્લેઅરને ટકાવવાની જરૂર હોય તો તું તેની સામે ટચુકને ન રાખે ?'

'એ હશે, પણ એને રન ન કરવાની સૂચનાયે આપવી જોઇએ ને ?'

'એવી સૂચના ન આપી હોય તો યે તે મુદ્દલ દોષપાત્ર નથી. છતાં જો એ ખુલાસો કરે અને ટચુક પણ કબૂલ કરે કે એ પોતાની જ ભૂલ હતી તો તો તું દિનેશને માફ કરે ને ? આજે તો ટીમની ને શાળાની આબરૂ જવા બેઠી છે. એવે વખતે તમે અંગત કારણે અતડા રહો એ તમને શોભે છે ? તને શું શાળાના ગૌરવનું અભિમાન નથી ?'

સુરેશની અક્કડાઈ ઢીલી પડતી લાગી. એ જરા જરા નરમ પડી બોલ્યો, 'દિનેશ રમે છે ? એ ન રમતો હોય ને હું રમું તો મેં જ આ બધું તરકટ કરી છેવટની તકે લાભ ઊઠાવ્યો કહેવાય. જો એ રમે તો હું રમું.'

'અરે, તું જો રમવા તૈયાર હોય તો દિનેશ તો રમવા તૈયાર જ છે. અને તું કહેતો હો તો એ તો બીચારો તારી માફી માગવા પણ તૈયાર છે. એના દિલને તું હજી નથી પિછાની શક્યો. તારે માટે એનો બિચારાનો જીવ બળીબળીને રાખ થયો છે.'

ત્યાં તો દિનેશ જ, અમને વાર લાગી જાણી સિકરૂમ તરફ આવતો જણાયો. તેને આવતો જોઈ સુરેશનું બધું વહેમવાદળ ધુમ્મસની માફક ઊડી ગયું અને એની આંખો ચમકી ઊઠી.

એટલામાં મહેન્દ્ર દોડતોદોડતો આવ્યો, 'અરે, ચાલો ચાલો' કહેતા અધર્સને બંનેને લૅબરેટરીમાં જતાં મધમાખીઓ વળગી છે અને બંનેનાં મોં તથા હાથ તોડી ખાધાં છે ! તેમને માટે દવા વગેરેની વ્યવસ્થા તો ચાલે છે, પણ એમનાં મોં સૂજી ગયાં છે અને હવે રીસેસ આડી બે જ મિનિટ છે.'

અમે સમજી ગયા આ બંને ભાઇઓ નવા જ આવેલા હતા, છતાં પોતાની રમતથી એમણે સૌને વશ કરી લીધા હતા રીઝર્વમાં રહેલા દિનેશ-સુરેશને રમવા ઊતરવા ફરજ પાડવા એમણે પોતાની રીતે નવો અખતરો અજમાવ્યો હતો. શાળાની નાક રાખવા શું શું થઈ રહ્યું છે એ જોઈ અમારા બધાની આંખમાં પાણી આવી ગયા.

અમે ફીલ્ડ ઉપર ગયા. બંને મોટાં ગીંદાંને મેં ઓપનિંગમાં જ ધકેલી દીધા. બંને આનંદમાં આવી ગયા હતા. અને ખરે જ, સામાવાળી ટીમ એમને પિચ ઉપરથી ખસેડી શકે તેમ નહોતી. તેમણે પણ જાણે, જેટલા દિવસ ગીંદાં વાગ્યાં તેટલા બધા દિવસનો બદલો વાળવો હોય તેવો ઉપાડો લીધો હતો. એમના 'ચોક્કા' અને 'છક્કા' ઉપરાઉપર વાગતા જતા હતા અને પ્રેક્ષકવર્ગમાંથી તાળિયારીઓ ઉપર તાળિયારીઓ ઊઠતી હતી. (સૂચિત) પી. શા. ભારદ્વાજ

**રાજવાડે** (અનુસંધાન પૃ. ૫ થી)

આ બધું કર્યા પછી પણ કાગળો છાપવાની રજા મળે એમ તો ન જ કહેવાય. એથી કુટુંબનાં રહસ્યો બહાર પડી જશે એમ કોઈને લાગ્યું તો ખેલ ખલાસ! કેટલીયે વાર તો ઉધઈ લાગી હોય એવા કાગળ હાથમાં આવે, એટલે એમાંના કેટલાયે શબ્દો તો ગુમ જ થઈ ગયા હોય; કાગળો એકબીજાને ચોંટી ગયા હોય ત્યારે તો અભ્યાસકની શી દશા થાય છે તે અનુભવી જ જાણે!

મેણવલી ગામમાં એક મહત્ત્વનું દફતર હતું. મહામુશીબતે તપાસવાની રજા મેળવી. એમાં નાના ફડણીસ, આનંદીબાઈ એવા એવા લોકોના કાગળો હતા. રોજ અઢાર કલાકની મહેનત કરી અભ્યાસ કરવાનું કામ શરૂ થયું. લેખક પ્રમાણે કાગળોનું વર્ગીકરણ થયું. કાગળોની નકલ કરવાની શરૂઆત થઈ. એક દિવસ કોણ જાણે શું થયું કે કાગળોવાળાને લાગ્યું કે સંશોધકને ઉત્તેજન ન આપવું જોઈએ. એટલે કહે કે તમે મારો એક નકશો ચોર્યો છે. અબઘડી ઘરમાંથી બહાર નીકળો! કેટલી આસ્થાથી, પ્રેમથી કામ કર્યું હતું નાના ફડણીસના આ દફતર પર! પણ પરિણામ—? આપણા લોકોનો આ ઇતિહાસપ્રેમ!

અને ઇતિહાસસંશોધકનું કામ શું કાગળો મેળવ્યે જ પતી જાય છે? ના,ના, એને તો ઘણું જોવાનું હોય છે. દફતરો, પોથીઓ ને પુસ્તકો, તામ્રપટો અને સિક્કાઓ, શિલાલેખો અને પુરાતન ઈમારતો—આ બધું જોવાય ત્યારે ઇતિહાસ લખાય. રાજવાડે આ બધો જ શ્રમ ઉઠાવતા. ગ્વાલિયરથી તંજાવર પ્રવાસ કર્યો. કાબુલમાં કાગળો મળશે એવી ખબર મળી એટલે ત્યાં ગયા. જરૂર હોય ત્યારે પગપાળા જ પ્રવાસ કરે. પછી ભલે વરસાદ હોય, તાપ કે ટાઢ! જેણે ફિતૂરી થઈ સંભાજીનાં પત્ની યેસુબાઈ અને પુત્રને પકડાવ્યાં એ સૂર્યાજી પિસાળના કાગળો એમને મહામહેનતે મળ્યા, પણ એની શરતે કે સૂર્યાજી વિષે એક પણ કડવો શબ્દ ન લખવો! સૂર્યાજીના વંશજો પૂર્વજની આબરૂને વિષે આટલા સાવચેત હતા, એટલે એ કાગળો પ્રકટ ન જ થઈ શકયા! એક વખત સંશોધન ખાતર કુલાબાની દીવાદાંડી પરથી ખાંદેરી-ઉંદેરીના ટાપુ જોવા ગયા. માર્ગદર્શક મુસલમાન હતો. હિંદુમુસલમાનોમાં એ જ વખતે રમખાણ ફાટી નીકળ્યું હતું. રાતનો સમય હતો. મુસલમાન માર્ગદર્શક આ બ્રાહ્મણને એકલા છોડી છૂ થઇ ગયો. ભરતી આવી. રાજવાડે તણાઈ જાત, પણ તરતાં આવડતું હતું એટલે થોડીવાર નભાવી લીધું વખતસર બે કોળીઓ આવી ચડ્યા એટલે બચી ગયા, નહિ તો સંશોધન ત્યાં જ પૂરું થાત! એક વાર એક માણસને ઘેર કાગળો હતા, પણ એ આપતો ન હતો. સમજાવી જોયું ચાલ્યું નહિ ત્યારે દુર્વાસા ચીડાયા: 'યાદ રાખજે તારી વિધવા પાસેથી લઇ જઈશ!' એટલે એમ કે મારી હતાશાના શાપથી તું મરી જઈશ અને તારા મૃત્યુ પછી કાગળો પસ્તીમાં વેચાઈ જશે, ત્યારે મને મળશે જ; એના કરતાં આજે જ આપી દેતો હોય તો આપને!

રાષ્ટ્ર ખાતર આ બધું એ કરતા. ઠેરઠેર રખડતા; સવારથી મોડી રાત સુધી અવિરત પરિશ્રમ કરતા. પણ આજીવિકાનું શું? પેટ તો એનું ભાડું માગે જ ને? પરંતુ એના વાંધા હતા. વસ્તીગણતરીના પત્રકમાં પોતાનો ધંધો 'ભિખારી'(મેન્ડિકન્ટ) એવો લખાવ્યો હતો! વધારે કહેવાની જરૂર નથી. કહેવાય છે કે એક રામદાસી સાધુએ પોતાને મળતી ભિક્ષામાંથી બાર વર્ષ સુધી એમનું ખર્ચ નિભાવ્યું હતું.

ઇતિહાસનું આ અગત્યનું સંશોધનકાર્ય સતત ચાલ્યા જ કરે એ હેતુથી મહારાષ્ટ્રમાં એમણે એક અજોડ સંસ્થા સ્થાપી: પૂનાનું 'ભારતઇતિહાસ સંશોધક મંડળ.' એ અનન્ય સંસ્થા અથવા એનું કાર્ય જેણે જોયું હશે તેમને એને વિષે વધુ કહેવાની જરૂર નથી.

ઇતિહાસંશોધનમાં જ સ્વદેશ પ્રત્યેનું કર્તવ્ય પૂરું થાય છે એમ રાજવાડે માનતા ન હતા. એમને બીજું પણ ઘણું કામ કરવું હતું. મૂળ તો એમને સ્વભાષાનું ખૂબ અભિમાન હતું, એટલે બધું મરાઠીમાં જ લખતા. 'હું તો બધું મરાઠીમાં જ લખવાનો. મારા ગ્રંથો વાંચવાની જેને જરૂર હોય અને મરાઠી ન આવડતું હોય તે શીખી લે' એવો એમનો સંકલ્પ હતો. અને ખરેખર, રાજવાડેનું કાર્ય સમજવા અને તપાસવા કેટલાયે અ-મહારાષ્ટ્રીઓ (ભારતીય તેમજ યુરોપના) મરાઠી શીખ્યા છે. ભાષાશાસ્ત્રી તરીકે તો એમણે એટલું મહાન કાર્ય કર્યું છે કે એના પર યથાર્થ ટીકા કે વિવેચન કરી શકે એવા બે જ વિદ્વાનો મહારાષ્ટ્રમાં પેદા થયા છે–ચિંતામણરાવ વૈદ્ય અને ડૉ. કેતકર. ડૉ. કેતકરે લખ્યું છે: 'રાજવાડેની અનેક કામગીરીઓમાંની સૌથી શ્રેષ્ઠ કઈ એ નક્કી કરી રાજવાડેનું વર્ણન કરવાનું હોય તો એમને 'ભાષાશાસ્ત્રજ્ઞ' તરીકે ઓળખવા પડશે, અને એમને મહાન વૈયાકરણોમાં ગણવા પડશે. હેમચંદ્ર અને વરરુચિના પ્રયત્નો રાજવાડેના પ્રયત્ન આગળ કાંઈ જ નથી. ઇતિહાસાચાર્ય અથવા ઇતિહાસસંશોધક તરીકે એમને ઓળખાવવામાં આપણે આપણા અજ્ઞાનનું જ પ્રદર્શન કરીશું. હું માનું છું ત્યાં સુધી એમના બૌદ્ધિક કાર્યના ગુરુલઘુત્વનો ક્રમ આમ છે: સૌ પહેલાં તો એ ભાષાશાસ્ત્રી; પછી વૈયાકરણી; તે પછી શબ્દસંગ્રાહક અને છેલ્લા ઇતિહાસસંશોધક.' એમની બધી કામગીરીનું સ્વરૂપ શાસ્ત્રીય હોવાથી એનું સ્પષ્ટીકરણ કર્યા વિના જ એમનાં લખાણોનાં થોડાં નામ આપું છું. 'તિઙન્તવિચાર', 'સુબન્તવિચાર', 'જ્ઞાનેશ્વરની મરાઠી ભાષાનું વ્યાકરણ', 'સંસ્કૃત ભાષાનો ઉકેલ', 'ધાતુકોશ' (૩૦,૦૦૦ મરાઠી ધાતુઓનો સંગ્રહ; સમગ્ર હિંદુસ્તાનમાં એના જેવો ગ્રંથ ભાગ્યે જ મળતો હશે.) આ ઉપરાંત તેઓ ભાષાશાસ્ત્રનો જે ઇતિહાસ લખવા માગતા હતા એની તો રૂપરેખા જ જોઇને આપણી આંખો અંજાઈ જાય છે. તે સિવાય એમણે ઘણાં લોકગીતો મેળવી છપાવ્યાં. કાગળ મળેલા ત્યાં મહાનુભાવ પંથનું સાહિત્ય અંધારામાં પડ્યું હતું એ એમણે જોયું. સાંકેતિક લિપિમાં (કોડમાં) એ લખાયું હોવાથી કોઈ વાંચી શકતું ન હતું. રાજવાડેએ તનતોડ મહેનત કરી એ સંકેત ઉકેલ્યો ને મરાઠીના પ્રાચીન સાહિત્યમાં અસંખ્ય ગ્રંથોનો ઉમેરો કર્યો. તેઓ રસાયનશાસ્ત્રમાં પણ પ્રયોગો કરતા હતા. ૨૭મી ડિસેમ્બર ૧૯૨૬ને દિવસે એમનું મૃત્યુ ન થયું હોત તો કોણ જાણે એ કેટલું કાર્ય કરત! પણ દેશનું એટલું કમનસીબ! ડૉ. કેતકરે એમને 'સંસ્કૃતિવિકાસપ્રવર્તક' તરીકે ઓળખાવ્યા છે એ જ શબ્દમાં એમનું બધું—અને ખરેખરૂં મહત્ત્વ આવી શકે છે.

રાજવાડેના સ્વભાવ વિષે વધારે લખવાનું હોય નહિ. એમની દેશભક્તિ એટલી જ્વલંત હતી કે તેઓ દરરોજ સંધ્યા કરતી વખતે પિતૃઓનું તર્પણ કરવાનું હોય છે ત્યારે શિવાજી, રામદાસ ને મોટા માધવરાવ પેશવા—એ ત્રણનું તર્પણ કરતા! અસહકારમાં એમને એટલો બધો વિશ્વાસ હતો કે એ કોઇપણ દિવસ સમાધાનમાં માનતા જ નહિ. એમનું વ્યસન એક જ–'સ્વત્વરક્ષણ.' નાનપણથી જ દુર્વાસા કે જમદગ્નિ જેવો સ્વભાવ હોવાથી લોકો એમનાથી દૂર જ ભાગતા. સ્વચ્છતા વિષે એમને ખાસ આગ્રહ હતો. હાથે જ પોતાનાં કપડાં ધોતા, હાથે જ રાંધતા. અને સંન્યાસીને એ જ શોભે ને? એક વખત મિત્રોમાં હરીફાઇ ચાલી—કોણ વધારે કેળાં ખાઈ શકે છે! રાજવાડેએ ૧૫૦ કેળાં ને છ રૂપિયાની લીલી દ્રાક્ષ એક જ બેઠકમાં પૂરી કરી! આ પરથી એમના આગ્રહી સ્વભાવ વિષે ખ્યાલ આવશે.

વસન્ત જોષી

# સ્વર્ગસ્થ કવિવર નાનાલાલ

[એમના જીવનના વિધવિધ સમયની લાક્ષણિક છબિમાળા માટે જુઓ પાછલાં પૂઠાં]



'અહો ! મહાકાલની વાસુકીફેણા !
હા ! સર્વભક્ષી યમદેરી યન્ત્રણા !
તથાપિ મૃત્યુ રસનાં નથી—નથી;
સૌંદર્ય ને સ્નેહ અજીત મૃત્યુથી'

આ જીવન જેણે ગાન ભરીભરીને હૃદયની અવિરત વસંતને ગાઈ અને રસરૂપ આત્માની અમર કલાના પ્રફુલ્લ રૂપરંગ ખીલવ્યાં, જેણે નિર્જીવ ઈતિહાસને નિર્ગળી કાઢી વતનના ભવ્ય મહિમાન્તોત્રો અને પ્રેમભક્તિનાં મહાસૂત્રો ઉચ્ચાર્યાં, જેણે ગુર્જરી ગિરાને અવનવા અલંકારોથી વિભૂષિત કરી તેની આત્મકલાને ઓજસ્વતી બનાવી અને સાન્તમાં અનંતનો ને ક્ષરમાં અક્ષરનો અલખ જગાવ્યો, એ ગુજરાતનો અનન્ય રસરાજવી અને કવિકુલદીપક આજે શતદલપદ્મમાં પોઢી ગયો છે. ગુજરાતમાં નવયુગનું પહેલું વૈતાલિક ગાનાર કવિ દલપતરામના સવાયા કવિપુત્ર નાનાલાલનું ગઈ તા. ૯મી જાન્યુઆરી ને બુધવારના રોજ રાત્રે ૧૧-૩૫ વાગ્યે અમદાવાદમાં અવસાન થયું.

એમનો જન્મ સંવત ૧૯૩૩ના ચૈત્ર સુદ એકમ (ગુડીપડવો) ને શુક્રવાર તા. ૧૬મી માર્ચ ૧૮૭૭ના રોજ અમદાવાદ દશા શ્રીમાળી બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. અર્વાચીન ગુજરાતના એક મુખ્ય વિધાયક ને નામાંકિત કવિ દલપતરામના એ ચોથા પુત્ર.

ઊગતી વયે ખૂબ તોફાનમસ્તી કરતા 'નાનાભાઈ'ને અમદાવાદમાં પ્રાથમિક ને માધ્યમિક શિક્ષણ પૂરું થતાંમાં પિતા દલપતરામે મોરબી પ્રો. કાશીરામ દવે પાસે મોકલ્યા; ને એ સચ્છીલવંતા સંસ્કારમૂર્તિ અધ્યાપકના સહવાસે આ મસ્ત કિશોરની પ્રકટ થવા મથતી શક્તિઓને યોગ્ય વહેણ આપ્યું.

ઈ. ૧૮૯૩માં મૅટ્રિક થઈ ૧૮૯૫ સુધી મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં, ૧૮૯૬માં અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં, અને પછી પૂનાની ડેક્કન કૉલેજમાં અભ્યાસ કરી, ૧૮૯૯માં તેઓ તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનનો ઐચ્છિક વિષય લઈ સેકન્ડ ક્લાસ બી.એ. થયા અને ૧૯૦૧માં ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજકારણના વિષયો સાથે એમ. એ. થયા. પહેલી એલએલ. બી પછી અભ્યાસ બંધ કરી એમણે ૧૯૦૨માં ૮૦ રૂપિયાના પગારે સાદરાની સ્કૉટ કૉલેજમાં હેડમાસ્તરની જગ્યા લીધી. દરમ્યાન ૧૮૯૮માં પિતા દલપતરામનું મૃત્યુ થયું હતુ અને કવિની નવી ડોલનશૈલીનું પ્રથમ કાવ્ય 'વસંતોત્સવ' ઈ. ૧૮૯૯થી 'જ્ઞાનસુધા' માસિકમાં ક્રમશઃ પ્રકટ થવા માંડ્યું હતું.

એ કાવ્યના સર્વથા નાવીન્યગુણે સાહિત્યસૃષ્ટિમાં મોટાં આશ્ચર્ય ને પ્રત્યાઘાત ઉત્પન્ન કર્યાં. પોતાની કવિતાને 'છંદના ઓઝલ સાંકડાં પડ્યા' એટલે ગુર્જરીને 'ડોલનશૈલી'ની આ નવી કર્ણમંજરીથી કવિએ વિભૂષિત કરી છે અને બહુધા એમના બધાં નાટકો ને થોડાં લાંબાં કાવ્યો આ શૈલીમાં લખાયાં છે.

સાદરામાં બે વર્ષ ગાળી ઇ. ૧૯૦૪માં તેઓ રાજકોટની રાજકુમાર કૉલેજમાં ૧૫૦ રૂપિયાના પગારે પ્રોફેસર તરીકે ગયા ને ૧૯૧૩ સુધી એ પદ પર રહ્યા. ત્યાં એમના શિક્ષણકૌશલથી પ્રસન્ન થઈ રાજકોટનરેશ સ્વ. લાખાજીરાજે સરકાર પાસેથી એમની નોકરી ઉછીની માગી એમને રાજકોટ સંસ્થાનના સર ન્યાયાધીશ નીમ્યા.

૧૯૧૬માં તેઓ રાજકુમાર કૉલેજના વાઈસ પ્રિન્સિપાલ તરીકે એજન્સીની નોકરીમાં પાછા ફર્યા અને ૧૯૧૯માં એજન્સીના કેળવણીખાતાના એજ્યુકેશનલ ઑફિસર નીમાયા. પરંતુ બે જ વર્ષ બાદ ઇ. ૧૯૨૧માં કવિના જીવનમાં મોટું પરિવર્તન આણ્યું.

દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ સફળ કરીને દેશ આવેલા ગાંધીજીએ હિંદના રાજકારણમાં પ્રવેશ કર્યો હતો. એ 'ગુજરાતના તપસ્વી'ને કવિએ આકંઠ બિરદાવ્યા હતા અને એમના સાપ્તાહિક 'નવજીવન'માં ગુજરાતીઓને 'પ્રજાશરીરનો ઘસારો' સમજાવતી 'નવપલ્લવના'નો સંદેશ દીધો હતો. રાષ્ટ્રોત્થાનના એ નવચોઘડિયે 'શકુનની ઘડીઓ' ગાઈ કવિએ ઘેરો શંખનાદ કર્યો અને ૧૯૨૧ના રાષ્ટ્રજુવાળમાં સરકારી નોકરીને તિલાંજલિ આપી કવિ અમદાવાદ આવ્યા.

પણ અહીં, દેશના દુર્ભાગ્યે, ઊર્મિમય કવિની જીવનનાવ પ્રત્યાઘાતના ખડક સાથે અથડાઈ, અને અમુક સંજોગોથી કવિહૃદયને લાગેલા ક્ષોભે એવા તો ગાઢ પૂર્વગ્રહનું રૂપ લીધું કે તે ઘડીથી કવિએ રાષ્ટ્રના વર્તમાન યુગપ્રવાહમાંથી ફારગતી લઈ સાહિત્યજીવનનો ક્ષેત્રસંન્યાસ લીધો. શરૂમાં એમને ઘણો જ કપરો કાળ પણ ગાળવો પડ્યો, પરંતુ એથી લેશમાત્ર ધ્યેયચ્યુત ન થતાં, કોઈ રજવાડાની, ખાનગી કે સરકારી નોકરી ફરી એમણે ન લીધી તે ન જ લીધી, અને જીવનના અંત લગી આદર્શ સાહિત્યસેવીનું તપોમય બ્રાહ્મણજીવન એ જીવી રહ્યા.

સાહિત્યજીવનની દૃષ્ટિએ આમ સ્વયંગૌરવ બનેલા કવિએ એ આખી પચ્ચાસીમાં ગુજરાતને ગદ્યપદ્યની સમૃદ્ધિથી ભરી દીધુ છે; છતાં પૂર્વગ્રહની ગ્રંથીને કારણે જો તેઓ જીવનસંપર્કથી અળગા ન રહ્યા હોત તો ગુજરાતના એ મહાકવિ જગતકવિ બન્યા હોત એવી પ્રખર શક્તિના એ સ્વામી હતા. પોતાના છેલ્લા ભાષણમાં એમણે એ ગ્રંથીનિર્દેશનો આત્મનિરીક્ષણનો બોલ ઉચ્ચાર્યો છે કે 'માનાપમાનને જીત્યા હોત તો સાધુપેરે પૂજાતો હોત.'

અને તો યે ગુજરાતે તો એમના પ્રત્યેના આદર ને મૂલ્યમાપનમાં કદિ ઊણપ આવવા દીધી નથી. ઇ. ૧૯૨૮-૨૯-૩૦માં ગુજરાતે એમનો સુવર્ણજન્મોત્સવ જે ઉમળકાથી ઊજવ્યો તેવો કોઈ જીવંત સાહિત્યકારનો ઉજવાયો જણ્યો નથી.

જીવનનો છેલ્લો દાયકો કવિ દેહનાં દર્દો સાથે લડતા રહ્યા, છતાં એમની સરસ્વતીપૂજા તો જીવનના અંત સુધી અખંડિત રહી. આયુષ્યનાં વર્ષોથી યે અદકી સંખ્યાનાં ગ્રંથરત્નો આપતી એમની સર્જનપ્રતિભાએ સાહિત્યનાં સર્વ ક્ષેત્રોમાં પોતાનાં તેજ પાથર્યાં છે

કલ્પનાનાં ઊંચાં શિખરો આંબતી અને તેજભરી પાંખોએ વિહરતી એમની કવિતા અમરયૌવના દિવ્ય સુંદરી છે; અને શબ્દના ઝંકારમાં રસળતું એમનું ગદ્યઝરણું, આરોહઅવરોહના ખળખળ ધ્વનિથી ગાજતું રે'

(અનુસંધાન આગળ પાન ૧૬મે)

# જીવનદ્રષ્ટા કાકાસાહેબ

"મારી ને કૉંગ્રેસની ઉંમર સરખી છે. કૉંગ્રેસની પ્રગતિ એ મારા જીવનનું દર્શન. પણ ગાંધીજી આવ્યા ત્યાં લગી કૉંગ્રેસ પ્રત્યે મને જરા યે નિષ્ઠા ન હતી. ૧૮૫૭ને અંતે ઘણા માણસો નાસિપાસ થઈને સંન્યાસી થઈ ગયા એ હતપ્રભ દશા મેં જોઈ હતી . . . . . . . . મૂળ તો હું ક્રાન્તિકારી હતો. ક્રાન્તિકાર તરીકેનાં મારાં એ પરાક્રમો કહું તો 'સ્મરણયાત્રા' આગળ ચાલે. પણ મેં જોયું કે ક્રાન્તિ સસ્તી ચીજ નથી. ક્રાન્તિની તૈયારી માટે કેળવણીની જરૂર છે એમ મેં જોયું; ને ત્યારે હું કેળવણીકાર થયો. પછી તો કેળવણીની સેવા કરતાંકરતાં હું સાહિત્ય સુધી આવ્યો. વચ્ચે પત્રકાર પણ થયો. આજે પ્રચારક થયો છું. પણ મૂળે તો જેવો હતો તેવો (ક્રાન્તિકાર) જ છું. પ્રસંગ આવ્યે જ એ ક્રાન્તિને બહાર કાઢવી એટલો સંયમ હું જાળવું છું. બાકી, હું ક્રાન્તિકાર હતો, છું ને એમ જ મરવાનો છું."

ક્રાન્તદર્શી સાહિત્યકાર, રાષ્ટ્રીય કેળવણીના આચાર્ય ને આર્ય જીવનના દ્રષ્ટા કાકાસાહેબ કાલેલકરે ગયા (ડિસેમ્બર) માસની પહેલી તારીખે સાઠ વર્ષ પૂરાં કર્યાં તે નિમિત્તે ગુજરાત સાહિત્ય સભાએ હમણાં એમનો ષષ્ટિપૂર્તિ સમારંભ ઊજવ્યો, એ પ્રસંગે પોતાને એમણે જે રીતે ઓળખાવ્યા તેનું અવતરણ આ ઉપર આપ્યું છે. આ શુભ પ્રસંગમાં 'કુમાર' પોતાનો ફાળો આનંદ, આદર ને કૃતજ્ઞભાવે નોંધાવે છે. 'કુમાર'ના વાચકોને કાકાસાહેબનો પરિચય નવો આપવાપણું ન હોય; કેમકે, કુમારજીવનની ઘડતરકથાની આપણી આલેખતા ગુજરાતી સાહિત્યના અનન્ય સર્જન—એમની 'સ્મરણયાત્રા'—ના પ્રથમ આસ્વાદનું સદ્ભાગ્ય 'કુમાર'ના વાચકોને જ મળ્યું છે; અને તે ઉપરાંત પણ પ્રવાસ ને જીવનદર્શનના અનેક રસભર લેખો દ્વારા એ આજના કેળવણીકાર પાસેથી દીક્ષામંત્ર પણ એમને મળ્યા છે. આ પ્રસંગે એમને દીર્ઘ અને સ્વસ્થ આયુષ્ય ઈચ્છી, 'શિક્ષણ અને સાહિત્ય'માં શ્રી મગનભાઈ દેસાઈએ કરાવેલા એમના જીવનદર્શનમાંથી થોડો ભાગ તારવીને અહીં ઉતારીએ છીએ.

'ઈ. ૧૮૮૫ના ડિસેમ્બરમાં (૧લી તારીખે) કૉંગ્રેસની જોડે કાકાસાહેબ જન્મ્યા, અને આ સદીના પહેલા દસકામાં પૂનામાં તેમનું માનસ-ઘડતર થયું. પૂના પોતાના વિદ્યા-વ્યાસંગને માટે તો આજે ય જાણીતું છે; પરંતુ એ દસકામાં તે ગોખલે અને ટિળકની કર્મભૂમિ હતું. બંગભંગના જહાલ દિવસો એ હતા. સ્વદેશી રાષ્ટ્રવાદનો ઉદયકાળ એ હતો. કાકા એ રંગે પૂરા રંગાયા; અને એ રંગ એવો પાકો છે કે આજ સુધી વિકસતી રહેલી રાષ્ટ્રની લડતના તાપથી પણ એ ઉપટ્યો નથી, બલ્કે ખીલ્યો છે. કાકા જો મૂળે સાક્ષર કે સાહિત્યકાર જ હોત તો ક્યારના એ એમાંથી પરવારી ગયા હોત. પરંતુ એમની મૂળ પ્રેરણા શિક્ષણ દ્વારા રાષ્ટ્રસેવા હોવાથી જ આજ સુધી એમાં એ અડીખમ ઊભા છે.

અને એમનો આ રાષ્ટ્રપ્રેમ એક ધર્મ જેવો એમના જીવનમાં જડાયેલો છે. જીવનમાં ધાર્મિકતાની નિષ્ઠાનો વારસો એમને એમનાં માતપિતા પાસેથી મળેલો લાગે છે એની મજબૂતી એમને શ્રી અરવિંદબાબુના રાષ્ટ્રવાદી અધ્યાત્મમાંથી મળી હોય; કદાચ સ્વામીજી અને ખાસ કરીને લોકમાન્યનાં ગીતાનિષ્ઠ કર્મયોગ અને સંસ્કૃતિ-ભક્તિ તથા કર્મયોગે એનો દેહ ઘડ્યો હોય; ગુરુદેવ રવીન્દ્રનાથની કલાશક્તિએ એમાં મધુરતા આણી હોય; અને એવા ક્યાંક્યાં પ્રવાહો એ ધર્મદષ્ટિના નિર્માણમાં મળ્યા હશે એ રસિક અભ્યાસ બને;



અમદાવાદમાં ષષ્ટિપૂર્તિ પ્રસંગે કાકાસાહેબ (ફોટો: નરેન્દ્ર રાવળ)

પણ અહીં તો એટલું જ બસ છે કે કાકાની ભાવનાસૃષ્ટિમાં રાષ્ટ્ર એક દેવતા બનેલો છે અને એમની આ ભાવના આર્ય સંસ્કૃતિના પાયા પર ઊભી છે. કાકાનું મુખ્ય ચિંતનમનન આર્ય વિદ્યાઓનું છે, ને એ દ્વારા એમણે અર્વાચીનને નિહાળવા, જાણવા ને નિરખવા પ્રયત્ન કર્યો છે.

રાષ્ટ્રીય શિક્ષણની સેવામાં એ, સનાતની અને આર્યસમાજી બંને ગુરુકુલો જોઈ આવ્યા છે; સાધુઓના સમાગમમાં રહીને આપણા એ ફરતા લોકશિક્ષકોને એમણે જોયા છે; રામકૃષ્ણ મિશન અને ત્યાંનો નવી ઢબે યોજાયેલો સેવાપરાયણ સંન્યાસ પણ એમણે જોયો છે; તે શાંતિનિકેતન પણ ગયા, પણ કાવ્ય અને કલાના એ ધામે કાકાના રાષ્ટ્રપ્રેમી હૃદયને પૂરા બાંધી ન લીધા. પરંતુ ત્યાં એમને ૧૯૧૫માં ગાંધીજી મળ્યા, અને એમનામાં એમને ઘર જડ્યું. કારણ, ગાંધીજીમાં આપણો રાષ્ટ્રધર્મ, તેના આર્યધર્મના પાયાથી માંડીને બધા મજલાઓને જ્ઞાનપૂર્વક આવરી લઈને મૂર્તિમંત થયો છે. કાકાના પ્રવાસી જીવે અંતે એમાં પોતાની ખોજનું વસ્તુ જોયું.

ગુજરાતમાં ગાંધીજીએ આદરેલા શુભકાર્યમાં અને તેના નવસર્જનમાં કાકાએ અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે, અને 'અક્ષરદેહે' તેની ભાષામાં જે અંકાઈ ચૂક્યો છે. હાઈસ્કૂલના આરંભથી માંડીને એમ. એ. સુધી આજ કાકા વંચાય છે એવી વિવિધ ને વિપુલ સામગ્રી એમણે ગુજરાતને ચરણે ધરી છે. ગુજરાતને કાકાની આ ભેટ ધન્ય કરે છે. તેના સાહિત્યના ઇતિહાસમાં એ રીતે કાકા અમર સ્થાન પામ્યા છે. એને કાળ પણ ન હણી શકે. રાષ્ટ્રદેવની આરાધનાનું જે સાહિત્ય આપવાને માટે ગુજરાત એમનું હંમેશનું ઋણી રહેશે. ભારત ને ભારતીની સેવામાં કાકાસાહેબ ઘણું જીવો.'

# હિંદમાં વિજ્ઞાન

## હિંદમાં પાશ્ચાત્ય વિજ્ઞાનના પ્રવેશ અને વિકાસની સિલસિલાબંધ સમાલોચના

લેખક - ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા

જ્યારે વિજ્ઞાનની, વિજ્ઞાનની શોધોની તથા તે શોધોમાંથી નીકળેલાં અસંખ્ય વ્યાવહારિક ને વિચારાત્મક અનેક લાભાલાભોના પ્રગતિલેખો જોઈએ ત્યારે આપણને—હિંદવાસીઓને—બીજી વાતોની સાથે એક એ લાગણી પણ થાય છે કે અત્યારે જે દેશો વિજ્ઞાનનાં જન્મભૂમિ સમાન ક્ષેત્રો છે તે દેશો જ્યારે તદ્દન જંગલી અને અજ્ઞાન હતા તે વેળાએ આપણા દેશમાં સંસ્કાર, સંપત્તિ, કળાકૌશલ્ય, વિજ્ઞાન વગેરેની લગભગ અપૂર્વ ખીલવણી હતી. પણ, વિજ્ઞાનના આરંભમાં હિન્દ ચીન વગેરેનો ગમે તેટલો ફાળો હતો એમ આપણે માનતા હોઈએ,—અને બીજા દેશના વિદ્વાનો પણ કેટલેક અંશે તેમ માનવા લાગ્યા છે—તો પણ આપણે બે વાતો કબૂલ કરવી પડે છે, શોકથી ન શરમથી કબૂલ કરવી પડે છે: એક તો એ કે વિજ્ઞાનના આરંભનો જૂનો ઇતિહાસ લગભગ અલક્ષ્ય છે અને તેને મેળવી સજીવન કરવાના તથા સમજાવવાના પ્રયત્નો આપણે બહુ જૂજ કર્યા છે; પણ આ કામ આપણે નહિ કરીએ તો કોણ કરશે? બીજી વાત એ છે કે પાછલી હકીકત ગમે તે હોય, પણ વર્તમાન વિજ્ઞાનની પ્રગતિમાં હિંદીઓનો હિસ્સો, એકંદરે, સ્વલ્પ છે. આપણે ત્યાં છેલ્લા વીસેક વર્ષમાં જ જાણે કાંઈક શરૂઆત થઈ છે એમ કહી શકાય, અને તે પણ બે ત્રણ ક્ષેત્રોમાં જ. એટલે એકંદરે વર્તમાન વિજ્ઞાનમાં હિંદનું સ્થાન બહુ પાછળનું છે આ છેલ્લી લડાઈએ એટલું સ્પષ્ટ કર્યું છે કે વિજ્ઞાનના યુદ્ધ સંબંધી વ્યાવહારિક પ્રયોગોમાં હિંદીઓએ અને હિંદે બહુ મોટો ફાળો આપ્યો છે; એટલે જો શાંતિ-સમયમાં ય આવા પ્રયત્નો ને સંગઠન ચાલુ રહે તો ભવિષ્યને માટે બહુ સારી આશા રાખી શકાય.

એક બંગાળી વિદ્વાન બ્રજેન્દ્રનાથ શીલે એક ઉત્તમ પુસ્તક આ વિષયમાં અર્પણ કર્યું છે: 'The Positive Sciences of the Hindus'. એવું જ બીજું પુસ્તક આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રાયે 'પ્રાચીન હિંદુઓનું રસાયન' કરીને બે ભાગમાં અંગ્રેજીમાં પ્રકટ કર્યું છે પરંતુ આ બંને ગ્રંથો આજના જમાનામાં જાણે દટાઈ જ ગયા છે: લાયબ્રેરીઓમાં પણ તે બહુ સુલભ નથી, અને આજના ભણેલાઓ કે ન ભણેલાઓની વાતમાં આ ગ્રંથો ભાગ્યે જ દેખાવ દે છે. આચાર્ય રાયના અંગ્રેજી ગ્રંથનો ટૂંકો ગુજરાતી સાર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ ત્રીસેક વર્ષ પર, સ્વ. પર્જન્યરાય મેહની કલમથી લખેલો, પ્રકટ કર્યો હતો; પરંતુ એ પણ ગુજરાતમાં ધ્યાન ખેંચી શક્યો નથી.

ગુજરાતી સાહિત્યમાં વૈદક ઉપર જ જરાતરા ધ્યાન, ઇતિહાસની દૃષ્ટિએ, ગયું હોય એમ લાગે છે, અને વૈદકશાસ્ત્રના ઇતિહાસ ઉપર હિંદની દૃષ્ટિથી કાંઈક લખાયું છે. પરંતુ વિજ્ઞાનનો ઇતિહાસ, મૌલિક રીતે, ગઈ કાલ—આજ—આવતી કાલ એ ત્રણેની ઉપર દૃષ્ટિ રાખીને, તેમજ કેવળ યુરોપથી કે દેશાભિમાનથી અંજાયા વિના એશિયા ખંડમાંના વિજ્ઞાનના જન્મનો અભ્યાસ કરીને, લખવાનો તો હજી બાકી જ છે. અંગ્રેજી ભાષામાં યુરોપીય દૃષ્ટિથી લખાએલા વિજ્ઞાનના ઇતિહાસો, કેટલાક તો ઘણી વિદ્વત્તાથી યુક્ત, મોજૂદ છે. તેમાંના કોઈનો અનુવાદ કે અવતાર પણ હજી થયો નથી. એનું મુખ્ય કારણ એ જ છે કે હજી આ વિષય તરફ, તેનો અભ્યાસ કરવા તરફ પણ, આપણું ધ્યાન ગયું નથી.

અત્યારે તો એક જ શુભ ચિહ્ન છે. તે એ કે વિજ્ઞાનનો અભ્યાસ જેમ કૉલેજો, યુનિવર્સિટીઓ ને અન્ય સંસ્થાઓમાં વધવા લાગ્યો છે, તેમ આ મહાભારત વિગ્રહને પરિણામે હિંદી સરકારનું પણ ધ્યાન, મોડું મોડું—અતિ મોડું પણ—આ વિષય તરફ દોરાયું છે, અને વિજ્ઞાનના અભ્યાસની પ્રગતિ કરવા એ સરકારના પ્રયાસો પણ ધીરે ધીરે અનિર્બંધ થવા લાગ્યા છે દિલ્હીનું 'ડિપાર્ટમેન્ટ ઑવ સાયન્ટિફિક ઍન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રીસર્ચ' નામનું ખાતું એ એનું એક ઉદાહરણ છે; અને હવે સર અરદેશીર દલાલને હાથે વધુ સંસ્થાઓની સ્થાપના થવાનાં પગલાં પણ લેવાયાં છે. હિંદમાં વૈજ્ઞાનિક નોબેલ પારિતોષિક મેળવનાર માત્ર એક જ છે, ને F.R.S. બનારા હવે દસથી વધુ છે, એ પણ એક નાનું છતા શુભ ચિહ્ન જ ગણી શકાય.

આવી સ્થિતિમાં, હિંદમાં પાશ્ચાત્ય વિજ્ઞાનના પ્રવેશનો ને ખીલવણીનો આરંભ કેવી રીતે થયો તે ઉપર પ્રકાશ પાડનાર કેટલીક હકીકત અંગ્રેજી 'નેચર' પત્રના એક અગ્રલેખમાં આવી છે[1] તેમાંની કેટલીક માહિતી આ વિષયના અનુસંધાનમાં ઐતિહાસિક તેમજ વૈજ્ઞાનિકરીતે રસ પડે તેવી ને ઉપયોગી છે.

હિંદની આધુનિક વૈજ્ઞાનિક પ્રગતિ બે જુદાજુદા કોણથી લગભગ સમાન્તર, આગળ વધી છે. એક કોણ સરકારની પ્રવૃત્તિનો ને બીજો બીનસરકારી પ્રવૃત્તિનો. જો કે ઘણી પ્રવૃત્તિઓમાં બંનેનો સહકાર પણ છે આ બંને કોણોની પ્રવૃત્તિઓ ૧૮મી સદીની આખરમાં શરૂ થઇ હતી ને બંનેનો જન્મ કલકત્તામાં થયો હતો; કારણ કે કલકત્તા ઈસ્ટ ઇન્ડિયા કંપનીની હિંદી રાજધાની હતી, ને ઇ. ૧૮૫૮ પછી હિંદી સરકારની રાજધાની હતી, જે છેક ઈ. ૧૯૧૧ના ડિસેમ્બરમાં પાટનગર ન્યૂ દિલ્હી થયું ત્યાં લગી રહેલી.

સરકારી વૈજ્ઞાનિક પ્રવૃત્તિનો આરંભ કેટલીક તદ્દન નાની નિમણૂકોથી થયો. શિવપુરના[2] વનસ્પતિ-ઉદ્યાનોના સુપરિન્ટેન્ડેન્ટ[3]ની નિમણૂક સન ૧૭૮૮માં થઈ કલકત્તાની ટંકશાળમાં રાસાયનિક પરીક્ષાનો વડો[4] ૧૭૯૨માં નિમાયો. સરકારી ભૂશાસ્ત્રી[5] સન ૧૮૧૮માં નિમાયો; સન ૧૮૦૦માં ત્રિકોણમિતિના 'સર્વે'[6]નું ખાતું સ્થપાયું અને સન ૧૭૯૨થી ૧૮૨૪ લગીમાં ખગોલ તથા હવામાનના અવલોકનની કેટલીક વેધશાળાઓ[7] સ્થપાઇ. આ પ્રમાણે વનસ્પતિશાસ્ત્ર ધાતુશાસ્ત્ર, ભૂશાસ્ત્ર, ત્રિકોણમિતિ, ખગોળ ને હવામાન વગેરેના અભ્યાસ ને અવલોકનની શરૂઆત તે શાસ્ત્રોના અંગ્રેજ વિદ્વાનોએ હિંદમાં શરૂ કરી. ધીરેધીરે તે સર્વને પરિણામે અર્વાચીન સંશોધનનાં નવાં ખાતાંઓ હિંદમાં સ્થપાયાં જે આજ પણ વિકસિત ને મોજૂદ છે ૧૮૫૧માં ભૂશાસ્ત્રીય સમાલોચનાનું,[8] ૧૮૭૫માં હવામાનની સમાલોચનાનું,[9] ૧૮૭૮માં હિંદની સમાલોચનાનું[10] અને ૧૮૯૯માં વનસ્પતિશાસ્ત્રવિષયક સમાલોચનાનું[11] એમ આજે

---

[1] 'Nature,' May 5, 1945. [2] Sibpur, [3] Superintendent of the Botanical Gardens, [4] Assay-Master, [5] Geologist, [6] Trigonometrical Survey, [7] Astronomical and Meteorological Observatories [8] Geological Survey, [9] Meteorological Survey, [10] Survey of India, [11] Botanical Survey, [12] Applied Sciences, [13] Research

સુસિદ્ધ થએલાં ખાતાંઓ નીકળ્યાં. એગની પાછળ, ૧૯મી સદીની આખરમાં ને ૨૦મી સદીમાં, વ્યવહારોપયોગી વિજ્ઞાનના[૧૨] અભ્યાસને માટે સંશોધન-સંસ્થાઓ[૧૩] ધીરેધીરે નીકળવા લાગી. ઉદાહરણ તરીકે એની મુંબઈની શોધખોળોને માટે ૧૮૯૮થી ૧૯૦૩ લગીમાં કેટલીક સંસ્થાઓ ઊપડી; ગાય, ભેંસ, ઘોડા વગેરે જનાવરો સંબંધી અભ્યાસ (શાલીહોત્ર)ને માટે[૧૪] ૧૮૯૯થી ૧૯૨૫ લગીમાં સ્થપાઈ; વનજંગલો સંબંધી[૧૫] ૧૯૦૬માં; વૈદકશાસ્ત્ર સંબંધી પણ ૧૯૦૬માં અને સાર્વજનિક આરોગ્ય[૧૬] સંબંધી તો છેક ૧૯૩૪માં. આમ એક કે વધુ સંસ્થાઓ હિંદમાં સ્થપાઈ ને દરેકને અંગે વધતાઓછા અંશમાં અભ્યાસ અવલોકન ને શોધખોળો સંસિદ્ધ થવા લાગ્યાં.

તદ્દન સરકારી આ સંસ્થાઓની સાથે બીજી એક પ્રવૃત્તિ પણ શરૂ થઈ, જેમાં બીનસરકારી અંશો ધીરેધીરે વધતા ગયા. તે પ્રવૃત્તિમાં વિજ્ઞાનના ઉપરાંત બીજા ઘણા અંશો પણ હતા; કારણ કે તે પ્રવૃત્તિ યુનિવર્સિટીઓની સ્થાપનાની હતી. સન ૧૮૫૭માં હિન્દના ત્રણ ખૂણામાં, મુંબાઈ, કલકત્તા ને મદ્રાસમાં ત્રણ યુનિવર્સિટીઓ સ્થપાઈ, અઠ્યાવીસ વર્ષમાં જ. ચોથે ખૂણે લાહોરમાં ૧૮૮૨માં સ્થપાઈ અને મધ્યમાં અલ્લાહાબાદની યુનિવર્સિટી ત્રીસ વર્ષ પછી સન ૧૮૮૭માં સ્થપાઈ. તે પછી ૨૦મી સદીમાં બીજી ઘણી યુનિવર્સિટીઓ આમાંથી નીકળી છે: ઢાકા, કાશી, અલીગઢ, નાગપુર, મૈસૂર, હૈદરાબાદ, લખનૌ, આગ્રા, ત્રાવણકોર, પટણા વગેરે. તે ઉપરાંત કર્વેની સ્ત્રીઓની યુનિવર્સિટી થઈ છે. અને ઓરિસ્સા, સિંધ, પૂના, રાજપૂતાના, આંધ્ર, ગુજરાત વગેરેની યુનિવર્સિટીઓ વિષે વિચારણા તથા પ્રયાસો ચાલે છે.

આ ઉપરાંત લગભગ એવી જ પદવીની એક મોટી વિજ્ઞાન-સંસ્થા બૅંગલોરમાં 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑવ સાયન્સ'ના નામથી ૧૯૧૧થી ચાલુ થઈ છે. મુખ્યત્વે તાતાની ઉદાર સખાવતને આભારી આ સંસ્થાને હિંદી, મદ્રાસી ને મૈસુરી સરકારોનો પણ સારો ટેકો છે.

આ સંસ્થાઓમાં વિજ્ઞાનની ઘણી શાખાઓના ખાસ શિક્ષણની સગવડ છે: કેટલેક સ્થળે વધારે ઉચ્ચ તાલીમની ને શોધખોળની વ્યવસ્થા પણ છે. સામાન્ય વિજ્ઞાનની શાખાઓ ઉપરાંત વ્યવહારિક વિજ્ઞાનની તાલીમ—જેવી કે ખેતી, વૈદક, એન્જીનીઅરિંગ, રાસાયનિક ઉદ્યોગો વગેરે—ની ગોઠવણ પણ કોઈકોઈ યુનિવર્સિટીમાં સારી છે.

બીનસરકારી પ્રવૃત્તિઓના પ્રવાહની શરૂઆત પણ ૧૭૮૪થી થઈ તે વખતે સર વિલ્યમ જોન્સ જેવા નામાંકિત ભાષાવિદે અને સંસ્કૃતના વિદ્વાને 'એશિયાટિક સોસાઇટી'નો[૧૭] પાયો મૂક્યો. એ સોસાઇટી હવે 'રૉયલ એશિયાટિક સોસાયટી ઑવ બેંગાલ'ના નામથી મશહૂર છે. આ સોસાઇટીની પ્રવૃત્તિમાંથી હિંદની ઘણીખરી બીનસરકારી ને કેટલીક સરકારી પ્રવૃત્તિઓ પણ ઉદય પામી છે. તે ઉપરાંત સાહિત્ય, ઇતિહાસ, પુરાતત્ત્વ,[૧૮] ભાષાશાસ્ત્ર[૧૯] વગેરેમાં ઘણું કામ થયું છે તે તો જુદું. વળી સન ૧૮૬૬થી કલકત્તાનું હિંદી સંગ્રહસ્થાન[૨૦] આરંભ પામ્યું છે તેનો આધાર ને જન્મ પણ શરૂઆતમાં આ એશિયાટિક સોસાઇટીના સંગ્રહોમાંથી જ થયો છે. સરકારી હિંદી પ્રાણીશાસ્ત્રની સમાલોચનાનું ખાતું,[૨૧] જે સન ૧૯૧૬માં ઊઘડ્યું, તે આ સંગ્રહસ્થાનના પ્રાણીશાસ્ત્રના વિભાગમાંથી જ અવતરેલું છે. તે જ પ્રમાણે આજ ઘણી ખ્યાતિ પામેલી 'ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસ એસોસીએશન' (અખિલ હિંદ વિજ્ઞાન પરિષદ)ની માતા પણ આ જ એશિયાટિક સોસાઇટી છે, કારણ કે એણે જ આ વિજ્ઞાન પરિષદની પહેલી બેઠક સન ૧૯૧૪માં મેળવી હતી. ત્યારે વિજ્ઞાનપરિષદમાંથી ૧૯૩૫માં જન્મેલી 'નેશનલ ઇન્સ્ટીટ્યૂટ ઑવ સાયન્સિસ ઑવ ઇન્ડિયા'ની આ સોસાઇટી માતામહી થઈ છે.

આ રૉયલ એશિયાટિક સોસાયટી ઉપરાંત બીજી બે ઍકેડેમીઓ હિંદમાં છે જે પણ સમસ્ત હિંદની હોવાનો દાવો કરે છે: એક ૧૯૩૦માં અલ્લાહાબાદમાં ડૉ. મેઘનાદ શાહે સ્થાપેલી 'ધ નૅશનલ ઍકેડેમી ઑવ સાયન્સિસ', અને બીજી બૅંગલોરમાં પ્રોફેસર સર ચન્દ્રશેખર વ્યંકટરામને ઇ. ૧૯૩૪માં સ્થાપેલી 'ધી ઇન્ડિયન ઍકેડેમી ઑવ સાયન્સિસ' છે.

વિજ્ઞાનની પ્રવૃત્તિઓના વિકાસને પરિણામે, આ ઉપરાંત બીજી પણ સમસ્ત હિંદની વૈજ્ઞાનિક સભાઓ જન્મ પામી છે, જેઓ જુદા જુદા વિજ્ઞાનશાસ્ત્રને લગતી હોય છે. તેઓમાંની ઘણીખરીનો મુકામ કલકત્તામાં છે. દાખલા તરીકે ખાણો ને ભૂસ્તરની સભા બહુ વહેલી ૧૯૦૬માં સ્થપાઈ; ગણિતની ૧૯૦૭માં, એન્જિનીઅરિંગની ૧૯૨૧માં, વનસ્પતિની યે ૧૯૨૧માં, રસાયનની ૧૯૨૪માં અને ભૌતિકશાસ્ત્રની,[૨૨] ખેતીની-જમીનના શાસ્ત્રની[૨૩] શરીરશાસ્ત્રની[૨૪] તથા એન્થ્રોપૉલૉજીની ૧૯૩૪માં, પ્રાણીશાસ્ત્રની તે પછી. આ સંસ્થાઓનાં અલગઅલગ પત્રો દર માસે, યા બે ત્રણ કે છ મહીને, પ્રકટ થાય છે.

ઉપર નહિ ગણાવેલી એવી કેટલીક સંસ્થાઓ છે, જે દર વર્ષે કે બબ્બે વર્ષે પોતાના સંમેલનો આસન કરે છે: જોકે મોટે ભાગે તેઓ ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસની વાર્ષિક બેઠકની સાથે જ પોતાની બેઠક રાખે છે. આમાંની કેટલીક નીચે પ્રમાણે છે: બૅંગલોરની સોસાઇટી ઑવ બાયૉલૉજિકલ કેમિસ્ટ્સ, કાશીની સોસાઇટી ઑવ ફાર્માસ્યુટિકલ કેમિસ્ટ્રી, સ્ટેટિસ્ટિકલ કૉન્ફરન્સ, મૅથમૅટિકલ કૉન્ફરન્સ, એન્જીનીઅરિંગ કૉન્ફરન્સ, દાક્તરોની કેટલીક જુદીજુદી પરિષદો, અર્થશાસ્ત્રની કૉન્ફરન્સ, અખિલ હિંદ પોષણ-વિષયક સભા,[૨૫] વિલાયતના રૉયલ ઇન્સ્ટીટ્યૂટ ઑવ કેમિસ્ટ્રીની હિંદી શાખા, રસાયનશાસ્ત્રીઓની હિંદી સંસ્થા,[૨૬] હિંદી ઇકૉલૉજિકલ સોસાઇટી, હિંદી શરીરશાસ્ત્રીઓની સંસ્થા,[૨૭] હિંદી મનોવિજ્ઞાનની સંસ્થા,[૨૮] અને હિંદી પ્રદર્શનો-સંગ્રહસ્થાનોની સભા.[૨૯] સાથે કલકત્તાની એક જૂની સંસ્થા, મહેન્દ્રલાલ સરકારે સ્થાપેલી, 'વિજ્ઞાનના ઉત્તેજનને માટે હિંદી સંસ્થા'નું નામ[૩૦] પણ ગણવું જોઈએ: જેમાં રામન ને કૃષ્ણન પ્રોફેસર તરીકે હતા.

આ સર્વે ઉપરથી વર્તમાનકાળમાં હિંદમાં વિજ્ઞાનનો જે અભ્યાસ થાય છે અને શોધખોળો વગેરેને માટે જે ભૂમિકા બંધાઈ ગઈ છે તેનો ખ્યાલ આવશે. આ પ્રગતિનાં ઘણાં કારણો છે: યુનિવર્સિટીઓની તથા સંશોધન-સંસ્થાઓની તાલીમ એ એક મોટું કારણ છે. વિદેશમાં પણ હવે વધુ ને વધુ હિંદીઓ જવા લાગ્યા છે. આખરે હિંદી સરકારે જ ભૂતકાળની ભૂલ સુધારી આ વર્ષ છસો ઉપર વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ આપીને મોકલ્યા છે. ભવિષ્યને માટે હવે ઘણી વધારે આશા રાખી શકાય એમ છે.

---

Institutes, ૧૪ Veterenary, ૧૫ Forests, ૧૬ Public Health and Hygiene ૧૭ Asiatic Society, ૧૮ Archaeology, ૧૯ Philology, ૨૦ The Indian Museum ૨૧ The Zoological Survey of India, ૨૨ Physics, ૨૩ Soil Science, ૨૪ Physiology ૨૫ All India Nutrition Board, ૨૬ Institution of Chemists (India), ૨૭ Physiological Society of India, ૨૮ Indian Psychological Association, ૨૯ Indian Museum Association, ૩૦ Indian Association for the cultivation of Science.



# સંસારનાં શહેરો

## ૫૩ જયપુર

અજમેરથી શરૂ થઈને પૂર્વ તરફ વિસ્તરેલા વિશાળ ને સપાટ રેતાળ પ્રદેશનો જ્યાં અંત આવે છે ત્યાં, ત્રણુ બાજુએ કકરા પથ્થરના પર્વતની ધારીઓથી વીંટળાઈને પડેલું આ શહેર, રાજપુતાનાના સૌથી મોટા (જયપુર) રાજ્યની રાજધાની અને હિંદુસ્તાનભરમાં સૌથી રમણીય નગર તરીકે ઓળખાય છે. ઔરંગઝેબના અંતિમ દિવસોમાં, મુઘલ સત્તાના અસ્તની શરૂઆત થની હતી ત્યારે, જયપુરની રયાસતમાં થઈ ગએલા રાજાઓમાં શ્રેષ્ઠ ગણાએલા વીર, વિદ્વાન ને મુત્સદ્દી રાજા સવાઈ જયસિંહે વિદ્યાધર નામના એક જૈન પંડિતની સલાહ અનુસાર શિલ્પશાસ્ત્રના આધારે તેનું નિર્માણ કર્યું છે પૂર્વથી પશ્ચિમે શહેર સોંસરા જતા ૧૧૧ ફૂટ પહોળા રાજમાર્ગ પર એકબીજાને કાટખૂણે પડતા દોરીછંટ રસ્તા તથા ૫૫ ફૂટ પહોળી શેરીઓ અને ૨૮ ફૂટ પહોળી ગલીઓથી અંકિત રેખાબદ્ધ નગરરચનાવાળુ આ શહેર, હિંદનાં સૌ શહેરોમાં અનોખું જ તરી આવે છે અને જોનારને ઘડીભર મુગ્ધ કરી દે છે. જાળીદાર ઝરૂખા, કમનીય થાંભલીઓવાળાં સુંદર છજાં ને મનોહર આકાશરેખા આંકતી છત્રીઓથી મંડિત અહીંનાં રૂપસુંદર મકાનો, એકધારી ભવ્યગભરી રાજપુત સ્થાપત્યકલાથી ને એક જ રંગના ગુલાબી પથ્થરથી બાંધેલાં હોવાથી આખા શહેરમાં એક મધુરી એકતાનતા વ્યાપી રહેલી જણાય છે. ગરીબનાં નાનાં ઘરો સુદ્ધાં ગુલાબી જ રંગેલાં હોય છે; અને આથી, આસમાની આકાશના વિશાળ ગુંબજ નીચે વિસ્તરેલું ફુલગુલાબી રંગનું આ શહેર જાણે સરોવરમાં પોયણું તરતું હોય એમ સોહે છે.

ઉદાર દિલનો રાજવી પોતાના અંતરમાં ઉચ્ચનીચ સૌને એકસરખી મમતાથી સમાવે તેમ, અહીંના વિશાળ રાજમાર્ગો, આધુનિક ઢબની વિદ્યુતવેગી મોટરોથી માંડીને બારબરદારી ગધેડા સુધીનાં સર્વ વાહનોને (ટાંકણીઝટ ગાડીઓ, તેજી તોખાર નચવતા અસવારો દરબારના અને અમીરોના મસ્ત ગજરાજો અને મામૂલી બળદગાડીઓ તથા ટાંગા એ સર્વને પોતાની છાતી પર સમાવતા વિસ્તરેલા છે, અને તેના પરધૂમની રંગશોભી રાજપુત પ્રજાના વિવિધરંગી પોશાકો ને નિર્ભયપણે ચણતા ફરતાં પારેવા ને મોર સૂર્યપ્રકાશમાં જીવંત ઝમક પ્રસારી રહે છે.

જયપુરનો રાજવંશ કછવાહા રાજપુતોનો છે. રામના બીજા પુત્ર કુશના વંશમાં ઊતરી આવેલા હોવાનો દાવો ધરાવતા આ રાજપુતો, પહેલા અયોધ્યા અને પછી ગ્વાલિયર અને નરવરમાં રાજ્ય કરતા ત્યાંથી અંબેરમાં ઊતરી આવી ત્યાંના મીના ગજપુતો સાથે લગ્નસંબંધથી જોડાયા ને પછી મુત્સદ્દીગીરી અને શસ્ત્રબળથી જયપુરની સારી હાથ કરી મુઘલોને પહેલવહેલી પોતાની કન્યા આપનાર અકબરના મિત્ર રાજા ભગવાનદાસ અને તેના ભત્રીજા માનસિંહે મુઘલ સામ્રાજ્ય જમાવવામાં આપેલી વફાદારીભરી સેવાઓ તો ઇતિહાસ અંકિત છે. મુઘલોના એવા બીજા વફાદાર મિત્ર અને મિરઝા રાજાની પદવીથી વિભૂષિત રાજા જયસિંહ (પહેલા)એ અંબેરનો મજબૂત એટલો જ સુંદર કિલ્લો બંધાવી પોતાના રાજ્યને નવું રૂપ આપ્યું. છતાં જયપુરના રાજાઓનો મુખ્ય સમય મુઘલ તહેનાતમાં જ વીતનો. પરંતુ ધર્મઝનૂની ઔરંગઝેબની નીતિથી આ વફાદાર રાજપૂતોનાં મન પણ ખાટાં થઈ ગયાં અને ઔરંગઝેબના મરણ બાદ શહજાદી માટે ચાલેલી ભાઈઓભાઈની લડાઈમાંથી કોઈ પક્ષ ન લેતાં રાજા જયસિંહ બીજાએ (જે સવાઈ જયસિંહના નામે ઓળખાય છે) દિલ્હીના દરબારમાંથી ખસી જઈને પોતાના રાજ્ય તરફ વિશેષ મન પરોવ્યું. અને તેણે જ અંબેરને અનુસંધાને નવી રાજધાની જયપુર વસાવ્યું. પહેલા પરાક્રમી જયસિંહ કરતાં એ ખરેખર સવાયો હતો. તે જેવો મુત્સદ્દી અને વીર હતો તેવો જ વિદ્વાન હતો. જ્યોતિષ અને ખગોળશાસ્ત્રનો તો તે એટલો રસિયો હતો કે આકાશ-નિરીક્ષણ માટે પોતાના જયપુરમાં બંધાવેલી વિખ્યાત વેધશાળા જેવી બીજી ચાર વેધશાળાઓ તેણે હિંદમાં (ઉજ્જૈન, મથુરા, કાશી અને દિલ્હીમાં) બંધાવી હતી એણે પોતાના રાજ્યના વિસ્તાર અને સમૃદ્ધિ વધાર્યાં અને લક્ષ્મીની અમૂલ સમૃદ્ધિ ઉપરાંત તેના જેવાં જ અમૂલ, કલાકારીગરીના ઉચ્ચોચ્ચ નમૂના અને વિવિધ અલભ્ય વિદ્યાઓથી મંડિત ગ્રંથરત્નોનો પણ અણમોલ સંગ્રહ કર્યો, જે આજ પણ મોજૂદ છે, અને ખાસ વ્યવસ્થાથી પ્રવાસીઓ જોઈ શકે છે. મહેરની ઉપરે આવેલા નહારગઢ નામના પુરાણા ગજગ્રત કિલ્લામાં રાજ્યનો પ્રાચીન અઢળક ધનભંડાર સંઘરેલો કહેવાય છે અને તેની ખૂબ ખબરદારીપૂર્વક ખડી ચોકી રાખવામાં આવે છે. લોકવાયકા ચાલે છે કે ગાદીએ આવનો દરેક મહારાજા એના જીવનમાં માત્ર એક જ વખત આંખે પાટા બાંધીને ત્યાં જઈ શકે છે, ને એ ભંડારમાંથી પોતાની પસંદગીની એક જ વસ્તુ બહાર લાવી શકે છે.

શહેરનો લગભગ સાતમો ભાગ રોકતા રાજમહેલ અને બગીચા એ શહેરનું મુખ્ય



રોનકદાર ઝરૂખા તથા રૂપકડી કમાનો ને છત્રીઓથી મંડિત જયપુરનો હવા-મહાલ

આકર્ષણ છે, ને લોકોને સદા દર્શનીય, જાહેર રાજમાર્ગ પર પડતો તેનો 'હવા-મહાલ' તો બહુ જાણીતો છે. રોનકદાર ઝરૂખા, બારીક કોતરણીવાળી પડદીઓ અને રૂપકડી કમાનોવાળી બારીઓ તથા છત્રીઓથી મંડિત, એક ઉપર એક નવ માળ ધરાવતું શંકુ ઘાટનું આ સ્થાપત્યસર્જન 'અપ્રતિમ ને ભવ્ય સૌન્દર્યરાશિ' છે. આરપાર કોતરણીવાળી તેની સુંદર પડદીઓમાંથી વહેતી હવાની લહેરો મહેલને શીતળતાથી ભરે છે; અને રાજમાર્ગ પર નીકળતી સવારીઓ, ઉત્સવો, મેળા આદિ દર્શનીય પ્રસંગોએ, પરદેનશીન રણવાસની વ્યક્તિઓને અદૃશ્ય રહીને લોકજીવન નીરખવાની એ સુંદર વ્યવસ્થા છે.

રાજમહેલોમાં મુખ્ય મહારાજાના આવાસ તરીકે વપરાતો ચન્દ્રમહાલ, આરસનો દીવાને ખાસ, અને મહેલના પ્રવેશદ્વારથી થોડે દૂર આવેલો ઇશ્વરી મિનાર ઉર્ફે 'સ્વર્ગશૂળ' નામનો અતિ ઊંચો મિનારો જોવાલાયક છે. મહારાજા સવાઇ જયસિંહે શોખથી બંધાવેલી વેધશાળા (જંતર)માં વિશાળ કદનાં, મજબૂત પત્થરની બાંધણીનાં ને ઉપર લીસા રોગાન જેવી ચકચકિત છોથી રસેલાં, ઘણી જ કાળજીપૂર્વક વેધ પાડેલાં રાશિચક્રો, ક્ષિતિજદર્શકો, શંભસ્તંભો, અંશગણકો વગેરે યંત્રો, જોનારને તાજુબીથી ભરી દે છે. પ્રાચીન ગ્રંથો ને કલાકૃતિઓના સંગ્રહમાંની અબુલફઝલે અનુવાદ કરેલા ફારસી મહાભારતની રૂપસુંદર ચિત્રિત હસ્તપ્રત, અને મહેલના શસ્ત્રાગારમાંની રાજા માનસિંહની ૧૦ રતલ વજનની તલવાર સૌથી વધુ ધ્યાન ખેંચે છે. આ ઉપરાંત મહારાજા કૉલેજ, કળાશાળા, આલ્બર્ટ હૉલ અને મ્યૂઝિયમ પણ જોવા જેવાં છે.

જયપુરની ખ્યાતિ માત્ર સુંદર શહેર તરીકે જ નથી. હિંદની પુરાણી હાથકારીગરીઓમાંની કેટલીક બારીક અને સુંદર કૌશલ્યવાળી કળાઓ પણ અહીં ખીલેલી છે. મીનાકારી, ધાતુની કોતરણીમાં સોનુંરૂપું ભરવાની કારીગરી, હાથીદાંતનું કોતરકામ, આરસકામ, કાપડનું રંગાટકામ, જરી ભરતકામ અને ઝવેરાત કાપવાનાં તથા પહેલ પાડવાના કામ માટે જયપુર મશહૂર છે. જયપુરનું મીનાકામ તેની પારદર્શકતા, રંગશુદ્ધિ ને મિલાવટ માટે અજોડ મનાય છે. શહેરની ઉત્તરે આવેલા ડુંગરાળ ખડકોમાં ભૂસ્તરીય ફેરફારોને કારણે ઉદ્ભવેલી અસરોથી જે ખનીજ દ્રવ્યો અને મોઘા રંગીન પત્થરો અહીં મળી આવે છે તે જયપુરની વિશિષ્ટતા છે. ને રાજપૂત કલમનાં અહીંના ચિત્રો માટેના રંગો અહીંના વિખ્યાત મીના અને ઝવેરાતકામ માટેની સઘળી સામગ્રી આ તળપદી પેદાશમાંથી જ નીપજે છે.

અહીંની જૂની ને રમણીય મનોહર રાજધાની આંબેરનો પરિચય જો સાથોસાથ ન કરીએ તો જયપુરનો પરિચય અધૂરો જ ગણાય. જયપુરથી આઠેક માઇલ દૂર આવેલી ડુંગરમાળના બધા જ પર્વતીય માર્ગોને રોકી લઇને, આગળના સપાટ પ્રદેશના રક્ષણની દીર્ઘ દૃષ્ટિથી બાંધેલો લશ્કરી મહત્ત્વનો એ પુરાણો કિલ્લો મજબૂત તેટલો જ સુંદર છે, અને ઘાટરાણીનું ગરવું ઉપનામ પામેલો છે. આજે તો ખંડેર જેવો પડેલો એ ઉજ્જડ કિલ્લો રાજા માનસિંહે બંધાવવો શરૂ કરેલો; પણ મિરઝારાજા જયસિંહે (પહેલાએ) તેને સાંગોપાંગ સંપૂર્ણ કર્યો. હિંદભરમાં તે માત્ર ગ્વાલિયરના માનમહાલયથી ઊતરતો ગણાય છે અને જાણે પર્વતના જ એક અંગરૂપ ટેકરીમાંથી જ તે ઉદ્ભવ્યો હોય એવું તેનું સ્થાપત્યસર્જન છે. છેક ઉપલાણની ઊંચી ટેકરી પર આવેલા રણવાસની અગાશી પરથી આખી રચનાનું સુંદર વિહંગદૃશ્ય નજરે પડે છે. ત્યાં એક બાજુએ મહેલની સીધી દીવાલ અને તેને અનુસરતી ટેકરીની સીધી કરાડનું સેંકડો ફીટનું ભયાનક ઊંડાણ છે, ને બીજી તરફ, ઉપરથી છેક નીચે સુધી ક્રમશઃ આવી રહેલી ટેકરીઓ પરની કિલ્લેબંધી વિસ્તરેલી જણાય છે. છેક નીચાણમાં, મહેલ તથા આંબેરની ટેકરીઓનું પ્રતિબિંબ ઝીલતું એક મનોહર સરોવર પથરાએલું છે, જેની વચ્ચોવચ્ચ એક લંબચોરસ ઉચ્ચ પ્રદેશ પર મુઘલ ઢબનો રૂપકડો બાગ રચેલો છે. મુખ્ય મહેલની આરસની દીવાલોના મથાળાનો ભાગ અને છતો રંગબેરંગી જડિતકામથી ભભૂકી રહેલી છે. એ મહેલમાંની કારીગરી દિલ્હી ને આગ્રાના મુઘલ રાજમહેલોને ટક્કર મારે તેવી હતી. કહેવાય છે કે અહીંની કારીગરી ને સમૃદ્ધિ મુઘલોના દીવાને ખાસથી ચઢિયાતી સાંભળીને ઔરંગઝેબે તે જોવા માટે એક ખાસ તપાસપંચ મોકલેલું ને જો અહીંનું કામ ખરેખર ચઢિયાતું જણાય તો તેનો નાશ કરવાનું ખાનગી ફરમાન પણ તેમને સાથોસાથ આપેલું. પરંતુ મહારાજા જયસિંહને આ બાતમી અગાઉથી મળી ગઈ ને પંચ આવી પહોંચે તે પહેલાં તો તેમણે અહીંના રત્નજડિત સ્તંભો, કમાનો ને છતોને તાબડતોબ છોવડાવી સાદા બનાવડાવી નાખ્યા; અને વાતમાં કાંઈ માલ નથી એવો અભિપ્રાય લઈ તપાસપંચ પાછું ગયું.

જયપુરની આસપાસમાં જોવાલાયક સાંભરનું ખારા પાણીનું વિરાટ સરોવર, અને શહેરની પૂર્વે ચારેક માઈલ પર આવેલું 'ગળતા' નામનું સ્થાનક છે. જમીનમાંથી આપમેળે ફૂટતા એક કુદરતી ઝરણને ગંગાજીનું પાવિત્ર્ય અર્પીને છેક પાંચમી સદીથી એ 'ગળતા'ને હિંદુઓએ યાત્રાનું ધામ બનાવ્યું છે. ત્યાંનો માર્ગ પણ ઠીકઠીક મુશ્કેલ છે. ૩૫૦ ફીટની ઊંચાઇની એક ઉપરી ટેકરી પર અહીંના સૂર્યવંશી રાજપુતોના આરાધ્ય દેવ સૂર્યનું મંદિર છે; અને તે ટેકરીએ ચઢ્યા બાદ પાછળની ખીણમાં એટલો જ ઉપરો ઢોળાવ ઊતર્યા બાદ ગળતા પહોંચાય છે.

## સ્વર્ગસ્થ કવિવર નાનાલાલ

(અનુસંધાન પાછળના પૃષ્ઠ ૧૧થી)

પહાડી ઢંગે ગંભીર ભાવનું આવાહન કરતું વહે છે. સાહિત્યના જૂજવા પ્રકારો ખેડનાર કવિ ઉચ્ચ કોટિના ભાષાંતરકાર છે અને અજોડ ગદ્યપદ્યશૈલીના સ્વામી છે; છતાં સાહિત્યમાં એ જીવશે તે એમનાં ગેય ઊર્મિગીતોથી. એમની કાલદર્શી ઇતિહાસદૃષ્ટિથી, એમની ભાવનાદેહે વિહરતી પાત્રસૃષ્ટિથી, એમની ચૈતન્યમયી ને લાવણ્યવતી ચિત્રણાથી ને કલાથી, કાલાતીત સત્યનાં એમનાં સૈદ્ધાન્તિક ને સૂત્રાત્મક મહાવાક્યોથી. ગુજરાતી સાહિત્યના આદિપુરુષ નરસિંહ પછી 'મહા' કહી શકાય એવાં બે જ નામો ઊગ્યાં છે: પ્રેમાનંદ અને નાનાલાલ. બીજા અનેક કવિનક્ષત્રો ગુજરાતી સાહિત્યાકાશમાં ઊગશે ને આથમશે, પણ નાનાલાલ તો ધ્રુવતારકસમા અનસ્ત તેજે પ્રકાશશે. ગુજરાતની કવિતાવેલનું એ અમર ફૂલ છે. ગુજરાતી ભાષા જીવશે ત્યાં સુધી નાનાલાલનું નામ અમર રહેશે.

આ લેખને મથાળે ઉતારેલી પંક્તિઓના ઉદ્ગાતા પોતે પણ એમણે ગાએલાં એવાં જ અમર રસ, સ્નેહ ને સૌંદર્યની પેરે મૃત્યુથી અછૂત જ રહેશે.

દે. પ.

---

સ્વચ્છતાનો પાઠ શીખવતાં શિક્ષકે પશુઓ ને પંખીઓને બચીઓ ભરવાથી તેમનો ચેપ લાગી જવાનો ભયંકર ભય સમજાવી પૂછ્યું: 'હવે કોઈ આનો દાખલો આપી શકશે?'

'જી હા સાહેબ.' એક છોકરે જવાબ આપ્યો, 'મારા કાકાને તેના વ્હાલા મરઘિયાંને બચીઓ ભરવાની બહુ ટેવ હતી.'

'હં, પછી એનું પરિણામ ખરાબ જ આવ્યું ને?'

'હા સાહેબ, અને પછી તે મરી ગયું!'

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો — લેખક

[૨૧]

ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ

મહીસૂર રાજ્યના બેલૂર ગામમાં વિખ્યાત ચન્નરાયના કેશવમંદિરની પાસે રાણીનું બીજું એક મંદિર છે. રામાનુજાચાર્યની પ્રેરણાથી એ બંને મંદિરો બંધાયાં હતાં. છેક બારમી સદીમાં રામાનુજાચાર્યે અંત્યજો સુદ્ધાંને એ મંદિરોમાં આવવાં રજા આપવી હતી; પણ લોકમત વિરુદ્ધ હોવાથી રાજાને થોડા સમય બાદ પોતાનું મંદિર અંત્યજો માટે બંધ કરવું પડ્યું. પરંતુ રાણી મક્કમ રહી. એ કહે, 'રાજા તરીકે તમે ભલે લોકમતને નમતુ આપો; પણ હું કંઈ રૂઢિચુસ્ત લોકમતને તાબે થવા બંધાએલી નથી.'

રાણીની આ દૃઢતાને લીધે એ મંદિરને બ્રાહ્મણોએ ત્યજી દીધુ અને રાણીના મંદિરમાંની વિષ્ણુની મૂર્તિ અપૂજ્ય રહી. વર્ષમાં એક વખત એ મંદિરના દર્શન હજી લગી સર્વે વર્ણને માટે ખુલ્લા રાખવામાં આવે છે અને ત્યાં મોટો મેળો ભરાય છે.

એ વિષ્ણુમૂર્તિ અત્યંત સુંદર છે. સાત્વિકતાથી એનું અંગેઅંગ અલંકૃત છે પ્રાણીમાત્રના પાલનપોષણ અને વિકાસ કરનારા કરુણાસાગર પ્રેમની સાક્ષાત મૂર્તિ સમા એ પતિતપાવન શંખ, ચક્ર, ગદા અને પદ્મ સાથે ઊભા છે.

ગર્ભમંદિરના અંધારામાં, ઇલેક્ટ્રિક ટૉર્ચનો પ્રકાશ નાખવા છતા યે એ સર્વાંગસુંદર મૂર્તિ જ્યારે અમારાથી બરાબર જોવાઇ નહિ ત્યારે હું અને આખી ને આખી ઊંચકીને બહાર ચોકમાં લાવ્યો, અને પછી રવિશંકર રાવળે એની સંભાળપૂર્વક છબિ લીધી.

એ મૂર્તિ, જાવાના અવલોકિતેશ્વર અને કંબોડિયાના વિષ્ણુ, જે બન્ને આજે બર્લિનના કલાસંગ્રહમાં પહોંચી ગયા છે અને સ્વ. હૅવેલે જેમને સચિત્ર વર્ણવ્યા છે તેમનું સ્મરણ કરાવતી હતી. पितासि लोकस्य चराचरस्य માં વર્ણવ્યા પ્રમાણે ચરાચર લોકમાત્રના પિતા રૂપે પરમેશ્વરને સમજતા આ મૂર્તિ બહુ જ મર્મસ્પર્શી અસર કરતી હતી.

એવી જ ભાવપૂર્ણ પણ બેઠેલા વિષ્ણુની પ્રાચીન મૂર્તિ ઉત્તર ગુજરાતમાંથી અમને મળી છે, જે હાલ સર ચિનુભાઈના સંગ્રહમાં છે. એ અપૂજ્ય છતાં આજે પણ દર્શન યોગ્ય છે. અને વધુ ગૌરવ તો એને જોઇને એટલા માટે થાય છે કે જે ભારતીય શિલ્પકળા સમસ્ત ભારતવર્ષમાં તેમજ ભારતની બહાર ઠેક જાવા-સુમાત્રા સુધી વિકાસ પામી અને પ્રસરી તેમાં ગુજરાત પણ કોઈ રીતે પાછળ નહોતું.

નિવૃત્તિનું વિષ્ણુનું બીજું સ્વરૂપ શેષશાયી નારાયણનું છે. તેની તો રહસ્યમય ભવ્ય મૂર્તિઓ મહાબલિપુરમ્, મદુરા, વિષ્ણુકાંચી ને મથુરામાં જોઇને મેં ચક્ષુને સફળ કર્યા છે.

હૃદયગુફા જેવા અભેદ્ય ઊંડા અંધકારમાં ભગવાન સૂતા છે જ્ઞાન રૂપી દીપથી, શમ, દમ, શ્રદ્ધા, સમાધાન ઉપરતિ ને તિતિક્ષાથી શુદ્ધ થઇ એને જગાડવા પ્રયત્ન કરીએ તો એ અંતર્યામી ઊઠે ને આપણી પાસે નવાંનવાં સર્જન કરાવી આપણું ને જગતનું કલ્યાણ કરે.

પરંતુ ઘણી વાર, આ ભવ્ય મૂર્તિઓ જોઇને મને શોક થતો હતો કે હવે આવાં સૂચનો ને ઊંડા સંદેશ લાવી આપનાર શિલ્પીઓ વર્તમાનકાળમાં નથી રહ્યા. એવામાં ઓરિસાના શ્રીધર મહાપાત્ર નામના એક યુવાન શિલ્પી મળ્યા, અને એમણે બીજી અનેક મૂર્તિઓ સાથે શેષશાયી નારાયણની લાલ માટીની એક અલૌકિક મૂર્તિ સર ચીનુભાઇને બનાવી આપી. એ મૂર્તિ પાસે આજે પણ જ્યારે-જ્યારે હું જાઉં છુ ત્યારે ગંભીર બની ગયા વગર રહેવાતુ નથી. (એ શિલ્પીનો તેમની કૃતિઓ સાથે સચિત્ર પરિચય 'કુમાર'માં અગાઉ આવી ગયો છે)

જબલપુરની ચોસઠ જોગણીઓ વિષે ગયા અંકમાં લખ્યું જ છે પણ વિદ્યુત્‌ની શક્તિનું એક કોમળ અને સર્વાંગસુંદર એવું જે રૂપ મેં મહાબલિપુરમના ખંડેરોમાં જોયું હતુ એની બરાબરી કરે એવી કાવ્યમય તો શક્તિની કોઈ મૂર્તિ મેં બીજે ક્યાંયે જોઈ નથી.

વિશ્વવ્યાપી યુદ્ધોમાં અને અણુબૉમ્બમાં મહાકાલિ રૂપે શક્તિનું સંહારક સ્વરૂપ તો આપણે જોયું, પણ જગજ્જનનીનું સર્વશક્તિમાન, વેગીલું, હૃદય હુંફાળું અંબિકાનું રૂપ તો એક મહાબલિપુરમમાં જ આજે ૧૫૦૦ વર્ષથી બિરાજે છે.

ખંભાતમાં હજી માત્ર છેલ્લાં ૧૦૦ વર્ષની અંદર બંધાએલા સ્વામીનારાયણના મંદિરમાંથી ગુજરાતના કોઈ પ્રભુપ્રેરિત શિલ્પીની ઘડેલી ગાયત્રીની મૂર્તિ મળી છે. હાવેલના ગ્રંથમાં આપેલી પ્રજ્ઞાપારમિતાની છબિ જેવી એ છે. ગાયત્રી એ પ્રેરણાનું રૂપ છે ને એની પ્રેરણાનાં જો દરરોજ આપણે દર્શન કરીએ તો કોઇવાર સાચુ પ્રેરક જીવન જીવવા ભાગ્યશાળી થવાય એવો મને વિશ્વાસ છે.

બ્રહ્માની મૂર્તિ જોવા તો હું બેડબ્રહ્મા ગએલો; અને ખંભાત પાસેના નગરામાં પણ ગયો છું. પુષ્કરજીના વિખ્યાત મંદિરમાંના બ્રહ્મા મને બરાબર યાદ નથી, પણ બેડબ્રહ્માના બ્રહ્માજી (પૂજારીએ એમને મારવાડી વસ્ત્રો પહેરાવ્યા હોવા છતા) મને આખા માનવકુળના પિતામહ જેવા લાગ્યા છે. નગરાવાળા બ્રહ્માજી વૃદ્ધ, ભલા, પવિત્ર ને કુટુંબવત્સલ લાગ્યા છે.

જૈન શ્વેતાંબરોને ભોંયરામાં ને સ્વચ્છ મંદિરોમાં બહુ જોયા છે. એમની આધ્યાત્મિકતા ને જિતેન્દ્રિયતા સદા મારા આદરને પાત્ર બન્યાં છે; પરંતુ એ સૌમાં જીવનભર કદિ ન ભુલાય એવી તો શ્રવણ બેલગોલામાંની ૬૦ ફીટ ઊંચી ગોમતેશ્વરની મૂર્તિ છે. એ વીર, કેવળજ્ઞાની ભરતબાહુબલીનું મહાન પરાક્રમી રૂપ છે.

નેપોલિયન કે શિવાજીની મૂર્તિઓ પ્રતિ મારું મસ્તક નમે છે; પણ આ બાહુબલીના જેવો, અંદરના તમામ શત્રુઓ ને ઇન્દ્રિયોનો વિજેતા તો બીજો જોયો નથી. કવિઓએ આ રૂપની સ્તુતિ કરતાં ગાયું છે કે: 'ભગવાન ગોમતેશ્વરના કૃપાકટાક્ષ જેના પર પડે છે તેના આશયો શુદ્ધ થઇ જાય છે!'

મદ્રાસ ઇલાકામાં અને સમસ્ત દક્ષિણ ભારતમાં કાર્તિકસ્વામીનું બહુ માન છે. એમને ત્યાં સુબ્રહ્મણ્ય કહે છે. સાત સરિતાઓના સંગમ પર આવેલી પલ્લી નામની એક સુંદર પર્વતમાળા પર એમનું એક જૂનું યાત્રાનું ધામ છે. એ દેવ સરસ્વતી જેવા રસિક છે અને યુદ્ધમાં પણ આદર્શ વીર છે. એમનું વાહન મોર છે. સ્વ. રવીન્દ્રનાથ ટાગોરને જાપાનના સેનાધિપતિ મળ્યા ત્યારે એ કલાઓની વાત કરતા હતા. એમને જ્યારે પૂછવામાં આવ્યું કે લડાઇમાં રચ્યાપચ્યા રહેનાર તમારા જેવા, લલિત કળાઓમાં આટલો બધો રસ કેવી રીતે લઈ શકે? ત્યારે સેનાપતિએ કહ્યું, 'કે તમારા કાર્તિકેય કેમ લઇ શકે છે?' સ્વ. નર્મદાશંકરે પ્રેમ અને શૌર્યના જે ગુણો ગુજરાતને મેળવવા જીવનભર આગ્રહ કર્યા કર્યો હતો તે આવી જ હૃદયની રસવૃત્તિને તથા બાહુબળ તથા બુદ્ધિબળના આદર્શોને પહોંચવા માટે કહ્યુ હતું.

અમદાવાદના સ્વામીનારાયણના મંદિરમાંના નર અને નારાયણ મને બહુ ગમે છે. બંને, જાણે કે ચોરાશી લાખ યોનિમાં ફરતાફરતા દુર્લભ માનવ રૂપે આવ્યા છે. અહીં એમણે શુદ્ધ પૂર્ણ રૂપ ખીલવ્યું છે. પરમ સખા રૂપે બંને એકબીજાની સાથેસાથે ઊભા છે. રજત સમું સ્વચ્છ ને પ્રકાશમાન એ બંનેનું સ્વરૂપ છે. નર કરતાં નારાયણ સહેજ મોટા છે; બાકી બંનેનાં મુખ એકસરખાં જ છે.

અર્જુનના સારથીની જેમ આપણો પણ સંસાર રૂપી રથ ચલાવતાં હું એમને ન ભૂલું તે માટે, મારા અભ્યાસખંડમાં અવનીન્દ્રનાથ ટાગોરની આલેખેલી અર્જુન અને શ્રી કૃષ્ણની એક સુન્દર છબિ મેં ટેબલ ઉપર જ મૂકી રાખી છે.

મૂર્તિઓમાં નર્તકીઓ, અપ્સરાઓ, લક્ષ્મી, સરસ્વતી, કુબેર, ઇન્દ્ર, વરુણ, અગ્નિ, હનુમાન, ગણપતિ, યમ વગેરે ઘણાં રૂપો જોયાં છે પણ એને વર્ણવતાં પાર આવે એમ નથી.

બેલૂરમાં મદનકાય નામે પથ્થરની એક પૂતળી છે. છે તો એ માત્ર પૂતળી, પણ એ અતિશય મોહક અને રૂપરૂપનો ભંડાર છે. એનાં વસ્ત્ર નીચે એક ચાબખી પેઠી છે. વસ્ત્ર કાઢી નાખીને નવસ્ત્રાં થયા વગર એ ચાબખી કાઢી શકાય એમ નથી; તેથી એ વસ્ત્ર ખંખેરી ચાબખીને કાઢે છે. મારા બેલૂર જોઈ આવ્યા પછી તરત જ મહાત્મા ગાંધી ત્યાં ગયા હતા. એમણે પણ એ મૂર્તિ જોઈ છે. સાહિત્યપરિષદના અમદાવાદમાં ભરાયેલા બારમા અધિવેશનના પ્રમુખસ્થાનેથી બોલતું તો એ કંઈ બહુ નહિ બોલી શકેલા, પણ સાહિત્યમાંના સાત્ત્વિક સૌન્દર્યને અનુલક્ષીને ફરમાવતાં એમણે આ મૂર્તિનું વર્ણન કરી કહ્યું હતું કે જ્યાં સુધી એના શરીરમાં વાસના રૂપી ચાબખી હતી ત્યાં સુધી એનું સુરમ્ય સૌન્દર્ય પૂરેપૂરું પ્રકાશમાં નહોતું આવ્યું; પણ જ્યારે એણે વાસનાનો ત્યાગ કર્યો ત્યારે જ એ પોતાના દૈવી નૈસર્ગિક સૌન્દર્યને પામી.

હળેબીડના તથા બીજાં મંદિરોમાં ભારત નાટ્યશાસ્ત્રની જુદીજુદી મુદ્રાઓ અને અભિનયો સાથેનાં દેવદેવીઓનાં નૃત્ય પુષ્કળ પ્રમાણમાં કંડારેલાં છે. એક નાનામાં નાના મંદિરોમાં મેં નૃત્યોનાં શિલ્પો દેવની પૂજારૂપે કરેલાં છે. ઘણેખરે ઠેકાણે આનંદસમાધિનું, સમર્પણની લીનતાનું કે ભક્તિયોગનું સુખ એ દેવતાઓ પર વ્યાપી રહ્યું છે.

મૈસુરના સોમનાથપુરમમાં તો આખા રામાયણ અને મહાભારતનાં સીનેમાચિત્રોની જેમ પરંપરામાં કોતરેલાં છે. એ જ પ્રકારે સાંચીમાં જાતકકથાઓ, દભોઈમાં દેવ અને દાનવોનું સમુદ્રમંથન, મદુરામાં મીનાક્ષી ને સુન્દરેશ્વરનો લગ્નમહોત્સવ, દેલવાડામાં નેમીનાથ અને રાજેમતીના વિવાહપ્રસંગ, રામેશ્વરમાં સત્યયુગ ને કલિયુગની સ્ત્રીઓ પતિ સાથે કેવી રીતે વર્તે છે તે દર્શાવતા માર્મિક સામાજિક સંબંધો, શિષ્ટ સાહિત્ય, ઇતિહાસ, પુરાણ ને સમાજશાસ્ત્રનાં દશ્યો ઉપરાંત યુદ્ધો અને શિકારના પ્રસંગો, રથો હાથી અને ઘોડા, પશુપંખી અને વનસ્પતિ એમ સરજનહારની આખી રૂપસૃષ્ટિ અરસપરસ શિલ્પમાં ઉતારવામાં આવી છે.

અરબી સમુદ્ર ને બંગાળાના ઉપસાગરને રામેશ્વરમાં રત્નાકર અને મહોદધિ કહેવામાં આવે છે. રામેશ્વરના મંદિરમાં પેસતાં જ પ્રવેશદ્વાર પાસે એ બંને સમુદ્રો ખલાસીના વેશે, હાથમાં હલેસાં સાથે અને માથે અણીદાર ઊંચા ટોપ પહેરેલા ઉઘાડે શરીરે હાથ જોડીને ઊભા છે. જાણે રામેશ્વર મહારાજને પૂછતા ન હોય કે આપની શી આજ્ઞા છે?

મોઢેરામાં વિશ્વામિત્ર ને મેનકાનો પ્રસંગ છે. એમાં ઉતારેલું મેનકાનું રૂપ અને વિશ્વામિત્રની હૃદયવ્યથા, રાજા રવિવર્માના એ પ્રસંગના ચિત્ર કરતાં તો ક્યાંયે ચડી જાય છે.

કવિતા સાહિત્ય કે મહાકાવ્યો વાંચવાથી અને નાટકસીનેમાથી જે નથી મળ્યું તે મને આ રાષ્ટ્રીય કલાસંગ્રહોમાંની શિલ્પસંપત્તિમાંથી મળ્યું છે. (ચાલુ)

# કસોટી

બુદ્ધિને કસોટીએ ચડાવતા થોડા કસવાલો આ નીચે આપ્યા છે. તેના જવાબ પણ નીચે જ અવળા છાપેલા છે; પણ તે જોતા પહેલાં આપમેળે પૂરો પ્રયત્ન તો કરી જ જોજો.

(૧) શ્રી કોઠારી, શ્રી નાયક, શ્રી પટેલ અને શ્રી કામદારમાંથી એક ગૃહસ્થ દરબારના કોઠારી છે, એક ગૃહસ્થ પોલીસના નાયક છે, એક ગૃહસ્થ ગામના મુખી પટેલ છે અને એક રાજ્યના કામદાર છે; છતાં એમાંનો એકે જણ પોતાની અટક મુજબનો હોદ્દો ધરાવતો નથી. શ્રી નાયક અને શ્રી પટેલ કોઠારી નથી; શ્રી કોઠારી અને શ્રી નાયક કામદાર નથી; શ્રી પટેલ અને શ્રી કામદાર નાયક નથી. તો પછી કોણ શું છે?

(૨) આ નીચે કેટલાક સમૂહો આપ્યા છે. બારીકીથી જોતાં જણાશે કે તે એક જ પ્રકારનાં છે, યા તેમાં એક પ્રકારનું સરખાપણું રહેલું છે,—માત્ર દરેકમાં એકએક અપવાદ છે તે અપવાદ શોધી કાઢો. (અ) કળશી, રતી, કોદી, નયટાંક, ખાંડી અધોળ; (બ) ૯૩૫૧૭, ૫૩૭૧૯, ૭૯૩૧૫, ૧૯૫૩૭, ૩૬૯૧૫, ૫૩૯૧૩; (ક) સ્વાદ, સ્પર્શ, વાણી, જ્ઞાન, ગંધ, શ્રવણ; (ડ) સ્પેન, સ્વીડન, સ્કૉટલંડ, સ્વીટ્ઝર્લંડ, સીરિયા, સ્કૅન્ડિનેવિયા.

(૩) નીચેની આકૃતિમાં દર્શાવેલી સાત લીટીઓમાં સૌથી લાંબી કઈ છે?

(૪) અનુ, બનુ અને ચાનુને મેં પહેલવહેલા જોયા ત્યારે તેમની ઉમરનું પ્રમાણ ૫:૨:૧નું હતું આજે એમની ત્રણેની ઉમરનો સરવાળો મૂળ કરતાં ૬૦ વરસ વધી જાય છે અને તેમની ઉમરનું પ્રમાણ ૧૦:૮:૬ છે. તો તેમની અત્યારની ઉમર શી હશે?

(૫) અંગ્રેજોને 'ચપાટીઓની પ્રજા' પહેલવહેલી કોણે કહી?

(૬) પાસિફિક, હિંદી અને આટલાંટિક એ ત્રણે મહાસાગરોમાં સૌથી મોટો કયો અને સૌથી ઊંડો કયો?

(૭) ત્રણ છગડા એવી રીતે ગોઠવો કે એની કિંમત સાત થાય.

કસોટીના ઉત્તરો: (૧) [illegible]

# Our Friends Abroad

# પરદેશી મિત્રોના પત્રો

આ પત્ર મેળવનાર • હરિપ્રસાદ આર. મહેતા, વિશ્વવત્સલ ઔષધાલય, હોળીચકલા, સાણંદ


Lieutenant Norman S. Horowitz
131-67, 233 Street, Laurelton, New York (U.S.A.)


પ્રિય મિત્ર હરિપ્રસાદ, ૨૫ ઑક્ટોબર ૧૯૪૫

તમને લાગશે કે હું તમને ભૂલી ગયો; અથવા તો આપણી મિત્રતા વિસારે પાડી. પણ તેમ મુદ્દલ નથી. ગયે વર્ષે તમને લખ્યા પછી જે બન્યું તે તમને જણાવીશ ત્યારે તમને સમજાશે કે કેમ ઢીલ થઈ.

મારા ગયા પત્ર પછી એટલા બધા બનાવો બન્યા છે કે શરૂઆત કેમ કરવી તેની યે મૂંઝવણ થાય છે. ગયા વર્ષે તમને લખ્યું ત્યારે જાપાન સામે હવાઈ યુદ્ધે ચડવાની તૈયારી સારુ હું ટેક્સાસમાં તાલીમ લેતો હતો. આ વર્ષના માર્ચમાં અમારા કાફલાને અમારું પોતાનું નવું હવાઈ જહાજ 'બી. ૨૯' મળ્યું અને તેમાં અમે કૅલિફૉર્નિયાના કિનારેથી ઊડીને હવાઈના ટાપુઓ ગયા. ત્યાંથી માર્શલ દ્વીપસમૂહમાંના ક્વાજેલીન નામે નાના ટાપુ પર, અને ત્યાંથી મેરિયાના દ્વીપસમૂહના સાઈપન ટાપુ પર. અહીંથી ૧૩૦૦ માઈલ દૂર આવેલા જાપાની મહારાજ્યના વિનાશ કરવાના હવાઈ આક્રમણોમાં મદદ કરવા મને અહીં સાઈપન ખાતે મૂકવામાં આવ્યો.

જાપાન જવાના હુકમ મળવાથી હું જરા નિરાશ થયો કેમકે, મેં ગયા પત્રમાં જણાવ્યા પ્રમાણે, મને તો આશા હતી કે મને તમારા વિશાળ અને દિલચસ્પ દેશ તરફ મોકલશે. પણ કમનસીબે મારી ઇચ્છા અને લશ્કરી વિમાની દળની જરૂરિયાતનો મેળ ન બેઠો અને મારે એ કંટાળાભર્યા નિર્જન ટાપુ પર જવું પડ્યું. ૧૬મી એપ્રિલે અમે (અમારી બૉમ્બર ટુકડીએ) જાપાન સામેની હવાઈ કામગીરી શરૂ કરી. અમારું પહેલું પગરણ રાતના થયું, જેમાં ટોકિયો પરનો હુમલો પણ હતો. ત્યારથી તે યુદ્ધ બંધ થયું ત્યાં સુધીમાં અમે ૩૪ આક્રમણો કર્યાં, જેમાં અમે ટોકિયો, ઓસાકા, કોબે, યોકોહામા, નાગોયા અને બીજાં ઘણાં નાનાં શહેરો મળી એમનાં બધાં જ મુખ્ય ... નગરો પર બૉમ્બ વરસાવ્યા. આગગાના ઘણા હુમલા કરતાં અગાઉ અમે પત્રિકાઓ ફેંકીને નાગરિકોને ચેતવણી આપતા કે આઠ દિવસમાં અમે તમારા શહેર ઉપર બૉમ્બમારો કરવાના છીએ, માટે તમારાં સ્ત્રીઓ, બાળકો અને યુદ્ધવેશ નહિ પહેરેલા બીજા તમામ શહેરીઓએ ખાલી કરી જવું. કારણકે અમે સ્ત્રીઓ અને બાળકોનો નહિ પણ જાપાની લશ્કર અને યુદ્ધઉદ્યોગોનો જ નાશ કરવાના હતા.

જાપાન સામેના આ બધા આક્રમણોમાં અમે ફક્ત એક અપવાદ સિવાય પૂરા ભાગ્યવંત નીવડ્યા; કેમકે એ એક પ્રસંગ સિવાય જાપાની વિમાન-નાશક તોપો, સર્ચલાઈટો કે લડાયક વિમાન કોઈ જ અમને સ્પર્શ સુદ્ધાં કરી શકેલું નહિ. માત્ર યવાટા પરના આક્રમણ વખતે એક જાપાની લડાયક વિમાને અમારા એક તોપચીને વીંધી લેવામાં સફળતા મેળવી. બધી પ્રાથમિક સારવાર તરત આપવા છતાં પણ તેને હૉસ્પિટલે પહોંચાડતા પહેલાં એ જુવાન ગુજરી ગયો.

જાપાનીઓના શરણે આવ્યા બાદ અમારાં વિમાનોમાં ખોરાક, વસ્ત્રો ને દાક્તરી સરંજામ ભરીભરીને અમે અમેરિકન, બ્રિટિશ તથા સાથી રાજ્યોના યુદ્ધકેદીઓ જ્યાં જ્યાં કેદ હતા તે બધી જાપાની છાવણીઓ પર પહોંચાડવા માંડ્યાં અને તે મુક્ત થયા ત્યાં સુધી અમે ઉપરથી એ બધું ફેંકતા. પ્રામાણિકપણે કહું તો અમારી દયાહીન યુદ્ધકારવાઈઓના કરતાં આ ઉદ્યમોથી મને કેટલો ય અદકો આનંદ થયો. આ બધા સમય દરમિયાન તમારા તરફથી પત્ર ન હતો, કેમકે તમારા પત્રો મારા અમેરિકામાંના ટેક્સાસના સરનામે જતા હતા.

જે લડાઈ હિસ્સાઓમાં અમે યુદ્ધ-ઉડ્ડયનો કરેલાં તેમાં જ બેસીને અમે પાછા અમેરિકા જવા ૨૭ ઑક્ટોબરે જાપાન છોડ્યું એ વળતી મુસાફરી તો સૌથી સરળ હોવી જોઈતી હતી, પણ તેમ ન થયું. અમે સાન ફ્રાન્સિસ્કોથી માત્ર ૪૫૦ માઈલ દૂર રહ્યા ત્યાં અમારા વિમાનના ઍન્જિનમાં કાંઈક ખોટકો થયો ને એ કડકડતી ટાઢવાળી ને તોફાનભરી રાતમાં, પૅરૅશૂટ મારફતે પાસિફિકની છાતી પર અમારે પડતું ઊતરવું પડ્યું. ત્યાં પણ હું નસીબદાર નીવડ્યો; કેમકે અમારામાંના પાંચ જણ તો ડૂબી ગયા; પણ હું બે કલાક પાણીમાં રહ્યા પછી એક વહાણે મને ઊંચકી લીધો. મારા આ બચાવમાં મારી પત્ની, માતા અને મિત્રોની પ્રાર્થના જ મદદરૂપ હશે.

દરિયામાંથી બહાર કાઢીને મને સાન ફ્રાન્સિસ્કોમાં હૉસ્પિટલમાં લાવવામાં આવ્યો જ્યાં થોડા દિવસ હું માત્ર ઊંઘ, આરામ ને પોષણ લેતો પડી રહ્યો; કેમકે પૅરૅશૂટ કૂદકાથી મને ખાસ ઈજા થઈ ન હતી; માત્ર થોડો કસ્તર થયો હતો. સાન ફ્રાન્સિસ્કોથી હું ટ્રેન રસ્તે ન્યૂ યૉર્કમાંના મારા (હાલના) ઘેર આવ્યો.

અહીં મારી પત્ની અને કુટુંબ વચ્ચે આવી રહેતાં મને જે સુખ થયું છે તેની કલ્પના તમને નહિ આવે. મારે એક પુત્ર તો છે જ, અને આ ફેબ્રુઆરીએ વળી મારી પત્નીએ મને એક પુત્રીરત્નની ભેટ આપી છે, જેનું નામ અમે વેન્ડી કૅરોલ પાડ્યું છે.

મારો પુત્ર પીટર બે વર્ષ અને બે માસનો થયો. તે સરસ બોલે છે. તેના પિતાના પાછા આવવાથી તેને એટલું બધું સુખ થયું છે કે ઘરમાં હું જ્યાં જાઉં ત્યાં મારી પાછળપાછળ ફરે છે, પોતાનાં રમકડાં મને બતાવે છે, મારી પાસે ચોપડીઓ વંચાવે છે ને પોતાની સાથે રમાડે છે. અને ખરું કહું તો મને પણ તેના પર ખૂબ હેત છે. વેન્ડી તો મજાની ગચ્ચા જેવી સુંદર છોકરી છે. તે આઠ મહિનાની થઈ છે ને આપમેળે બેસતાં ને ઊભી થતાં શીખી ગઈ છે. મને આશા છે કે થોડા વખતમાં તો તે બોલતી ને ચાલતી થઈ જશે.

એ દિવસ પર તમારું ૮મી જુલાઈનું કાર્ડ અને ૧૬મી જુલાઈનો પત્ર તથા તે સાથે મારી પત્ની હૅરીએટ પરનું મધુર ને વિચારવંત પોસ્ટકાર્ડ બધું અમને મળ્યું. હૅરીએટ તમારો પત્ર મળવાથી આનંદ અને ગર્વ અનુભવે છે અને તેનો જવાબ ટૂંકામાં લખશે, કેમકે બે તરવરિયાં બાળકોને કારણે તેને બહુ રોકાણ રહે છે એ તમે કલ્પી શકશો.

તમારા પત્રો મને પહોંચતાં આટલું મોડું થયું તેનું કારણ તો એ કે હિંદથી તે પહેલાં ટેક્સાસ ગયા, ત્યાંથી સાઇપન અને ત્યાંથી પાછા ન્યૂ યૉર્કના મારા ઘરના સરનામે આવ્યા. આમ મને પહોંચવામાં તેને લગભગ પચીસેક હજાર માઈલની સફર કરવી પડી હશે!

તમે મને બે કાગળો લખ્યાનું જણાવો છો, પણ મને તો માત્ર એક જ ૧૬મીનો મળ્યો છે. એ કાગળ એક્ઝામિનરે ફોડેલો, અને મને કહેતા દિલગીરી થાય છે કે તમે મોકલેલી ઘણી વસ્તુઓ તેમાંથી કાઢી લીધી છે. તમે મોકલેલા ત્રણ ફોટોગ્રાફો અને ચાર સિક્કાઓ તેમણે અમે તે કારણે ખસેડી લીધાં છે. માત્ર તમારા માસિક 'કુમાર'માંનાં ચિત્રો મળ્યાં છે અને તે જોવામાં મને ખૂબ આનંદ મળ્યો.

મને નવાઈ લાગે છે કે બીજી વસ્તુઓ કેમ ખસેડી લેવામાં આવી. તમને મેં ગયા પત્રમાં ટપાલની ટિકિટો તથા સિક્કા મોકલેલા ને

મળ્યા ? હવે તો યુદ્ધ પૂરું થયું છે એટલે કદાચ આપણા કાગળો અમલદારો તરફથી ખોલવામાં નહિ આવે અને તમે મને તમારા દેશના વધુ સિક્કા મોકલશો તો જપ્ત નહિ થાય. તમે મને જે પહેલો કાગળ લખેલો તેનું શું થયું તેની મને પણ નવાઈ થાય છે.

તમે જણાવેલી ચોપડીઓ મેળવવાનો હું યત્ન કરીશ. કેમકે હું જાણું છું કે તમને વૈદકમાં ઘણો રસ છે. પહેલી જ તક મળ્યે હું શહેરમાં ચોપડીઓની દુકાનમાં જઈ તેની ભાળ કાઢી મોકલીશ. બનતાં સુધી તો આ પત્ર તમને મળ્યા પછી તરત જ તે પણ આવી પહોંચશે.

તમારો પહેલો પત્ર મળ્યો જ નથી અને બીજા કાગળમાંથી સિક્કાઓ અને ફોટોગ્રાફો કાઢી લેવામાં આવ્યા છે એટલે તમે મને થોડા વધુ સિક્કા તથા તમારા અને તમારાં કુટુંબીજનોના ફોટોગ્રાફો મોકલશો. હિંદુસ્તાનનો મુખ્ય સિક્કો—રૂપાનો કે કાગળનો—મેળવવાનું મને બહુ મન છે. અલબત્ત, આવી વસ્તુઓનું ખર્ચ તમારે ભોગવવાનું આવે એમ હું નથી ઇચ્છતો; એટલે મને ગમતી કોઈ ચીજ જો તમને ત્યાં મળી આવે તો તે મોકલવા સાથે તેની કિંમત પણ મને અવશ્ય જણાવશો, જેથી તેના બદલામાં હું તમને અમેરિકન બનાવટની કોઇ ભેટ મોકલી શકું. આ કાગળ સાથે મારો, મારી પત્નીનો તથા મોટરનો ફોટોગ્રાફ બીડું છું. નાની પુત્રીનો એકે ફોટો નથી; પણ આવતા પત્રમાં તેનો ફોટો પણ મોકલીશ.

તમે મને મોકલેલા ચિત્રનું વર્ણન મને બહુ ગમ્યું. હિંદી કળા અમેરિકન કળા કરતાં તદ્દન જુદી છે; પણ તે સુંદર મધુર છે. તે ઘણું-ઘણું કહી નાખતી લાગે છે અને તેનાં બધાં દૃશ્યોમાં શાંતિ અને એકતાનતાનો સંદેશ છે. બધાં ચિત્રોમાં મને સરોવર તરફ જોતી સ્ત્રીનું ચિત્ર બહુ ગમ્યું. એ ઝાડવાળું ચિત્ર પણ મોહક હતું.

તમે ઉલ્લેખેલા તમારા ‘કુમાર’ માસિકમાં મારો તમારા પરનો છેલ્લો કાગળ પ્રકટ થયો જણાય છે; કેમકે ‘કુમાર’માં કામ કરતા ડાહ્યાલાલ પી. બ્રહ્મભટ્ટ નામના એક તરુણનો પત્ર મને મળ્યો છે. હું તેના પત્રનો પણ જવાબ લખીશ. હું જોઉં છું કે તમારું સરનામું ફરી ગયું છે. હજી તમે દવાખાનામાં જ કામ કરો છો? તમારી ડાક્ટરી પદવી તમને હવે મળી ગઈ? યુદ્ધ પૂરું થયું એટલે હું હવે ફરી કૉલેજમાં જવા ધારું છું. હું કેમિકલ એન્જીનીઅરિંગનો અભ્યાસ કરીશ.

તમે પૂછો છો કે તમારા બે મહાન હિંદીઓ મહાત્મા ગાંધી અને રવીન્દ્રનાથ ટાગોરનાં નામ મેં સાંભળ્યાં છે કે નહિ. હા; બંનેનાં સાંભળ્યાં છે. તમારા કવિ રવીન્દ્રનાથ તો ગુજરી ગયા ને? અને તમારા રાષ્ટ્ર પુરુષ–મોહનદાસ કે. ગાંધીનું નામ તો કોણે ન સાંભળ્યું હોય?

વારુ, પ્રિય મિત્ર ! મેં બહુ લખી નાખ્યું. મને ખાતરી છે કે આ પત્ર મળશે ત્યારે તમારી તબિયત બરાબર હશે. અને હું તમારા જવાબની રાહ અધીરાઈથી જોઈશ. મેં લખ્યું તે પ્રમાણે તમે કહેલી ચોપડીઓની ભાળ મેળવવા હું જરૂર યત્ન કરીશ. બીજું પણ કાંઈ જોઈએ તો જણાવશો અને તમને મોકલવા પ્રયત્ન કરીશ.

મારે માટેની તમારી કલ્યાણવાંછનાઓને માટે તમારો આભાર માનતો—

તમારો પ્રિય મિત્ર

નોર્મન એસ. હૅરિંગ્ટન

### નવા પત્રમિત્રો

આઝાદ હિંદ પેન ફ્રેન્ડ્ઝ ક્લબ, C/o ચન્દ્રકાન્ત હરજીવનદાસ સંઘવી, સંઘવી ગલી, મૂળજી જેઠા મારકીટ, મુંબાઈ ૨ એ સરનામે લખવાથી એ સંસ્થા નવીન પરદેશી પત્રમિત્રો મેળવી આપશે તથા એકબીજાના શોખમાં મદદ કરશે. આ ઉપરાંત નીચે આપેલાં નવાં સરનામાંમાં બે ઈંગ્લેંડની કુમારીઓનાં છે.

(૧) (Miss) Noreen Broom, 27 Stokesley Crescent, Bellingham, C.O. Durham, (England); (૨) (Miss) Enid Huges, 'Allendale', 179 Durham Road, Stockton on Tees, C.O. Durham (England); (૩) કુ શ્રી ધર્મેન્દ્રસિંહજી બી. રાણા, સુદા હાઉસ, વિઠ્ઠલ પેલેસ, વઢવાણ કેમ્પ; (૪) નઝરઅલી કારામ C/o એન . અહમદ, પો. બૉ. ૩૨, મ્વાન્ઝા Mwanza T.T. (B.E. Africa); (૫) ચંદુલાલ જયાશંકર દફતરી, દુર્લભ કાર્યોસી, મોરબી (કાઠિયાવાડ); (૬) દેવેશ્વર પટેલ, C/o સુરેન્દ્રનાથ પુરુષોત્તમ પટેલ, પો. ચક્રધરપુર, જિ. સિંહભૂમ (બી. એન. રેલ્વે); (૭) પ્રતાપ શાહ, મગન પ્રભુનો માળો, ૫૨-૫૪ બાબુલની, મુંબાઇ–૨; (૮) સુલતાનઅલી એમ. લુરાની, સુલતાન રોડ, દેવજીભાઇની વાડી, ભાવનગર; (૯) કમલ એન. આચાર્ય, શાસ્ત્રીવાડા, કચ્છ માંડવી; (૧૦) જયેન્દ્ર એન. બૂચ, શાસ્ત્રીવાડા, કચ્છ માંડવી; (૧૧) રસિકલાલ પી. રેશમવાળા C/o પ્રભુદાસ ગંગાદાસ રેશમવાળા, સગરામપુરા રોડ, સુરત; (૧૨) જવાહર છ. ઝવેરી ૧૦૮ ઝવેરી બજાર, મુંબાઇ–૨; (૧૩) કાસમઅલી મહેરઅલી કુરજી, પો બૉ ૬૭, મોમ્બાસા (બ્રિ. ઈ આ.); (૧૪) અનંત મહેતા, લુહાર ચકલા, કચ્છ માંડવી; (૧૫) વિઠ્ઠલભાઇ પી. પટેલ, મોટી ખડકી, ઉત્તરસંડા (ખેડા)

## નવાં પુસ્તકો

**મૅટ્રિક આસપાસ રસ્તા વાટા** એટલે કે ‘મૅટ્રિકની આસપાસના માર્ગો’ એ નામનું એક ઉપયોગી નાનકડું પુસ્તક (મરાઠી ભાષામાં) જેમાં નિરનિરાળા અભ્યાસક્રમો, પરદેશના અભ્યાસક્રમો, મુલાકાતો, ધનાર્જનના માર્ગ વગેરેની માહિતી આપી છે. તેનાં નીચેનાં પ્રકરણોથી તેના અંતરંગનો ખ્યાલ આવશે: કોર્સ કેમ ઠરાવવો, નોકરી કરનારા અને બીજાઓએ ધ્યાનમાં લેવા યોગ્ય વાતો, યુનિવર્સિટીનું શિક્ષણ, ધંધા અને કોર્સ ઠરાવવામાં શાળાઓએ શું કરવું જોઈએ; નિરનિરાળા અભ્યાક્રમો, યુદ્ધકાલીન અભ્યાસક્રમો, જુદાંજુદાં સ્થળોની સંસ્થાઓ, હિંદુસ્તાનમાંની કેટલીક સરકારી ખાતાંની પરીક્ષાઓ; દ્રવ્યપ્રાપ્તિના કેટલાક માર્ગ તથા ધંધા; મુલાકાતો. લેખક—સ. આ. રાનડે, વિસનગર; પ્રાપ્તિસ્થાન—સમર્થ બુકડેપો, મુંબાઈ–૪ પૃ. ૯૫; કીંમત રૂપિયો અડી. **ઘર, શાળા ને શેરી:** જૂની અને નવી ઢબે પેઢીઓનું સારું નરસું તપાસીને લખેલાં, શિક્ષક આલમને ઉપયોગી લખાણોનો સંગ્રહ; લેખક—ગિરીશભાઈ મ. ભટ્ટ પ્રકાશક—ઘરશાળા પ્રકાશન મંદિર, તખ્તેશ્વર પ્લૉટ ભાવનગર, ૦ ૬ ૦; **મૂંગો સેવક:** ગાંધીજીને પ્રિય એવી ‘સર ગિબી’ નામની નવલકથાને આધારે તૈયાર કરેલી, એક મૂગા પણ સેવાભાવી છોકરાના પરાક્રમોની આ કથા, વાચનનો રસ આપવાની સાથે જીવનને સેવા તથા આત્મોન્નતિ તરફ પ્રેરે એવા અભિનવ કથા સાહિત્યનો ઉત્તમ નમૂનો છે. લેખક—ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ, પ્રકાશક—એન એમ ઠક્કર ઍન્ડ કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ–૨, ૨ ૮ ૦; **ગાંધીજીના સમાગમમાં:** ગાંધીજીના સમાગમમાં આવેલાં ગુજરાતનાં અનેક સ્ત્રીપુરુષોએ ગાંધીજીવનના જાતે જોએલા પ્રસંગોનાં વર્ણન આપતું પુસ્તક જેમાં એમનાં અનેક લોકોત્તર ને વિરલ ગુણોનું પ્રતિબિમ્બ પડે છે સંપાદક ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ, સોલ એજન્ટ એન એમ. ઠક્કરની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ. મુંબાઇ–૨, ૨ ૮ ૦.



નાનકડું શું વાદળ આખો સૂરજ ઢાંકી કાઢે,
વિષનું ટપકું માણસ જેવો માણસ પલમાં મારે !
મચ્છર કાન મહીં પેસી ખીજવી શકતો માતંગ !
અંગ મહીં એક જૂઠો અવયવ લજવે આખું અંગ !
પ્રેમતણું મા' જહાજ કરે અભિમાન-છછુંદર કાણું
ભરદરિયે એ બૂડતું રસ્તો, ડૂબે ખર્ચ્યું નાણું !

—ગણપત ભાવસાર

## હિંદી ક્રિકેટજગતનો જ્યોતિર્ધર : લેફ્ટેનન્ટ કર્નલ કોટ્ટારી કન્હૈયા નાયુડુ

'એ ઊંચો મદ્રાસી આપણા મશહૂર ખેલાડી આર્લીની પણ ઝગઝગતી રમતને તથા તેના છક્કાઓને ઝાંખપ પમાડી તેનાથી ચાર ચાસણી ચડી ગયો છે. આવો અજબ ખેલાડી મેં આજ સુધી જોયો નથી એ બૅટ ઉચકે છે કે બાઉન્ડ્રી જાય છે. ગમે તેવા કાસ્ટ બૉલને પણ તે છક્કો બનાવી દે છે. ગૂગલી બોલરોને પણ એ ત્રાહેત્રાહે પોકરાવી દે છે. એની હિંમત અજબ છે. એ રમતથી થાકતો નથી. ગમે તેવી નિરાશાજનક સ્થિતિમાં પણ એ મક્કમ રહી શકે છે અને પોતાની મરજી મુજબ વિશ્વાસથી રમી શકે છે. એ ભયંકર આક્રમણકારી બૅટ્સમૅન છે, ઉસ્તાદ બૉલર છે, ચપળ ફીલ્ડર છે અને કુશળ કૅપ્ટન છે.' કર્નલ નાયુડુની કમાલ રમતની પ્રશંસામાં એક ગોરા ગૃહસ્થે લખેલા આ શબ્દોમાં હિંદી ક્રિકેટજગતના એ જ્યોતિર્ધરનું ટૂંકું પણ તાદૃશ વર્ણન આવી જાય છે.

'સી. કે.'ના ટૂંકા પણ વહાલસોયા નામથી સમસ્ત હિંદની ક્રિકેટજનતામાં લાડીલો બનેલો આ મહાન ક્રિકેટર હિંદુસ્તાનભરમાં આજે સૌથી વધુ લોકપ્રિય છે. ગયા ઑક્ટોબરમાં એને પચાસ વર્ષ પૂરાં થયાં, છતાં એ ઊંચી, સશક્ત, ચપળ વ્યક્તિ આજે પણ એટલી જ તેજસ્વિતા ને ખમીર ધરાવે છે; એનાં કાંડાનું કૌશલ, એની આંખની શક્તિ ને અંગાંગની સ્ફૂર્તિ હજી એવી ને એવી જ છે.

એ રમતમાં ઊતરે છે કે 'ગેઈટ-મની'ની આવકમાં છાળ ઊડે છે; એ મેદાનમાં આવે છે ને તાળીઓના ગડગડાટ ગાજે છે. ક્વચિત એ ૨૦–૨૫ રનમાં ઊડી જાય છે તો પ્રેક્ષકો કચવાટથી બોલી ઊઠે છે કે 'નાયડુએ રમત બગાડી નાખી !' પરંતુ જ્યારે એની સદી ઝળકે છે, બાઉન્ડ્રીઓ ગાજે છે, છક્કાઓ ચગે છે, ત્યારે લોકોના હર્ષનો પાર રહેતો નથી. તાળીઓ અને કીકિયારીઓથી મેદાન ગાજી ઊઠે છે. એના ગળામાં હારના ઢગલા ઠલવાય છે; મિનિટોની મિનિટો સુધી એના માનમાં તાળીઓ, રૂમાલો ને કાગળો ફરકયા જ કરે છે. એની સેન્ચરી સમયે ફટાકડાની લૂમો પણ ફોડવામાં આવી છે.



હિંદી ક્રિકેટના ઇતિહાસમાં સર્વોચ્ચ કોટિના ક્રિકેટર તરીકે નામના કાઢનાર આ ખેલાડીનો જન્મ ઈ. ૧૮૯૫ના ઑક્ટોબરની ૩૧મી તારીખે નાગપુરમાં થએલો. એના પૂર્વજો મૂળ મદ્રાસના, પણ નાગપુર આવી રહેલા. એના પિતા ને કાકા કૅમ્બ્રિજમાં ભણતા ત્યારના જામ 'રણજી'ના પ્રશંસક બનેલા અને પોતાને પરંપરાગત પ્રાપ્ત થએલું ક્રિકેટશોખ એમણે પુત્રને વારસામાં આપ્યું એ વારસાને ઉજાળી એણે આજે હિંદી ક્રિકેટજગતની બેતાજ બાદશાહી કબજે કરી છે.

છેક સાત વર્ષની નાની વયથી જ ક્રિકેટની રમતની દીક્ષા પામેલા એ કુમારને એ રમતની શાસ્ત્રીય તાલીમ આર. શાન્મા જેવા ક્રિકેટપટુને હાથે નાગપુરમાં મળે-

## આ માસ (જાન્યુઆરી)નું પંખી

[શ્રી 'વને ર'ની લેખમાળા 'વનવગડાનાં વાસી'માં આપણી જીવસૃષ્ટિનો પરિચય આવી ગયો હોવા છતાં આપણી નિકટવર્તી એ સૃષ્ટિ ફરીફરી પરિચય કરવા જેવી છે. અહીં માસેમાસ નજરે પડતાં પંખીઓનો ટૂંક પરિચય અપાયા કરશે.]

### ચક્રવાક



મૂળ સ્પેઈન, અફઘાનિસ્તાન, હિમાલય વગેરે પ્રદેશનું વતની આ પંખી શિયાળો ગાળવા હિંદમાં આવે છે અને જાન્યુઆરીમાં અહીં જણાય છે. જોકે માત્ર રાત્રે જ ચરવા નીકળતું હોવાથી એને માટે ખાસ આગ્રહ રાખીને અવલોકન કરવા નીકળનારની જ નજરે એ પડે. પણ એનાં નરમાદાનાં જોડકાંમાંથી એકાદું યે ચરતાંચરતાં છૂટું પડી જાય કે એની વચ્ચે કોઈ અંતરાય આવે કે તરત 'આઉં' 'આઉં' કરતાં બૂમાબૂમ કરી મૂકે છે. એટલે એમને શોધવાં મુશ્કેલ નથી 'ચક્રવાક મિથુન' નામના કાવ્યથી ગુજરાતી સાહિત્યપ્રેમીઓને જાણીતા આ પંખીને લોકવાણીએ, વિરહવેદના ભોગવવાનો શાપ પામેલા કોઈ પૂર્વજન્મના પ્રેમોન્મત્ત યુગલરૂપે કલ્પીને એમની રાતનેજાની એ ભ્રમોને કાવ્યરૂપ આપ્યું છે.

ગળામાં ઘૂંટીને 'આઉં' 'આઉં' અવાજ કરતું હોવાથી એનું નામ 'ચક્રવાક' પડ્યું. આમલોકો એને ચકવો કહે છે બતકના વર્ગનું આ પંખી હંસને મળતું આવતું હોવાથી કેટલાક દેશમાં એને 'હંસ' પણ કહે છે.

કેસરના રંગે ચળકતો નારંગી એનો રંગ અને પાંખમાં લીલો પટ્ટો. આંખોની કીકી ચકચકિત છીંકણી રંગની અને ચાંચ તથા પગ કાળા. મોટાં ટોળાંમાં ઊડીને પરદેશથી આવે છે અને સ્વચ્છ જલાશય આગળ વાસ કરે છે. દિવસે એક પગ ઊંચો રાખી માત્ર એક જ પગે શરીર ટેકવીને (એકપદી કરીને) ઊંઘે છે અને સાંજ પડતાં ચરવા નીકળે છે. આહારમાં એને બધું જ ખપે: જીવાત, માછલાં કે વનસ્પતિ.

લી, ને નાગપુરની 'હિસ્લોપ કૉલેજિયેટ હાઈસ્કુલ'ના તથા તે પછી ત્યાંની કૉલેજના કૅપ્ટન થએલા. અભ્યાસ તરફ એમનું બહુ લક્ષ ન રહેતું. છતાં વર્ષ પૂરું થવા આવતા એ આસાનીથી પરીક્ષા પસાર કરી દેતા.

ક્રિકેટ જગતમાં એણે નામના કાઢી તે પહેલાં પણ એની કાર-કીર્દિ એક અઠંગ કૂદનાર તરીકે પંકાએલી હતી. યંગ મેન્સ ક્રિશ્ચિયન એસોસીએશનના સમાશ્રયે મુંબાઇમાં ભરાએલી અખિલ હિંદ હરી-ફાઈમાં અંગદ કૂદકા અને હનુમાન-કૂદકા (હાઈ જંપ અને લૉંગ જંપ) માટે એમણે પહેલાં ઇનામો લીધેલાં અને આજે પણ ઘણું કૂદવામાં એ ભલભલા હરીફોની સામે ટક્કર ઝીલી શકે છે. આ ઉપરાંત હોકી ફુટબૉલ, અને પોલોના પણ એ અઠંગ ખેલાડી છે

ઈ. ૧૯૧૬માં હિંદી ક્રિકેટના મહિયર સમા મુંબાઇમાં, એકવીસ વરસની ઉંમરની વયે એણે ચતુરંગી મૅચમાં પ્રથમ દેખા દીધી અને એ પહેલી જ રમતમાં પોતાનો લાક્ષણિક છક્કો ફટકાર્યો. લાગલી જ લોકોને પ્રતીતિ થઈ કે હિંદી ક્રિકેટમાં કોઈ પાણીદાર વ્યક્તિએ પ્રવેશ કર્યો છે. અને ત્યારથી એની નામના અને લોકપ્રિયતા વધતાં ગયાં. ચતુરંગી મૅચોમાં ૧૦૦૦ રન પૂરા કરવામાં સૌ પહેલા એ જ હતા. એના છક્કાઓએ અનેક દડા ગુમ કર્યા છે. એક સમયે રમત પૂર બહારમાં ખીલેલી ને નાયડુ પણ એવી અજબ રીતે ખીલેલા કે એની ઓવરબાઉન્ડ્રીએ મુંબાઈ જીમખાનાનું ઘડિયાળ તોડી પાડેલું!

ઈ. ૧૯૨૫-૨૬માં હિંદમાં રમવા આવેલી એમ. સી. સી. ટીમ સામે માત્ર ૧૦૦ મિનિટમાં ૧૧ છક્કા અને ૧૩ ચોક્કા ફટકાવી કાઢીને ૧૫૩ રનનો ઐતિહાસિક જુમલો એણે નોંધાવ્યો ત્યારથી એણે આંતરરાષ્ટ્રીય ક્રિકેટ-ઇતિહાસમાં પોતાના નામાક્ષરો અંકાવ્યા અને જગતભરના ઉચ્ચ કક્ષાના ખેલાડીઓમાં પંકાઇ ગયા. ૧૯૨૬માં એણે પોતાની કારકીર્દિના વધુમાં વધુ—૨૫૬ રન કરેલા.

આ પછી તો ૧૯૩૨ અને ૧૯૩૩-૩૪માં ઈંગ્લંડ સામે ટેસ્ટ મૅચો રમવા ગએલી હિંદી ટીમની સરદારી એમણે લીધેલી અને હિંદી ટીમના ઇંગ્લંડના એ પ્રવાસ દરમ્યાન ભલભલા ખેલાડીઓ સામે છક્કાઓ મારીને અને છ વખત સદીઓ નોંધાવીને સારાયે ઇંગ્લંડને આશ્ચર્યથી ચોંકાવી દીધેલું. જેમાંની પાંચ સદીઓ તો ઇંગ્લંડની ફર્સ્ટ ક્લાસ કાઉન્ટીઓ સામે હતી. એની રમત જોઇને અંગ્રેજોએ એને 'ટેરર ઑવ ધ ફીલ્ડ' કહેલો. ૧૯૩૨ની સફરમાં સૌ પહેલાં ૧૦૦૦ રન નોંધાવનાર અને ૧૯૩૩-૩૪માં ૧૮૪૨ રનનો સૌથી મોટો જુમલો નોંધાવનાર પણ એ જ હતા. એમની ભવ્ય અને ક્રાંતિકર ફટકા-બાજીથી ઇંગ્લંડના વિવેચકોએ એમને હિંદના બ્રૅડમૅન, હૅમંડ અને વૂલી કહીને પ્રશંસ્યા છે. પરંતુ એમનું વ્યક્તિત્વ તો એ બહુમાનને પણ ઓળંગી જાય એવું છે બ્રૅડમૅન માત્ર ક્રિકેટના નિયમોના પાલન સાથે અચ્છું રમી જાય છે; પરંતુ સી. કે. ક્રિકેટના નિયમોની મર્યા-દામાં રહેતા છતાં જે સ્વૈરવિહારીની મુક્તતાથી રમતને કલામય અને પ્રાણવાન બનાવી મૂકે છે તે ચૈતન્ય બ્રૅડમૅનમાં નથી.

એની આ શક્તિ અને સફળતાનું ખરું રહસ્ય છે એનો આત્મ-વિશ્વાસ. એ પોતાની લાક્ષણિક ઢબે દડા પર ભયાનક હુમલો કરે છે. જે વિશ્વાસથી એ બૅટ વીંઝે છે અને ફટકો મારે છે તેવી રમત બીજો કોઈ ખેલાડી આજે કરી શકતો નથી. પોતાના વિદ્યાર્થીઓને પણ એનો દીક્ષામંત્ર એ જ છે: 'બૅટ સીધા રાખો; ડરો મત; જોર સે ફટકા લગાઓ!' ફટકાબાજી એને પ્રિય છે અને તેને હિંદી ક્રિકેટની ખૂબી માને છે. છતાં જરૂર પડયે એ સ્થિર ચીકણી રમત પણ રમી શકે છે. બચાવ જોઇને દાવ લેનાર એ કુશળ ખેલાડી છે. એણે એમ બીસ મિનિટ જેટલા ટૂંકા ગાળામાં ૯૨ રનનો ઝડપી જુમલો કર્યો છે, તેમ એક વખત ઇંગ્લંડમાં એક રમતમાં વખત વીતાવવાની જરૂર પડી ત્યારે દોઢસો મિનિટ—અઢી કલાક—સુધી બૅટને ગોંધી રહી એટલા લંબાણ ગાળામાં માત્ર ૩૭ રન પણ કરેલા.

એમની બૅટિંગની કુશળતા સર્વતોમુખી છે. 'ઑફ' અને 'ઑન' બંને તરફનું ડ્રાઇવિંગ તે કુશળતાથી કરે છે, એટલું જ નહિ પરંતુ લલચામણા દડાઓની સામે સારી પેઠે 'એડવાન્સ' થઇ એને અદ્ધરો-અદ્ધર ઉપાડી લઈ બાઉન્ડ 'બહાર ફેંકી દેવાની એમની આવડત અજોડ છે. પોતાની ઊંચાઇનો એ સારો લાભ ઉઠાવી જાણે છે અને ઊંચા કૂદકા મારી દડાને ફટકારવાની પદ્ધતિ તો એમની જ ગણાય છે. ફાસ્ટ બૉલરોને તો એ એટલા જ 'હાર્ડ ડ્રાઇવ'થી જવાબ આપે છે, અને ગમે તેવા 'ગુગલી' 'લેગ બ્રેક' કે 'ટૉપ સ્પિનર' બૉલરોને પણ એ થકવી નાખે છે. એક સામેના પોતાના ફટકાઓથી તો એ જગતભરમાં સૌથી શ્રેષ્ઠ 'ઑફ હિટર' ગણાય છે. બૉલ કેવી ચાલચાલશે તેની એ રાહ જોતા નથી; એ તો બૉલ પાસે પોતાનું ધાર્યું કરાવે છે.

એમની આ ઉચ્ચકક્ષાની બૅટિંગ ઉપરાંત એ કુશળ બૉલર પણ છે. 'મીડિયમ-સ્લો' ઢબની એમની બૉલિંગે ઇંગ્લંડમાં લેસ્ટરશાયર સામે ૨૧ રનમાં સારામાં સારી પાંચ વિકેટો ઉપાડી લઇને સનસનાટી ફેલાવી મૂકેલી પણ એક વખત પોલોની રમતમાં ઘોડા પરથી પડી જતાં એમના કાંડાનું હાડકું ઊતરી ગએલું, ત્યારથી એમનાથી બૉલિંગ બહુ નથી થતી જોકે બૅટિંગના ફટકામાં એમને વાંધો આવતો નથી.

ફીલ્ડિંગમાં પણ એ શ્રેષ્ઠ ફીલ્ડર છે એટલું જ નહિ, પણ કુશળતા-પૂર્વક વ્યૂહરચના કરે છે અને તેમાં અઘરામાં અઘરી ફીલ્ડિંગ પોતે લે છે. 'સ્લિપ' અને 'મિડઑફ'ની ફીલ્ડિંગ એ પોતાની જ કહેવડાવે છે. આંખ, શારીરિક ચપળતા, હિંમત અને ક્રિકેટની સમજનો સુમેળ હોય તે જ ક્રિકેટર આ જગ્યાએ ફીલ્ડિંગ કરી શકે છે.

'બૅટસમેન,' 'બૉલર,' 'ફીલ્ડર,' 'કૅપ્ટન,' એવો આ સી.કે.આપ-ણો સૌથી લોકલાડીલો ક્રિકેટખેલાડી છે. એની કીર્તિકથાઓ આપણા દેશના ક્રિકેટરસિકોને કંઠે છે, એની નામના અજોડ છે, એનું ક્રિકેટ-વ્યક્તિત્વ અને આકર્ષણ અદ્‌ભુત છે. ગઈ એક પચ્ચીસીથી નાયડુનું નામ પ્રત્યેક હિંદી છોકરાની જીભે રમી રહ્યું છે. પ્રત્યેક છોકરો નાયડુ થવાની મહેચ્છા સેવે છે, દરેક ક્રિકેટ શોખી માબાપ પોતાનો છોકરો નાયડુ થાય એવો અભિલાષ ધરાવે છે.

જેવા એ મહાન ખેલાડી છે તેવા જ સુજન અને સંસ્કારી સદ્-ગૃહસ્થ એ છે. એ લોકપ્રિય વક્તા છે. ક્રિકેટ વિષે સારું લખી પણ જાણે છે સાદો પોશાક અને સાદો ખોરાક એમને પ્રિય છે. આવા મહાન ખેલાડી હોવા છતાં એ ધંધાર્થી ખેલાડી નથી. હોલ્કરરાજના લશ્કરમાં એ લફ્ટેનન્ટ કર્નલનો હોદ્દો ધરાવે છે. રમતમાં પણ એ લશ્કરી યોદ્ધા સમા છે. છેલ્લો દડો ફેંકાઇ ન જાય ત્યાં સુધી એ રમતના પરિણામનો નિર્ણય બાંધી બેસતા નથી. રમતની પકડ હાથ-માંથી જવા દેતા નથી કે ઢીલી પડવા દેતા નથી. તેમજ કૅપ્ટન તરીકે પણ એવો જ જુસ્સો સૌમાં પ્રકટાવવાની એમનામાં શક્તિ છે. ક્રિકેટ પરનું એમનું સામર્થ્ય અને સ્વામિત્વ અજોડ છે.

જગના ક્યા ક્ષેત્રમાં મોટા માનવી ટીકાથી પર છે? ક્રિકેટજગત-ના આ પરાક્રમી પુરુષે પણ પોતાના ત્રણ દાયકાના ક્રિકેટજીવનમાં ટીકા અને નિંદા સહન કર્યાં છે. એમના પર એકાંતિક ને અસહકારી હોવાના આરોપ મુકાયા છે. ૧૯૩૭માં એક સમૂહે એમનું અપમાન પણ કરેલું. પરંતુ એમની આત્મભોગની ખેલદિલી અને નમ્રતા અજબ છે. પોતાનાથી નીચી કક્ષાના લોકો પાસે એણે બીલકુલ સંકોચ વગર નેટ-પ્રૅક્ટિસની પરીક્ષાઓ આપી છે અને હિંદી ક્રિકેટના ક્લિન ગર્ટિની

એમની ધગશ તો એમના આ શબ્દો જ પોકારી રહે છે કે 'ક્રિકેટનું હિત સધાતું હોય તો હું રમતના મેદાન પરા રોલ ફેરવવા પણ તૈયાર છું.' (સંકલિત)

## ઈન્ફ્રારેડ કિરણો

સૂર્યનો પ્રકાશ સાત રંગોનો બનેલો છે તે તો સૌને વિદિત છે ત્રિપાર્શ્વ (ત્રણ પાસાવાળા) કાચમાંથી સૂર્યનાં કિરણ પસાર થાય તો સાત રંગોનો(Vibgyor—જાંગવાલીપીનારા—એટલેકે જાંબલી, ગળીનો, વાદળી, પીળો, નારંગી ને રાતો એ સાત શબ્દોના પહેલા અક્ષરો—નો)વર્ણપટ—સ્પેક્ટ્રમ આપણી નજરે પડે છે. પણ આ વર્ણપટના રાતા રંગની તરત જ નીચે એક મોટો અદશ્ય વર્ણપટ આવેલો હોય છે તેની સામાન્ય જનતાને જાણ નથી. આ વર્ણપટના કિરણસમૂહની તરંગલંબાઈ(વેઇવ લેંગ્થ) લાંબી હોવાથી તે આપણી નજરે પડતો નથી હોતો. તેનું નામ ઈન્ફ્રારેડ કિરણો.

રેડિયમ
ક્ષ-કિરણ
જાબુંડો
ગળી
વાદળી
લીલો
પીળો
નારંગી
રાતો
ઈન્ફ્રા-રેડ
દશ્ય પ્રકાશ-કિરણો

કોઈપણ પ્રકાશ કે ગરમીમાંથી જે કિરણો નીકળે છે તેનો મોટો ભાગ ઈન્ફ્રારેડ કિરણોનો હોય છે. સૂર્યના પ્રકાશનો લગભગ ૫૦ ટકા ભાગ—એટલેકે આપણને ઘેરી રહેલા પ્રકાશનો મોટો જથ્થો ઇન્ફ્રારેડ કિરણોનો હોય છે. બીજી રીતે કહીએ તો આપણે એ કિરણોના મહાસાગરમાં જ વસીએ છીએ. પૃથ્વી પર 'જીવન' પણ આ કિરણોના પ્રતાપે જ પાંગર્યું હોવું જોઇએ. પ્રયોગોથી સાબિત થયું છે કે વનસ્પતિ-સૃષ્ટિ તો તેના વગર જીવી જ ન શકે. એટલે તેનાથી ઉચ્ચ શ્રેણીના જીવોના વાર્ધક્ય ને જીવનટકાવ અર્થે પણ ઇન્ફ્રારેડ કિરણો અગત્યનો ને મહત્ત્વનો ભાગ ભજવતા હોવાં જોઇએ એમ કહેવું વધારે પડતું નથી.

ઈ. ૧૮૦૦માં સર વિલિયમ હર્શેલે ત્રિપાર્શ્વ કાચમાંથી પસાર થતાં સૂર્યકિરણના વર્ણપટના જુદાજુદા રંગો ઉપર થર્મોમીટર મૂકી દરેક વર્ણપટની ઉષ્ણતા નોંધી જોઇ. આ પ્રયોગમાં માલૂમ પડયું કે જાંબલી પટ કરતાં રાતો પટ વધારે ઉષ્ણતાધારક હતો પણ જ્યારે રાતા વર્ણપટથી યે આગળ થર્મોમીટર મૂકવામાં આવ્યું ત્યારે તો તેનો પારો એકદમ ઊંચે ધસી ગયો! આ ઉપરથી કલ્પના કરવામાં આવી કે એ રાતા વર્ણપટની પાર ગરમી ઉપજાવનારો કોઇ બળવાન કિરણસમૂહ હોવો જોઈએ અને એ કિરણોની તરંગ-લંબાઈ લાંબી હોવાથી તે આપણાથી નરી આંખે દેખી શકાતાં નહિ હોય; પણ તેમની અસર તો ગરમી ઉપજાવનારી હોય જ છે. સૂર્યપ્રકાશમાં જે વધારે ગરમી લાગે છે તે આ ઈન્ફ્રારેડ કિરણસમૂહના પ્રતાપે જ.

આ ઇન્ફ્રારેડ કિરણોનું વિકિરણ (રેડીએશન) દરેક પ્રકાશમય કે ગરમી ઉત્પાદક વસ્તુમાંથી થતું હોય છે. બળતાં લાકડાંમાંથી, વીજળીના દીવા કે સ્પિરિટ લૅમ્પમાંથી કે રેડીએટરમાંથી જે ગરમી આવતી હોય છે તે પણ આ કિરણોને લીધે જ. પણ ઉપર દર્શાવેલી ગરમીધારક વસ્તુઓનાં કિરણોની તરંગલંબાઈ ઓછીવત્તી હોવાથી તેમાંથી નિપજતી ગરમી પણ એકધારી ન હોતાં ઓછીવત્તી હોય છે.

જે ઈન્ફ્રારેડ કિરણો રાતા વર્ણપટની તદ્દન નજીકમાં હોય છે તે તો પદાર્થની અંદર પણ પ્રવેશતાં હોય છે. આ કિરણો વીજળીના ગોળામાં કાર્બન કે ટંગ્સ્ટનના બારીક તારો (ફિલામેન્ટસ) નાખવાથી ઉપજાવી શકાય છે. આવા ઈન્ફ્રારેડ દીવાઓના બલ્બમાંથી તેજ તો જોકે ઝાંખું પ્રગટતું હોય છે, પણ તેમાંથી નીકળતી ગરમી એટલી તો ઉગ્ર હોય છે કે તાજો લગાડેલો રંગ ને પડે થોડી જ મિનિટોમાં સુકાઈ જાય છે. સૂકવેલા ખોરાક (ડીહાઇડ્રેટેડ ફૂડ) બનાવવામાં ફળ, શાક વગેરેમાંથી જે પાણી શોષી લેવાનું હોય છે તે ક્રિયા જો ઝડપી બને તો ખાદ્યના વિટામિનો ને સોડમ અકબંધ જળવાઈ રહે. આથી ઇન્ફ્રારેડ દીવાઓ સજેલી ભઠ્ઠીઓમાં હવે તે ક્રિયા કરવામાં આવે છે ને તેમાં ગાજર, સફરજન, બટાટા, કોબીજ, ફળો વગેરે ૫ થી ૩૦ મિનિટ જેટલા સમયમાં જ સૂકવી નાખી શકાય છે. અગાઉ વરાળની ભઠ્ઠીઓમાં આ જ ક્રિયા માટે કલાકોનો સમય જોઇતો હતો. આ ઉપરાંત પણ ઈન્ફ્રારેડ દીવાના વિવિધ ઉપયોગ થાય છે: ઠંડી ઋતુમાં મોટરનાં એન્જિનો ગરમ રાખવાથી માંડીને સીતમ ઠંડી વખતે ખેતરો ને વાડીઓમાં ઈન્ફ્રારેડ લૅમ્પ દ્વારા વૃક્ષવેલાઓનાં પાંદડાં ને ડાળીઓ ઉપર કૃત્રિમ સૂર્યની જેમ પ્રકાશ વેરી હુંફ પ્રસારવામાં, ધાન્ય સૂકવવામાં, કઠોળ ને અનાજના જંતુઓનો નાશ કરવામાં ને સોદાગરોનાં કપડાં તથા ગરમ ધાબળાઓમાં પડેલી જૂ જીવાતો આદિ મારવાના કાર્યોમાં.

પણ ઈન્ફ્રારેડ કિરણોનો અદ્‌ભુત ઉપયોગ તો ફોટોગ્રાફીમાં થયો છે. ઇન્ફ્રારેડ ફિલ્મ દ્વારા ગાઢ અંધકારમાં પણ ફોટોગ્રાફ લઇ શકાય છે. ધોળા દિવસે પ્રખર સૂર્યના પ્રકાશમાં પણ ચંદ્રની ચાંદનીની અસર અને દશ્ય નીરૂપતાં ફોટોચિત્રો લઇ શકાય છે અમીત ઊંચાઇએથી પણ ઘેરા વાતાવરણના પડને ભેદી પૃથ્વી પરનાં દશ્યોના સ્પષ્ટ અને ઉઠાવદાર ફોટોગ્રાફો લઇ શકાય છે. બીજા મહાયુદ્ધ વખતે આ પ્રકારની ફોટોકલા દ્વારા ધરાતલ ઉપર પ્રવર્તતી સ્થિતિ જાણી લઈ યુદ્ધવિષયક અગત્યની માહિતીઓ મેળવી શકાઇ હતી.

આનાથી પણ વધારે મહત્ત્વનો ઉપયોગ ફૂડીબંધ યુદ્ધવિષયક કારખાનાંઓના રક્ષણ પરત્વે યોજાયો હતો. ઈન્ફ્રારેડનાં અદશ્ય કિરણો ગુપ્ત સ્થળે ગોઠવેલા અરીસાઓ ઉપર ફેંકી એવી આયોજના કરવામાં આવી હતી કે તેનાં કિરણોના એ અદશ્ય રશ્મિસમૂહ વિશાળ કારખાનાની આસપાસ વર્તુલાકારે ફરી વળે એમાંનું એકાદ પણ કિરણ જો હુમલાખોરના આગમનથી વિક્ષેપાય કે તરતજ ભયની ઘંટડી ઝણઝણી ઊઠે અને રક્ષકો સજ્જ થઇ જાય.

વૈદકશાસ્ત્રમાં પણ ઈન્ફ્રારેડ કિરણોનો ઉપયોગ દરદોનાં નિદાન કરવાથી માંડી ચામડીનાં દરદો, મુગદાં-ધારાં, સંધીવાના દુખાવા ને સોજા, પક્ષ ઘાતની નબળાઈ વગેરેના નિવારણ અર્થે કરવામાં આવે છે.

—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## અલ્ટ્રાવાયોલેટ કિરણો

ઉપરના લેખમાં આપણે સૂર્યપ્રકાશના વર્ણપટ (સ્પેક્ટ્રમ)ના સાત રંગ પછીનાં અદશ્ય 'ઈન્ફ્રારેડ કિરણો' વિષે જાણી ગયા. એવાં જ બીજાં અદશ્ય કિરણોનો સમૂહ સૂર્યપ્રકાશના જાંબુડિયા રંગની તરત જ પછી આવેલાં હોય છે. તેને 'અલ્ટ્રા-વાયોલેટ કિરણો' નામ આપવામાં આવ્યું છે આ કિરણોની તરંગ લંબાઈ (વેઈવ લેંગ્થ) એકસરખી નથી હોતી, પણ લાંબીટૂંકી હોય છે અને પદાર્થમાં પ્રવેશવાની તેમની શક્તિ ઘણી થોડી હોય છે. પણ સૂર્યપ્રકાશનાં આ કિરણોને

સીધે આપણી ચામડી દઝાય છે. ને જો આપણા દેહ ઉપર આ કિરણ-સમૂહ એકત્ર કરી નાખવામાં આવે તો તીવ્ર દાઝન પણ થાય છે.

આ અલ્ટ્રાવાયોલેટ કિરણોની અસર આપણા દેહ ઉપર સ્વાસ્થ્ય-રક્ષક અને વર્ધક છે. આપણા શરીરની ચામડી ઉપર આ કિરણોની અસર થવાથી શરીર પોતે જ શરીરના અમુક પદાર્થોમાંથી વિટામિન ડી ઉપજાવી લે છે. અને શારીરિક સ્વાસ્થ્ય માટે વિટામિન 'ડી'ની જરૂરિયાત ઓછી નથી. તે આંતરડાંમાંથી કૅલ્શ્યમને પકડી શરીરના ઉપયોગમાં લે છે, કૅલ્શ્યમ અને ફૉસ્ફરસનું પાચન કરાવે છે અને હાડકાં તથા દાંતમાં કૅલ્શ્યમને જથ્થુ સંઘરી રાખે છે.

જે શરીરમાં વિટામિન 'ડી'ની ન્યૂનતા કે અભાવ હોય છે તેનાં હાડકાં શિથિલ અને વિકૃત હોય છે. આવાં નબળાં હાડકાંવાળાં બાળકોમાં રિકેટસ્ (અસ્થિશોષ) નામનું જે દરદ થઈ આવે છે તેના નિવારણ માટે અલ્ટ્રા-વાયોલેટ કિરણોનો શેક આપવાનો ઉપચાર પ્રચલિત છે. આવા શેકથી કૅલ્શ્યમનું ગઠન થાય છે અને શરીરમાં ચયાપચય (મેટાબૉલિઝમ)ની વિકૃત થયેલી ક્રિયા સુધરે છે. આ ઉપરાંત ક્ષય, ગંડમાળ, ચાંદાં-ધારાં, ચામડીનાં દરદો, પાંડુરોગ, ગર્ભિણીના અસ્થિરોગ વગેરે દરદો ઉપર અલ્ટ્રા-વાયોલેટ કિરણોનો શેક ગુણકારક નીવડે છે.

—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## આમળાં

આયુર્વેદમાં આમળાંનું સ્થાન બહુ જ ઊંચું છે. આયુર્વેદાચાર્યોએ આમળાંની ગણના એક દવા તરીકે જ માત્ર નહિ પણ આપણને અત્યંત ઉપયોગી અને છતાં સુલભ એવા ફળ તરીકે કરી છે. આપણા જમાનાના પાશ્ચાત્ય પ્રયોગથી પણ એની ઉપયોગિતા પુરવાર થઈ છે.

આમળાંનું શાસ્ત્રીય નામ લૅટિનમાં ફિલૅન્થસ ઍમ્બ્લિકા અને સંસ્કૃતમાં આમલકી છે. જાન્યુઆરીથી એપ્રિલ એની ઋતુ ગણાય છે. ગુજરાતમાં પાલણપુર અને પંચમહાલમાં તથા કાઠિયાવાડમાં ગિરનારમાં તે થાય છે. એ આમળાં રસદાર અને કદમાં મોટાં હોય છે.

આમળાંના વૃક્ષનાં બધાં જ અંગઉપાંગ ઉપયોગી છે, પણ અહીં આપણે વનસ્પતિશાસ્ત્રની દૃષ્ટિએ નહિ પરંતુ માત્ર ઔષધ અને આહારશાસ્ત્રોની દૃષ્ટિએ એકલાં આમળાંનો જ વિચાર કરીશું.

આમળાંનો પ્રમુખ રસ તો અમ્લ (ખાટો) રસ છે, પણ તેની સાથે મધુર અને તૂરો રસ પણ છે. આમળાં શીતવીર્ય છે એટલે શરીરમાં જઈને તે શીતળતા સ્થાપે છે. આમળાં ત્રણે દોષ (વાત, પિત્ત અને કફ) ઉપર અસર કરે છે, અને શરીરમાંનો એમાંથી સપ્ત ધાતુઓ રક્ત, માંસ, મજ્જા, અસ્થિ, શુક્ર, મેદ અને રસ રક્ત ઉપર મુખ્ય અસર કરે છે. રક્તધાતુની શુદ્ધિ થાય એટલે એનાથી પોષાએલી બધી ધાતુની શુદ્ધિ થાય છે, અને આથી આમળાં રસાયન કહેલાં છે.

આમળાં પિત્તસ્રાવક અને અનુલોપક (એટલે કે મળવિસર્જનની ક્રિયાને વેગ આપે તેવાં-સારક-લૅક્સેટિવ) હોવા ઉપરાંત મૂત્રલ પણ છે, એટલે શરીરના મળ તથા મૂત્ર છોડવામાં તે ઘણી અસર કરે છે.

આમળાં ચૂર્ણ, મુરબ્બો, અથાણું, ચ્યવનપ્રાશાવલેહ (ચાટણ), ધાત્રીરસાયન, ત્રિફળા (હરડાં, બેડાં અને આમળાં) ચૂર્ણ, કષાય વગેરેના રૂપમાં બહુ વપરાય છે ત્રિફળાનું પાણી આંખ ઉપર છાંટવા માટે બહુ જાણીતું છે. મોંમાં ચાંદાં પડ્યાં હોય ત્યારે આમળાંના પાણીના કોગળા કરવાથી આરામ થાય છે ત્રિફળાનો કવાથ જૂના મરડામાં બહુ ઉપયોગી છે. એના લાંબા વખતના સેવનથી શરીરના પડકોની વિશુદ્ધ થઈ શરીર નીરોગી થાય છે. ગળાવરોધ, રક્તપિત્ત, નેત્રરોગ વગેરેમાં આમળાંનો ઉપયોગ અનુભવીવૈદો તેમજ પરદેશી ડૉક્ટરો પણ કરે છે. અર્વાચીનમાં ટકે, સંબિત, દીજ તથા મધ સાથે

આમળાંનો ઉપયોગ બહુ ફાયદો કરે છે. આ ઉપરાંત આમળાંનો એક વિશિષ્ટ ઉપયોગ આયુર્વેદાચાર્યોએ બતાવ્યો છે તે અજમાવવા જેવો છે ને અત્યારના વૈદકનો પણ તેને ટેકો છે શરીરમાંથી મ્યૂકસ-શ્લેષ્મ (કફ, આમ, જળસ) હયાંયથી પણ બહુ જતુ હોય તો એ માંસધાતુનો વિકાર છે અને આમળાં રક્તશુદ્ધિ દ્વારા માંસધાતુની શુદ્ધિ કરી શરીરના બધા ઘટકો સાફ કરીને શ્લેષ્મ થતું અટકાવે છે. તેથી સળેખમ, જળસ પડવું, શ્વેતપ્રદર વગેરેમાં તે બહુ જ ઉપયોગી છે.

આમળાંમાં વિટામીન 'સી'નું પ્રમાણ બધાં ફળો કરતાં વધારે છે તાજાં આમળાંના રસમાં નારંગીના રસ કરતાં વીસગણું વિટામીન 'સી' છે. આ વિટામીન ગરમ કરવાથી અથવા સૂકવવાથી બીજાં ફળોમાંથી નાશ પામે છે, પણ આમળાં અપવાદરૂપ છે. એથી આમળાંને સૂકવીને એનો સંગ્રહ કરી શકાય. એમાં સૌથી સારો રસ્તો એ છે કે એને છુંદીને તરત જ જેમ બને તેમ જલદી તડકામાં સૂકવી નાખવાં ને એ પછી એનું ચૂર્ણ બનાવી નાખવું આવા ચૂર્ણમાં દરેક ગ્રામમાં ૧૦થી ૧૫ મિલિગ્રામ વિટામીન 'સી' હોય છે. એ ચૂર્ણને ઠંડી અને ભેજ વગરની જગ્યામાં રાખવી.

વિટામીન 'સી' ગરમીથી તેમજ સોડા, પાપડખાર વગેરે ક્ષારે થી નાશ પામે છે. દરેક માણસને દરરોજ ૪૦ મિલિગ્રામ વિટામીન 'સી' જોઈએ. માંદગીમાં વિટામીન 'સી' નો શરીરમાં ઘણો વ્યય થાય છે, તેથી માંદગીમાં એનું પ્રમાણ વધારવું જોઈએ.

છેલ્લા આધુનિક પ્રયોગોથી સાબિત થયું છે કે વિટામીન 'સી' ૧૦૦થી ૪૦૦ મિલિગ્રામ દરરોજ આપવાથી ઘણા દર્દીઓની શરદી, ગળાનો સોજો વગેરે થોડા જ દિવસમાં મટી જાય છે.

આમળાંમાં ગૅલિક ઍસિડ, ટૅનિક ઍસિડ, ખાંડ, વગેરે તત્ત્વો છે. આમળાં શીત, અનુલોમક મૂત્રલ અને ગ્રાહી છે.—સુરેશ મૂ. બક્ષી

(ગ્રાન્ટમેડિકલ કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળના વાર્ષિક અંકમાંથી)

## ચામાચીડિયાંની સાચી આંખો

સામાન્યરીતે ચામાચીડિયું આંધળું મનાય છે. અને તેમ છતાં તેના વડવાઓની આ પૃથ્વી પર ઉત્પત્તિ થઈ ત્યારથી—આજ છ કરોડ વરસ થયાં એ રાત્રિના અંધકારમાં નિર્ભય ઉડ્ડયન કરતું આવ્યું છે. અંધકારમાં માર્ગ કરવાની તેની આ અદ્ભુત શક્તિ તેની આંખમાં નહિ પણ તેના કાનમાં રહેલી છે!

'કુમાર'ના નવેમ્બર અંકમાં જે 'રડાર' યંત્રનો પરિચય આપી ગયો તેના જેવી શક્તિ કુદરતે ચામાચીડિયાંને આપી છે. રડારયંત્રમાંથી જેમ રેડિયોના મોકલાતાં સૂક્ષ્મ મોજાં નિમેષમાત્રમાં પાછાં વળી, માર્ગમાં આવતા દૃશ્ય કે અદૃશ્ય અવરોધની બાતમી આપે છે તે જ રચના કુદરતે ચામાચીડિયામાં મૂકી છે. ઊડતી વખતે ચામાચીડિયું અતિ તીવ્ર ચીસો પાડતું જાય છે; પણ તે તીવ્રતાની સૂક્ષ્મતા એટલી બધી હોય છે કે કોઈ પ્રાણી કે માણસના કાન તે સાંભળી પણ ન શકે. પરંતુ આ ચીસોનાં કંપનો પોતાના માર્ગ વચ્ચે આવતી કોઈ વસ્તુ સાથે અથડાય તો તરત તેનો પ્રતિધ્વનિ રૂપ પ્રતિધ્વનિ પાછો વળે છે અને તે ઝીલવાની સૂક્ષ્માતિસૂક્ષ્મ શક્તિ ચામાચીડિયાના કાનમાં રહેલી છે. રસ્તામાં આવતી વસ્તુ કોઈ ટેકરી કે વૃક્ષ જેવડી મોટી હોય કે ધાતુના તાર જેવી અત્યંત બારીક હોય, છતાં પણ તેમાંથી પાછા વળતા પ્રતિધ્વનિ ચામાચીડિયાના કાન ઝીલી લે છે અને તે તરત એ માર્ગ છોડી સલામત માર્ગે વળી જાય છે. આ ક્રિયા એટલી ઝડપી, એટલી ચોકસાઈભરી અને એટલી સ્વાભાવિકરીતે થતી હોય છે કે જાણે ધોળે દહાડે પોતાની આંખે જોઈ જ ઈને કોઈ પ્રાણી માર્ગ કરતું હોય તેટલી જ નિશ્ચિંત રીતે.—વિજ્ઞાન.પી

ચામાચીડિયું શીહારાત્રિના ઘોર અંધકારમાં મુક્તપણે ફરે છે.

'રડાર'ની શોધ પહેલાં કુદરતમાં લાખો વર્ષોથી હયાતી ભોગવતી આ પદ્ધતિ હાર્વર્ડ યુનિવર્સિટીએ શોધી કાઢી છે. તેમણે પ્રયોગપૂર્વક સિદ્ધ કર્યું છે કે ચામાચીડિયાં ઊડવામાં આડે આવનારાં આવરણોને દૂર કરવા ફક્ત આંખો ઉપર આધાર રાખતાં નથી આંખે પાટા બાંધેલા હોય તોપણ ચામાચીડિયાં એટલી જ સહેલાઈથી કોઈ સાથે અથડાયા વગર ઉડી શકે છે; પરંતુ જો એમના કાન બંધ કરી દેવામાં આવે યા સીવી લેવામાં આવે તો તેઓ ભારે ભયંકર રીતે અથડાઇ પડે છે.

ચામાચીડિયું જ્યારે ઊડવાને તૈયાર થાય છે ત્યારે એક સેકંડની દસ ચીસોથી શરૂઆત કરે છે. પછી જ્યારે એ હવામાં ઊડતું હોય છે ત્યારે એક સેકંડમાં ત્રીસ ચીસો પાડતું જાય છે, અને જો સાવધાન રહેવાનો પ્રતિઘોષ સંભળાય છે તો આ ચીસોની સંખ્યા ૫૦ સુધી વધી જાય છે. આ પ્રતિઘોષની ચેતવણી તે સાફ અને વધુ મોટેથી સાંભળી શકે છે. એ ઉપરથી અથડાનારી વસ્તુ ક્યાં છે, કેટલે દૂર છે અને ક્યાંથી પોતાને વળી જવાનું છે તેનું એને કુદરતી જ્ઞાન થાય છે. એ પ્રતિઘોષ બંધ પડે ત્યાં સુધી એ પોતાની દિશા બદલાવતું જ રહે છે. જ્યારે એનું ઉડ્ડયન નિષ્કંટક બને છે ત્યારે ચીસોનો વેગ પાછો ત્રીસ ઉપર આવી અટકે છે. ('ગુજરાત મિત્ર')

## કાચનું સાંધણ

રેડિયો વાલ્વ વગેરેમાં કાચ સાથે ધાતુઓનું સાંધણ કરવાનું આવે છે એ કામ ઘણું મુશ્કેલ છે; કારણકે ઘણીખરી ધાતુઓના પ્રસરણાંક સાથે કાચનો પ્રસરણાંક મળતો આવતો નથી. પરન્તુ ટન્ગ્સ્ટન અને મૉલિબ્ડેનમ નામની ધાતુઓનો પ્રસરણાંક લગભગ સખત કાચના જેટલો છે. કાચ અને એ ધાતુઓના છેડા ગરમ કરીને જોડવાથી ઠંડા થયા બાદ તે સાંધો તૂટતો કે છૂટી જતો નથી. આ જ રીતે લોહ, નિકલ અને કોબાલ્ટ એ ત્રણ ધાતુઓના મિશ્રણથી થતી 'કોવાર' નામની મિશ્ર ધાતુના પ્રસરણાંકો પણ કાચના પ્રસરણાંક સાથે મળતા આવતા માલૂમ પડ્યા છે. આથી રેડિયો વાલ્વ અને એવી બીજી બનાવટોમાં કોવારનો ખૂબ ઉપયોગ થાય છે.

## બંગાળના કવિમેળા

બંગાળાના 'વીરભૂમ' (વીરોની ભૂમિ) પરગણા સાથે ત્રણ મહાન કવિઓનાં નામ સંકળાએલાં છે: જયદેવ, ચંડીદાસ ને રવીન્દ્રનાથ.

સંસ્કૃત ભાષાના કવિ જયદેવનો જન્મ 'કેંદુલી' ખાતે થએલો મનાય છે ત્યાં સૈકાઓ થયાં તેના નામથી દર જાન્યુઆરીમાં એક મેળો ભરવામાં આવે છે. જેની ગણતરી બંગાળના સૌથી મોટા ને પ્રાચીન મેળામાં થાય છે. આ વર્ષે યુદ્ધને અંગે માણસોની સંખ્યા કંઈક ઓછી થઇ હતી, તેમ છતાં બાઉલો તથા વૈષ્ણવોની મોટી સંખ્યામાં હાજરી હતી. તેઓએ જ રોપેલા એક પ્રાચીન વટવૃક્ષ નીચે તેઓ દિવસે ભોજન તથા આરામ લે છે અને રાત્રે ગાય છે.

કવિવર રવીન્દ્રનાથે પણ શાંતિનિકેતન ખાતે એવા મેળાની યોજના કરી હતી. દર વર્ષે ડિસેમ્બરમાં ત્યાં મેળો ભરાય છે. દેશની પરિસ્થિતિને અંગે વર્ષો સુધી બંધ રહ્યા પછી ચાલુ વર્ષે તે મેળામાં ભરાતા અતિથિઓની સંખ્યા 'રેકર્ડ' સમાન હતી. કેંદુલીના મેળા કરતાં આ મેળો નાના પ્રમાણનો હોવા છતાં ત્યાં આવેલી પ્રસિદ્ધ વ્યક્તિઓને અંગે તે ખૂબ પ્રખ્યાત થયો છે. આ પ્રાંતમાં બીજા અસંખ્ય મેળાઓ ભરાતા હોવા છતાં ચંડીદાસના નામથી કોઈ મેળો ભરાતો નથી તે શોચનીય છે. (પુસ્તકાલય)

# આ માસ (જાન્યુઆરી) ઈતિહાસમાં

**તા. ૧** અમેરિકામાંથી હમેશને માટે ગુલામી નાબૂદ કરતું અબ્રાહમ લિંકનનું વિખ્યાત જાહેરનામું બહાર પડ્યું, ૧૮૬૩.

**તા. ૩** પોર્ટુગીઝ ગવર્નર અલ્બુકર્કે કાલીકટ પર હલ્લો કરી ઝામોરીનનો મહેલ સળગાવ્યો. હિંદમાં પહેલો પરદેશી મગદૂરો ઈ. ૧૫૧૦.

**તા. ૬** હિંદી ભાષાનું ગૌરવ હૈયે ધરી તેનું સાહિત્ય સ્થાપનાર આદિ પુરુષ ભારતેન્દુ બાબુ હરિશ્ચન્દ્રનું અવસાન, ૧૮૮૫.

**તા. ૮** પ્રાયોગિક વિજ્ઞાનના પિતા ગૅલીલીઓનું અવસાન, ૧૬૪૨.

**તા. ૧૩** તૈમૂર લંગે દિલ્હી જીત્યું અને લૂંટ્યું, ૧૩૯૮.

**તા. ૧૫** જાનમાલની અસીમ ખુવારી કરનારો બિહારનો કરાળ ધરતીકંપ થયો, ૧૯૩૫.

**તા. ૧૯** લૉર્ડ અર્વિનના હાથે નવું દિલ્હી ખુલ્લું મુકાયું, ૧૯૨૭.

**તા. ૨૨** મહારાણી વિક્ટોરિયાનું ૮૨ વર્ષની વયે અવસાન, ૧૯૦૧.

**તા. ૨૬** હિંદની કેળવણીમાં રાષ્ટ્રીય અસ્મિતાના જનક ને કલકત્તા યુનિવર્સિટીના પ્રથમ વાઈસ ચાન્સેલર જસ્ટીસ સર ગુરુદાસ બૅનર્જીનો જન્મ, ૧૮૪૪

**તા. ૩૦** ઇંગ્લંડના રાજા પહેલા ચાર્લ્સનો વધ થયો, ૧૬૪૯

### આ માસની વ્યક્તિવિશેષ

### ભિક્ષુ અખંડાનંદજી



ઉચ્ચ ગરીબ વર્ગ સુધી સાદી ભાષામાં ઉપયોગી સાહિત્ય પહોંચાડવાના શુભ સંકલ્પથી 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' નામની આપણી વિશિષ્ટ સંસ્થા સ્થાપીને ગુજરાતમાં જ્ઞાનની પરબો માંડનાર આ કલ્યાણકામી સંન્યાસીનું પૂર્વાશ્રમનું નામ લલ્લુભાઈ. ખેડા જિલ્લાના બોરસદ ગામના લુહાણા વેપારી જગજીવન ઠક્કર અને હરિબા નામે દંપતીને ત્યાં સંવત ૧૯૩૦માં એમનો જન્મ થએલો. આઠ વરસની વયે એમનું લગ્ન થએલું ને બાવીસ વરસ એમણે એ સંસાર ચલાવ્યો. પરન્તુ મૂળથી જ વિરક્તિની વૃત્તિવાળા લલ્લુભાઈએ ત્રીસ વરસની વયે, સંવત ૧૯૬૦ના મહા વદિ ૩ના રોજ, અમદાવાદમાં સાબરમતીને કિનારે સંન્યસ્ત દીક્ષા લીધી.

વિદ્યાર્થી અવસ્થામાં તેઓ માત્ર ચાર ધોરણ ગુજરાતી સુધી જ ભણેલા, પણ દીક્ષા પછી એમણે વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કર્યો. દીક્ષા પછીનો એ કાળ ઉગ્ર મનોમંથનનો હતો ને છેવટે એમણે હિમાલયનું શરણ લીધું. ત્યાં એમને સ્વામી રામતીર્થનો સમાગમ થયો અને એમના અંતેવાસી બનીને ઘણો કાળ એમની સાથે જ રહ્યા.

પણ એમના જીવનધ્યેયની દીક્ષા તો મળી હિમાલયથી પાછા આવ્યા ત્યારે મુંબાઈમાં એક ભજનસંગ્રહ ખરીદતાં આપવી પડેલી મોંઘી કિંમતે એમની આંખ ઉઘાડી, ને ત્યાં ને ત્યાં ગરીબોને પહોંચી શકે એવું સસ્તુ સંસ્કારી સાહિત્ય પૂરું પાડવાનો દૃઢ સંકલ્પ કર્યો. મુંબઈમાં એક ઓટલા પર બેસી લેખનકાર્ય શરૂ કર્યું. લેખનકાર્યથી માંડીને પુસ્તકો છપાવી, બંધાવી તેનાં પાર્સલો સ્ટેશને પહોંચતાં કરવા સુધીનું બધું કામ એ જાતે જ કરતા. એ તે સં. ૧૯૬૪ના વૈશાખ સુદિ ત્રીજને દિવસે મુંબાઈમાં આજની સંસ્થાનું એમણે ઉદ્ઘાટન કર્યું. ત્યારથી માંડીને ઈ. ૧૯૪૨ના જાન્યુઆરીની બીજી તારીખે તેઓ કૈલાસવાસી થયા ત્યાં સુધી એમણે જાતે કલમ અને ઝોળી ઉપાડી ગુજરાતને ઘેરઘેર જ્ઞાનનું લહાણું કર્યું છે

# ધોકા મારવાથી કપડાંને થતું નુકશાન આ રીતે ધોતાં અટકે છે





કાણું, મસારો, સાંધામાંથી ફાટી જવું...જ્યારે કપડાંને ચોખ્ખાં કરવા ધોકા મારવાની જૂની પધ્ધતિથી ધોવાય છે ત્યારે તેમને આટલું બધું બીનજરૂરી (અને ખર્ચાળ) નુકશાન હમેશાં પહોંચે છે.

1

આ નંબર કરેલાં ચીત્રો જુઓ તેઓ બતાવે છે-કે કપડાંને નુકશાન પોહોંચાડયા વિના કેવી રીતે ધોવા જોઇએ.

2



3



4



(૧) ધોવાનું વસ્ત્ર પૂરેપૂરૂં ભિંજવો—તમે નળ નીચે, ટબમાં, તગારામાં કે ઝરામાં ભિંજવો તેથી કંઇ ફેર પડતો નથી. (૨) જ્યારે તમે વસ્ત્ર બધું પલાળ્યું હોય ત્યારે સનલાઇટ સાબુ તેના બધા ભાગોમાં લગાડો (મેલા ભાગોમાં સનલાઇટ વધારે પ્રમાણમાં ઘસો). (૩) સાબુ લગાડેલા વસ્ત્રને ધીમેથી પણ સારી રીતે મસળો. ધોકા મારતા નહિ. સહેજ ગુંદો (તમે રોટલીની કણેક ગુંદો છો તે રીતે), કપડાના અણુંએ અણુંમાંથી સાબુવાળું ફીણ બહાર કાઢી નાખો. કપડાંને જોર દઇને મસળવાની જરૂર નથી, અથવા તો તેના પર જોર કરવાની જરૂર નથી. જો તમે સારી રીતે મસળી ખાત્રિ કરશો કે સનલાઇટનું આપ મેળે કામ કરતું ફીણ મેલ સુધી પહોંચે છે તો એ ફીણ ધીરેથી બધો મેલ દૂર કરશે. આ ચપળ ફીણમાં રહેલો "જીવંત" સાબુ જેવો મેલને અડે છે તેવો લગભગ તરતજ તેને છૂટો પાડે છે—કપડાંમાંથી મેલને બહાર કાઢે છે અને ફીણ સાથે એવો ભેળવી દે છે કે જ્યારે તમે કપડાંને ફીણમુક્ત કરી નીચોવો છો ત્યારે તમે તેને મેલમુક્ત કરી નીચોવો છો. (૪) જેમાં હવે મેલ રહેલો છે તે ફીણ કાઢી નાખવા વસ્ત્રને નીચોવો.

સનલાઇટની આ નમ્ર રીતથી ધોવાયેલાં કપડાં ઘણુંજ લાંબા સમય સુધી ચાલે છે.

## સનલાઇટ સાબુ કપડાં બચાવે છે




S. 74-23 GJ

LEVER BROTHERS (INDIA) LIMITED



બળિયાકાકાની બાધા

ચિત્રકાર - રસિકલાલ પરીખ




ચિત્રો

| | | |
|---|---|---|
| કિનારાની હોડી (ફોટો) | આબીદમિયાં સૈયદ | મુખપૃષ્ઠ |
| બળિયાકાકાની બાધા | રસિકલાલ પરીખ | ત્રિરંગી મુખચિત્ર |
| વસંત (ભીંતચિત્ર) | ,, | પાછલા પૂઠામાં |
| ફોટોઆર્ટ હરિફાઈનાં ચિત્રો | | ,, |


કાવ્યો

| | | |
|---|---|---|
| ત્રિવેણી | ઉમાશંકર જોષી | ૨૮ |
| પ્રાણબંધન | રતિલાલ છાયા | ૨૮ |
| જીવનનો જય | 'સરોદ' | ૨૮ |


ચરિત્ર

| | | |
|---|---|---|
| ડૉ. અબ્દુર્રહમાન સુલતાની | જનાર્દન રાવળ | ૨૯ |


વાર્તા

| | | |
|---|---|---|
| રોતાં ફૂલ | કાલિદાસ જાદવ | ૩૪ |


લેખો

| | | |
|---|---|---|
| આગમન (રવીન્દ્રનાથ ઠાકુર) | વિનોદ કોઠારી | ૩૧ |
| મારો જીવનસિદ્ધાંત (દત્તાત્રેય બા. કાલેલકર) | નંદલાલ મહેતા | ૩૨ |
| નદીવરેણ્યા નર્મદા | અમૃતલાલ વ. પંડ્યા | ૩૫ |
| રસદર્શન–૨૩ | હરિપ્રસાદ મ. દેસાઈ | ૪૪ |
| પોથીમાંનાં રીંગણાં (અનંત કાણેકર) | માલતી જોષી | ૪૫ |
| સંસારનાં શહેરો : ૫૪–સુરાબાયા | | ૪૬ |


વિભાગો તથા પ્રકીર્ણ

| | | |
|---|---|---|
| વસ્તીમાં વધારો પણ આયુષ્યમાં ઘટાડો | (ચિત્રજ્ઞાન) | ૨૭ |
| Our Friends Abroad (પરદેશી મિત્રોના પત્રો) | | ૪૩ |
| કૂપમંડૂપ : 'ચકોર'ની કટાક્ષકથા–૬ | | ૪૫ |
| કસોટી | | ૪૬ |
| માધુકરી | | ૪૭ |
| આ માસનું પંખી (કુંજ) | | ૪૭ |
| આ માસ ઇતિહાસમાં | | ૫૧ |
| છેલ્લું પાનું | | ૫૨ |


### ગ્રાહકોને

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત એકાદ અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારીપૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઈ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૬; પરદેશમાં રૂ. ૭-૮-૦ અથવા ૧૨ શિલિંગ. છુટક નકલના દશ આના. પાછલા વર્ષના અંકો અપ્રાપ્ય છે. જે કાંઈ દુષ્પ્રાપ્ય અંકો મળે છે તે દરેકની કિં. ૧-૪-૦.

જાહેર ખબરના સોલ એજન્ટ : મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ બ્યૂરો, મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઈ–૧; અમદાવાદમાં મૉડેલ ટૉકીઝ સામે, ગાંધીરોડ.



નવી સાડી
નવી ભાત
નવી રીત
નવું જીવન
'નવજીવન'
નવજીવન મીલ્સ લી.
કલોલ



# સૌન્દર્યનો
# વારસો જાળવે છે

યુવતિઓને લગતી સઘળી મહત્વની બાબતો વિષે તેમની મા કરતાં બીજું કોઇજ વધારે કીમતી સલાહ આપી શકે નહિ. આ ખૂબસુરત માએ પોતાની રૂપવાન પુત્રીને જે સાથી વધુ અગત્યના પાઠો શીખવ્યા છે તેમાંનો એક પીઅર્સ સાબુ અને સ્વચ્છ પાણીથી ચામડીનું સૌંદર્ય જાળવવાની પોતાની અચૂક પધ્ધતિ. તે, નાની છોકરી હતી ત્યારથી, તેની મા પાસેથી શીખેલી આ રીતનેજ અનુસરે છે. આથીજ હજુ સુધી તેની ચામડી સોહામણી અને સ્વચ્છ રહી છે. અલબત્ત, તેની દીકરી આજ રીતે પોતાની ચામડીની સંભાળ રાખે છે. તેથી તેની ચામડી પણ તેની માની ચામડી જેવીજ મુલાયમ રહેશે.

ચાલીસ વર્ષ પર્યંત રૂપરાણીઓનો પીઅર્સ સાબુ માનીતો રહ્યો છે. તેની કુદરતી સુગંધ અને સુંવાળા રેશમ શા શીણુંને લઇને બીજા સામાન્ય સાબુ કરતાં આ સાબુ તદન જુદોજ તરી આવે છે.



# પીઅર્સ સાબુ

સૌન્દર્યનો સાથી

TO. 38-172 GJ — A. & F. PEARS, ISLEWORTH, ENGLAND

# વસ્તી તો બધેજ વધી છે, પણ — પણ આયુષ્ય મર્યાદા ઘટતી જાય છે.

.૧૮૭૦ થી ૧૯૩૦ સુધીનો વધારો...

| દેશ | ટકા |
| --- | --- |
| ગ્રેટ બ્રિટન | ૭૯ |
| જર્મની | ૫૯ |
| ઇટાલી | ૫૨ |
| હિંદુસ્તાન | ૬૫ |

## હિંદુસ્તાનનો વધારો

| | | |
| --- | --- | --- |
| ૧૯૧૧ | ૩૧.૫ કરોડ | |
| ૧૯૧૧-૨૧ | ૩૨.૦ ” | ૨ |
| ૧૯૨૧-૩૧ | ૩૪.૦ ” | ૧૦ |
| ૯૩૧-૪૧ | ૩૯.૦ ” | ૧૫ |



વસ્તીમાં વધારો પણ આયુષ્યમાં ઘટાડો : જગતભરમાં બીજે તેમ હિંદમાં પણ વસ્તી તો વધી છે, અને પહેલા આલેખમાં ડાબા ભાગમાં દર્શાવ્યા મુજબ ઈ.૧૮૭૦થી ૧૯૩૦ સુધીના ૬૦ વર્ષમાં જગતના ચાર વિશિષ્ટ દેશોના મુકાબલામાં હિંદનો ટકાવાર વસ્તીવધારો બીજે નંબરે આવે છે. પણ બીજી બાજુ, જમણી તરફના આલેખમાં દર્શાવ્યા મુજબ, આપણી આયુષ્યમર્યાદા ઘટતી જાય છે એ ગંભીર સિદ્ધ છે. હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્રમાં ટાંકેલા પ્રો. કવિરામ સહાણીના આંકડા મુજબ, ૧૮૮૧થી ૧૯૩૧ સુધીનાં ૫૦ વર્ષમાં આપણા પુરુષવર્ગનું સરેરાશ આયુષ્ય ૨૪.૫ વર્ષ પરથી ઊતરીને ૨૩.૨ વર્ષનું થયું છે, જ્યારે સ્ત્રીનું ૨૫.૨ ઉપરથી ઊતરીને ૨૨.૮ ઉપર જતો ચિંતાજનક ઘટાડો સાંપડે છે. [શ્રી. ન વિદ્યાવિહારે તૈયાર કરેલા આલેખો ઉપરથી, તેમના સૌજન્યથી]

કુમાર વર્ષ ૨૩મું • અંક ૨ જો • ફેબ્રુઆરી • ૧૯૪૬

## ત્રિવેણી

• ઉમાશંકર જોશી

વહે હૈયે મારે ધવલજલ ગંગા શુભમના,
અને વ્હેતી શ્યામા મદમલપતી મત્ત યમુના.

પ્રવાહો ગંભીરા,
વહે બંને ધીરા;
હસે ગંગા ધન્યા અમૃતમય કલ્યાણવહના,
પ્રગલ્ભા તે અન્યા રસમુખર સૌન્દર્યગહના.
યુગોથી એકાન્તે હિમપડ પડ્યાં આત્મ ભરીને
સરે બંને ત્યાંથી પ્રભુકિરણસ્પર્શે પિગળીને.

જટાજૂટેથી જે ત્રિનયન તણા છૂટી હસતી,
અને તો યે વેગે પુનરપિ હર-દ્વાર ધસતી, ૧૦
વહે તે વાત્સલ્યે સુભગસલિલા જહ્નુતનયા,
રહે રેલી જાણે અલિતચિત સ્રષ્ટા તણી દયા.
લહે જેને ભાવો પતિત સહુ યે પાવનકરી,
દહેલા ચિત્પૃષ્ઠે ઉતરી અમીની શીતલઝરી.

પ્રવાહે આ બીજા હ્રદયયમુનાના, કદિક તો
સ્ફુરે કાળી કેરાં વિષમ વિષ, સો એ શમવતો
તટે જાગે વેણુસ્વર મધુરવો ગોપશિશુનો,
રમે ગોપીવૃંદપ્રથિત પડઘો રાસરસનો.
પછી માર્ગે ક્યારે મરણઅનુભૂતિ સ્ફુરી રહે,
અને આયુઃસ્રોત સ્ફટિક છવિ કો તાજની લહે. ૨૦

કદી આ કાલિન્દી
મહીંલી સ્વચ્છન્દી પથઅધવચે વ્યાકુલપદે
જતી દોડી ગંગા નિકટ, ઢળવા શાન્તવિશદે
મહાસ્રોતે, પાછી ફરતી જરી કૈં વિઘ્ન નડતાં;
સરી પાસે વ્હેણો, વિમુખ થઈ જૂદાં જ પડતાં.

નહીં આવે ગંગા
સુહાગી શુક્લાંગા નજિક સરતી શું સ્મિતવતી?
વધાવી, લે અંકે વિકલ યમુનાને, જરી થતી
સ્વયં કિલષ્ટા છોને! સમરસ થશે જ્યાં ઉભય તે,
અપૂર્વશ્રી રહેશે શિવમય લસી ત્યાં નવ પથે. ૩૦
ન કલ્યાણોર્મિમાં હૃદયઅભિસારો શું ભળશે,
બની બંને એક દ્વિગુણગતિએ લક્ષ્ય રળશે?
અને તો તો ત્રીજું
સુધાભીંજ્યું ભેગું વહન પણ સારસ્વત હશે.
૨૮ (ફેબ્રુઆરી ૧૯૪૬)

માણસની ભાવનાઓનાં બે વહેણો કલ્પી તેમને ગંગા-જમનાના રૂપકથી વર્ણવ્યાં છે. ક્યારેક તો તે પ્રવાહો ભળવાના જ, અને ત્યારે, પ્રયાગ આગળ જેમ પાતાળમાંથી સરસ્વતી ગંગા જમનાને આવીને મળે છે તેમ ખૂટતા અંશો ઉમેરાશે અને એ રીતે સમન્વય પામતા વ્યક્તિત્વનું ત્રિવેણીતીર્થ રચાશે. સમન્વયનો વિચાર કાવ્યમાં મધ્યવર્તી છે. (આગામી સંગ્રહ 'આતિથ્ય'માંથી).

## પ્રાણરૂંધન

કોણે આ પ્રાણને રૂંધી રાખ્યા?
કોણે આ રોક્યા પ્રકાશ!
કોણે આ વાયુ થંભાવી રાખ્યા?
કોણે કીધા છે હતાશ?
—અભાગી, કોણે કીધા છે હતાશ?
—કોણે આ પ્રાણને૦

જીભ ચીપડીને બેસી જાયે,
બાહુએ બાંધ્યા ભાર;
ચાલતા પગો થંભી જાયે
જડતા ભારોભાર!
—અભાગી, જડતા ભારોભાર—કોણે૦

આંખને પોપચે મણિકા મૂક્યા
તેજનાં વાસ્યાં દ્વાર;
ચિત્તના કોલસા કજ્જ્યા વિના
ધૂંધવે ધૂમની ધાર!
—અભાગી, ધૂંધવે ધૂમની ધાર—કોણે૦

નિર્બળ અસ્થે ચોકઠાં ચોકઠ્યાં
શબને મારી મેખ;
અનીતે ડૂબ્યા ગાનની જાણે
જીવતા પત્થરલેખ!
—અભાગી, જીવતા પત્થરલેખ—કોણે૦

બંધન છોડો, રૂંધન છોડો,
તોડો પ્રાણના બંધ;
એક ઉછાળે પલટી નાખો
જીવન કેરા ઢંગ
—સુભાગી! જીવન કેરા ઢંગ—કોણે૦

રતિલાલ છાયા

## જીવનનો જય

જગમાં જીવનનો જય ગાજે.
એક અવાજે, એક જ ગાજે
સ્થલસ્થલ વર્ષા રાજે:
જગમાં જીવનનો જય ગાજે.

ફૂલની મનોહર છે ફૂલઆશા;
સ્વપ્ન અમી ને નયને પ્યાસાં;
બની કુસુમિત ધરા પ્રફુલ્લિત
સ્મિતથી ગગન નવાજે:
જગમાં જીવનનો જય ગાજે.

રોમરોમ ધરણી હરખેલી,
નંદછંદની નમી હેલી,
વર્ષોત્સવમાં મગ્ન ગાનની,
બન્યું ધન્ય જગ આજે:
જગમાં જીવનનો જય ગાજે.
એક અવાજે, એક જ ગાજે
સ્થલસ્થલ વર્ષા રાજે:
જગમાં જીવનનો જય ગાજે.

'સરોદ'

'મન કહે, 'કેમ?'

'એ શાયરમિત્રોએ તો ભીડ કરી જમીન રોકી રાખી છે.'

હશે, વાતની આ પતાવટ! કામકાજના દિવસો હતા ત્યારે બેસાબેસીને છ મજલાની હવેલી ચણી; ને હવે નિરાંતના દિવસો આવ્યા એટલે ધૂળિસાત્ કરવાની આવી. કામકાજના દિવસોમાં હાટેહાટે ઘૂમીને સાજ-સરંજામ એકઠા કર્યા, ને હવે નિરાંતના દિવસોમાં બધુંય વેરી નાખવાનું આવ્યું!

પણ પેલા ઊંચી ટેકરીનું શિખર ક્યાં? અને પેલો મોટો બધો સમારોહ ક્યાં છે? મન ચારે બાજુ તાકીને જોઈ રહ્યું.

'કેમ, કૈં દેખાયું?'

'હાં, શરદ-પ્રભાતનો શુક્રતારો.'

'બસ, એટલું જ ને?'

'હા, એટલું જ; ને પારિજાતનાં ફૂલ દેખાયાં.'

'બસ એટલું જ ને?'

'હા, એટલું જ. ને સવારના પહોરનું પાંખો ફફડાવતું હોયેલ પંખી દેખાયું.'

'બીજું કૈં?'

'અને એક શિશુ જોયું. તે ખિલખિલાટ હસતુંહસતું માના ખોળામાંથી છૂટી બહારના પ્રકાશમાં દોડી આવ્યું.'

'હું તો કહેતું હતું ને, કે મોટી પધરામણી થવાની છે! શું આને જ માટે?'

'હા એનાજ માટે તો પ્રતિદિન આકાશમાં બંસી વાગે છે ને સવારના પહોરમાં પ્રકાશ પ્રગટે છે.'

'એને માટે આટલી બધી જગા જોઈએ છે?'

'હાસ્તો. તારા રાજા માટે જોઈએ સાત મજલાનો મહેલ, તારા પ્રભુ માટે જોઈએ ઘર ભરીને સરંજામ, પણ આને માટે તો જોઈએ સમસ્ત આકાશ ને સમસ્ત પૃથ્વી.'

'અને પેલા જખ્ખરનું શું?'

'એ જખ્ખરજ આટલાકની અંદર વસે છે.'

'એ શિશુ તને શું વરદાન આપશે?'

'અરે, એ તો વિધાતાનું વરદાન લઈને આવે છે. સમસ્ત પૃથ્વીની આશા લઈને, નિર્બંધતા ને આનંદ લઈને આવે છે. એના શુભ કાયામાં છુપાયું છે અજાણ્ય ને એના હૃદયમાં સંતાઈ છે શક્તિ.'

મન મને પૂછવા લાગ્યું 'આસ્થા કવિ, કૈં દેખાયું? કૈં સમજ પડી?'

મેં કહ્યું, 'એ માટેજ તો મેં રજા લીધી છે. આટલા દિવસો સુધી વખત મળ્યો નહિ, એટલે કૈં દેખાયું નહિ ને કૈં સમજાયું નહિ.'

વિનોદ કોઠારી

['લિપિકા'માંથી—મૂળ બંગાળી: ટાગોર]
૩૨ (ફેબ્રુઆરી ૧૯૪૧)

# મારો જીવનસિદ્ધાન્ત શો છે અને તે કેમ બંધાયો



**કાકાસાહેબ કાલેલકર**

**પોતાનો માનસિક વિકાસ કેમ થયો તે એક મિત્ર પરના પત્રમાં વર્ણવે છે**

મારો જીવન-સિદ્ધાંત શો છે એમ તમે પુછાવો છો. તમારા એ પ્રશ્નનો જવાબ આપવો જરા કઠણ તો છે, છતાં, એક વિશિષ્ટ ધ્યેય નજર સમક્ષ રાખીને જેણે જિંદગીનાં પચીસેક વર્ષ કાઢ્યાં છે તેને આવા પ્રશ્નોના જવાબ આપતાં પણ આવડવું જોઈએ, એમ લાગવાથી હું જવાબ આપવાનો થોડો પ્રયાસ કરું.

આપણે અને આપણા શરીરનો સંબંધ જન્મથી માંડી મૃત્યુ પર્યંત અખંડ હોવા છતાં, આપણું શરીર કેમ ચાલે છે, શરીરમાં સારું-ખરાબ શું છે અને શરીર ક્યાં પહોંચ્યું તેની પરિપૂર્ણ માહિતી આપણને હોતી નથી. સ્થૂલ શરીરની આ સ્થિતિ છે ત્યાં પોતાનું મન તથા તે મનમાં છુપાઈ રહેનારી વાસનાઓ અને આકાંક્ષાઓ એ બધાંની ખરેખરી માહિતી તો આપણને ક્યાંથી જ હોય? બાહ્ય જગતનો સાચો તાગ જેમ આપણને મળતો નથી તેમ મનનો તાગ મળવો પણ દુષ્કર હોય છે; અને મન પણ બાહ્ય જગત જેવડું જ મોટું અને ગૂઢ એક જગત જ છે.

આપણું વર્તન આર્ય હોય વા અનાર્ય, પણ જાગૃત રહીને તેના પર ચોકીપહેરો રાખવો. અને કૈં નહિ તો પોતે પોતાને તો ઓળખી જ લેવો એવો મારો પ્રથમ નિશ્ચય થયો, અને તેને લીધે મારી વૃત્તિ જે જબરદસ્તરીતે બહિર્મુખ હતી તેને અંતર્મુખ કરી. જે વિચારો પરસ્મૈપદી હતા તેને આત્મનેપદી કર્યા. અને આ પ્રયત્નો આજ લગી ચાલુ છે. મૂળ સ્વભાવ પરસ્મૈપદી અને બધી સાધના આત્મનેપદી, એવી સ્થિતિ હોવાથી બંને બાજુનો ફાયદો અને અનાયાસે મળવા લાગ્યો ને તેથી કરીને વૃત્તિ ગૂઢ પણ બની અને વ્યાપક પણ બની.

મારી વિચારસરણીમાં પણ પરસ્મૈપદી અને આત્મનેપદી એવો ભેદ છે. હું જ્યારે મારા પોતાના માટે વિચાર કરું છું અને નિર્ણય બાંધું છું ત્યારે તેની પદ્ધતિ-પ્રકાર જુદી જ હોય છે. એ જો લોકો સમક્ષ મૂકું તો ઘણા લોકો મને માડમાં ખપી કાઢે પણ તે જ વાત લોકોને ગળે ઉતારવાની હોય છે ત્યારે વિચારોની ને અનુમાનની સાંકળની માંડણી પરસ્મૈપદી હોય છે, કારણ એમાં બીજાની મનોરચના ધ્યાનમાં રાખવી પડે છે.

યુવાવસ્થાની શરૂઆત થતાં જ મેં એક સંકલ્પ કર્યો. તે વખતના શબ્દો અંગ્રેજી હતા તે જેમ ને તેમ અહીં આપું છું: '*I have a life to waste on experiments. I shall see to it that I don't build a career, and if a career builds of itself and comes in the way of my experiments, I shall see that it is shattered. My gains shall be all subjective.*'

આવી રીતે સ્વભાવ પૂરતો હું પ્રયોગવીર થયો. મારે હાથે સેવા મારો અગર ન મારો, પણ મારા દોષને લીધે જગતની અસેવા તો મારે હાથે ન જ થવી જોઈએ એવી ચિંતા તો હું સતત સેવું જ છું. આથી પોતાનાં લાભહાનિની બાબતમાં તદ્દન બેફિકર ને બીજાનાં લાભહાનિની બાબતમાં શક્ય તેટલો સાવધાન એવી મારી સ્થિતિ છે.

મારા વિષે હમેશાં કંઈ ને કંઈ ગેરસમજ થયા કરે છે. ઘણાં વરસ લગી હું આને લીધે મનમાં દુઃખી રહ્યા કર્યો. પણ પછી મેં જોયું કે દરેકની દુનિયા જુદી જ હોય છે, એટલે ગેરસમજ હોવી એ જરા પણ આશ્ચર્યકારક નથી. ઊલટું, સાર્વત્રિક ગેરસમજ કેમ થતી નથી એ જ એક મોટું આશ્ચર્ય લાગવા માંડ્યું! ખરી રીતે જેનાં અંદરની પીઠ જેમ આપણને દેખાતી નથી એ જ પ્રમાણે આપણી વૃત્તિઓની બહાર જે કાંઈ હદેવાનું બાહ્ય જગત છે તે આપણને દેખાવામાં, સમજમાં કે વિચારમાં આવવું જોઈએ નહિ પણ તેમ થતું નથી. એમ જોઈ મેં સિદ્ધાંત બાંધ્યો કે જે પ્રમાણે જગતમાં આત્મા તો એક જ છે. પણ એ આત્મૈક્ય હૃદયરીતે અનુભવ

માં આવતુ નથી, તે જ પ્રમાણે જગતમાં મન પણ એક જ છે, બુદ્ધિ પણ એક જ છે—સર્વ એકરૂપ જ છે, માત્ર તે અનુભવમાં આવતું નથી. આ સિદ્ધાંતથી મને હમેશાં એક જાતની મોટી શાંતિ મળી છે ને એ સિદ્ધાંતને લીધે જ મારામાંનો ગુસ્સો મોટે ભાગે નહિવત્ થયો છે.

કૉલેજમાં મને સાહિત્યનો રસ હતો, અને ગણિત તો સારું આવડતુ જ; એટલે એ જ વિષય લઈને ખૂબ માર્ક મેળવી પરીક્ષામાં ઉપલે નંબરે આવવાનો મોહ ઓછો ન હતો. પરંતુ એમ હોવા છતાં મણ પૂરા વિચારને અંતે મેં તર્ક અને તત્ત્વજ્ઞાનનો વિષય લીધો. તે વખતે આ વિષય પસંદ કરવાનાં કારણો અધ્યાપક એ કે પૂછતાં મેં જે ઉત્તર વાક્યો તે પણ મારી જીવનદિશા સૂચવનારો જ હતો. મેં કહ્યું: 'I think a lot and in innumerable directions; but it leads to nowhere There is no definiteness. I am anxious, therefore, to know the various types of thinking. I want to be familiar with all the avenues of thought.'

**મા**રી વૃત્તિ અંતર્મુખ થવાનું એક બીજું કારણ નાનપણમાં જ ઉત્પન્ન થયું હતુ ઘરમાં છ ભાઈઓમા હું સૌથી નાનો. માતુશ્રીએ મારામાં લક્ષ્મણનો આદર્શ રેડ્યો હતો, એટલે મારાથી મોટા પાંચ રામચંદ્રોની સેવા કરવી અને તેમની સાથે સારાસારી રાખવી એ મારું કર્તવ્ય હતુ. ઉંમરના પ્રમાણમાં આ પ્રયત્ન મેં પ્રામાણિકપણે કર્યો. પણ મારા દુર્દૈવે, મારા સર્વ વડીલ ભાઈઓમાંથી, (જો કે મારા શિક્ષણમાં મને તેમણે થોડીઘણી મદદ કરી હશે તો પણ) મારા વિકાસ બાબતમાં કોઈએ કશી મદદ કરી નહિ' એમને પોતાને વિકાસ માટેની ઝાઝી કલ્પના પણ નહિ હોય માત્ર વડીલ ભાઈ તરીકેના હક્કની રૂએ દાદાગીરી ચલાવવાની દરેકને હોશ, એથી કરીને જેટલી એમની ઉપેક્ષા થઈ શકતી તેટલુ મને સ્વાતંત્ર્ય મળતુ

અર્થાત્ નાનપણમાં જ્યારે પ્રેમ, પ્રસન્નતા ને છૂટાપણું અધિકાધિક મળવું જોઈએ, તેવે વખતે મારા ઉપર એક રૂંધન આવી પડ્યું. બાહ્ય વિકાસ ઘણો ખરો અટકી ગયો અને વૃત્તિ અંદર ને અંદર સમાઈ જવા લાગી. પરિણામ એ આવ્યું કે સ્વભાવમાં અજાણતાં પણ કૃત્રિમતા આવવા લાગી. આત્મવિશ્વાસ ડગમગી ઊઠ્યો સ્વાભિમાન નષ્ટ થયું. પણ તે ની સાથોસાથ શાંતપણે નિરીક્ષણ કરવાની ને તટસ્થપણે નિર્ણય બાંધવાની ટેવ ઘડાઈ. ઘણાક પ્રયોગો ખુલ્લી રીતે ન કરી શકાતા, છતાં તે મનમાં કરી જોવા લાગ્યો મૂર્તિપૂજા ન કરી શકાય તોપણ જેમ માનસ-પૂજા થઈ શકે છે, તે જ પ્રમાણે માનસિક વિચારસેવન, માનસિક પ્રયોગ, માનસયોજના વગેરે બાબતો વધવા લાગી. જીવનનો મોટો ભાગ માનસિક ક્ષેત્રમાં જ વિકાસ પામવા લાગ્યો. એથી કલ્પનાશક્તિ અસાધારણરીતે પરિપક્વ બની. પણ દરેક વાત અનુભવની કસોટીએ કસી જોવી જોઈએ એ બાબત રહી ગઈ ને તેથી સ્વભાવમાં તથા બુદ્ધિમાં વિલક્ષણ અસ્થિરતા ને હાસ્યાસ્પદ કમજોરીનું મિશ્રણ દેખાવા લાગ્યુ લોકોને આ બેમાંની કોઈ એક વસ્તુ વધારે જણાવા લાગી અને તેમનું વર્તન પરસ્પરવિરોધી થવા લાગ્યુ. આથી કરીને સમાજમાં વર્તવાની બાબતમાં મારો આત્મવિશ્વાસ ઘણો જ ઓછો થઈ ગયો. આ કમજોરી કાઢી નાખવા માટે મેં જબ્બર પ્રયત્નો શરૂ કર્યા. કોઈ પણ પ્રશ્નનો વિચાર કરતાં કેટલી બાજુથી તેનો વિચાર કરવો શક્ય છે, એ હું પ્રથમ જોતો. એથી કરીને એક પ્રશ્ન અનેક રીતે તપાસવાની ટેવ બંધાઈ.

મેં અંગતરીતે ખૂબ જ સહન કર્યું હોવાથી મારામાં બીજા પ્રત્યેની સહાનુભૂતિની માત્રા વધવા લાગી. સ્ત્રીઓનું જીવન પરસ્વાધીન. માબાપ, ભાઈભોજાઈ, સાસુસસરા, પતિ, દીયર-જેઠ-નણંદો, બધાંની જોહુકમી તેને સહન કરવી પડે છે. આ બધાં પરથી એની સ્થિતિ કેવી થતી હશે તેની પૂરી કલ્પના આવવાથી એમના તરફની મારી સહાનુભૂતિ વધતી રહી ઘરમાં હું બધા કરતાં નાનો હોવાથી મારી સાથે બધાં જ છૂટથી બોલતાં. આ તો નાનો છે, એને શી ખબર પડે. એવી જ બધાની માન્યતા હતી. અને નાનીનાની બાબતોમાં જે કારસ્તાનો સર્વત્ર સામાન્ય હોય છે, તેમાં મારો ઉપયોગ બધાં તરફથી થતો હોવાને લીધે, હું સવ બ બને માં-સહાનુભૂતિ વધારી શક્યો. પણ સાથેસાથે, લોકો કેટલા એકલપેટા હોય છે, કેવા આંધળા હોય છે, આવેશમાં આવી જઈને કેવા ફસાય છે, એ મને સહજ જ સમજાઈ ગયું. એટલે નાનપણથી જ આંધળા ઉત્સાહની ભૂમિકા છૂટી જઈને પુખ્તપણું દૃઢ થયું છોકરવાદી મારામાં ખાસ પ્રવેશી શકી નહિ; તેમ વૃદ્ધાવસ્થામાં ભ્રમનિરસન થવાથી જે ખિન્નતા આવે છે તે પણ મને સ્પર્શી શકી નથી.

**મેં** પ્રથમ કેળવ્યા તે કૌટુંબિક સદ્ગુણો. આજ્ઞાંકિત બનવું, સેવાપરાયણ થવું અને પોતાના સ્વાર્થના વિચાર કાઢી નાખવો, એ ત્રણ ગુણો મેં નાનપણમાં જ ઉત્કટતાથી વધાર્યાં આ પછી સૃષ્ટિનિરીક્ષણનો મને નાદ લાગ્યો. સંગીતનો નાદ મોડેથી લાગ્યો અને આજે પણ તે વધતો રહ્યો છે. કારવારમાં હિંદુ સ્કૂલમાં ભણતો તે વખતે નૈતિક જીવનની મહત્તા પ્રથમ નજરે પડી ધર્મનિષ્ઠા અને ધાર્મિકતા માત પિતા પાસેથી મોટા પ્રમાણમાં મને મળી ગયાં હતાં, પણ સ્વભાવમાં પ્રયોગવીરતા હોવાને લીધે ધાર્મિક શ્રદ્ધા અવારનવાર ડગમગી જતી પ્રથમ થતુ કે અદ્વિતીય ભક્ત થવું; વળી થાય થતુ કે યોગી થઈ અનેક સિદ્ધિઓ મેળવવી ને જગતના દુઃખો દૂર કરવાં. કૉલેજમાં ગયા પછી સ્વાતંત્ર્યનિષ્ઠા વધવા લાગી ને ક્રાંતિકારક વિચારો દૃઢ થતા ગયા. અને સાથેસાથે બુદ્ધિની ઉપાસના વધવાથી, નાસ્તિકતા તથા સંશયવાદે મને ઘેરી લીધો.

પણ મારું માનસ ખૂબ જ પરિપક્વ હોવાને લીધે એ નાસ્તિકતા અને સંશયવાદથી મને ઘણો ફાયદો થયો. એ કાળનો મને આજે પણ પશ્ચાત્તાપ નથી. એ સ્થિતિની શરમ આવવાનું કારણ પણ બન્યું નથી યથા સમયે પાછો ધાર્મિક સ્થિતિ પર આવી ગયો. નાનપણની ધર્મનિષ્ઠા માત્ર કર્મકાંડી અને ભાવુક હતી. નૈતિક જીવનની મહત્તા એ વખતે પ્રત્યક્ષ થઈ નહોતી. હવે નૈતિક ને આધ્યાત્મિક જીવન એ જ જીવનસર્વસ્વ છે એ સમજાઈ ગયુ છે. નાનપણમાં સૃષ્ટિનિરીક્ષણ અને નવાનોખા અનુભવની તલપને લીધે પ્રવાસમાં રસ હતો; મોટપણમાં એ વૃત્તિમાં સમાજનિરીક્ષણ, તીર્થયાત્રા, સ્થાપત્યમાં રસ વગેરે બાબતોનો ઉમેરો થયો છે.

આ જ અરસામાં 'સંસ્કૃતિ એટલે જીવનનો પરિપાક', એ વાત પર ધ્યાન ચોંટ્યું ને જીવન સર્વ બાજુએથી સમૃદ્ધ થવું જોઈએ એમ લાગવા માંડ્યું. સ્વામી વિવેકાનંદ, સિસ્ટર નિવેદિતા, આનંદ કુમારસ્વામી, લાલા હરદયાળ ને રવીન્દ્રનાથ ઠાકુરના વિચારોનો પડઘો મન પર ખૂબ પડ્યો. સ્વાતંત્ર્યપ્રાપ્તિ, સંસ્કૃતિનો વિકાસ, આધ્યાત્મિક જીવન, સેવાપરાયણતા, આ બધી વસ્તુઓ જીવનના કેન્દ્રમાં આવી બેઠી, ને એ પરથી સાક્ષાત્કાર થયો કે 'મનુષ્યનો સર્વોચ્ચ વ્યાપાર શિક્ષણ જ છે; શિક્ષણ એ જ જીવનદર્શન છે.' અને તેથી જ એ પ્રવૃત્તિને પોતાનું જીવન અર્પણ કરવાનું સ્વાભાવિક, ક્રમપ્રાપ્ત અને અપરિહાર્ય બન્યુ.

આ ભૂમિકા પર પહોંચાયું તે વખતે જ મહાત્મા ગાંધીજીનાં મને દર્શન થયાં. ત્યાર પછીની વાતો તો આ પત્રમાં લખવાની જરૂર નથી. આજનો મારો જીવનસિદ્ધાંત શો છે એની તો તમને ખબર જ છે

મરાઠી ઉપરથી અનુવાદક: નંદલાલ વ. મહેતા

(ફેબ્રુઆરી ૧૯૪૧)

# રોતાં ફૂલ

રેતીના ખોરાક પર એ ફાલતાં, ને પોતાનાં કરુણ આંદોલનોથી વિનાશ વરસાવતાં

એક કલ્પનારંગી વિજ્ઞાનકથા:

આખી પૃથ્વી પર એકાએક હાહાકાર ફેલાઈ ગયો. રોજના હજારોના હિસાબે માણસો કોઈ અજ્ઞાત કારણે મરવા લાગ્યાં. પહેલી અસર માત્ર એટલી જ જણાતી: એકદમ માણસ સાવ મૂંગો બની જાય. એનું ભાન હોય, અને પહેલી અસર જણાયા પછી મરણ થાય ત્યાં સુધી એની આંખો ખુલ્લી જ રહે. ખૂબીની વાત તો એ હતી કે આ અજ્ઞાત રોગની પહેલી અસર અત્યંત લાગણીવશ માણસો પર થતી.

આ રોગની પહેલી અસર જણાઈ સહરાના રણમાં. પ્રશાંત સરોવરમાં પત્થર પડતાં જેવાં આંદોલનો ઊઠે એમ આ રોગનાં આંદોલનો પૃથ્વીઆવૃત્ત થવામાં ઊઠવા લાગ્યાં. જોતજોતામાં રોગની અસર ઉત્તરમાં પારીસ, પૂર્વમાં મક્કા અને દક્ષિણમાં જોહાનિસબર્ગ સુધી પહોંચી ગઈ. આ પ્રદેશમાં જે વધારે લાગણીવશ હતા એ પહેલા મરી ગયા. અને સાપેક્ષ લાગણીવશતા તો દરેકમાં હોય, એટલે વહેલો-મોડો આ પ્રદેશનો દરેક માણસ મરવા લાગ્યો.

આ રોગ માનવકુલના વિજ્ઞાનીઓની બુદ્ધિની કસોટી રૂપ નીવડ્યો. આખી પૃથ્વીના અગ્રગણ્ય વિજ્ઞાનીઓની એક સમિતિ નીમવામાં આવી. આ સમિતિમાં હિંદના પ્રખર વિજ્ઞાની શ્રી જલદનાથ સહાની પણ વરણી થઈ. સમિતિમાં વરાએલો અને ન વરાએલો દરેક વિજ્ઞાની રોગનું કારણ અને મારણ શોધવા મચી પડ્યો.

સહરાના રણનું સંશોધન કરવા વિજ્ઞાનીઓનાં અનેક વિમાનો ઊડવા લાગ્યાં. વિજ્ઞાનીઓ પણ ઓછેવત્તે અંશે લાગણીવશ હોવાથી એમાંના યે ઘણા મોતના પંજામાં સપડાઈ ગયા. એ પ્રદેશની હજારો છબિઓ લેવાઈ. દરેક છબિને અનેકગણી વિકસાવી એની લાખો પ્રતો કાઢવામાં આવી. આ પ્રદેશની પ્રાકૃતિક રચના વર્ણવતાં અનેક પુસ્તકો ને છબિઓ સમિતિના સભ્યો પર મોકલવામાં આવ્યાં.

વાતવાતમાં છ માસ વહી ગયા ને વાતવાતમાં ત્રીજા ભાગનો માનવસમુદાય મરણશરણ થયો. આખા માનવકુલમાં નિરાશા ફરી વળી. દરેક જણ મોતની પ્રતીક્ષા કરતો જ રાત્રે સૂતો ને પ્રભાતે ઊઠતો.

જલદનાથ એમની કલકત્તાની પ્રયોગશાળામાં કાર્યનિમગ્ન હતા. એવામાં રેડિયોવિશારદ આ વિજ્ઞાનીએ પોતાના રેડિયોમાં એક વિચિત્ર રૂદન સાંભળ્યું. એમને જે સાંભળાયું એ રૂદન હતું કે કોઈ ગાન એ તો એ પોતે ય પહેલાં તો નિર્ણિત કરી શક્યા નહિ. પણ પછી એમણે સાત દિવસ ને સાત રાત સતત પર પોતાની પ્રયોગશાળામાં જ ગાળી. આઠમે દિવસે એમણે માનવકુલને નીચેનો સંદેશો રેડિયો દ્વારા આપ્યો:

'માનવબંધુઓ, થોડાક માસથી આપણી પૃથ્વી પર શરૂ થએલા વિચિત્ર રોગનું નિદાન કરવા હું શક્તિમાન થયો છું. આપ સર્વેની જાણમાં હશે કે સાત માસ પહેલાં એક મોટો આકાશી પદાર્થ સહરાના રણમાં પડ્યો હતો. આ પદાર્થ એટલો મોટો હતો કે એની ટક્કરે આખી પૃથ્વીને કંપાવી નાખેલી. અત્યંત વેગ અને વજનને લીધે આ પદાર્થ પૃથ્વીના પેટાળમાં પેસી ગયો. આ પદાર્થ પર કોઈ વિચિત્ર વનસ્પતિ ઊગતી હતી. એ વનસ્પતિના કેટલાક બીજકણ રણની રેતી સાથે ભળી ગયા. રેતી જ આ વનસ્પતિજાતિનો ખોરાક હોય તેમ એ રણમાં તે એકદમ ઊગી નીકળી.

'આ વનસ્પતિને અત્યંત સુંદર પુષ્પ આવે છે. એ પુષ્પોમાં આ જાતિની આપણા મગજ જેવી બુદ્ધિ-આલય ઇન્દ્રિય હોય છે. વિકાસની દૃષ્ટિએ જોતાં આ ઇન્દ્રિય હજી વધારે વિકસિત બને એવો ઓછો સંભવ છે. આ પુષ્પો પોતાની આ વિકાસમર્યાદા જાણે છે. એથી જ એ પુષ્પો સૂર્યોદય અને સૂર્યાસ્તને સમયે અમુક પ્રકારનાં રૂદન આંદોલનો ઉપજાવે છે—આપણે જેમ આપણા કંઠ-ઇન્દ્રિયને આંદોલીને ગાઈએ છીએ તેમ પુષ્પોના દૃષ્ટિબિંદુથી આ અત્યંત સુમધુર ગાન છે. પણ આ ગાનનાં આંદોલનો માનવજાત માટે અત્યંત કરુણ નીવડે છે. તમે એ જાણો છો કે સવિશેષ કરુણ ગાન સવિશેષ મધુરની મર્યાદા એકબીજામાં વિલીન થઈ જાય છે. માનવો માટે આ અદ્ભુત કરુણ ગાન ભયંકર અસર ઉપજાવે છે. સાપેક્ષરીતે દરેક જણ પોતપોતાની વિકાસમર્યાદામાં હોતાં લાગણીવશ તો હોય છે જ. આવા માણસોના મન પર આ અદ્ભુત-ગાન-આંદોલનો મધુર-કરુણ-જડચેતા ઉપજાવે છે. આ અસરથી જડચેતા પામતા માણસ અમુક સમય બાદ મરણ પામે છે.

'ઉપરની બાબત હું સહરાના લેવાએલા ફોટોગ્રાફો અને મારા રેડિયોમાં ઝીલાએલા આંદોલનોની મદદથી જાણી શક્યો છું. આ થયું રોગનું નિદાન. હવે હું તમને રોગનો વિનાશ કરવાની રીત જણાવું.

## કુમાર ચન્દ્રક

**૧૯૪૫**

૧૯૪૫ના વર્ષમાં 'કુમાર'માં આવેલાં મૌલિક સાહિત્યસર્જનોમાં

**શ્રી પુષ્કર ચંદરવાકરના**

'પિયરના પડોશી' નામની નાટિકાને

શ્રી બળવંતરાય ઠાકોર, શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી તથા

શ્રી અનંતરાય રાવળના નિર્ણાયક મંડળે ચન્દ્રકને પાત્ર

ગણી છે એ સમાચાર પ્રકટ કરતાં અમને હર્ષ થાય છે

રોગનો નાશ કરવા આપણી પાસે બે ઉપાય છે. એક તો એ કે પ્રત્યેક માનવે લાગણીવિહીન બનવું. આમ કરવા જતાં આપણે માનવો મટી જઈએ છીએ. એટલું જ નહિ પણ આપણે લાગણીવિહીન બનવાની કોઈક વૈજ્ઞાનિક તરકીબ શોધી શકીએ ત્યાં સુધી તો આખી ધરિત્રી માનવવિહીન બની જશે.

બીજો ઉપાય તે આ પુષ્પોનો વિનાશ. એ પુષ્પો બુદ્ધિમાન હોતાં આપણને એમના પ્રત્યે માનવો જેટલું જ માન થાય. તદુપરાંત એ આપણાં મહેમાનો છે. આપણે કાં તો મહેમાનોનું સ્વાગત કરતાં વિનાશને વરીએ, અગર તો મહેમાનોનો વિનાશ કરી પ્રાણ રોગમાંથી બચીએ.

'આ પુષ્પો કોઈ એવા વિશ્વભાગમાંથી આવે છે કે જ્યાં જળનું અસ્તિત્વ નથી. આ આખી પુષ્પજાત વિદ્યુતની જ બનેલી છે. જો એ ન હોય તો પોતાનાં નાનાં આંદોલનોથી રેડિયો-ફોમ ઉત્પન્ન ન કરી શકે. આમ હોતાં એમના નાશ માટે પાણીનો ઉપયોગ થવો જોઈએ. સહરાના આખા પ્રદેશ પર પાણી રેલાવી દેવું જોઈએ, જેથી પાણી અને વીજળીનો સંસર્ગ થતાં પુષ્પો પ્રાણાંત પામે.

'બંધુઓ! મેં મારી ફરજ અદા કરી. મેં જે કહ્યું છે એના પર વિચાર કરી આત્મનાશ અગર પુષ્પનાશ પસંદ કરી લો.'

બીજે જ દિવસે સહરા પર હજારો વિમાનોમાંથી બરફના ગોળાઓનો વરસાદ થયો.

કાલિદાસ જાદવ

# નદીવરેણ્યા નર્મદા

## અને એનો પ્રદેશ

**પ્રાચીનતામાં ગંગા કરતાં યે સમગ્રતયા પાવનકારી એવી પ્રાકૃતિકરીતે, ધાર્મિકદષ્ટિએ**

લેખક - અમૃતલાલ વ. પંડ્યા

પ્રાકૃતિક, ધાર્મિક, ઐતિહાસિક, ભૌગોલિક ને આર્થિક મહત્તાની દૃષ્ટિએ—કોઈ પણ નજરે જુઓ, નર્મદાની તોલે હિંદની બીજી એકેય નદી ઊભી રહી શકે તેમ નથી. નર્મદાની વ્યુત્પત્તિ થાય છે 'નર્મદા' એટલે આનંદદાયિની. નિસર્ગશોભા અને ફળદ્રુપતાની દૃષ્ટિએ તે માનવજીવન માટે ખૂબ જ આનંદદાયિની હોવાથી આપણા પૂર્વજોએ તેને આ નામ આપ્યું છે તે યોગ્ય જ છે. વળી તેનું બીજું એક નામ 'રેવા' પણ છે. શ્રી કનૈયાલાલ મુનશીના મતાનુસાર આનર્તપ્રદેશના એક વીર ભિક્ષુ રાજા રેવના નામ પરથી આ નામ પડ્યું હશે (Early Aryans in Gujarat,) કારણ તેના પુત્ર રૈવતના નામ પરથી જૂનાગઢના ગિરનાર પર્વતનું નામ 'રૈવતક' પડેલું હોવાનું મનાય છે. નર્મદાના આખા પ્રવાહ પર એટલા બધા ધોધો આવેલા છે કે સાગર તરફ તેને લઈ જતા ભૂપૃષ્ઠ પર આ ધોધો દ્વારા જાણે કે તે કૂદકા મારીમારી આગળ ચાલે છે. સંસ્કૃતમાં રેવ ક્રિયાપદનો એક અર્થ 'કૂદકા મારીને ચાલવું' થાય છે. નર્મદા આ રીતે ચાલતી હોવાથી તે 'રેવા' કહેવાઈ હોય એમ લાગે છે. નાંદિપુર (નાંદોદ–આધુનિક રાજપીપળા)ના ગુર્જર વંશ (ઈ. ૫૯૫–૭૩૫ લગભગ)ના ઉત્કીર્ણ લેખોમાં 'રેવા નદીના ધોધોમાંથી પડતાં પાણી'નો અનેક વાર ઉલ્લેખ આવે છે. નર્મદાના આ રેવા નામ પરથી મધ્ય હિંદ એજન્સીમા બાઘેલખંડનો એક આખો પ્રદેશ 'રેવા' કહેવાય છે, કારણ નર્મદા તેમાં થઈ પસાર થાય છે. વળી આપણે ત્યાં પણ એનો તટવર્તી પ્રદેશ 'રેવાકાંઠો' કહેવાય છે. ગુજરાતમાં આ નદી સામાન્ય રીતે 'નર્મદા' કહેવાય છે, પણ ઉત્તર હિંદવાસીઓ તેને 'નરબદા' કહે છે. દક્ષિણ ગુજરાતમાં તેને 'નરબદા' અને માળવા તથા મધ્ય પ્રદેશવાસીઓ 'નર્બદા' કહે છે.

### નર્મદા અને ગંગા

ભારતખંડની સપ્તપુનિત સરિતાઓમાં પાવનતાની દૃષ્ટિએ નર્મદા, ગંગા પછી બીજી ગણાઈ છે. પણ પુરાણોના કથનાનુસાર હાલની લોકમાન્યતા એવી છે કે આ કલિકાલમાં ગંગાની પાવનતા લોપ પામી તે હવે હિમાલયથી હરદ્વાર સુધી મર્યાદિત બની છે,



અમરકંટકતીર્થ : નર્મદાના ઉગમસ્થાન આગળનું મંદિર અને કુંડ

જ્યારે નર્મદાનો મહિમા ઉલટો વધ્યો છે. સ્કંદપુરાણ (રેવાખંડ, અધ્યાય ૧૩૦ માં જણાવ્યું છે :

> गंगा कनखले पुण्या, कुरुक्षेत्रे सरस्वती ।
>
> ग्रामे वा यदि वाऽरण्ये, पुण्या सर्वत्र नर्मदा ॥१७॥

[કનખલ (હરદ્વાર આગળ)માં ગંગા પવિત્ર છે, સરસ્વતી કુરુક્ષેત્રમાં, પણ નર્મદા તો ગામો અને વનોમાં ગમે તે સ્થળે સર્વત્ર પાવન છે]

અને આ જ કારણે નર્મદાના તટે જેટલાં તીર્થસ્થાનો હાલ છે, તેટલાં ગંગા કે હિંદની બીજી કોઈ નદીના કાંઠે આવેલાં નથી. એકમાત્ર ગુજરાતની સીમામાં નર્મદા તટે ૧૩૦ તીર્થસ્થાનો આવેલાં છે અને તેમાં હાંફેશ્વર, શૂલપાણ, ચાણોદ–કરનાળી, શુકદેવ–વ્યાસ, શુક્લતીર્થ અને ભરૂચ (દશાશ્વમેધતીર્થ–ભૃગુતીર્થ) પ્રમુખ છે. આગળ જતાં એ જ પુરાણમાં ગંગા ઉપર નર્મદાની શ્રેષ્ઠતા દાખવતાં કહ્યું છે:

> गंगाद्यास्सरितस्सर्वास्समुद्राश्चसरांसि च ।
>
> कल्पान्ते संक्षयं यान्ति न मृतैकाच नर्मदा ॥१८॥

[ગંગા ઈત્યાદિ સઘળી નદીઓ, સમુદ્રો ને સરોવરો વગેરે તો કલ્પનો અંત આવતાં નાશ પામશે, પરંતુ નર્મદા કદાપિ નાશવાન નથી.]

### નર્મદાની પરિક્રમા

નર્મદા શિવનો અંશ લેખાય છે, એટલે જ તેનાં તટવર્તી તીર્થો લગભગ સઘળાં જ શૈવ છે; એટલે સુધી કે 'નર્મદા કે કંકર, સબ શિવશંકર', 'નર્મદાના કંકર એટલા શંકર,' એવી કહેવતો તેના ઉપાસકો ને જાત્રાળુઓમાં પ્રચલિત છે. નર્મદાના ભાઠામાંથી મળી આવતા ગોળ પથરા (Pebbles) સર્વત્ર શિવલિંગ તરીકે પૂજાય છે.

નર્મદાની એક ધાર્મિક વિશેષતા છે તેની પ્રદક્ષિણા. સંખ્યાબંધ ભક્તજનો સતત એની પ્રદક્ષિણા કર્યા કરે છે. એના તટવર્તી કોઈ પણ તીર્થથી એ યાત્રા શરૂ કરી શકાય છે. ઉત્તર તટના તીર્થથી શરૂ કરી હોય તો પહેલાં તેના ઉદ્‌ગમસ્થાન અમરકંટક તરફ જવાનું હોય છે અને અમરકંટકથી દક્ષિણ તટે એની પછી રેવા–સમુદ્રસંગમ જઈ આવી ત્યાંથી ઉત્તર તટે જ્યાંથી પ્રદક્ષિણા શરૂ કરેલી હોય ત્યાં સમાપ્ત થાય છે. આખી પ્રદક્ષિણા પગપાળા કરવાનો નિયમ છે ને એ રીતે ચાલતા માર્ગમાં નર્મદા દૃષ્ટિ સામેથી લોપ નહિ થવી જોઈએ. પ્રદક્ષિણા ઓછામાં ઓછાં બે વર્ષ લે છે એના માટેનો તો એક નોંધપાત્ર નિયમ એ છે કે પ્રદક્ષિણા કરનાર માણસ ગમે તેટલો શ્રીમંત હોય, પણ પ્રદક્ષિણા સમયે તેનાથી એક પાઈ પણ જોડે રાખી શકાય નહિ. અનાવશ્યક કે વધારાનાં વસ્ત્રો કે પથારી યા જોડે સીધુ કે બીજી ખાદ્યસામગ્રી જરા યે રાખી શકાય નહિ. તેમ કરવાથી પરિક્રમાનું ફળ મળે નહિ. નર્મદાના બંને કાંઠે ચારચાર પાંચપાંચ માઈલના અંતરે સદાવ્રતનાં મથકો આવેલાં છે, ત્યાંથી સદાવ્રત લઈ હાથે રસોઈ કરી દરેકે જમવાનો નિયમ છે આ સદાવ્રતનો જે જે રાજ્યોમાંથી નર્મદા વહે છે તે તે રાજ્યો તરફથી અબાધિત અપાય છે, અને તેના માટે લાગતાંવળગતાં રાજ્યો તરફથી સદાવ્રતમથકોને જમીનો ને વર્ષાસનો આપેલાં છે. અનાજની આવી કારમી અછતના જમાનામાં પણ નર્મદાની પ્રદક્ષિણા કરનારા (કે જે પરિ-

## પુરાતન, અને પુનિતતામાં મૂળથી માંડીને મુખ સુધી આ નદી ભારતવર્ષની સર્વ નદીઓમાં શ્રેષ્ઠ ગણાય છે,— ઐતિહાસિક નજરે તેમજ આર્થિક મહત્ત્વની ગણત્રીએ.



નર્મદાની 'પનઈ' (હોડી): એ ગુર્જરી ગંગાનું એક લાક્ષણિક દૃશ્ય (ફોટો બળવન્ત ભટ્ટ)

ક્ષેત્રવાસી કહેવાય છે તે, ગમે તેટલી સંખ્યામાં હોય, પણ ક્યાંયે સદાવ્રતની તંગીને તકલીફ પડી હોય એવું મારી જાણમાં નથી. આવા કડક નિયમો તળે પણ કૈં અનેક શ્રીમંત નર્મદાભક્તોને યે નર્મદાની પ્રદક્ષિણાયાત્રા કરતા જોયા છે. હિંદુધર્મનાં યાત્રાધામોમાં જેમ જગન્નાથપુરીમાં આજે નાતજાતના ભેદ નથી અને 'જગન્નાથ કા ભાત, જગતપસારે હાથ' એ કહેતી પ્રમાણે એકમેકની એંઠી પ્રસાદી ત્યાં આરોગવાનો ધાર્મિક નિયમ છે અને જે તેને ન પાળે તેને કોઢ નીકળે એવી માન્યતા છે, તેવી જ રીતે નર્મદાના તટે હિંદુ ધર્મમાં સામ્યવાદના દર્શન થાય છે. નર્મદાના પુનિત તટપ્રદેશો શ્રીમંત અને ગરીબ એવા સામાજિક અને આર્થિક ભેદો અસ્તિત્વ ધરાવતા નથી એ વસ્તુસ્થિતિ નોંધપાત્ર છે, ને તેથી કરી—

स्मरणाज्जन्मजं पापं दर्शनेन त्रिजन्मजम् ।
स्नानाज्जन्म सहस्राख्यं हन्ति रेवा कलीयुगे ॥

[કલિકાળમાં નર્મદાના સ્મરણમાત્રથી આ ભવનાં, દર્શન કરવાથી ત્રણ ભવનાં, ને સ્નાન કરવાથી હજારો જન્મનાં પાપ નાશ પામે છે]

અને આ માન્યતા વિકાસ પામે તેમાં નવાઈ નથી. નર્મદાનાં તટવર્તી તીર્થસ્થળો કે મંદિરોમાં ક્યાંયે આડંબર જોવા નહિ મળે. ભગવાન શંકર કે તેમના પરિવાર દેવોની સાદી પાષાણપ્રતિમાઓ ને તેમનો પૂજાપાઠ કરતા થોડાક સાધુઓ. તમે દર્શન કર્યાં કે તમારી સમક્ષ સદાવ્રત અગર તો પ્રસાદી આવી જ છે! નર્મદા તટે ભગવાન લેતા નથી પણ આપે છે. નર્મદાના તટે તીર્થોમાં જે પવિત્ર વાતાવરણ અને તેને લઈ જે આત્મસ્પર્શી શાંતિનો અનુભવ થાય છે તેવો કોઈ બીજાં તીર્થક્ષેત્રોમાં થતો નથી.

### નર્મદા—આર્થિક દૃષ્ટિએ

આવી મહત્તા ધરાવતી નર્મદામૈયા આપણી ગુજરાત ભૂમિની ધરિત્રીને પાવન કરે છે તે આપણું સદ્‌ભાગ્ય જ લેખાય. આર્થિક દૃષ્ટિએ જોતાં પણ નર્મદાના જેવી મહત્ત્વશાળી નદી હિંદમાં બીજી ભાગ્યે જ હશે. નર્મદાના જળથી સિંચિત થતા બીજા પ્રદેશોની વાત જવા દઈ ગુજરાતનો જ દાખલો લઈએ. હિંદમાં ભરૂચનો કપાસ સૌથી ઊંચો લેખાય છે અને તે નર્મદાની ખીણમાં જ નીપજે છે. બીજી કોઈ નદીના કાંપમાં આવો કપાસ થઈ શકતો નથી. આ કપાસ ગુજરાતની સમૃદ્ધિ વધારવામાં મોટો ભાગ ભજવતો આવ્યો છે, એ જણાવવાની ભાગ્યે જ જરૂર હશે. ઉનાળામાં ગુજરાતની બધી નદીઓ લગભગ સુકાઈ જાય છે, એક માત્ર નર્મદા જ તેમાં અપવાદરૂપે છે. શિયાળામાં જુઓ કે ઉનાળામાં જુઓ, નર્મદાનાં નીર જેટલાં ને તેટલાં જ નજરે પડવાનાં. નર્મદાપ્રદેશવાસીઓને આવજા કે લાવ લઈજા માટે વ્યવહારનાં બીજાં સાધનો પર આધાર રાખવો પડતો નથી. બારે માસ નર્મદામાં મોટીમોટી હોડીઓ (પનઈઓ) ચાલ્યા કરે છે, જે ઉતારુઓ અને માલને રેલવે કરતાં ઘણા જ ઓછા ભાવે પહોંચાડે છે. યુદ્ધકાળમાં હિંદના બીજા પ્રદેશોનો કપાસ કે બીજો માલ રેલવેમાં બુકિંગના પ્રતિબંધને લઈ મુંબઈ કે બીજાં મથકોએ વખતસર પહોંચી નહિ શકવાથી લોકો ઉચિત ભાવોનો લાભ લઈ શકતા ન હતા; પણ રેલવે બુકિંગની આ મુશ્કેલી નર્મદાપ્રદેશવાસીઓને નડી નથી. તેમનો કપાસ કે અન્ય જણસો અબાધિત ચાલતી પનઈઓમાં નર્મદાના આશ્રયે આવેલા ગુજરાતના પ્રત્યેક વિભાગમાંથી ખેંચાઈ ખેંચાઈને કાગડાપીઠ (રાજપીપળા સ્ટેટ) અગર ભરૂચ જઈ પહોંચતી અને ત્યાંથી વહાણો દ્વારા મુંબઈ વગેરે મથકે પહોંચી જવાથી આ પ્રદેશના લોકો યુદ્ધકાળ દરમ્યાન બજારભાવોનો સારામાં સારો લાભ લઈ શક્યા છે. વળી વિદ્યુતબળના વિકાસનાં આ જમાનામાં ગુજરાતને સમૃદ્ધ બનાવવામાં નર્મદા બીજી બધી નદીઓ કરતાં વધુ અગત્ય અને મોખરાનો ભાગ ભજવશે. વિદ્યુત્‌બળ મેળવવા માટે એકમાત્ર નર્મદા જ ગુજરાતમાં આદર્શ સ્થળો ધરાવે છે. રાજપીપળા રાજ્યમાં શૂલપાણિ (સુરપાણ) નજીક એવું આદર્શ સ્થળ મળી આવેલું છે કે જો ત્યાં નર્મદાને બાંધવામાં આવશે તો વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા અને અમદાવાદનાં ઔદ્યોગિક યંત્રો માટે કોલસાની જરૂર રહેશે નહિ. ઉપરાંત બી. બી. સી. આઈ. ની ટ્રેનો મુંબઈથી છેક અમદાવાદ સુધી વીજળીથી ચાલી શકશે. ગુજરાતનો નર્મદાપ્રદેશ—જંગલની પેદાશ અને ખનિજ દ્રવ્યોથી ભરપૂર છે. સીમેન્ટ, કાગળ, કાચ, સીનાઈ માટી ઇત્યાદિનાં અનેક કારખાનાંઓ આ પ્રદેશમાં ઊભાં થઈ શકે તેમ છે અને પેટ્રોલિયમ નીકળવાની પણ અહીં શક્યતાઓ છે. લોખંડ માટે આ પ્રદેશ સમૃદ્ધ છે જ. લોખંડની પ્રાચીન ખાણો અને તેને ગાળવાની ભઠ્ઠીઓના અવશેષો ઠેકઠેકાણે ગુજરાતમાં નર્મદા કાંઠે મળી આવે છે. આમ, આર્થિક દૃષ્ટિએ નર્મદાના જેવો સમૃદ્ધ

પ્રદેશ ગુજરાતમાં એક પણ મેં જોયો નથી. દુષ્કાળ એટલે શું તે તો લોકો અહીં જાણતા નથી. આ પ્રદેશના ભીલો પણ એટલા સમૃદ્ધ છે કે તેઓ નોકરી કરવામાં નાનમ અનુભવે છે. સદ્ભાગ્યે એ તરફનાં રાજ્યોમાં કરવેરાના અભાવે પણ ગુજરાતના નર્મદાપ્રદેશવાસીઓની સમૃદ્ધિ વિશેષ વધી છે. આ પ્રદેશના નિવાસીઓમાં કહેવત છે કે 'ડુંગર દેવ છે અને નર્મદા માતા છે' (આ ડુંગર એટલે રાજપીપળાનો ડુંગર) એનો અર્થ એ કે એ બંનેના આશ્રયે રહેનાર પ્રજા કદી દુઃખી થતી નથી.

## નર્મદાનું ભૌગોલિક મહત્ત્વ

હિંદમાં નર્મદાનું ભૌગોલિક માહાત્મ્ય પણ અનેરું છે. આખા ભરતખંડને નર્મદા જ બે વિભાગોમાં વહેંચતી આવી છે: ઉત્તરાપથ અને દક્ષિણાપથ. નર્મદાની ઉત્તરે ઉત્તરાપથની સંસ્કૃતિ, કળા, વેશભૂષા, ભાષા, રીતરિવાજો કંઈક જુદા અને તેની દક્ષિણે કંઈક જુદા. અને જે પણ આ ભેદ ગંગા ને તેમ નર્મદાકાંઠે વરતાય છે. વળી ઉત્તર હિંદનાં પ્રાચીન સામ્રાજ્યોની સરહદ અનેક વાર ગણી જાય છે તે વિષેની નોંધો પ્રાચીન શિલાલેખોમાં મળી આવે છે. હિમાલયની દક્ષિણે તો આખા ભરતખંડમાં એક માત્ર નર્મદાના આંગણે જ નિસર્ગદેવી સોળેસોળ શણગારમાં વિચરતી નજરે પડે છે. પણ કવિઓ અને કલાકારોની દૃષ્ટિ હજી એ તરફ ગઈ નથી. ગુજરાતની કાવ્યધારાએ આ ઘરઆંગણાની ગંગા સામું હજુ બરોબર ભાળીને જોયું નથી. બહુ થોડા કવિઓ અને લેખકોએ નર્મદને સંભારી છે.




**પ્રા**કૃતિક ભૂગોળ અને ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ પણ નર્મદા અદ્વિતીય માહાત્મ્ય ધરાવે છે. લાખો વર્ષ પૂર્વે રાજપુતાનાની દક્ષિણે આવેલું હિંદ જ્યારે ગૉંડવાના લૅન્ડ નામના ભૂખંડનો એક ભાગ હતો અને તેની ઉત્તરે ટેથીસ મહાસાગર ઘૂઘવતો હતો તે વખતે નર્મદા નદી અસ્તિત્વ ધરાવતી હતી એમ તેની ખીણમાં મળી આવતા ખડકો અને ફૉસિલો પરથી સિદ્ધ થયું છે. ગૉંડવાના લૅન્ડના યુગનાં અંતે ભૂપૃષ્ઠમાં ફાટો પડી જતાં ભૂગર્ભનો લાવા રસ બહાર નીકળી લગભગ આખા હિંદ પર છવાઈ રહ્યો, ને તેમ થતાં નર્મદાની રૂપરેખા (ખીણપ્રદેશ) પણ એના ગર્ભમાં સમાઈ ગઈ. આ લાવા-પ્રસરણકાળના અંત પછી જ્યાં આગળ નર્મદાની ખીણ હતી ત્યાં ભૂગર્ભમાં દબાણ થતાં ખડકમાં નૂતન ઉત્પન્ન થઈ ને તેના પરિણામે ફરી નર્મદાનો પ્રવાહ વહેતો થવા લાગ્યો. ત્યારથી માંડી આજ લગી નર્મદા અસ્ખલિત વહી જાય છે. આ રીતે લાવાપ્રસરણકાળ પૂર્વેની હિંદની બધી નદીઓ નાશ પામી, પણ નર્મદા તો ફરી વહેવા લાગી. આમ નર્મદા હિંદમાં જૂનામાં જૂની નદી લેખાય છે.

સામાન્યતઃ નદીઓ ત્રણ વિભાગોમાં વહેંચાએલી હોય છેઃ (૧) ઉપલો પ્રવાહ—જેમાં નદી પર્વતીય પ્રદેશને કાપતી તેના ઉદ્ગમ સ્થળથી નીચે ઊતરે છે; (૨) વચલો પ્રવાહ—જેમાં નદી, તેણે આગળ રચેલા કાંપપ્રદેશને કાપતી ઢોળાવમાં વહે છે; અને (૩) નીચલો પ્રવાહ—જેમાં નદી પોતે આણેલા કાદવને ઠાલવે છે. આ ત્રીજો પ્રદેશ Delta 'ડેલ્ટા'ના નામથી ઓળખાય છે આ બાબતમાં નર્મદાને લગની નવાઈ નોંધપાત્ર છે. નર્મદાને નીચલો પ્રવાહ—'ડેલ્ટા' છે જ નહિ અને વચલા પ્રવાહમાંથી તે બીજી નદીઓની જેમ એકના બદલે ત્રણ વાર પસાર થાય છે તેમ થતાં બીજી નદીઓને જ્યાં એકએક જ કાંપપ્રદેશ હોય છે ત્યાં નર્મદા ત્રણત્રણ કાંપપ્રદેશો ધરાવે છે. એ બધા વિંધ્ય અને સાતપુડા એ બે પર્વતોની વચ્ચે આવેલા છે.

પહેલો તે મધ્યપ્રાંતનો ઉત્તરભાગ. અમરકંટકના માલ(Plateau)થી નીચે ઊતરતાં જ આ કાંપપ્રદેશ આવે છે. જબલપુરથી હંડિયા (હરદા નજીક) સુધી તે પ્રસરેલો હોઈ તેની લંબાઈ ૨૦૦ માઈલ છે. પ્રાચીન કાળમાં આ ફળદ્રુપ પ્રદેશ 'ચેદિદેશ' અને મધ્યકાળમાં 'ડાહલ' કહેવાતો. ત્રિપુરી એનું પાટનગર હતું (એના પરિચય માટે જુઓ ડૉ. હરિપ્રસાદ મનજરાય દેસાઈનો ૧૮૪મા અંકમાંનો લેખ), હાલ જબલપુર છે. મધ્યપ્રાંતના જબલપુર, નરસિંહપુર અને હોશંગાબાદ જીલ્લાઓમાં તે વહેંચાએલો છે આ પ્રદેશની માટી હલકી લાલ હોઈ તેના પર કાળી માટીનું પાતળું પડ પથરાએલું છે. હંડિયાથી ઓમ્કારેશ્વર સુધી નર્મદા ફરી પર્વતોમાં થઈ

મુખ્યત્વે ઈંદોર અને ધાર રાજ્યોમાં માર્ગ કાપે છે અને આ પછી તેણે રચેલો બીજો કાંપપ્રદેશ 'નીમાડ' આવે છે. નીમાડમાં વિન્ધ્ય અને સાતપુડાની હારમાળાઓ ખૂબ નજીક નજીક હોવાથી તે સાંકડી પટી રૂપે નર્મદાની આસપાસ આવેલો છે. નીમાડની ઉત્તરે વિન્ધ્યાચલની પેલી મેરનો ઉચ્ચ પ્રદેશ માળવા કહેવાય છે. નીમાડની લંબાઈ ૧૦૦ માઇલ જેટલી છે. ઓમ્કાર-માંધાતાથી હિરનફાલ-હરણફાળ (મૃગપાળ)ના ધોધ સુધી તે લંબાએલો છે. હાલ તે મધ્યપ્રાંતના નીમાડ જિલ્લા અને મધ્યહિંદનાં રાજ્યો ઇંદોર, ધાર, બડવાની અને ગ્વાલીઅર વચ્ચે વહેંચાયેલું છે. પ્રાચીનકાળમાં નીમાડ 'અનૂપ દેશ' કહેવાતો અને તેની રાજધાની માહિષ્મતી નગરી હતી હાલ માહિષ્મતીના સ્થળે મહેશ્વર આવેલું છે, જે અદ્યાપિ આ પ્રદેશના કેંદ્ર સમું લેખાય છે.

હરણફાલના ધોધ પછી વિન્ધ્ય પર્વત નર્મદાજીનો સંગાથ મૂકી ઉત્તર-પશ્ચિમે પંચમહાલજિલ્લા તરફ વળી જાય છે ને નર્મદા સાતપુડાની તળેટીએ તળેટીએ વહેવાને બદલે તેના હાર્દને ચીરીને પોતા માટે માર્ગ કરતી આગળ વહે છે. પ્રાકૃતિક ભૂગોળમાં આ બાબત પણ અસાધારણ છે. જો નર્મદા તેમ ન કરતાં સાતપુડાની તળેટીએ તળેટીએ ચાલી હોત તો આજે તેનું સ્થાન ઓરસંગ નદીના ઠેકાણે હોત. નર્મદાની આ અસાધારણતા શાને આભારી છે તેની વિગત અહીં સ્થળસંકોચને લઇ આપી શકાય તેમ નથી. આ પાર્વત્ય પ્રદેશમાં નર્મદાની ઉત્તરે મકવાડ, છોટાઉદેપુર અને રાજપીપળાનાં રાજ્યો આવેલાં છે અને દક્ષિણે ખાનદેશનો અકરાણી પેટામહાલ, કાઠી નામનું મોટું ભીલ રાજ્ય અને રાજપીપળાનું રાજ્ય આવેલું છે આ પ્રદેશમાં મકવાડ અને છોટાઉદેપુર રાજ્યોની સરહદ પર નર્મદા તટે આવેલા હાપેશ્વરની પછી નર્મદા ગુજરાતની રાજકીય સીમામાં પ્રવેશ કરે છે. આ પછી ઓરા-ગરૂડેશ્વર આગળ નર્મદા પોતે રચેલા તેના ત્રીજા કાંપના પ્રદેશમાં ઊતરી પડે છે. આ સપાટ પ્રદેશમાં નર્મદા ઘણી જ વાંકીચૂંકી વહે છે અને ક્યાંકક્યાંક તો આ વળાંક અર્ધગોળાકૃતિ કરતાં પણ વધુ ગોળાકાર કે લંબગોળાકાર બન્યા છે. નર્મદાનો આ ત્રીજો કાંપ-પ્રદેશ હાપેશ્વરથી માંડી ખંભાતના અખાતમાં તેના મુખ સુધી અત્યંત લાંબા વિસ્તાર પર વહે છે. ગુજરાતના આ કાંપ પ્રદેશમાં નર્મદાની ઉત્તરે એકે પર્વતમાળા નથી, પણ દક્ષિણે સાતપુડાની પર્વતમાળા તેની જોડાજોડ ચાલી ગઈ છે. આ પર્વતમાળા ખાનદેશના અકરાણી નામના પેટા મહાલમાં આવેલા સાતપુડાના સૌથી ઊંચા શિખર (૪૦૦૦ ફુટ) તોરણમાળથી બે શાખાઓમાં ફંટાય છે. એક શાખા ઉત્તરમાં અને બીજી દક્ષિણમાં આવેલી છે. ઉત્તરી શાખા રાજપીપળાનો અને દક્ષિણી શાખા સાગબારાનો ડુંગર કહેવાય છે. સાગબારા એ તાપી ખીણમાં રાજપીપળા રાજ્યના તાબે હાથીકની ઉપજવાળું મોટું ભીલ રાજ્ય છે. આ બે નામો આધુનિક ભૂગોળ અને ભૂસ્તરવિદોએ પાડેલાં છે. લોકમાન્યતા પ્રમાણે ઉત્તર શાખા તે વિંધ્યાચલ અને દક્ષિણ શાખા સાતપુડા કહેવાય છે. સ્થાનિક ભીલ લોકો કે જેઓ આ પર્વતો પર વસે છે તેઓ ઉત્તર શાખાને વીંઝીઓ (વિન્ધ્યો) અને દક્ષિણને સાતપુડીઓ કહે છે. પ્રાચીન કતીર્ણ લેખોમાં પણ રાજપીપળાના ડુંગરનું નામ વિન્ધ્યાચલ લખેલું મળી આવે છે. રાજપીપળાનો ડુંગર (સાતપુડા પર્વતમાળાનો પશ્ચિમ ભાગ) ભરૂચની પૂર્વે ૧૫ માઈલ દૂર નર્મદા અને કીમ નદીઓ વચ્ચેના પ્રદેશમાં વિરામ પામે છે. પણ આ વિરામ કેવો? અહીં આ પર્વતનો છેડો આવી જતો નથી; પણ પાછલા ભૂસ્તરીય યુગમાં થએલાં ભૂગર્ભના ઉત્પાતોને લઈ આ આખી પર્વતમાળા નીચી નમી ગએલી ને તેને પરિણામે ભરૂચની પશ્ચિમે આટલે લગી સમુદ્ર આવી જતાં તેના તળીએ સ્થાએલાં ગડો દ્વારા આ પ્રદેશ ઢંકાઈ ગએલો. આ પ્રદેશની માટી અને પત્થરો દરિયાઈ પ્રાણીઓના અવશેષોથી ભરચક છે. અને સાતપુડા પર્વતમાળા ભૂમિના ગર્ભમાં દબાઇને અરબી સમુદ્રના તળિયાની સપાટી પર ઊભેલી છેક આફ્રિકા નજીક ચાલી ગએલી હોવાનું જાણવામાં આવ્યું છે.




નર્મદાના મુખ આગળનો પ્રદેશ પ્રાગૈતિહાસિક કાળમાં ખંભાતના અખાતમાં છેક દૂર સુધી લંબાએલો હતો અને નર્મદા હાલ સાગર-



મધ્યપ્રાંતમાં જબલપુર આગળ ધુંવાધારનો ધોધ પડાવીને આગળ જતાં ભેડાઘાટના ઊંચા આરસના ખડકો વચ્ચે પ્રસન્ન ગમની નર્મદાનાં સો સો ફૂટ ઊંડાં પાણી.

સામેના પૃષ્ઠ પર: ગુજરાતમાં સીનોર આગળ નર્મદાનો ઓવારો (ફોટો : બળવન્ત ભટ્ટ)

ને મળે છે તેનાથી સો સવાસો માઈલ પશ્ચિમે તેને મળતી હતી. આ બધો ભાગ તે નર્મદાનો ડેલ્ટા પ્રદેશ હતો. પણ તે માનવજાતની હયાતીમાંજ સાગરમાં ડૂબી ગયો છે. આ પ્રમાણે નર્મદાને ડેલ્ટા નથી. આ પ્રદેશ ડૂબવાની પ્રાકૃતિક ક્રિયા છેક બુદ્ધનાકાળ લગી ચાલ્યા કરી છે.

નર્મદાની પ્રાચીન ભૂગોળને લગતી એક નોંધપાત્ર વસ્તુ એ પણ છે કે આજ નર્મદા જે એક નદીના રૂપે અસ્તિત્વ ધરાવે છે તેમ દૂરના ભૂતકાળમાં હતું નહિ. ભસ્તરવિદોનું માનવું છે કે હિમયુગમાં મધ્ય પ્રાંતની નર્મદા એક સ્વતંત્ર નદી હતી અને ગુજરાતની નર્મદા વળી બીજી હતી. મધ્ય પ્રાંત વાળી નર્મદા હોશંગાબાદથી ૪૦ માઇલ પશ્ચિમ સુધી તેના હાલના માર્ગ પર વહેતી હોઈ હન્ડીઆ-નેમાવર નજીકથી હરદા અને મસ્રાઈના માર્ગે દક્ષિણ-પશ્ચિમમાં વળી જઈ બુરહાનપુરથી થોડેક પૂર્વમાં તાપીને જઈ મળતી હતી. આ વેળા નર્મદા-ના તટપ્રદેશો પુરાપાષાણકાલીન (Palaeolithic age) સંસ્કૃતિ વતો માનવસમાજ વસતો હતો. ગુજરાતની હાલની નર્મદા પર્વતોમાં ઉદ્ગમ ધરાવતી હોઈ સ્વતંત્રપણે સાગરને ની. કાળાંતરે ભૂગર્ભનાકેટલાક ઉત્પાતોને લઈ હરદાની દક્ષિણ-પશ્ચિમ તરફનો નર્મદા-પ્રદેશ ઊંચો ઉપસી જતા એ નદીનો પ્રવાહ પશ્ચિમ તરફ વહેતો થઈ ગુજરાતની નર્મદા સાથે ભળી ગયો. આ ઉત્પાતને લઈને નર્મદાના માર્ગની સપાટી ઊંચાનીચી થતાં ઠેકઠેકાણે ધોધ અસ્તિત્વમાં આવ્યા. આ બધી બીના નર્મદાપ્રદેશના આસ-



માળવામાં નર્મદાતીરે ઓમકારેશ્વરતીર્થ

પાસના પુરાવાના પ્રકાશમાં જણાવામાં આવી છે. નર્મદાના પોતાના પ્રદેશમાંથી આ બાબત પર શો પ્રકાશ પથરાય છે તે જાણવા ભૂસ્તર અને ભૂગોળવિદો આતુર છે. એ સંબંધી સારી તપાસ હજી પૂરી થઈ નથી, પણ જે કંઈ થઈ છે તેનાથી આ વિધાનને પુષ્ટિ મળી છે. એનું છેલ્લું નિરાકરણ છએક માસમાં આવી જવા સંભવ છે. ગુજરાતમાં ઝીણવટભરી શોધ કરતાં નર્મદા આજ કરતાં ખૂબ મોટી હતી. એનાં પ્રાચીન કાંઠા ની ભેખડો આજે પણ જીર્ણરૂપે અસ્તિત્વ ધરાવે છે. આ પ્રાચીન નર્મદા રાજપીપળાના ડુંગરને લગભગ અડકીને વહેતી હતી અને પછીથી વધુ ને વધુ ઉત્તર તરફ ખસતી ગઈ છે. નર્મદાનો આખે પ્રવાહ અમરકંટક પર તેના ઉદ્ગમ સ્થાનથી માંડી સાગરસંગમ સુધી ૮૬૧ માઈલ લાંબો છે. એમાં ૪૯૩ માઇલ સુધી તો તે પાર્વત્ય ખડકો કાપતી વહે છે અને ૩૭૮ માઈલ ત્રણ કાંપપ્રદેશોપર પ્રવાહિત થાય છે. રાજકીય વિભાગોની દૃષ્ટિએ જોતાં તેના પ્રવાહના બંને તટો નીચે મુજબ વહેંચાય જાય છે.

| ઉત્તર કાંઠો | | દક્ષિણ કાંઠો | |
|---|---|---|---|
| માઈલ | રાજ્ય | માઈલ | રાજ્ય |
| ૬૪ | રેવા (બાઘેલખંડ-મધ્ય હિંદ) | ૧૫ | રેવા |
| ૧૦૪ | મંડલા જિલ્લો | ૧૩૫ | મંડલા જિલ્લો |
| | (છીંદવાડાના પ્રદેશ મધ્યપ્રાંત) | ૩૫ | સીવની ,, |
| ૫૧ | જબલપુર જિલ્લો (મધ્યપ્રાંત) | | (મધ્યપ્રાંત) |
| ૪૮ | નરસિંહપુર ,, ,, | ૬૩ | જબલપુર જિલ્લો |
| ૧૨૧ | ભોપાલ (માળવા-મધ્યહિંદ) | ૮૫ | નરસિંહપુર ,, |
| ૩૭ | ઇંદોર ,, | ૧૪૦ | હોશંગાબાદ ,, |
| ૧૩ | નીમાડ જિલ્લો (મધ્યપ્રાંત) | | (મધ્યપ્રાંત) |
| ૩૨ | ધાર (નીમાડ-મધ્યહિંદ) | ૭૧ | નીમાડ જિ૦ ,, |
| ૫૨ | ઇંદોર ,, | ૩૨ | ઇંદોર |
| ૬૫ | ધાર ,, | | (માળવા-મધ્યહિંદ) |
| ૧૫ | ગ્વાલિયર ,, | ૧૩ | ધાર |
| ૩૦ | ઇંદોર ,, | ૯ | ઇંદોર |
| ૩ | અલીરાજપુર ,, | ૧૮ | બડવાની |
| ૧૨ | મથવાડ ,, | | (નીમાડ મધ્યહિંદ) |



| ઉત્તર કાંઠો | | દક્ષિણ કાંઠો | |
| --- | --- | --- | --- |
| માઈલ | રાજ્ય | માઈલ | રાજ્ય |
| ૧૪ | છોટાઉદેપુર (રેવાકાંઠા-ગુજરાત) | ૨૮ | ખાનદેશ જિલ્લો |
| ૪૦ | રાજપીપળા ( ,, અંકલેશ્વર તાલુકો) | | (તળોદા તાલુકાનો |
| ૨ | રૈંગણ(રેવાકાંઠા-સંખેડા મેવાસ-ગુ.) | | અકરાણી પેટામહાલ) |
| ૧ | વાસણ ,, | ૧૦ | સાકી (ખાનદેશ) |
| ૩ | વડોદરા (તિલકવાડા પેટામહાલ-ગુ.) | ૧૧૦ | રાજપીપળા |
| ૩ | સુરેશ્વર(રેવાકાંઠા-સંખેડા મેવાસ-ગુ.) | | (અંકલેશ્વર, નાંદોદ, |
| ૩ | વડોદર (તિલકવાડા પેટામહાલ-ગુ.) | | ભાલોદ ને ઝગડિયા |
| ૩ | માંડવા(રેવાકાંઠા-સંખેડા મેવાસ-ગુ.) | | તાલુકાઓ) |
| ૩૮ | વડોદરા(સીનોરને કરજણ તાલુકા) | ૪૭ | ભરૂચ જિલ્લો |
| ૬૬ | ભરૂચ જિલ્લો (ભરૂચ તાલુકો) | | (અંકલેશ્વર તાલુકો) |
| ૮૬૧ | માઈલ કુલ | ૮૬૧ | માઈલ કુલ |

દરેક નામની સાથે પહેલાં પ્રદેશનું લોકપ્રચલિત નામ ને પછી પ્રાંત કે એજન્સીનું નામ આપેલું છે. ગુજરાતના નર્મદાપ્રદેશના તાલુકાઓ ઇત્યાદિ પણ બતાવેલા છે. નર્મદાના દક્ષિણ કાંઠે જે ખાનદેશનો પ્રદેશ છે તે ભાષાની દૃષ્ટિએ ગુજરાતમાં આવે છે. અકરાણી એ ગુજરાતના રેવાકાંઠામાં ગણાતો હોઈ રાજપીપળાના તાબે હતો, પણ પાછળથી ભીલોનાં તોફાનોના જમાનામાં કેટલીક ગેરવ્યવસ્થાને લઇ એને ખાનદેશના તળોદા તાલુકા સાથે જોડી દેવામાં આવ્યો. સાકી રાજ્ય વિષે પણ તેમજ બન્યું. રાજકીય દૃષ્ટિએ નર્મદાપ્રદેશમાં ગુજરાતનો પ્રારંભ મકવાડ અને છોટાઉદેપુર રાજ્યની સરહદથી થાય છે, પણ ભાષાની દૃષ્ટિએ જોતાં નર્મદાની ઉત્તર તરફ ઇંદોર ને અલીરાજપુર રાજ્યોની સરહદથી ગુજરાત લગી જાય છે, ને દક્ષિણ તટે બડવાની ને ખાનદેશની સરહદથી આ પ્રમાણે ગુજરાત નર્મદા-પ્રદેશનો લગભગ ૨૦૦ માઈલનો વિસ્તાર રોકે છે.

## નર્મદાનાં તીર્થસ્થાનો

નર્મદાના ઉદ્‌ગમસ્થાન અમરકંટકથી શરૂ કરીને વિમલેશ્વર નજીક સાગરસંગમ સુધીના તેના વિસ્તારમાં તેનાં કાંઠે નીચેનાં મોટાં તીર્થો આવે છે:

### મધ્યપ્રાંતમાં

અમરકંટક—બંગાલ-નાગપુર રેલવેની કટની-બિલાસપુર શાખા પરના પેંડ્રારોડ સ્ટેશનથી ૮ માઈલ દૂર છે.

મંડલા—જબલપુરથી બંગાલ-નાગપુર રેલવેની નાની લાઈનની એક શાખા ગોન્દિયા જાય છે. તેના પર નયનપુર જંક્શનથી એક જુદી શાખા છેક મંડલા સુધી લઈ જાય છે.

બ્રહ્માણધાટ—જી.આઈ.પી.રેલવેની મુંબઇ-અલ્હાબાદ લાઈન પર ઇટારસીથી આગળ નરસિંહપુર સ્ટેશન આવે છે. ત્યાંથી તે અંતરાળમાં ૧૩ માઇલ દૂર હોઈ બસ દ્વારા ત્યાં પહોંચાય છે.

### મધ્ય હિંદમાં

માયડીકુંડ—જી. આઇ. પી. રેલવેની મુંબઇ–દિલ્હી લાઈન પર ખંડવા નજીક બીર સ્ટેશનથી ૨૦ માઈલ દૂર છે. આ સ્થળ ઘોર જંગલોમાં છે અને પહોંચતાં ખૂબ તકલિફ પડે છે.

ઓંકારેશ્વર (ઓંકાર-માંધાતા પણ કહેવાય છે)—બી. બી. રેલવેની રતલામથી ખંડવા જતી નાની લાઈન પર મોરટક્કા સ્ટેશનથી ૫ માઈલ દૂર અંતરાળમાં છે. બસ સર્વિસ દોડે છે.

મહેશ્વર (પ્રાચીન મહિષ્મતી)—ઉપરની લાઇનના બડવાણી સ્ટેશનથી ૪૧ માઇલ દૂર અંતરાળમાં છે. બસ સર્વિસો દ્વારા પહોંચાય છે. ઇંદોર ને મહુથી પણ મહેશ્વર લઈ જનારી સીધી બસો મળે છે.

### ગુજરાત

હાંફેશ્વર—છોટાઉદેપુરથી બસ સર્વિસ જાય છે.

શૂલપાણિ (સુરપાણ)—ગાયકવાડી નાની રેલવે ચાંદોદ લઈ જાય છે. ત્યાંથી સ્વતંત્ર હોડી ભાડે કરી મોખડીના ઘાટ સુધી જવાય છે. આ ઘાટથી આગળ પગે ચાલતાં જવું પડે છે. બીજો સહેલો રસ્તો રાજપીપળા થઇને જાય છે. રાજપીપળાથી છેક શૂલપાણિ સુધી રાજ્યે મોટા ખર્ચે પર્વતોને કોતરીને પાકી સડક કરાવેલી છે.



(હરણફાળ: હરણ માત્ર જ ફાળે પાર જઈ એટલી એ નદી સાંકડી છે તે સ્થળ)

સ્કેચ: રસિકલાલ પરીખ

આ સડક પર રાજપીપળાથી ગોરા (પર્વતની તળેટીમાં નર્મદાકાંઠે) સુધી બસ સર્વિસ ચાલે છે. ગોરાથી શૂલપાણિ ૧૮ માઈલ દૂર છે. ગોરાથી પનઇ (હોડી) દ્વારા પણ ત્યાં જઈ શકાય છે ને સડકરસ્તે ગાડામાં પણ જવાય છે. મોટરો કે લૉરીઓ રાજપીપળાથી છેક શૂલપાણિ સુધી જઈ શકે છે. ધાયડીકુંડ કરતાં શૂલપાણિ પહોંચવાનું વધુ અઘરૂં હોવાથી જ એનું માહાત્મ્ય મોટું છે.

ચાણોદ-કરનાળી—વડોદરાના ગોયાગેટ સ્ટેશન ને મિયાંગામ-થી ગાયકવાડ સરકારની નાની રેલવે સીધી ડભોઈ થઈ ચાણોદ પહોંચાડે છે. ચાણોદથી સામે પાર રાજપીપળા ૮ માઇલ છે અને ત્યાં જવા બસો દોડે છે.

શુકદેવ વ્યાસ—ચાણોદથી આ તીર્થ ૫ માઈલ થાય છે અને ચાણોદથી નર્મદામાં પનઈ દ્વારા ત્યાં જવાય છે.

અનસૂયાજી-મિયાગામથી સીનોર સુધી ગાયકવાડી નાની ગાડી ...ઇ છે. સીનોરથી આ સ્થળ એક માઈલ દૂર છે. પગરસ્તે અને નદી-રસ્તે બને રીતે ત્યાં જવાય છે. વળી રાજપીપળાથી સીસોદરા (સીનોરની સામે નર્મદા ઉપર) સુધી બસ સર્વિસ દ્વારા જઈ ત્યાંથી પણ જવાય છે. ત્યાંથી એક માઈલ દૂર છે.

શુક્લતીર્થ (કબીરવડ એની પાસે છે)—ભરૂચથી પૂર્વમાં ૧૦ માઈલ



મધ્યપ્રાંતોમાં મંડલા પાસે સહસ્રધારા (પહેલી)નો ધોધ

દૂર છે. બસ સર્વિસ દ્વારા જવાય છે. અંકલેશ્વરથી રાજપીપળા જની રાજપીપળા સ્ટેટ રેલવેના ઝગડિયા સ્ટેશનથી તે બે માઈલ દૂર છે.

ભરૂચ (પ્રાચીન ભૃગુતીર્થ અને ભૃગુકચ્છ)—જાણીતું જ છે.

વિમલેશ્વર—ભરૂચથી જવાય છે.

### નર્મદાનો ધોધ

નર્મદા જે ધોધો માટે હિંદભરમાં પ્રખ્યાત છે. તેમાંનાં મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છે:—

કપિલધારા—અમરકંટકથી આગળ ૪ માઇલ દૂર છે. અહીં પહોં-ચવાનું ઘણું અઘરૂં છે. અહીં ૬૦ ફૂટની ઊંચાઈ પરથી નર્મદા નીચે પડે છે. આ સ્થળની નિસર્ગશોભા અદ્વિતીય લેખાય છે.

સહસ્રધારા (પહેલી)—મંડલાથી ત્રણ માઇલ પશ્ચિમે.

ધુંવાધાર—જબલપુર નજીક ભેડાઘાટમાં આવેલો આ ધોધ આખા હિંદમાં પ્રખ્યાત છે.

ચાંદગઢ—અહીં હરદા (જી.આઈ.પી. રેલવેનું ખંડવા અને ઈટારસી વચ્ચેનું એક મોટું સ્ટેશન)થી જવાય છે; પણ રસ્તો કાચો છે. આ સ્થળ ઘોર વનોમાં આવેલું છે.

ધાયડીકુંડ—એના વિષે ઉપર એ નામના તીર્થમાં લખાઇ ગયું.

સહસ્રધારા (બીજી)—મહેશ્વર નજીક આવેલી છે.

હરણફાલ—નર્મદાની ધારા અહીં પર્વતો વચ્ચે એટલી સાંકડી થઇ ગએલી છે કે હરણ એક ફાળમાં આ પારથી પેલી પાર પહોંચી શકે છે એટલે આ નામ પડ્યું છે. અહીંથી ગુજરાત શરૂ થાય છે.

મોખડી—આ સુરપાણનો ધોધ પણ કહેવાય છે; પણ ખરૂં નામ મોખડી ધોધ છે.

મોખડી પછી નર્મદામાં છેક સાગર-સંગમ સુધી મહત્ત્વના ધોધો નથી. એટલે પનઈઓ મોખડીથી માંડી છેક વિમલેશ્વર સુધી વગર ફેરબદલીએ જાયઆવે છે. કેટલાક ઇતિહાસકારો અને ઈતર લોકો માને છે કે પ્રાચીન કાળમાં નર્મદામાં ભરૂચથી માંડી છેક માળવા અને મધ્યપ્રાંત સુધી હોડીઓ દ્વારા અવરજવર થતી અને મોટા વેપાર

ધુંવાધાર: મધ્યપ્રાંતમાં જબલપુર આગળ ભેડાઘાટનો ધોધ. નર્મદા જેટલા ધોધ હિંદની બીજી કોઈ નદીમાં ભાગ્યે જ હશે.



નીચે જમણી બાજુ: અમરકંટક પાસેનો કપિલધારાનો ધોધ.

ખેડાતો. આ વાત માત્ર કલ્પના છે. ભૂસ્તરની સાક્ષીએ તપાસતાં આ ઘોધો હિમયુગ (Pliestocene period) વખતે અસ્તિત્વમાં આવેલા અને તેમની ઉપસ્થિતિને લઇ નર્મદાના પ્રવાહ દ્વારા હોડીઓમાં ગુજરાતથી માળવા કે મધ્યપ્રદેશ જવાય તેમ લેશમાત્ર સંભવ નથી. વળી કેટલેક ઠેકાણે તો ગુજરાત અને મધ્યહિંદ વચ્ચે નર્મદા એટલી બધી સાંકડી છે કે હોડીઓ પસાર પણ થઈ શકતી નથી.

## પ્રાચીન સાહિત્યમાં નર્મદા

સંસ્કૃતમાં નર્મદા પર વિપુલ સાહિત્ય લખાએલું પડ્યું છે. આ દૃષ્ટિએ પણ તેની અનેરતા નોંધપાત્ર છે. વેદોમાં નર્મદાનો ક્યાંયે ઉલ્લેખ નથી, પણ ઈતર વૈદિક સાહિત્યમાં તેને લગતી આડકતરી નોંધો મળી આવે છે. દા. ત. શતપથ બ્રાહ્મણમાં 'રેવોત્તર' નામ અનેક વાર આવે છે. વૈદિક લોકો નર્મદા સુધી પહોંચી શક્યા ન હતા; પણ તેમની યે પહેલાંથી પૌરાણિક લોકો નર્મદાપ્રદેશમાં વસવાટ કરી રહ્યા હતા એમ પુરાણોમાંથી જાણવા મળે છે. મૂળ પુરાણ ઈ. પૂર્વે ૮મા સૈકામાં રચાયેલું હોવાનું પાર્જિટર નામે વિદ્વાન માને છે. આ મૂળ પુરાણમાંથી કાળે કરી ધીમેધીમે જુદાજુદા પ્રદેશોમાં જુદાંજુદાં પુરાણો રચાયાં. આ ક્રમમાં નર્મદાતટના બ્રાહ્મણોએ મત્સ્યપુરાણની રચના કરી હતી. લગભગ બધાં પુરાણો નર્મદાના ધાર્મિક અગર તો ઐતિહાસિક મહત્ત્વ વિષે કંઇક ને કંઇક નોંધો આપે છે; પરંતુ વાયુ, પદ્મ, નારદ અને સ્કંદ નામનાં પુરાણોમાં તો સેંકડો અધ્યાયો ધરાવતા ખાસ 'રેવાખંડો' જુદા જ સ્વરૂપે નર્મદા વિષે આપેલા છે. આ ખંડો નર્મદાપ્રદેશના પ્રાચીન ઇતિહાસ અને ભૂગોળ પર પુષ્કળ પ્રકાશ પાથરે છે. કેટલાંક પુરાણોમાં તો નર્મદાના ઉદ્ગમસ્થાનથી માંડી તેના મુખ સુધીનાં બધાં સ્થળો, નદીઓ, પર્વતો અને તેમની સાથે સંકળાએલા ધાર્મિક તેમજ ઐતિહાસિક પ્રસંગો સવિસ્તર આપેલાં છે. આ પુરાણો ઉપરાંત પાછળના સંસ્કૃત સાહિત્યમાં નર્મદાને લગતાં અનેક સ્તોત્રો મળી આવે છે, જેમાં શંકરાચાર્યના મુખ્ય લેખાય છે; પણ આ સ્તોત્રો ઇતિહાસ કે ભૂગોળ પર કંઈ પ્રકાશ નાખતા નથી. પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો આદિમાં નર્મદાને લગતી નોંધો ક્યાંક પ્રસંગોપાત મળી આવે છે. જૈન સાહિત્યમાં હરિવંશ (વઢવાણમાં રચાએલું) અને શત્રુંજય માહાત્મ્ય (વલ્લભીપુરમાં લખાએલું) એ બંને નર્મદાપરનાં કેટલાંક જૈન તીર્થોની વિગતો આપે છે.



[illegible] પોતાને [illegible] પહોંચ્યો ન હોય ત્યાં સુધી સ્વીકારાતા નથી

# પરદેશના પત્રમિત્રો — Our Friends Abroad

આ પત્ર મેળવનાર :
આદમઅલી અબ્દુલકાદર, પો. ઑ. પર દારેસલામ (ઈસ્ટ આફ્રિકા)

સાન ડાએગો, કૅલિફૉર્નિયા (યુ એસ અમેરિકા)
તા. ૩૦ ઑગસ્ટ, ૧૯૫૫

પ્રિય મિત્ર,

તમારું સરનામું મને લગભગ એક વર્ષ અગાઉ એક પત્રમિત્ર-સંસદ દ્વારા મારા અભ્યાસકાળ દરમ્યાન મળેલું. તે સમયે મારી પર નિશાળના અભ્યાસનો બોજો હોવાથી પત્રવ્યવહાર માટે પૂરતો સમય મળી શકતો ન હતો. હમણાં હું અમેરિકન નૌકાખાતાની હૉસ્પિટલમાં છું અને ગંભીર વાઢકાપ પછી સુધારા પર આવતો જતો હોવાથી આ ગાળા દરમ્યાન પત્રવ્યવહાર માટે હવે પૂરતો સમય છે. હૉસ્પિટલમાં લગભગ એકાદ માસથી છું ને હવે તો એકએક અઠવાડિયાં પછી ફરી લશ્કરી કામગીરીમાં જોડાવા જેવો થઈ જઈશ.

હાઈસ્કૂલના અભ્યાસકાળ દરમ્યાન હું ફુટબૉલ ટીમમાં તેમજ 'ટ્રૅક' ટુકડીમાં અગ્રણી હતો અને 'રેસ્લિંગ'નો કૅપ્ટન હતો. 'વેઈટ લિફ્ટિંગ' (વજન ઊંચકવાનો વ્યાયામ) અને શરીર વિકાસમાં પણ ખાસ રસ લઉં છું એ માટે મારી પાસે મારાં પોતાનાં સાધનો છે અને ૨૨૫ રતલ વજન માથાથી અદ્ધર ઊંચકી શકું છું. મારું વજન ૧૬૫ રતલ છે ને ઊંચાઈ પોણા છ ફૂટ. તમારા રસના વિષયો કયા છે?

પાંચ માસ થયાં હું નૌકાખાતામાં છું, છતાં હજુ મને જહાજ પર જવાની તક મળી નથી. હું ધારું છું કે એકાદ માસમાં તો મને કોઈ જહાજ પર નીમશે. અથવા કદાચ મને છૂટો પણ કરવામાં આવે. છૂટ મુક્ત થવાય તો સારું. તમે કોઈ લશ્કરમાં જોડાયા છો ખરા?

મારું ઘર સાન ફ્રાન્સિસ્કોની પાસે આવેલા સાન લીઆન્ડ્રો નામના નાનકડા કસ્બામાં છે. હાલ મારો મુકામ એ ગામની ૬૫૦ માઈલ દક્ષિણે અને મેક્સિકોની ૨૦ માઈલ ઉત્તરે છે. તમે ઉત્તર લખો તો મારા ઘરના નીચેના સરનામે લખશો: Richard H. Spencer, 772 Elsie Street, SAN LEANDRO California (U. S. A.)

મારું નૌકાખાતાનું સરનામું તો મારી બદલી થવા સાથે બદલાયા કરે છે; એટલે મારાં માતાપિતા મને તમારો પત્ર મોકલી આપશે. અને હું એ મળશે કે તે જ દિવસે તેનો ઉત્તર લખીશ. નૌકાખાતામાંથી મુક્ત થઈને હું ચીન જવાનો ઈરાદો રાખું છું. ત્યાં મારાં કેટલાંક સંબંધીઓ છે. ત્યાંથી કદાચ હું આફ્રિકા રસ્તે પાછો વળું. એમ થશે તો હું તમને અવશ્ય મળીશ.

તમારો મિત્ર
'ડિક' સ્પેન્સર

(અંગ્રેજી રૂઢિપ્રયોગમાં 'રિચાર્ડ'નું ટૂંકું નામ 'ડિક' થાય છે;—જેમ 'વિલિયમ'નું 'બિલ', 'ઍન્થની'નું 'ટૉની', 'કૅથેરીન'નું 'કેઈટ', વગેરે.)

### નવાં પત્રમિત્રો

(૧) શાલિની શાહ, C/o અમૃતલાલ ચુનીલાલ શાહ, પાર્લે ન્યૂ ઑફિસર્સ રોડ, વીલેપારલે-પશ્ચિમ, મુંબાઈ-૨૪; (૨) શાન્તિ કાણુકિયા, વી. એમ. કપોળ બોર્ડિંગ, પ્લૉટ ૫૭૩-૭૪, માટુંગા; (૩) જવાહર નાગરદાસ ગોરડિયા, જવાહર વિલા, જુહુ રોડ, મુંબાઈ ૨૪. એમણે 'યુનિટી હૉબી એક્સચેન્જ' નામની સંસ્થા કાઢી છે જે નવા આંતરરાષ્ટ્રીય પત્રમિત્રો મેળવી આપે છે; (૪) કુ. જયંતા શેઠ, નથા બિલ્ડિંગ, બીજે માળે, રૂમ નં. ૧૩, ૧૦૯ મસ્જિદબંદર રોડ, મુંબાઈ-૩; (૫) 'રાજહંસ' C/o અનંતરાય શાહ, હંસરાજ ભુવન, બેજનજી સ્ટ્રીટ, રણછોડ લાઈન્સ, કરાચી; (૬) શાંતિલાલ સાંવરિયા C/o રાય સાહેબ મૂળજી જગમલ, રેલ્વે કૉન્ટ્રેક્ટર, બિલાસપુર-સી. પી; (૭) શશિકાન્ત એમ. વંકાણી, C/o પોપટલાલ પેલાભાઈ, વણિક વિદ્યાલય વણઝારીવાળ, જુનાગઢ. ભાઈ ચન્દ્રકાન્ત વૈદ્ય (ઢળદિયા શેરી, સગરામપુરા, સુરત) જણાવે છે કે તેઓ અમેરિકાની 'ઇન્ટરનૅશનલ સ્ટુડન્ટ્સ સોસાયટી'ના પ્રતિનિધિ થઈ શક્યા છે. એ સંસ્થામાં દાખલ-ફી નથી અને ઉમરની મર્યાદા ૩૦ વરસ સુધીની છે. વિશેષ માહિતી મેળવવા ઈચ્છનારે જવાબી ટિકિટ બીડીને એમને પુછાવવું.

# ફોટોગ્રાફી

### હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ મોકૂફ. બીજું ઈનામ- 'સવાર પડી': જમનાદાસ પંચોલી—અમદાવાદ; ત્રીજું ઈનામ—'મુક્ત હાસ્ય': ફરામરોઝ ટોડીવાળા—અમદાવાદ; ઉત્તેજના ઇનામ—'આદર્શ': પી. બી. ખાટા—મુંબાઈ; નોંધપાત્ર : (૧) 'સ્થાપત્ય ઝરૂખો': ચીમનલાલ ત્રિવેદી—અમદાવાદ; (૨) 'કારીગર': જમનાદાસ પંચોલી—અમદાવાદ.

હરીફાઈ વિભાગમાં સામાન્યરીતે બહુ ઓછો ફાળો આવતો હોવાથી ઘણા લાંબા ગાળે આ મહીને એ આપી શકાય છે. જે કાંઈ ચિત્રો આવ્યાં છે તેમાં વિચારપૂર્વક અને ખંતથી લેવાએલા ચિત્રો તો ઘણાં જૂજ છે. એકની એક ભૂલ વારંવાર કરતા હરીફોની સંખ્યા બહુ મોટી થતી જાય છે. દરેક હરીફ જો કાળજીપૂર્વક ચિત્રો પરની ટીકા વાંચીને અમલમાં મૂકે તો સમય ને પૈસાનો ખોટો વ્યય અટકે. જેમનામાં સાચો શોખ અને અભ્યાસની આતુરતા હોય છે તેમણે તો કૅમેરા પર હથોટી બેસી ગયા પછી માત્ર દૃષ્ટિ કેળવવાની જ જરૂર રહે છે.

જ્યાં દૃષ્ટિ છે ત્યાં દૃશ્યનો તોટો નથી એની પ્રતીતિ, બીજું ઈનામ જીતનાર ભાઈ જમનાદાસ પંચોલીનું 'સવાર પડી' ચિત્ર દર્શાવશે. યોગ્ય સમયે, યોગ્ય કોણથી લેવાએલા એ દૃશ્યમાં સ્વાભાવિક ગતિએ જતા ઢોરનું સારું ચિત્રસંયોજન બન્યું છે, અને તેમાં સવારના મૃદુ પ્રકાશનું વાતાવરણ પણ જામી શક્યું છે. ક્ષતિ છે તે ખામીવાળા ફોકસિંગની. એ ક્ષતિ ન હોત તો કદાચ પહેલું ઈનામ મેળવી શકત.

ત્રીજું ઇનામ જીતનાર ભાઈ ફરામરોઝ ટોડીવાળાનું 'મુક્તહાસ્ય' ચિત્ર ખુલ્લા સૂર્યપ્રકાશમાં મુરઝાતા બાળકના ક્ષણિક ભાવોને રજૂ કરતું આકર્ષક છબિચિત્ર છે. ભાઈ પી. બી. ખાટાનું ચિત્ર 'આદર્શ' આર્ટિફિશિયલ-લાઈટમાં લેવાએલા 'પોઝ-ચિત્ર'નો ઉત્તમ નમૂનો ગણાય. આવાં 'પોઝ-ચિત્રો'માં ગોઠવણીમાં નવીનતા તથા શરીરનું સૌષ્ઠવ બતાવવાનું ધ્યેય હોવું જોઈએ. અહીં પોઝમાં નથી નવીનતા કે નથી શરીર સૌષ્ઠવનો સંપૂર્ણ આદર્શ. માત્ર ફોટોગ્રાફીની આવડતનો તે સારો નમૂનો છે.

ભાઈ ચીમનલાલ ત્રિવેદીનું 'સ્થાપત્ય-ઝરૂખો' (કલકત્તા જૈન મંદિર) સંગ્રહ-ચિત્ર (Record Picture) તરીકે નોંધપાત્ર છે. ઝરૂખાની કારીગરીને યોગ્ય ઉઠાવ આપે તે રીતની પ્રકાશયોજના વિચારીને કાળજીપૂર્વક એ ચિત્ર લીધેલું છે. ભાઈ જમનાદાસ પંચોલીના 'કારીગર'નો વિષય ઘણો સારો છે, પરંતુ ચિત્રસંયોજન બીલકુલ નથી. પાછળ બેઠેલો માણસ, વાંકો થાંભલો, આદિ તત્ત્વો સારા ચિત્રને ગરબડિયું ને ગીચ કરીને બગાડી મૂકે છે. એકલા કારીગર ઉપર લક્ષ્ય કેન્દ્રિત કરીને સારું ચિત્ર ઉપજાવી શકાયું હોત.

શ્રીરામ ભટ્ટ

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો——લેખક ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ

[૨૭]

એલીફન્ટાના ત્રિમૂર્તિ-શિવની હૃદયસ્પર્શી મૂર્તિ મેં બે વખત જોઈ છે. પહેલી વખત શહેનશાહ પંચમ જ્યોર્જ મુંબાઈ આવ્યા તે વખતે મુંબાઇમાં ઔદ્યોગિક પ્રદર્શન પણ સુંદર થએલું ને તેની સાથે વીજળીની રંગબેરંગી રોશનીનું મનોહર દૃશ્ય જોવાની પણ લાલચ હતી. એ બધું જોઈ મનને તૃપ્ત કરીને હોડીમાં બેસીને એલીફન્ટા જવાનો લહાવો પણ તે વખતે લઇ લીધેલો.

પરંતુ એ ભવ્ય મૂર્તિની અપાર્થિવતા, પવિત્ર ને શ્રેષ્ઠ ભાવ પ્રેરવાની તાકાત અને ચિત્તને શાન્ત તથા ઉન્નત બનાવતું એનું આધ્યાત્મિક ખરું દર્શન તો, બીજી વખત ૧૯૩૭માં જ્યારે ફરી એને જોઇ, ત્યારે ધ્યાનમાં આવ્યાં અને તે અંતરમાં ઊંડાં ઊતરી ગયાં છે

દાર્જિલિંગમાં ધૂમ નામનો બૌદ્ધધર્મીઓનો મઠ છે ત્યાં તિબેટના લામાઓ રહે છે. એ મઠમાં પંદરેક ફૂટ ઊંચી ભગવાન બુદ્ધની મહાકાય મૂર્તિ છે, અને ભીંતો પર યમ, કુબેર, અગ્નિ તથા અસુરોનાં ઉગ્ર ચિત્રો છે. એ ચિત્રોના રંગો પણ લાલ, પીળા વગેરે ઉગ્ર પ્રકારના છે. સાથેસાથે સાત્ત્વિક રૂપોમાં તારા, પ્રજ્ઞા અને બોધિસત્ત્વોનાં ચિત્રો પણ છે, અને તેમના રંગ લીલા, ભૂરા અને ગૌરવર્ણ એટલે કે સફેદ અને રૂપેરી છે. ત્યાં એક પ્રાચીનપંથી ચિત્રકાર પણ હતા. તે એટલી બધી સુંદર રેખાઓથી અજન્ટાનાં ચિત્રોની હૂબહૂ આલેખનો કરી શકતા કે રવિભાઇ પણ એની શક્તિથી અજાયબ થયા હતા.

તિબેટના લામાઓ તથા બીજા નૃત્યકારોનાં નૃત્ય ને નાટ્યના પ્રયોગો પણ દાર્જિલિંગમાં જોવાનો એક પ્રસંગ સાંપડ્યો હતો. એ નૃત્યો અને અભિનયો ભયંકર હતાં. માનવીઓની આસુરી સંપત્તિના પ્રતીક સમો એક મોટો 'ડ્રેગન' (મગર-સર્પ) તેમાં આવતો. એના ક્રૂર, ભયાનક ગોરવ (?) ચિત્રો સાથે નિદર્શનમાં આવતા હતા. માનવી બીચારો એના પંજામાંથી છૂટવા મુશ્કેલ લાગતો હતો. પરંતુ પછી, ધીમેધીમે, તે સાત્ત્વિકતા ભીતરની દૈવી સંપત્તિની મદદથી મગર સર્પને વશ કરી એના ઉપર સવાર થઈ શકે છે ને માનવ સંસ્કૃતિઓનું સનાતન સ્વપ્ન માંગલિક વાદ્યોની ધૂનમાં અંત દેખવા આગ્રહશાળી થાય છે

નાલંદાના અવશેષોમાં બૌદ્ધ અને શાક્ત તાંત્રિકોના સમયની સુંદર ધાતુમૂર્તિઓ છે. નેપાલની ધાતુમૂર્તિઓ સામાન્યરીતે ઉત્કૃષ્ટ કોટિની ગણાય છે, પણ નાલંદાની બરોબરી કરી શકે એવી જગતમાં કોઇ સ્થળે નથી.

આ બધી કલાસમૃદ્ધિ રસદૃષ્ટિએ તો આપણી સૂક્ષ્મ લાગણીઓ અને ભાવોને ખૂબ વિકસિત કરે જ છે, પરંતુ સાથેસાથે ઇતિહાસનું પણ અનુપમ દર્શન કરાવે છે. જગતના તત્ત્વજ્ઞાનીઓ અને પંડિતો મૂર્તિપૂજકોની ભલે મશ્કરીઓ કરતા હોય અને મૂર્તિપૂજાને ભલે ધર્મમાર્ગમાં ઊતરતી કક્ષામાં ગણતા હોય, પરંતુ આપણા ધર્મોમાંનાં સનાતન સત્યોની સેંકડો પ્રકારની વિવિધતા જનવર્ગને તાદૃશ્ય કરાવવાની એકમાત્ર સચોટ શક્તિ મૂર્તિઓ જ છે. ને એ હકીકત લક્ષમાં રાખીને આપણી ભાવગર્ભ મૂર્તિઓનો સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રની દૃષ્ટિએ હજી પૂરેપૂરો અભ્યાસ જ કોઇએ નથી કર્યો.

આજ સૈકાઓથી આપણાં મંદિરો અને ખંડિયેરોમાં જે દેવદેવીઓ નાના પ્રકારનાં સૂચનો તથા ભાવ પ્રદર્શિત કરતી વિધવિધ મુદ્રાઓ અને અંગમરોડથી લાવણ્ય ઢોળતાં તથા આયુધો અને વાહનો ધારણ કરીને ઊભાં હતાં તેમનાં રહસ્યો ઉદયશંકર અને સિમ્કીનાં જીવંત અને જ્વલંત નૃત્યોથી આપણી નજરમાં જાગતાં થયાં છે. મણિપુરી, કથક, કથકલી ને ભરતનાટ્યમ્ પદ્ધતિનાં નૃત્યો ને સંગીત દ્વારા હવે વર્તમાન સંસ્કૃતિના ભક્તોને એ જૂની મૂર્તિઓમાં નવા પ્રાણની પ્રતિષ્ઠા કરવી સહેલી થઈ ગઈ છે.

જીવનના વિધવિધ આદર્શો અને દિવ્ય પ્રસાદ જે મનોરાજ્યમાં પણ મળવાં કષ્ટસાધ્ય હતાં તે ભારતીય નૃત્યકળાના પુનરુદ્ધારથી પ્રત્યક્ષ થયાં છે

નૃત્યો સાથેના ઉત્તમ સંગીતે, યજ્ઞયાગ સમયનાં વૈદિક પૂજાવિધિનાં રહસ્યો અને પૌરાણિક ક્રિયાકાંડમાંથી સમગ્ર જનતાને મળતાં પ્રેરણાદાન સ્પષ્ટ કરી આપ્યાં છે.

સામવેદનાં ગાન અને મંત્રો, તંત્ર તથા શક્તિઓનાં આવાહનના ઉગ્ર પૂજાવિધિઓ, ઘંટારવ ધૂપદીપ અને ફૂલો, વીણા તથા સીતાર જેવાં રોમાંચક તંતુવાદ્યો, અને ભેરી, તૂરી, શંખ, તથા ઢોલ જેવાં રૌદ્ર રસને ઉત્પન્ન કરતાં સાધનોની મદદથી ક્રાંતિકારીઓએ જનતાનાં આત્મિક બળોને કેવી રીતે જાગૃત કર્યાં હતાં એ બધું હવે સમજાય છે. એ મૂર્તિઓ, પૂજાવિધિઓ, નાટકો, સંગીત, ચિત્રો અને નૃત્યોએ જ આપણા વ્યક્તિગત અને સામાજિક આત્માને સાવધાન અને જાગતો રાખ્યો હતો. એ દ્વારા એ સદાકાળ પ્રભુના સાન્નિધ્યમાં રહી શકતો. દૈવી અને આસુરી બળો એને જાગતાં જોઇ લાગતાં અને વિદ્યાકળાના વાતાવરણમાં એ ભક્તિમાર્ગે કે જ્ઞાનમાર્ગે ભગવાનનો યોગ મેળવી દુર્લભ મનુષ્યજીવનનું સાર્થક કરી શકતો.

આજે જગત ઊંધે રસ્તે ચડ્યું છે. વ્હેલ કરતાં યે વધુ વેગથી એ સમુદ્રો પાર કરે છે, ગરુડ કરતાં યે વધારે ઝડપથી એ અવકાશમાં ઊડે છે, છતાં એને સાચું જીવન જીવતાં નથી આવડતું. અત્યંત બેચેની અને તીવ્ર વેદનાના તાપ એને ઘેરી વળ્યા છે. આ દુઃખમાંથી એને કોણ છોડાવશે ?

છોડાવશે આપણી લલિત કલાઓ,—કવિતા, સાહિત્ય, સંગીત, નાટક, નૃત્ય, ચિત્રો ને નૂતન દૃષ્ટિના ક્રિયાકાંડ પૂજાવિધિઓએ, —સુવ્યવસ્થા અને શિસ્ત, પ્રેમ ને સહકાર. દક્ષિણ ભારતમાં નંદીનાં બહુમાન છે. ત્યાં એનાં મંદિરો પણ ભવ્ય છે. નંદી એ મહાદેવજીનો પોઠિયો છે. પ્રમાદી ને જડ હોવા છતાં તેની આંતરિક શક્તિઓનો પાર નથી. એ ભોળો છે, સ્વભાવે સેવાભાવી છે અને એકંદરે અહિંસક તેમજ પરોપકારી છે. મનુષ્યો આખરે, એ નંદી જેવા છે એમને એમની સુષુપ્ત શક્તિઓનું ભાન કરાવવું જોઈએ ને મહાદેવજીના વાહક થવા માટે તો એ જ સર્જાયાં છે એમ એમની ખાત્રી કરી આપવી જોઇએ. લલિત કલાઓ, એ કામ શ્રેષ્ઠ રીતે કરે છે. અસત્ય, મલિનતા, પ્રમાદ, લોભ, કામ, ક્રોધ વગેરે કચરા આપણા પવિત્ર આત્માને દબાવી રહે છે ચિત્રો, મૂર્તિઓ, સંગીત ને નૃત્યના સત્સંગથી એ કચરા ધોવાય છે અને અસત્ય દૂર થાય છે.

નીતિનિયમ, સુબુદ્ધિ, પુરુષાર્થ, આદર્શો પાળવાની ઉત્કંઠા, જ્ઞાન, ભક્તિ વગેરે દૈવી સંપત્તિ મેળવવાનાં સૂચન એ મૂર્તિઓમાં હોય છે. જગતમાં વ્યાપી રહેલું માધુર્ય એ લલિત કલાઓ દ્વારા રસજીવન જીવતાં જીવતાં જ મળતું જાય છે ને 'સ્વર્ગ અહીં જ છે, અહીં જ છે અહીં જ છે' એમ લાગે છે. (ચાલુ)

# પોથીમાંનાં રીંગણાં

અનંત કાણેકરનો નર્મનિબંધ

ગણુ કાકાની સાથે મારે ઘણી વાર મતભેદ થાય છે, પણ એમની એક શક્તિનો મને હંમેશાં અચંબો લાગે છે. ગમે તેટલા અઘરા પ્રશ્નનો જવાબ પણ એ ઝડપથી અને સહેલાઈથી આપી શકે છે. નાનપણમાં તો એમની આ શક્તિ જોઈને હું છક જ થઈ જતો. દુનિયામાં વસતા બધા ડાહ્યા લોકોનો રાજા કોણ એવું જો મને તે વખતે કોઈએ પૂછ્યું હોત, તો મેં તત્કાળ જવાબ આપ્યો હોત કે 'ગણુકાકા—અમારા ગણુકાકા જ.'

બાળપણમાં મેં એમને એક વખતે પૂછ્યું, કે 'કાકા, મારવાડીઓના માથા પર ત્રણ પટા શાના હોય છે?' કાકા તરત જ બોલ્યા, 'એ તો હનુમાને ચીતર્યા'તા એમના માથા ઉપર.'

'એટલે?' મેં સવાલ પૂછ્યો.

'હનુમાને લંકા બાળી હતી, એની તો તને ખબર હશે જ ને?'

'હા; પણ એને અને મારવાડીઓને—'

'સાંભળ તો ખરો;' કાકાએ કહેવા માંડ્યું, 'પૂંછડી સળગાવવાની ખાતર એણે પોતાની પૂંછડી પર ખૂબ ચીંથરાં બાંધ્યાં, અને પછી એ ઘાસલેટના ડબ્બા શોધવા લાગ્યો. કરગરીને એણે મારવાડી વેપારીઓ પાસે ઘાસલેટ માગ્યું. પણ મારવાડીની જાત એમ માને? એમણે કહ્યું કે અમે ઘાસલેટ એમ મફત નહિ આપીએ. હનુમાન ચીડાઈ ગયો. ભુભુઃકાર કરીને એણે એમનાં ગુદામ ખોલી નાખ્યાં, અને ઘાસલેટના ડબ્બા બહાર કાઢી એમાં પૂંછડી બોળી અને આગ લગાડી દીધી. એ સળગતી પૂંછડી વડે શરૂઆતમાં એણે દરેક મારવાડીના માથા પર ત્રણ ત્રણ પટા ચીતર્યા, ને તે પછી એ લંકા બાળવા નીકળ્યો. ત્યારથી મારવાડીઓના માથા પર ત્રણ પટા હોય છે!'

કાકાએ આપેલી આ માહિતી સાંભળી હું ખુશ થઈ ગયો.

હવે મોટો થયો છું એટલે આજકાલ જોકે હું કાકાના કહેવા પર બહુ વિશ્વાસ રાખતો નથી; તોપણ કાકાની કલ્પનાશક્તિનાં વખાણ કરવાનું તો હજી યે મન થાય છે. પરમ દિવસે જ મેં એમને વાતવાતમાં પૂછ્યું, 'કાકા, આપણે કોઈ કોઈ વાર પણ બણ કે પાણી બાણી એવું બોલીએ છીએ, એમાં 'બણ' કે 'બાણી' ક્યાંથી આવતા હશે?' કાકાનો જવાબ તૈયાર જ હતો. એ બોલ્યા, 'ઇશ્વરે વિશ્વામિત્રનું માન્યું નહિ ત્યારે તપ કરીને પ્રતિસૃષ્ટિનિર્માણ કરવાની ધમકી વિશ્વામિત્રે ઇશ્વરને આપી હતી એ તો જાણે છે ને?' મેં હા પાડી.

'પછી ભગવાને નમતું આપ્યું અને વિશ્વામિત્રે પોતાનો એ વિચાર માંડી વાળ્યો.' કાકા કહેવા લાગ્યા, 'પણ ત્યાં સુધી જરાક જેવી પ્રતિસૃષ્ટિ નિર્માણ થઈ જ ચૂકી હતી. એ સૃષ્ટિમાંના એ કેટલાક શબ્દ આપણી ભાષામાં રહી ગયા છે!'

વિશ્વામિત્રની પ્રતિસૃષ્ટિ અને પ્રતિસૃષ્ટિમાંના આ શબ્દ, એ કાકાની કલ્પના મને ઘણી જ ગમી ગઈ. મને એ ગમી જવાનું એક વિશેષ કારણ હતું. આજકાલ મારા મગજમાં એક વિચિત્ર વિચાર અવારનવાર આવ્યા કરે છે. 'પોથીમાંનાં રીંગણાં પોથીમાં જ' એવું કહેવાય છે ખરું, પણ આજકાલની કેટલીક શોધો પરથી મને લાગે છે કે પોથીમાંનાં રીંગણાંનું પણ સરસ ભરત કરીને આપણે ખાઈ શકીએ! બ્રહ્માસ્ત્ર, પાશુપતાસ્ત્ર વગેરે અસ્ત્રોનું વર્ણન આપણે પુરાણોમાં વાંચતા, અને એ અસ્ત્રોથી પૃથ્વી કેમ ધ્રૂજતી હતી, સમુદ્રો કેવી રીતે ઉછાળા મારતા હતા, આકાશ તૂટીને કેવી રીતે નીચે પડતું હતું, ધોળે દહાડે કેવી રીતે અંધકાર થઈ જતો અને મધરાતે પણ ઝગઝગતો પ્રકાશ કેવી રીતે થઈ જતો, એની વાતો સાંભળી મોંમાં આંગળાં નાખતા. આ તો ફક્ત પુરાણોમાંનું વર્ણન છે, આ જગતમાં એવું બનવું શક્ય જ નથી, એવી આપણી ખાતરી હતી. પણ એટમ બૉંબ અને એના ધડાકાનાં વર્ણન વાંચ્યા પછી આ પોથીમાંના રીંગણાં આપણી આંખ સામે ઝાડ પર લટકતાં દેખાવા માંડ્યાં છે!

મધરાતે, બધે સુમસામ થયા પછી હું જ્યારે રેડિયો સાંભળવા બેસું છું ત્યારે વિશ્વામિત્રની પ્રતિસૃષ્ટિ મને યાદ આવ્યા કરે છે. કોઈ વખત તુર્કસ્તાનમાંના અંકારા શહેરમાંથી કોઈ બોલતું હોય એનો અવાજ સંભળાય છે, કોઈ વખત ઑસ્ટ્રેલિયાના સિડનીથી આવતા શબ્દ કાને પડે છે. ક્યાં તુર્કસ્તાન ને ક્યાં ઑસ્ટ્રેલિયા! પેલા બોલનારને ખ્યાલ હશે ખરો કે મુંબઈ નામના શહેરમાં એક ખૂણામાં બેઠેલા માણસના કાને એના શબ્દ પડી રહ્યા હશે? આપણે ઉચ્ચારીએ એ દરેક શબ્દ તેજ ક્ષણે આખા જગતમાં—એના ખૂણેખાંચરે પહોંચે છે. હિમાલય પર ઊડતા એકાદ એરોપ્લેનમાં, પૅસિફિક મહાસાગરની તળે ફરતી સબમરીનમાં, આફ્રિકાના જંગલમાં, ન્યૂયૉર્કની કોઈ ગગનચુંબી ઈમારતના એકસો ને દસમા મજલા પર—એ બધે સ્થળે તે જાય એ કેવું મહાન આશ્ચર્ય છે!

આ આશ્ચર્યનો વિચાર કરતા કલ્પનાશક્તિ એક પગલું આગળ ભરે છે. આખી પૃથ્વીને ચોમેરથી ઘેરી રહેલાં મોજાં આપણા શબ્દ સર્વત્ર લઈ જાય છે એ વાત જો સાચી હોય, તો બીજી એક વાત સાચી પડવાનો સંભવ છે. આ મોજાં પેલા શબ્દ સંઘરી પણ શકતાં હોય ખરાં. કદાચ વિશ્વામિત્રની પ્રતિસૃષ્ટિ જેવી જ બીજી એકાદ અવાજની

હુપાહૂપ ('ચકોર'ની કટાક્ષકથા)-૯ જેમાં સિંહને ખેંચવા જતાં હુપાહૂપ પોતે જ ખેંચાઈ જાય છે; છતાં મિયાં ટંગડી તો ઊંચી જ રાખે છે. (આ વાતને લાલ કિલ્લામાં ભજવાયેલા નાટક સાથે કશો જ સંબંધ નથી.)



આ વખતે તો ખેંચી જવો છે!



ઉંહ...ઉંહ...ઉંહ...



હંઃ...હઃ...હંઃ...



ન હવે; જવા દઉં છું. તારા જેવું કોણ ખાય!

દુનિયા હોય પણ ખરી. કદાચ આજના, અઈકાલના કે અનાદિકાળથી જૂની ગએલાં માણસોના અવાજ આ દુનિયામાં રહેલા હશે, કદી એકાદ શાસ્ત્રજ્ઞ એ મોજાંનું યે કંઇક નવું રહસ્ય બહાર પાડશે, અને એ અવાજની દુનિયાનાં દ્વાર આપણે માટે ખુલ્લાં થઈ જશે. અને પછી તો કલ્પના કરીએ એટલી ઓછી! કુરુક્ષેત્ર ઉપર શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને કહેલી ગીતા પ્રત્યક્ષ એમના શબ્દોમાં આપણે સાંભળી શકીશું! ભગવાન બુદ્ધનાં પ્રવચનો એમના પોતાના અવાજમાં આપણે સાંભળીશું. ડેમૉસ્થેનિસ ને સિસરોનાં ભાષણો, શિવાજીના શબ્દ .... આપણે ઘણુંઘણું સાંભળી શકીશું.

પણ પછી વ્યાખ્યાનોના ખોટા રિપોર્ટ આવવા અશક્ય બનશે. 'તને સીનેમા જોવા લઇ જઈશ એવું મેં ગઇકાલે કહ્યું જ નહોતું' એમ કહી ઘણા બૈરી સાથે લડી નહિ શકે. અને એવું બીજું ઘણું યે થશે! પોથીમાંનાં રીંગણાં પોથીમાંજ એમ મહારાજોને કહેવાની હવે મારી હિંમત નથી.

(મરાઠી ઉપરથી) માલતી જોષી



# સંસારનાં શહેરો

## ૫૪–સુરાબાયા

આ અંકમાં જેમનું ચરિત્ર આપ્યું છે તે ઇન્ડોનેશિયાના રાષ્ટ્રનેતા ડૉ. સુકાર્નોની જન્મભૂમિ, અને આજકાલ ઇન્ડોનેશિયાની પ્રજાજાગૃતિના પ્રેરણાધામ તરીકે પ્રકાશતું થએલું આ શહેર અત્યંત પ્રાચીન ઇતિહાસ ધરાવે છે. જે કાળે બૃહદ્ભારતનું સાંસ્કૃતિક સામ્રાજ્ય છેક જાવા બાલિ સુધી પ્રસરેલું હતું તે કાળે જાવામાંના મજાપહિત મહારાજ્યની વારસ પ્રજાનું એ દેશનું પ્રવેશદ્વાર ને અગ્રણી નગર એ જ હતું; આધુનિક વલંદા સત્તાએ જાવામાં પગપેસારાની શરૂઆત જેવા પહેલું થાણું ત્યાં જ નાખેલું; અને આજે જાવા-બાલિની પ્રજાએ સ્થાપેલી સ્વતંત્ર સરકારનું પાટનગર પણ એ જ છે.

સીંગાપુર, બટેવિયા, ઈસ્ટ ઇંડીઝ દ્વીપો ને છેક ઑસ્ટ્રેલિયા સુધીના પાસિફિક જળમાર્ગ પર આવેલું આ અગ્રણી બંદર જાવાને મદુરા ટાપુથી જુદી પાડતી સુરાબાયાની સામુદ્રધુની પર, જાવાના પૂર્વ કિનારે, બ્રન્ટાસ નદીના કાલિમાસ નામના મુખપ્રદેશ પર વસેલું છે. એક બાજુથી મદુરા ટાપુની ઓથમાં રક્ષાઇને પડેલા આ બંદરનો નૌકાવ્યવહાર નદીના મુખવાટે છેક શહેરના દ્વાર સુધી પહોંચતો હોવાથી લશ્કરી તેમજ વ્યાપારી બંને દૃષ્ટિએ એનું મહત્ત્વ ઘણું ઊંચું છે. કાલિમાસની દક્ષિણે વ્યાપારી ધક્કાઓની બરોબર સામે નાકા પર ગોઠવવામાં આવેલું એનું લશ્કરી નૌકામથક ટૉર્પિડો બોટ હાર્બર, ડોક યાર્ડ ને કાફેલા ઑર્ડ્નન્સ ધરાવતું હોવાથી બહારના તેમજ અંદરના બંને વ્યવહાર ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવી શકે છે; અને કાલિમાસની પશ્ચિમે સમગ્ર જળવિસ્તારને આવરી લેતા પ્રેકવૉટર્સ પણ વ્યાપારી ધક્કાઓને રક્ષી રહે છે. વળી કાલિમાસના બંને કિનારાને બંને તરફ પહોળા કરી પાકી દીવાલોથી ચણી લઇને શહેરના છેક અંતરાળ સુધી સરળ જળવ્યવહાર પહોંચી શકે એવી એક પાકી નહેર ખોદાવીને બંદરને ખીલવવામાં આવ્યું છે.

બંદર દ્વારા શહેરની નજીક આવતા જઓ તેમતેમ શહેરની પાર્શ્વભૂમિકામાં તેન્જર અને અર્જુન પર્વતોની હારમાળા, અને એની પાછળ ઘણે દૂર સીમેરૂના બળતા જ્વાળામુખીનું સુંદર દૃશ્ય ઊપડતું આવે છે. શહેરના પ્રવેશદ્વાર પાસે જ નદીના મુખ પર એક નાના બગીચામાં 'વિલ્હેલ્મિના મિનાર' નામે ડચ સરકારનું ચોકીનું થાણું ઊભું કરવામાં આવ્યું છે, ને અંદરના સમગ્ર પ્રદેશમાં જતા બધા વ્યવહારમાર્ગો—રેલ્વે, નૌકાઓ, ટ્રામવે ને સડકો ત્યાંથી જ શરૂ થાય છે. મતલબ કે એ બધા માર્ગો પર એ થાણાનો પંજો કાબૂ ધરાવી પડેલો છે. ત્યાંથી આગળ જતાં જૂનો 'ફૉર્ટ પ્રિન્સ હેન્ડ્રિક'નો કિલ્લો, તે પછી પુરાણું સુરાબાયા, તેની પાછળ નવું નગર અને તેની છેક પાછળ ગુણાંગ અને સાનોકોમો નામનાં આજના આધુનિક સુરાબાયાનાં સુયોજિત ને વ્યવસ્થિત નૂતન વસવાટના પરાંઓ વસેલાં છે. વિજળી, તાર, ટેલીફોન અને હવાઇ વિમાન-વ્યવહારનાં બધાં અદ્યતન સાધનોથી આ નગર બટેવિયા, સીમારેન્ગ અને પ્રોબોલિંગોના છેક બાલિકપાપાન નગર સાથે સંકળાએલું છે.

જાવાની મુખ્ય પેદાશ ખાંડ ને ઉત્પન્ન કરતી બધી ઍસ્ટેટોના સંગઠિત મહામંડળની મધ્યસ્થ પેઢી અહીં સુરાબાયામાં જ છે, ને જાવાઈ ખાંડની નિકાસનું મુખ્ય મથક પણ આ જ બંદર છે. તે ઉપરાંત કૉફી, તંબાકુ, મકાઈ, ટોપીઓ તથા જાવાઈ ગાલીચાનો જંગી નિકાસવેપાર પણ અહીં જ ચાલે છે.

# કસોટી

(૧) હું, મારો પુત્ર, મારો ભત્રીજો ને મારો ભાણેજ, ચારે જણ એક ચોરસ ટેબલની ચાર બાજુએ જમવા બેઠા. તેમાં હું મધુની ડાબી બાજુએ બેઠો; અને કનુ મારા પુત્રની જમણી બાજુએ બેઠો. હવે વિનુ જો મધુની સામે બેઠો હોય તો તે જો મારો ભત્રીજો ન હોય તો મારો ભાણેજ કોણ?

(૨) મૂળાના ભાવ પૂછતાં મને જણાયું કે એક રૂપિયાના જેટલા નંગ મૂળા આવે છે તેટલી જ પાઇઓમાં ડઝન મૂળા આવે છે. આથી મેં ચાર ડઝન મૂળા લીધા. તો મને શું બેઠું?

૧ ૨ ૩ ૪ ૫ ૬

(૩) ઉપરની આકૃતિમાંની બે લીટીઓ બરાબર સમાંતર છે. શોધી કાઢો.

(૪) ઘણીવાર અંગ્રેજીમાં MCMXLV આવા અક્ષરો લખેલા હોય છે. તેનો અર્થ શો?

(૫) વેંઝુ, ચોંકડાં, કાનખજૂરો, ચંડુલ, રોઝ અને કુરસા. આમાંનાં બે પંખી છે, બે પેટે ચાલનારા જીવ છે ને બે ચોપગાં જનાવર છે. તે કયાં કયાં એ ઓળખી કાઢશો?

(૬) રસ્તા પર બે જણને બતાવી પાછળ ચાલનારે પોતાના મિત્રને ઓળખાણ કરાવ્યું: 'આની પુત્રીનો આ પિતા છે' તો એ બંનેનું શું સગપણ? (ઉત્તરો નીચે અવળા છાપ્યા છે)

### કસોટીના ઉત્તરો

(૧) વિનુ; (૨) બે આના; (૩) નં. ૨ ને ૫; (૪) ૧૯૪૫; (૫) ચંડુલ ને ચોંકડાં પંખી છે; રોઝ અને વેંઝુ ચોપગાં છે; કાનખજૂરો અને કુરસા (સાપ) પેટે ચાલનારાં છે; (૬) પતિ-પત્ની.

બાપાએ જમતાં જમતાં પોતાના છોકરાની પરીક્ષા લેવા વિચાર્યું. 'તમારે ઇતિહાસમાં શું ચાલે છે બચુ?'

'મોગલ સમય' બચુએ બીતાં બીતાં કહ્યું.

'વારુ ત્યારે કહે જોઇએ ઔરંગઝેબે ગાદીએ આવતાં વેંત જ પહેલું શું કામ કર્યું?'

'તેની ઉપર તે બેઠો.' બચુએ બેધડક જવાબ આપ્યો.



# માધુકરી

ન દે સ્વાર્થને આવવા સ્હેજ પાસે,
એ ઈન્સાનિયતને જગાવીને રહેશે.
કદીને અભિમાનમાં મસ્ત હો એ,
નમન તારૂં એને નમાવીને રહેશે.
દીએ જા, દીએ જા, નહિ વ્યર્થ જાશે,
બલિદાન તો રંગ લાવીને રહેશે. —'સગીર'



## આ માસનું પંખી

કુંજ

આપણાં ગ્રામગીતોમાં જેને વાલમનો સંદેશો લઈ જવાનું દૂતકાર્ય સોંપેલું છે તે લોકસમસ્તની જાણીતી આ 'કુંજલડી' મૂળ તો દક્ષિણ યુરોપ અને મધ્ય તથા ઉત્તર એશિયાનું પંખી છે. વર્ષા નીતરી રહે અને શરદની સોહામણી રાત્રિઓ જગતને રૂપાવરણું કરતી હોય ત્યારે એ ટોળાંબંધ હિંદમાં ઊતરી આવી કચ્છ-કાઠિયાવાડ ને ગુજરાતનાં તળાવ-સરોવરો તથા નદીકિનારે પથરાઈ જાય છે, અને આખો શિયાળો અહીં ગાળી વસંત આવતાં પાછાં સ્વદેશ ઊપડી જાય છે. અંગ્રેજી V અક્ષરના આકારે આકાશમાં ઊડતી, ઘેરા મધુર નાદ કરતી એની હારો કોણે નહિ જોઈ હોય? આપણા ગુજરાતનાં વતની સારસને મળતું, પણ એનાથી અરધા કદનું આ પંખી એની નમણી દેહલતા, લલિત ચાલ ને કર્કશ છતાં હૃદયંગમ ધીરગંભીર અવાજને કારણે ખૂબ લોકપ્રિય બન્યું છે.

શરીર આખું આસમાની; માથું અને ગરદન કાળાં; માથે ભૂરી ટોપી; ગળાના આગલા ભાગે છાતી પર દાઢી જેવાં લાગતાં લાંબા પાતળાં પીછાં; લાલ ચટક આંખ અને તેની નીચે સફેદ લાખું; લીલાશ પડતી ચાંચ ને છેડે લાલ અણી; પગ કાળા. પણ આ રંગવિન્યાસની ટોચ રૂપ એના દેહની વિશષ્ટ શોભા તો, આંખની અણીથી ઊગતાં, રૂપેરી કલગી પેઠે માથા પાછળ ઝૂલતાં, લાંબાં પાતળાં ધોળા પીછાં છે. એના આ વિભૂષણથી એ તરત ઓળખાઈ આવે છે.

કેવળ વનસ્પતિનો જ આહાર કરનાર હોવાથી, એના ઝુંડને કારણે ખેડૂતોને મન તો એ બલા જેવાં લાગે છે. ક્વચિત સ્વાદ પૂરતાં જીવાત આદિ ખાય છે. ('વનેચર')

## સેવામૂર્તિ શ્રી જમશેદ મહેતા

'નૂતન કરાચીના નિર્માતા'ના બિરુદથી દેશભરમાં ખ્યાત થએલા ને સેવાને જ જીવનના કર્તવ્ય તરીકે સ્વીકારનાર આ સેવામૂર્તિ અને પ્રભુપરાયણ સજ્જન શ્રી જમશેદજી નસરવાનજી મહેતાને ગાંધીજીએ પોતે 'સાચા દેશભક્ત' તરીકે ઓળખાવેલા છે. પોતાને માટે અપરિણીત જીવન વહોરી લઇને પોતાનો સઘળો સ્નેહપ્રવાહ એમણે દેશનાં દીનહીનો પ્રત્યે વાળી દીધો છે. કરાચીના એ માજી નગરપતિએ માત્ર કરાચી કે સિંધ પ્રાંતની જ નહિ પણ દેશસમસ્તની સેવામાં પોતાનો હિસ્સો પુરાવ્યો છે, અને એને લઇને તા. ૭મી જાન્યુઆરીના રોજ એમને પૂરાં થએલાં સાઠ વર્ષ નિમિત્તે સિંધ જેટલું જ સમસ્ત હિંદ પણ આનંદનિમગ્ન બન્યું છે.

આજના કરાચીનું નિર્માણ શ્રી જમશેદ મહેતાને જ આભારી છે એ વાત તો અત્યાર પહેલાં અનેક વાર કહેવાઈ ચૂકી છે; પરંતુ વસ્તુતઃ સિંધના જાહેર જીવનનું એવું એકે ક્ષેત્ર નથી જેના પર એમની છાપ ન પડી હોય. નાગરિક પ્રવૃત્તિ હોય કે રાષ્ટ્રીય આંદોલન હોય, શરીરસ્વાસ્થ્યનો પ્રશ્ન હોય કે સામાન્ય સુખાકારીનો હોય, વીમા ને શરાફીનો પ્રશ્ન હોય કે ઉદ્યોગના વિકાસનો પ્રશ્ન હોય,—સઘળામાં એમનાં ખંત ને પરિશ્રમ ઝળકી જ રહેવાનાં.

સાચી મહત્તા સેવામાં જ રહેલી છે એ એમની સ્વાભાવિક પ્રતીતિમાં થીઓસોફીના એમના અનુશીલને વધુ બળ પૂર્યું છે. એમનું કાર્યક્ષેત્ર કરાચી રહ્યું હોવા છતાં એમનાં કાર્યનો પડઘો હિંદની ચારે દિશામાં પડયા વિના નથી રહ્યો. દેશભરની મ્યુનિસિપાલિટીઓ શ્રી જમશેદજીને એક આદર્શ નગરપતિ તરીકે સ્વીકારી ચૂકેલી છે. સિંધના આજના પાટનગરમાં આજે જે કંઇ વિશિષ્ટતા જણાતી હોય તો તે બે દાયકા સુધીની શ્રી જમશેદજીની સેવાને જ આભારી છે દરિદ્રનારાયણોના રક્ષણ અને કલ્યાણ માટે એ સદા તત્પર રહેતા આવેલા છે અને અન્યાયના નિવારણની બાબતમા સત્તાધારીઓનાં સંકોચ કે પ્રમાદ સામે એ વીરતાપૂર્વક ઝઝૂમતા રહ્યા છે.



જમશેદજીનું કુટુંબ સર ચાર્લ્સ નેપિયરના જમાનામાં સુરતથી સિંધ જઈ વસેલું એમના પિતા વેપારી હતા ને તેમનો ઇરાદો જમશેદજીને પણ વેપારમાં જ નાખવાનો હતો. કરાચીમાં અભ્યાસ લીધા પછી ઉચ્ચ વ્યાપારી શિક્ષણ માટે એ મુંબાઇ ગએલા. ત્યાં એક દિવસ રસ્તે જતાં, એક હૉલમાં ઍની બેસંટનું ભાષણ હોવાનું તેમના જાણવામાં આવ્યું. સભાખંડ ખીચોખીચ ભરાઇ ગયો હતો, પરંતુ એક જણે પોતાની ટિકિટ જમશેદજીને આપી અને તે અંદર ગયા. બસ, ત્યારથી પારસી વેપારીના આ પુત્રનું આખું જીવન જ પલટાઇ ગયું. બેસંટના વક્તૃત્વ પર જ એ માત્ર મુગ્ધ ન રહ્યા પણ એમના શિષ્ય બની રહ્યા.

કરાચી પાછા ફર્યા બાદ પિતાનો વેપાર સંભાળવા એ અમૃતસર ગયા, પરંતુ પાછળથી કરાચી પાછા આવીને

ત્યાં જ રહ્યા. અને તે પછી તો, માછીમારોના એ નાનકડા ગામને,—'કલાચીને ગોઠ' એ અપ્રસિદ્ધ નામને—આજના સિંધના પ્રસિદ્ધ પાટનગર 'કરાચી' તરીકેનો જે કંઇ રૂપવિકાસ પ્રાપ્ત થયો છે તેની અનેક ભૂમિકાઓના શ્રી જમશેદજી સહાયક અને સાક્ષીભૂત છે.

કરાચી કૉર્પોરેશનના લગભગ બે દાયકા સુધી તેઓ સભ્ય રહ્યા હતા અને નવ વરસ સુધી તેના પ્રમુખ. મધ્યમવર્ગનાં રહેઠાણો માટેની 'કરાંચીમાં ઊભી થએલી હાઉસિંગ સોસાઇટી પાછળ કેવળ તેમનું જ પ્રેરણાબળ હતું. ઉદ્યોગવેપારના વિકાસમાં એમણે પોતાનો સારો જેવો ફાળો આપ્યો છે, છતાં ઉદ્યોગપતિ કે વેપારીના કરતાં એક માનવતાવાદી તરીકે એ વધુ ખ્યાત છે. જગતનાં કષ્ટ-સંતાપ જોઇને એમનું દિલ દ્રવી ઊઠે છે. રાતે મોડે સુધી હૉસ્પિટલમાં કોઈક દર્દીના બિછાના પાસે એમને બેસી રહેલા જોવા એ હવે સામાન્ય થઈ ગયું છે. અનેક દુઃખિતોના એ આશ્રયધામ છે. નિરાધાર દેવાદારોથી માંડીને શાળા–કૉલેજની ફી ભરવાને અશક્ત વિદ્યાર્થીઓની એ એક મૂર્તિમંત આશા છે. અને એમની કાર્યશક્તિનું સાતત્ય તથા એકાગ્રતા એવાં અદ્ભુત છે કે એક વખત મૂર્છા આવી ગઈ ત્યાં સુધી એ સેવાકાર્ય કરતા રહેલા. એમના જેટલી પવિત્રતા અને પ્રભુતા ભાગ્યે જ બીજામાં જડશે. નરસિંહ મહેતાએ વર્ણવેલા સાચા વૈષ્ણવજનના ગુણ એમનામાં માલૂમ પડે.

કરાંચી કૉંગ્રેસ સમયે લાખોની આમદાની આપતી પરદેશી દારૂની એજન્સી એમણે ફેંકી દીધેલી. કૉંગ્રેસની બેઠક ભરવા માટે એક અઠવાડિયામાં એમણે સઘળી તૈયારીઓ કરી નાખેલી. ધારાસભાઓમાં એ ચૂંટાએલા, અને એક વાર તો નાણાંમંત્રીનું પદ પણ એમને મળતું હતું પણ એ એમણે જતું કરેલું. સેવા અને સત્તા વચ્ચે એમણે પોતાની વિવેકદૃષ્ટિ સતત જાગ્રત રાખી છે, અને બહુધા એ સેવા પણ એ પ્રકારની, કે સામી વ્યક્તિના કહ્યા પહેલાં જ તેનું દર્દ સમજીને તે ફેડવાની. આ બાબતની ખાતરી આપનારા કરાચીમાંથી અનેક નીકળશે.

જમશેદજીનું હૃદય એ એક વત્સલ હૃદય છે, માતા સમું હૃદય છે. આને લઇને તો એમણે 'નેતા' બનવાનો પ્રયત્ન નથી કર્યો અને માત્ર 'સેવક' જ રહ્યા છે. સેવાનું મહત્ત્વ એમના જીવનમાં એટલું વ્યાપક છે કે 'પરિક્ષીત જીવન'ની માફક જ 'પરિક્ષાઇ'ને પણ એમણે લાત મારી છે માણસ માણસ વચ્ચે દીવાલ ઊભી કરતી કોઇ પણ પ્રવૃત્તિના એ વિરોધી છે, પછી એ પ્રવૃત્તિ ભાષાને લગતી હોય, ધર્મની હોય કે રાષ્ટ્રને લગતી. એ રીતે જોઇએ તો શ્રી જમશેદજી આજના નહિ પણ આવતી કાલના નાગરિક છે, આવતી કાલે જેનો મહિમા અનિવાર્યપણે સ્થાપિત થવાનો છે એ જગન્નાગરિકત્વના એ આજના પ્રતિનિધિ છે. —અ૦ (ભારતી)

## ફૂટબૉલની રમત

પળવારમાં પસીનોપસીનો કરી નાખનાર, શરીરના એકએક અંગને પૂરતી કસરત આપનાર ફૂટબૉલની રમત ગુજરાતમાં ઓછી નજરે પડે છે કારણ ગમે તે હોય, પણ એટલું તો સ્પષ્ટ જોઇ શકાય છે કે આપણે ગુજરાતીઓ આવી શ્રમવાળી રમતો પ્રત્યે ઉદાસીનતા સેવીએ છીએ. નાની રમતો કે જેમાં શરીરને બહુ શ્રમ પડતો નથી તેવી રમતો તરફ આપણે વધુ આકર્ષાઇએ છીએ.

શરીરને પંપાળીને બેસી રહેવાનો જમાનો ચાલ્યો ગયો છે. આ જમાનો છે માનસિક જેટલી જ બલ્કે તેથી પણ વધારે શારીરિક તાકાતની જરૂરિયાતનો. આ જમાનામાં જીવવું હશે તો શારીરિક શક્તિ તરફનું દુર્લક્ષ દૂર કર્યે જ છૂટકો થશે અને એટલા માટે જ ફૂટબૉલ, હૉકી જેવી શરીરને કસતી રમતો ઠેરેઠેર જગ્યાએ રમાવી જોઇએ. ફૂટબૉલની રમત એ શરીરના એકેએક અંગને પળવારમાં પૂરતી કસરત આપનાર રમત છે આ રમતનો આછો ખ્યાલ આ રહ્યો.

ફૂટબૉલની રમત ઠેઠ ૧૩૬૫ની સાલથી એક આધુનિક ભિન્ન સ્વરૂપે રમાતી આવ્યાના દાખલા મળી આવે છે. કહેવાય છે કે રોમન લોકો ફૂટબૉલની રમત બહુ જ જૂની અને કઢંગી રીતે રમતા. પછી એ રમતમાં ધીરેધીરે સુધારા થતા ગયા ને ૧૮૬૩માં ઇંગ્લંડમાં ફૂટબૉલ એસોસીએશનની સ્થાપના થઇ અને તે પછી આ રમત વધુ વ્યવસ્થિત અને વૈજ્ઞાનિક બની. આપણે ત્યાં એનો વધતો જતો રસ જોતાં આ નીચે તેની વિગતોની આછી રૂપરેખા આપી છે.

ફૂટબૉલની રમત અગિયાર અગિયાર ખેલાડીઓની બે ટુકડી વચ્ચે રમાય છે. આ અગિયાર ખેલાડીઓને રમતના મેદાન પર અમુક મુકરર સ્થાને ઊભા રાખવામાં આવે છે અને તેમને વ્યક્તિગતરીતે નીચે પ્રમાણે સંબોધવામાં આવે છે:



૧ ગોલકીપર ૭ આઉટસાઇડરાઇટ
૨ રાઈટ બૅક ૮ ઈનસાઇડ રાઈટ
૩ લેફ્ટ બૅક ૯ સેન્ટર ફૉરવર્ડ
૪ સેન્ટરહાફ ૧૦ ઇનસાઇડ લેફ્ટ
૫ રાઈટ હાફ ૧૧ આઉટસાઇડ લેફ્ટ
૬ લેફ્ટ હાફ (જુઓ નકશો)

રમતના મેદાનનું માપ સામાન્યરીતે ૧૧૫×૭૫ વારનું હોય છે, પરંતુ વધુમાં વધુ ૧૩૦×૧૦૦ વાર ને ઓછામાં ઓછું ૧૦૦×૫૦ વાર હોઇ શકે છે. આખું મે મેદાન ચોતરફ લીટીઓથી નિશાની કરી દોરવું જોઇએ.(જુઓ આકૃતિ) આ લંબચોરસ મેદાનના છેડા પર આવેલી લીટીઓને 'ગોલ-લાઈન્સ' કહે છે અને પડખાની લીટીઓને 'ટચ-લાઇન્સ' કહે છે. આ ઉપરાંત મેદાન વચ્ચે સોંસરી એક 'હાફ ને લાઇન' પણ દોરવામાં આવે છે. આ હાફ-વે લાઈનની મધ્યમાં ૧૦ વાર ત્રિજ્યાનું એક વર્તુલ દોરવામાં આવે છે. મેદાનના ચારે ખૂણા પર એકેક વાવટો ખોડવામાં આવે છે.

બન્ને બાજુના ગોલની હદ મુકરર કરવા માટે 'ગોલ-લાઇન' પર આવેલા બન્ને વાવટાથી સમાન્તરે બે ઊભા થાંભલા ખોડવામાં આવે છે, જેની વચ્ચેનું અંતર આઠ વાર હોય છે. આ બન્ને થાંભલાઓની ઉપર જમીનથી ૮ ફૂટની ઊંચાઈનું માપ લઈ એક આડો થાંભલો મૂકવામાં આવે છે. આ લંબચોરસ ગાળાની વચ્ચેથી દડો જ્યારે પસાર થાય છે ત્યારે 'ગોલ' થયો ગણવામાં આવે છે.

એસોસીએશન-ફૂટબૉલના કાયદાકાનૂનો મુજબ ફૂટબૉલનું વજન ૧૩ થી ૧૫ તોલા અને તેનો પરીઘ ઓછામાં ઓછો ૨૭ ને વધુમાં વધુ ૨૮ ઇંચનો મુકરર કરવામાં આવ્યો છે.

સંપૂર્ણ રમત રમવાનો સમય ૯૦ મિનિટનો હોય છે. આ સમયની વચ્ચે પાંચ મિનિટનો મધ્યાન્તર પાડવામાં આવે છે, જે વખતે બન્ને પક્ષો પોતપોતાની રમવાની બાજુ ફેરવે છે. બન્ને પક્ષની સમાનતીથી ઉપર્યુક્ત સમયની હદ વધુ ઓછી કરી શકાય છે

રમતની શરૂઆત કરતાં પહેલાં 'ટૉસ' ઉછાળવામાં આવે છે. ટૉસની જીતનાર કૅપ્ટન કાં તો પહેલી કિક' (લાત) મારવાનું માગે અથવા તો મધ્યાન્તર પહેલાં કઈ બાજુથી પોતે રમશે તે માગી લે છે.

સામા પક્ષને પોતાના ગોલમાંથી દડો પસાર કરવા ન દેતાં પોતે જ સામા પક્ષના ગોલ સોંસરો દડો નાખી આવવો એ ફૂટબૉલની રમતનો અંતિમ હેતુ છે. અને રમતના મુકરર કરેલા સમય દરમ્યાન જે પક્ષ એ રીતે વધુ ગોલ કરે છે તેની જીત થાય છે. બન્નેના સરખા ગોલ થાય તો મૅચનું પરિણામ 'ડ્રૉ'માં આવે છે.

રમતની શરૂઆત થતાં ટીમની 'સૅન્ટર ફૉરવર્ડ' વ્યક્તિ પ્રથમ દડાને 'કિક ઑફ' કરે છે (લાત મારે છે)ને દડાને લાત વડે પોતાના ભેરુ તરફ મોકલી પોતે આગળ વધે છે; અને ભેરુઓ દડાને, સામાવાળાના અટકાવવાના પ્રયત્નોને મહાત કરતા અને પોતાના ભેરુઓ તરફ ચોકસાઈથી પસાર કરતાકરતા, એકત્ર બળમાં સામાવાળાના ગોલમાં લઈ જવા મથે છે. આમ, રમત સામસામા પક્ષનાં કુનેહ તથા કૌશલ્ય પર અવલંબની આગળ વધે છે.

રમત દરમ્યાન જો દડો લાતવાગીને 'ટચલાઈન'ની બહાર ચાલ્યો જાય તો, જે પક્ષથી તે ગયો હોય તેના સામા પક્ષનો ખેલાડી, જે જગ્યાએ દડો ગયો હોય ત્યાંથી દડાને બે હાથમાં ઉપાડી ફેંકે છે. આને 'થ્રો-ઇન' કહેવામાં આવે છે. આ 'થ્રો-ઇન'નું કામ હમેશાં જમણી બાજુ પરથી 'રાઇટ હાફ' અને ડાબી બાજુથી 'લેફ્ટ હાફ' કરે છે.

પોતાની ગોલ લાઇન પર જો સામો પક્ષ આવી ગયો હોય ને પોતાના જ કોઇ માણસે 'ગોલ લાઈન'ની મર્યાદા બહાર દડો કાઢી નાખ્યો હોય તો સામા પક્ષવાળાને 'કૉર્નર કિક' આપવામાં આવે છે. ગોલની જે બાજુથી દડો બહાર ગયો હોય તે બાજુના ખૂણા પરથી આ 'કૉર્નર કિક' મારવામાં આવે છે. આ 'કિક' ખૂણા પરના વાવટાથી એક વારની અંદરથી મારવામાં આવે છે. ચિત્રમાં દર્શાવેલા 'પેનલ્ટી એરિયા'માં જો પોતાના પક્ષનો માણસ 'ફાઉલ' કરે તો પણ સામા પક્ષને 'પેનલ્ટી કિક' મળે છે. આ પેનલ્ટીકિક ગોલની મધ્યની સામે બાર વાર દૂર કરેલી 'પેનલ્ટીકિક માર્ક'નામની જગ્યા પરથી કરવામાં આવે છે.

ઉપર સૂચવેલ 'ફાઉલ' શબ્દ શું છે અને 'ફાઉલ' કેટલા પ્રકારના છે તે તપાસીએ. ખેલાડી રમતમાં ન કરવાની વસ્તુઓ કરે એને ફાઉલ ગણવામાં આવે છે. આ રમતમાં કોઇપણ ખેલાડી (ગોલકીપર સિવાયનો) દડાને હાથ અડકાડે તો 'ફાઉલ' ગણાય છે આ ઉપરાંત સામા પક્ષના ખેલાડીને આડી મારી પછાડવાથી, દડો એની પાસે ન હોય છતા તેની સાથે અટકાવાથી, સામા માણસને હાથથી પકડી લેવાથી અને સામા માણસને પછવાડેથી ધક્કો મારવાથી ફાઉલ ગણવામાં આવે છે વળી એક 'ઑફ-સાઇડ' નામનો પણ ફાઉલ થાય છે. જો કોઈ રમનારનો ભેરુ ટચ લાઇન ઉપરથી દડાને અંદર ફેંકે તે વખતે સામા પક્ષના ગોલ અને તેના વચ્ચે ત્રણથી ઓછા માણસો હોય તો તે વખતે તે પોતે રમતમાંથી બાકાત ગણાય છે. છતા જો તે દડાનો સ્પર્શ કરે તો તે 'ઑફ સાઇડ ફાઉલ' કહેવાય છે. આ બધા ફાઉલનો નિર્ણય કરવા માટે એક 'રેફરી' નીમવામાં આવે છે અને તે સીટી વગાડી ફાઉલ જાહેર કરે છે. રમત દરમ્યાન બીજા કાયદા-કાનૂનોનું પાલન થાય તેનું ધ્યાન પણ આ 'રેફરી' જ રાખે છે.

(ભાવનગર સમાચાર) —હરિભાઈ ચૌહાણ

## લોહચુંબક

લોખંડને પોતાના તરફ આકર્ષતું, ઘોડાની નાળના આકારનું લોહચુંબક નાનપણમાં રમત તરીકે અને નિશાળમાં પ્રયોગો વેળા સૌના જોવામાં આવ્યું હોય છે. પરંતુ એ એકલું રમતનું સાધન નથી, પણ છેલ્લાં સેંકડો વર્ષના ગાળાની વિજ્ઞાનની પ્રગતિમાં તેનો મહત્ત્વનો ફાળો છે એ વાત બહુ થોડા જાણતા હશે. જૂના કાળમાં સૈકાઓ ગયાં લોહચુંબકનો ઉપયોગ શરીરને બળવાન બનાવવા અને વ્યાધિથી મુક્ત રાખનાર ને તંદુરસ્તી આપનાર માદળિયાંની બનાવટમાં થતો આવ્યો છે. આજે તેનો ઉપયોગ લોખંડનાં કારખાનાંઓમાં લોખંડના લોઢાંગ અને વજનદાર ચાટડાઓ તથા પતરાના ભારા ઉચકવાના અને હેરફેર કરવાના કાર્યોમાં થાય છે. તથા વહાણવટીઓ ને વાયુયાનોના મુસાફરી સફરીઓને દિશા દર્શાવનાર અત્યંત ઉપયોગી હોકાયંત્રની બનાવટમાં થાય છે.

ચુંબકપત્થર ધરતીમાંથી મળી આવતો ખનીજ પદાર્થ છે તેના બંધારણમાં લોઢ, મૅગ્નેશિયમ, નિકલ ને ટાઇટેનિયમ ધાતુઓ સમાએલી હોય છે. તે એટલું તો સખત હોય છે કે તેના ઉપર ચપ્પુના ઘસરકો પણ પડતો નથી વળી તેની વિશિષ્ટતા ચુંબકીય ધ્રુવો (Magnetic Poles) ધરાવવાની છે. તેના એક છેડે ધનધ્રુવ (Positive Pole) હોય છે તો બીજા છેડે ઋણધ્રુવ (Negative Pole) હોય છે, તેમાંથી ધનધ્રુવ બાજુએ સોય આકર્ષાય છે. લોખંડને પોતા તરફ આકર્ષવાના લોહચુંબકના આ ગુણધર્મોને લીધે તેને ચુંબક નામ યથાર્થરીતે અપાયેલું છે લૅટિન, ફ્રેન્ચ ને ચીની ભાષામાં પણ તેના આ અર્થવાળા નામથી જ તેને ઓળખવામાં આવે છે.

એક ધરી ઉપર ચુંબકપત્થર ને લોખંડની ઘડેલી સોય ગોઠવવામાં આવે તો તે હરહમેશ ઉત્તર અને દક્ષિણ દિશાઓ તરફ જ સ્થિરતાપૂર્વક ગોઠવાએલી રહે છે. અત્રે જાણવું જરૂરી છે કે ઉત્તર-દક્ષિણ દિશા દર્શાવતી સોય શુદ્ધ ઉત્તર ને દક્ષિણ દિશાઓ દર્શાવતી નથી હોતી, પણ ઉત્તર કૅનેડાના એક ચોક્કસ પ્રદેશ ભણી આવેલી લોહચુંબકીય (Magnetic) ઉત્તર દિશા અને ઍન્ટાર્કટિક પ્રદેશ ભણી આવેલી દક્ષિણ લોહચુંબકીય દિશા દર્શાવતી હોય છે

ચુંબકપત્થરનો આ દિશા દર્શક ઉપયોગ લાંબા વખત થયાં ચીની પ્રજા જાણતી હતી અને વહાણવટામાં તથા પ્રવાસમાં તેનો ઉપયોગ કરતી હતી. દુનિયાભરનો અજોડ ને પ્રખ્યાત મુસાફર માર્કો પોલો સાતસો વર્ષ પહેલાં ચુંબકપત્થર ચીનમાંથી પહેલવહેલો યુરોપ લઈ ગયો અને તેનાથી બનાવાએલા હોકાયંત્રની મદદથી, કાંઠેકાંઠે ફરતાં જહાજો એ હવે ભરદરિયે સફર કરવા લાગ્યા. યુરોપમાં ચુંબકપત્થરને ગયાને બસોએક વર્ષો વીત્યાં ના વીત્યાં ત્યાં તો ત્યાંના સાહસિક નાવિકોએ હોકાયંત્રની મદદથી જગતના જળમાર્ગો ઉપર અજબ પ્રભુત્વ જમાવી દીધું સાત સમુદ્રો વીંધી તેમણે હિંદ શોધ્યું તથા અમેરિકાના કિનારે પગ મૂક્યો અને જળમાર્ગે પૃથ્વીની પ્રદક્ષિણા કરી અને અનેકએક મહાસાગર ખેડી નાખ્યો. વહાણવટાની પ્રગતિએ ખંડેખંડ અને દેશોદેશ વચ્ચેનાં અંતરો ભાંગ્યા અને જગતની જનતામાં નિકટતાની ભાવના ઉત્પન્ન થઇ ને વેપારઉદ્યોગની ખીલવણી સાથે પ્રજાપ્રજાના સંપર્કથી સંસ્કૃતિનો વિકાસ સધાયો.

લોહચુંબક તેના બંધારણમાં આવું અજબ ચુંબકીય તત્ત્વ ધરાવે, અને પૃથ્વીના સ્વાભાવિક ચુંબકીય છેડાઓ તરફ જ તેનું આકર્ષણ રહે, એવા તેના ગુણની અર્થસૂચકતાનું વિશ્વના બંધારણના કંઈ ગૂઢ રહસ્ય તો હશે જ. રેડિયમ, હેલિયમ તથા બીજાં મૂળ તત્ત્વો વિષે જ્ઞાન મેળવતા માનવીએ કુદરતની ગૂઢ શક્તિઓનો પરચો મેળવ્યો છે, પણ હજુ સુધી લોહચુંબકના ચુંબકીય પ્રવાહો, ધ્રુવો, તેની નિગ્રહ-શક્તિ તથા બીજા ગ્રહો સાથે સંકળાએલા તેના શક્ય સંબંધો વિષેનું રહસ્ય ઉકેલાયું નથી. —ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## મગફળી-ગરીબોની બદામ

મગફળી આપણે, અવારનવાર તેના સ્વાદને ખાતર ખાઇએ છીએ પણ ખોરાક તરીકે તેનું મહત્ત્વ સમજીને નહિ. ઉચ્ચામાં ઉચ્ચું

પ્રોટીન દ્રવ્ય ધરાવતા ખોરાકની કક્ષામાં આવે એવી તે છે. સંયુક્ત બી વીટામિન, ફોસ્ફરસ, કેલ્શિયમ તથા લોહ પણ ધરાવે છે. સ્નિગ્ધ પદાર્થનું પણ એવું જે સારૂં જેવું પ્રમાણ રહ્યું છે તે ભૂખની તૃપ્તિ કરવા સાથે વીટામિન એ. નું પણ ઠીકઠીક પ્રમાણ ધરાવે છે. આવી સમૃદ્ધ ચીજને આપણા આહારમાં સ્થાન આપવું જોઈએ. નાનાં બાળકો તેમજ યુવકો માટે એ બહુ કીમતી ખોરાકની ગરજ સારે છે. અમેરિકામાં તો મગફળીમાંથી થોડાઘણા મીઠા સાથે મિશ્રણ કરીને 'માખણ' બનાવવામાં આવે છે, જે ત્યાં અત્યંત પ્રચારમાં છે.

એકલી કાચી મગફળી ખાવાથી જેને તાળવે ચોંટવાનો ભય છે એવા લોકો દ્રાક્ષ, દૂધ, મોસંબીના રસો કે મધ સાથે તે લઈ શકે છે. દાળમાં પણ તેનો ઉપયોગ થઈ શકે છે. દાળને વિશિષ્ટ સ્વાદ આપવા સાથે પોષણની નજરે પણ તે ફાયદો કરે છે. જુદાજુદા લોટ સાથે તેનું મિશ્રણ કરીને જુદી જુદી વાનીઓ બનાવી શકાય છે.

કાજુ, અખરોડ ને બદામ જેવા સૂકા મેવાની સરખામણીમાં મગફળીમાં સ્નિગ્ધ દ્રવ્યનું પ્રમાણ જોકે ઓછું છે પણ મોંઘી કીમતનાં સૂકાં ફળો નો ઉપયોગ જેમનાથી ન કરી શકાતો હોય તેમને માટે મગફળી એવી અમૂલ્ય વસ્તુ એકે નથી. બીજા કોઈ પણ સૂકા ફળ કરતાં જીવશાસ્ત્રીય નજરે મગફળી માનવશરીરને વધુ કીમતી છે—એક માત્ર સોયાબીન સિવાય. ઓછું કમાનારો વર્ગ એના ઉપયોગ દ્વારા પોતાના આહારમાં પ્રોટીન, થાયેમિન, નાયેસિન, વગેરેની વૃદ્ધિ કરીને પોષણપ્રદતામાં અટલી પૂર્તિ સાધી શકે છે.

આપણા શરીરને બી વીટામિનનાં દ્રવ્યોની જે જરૂર રહે છે તે રોજની લગભગ બે ઔંસ મગફળીથી પૂરી પડી શકે છે. રોજિંદી જરૂરી કેલરીના ૧૨ ટકા, પ્રોટીનનો પાંચમો ભાગ, લોહનો દસમો ભાગ તથા કેલ્શિયમનો વીસમો ભાગ એથી પૂરો પડી શકે તેમ હોઈને એને રોજિંદા ખોરાકમાં સ્થાન આપવા સામે વાંધો ન હોઈ શકે. (ભારતી)

ooo

પચવામાં ભારે, ગરમ તથા વાયુ કરનાર હોવાથી કેટલાકને મગફળીથી પેટમાં દરદ, પિત્ત, અને કોઈકોઈ વાર કબજીઆતને બદલે એકાએક દસ્ત થવા લાગે છે. વાયુ અને કફનું વધવાથી કોઈ કોઈને હરસ પણ ફૂટી આવે છે. પણ મગફળીને શેકીને ખાવાથી આ ઉપદ્રવો બહુ થવા પામતા નથી. ઉપાહાર કે ફળાહારમાં આપણે ત્યાં મગફળીનો ઉપયોગ દરેક જગ્યાએ થાય છે. સાકર કે ગોળ સાથે તેનો પાક (મિઠાઈ) બનાવીને પણ ઘણા લોકો ખાય છે તે બાળકોને ખૂબ જ પસંદ આવે છે. વિલાયતી બનાવટનાં—પીપરમેન્ટ, ચૉકલેટ, બિસ્કિટ ટૉફી, બદલે બાળકોને મગફળીનો પાક વધુ ફાયદો કરશે.

મગફળીના બીજને પાણીમાં આઠદસ કલાક પલાળી રાખી સ્વચ્છ પાણીથી ધોઈ લ્યો. પછી જરા મીઠું ચડાવવાથી તે વધુ સ્વાદિષ્ટ ને ગુણકારક બને છે. એવી રીતે તૈયાર કરવાથી તેમાં રહેલ વિટામીન વધુ સરસ અને લાભકારક બને છે. તે સહેલાઈથી પચી જાય છે. જેમને મગફળી બરાબર પાચન નથી થતી તેમણે એના બીજ માત્ર પાંચેક તોલા જેટલા લઈ પલાળી રાખી સવારે સાફ કરીને મીઠું, ગોળ કે સાકર સાથે બરાબર ચાવીને ખાવાની ટેવ પાડવી. ધીમેધીમે તે માફક આવી જશે. ખાતી વખતે તેની સાથે થોડું પાણી પીવું જોઈએ. જે લોકો મગફળી ખૂબ ખાય છે પરંતુ પાણી પીવાથી ડરે છે તેમને તે નડે છે. મગફળીથી પેટ સાફ આવે છે ને પાચનક્રિયા સુધરે છે. ઘણા લોકો એમ માને છે કે મગફળી સાથે પાણી પીવાથી ખાંસી થાય છે, પરંતુ આ ખ્યાલ બરાબર નથી.

જેવી રીતે કાચું અન્ન ખાવાથી થોડાજ પ્રમાણમાં તે વધુ શક્તિ આપી અનાજની ગરજ સારે છે તેવી રીતે મગફળી એ પણ કાચું અન્ન હોય તેમ સમજીને ખાવાની છે. મગફળીમાં જે તેલ રહેલું છે. તે તેલ આપણને 'કૉડલીવર ઑઇલ' જેવો ફાયદો આપે છે.

(ગુજરાત દર્પણમાંથી) —કલ્યાણદાસ ક્ષત્રિય

## આપણી ઉંમરનો એક કલાક

જ્યારે દિવસ એક કલાક વહેલો કરવામાં આવેલો ત્યારે 'નવો ટાઈમ' અને 'જૂનો ટાઈમ' એમ બોલીને ગાંડમાંડ આપણે સમયને ટેવાતાં શીખેલા. અને માંડ આપણે એને ટેવાઈ જવા આવ્યા ત્યાં તો યુદ્ધ પૂરું થઈને પાછો આજનો 'નવો ટાઈમ' આપણને 'જૂના ટાઈમ'ના સ્વરૂપમાં પાછો આવીને મળ્યો! કેટલાકને તો જાણે આવરદાનો એક કલાક ભોગવ્યા વગર ગાળ્યો, જાય છે. ઘણું જ અજુગતું લાગ્યું હશે. આ ફેરફાર તો યુદ્ધ દરમ્યાનની વ્યવસ્થા પૂરતો જ હતો. પણ તમે જાણીને નવાઈ પામશો કે ૧૯૨૪ના ડિસેમ્બરની આખર તારીખ આખા જગતના ખગોળશાસ્ત્રીઓ માટે માત્ર ૧૨ કલાકની હતી! અને એ બાકીના બાર કલાક જમા કરવા પડેલા ત્યારે જાણે એમની જ જિંદગીના બાર કલાક લુંટાઈ ગયા હોય તેવો જબરો ઉહાપોહ એ ખગોળશાસ્ત્રીઓએ મચાવેલો.

ઇ. ૧૯૨૫ના જાન્યુઆરીની પહેલી તારીખ પહેલાં દિવસની ગણતરી બે રીતે થતી. ખગોળશાસ્ત્રીઓ તો નિશાચરની જેમ સૂર્યાસ્ત અને સૂર્યોદય વચ્ચેના જ સમયમાં પોતાનું ખરું કામ કરવાના, એટલે એજ સમય દરમ્યાન એમની તારીખ ફરે એ એમને રુચે નહિ. તેથી એમનો દિવસ શરૂ થતો મધ્યાહ્નથી. જ્યારે બાકીની દુનિયાને સૂર્યોદયથી સૂર્યાસ્ત વચ્ચે કામ કરવું રહ્યું. એટલે એમનો દિવસ બદલાવવાનો સમય મધ્યરાત્રિ જ રાખવામાં આવેલો. પરંતુ ખગોળશાસ્ત્રીઓને તો આ દુનિયાના દિવસની સાથેસાથે ખગોળશાસ્ત્રીઓના દિવસ જોડે પણ લેવાદેવા હતી. તેથી એમણે આ બંને દિવસો એક કરવા ઉહાપોહ મચાવ્યો અને છેવટે એમ નક્કી થયું કે ૧૯૨૫ના ઊઘડતા પ્રભાતે આ બંને દિવસો એકસાથે થઈ જાય. આને પરિણામે બીચારા ખગોળશાસ્ત્રીઓએ ૧૨ કલાક ગુમાવ્યા!

પણ દિવસોમાં એથીયે જબ્બર ઘટાડો તો આવેલો ૧૭૫૨માં. આજનું યુરોપી કૅલેન્ડર રોમન લોકોના જુલિયન કૅલેન્ડર ઉપરથી ઊતરી આવ્યું છે. જુલિયન વર્ષ ૩૬૫$\frac{1}{4}$ દિવસનું હતું. તેથી સામાન્ય વર્ષ ૩૬૫ દિવસનું અને દર ચોથું વર્ષ એક દિવસ અધિક થઈ તે ૩૬૬ દિવસનું થતું. પણ એ રીતે એ વર્ષ ૧૧ મિનિટ અને ૧૪ સેકન્ડ મોટું બની જતું. એથી દર ૧૨૮ વર્ષે એક દિવસ વધી જતો. આ રીતે ફેર પડતો જાય તો લગભગ બે હજાર વર્ષમાં તો મકરસંક્રાંતિ ઘણી જ નજીક આવતી રહે! આને પાછું ઠેકાણે લાવવા પોપ ગ્રેગરી ૧૩માએ જુલિયન કૅલેન્ડરમાં ૧૦ દિવસ દબાવી દઈને દર સૈકડાનું વર્ષ અધિક વર્ષ ન ગણતાં સામાન્ય ૩૬૫ દિવસનું ગણવાનું અને દર ચારસોમું વર્ષ અધિક એટલે ૩૬૬નું દિવસનું ગણવાનું ઠરાવ્યું. આ નવી ગ્રેગરિયન ગણત્રી સાથે મેળ બેસાડવા ઇ. ૧૭૫૦માં બ્રિટિશ પાર્લામેન્ટે એક કાયદો પસાર કર્યો કે ૧૭૫૨ના સપ્ટેમ્બરની બીજી તારીખ પછી ૧૪મી તારીખ આવે! આ રીતે તે વર્ષમાં ૧૧ દિવસો કપાઈ ગયા! એ વખતે તો આ ૧૧ દિવસના હાથ સામે એટલો બધો સખ્ત વિરોધ થએલો કે બ્રિટનના અમુક વિભાગના લોકોએ 'અમને અમારા અગિયાર દિવસ પાછા આપો' કહી બળવો પોકારેલો અને એમાં ઘણાં માણસો માર્યાં પણ ગએલાં!

આપણે પણ જાણે ૧૯૪૨માં જીવ્યા વગર ઉંમરનો એક કલાક ગુમાવી દીધેલો હતો. પણ તે પાછો હવે વધુ જીવવા મળી ગયો છે!

## પારનેરાનો કિલ્લો

પારનેરાનો કિલ્લો ઐતિહાસિક છે અને એ વલસાડથી ચાર માઈલ દૂર અગ્નિ ખૂણામાં આવેલો છે. તળેટીમાં ગામ છે. દક્ષિણે પાર નદી વહે છે. એની ઊંચાઈ લગભગ ૫૦૦ ફૂટની છે. એ કિલ્લો ઘણા પુરાણા જમાનામાં કોઈ હિન્દુ રાજાએ બંધાવેલો. પાછળથી ગુજરાતના મહમદ બેગડાએ(૧૪૫૯-૧૫૧૧)તેને ધરમપુરના રાજા પાસેથી જીતી લીધો. તે પછી મુસલમાન સત્તા ક્ષીણ થતાં તે લૂંટારાના હાથમાં ગયો અને ઈ. સ. ૧૬૭૬ના એપ્રિલ માસમાં છત્રપતિ શિવાજી મહારાજના સેનાપતિ મોરો પંડિતે તે જીતી લઈ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો. કાળક્રમે મરાઠાની સત્તા નિર્મૂળ થઈ અને ઈ. સ. ૧૮૭૦ માં એ કિલ્લો અંગ્રેજોના હાથમાં ગયો.

શિખર પર ચંદ્રિકા માતાનું મંદિર છે. અહીં આશ્વિન સુદ આઠમી-એ મોટો મેળો ભરાય છે. શિખર ઉપરથી આસપાસના પ્રદેશનો દેખાવ ઘણો રમણીય લાગે છે. દૂર નજર ફેંકતાં પાર નદીનો સંગમ, પારડીનો કિલ્લો, અરબી સમુદ્રમાં વિહરતાં વહાણ, વલસાડ શહેર, આગગાડીની આવજા વગેરે દૃષ્ટિગોચર થાય છે. કિલ્લા પર ચારપાંચ પાણીના કુંડ છે, પણ તેનું પાણી વપરાશ વગર અસ્વચ્છ રહે છે. આસપાસ સૈકા પુરાણી તોપો પડેલી છે તેમજ કરતો કોટ તથા શિવાજી મહારાજના સમયનું ભોંયરું વગેરેના ખંડિયેરો જોતાં એની ભવ્યતાનો ખ્યાલ મન પર ઊંડી અસર કરે છે. —કલ્યાણદાસ ક્ષત્રિય

## પૃથ્વી ગરમ બનતી જાય છે

પૃથ્વી દિવસાનુદિવસ ઠંડી પડતી નથી જતી, પણ ગરમ બનતી જાય છે. પ્રસિદ્ધ વિજ્ઞાની જે બી એસ. હાલ્ડેન 'અમેરિકન સાયન્ટિસ્ટ'માં જણાવે છે કે, પૃથ્વી પોતાની ઉષ્ણતાનો વાતાવરણમાં જેટલો વ્યય કરે છે એથી વધુ ઉષ્ણતા તે 'રેડિયો ઍક્ટિવિટી' દ્વારા મેળવતી જાય છે. આ વધતી જતી ગરમીને લઈને પૃથ્વીને વિશેષ સંખ્યામાં અને વધુ મોટા ધરતીકંપોનો અનુભવ કરવાનો રહેશે અને અત્યારના કરતાં વધુ સંખ્યામાં અને વધુ મોટી પર્વતમાળાઓ તેના પૃષ્ઠ ભાગે ઉપસી આવશે. પૃથ્વીની વધતી જતી આ ગરમીને લઇને માણસની શારીરિક શક્તિમાં પણ વધારો થશે એમ હાલ્ડેન માને છે.

## વિચિત્ર રાક્ષસ

દક્ષિણ અમેરિકાના મેક્સિકો પ્રદેશમાં આવેલા પોપોકેટેપેટી નામક મૃત જ્વાળામુખીના વિસ્તારની આસપાસ ૧૦૦ ફૂટના કદનો એક રાક્ષસ જોવામાં આવ્યો છે. એનો આખો ચહેરો ઝગારા મારતો જણાયો છે. ઝગઝગતા ચહેરાવાળા એ પ્રાણીને પકડવાના પહાડવાસીઓના કે પોલિસના સઘળા પ્રયાસો અત્યાર સુધી વિફળ રહ્યા છે. આ પ્રાણી રેડ ઇન્ડિયનોએ બરાબર જોયું છે. એમના કહેવા પ્રમાણે તેની આંખમાંથી લાલ પ્રકાશ નીકળ્યા કરે છે અને તેના મસ્તકમાંથી અત્યંત તેજસ્વીથી માંડીને ઝાંખોભૂરો પ્રકાશ પ્રસરતો રહે છે. તેના એકેક પગલાથી જમીનમાં દસ દસ ફૂટની છાપ પડે છે. પહાડની આસપાસ રહેતા એકાંતવાસીઓ જણાવે છે કે એ પ્રાણી સ્વભાવે બીકણ ને નિરુપદ્રવી છે. એ કોઇના પર પણ આક્રમણ નથી કરતું. એકવાર ૧૦૦ ફૂટની એક કરાડ પર એ આરામ લેતું દેખાયું હતું. એના તેજમાં આખી કરાડ સ્પષ્ટ રૂપે જોઇ શકાતી હતી. તેજસ્વી દીવાની જેમ તેની આંખો પ્રકાશ વેરતી હતી થોડી વારે તો ચારે પગે પૂર ઝડપે નાસી છૂટયું. એને લગતા હેવાલો સાંભળીને અમેરિકાના પ્રાણિવિદ્યાવિશારદો એ પ્રદેશમાં પહોંચ્યા છે. એ પ્રાણીને કોઇક ગુફામાં સપડાવીને ગુફામાં ગૅસ વહેતો મૂકી, એને બેભાન બનાવી દઈને જીવતું જ પકડી લેવાનો તેમનો ઇરાદો છે.—(ભારતી)

# આ માસ (ફેબ્રુઆરી) ઈતિહાસમાં

તા. ૨ આર્જેન્ટિનાની રાજધાની બુએનો એરીસ રચાયું, ૧૫૩૬

તા. ૪ મરાઠી જ્ઞાનકોશના સંપાદક ડૉ. કેતકરનો જન્મ, ૧૮૮૪

તા. ૬ શહેનશાહ જહાંગીરે અંગ્રેજોને વેપાર કરવા માટે સુરતમાં કોઠી નાખવાની બાદશાહી ફરમાનથી અનુમતિ આપી, ૧૬૧૩.

તા. ૧૧ રાષ્ટ્રસેવક શેઠ જમનાલાલ બજાજનું અવસાન, ૧૯૪૨.

તા. ૧૩ હિંદના ગવર્નર જનરલ તરીકે ગેરવર્તણુક ચલાવવા માટે વૉરન હેસ્ટિંગ્સ સામે પાર્લમેન્ટની તપાસ શરૂ થઈ, ૧૭૮૮.

તા. ૧૫ પુરુષાર્થી પુરાતત્ત્વવેત્તા રાજેન્દ્રલાલ મિત્રનો જન્મ, ૧૮૨૪

તા. ૧૮ સર દીનશા એદલજી વાચ્છાનું અવસાન, ૧૯૩૬.

તા. ૨૨ કસ્તુરબા ગાંધીનું અવસાન, ૧૯૪૫

તા. ૨૮ હિંદમાં પહેલવહેલા ટેલીફોન દાખલ થયા, ૧૮૮૨.



### આ માસની વ્યક્તિવિશેષ – જ્યૉર્જ વૉશિંગ્ટન

અમેરિકાના રાષ્ટ્રનિર્માતા ને પ્રથમ પ્રમુખ, આ સેનાપતિ, મુત્સદ્દી અને સંમાન્ય કર્તવ્યપુરુષનો જન્મ ઈ. ૧૭૩૨ની ૨૨મી ફેબ્રુઆરીએ વર્જિનિયા પ્રાંતના વેસ્ટમોરલૅન્ડ પરગણાના બ્રિજિસ ક્રીક મુકામે એક માતબર જમીનદારને ત્યાં થયો હતો, છતાં તેની ૧૧ વરસની વયે તેના પિતા ભાગ્યે જ કશી રોકડ મૂકીને મરી ગયા. પણ ગણિતમાં તેજસ્વી હોવાથી એ ૧૬ વરસની વયે તો લૉર્ડ ટૉમસ ફૅરફૅક્સની જાગીર પર મોજણીદાર થયો. ૧૭૫૨માં તેનો સાવકો ભાઇ ગુજરી જતાં માઉન્ટ વર્નનની મોટી જાગીર તેને મળી અને તે તંબાકુનો અગ્રણી બગીચાદાર બની રહ્યો.

૧૭૫૩થી ૧૭૫૮નાં પાંચ વરસ દરમ્યાન ફ્રેન્ચો સામેના યુદ્ધમાં તે જોડાયો અને ઍડ્જ્યુટન્ટ જનરલથી શરૂ થઈ કર્નલનાં હોદ્દા લગી પહોંચી, લશ્કરી કારકીર્દીમાં ઉજ્જ્વળ નામના મેળવી. ૧૭૫૯ની ૬ઠ્ઠી જાન્યુઆરીએ માર્થા ડૅન્ડ્રિજ કસ્ટિસ નામની શ્રીમંત વિધવા સાથે લગ્ન કરી પોતાની મિલ્કતનો વહીવટ કરવા તેણે સૈન્યકાર્ય છોડ્યું.

૧૭૭૪ માં તે કૉંગ્રેસનો પ્રતિનિધિ ચુંટાયો, અને ૧૭૭૫માં દેશે સ્વાતંત્ર્યજંગ માંડ્યો તેમાં સેનાપતિ તરીકે તેની નિમણૂક થઈ. ટ્રેન્ટન આગળ તેણે પહેલો નિર્ણયાત્મક ફટકો માર્યો ૧૭૭૮ની ૨૮મી જૂને મન્મથના યુદ્ધમાં બહુ કપરા સંજોગો છતાં માત્ર પોતાના વ્યક્તિત્વના પ્રભાવે, તેણે તોળાઇ રહેલા પરાજયને વિજયમાં ફેરવી નાખ્યો અને અંતે ૧૭૮૧માં યૉર્કટાઉન પાસે બ્રિટિશ સેનાપતિ કૉર્નવૉલિસને શરણે લાવી દેશને સંપૂર્ણ સ્વાતંત્ર્ય અપાવ્યું

તે પછી ભાંગેલી તબિયતે પણ તેણે પ્રજાસત્તાકનું બંધારણ ઘડી કાઢ્યું. ૧૭૮૯માં તે પ્રથમ પ્રમુખ તરીકે ચુંટાયો અને તેના સમસહિષ્ણુ તથા કાળજીભર્યા વહીવટથી પ્રજાએ બીજીવાર ૧૭૯૨માં તેની ઇચ્છા વિરુદ્ધ પણ તેને જ પ્રમુખ ચૂંટ્યો. ૧૭૯૬મા ફરી ત્રીજીવાર આવેલુ પ્રમુખપદ ઠેલીને તેણે નિવૃત્તિ લીધી અને ૧૭૯૯ની ૧૪મી ડિસેમ્બરે તે અવસાન પામ્યો. એને કશું સંતાન નહતું, પણ સમસ્ત દેશ આજ તેને પિતા તરીકે પૂજે છે.

એ રસતરસ્યાં બાળ રસની રીત મ ભૂલશો,
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.

— કવિ નાનાલાલ

મહર્ષિ દયાનંદનો ઉપદેશથી રીઝેલા ઉદેપુરના રાણાએ લાખેક રૂપિયાની ઉપજવાળી એકલિંગજીની જાગીર સંભાળી તેના મહંત બનવા તેમને વિનંતિ કરી. મહર્ષિએ કહ્યું, 'મહારાણાજી, આપ છે તે નિભાવશો; પણ પરાધીનતા આત્માને લાખમાં ન વેચાય.'

કહેવતોના અર્થો 'પાઈની પેદાશ નહિ ને ઘડીની નવરાશ નહિ.' પોતાનો અર્થ લગભગ આપમેળે જ કહી દેતી આ કહેવત કે ઉપયુક્તતાના લાભ કે સાર્થક્ય વિના નાહકની ફિકર વહોરવા માટે અગર નાની વાત માટે મોટી ધાંધલ થવા સારૂ વપરાય છે. તેને મળતી બીજી કહેવતો: 'ધંધો થોડો ને ધાંધલ ઘણી;' 'હાટડી નાની ને હરકત ઘણી;' 'વૈકુંઠ નાનું ને ભગતોની ભીડ;' 'હગવું થોડું ને પડકાર બહુ;' 'પંડમાં માલ નહિ ને પાર માય નહિ;' 'ચકલી નાની ને ફડકો મોટો;' 'ખાના પીના એરશાહ ને ધીંગાણા બ્હોતેરા.' 'કાગમાં ને કાગમાં ને હરીઆ હાટે ગામમાં' વગેરે.

અનેકાર્થી શબ્દ : જડ=ચેતન વિનાનું; લાગણી, બુદ્ધિ કે સ્ફૂર્તિ વિનાનું; મુખ્ય મૂળ; ખાલી અથવા મેળ; સ્ત્રીઓનાં નાકનું આભૂષણ.

ગણિતગમ્મત: ૧૫, ૧૯૫ અને ૪૦૫ એ ત્રણ સંખ્યાઓ એવી છે કે એ પૈકી ગમે તે બે સંખ્યાના સરવાળાના ચારગણામાં ૧ ઉમેરતાં વર્ગસંખ્યા જ આવશે :

$૪(૧૫+૧૯૫)+૧=૨૯^૨$
$૪(૧૫+૪૦૫)+૧=૪૧$
$૪(૧૯૫+૪૦૫)+૧=૪૯$ —મો. ના. ખત્રી

નાના બાળકનાં ગૂંથેલાં ગરમ મોજાં, ટોપી સ્વેટર વગેરે ગમે તેટલી કાળજી રાખવા છતાં વારંવાર ધોવાથી કોકડાં વળી જાય છે કે સંકોચાઈને નાનાં થઈ જાય છે. પણ ધોઈ લીધા પછી એક તપેલી પાણીમાં બે ચમચા એરંડિયું નાખી સારી પેઠે હલાવીને તેમાં ગરમ કપડાં બોળીને નીચોવજો; ને પછી ફરી અંદર નાખી કલાકેક રહેવા દઈ તદ્દન નીચોવી નાખી સ્વચ્છ પાણીથી ધોઈ સૂકવી દેજો. ખૂબ ફુમાશદાર ને મુલાયમ રહેશે.

દરદીના ઓરડામાં રાખેલા ઘડિયાળનો અવાજ નેનાથી સહન ન થતો હોય તો તે પર ટુવાલ કે હાથ રૂમાલ વીંટીને ઢાંકી દેવાથી અવાજ નહિ સંભળાય, ને ઘડિયાળ દેખાયા કરશે.



ગુપ્ત વંશના અસ્ત સમયે હિંદ પર જંગલી હૂણ લોકોએ ભયંકર આક્રમણ કર્યું. એ જ સમયે એ લોકોની બીજી ટોળી એટીલાની સરદારી નીચે યુરોપને થરથરાવી રહી હતી. એ સફેદ હૂણો (અથવા એફથેલાઈટ લોકો) મધ્ય હિંદ સુધી પસરી ગયા અને ઈ. ૫૦૦ માં તેનો સરદાર તોરમાન માળવામાં રાજા થઈ બેઠો. તેના સવાયા ક્રૂર પુત્ર મિહિરગુલે પાછીનો ઉત્તર હિંદ જેર કરી સિયાલકોટમાં રાજગાદી સ્થાપી. પણ એમના કેરથી પ્રજા અત્યંત ત્રાસી ગઈ અને એને માળવાના યશોધર્મન તથા ગુપ્ત રાજા બાલાદિત્યની સરદારી નીચે હિંદુ રાજાઓ એકત્ર થઈને ગને હાંકી કાઢ્યા અને મિહિરગુલ ત્યારથી તે મરણ સુધી કાશ્મીરમાં ભરાઈ રહ્યો. એ હૂણોના સિક્કાઓ ઈરાનના સાસાનીદ વંશના રાજાઓના ને મારવ હિંદના સિક્કાઓની આગરવાળા પણ તદ્દન બેડોળ અને જાડા છે. આ ઉપર આપેલા રૂપાના સિક્કા ઉપર એક બાજુએ રાજાનું મુખ, તેની સન્મુખ નદી-ધ્વજ તથા પાછળ ત્રિશૂળનાં આલેખન છે અને નીચે 'જયતુ મિહિરકુલ' અક્ષર લખેલું છે પાછલી બાજુએ યજ્ઞવેદી અને પરિચારકોનું બેડોળ આલેખન છે.

મધમાખી ઉછેરનારાઓએ દુઃખ ન મારે એવી મધમાખો હવે ઉછેરી છે.



દષ્ટિફેરની ગમ્મત: ઉપરના ચિત્રમાં એક પથ્થરની ઓટલીના આગળના ભાગમાં એક ખાંચો પાડેલો દેખાશે. અને વળી બીજા દષ્ટિફેરથી એવું જણાશે કે જાણે મકાનની છતના એક ખૂણામાં નાની ચોરસ ઓટલી ચણી લીધેલી છે : એ ખ્યાલ મેળવવા માટે ચિત્રને ઉલટાવીને દષ્ટિ ફેરવી જોજો.

બધી નિરાશાઓનું મૂળ ઉતાવળ છે . . વિજયને આવતાં હમેશાં વાર જ લાગે છે. એનો માર્ગ ખંતથી ખેડી રાખવો જોઈએ

—હેન્રી ફોર્ડ

સંસ્કૃતમાં મૂળાક્ષરોની સંખ્યા ૪૯ની છે; રશિયન લિપિમાં ૩૬, ફારસીમાં ૩૨, તુર્કીમાં ૨૯, અંગ્રેજી જર્મન, ડચ, એ દરેકમાં ૨૬, સ્પેનિશમાં ૨૭, ફ્રેંચમાં ૨૫, ગ્રીકમાં ૨૪, લૅટિનમાં ૨૩, હિબ્રુમાં ૨૨, ઇટાલિયનમાં ૨૧ અને બર્મીઝમાં ૧૯ મૂળાક્ષરો છે. જાપાનીઝ ભાષામાં એ બધાથી વધારે—૭૩ મૂળાક્ષરો છે; પરંતુ ઇજીપ્શિયન લિપિમાં તો ૨૦૮ મૂળાક્ષરો છે!

લાકડાંના બનાવેલા બેસવાના સોફાઓ વળી ગયા હોય તો ખદખદતા ગરમ પાણીમાં થોડો વખત બોળી રાખી ઢીલા થયે સીધા કરી લેવા ને પછી તરત ખૂબ ઠંડા પાણીમાં બોળી દેવા, એટલે સીધા ને અક્કડ થઈ જશે.

તિબેટમાં પેટાંવાળા વાહનો હોતાં નથી; કારણ કે ભરવાડો ને ખૂલી જતાં નકામાં પડે.

લખનારોંત સુકાઈ જાય એવી ચીકણી શાહી વડે લખી શકે તેવી બૉલ-બેરિંગ પૉઈન્ટવાળી એક એવી ફાઉન્ટનપેન શોધાઈ છે, જેની બોખીમાં એ શાહીનો એક વરસ ચાલે તેટલો જથ્થો રહી શકશે.



ગ્લાસ-નેગેટિવ-કૅરીઅર ઉપર પડતા આંગળીના ડાઘ ઘણા ફૉટોગ્રાફરોનાં સારાં ચિત્રોની ખાયણખી કરે છે. તેમાંથી બચવા માટે ઉપલા ચિત્રમાં બતાવ્યા મુજબ સેલ્યુલોઈડની એક પટ્ટી કાચને છેડે લગાડી દેવાથી કાઢવા નાખવામાં બહુ સરળતા પડશે.

# તેનું જોમ જાળવવાનું કામ તમારૂં છે!




કઈ વાનીઓ માતામાં સારી તાકાતવર્ધક છે તે દરેક સ્ત્રીએ જાણવું જોઈએ. ડાલ્ડાના પાકશાસ્ત્ર (અંગ્રેજી) માં ખોરાકના પોષણ અને ૧૫૦ કરતાં વધુ હિન્દી વાનીઓ તૈયાર કરવાની ઉપયોગી માહિતી આપેલી છે. તમારે તેની એક નકલ રાખવી જોઈએ. ચાર આનાની પોસ્ટની ટીકીટ Dept. B139 P. O. Box No. 353, Bombay ને મોકલો.



માતાઓ! રસોઇનો આધાર તમે દરેક વખત જે પદાર્થો વાપરો છો અને જે રીતે તેમને તૈયાર કરો છો તેની ઉપર રહે છે. તે તમે જાણો છો કે? તમે રસોઇ માટે જે પદાર્થો પસંદ કરશો અને જે રીતે તેમને રાંધશો તે પ્રમાણે તમારાં બાળકો પૂર્ણ સ્ફૂર્તિમાન અને નિરોગી રહેશે અથવા શક્તિહિન, કમજોર અને કોઇપણ કામને માટે નાલાયક રહેશે.

જુદા જુદા ખાદ્ય પદાર્થો ભિન્ન ભિન્ન પ્રકારના તાકાત વર્ધક ગુણો ધરાવે છે કેટલાક પદાર્થો સારા પ્રમાણમાં તાકાત પેદા કરે છે જ્યારે બીજા પદાર્થો ભૂખ શાન્ત કરી માત્ર સંતોષ આપે છે પરંતુ ભાગ્યેજ તાકાત ઉત્પન્ન કરે છે. તમે ઇચ્છશો તો બધા ખાદ્ય પદાર્થો તાકાત આપતા બનાવી શકશો તે માટે તમારે જીવન સત્વોથી ભરપુર ડાલ્ડામાં રસોઇ તૈયાર કરવી જોઇએ. ડાલ્ડા કુદરતના ઉમદામાં ઉમદા તાકાતવર્ધક અને કેટલાંક અગત્યનાં ખોરાકી તત્વો પુરાં પાડે છે.




જીવન સત્વોથી ભરપુર ... તાકાત માટે

THE HINDUSTAN VANASPATI MANUFACTURING CO., LTD.

# ધોકા મારવાથી કપડાંને થતું નુકશાન આ રીતે ધોતાં અટકે છે





કાણું, ઘસારો, સાંધામાંથી ફાટી જવું...જ્યારે કપડાંને ચોખ્ખાં કરવા ધોકા મારવાની જૂની પધ્ધતિથી ધોવાય છે ત્યારે તેમને આટલું બધું બીનજરૂરી (અને ખર્ચાળ) નુકશાન હંમેશાં પહોંચે છે.

1

આ નંબર કરેલાં ચીત્રો જુઓ. તેઓ બતાવે છે કે કપડાંને નુકશાન પહોંચાડ્યા વિના કેવી રીતે ધોવા જોઇએ.

(૧) ધોવાનું વસ્ત્ર પૂરેપૂરૂં ભિંજવો—તમે નળ નીચે, ટબમાં, તળાવમાં કે ઝરામાં ભિંજવો તેથી કંઇ ફેર પડતો નથી. (૨) જ્યારે તમે વસ્ત્ર ઘણું પલાળ્યું હોય ત્યારે સનલાઇટ સાબુ તેના બધા ભાગોમાં લગાડો (મેલા ભાગોમાં સનલાઇટ વધારે પ્રમાણમાં ઘસો). (૩) સાબુ લગાડેલા વસ્ત્રને ધીમેથી પણ સારી રીતે મસળો. ધોકા મારતાં નહિ. સહેજ ગુંદો (તમે રોટલીની કણેક ગુંદો છો તે રીતે), કપડાંના અણુએ અણુમાંથી સાબુવાળુ ફીણ બહાર કાઢી નાખો. કપડાંને ભાર દઇને મસળવાની જરૂર નથી, અથવા તો તેના પર જોર કરવાની જરૂર નથી. જો તમે સારી રીતે મસળી ખાત્રિ કરશો કે સનલાઇટનું આપ મેળે કામ કરતું ફીણ મેલ સુધી પહોંચે છે તો એ ફીણ ધીરેથી બધો મેલ દૂર કરશે. આ ચપળ ફીણમાં રહેલો "જીવંત" સાબુ જેવો મેલને અડે છે તેવો લગભગ તરતજ તેને છૂટો પાડે છે—કપડાંમાંથી મેલને બહાર કાઢે છે અને ફીણ સાથે એવો ભેળવી દે છે કે જ્યારે તમે કપડાંને ફીણમુક્ત કરી નીચોવો છો ત્યારે તમે તેને મેલમુક્ત કરી નીચોવો છો. (૪) જેમાં હવે મેલ રહેલો છે તે ફીણ કાઢી નાખવા વસ્ત્રને નીચોવો.

સનલાઇટની આ નમ્ર રીતથી ધોવાયેલાં કપડાં ઘણુંજ લાંબા સમય સુધી ચાલે છે.




## સનલાઇટ સાબુ કપડાં બચાવે છે




S. 76-GJ

LEVER BROTHERS (INDIA) LIMITED



**અમાદ કાતિબ** — ચિત્રકાર: અબ્દુર્રહમાન ચુગતાઈ ('કૅમેરા'ના સૌજન્યથી)

કાતિબ એટલે કિતાબો લખનાર લહીઆ. પ્રાચીન કાળમાં અમાદ કાતિબ સુંદર અંગલેખન કરનાર મશહૂર લહીઓ થઈ ગયો.

કુમાર — માર્ચ ૧૯૪૬ — અંક ૨૬૭


ચિત્રો


| | | પૃ. |
|---|---|---|
| મૃદંગ નૃત્ય | રસાવક્ષ ચાવડા | ૫૬ |
| અમાદ કાતિબ | અબ્દુર્રહમાન ચુઘતાઈ | મુખચિત્ર |
| મુતલિદ | ,, ,, | પાછલા પૂઠામાં |


કાવ્ય


| | | |
|---|---|---|
| આવો શું મંદિરો જોવા | ઉમાશંકર જોષી | ૫૪ |


ચરિત્ર


| | | |
|---|---|---|
| સ્વ. કપિલરામ હરદેવરામ વકીલ | પદ્મકાન્ત ર. શાહ | ૫૬ |
| અબ્દુર્રહમાન ચુઘતાઈ | રવિશંકર રાવળ | ૫૭ |


વાર્તા


| | | |
|---|---|---|
| મ્હૈસુરની નરભક્ષી વાઘણ | વિજયગુપ્ત મૌર્ય | ૬૦ |
| પરી (રવીન્દ્રનાથ ઠાકુર) | વિનોદ કોઠારી | ૬૩ |


લેખો


| | | |
|---|---|---|
| ડી. ડી. ટી. | વિજય પંડ્યા | ૬૨ |
| અખિલ હિંદ ઑલિમ્પિક હરીફાઈ | અશ્વિન ત્રિવેદી | ૬૫ |
| પિંગળ-પરિચય | કેશવરામ કા. શાસ્ત્રી | ૬૮ |
| હોળી | ડૉ. મંજુલાલ રણછોડલાલ મજમુદાર | ૭૪ |
| રસદર્શન-૨૪ | હરિપ્રસાદ મ. દેસાઈ | ૭૫ |


વિભાગો તથા પ્રકીર્ણ


| | | |
|---|---|---|
| ચિત્ર સંયોજન અને ડિઝાઈનની રૂપરચના (ચિત્રજ્ઞાન) | | ૫૩ |
| કસોટી | | ૬૪ |
| કુમાઇફ : 'ચકોર'ની હાસ્યકથા-૭ | | ૬૫ |
| ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ | શ્રીરામ ભટ્ટ | ૬૬ |
| Our Friends Abroad (પરદેશી મિત્રોના પત્રો) | | ૬૭ |
| માધુકરી | | ૭૬ |
| આ માસનું પંખી (ચકલિઓ) | | ૭૭ |
| આ માસ ઇતિહાસમાં | | ૮૨ |
| છેલ્લું પાનું | | ૮૩ |


**ગ્રાહકોને**

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન મળ્યો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત એક અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારીપૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો બરપાઈ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૬; પરદેશમાં રૂ. ૭-૮-૦ અથવા ૧૧ શિલિંગ, છુટક નકલના દસ આના. પાછલા વર્ષના અંકો અપ્રાપ્ય છે, જે કાંઈ દુષ્પ્રાપ્ય અંકો મળે છે તે દરેકની કિં. ૧-૪-૦.

જાહેર ખબરના સોલ એજન્ટ : મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ બ્યૂરો, બહેના બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઈ-૧; અમદાવાદમાં ઑટોમ ટ્રેડીંગ કંપની, માંડવીની પોળ.


બાયો
ટોના
બચ્ચાઓનું
અતિ પ્રિય ટોનીક
રોય એન્ડ કું.

# ચિત્ર-સંયોજન અને ડિઝાઈનની રૂપ-રચના

## શીખવા માટેની એક સરળ ફોટોગ્રાફી

સ્થપતિઓ અને ઇજનેરી ખાતાના ડ્રાફ્ટ્સમેન (નકશાનવીસો) નકશાઓ ઉપરથી નકલો ઉતારવા માટે 'ફેરોપ્રુશિયેટ પેપર' નામના કાગળો વાપરે છે. ફોટોગ્રાફીનો સામાન વેચનારને ત્યાં એ કાગળો તૈયાર મળે છે. પણ ફુરસદ હોય તો નીચે આપેલી પદ્ધતિથી ઘેર પણ બનાવી શકશો. એવા કાગળ ઉપર, પારદર્શક ટ્રેસિંગ ક્લૉથ પર ચીતરેલો નકશો મૂકી, કાચની ફ્રેમમાં તેને દબાવી, તેના પર જરૂરી સમય





પૂરતો સૂર્ય અથવા દીવાનો પ્રકાશ પડવા દઈને કાઢી લેવાથી, જેટલા ભાગમાં પ્રકાશ લાગ્યો હોય છે તેટલો ભાગ ઘેરા બ્લુ રંગનો બની જાય છે, અને જ્યાં રેખાઓ હોય છે તે ભાગ પ્રકાશ આડે આવરણ રૂપ બની રહીને સફેદ પડે છે. તેને ધોઈને તૈયાર કરવાની આખી પદ્ધતિ નીચે આપી છે. આવી નકશા-નકલોને 'બ્લુ-પ્રિન્ટ' કહે છે. આ બ્લુ-પ્રિન્ટ પદ્ધતિ, એ પણ એક જાતની સરળ ફોટોગ્રાફી જ છે.

આ સિદ્ધાંત ઉપર ફૂલપત્તીઓવાળી છોડની નાની ડાંખળીઓ વડે ડિઝાઇનો અને રૂપ-સંયોજનોની મનોરમ રૂપ-રચનાઓ મેળવી શકાય. વિવિધ આકારનાં પાંદડાં તથા ફૂલોવાળી ડાંખળીઓ કાપી તેને 'ફેરો-પેપર' અને કાચ વચ્ચે દબાવી સૂર્યપ્રકાશમાં મૂકવાથી આ સાથે બતાવેલા નમૂનાઓ મુજબની છાપો મળશે. અવકાશને વખતે બાળકોને સરતી ફોટોગ્રાફીનો એથી આનંદ મળશે, અને વધુ અગત્યનું તો એ કે એવી ફૂલપત્તીઓને સમતોલ સંયોજનવાળી વિવિધ રચનાયુક્ત ડિઝાઇનોમાં ગોઠવવાનું શિક્ષણ પણ એ દ્વારા આપી શકાશે. કળાશાળાઓમાં પ્રાથમિક વર્ગો માટે આ એક ઉપયોગી નુસખો થઈ પડશે. તેમાં વળી કોઈ પાંદડાં તથા ફૂલ ઉપર



છાયા-પ્રકાશ (લાઈટ-શેઇડ)ના વિવિધ પલટા (ટોન) લાવવા હોય તો પ્રિન્ટિંગ ફ્રેમના કાચ ઉપર તેટલા ભાગમાં ટપકાં કે પટ્ટીઓ (પૂળિયાં) રંગો પીંછી વડે જરૂર પૂરતા લગાડીને તેવી અસર લાવી શકાશે. આ સાથે આપેલા ત્રણ નમૂનામાં, ડાબી બાજુના બે પત્તી સાથેના ઘાસ'ના ફૂલની ડાળી પર એવી અસર નાખેલી છે. જમણી તરફના બાજુના બે નમૂનાઓ સાદા છે, જેમાં ઉપલો નમૂનો જંગલી ો અને નીચલો વાંસની પત્તીઓનો છે. [School Arts Magazineમાંના પેડ્રો દ લેમોસના સચિત્ર સૂચન ઉપરથી]।

### નકલ ઉતારવાનો ફેરોપ્રુશિયેટ પેપર બનાવવાની રીત

એક ઔંસ પાણીમાં ૭૫ ગ્રેન પોટાશ્યમ ફેરીસાઇનાઇડ નાખીને એક દ્રાવણ તૈયાર કરો, અને બીજા એક ઔંસ પાણીમાં ૯૬ ગ્રેઈન ઍમોનિયા સાઇટ્રેટ ઑવ આયર્ન નાખીને બીજું દ્રાવણ તૈયાર કરો. હવે મજબૂત લીસા ડ્રૉઇંગ પેપરને પિન વડે બોર્ડ પર જડી, ઉપરનાં બંને દ્રાવણ સરખે ભાગે લઈ, એક પહોળા ચપટા બ્રશ વડે ફોટોગ્રાફિક ડાર્ક રૂમમાં એ કાગળ પર એકસરખી રીતે લગાડો અને અંધારામાં જ તેને સુકાવા દો; એટલે 'ફેરોપ્રુશિયેટ પેપર' તૈયાર થયો.

ત્યાર બાદ તેને ફોટોગ્રાફિક પ્રિન્ટિંગ-ફ્રેમમાં ચત્તો મૂકી, તેના ઉપર જેની નકલ ઉતારવાની હોય તે ટ્રેસિંગ પેપર ઉપર ડ્રૉઇંગ, અથવા છાપ લેવાની જે વસ્તુ હોય તે દબાવી, ફ્રેમને પૅક કરી તે પર સૂર્યનો કે વીજળીના દીવાનો પ્રકાશ પડવા દેવો, અને કાગળ લીલાશ પડતો રંગ પકડી લે એટલે કાઢી લઈ ચોખ્ખા પાણીથી સારી પેઠે ધોઈ નાખવો. તે પછી ૧૦ ઔંસ પાણીમાં ૧ ડ્રામ હાઈડ્રોક્લોરિક ઍસિડ નાખી તે દ્રાવણમાં એ કાગળને બોળી રાખવો એટલે છાપ પાકી થશે. ત્યાર બાદ ફરીથી તેને ચોખ્ખા પાણીમાં સારી પેઠે નિખારી નાખવો એટલે નકલ તૈયાર થઈ ગઈ. નકલ ઉતારવાની આ પદ્ધતિ અત્યંત સરળ અને સસ્તી હોવાથી તેનો બહોળો ઉપયોગ થાય છે. આવી રીતે સામટા તૈયાર કરેલા કાગળો પતરાના મજબૂત ભૂંગળામાં પૅક કરી અંધારામાં રાખી મૂક્યા હોય તો જ્યારે જરૂર પડે ત્યારે ઉપયોગમાં લઈ શકાય છે.

કુમાર વર્ષ ૨૩મું · અંક ૩જો · માર્ચ · ૧૯૪૬

# આવ્યો છું મંદિરો જોવા–



આવ્યો છું મંદિરો જોવા, જોવા દક્ષિણ મંદિરો,
સેંકડો માઇલો કાપી,–ગિરિ ઓળંગી, કંદરો
વીંધતો રેલગાડીમાં વટાવી વન ને વડાં
ગેહાનો માપતો વેગે ખેડેલાં ખેતરે મઢ્યાં.

ચોલ, ચાલુક્ય ને પાંડ્ય, પલ્લવો, નાયકો અને
ધર્મી હોયશળે નિર્મ્યાં આ સુરમ્ય પ્રદેશને
ખૂણેખૂણે, વળી કૈંક લક્ષ્મીવંતે રચાવિયાં
નગરેનગરે ગામોગામ, ભવ્ય સુહાવિયાં
તટે સમુદ્રને શાન્ત લાંબી શતાબ્દીઓ થકી,
મંદિરો;—કૈંક ખંડેરો, કૈંક તો યે રહ્યાં ટકી;
કૈં તો વિધર્મીઓ કેરા કરે લોપ્યાં અમર્ષમાં,
લીલીસૂકી અનુભવી કૈં કૈં સહસ્ર વર્ષમાં
ઊભાં છે. કાલ તો ફ્રેન્ચ અને અંગ્રેજનાં દળે
કોઠીકિલ્લા ગણી લીધાં ખપમાં વસમી પળે.
અને આજે ય 'એ.આર્.પી.' પાટિયાં લટકેલ છે,
—પ્રજાને નાસ દેવોને ભરોંસે શી મૂકેલ છે!
દેશની શેષ આશા શાં જોવા આવ્યો છું મંદિરો.

ડોકાતાં તાલકુંજોની પૂંઠે તોતિંગ ગોપુરો.
ચાર દિઙ્નાગની સામે ઊભા ચાર દિશા મહીં
ટોપ પ્હેરેલ સંત્રી શાં. ક્યાંક તો લાગી છે રહી
લાંબી લંગાર કે ઊંચાં કે નીચાં ગોપુરો તણી.
વચ્ચે વિમાનની વીંટી આકૃતિ છેક વામણી.
ક્યાંક તો ઢંગ શા આડાંઅવળાં ગોઠવી દીધા?
વિજ્ઞાની વિભુનાના શું ગંજ છે ખડકી દીધા!
સ્વયં દિગ્ગજરાજે શું આવી ઝતંન ભારણે?
શૈલકૂટ સમાં જાણે ચીપી રૂપેનાં વિરાટને.
જગ ભંગુરની સામે ડોલતી ઉપહાસમાં
નાગનાં ઝુંડ માથેથી વાસુકિની ફણા સમાં.



અને અંદર ચોકે જે ધાટીલા જળકુંડની
રમ્ય સોપાનમાલાને તટે ઊંચેરી માંડણી
પરે સભાગૃહ તણો સોહે સ્તંભસહસ્રથી,
એ તે મંડપ છે શું? કે શિલાનું વન તો નથી?
ને આ અદ્દશિલાભાગે શા પ્રસંગ રચેલ છે!
ઘોડા, હાથીઅંબાડી સાથે યે સ્વારી રહેલ છે!

દીપમાળા રચી મોટા વર્તુલે, શેષનાગની
ફેણા સહસ્રથી; એની પ્રતિ ફેણે સુહે મણિ.

અને સામે જ નંદી જે બેઠો છે એ ય અલ્પ ના.
એની વપુસમૃદ્ધિની આવે શી રીત કલ્પના?
ઊભો જો થાય તો એની નીચે થઈ શકે જઈ
બળદો શીંગડે ઊંચે, ભીડ લેશ પડે નહીં.
સંભાતી ડોક, ને ફ્ણો સરવા દીસતા અતિ,
નીકળી છીંક ફૂલેલાં નસ્કોરાં જઈ ચાટતી.
બેઠો છે પગ વાળીને જમણો પડખે નગી;
પણ કે કદી બેઠી જો ઘારડે માંખ, તો જમીં
પરે પગ પછાડીને જોરમાં પુચ્છ વીંઝનો
ધૈ જશે કમળાં ઊભો, મારી પૂથ્વીથી ખીજતો!



અને ત્યાં કંઠની એના માલાઓ ઘંટડી તણી
સૌમ્ય સાન્ત્વન રેલંતી રહેશે મંજુસ્વરે રણી!

મૂર્તિઓ ય મહાકાયઃ અનંતશાયિ વિષ્ણુ આ,
ગોમટેશ્વર આ ઉગ્ર નૃસિંહ વિશ્વજિષ્ણુ આ.
'રાઇ' 'ચણાં' સમાણા આ ગણેશો હાથીથી વડા,
હોત શ્રીફળશા ત્યારે ગણેશો અહીં કેવડા?

મંદિરદ્વાર પાસે ત્યાં ઊભા છે રોકીને પથ,
આકાશ ચુમતા ઊંચા અહો વિરાટ એ રથ!

ક્ષુદ્ર નામે અહીં કૈં ના, અને ના કાંઇ સાંકડું;
સીમાને ભેદીને રાજ્ય ભૂમાનું વિસ્તર્યું વડું.

સ્થાપત્યે ઊભરી જેવી સોહે ઊર્જિત ભવ્યતા,
શિલાશિલા તણાં હૈયે ઊભરે એવી રમ્યતા.
હમણાં જ છરીથી શું કાપીને ગોઠવ્યા ન હો,
દીવાલે પત્થરો એવા સોમનાથે સુહે અહો!
કંકણાકૃતિ સ્તંભો તે સંઘાડેથી શું ઊતર્યા?
સ્તંભે સ્તંભે ટાંકણાનાં જાદુ અજબ ઊભર્યાં.
અહીં આ હારની હારો હાથીની ચાલી જાય છે,
અહીં અશ્વો રથો દોડે, ત્યાં સૈન્યો અથડાય છે.
મત્સ્યવેધ અહીં, ને આ વાલીવધ, પણે વળી
શીકે કનૈયો પ્હોંચ્યો છે ગોપબાલપીઠે ચડી.
હર-ગૌરી એકરૂપ અહીં, હરહરિ તહીં,
વેણુ વગાડતી મૂર્તિ ધ્યાનસ્થ કૃષ્ણની અહીં.
હંસપંખી તણી પીઠે અલવે દેહ ટેકવી
રતિ સ્વારી કરે, એને માથે કાક રહ્યો લવી.
શિવ ને પાર્વતી વચ્ચે નૃત્યની સરસાઇ આ:
નટરાજ તણી રમ્યરુદ્ર લીલા શી છાઈ આ!
'...વશે? નહિ આવે શું?' તર્જનીને ઊંચી કરી
વિમાસે નર્તકી, એની અંગુલિ કંકુથી ભરી.
ડાબે કર અરીસો ને માથેથી જમણો ઢળ્યો,
આશાભરી કરે ભાલે અંગુલિ થકી ચાંદલો.
કરે ચાપ, અને શું ત્યાં શરસ્થાને શરીર છે!
મૃગયા ખેલતી શી આ રમણી રસવીર છે!
વિવસ્ત્રા સુવતી આ થૈ વીંછી, અંબેરવા જતાં;
—એ તો કામ! કહે સંત, પેખી નિર્દોષ નગ્નતા.
શિરે કર મૂકી લાસ્યે રેલાવે રસનિર્ઝરી,
દુષ્ટને કરવા ભસ્મ સ્વયં મોહિની થૈ હરિ.

નાના સ્વરૂપથી આવાં સુહતાં ભવ્યસુંદિર
દેશની દિવ્ય સિદ્ધિશાં એવા આવ્યો છું મંદિર.

નથી અસુંદર કંઈ, નથી ક અહીં ક્ષુદ્ર કે?
દેવો અને ભૂદેવોને મન કો નથી શૂદ્ર કે?

ભૂમા ને ભવ્યતા વચ્ચે નથીને મન સાંકડાં?
પ્રજા ઝાંઝેરીનાં શાને લાગે છે સુખ રાંકડાં?

માર્ગે રહી બ્હારથી જ દ્વારોની આરપારથી
દેવની કરતા ઝાંખી લોક આ કૈં મથીમથી.

અથવા ભીંતબારીથી સોનેરી શિખરે પડે
દૃષ્ટિ, એમ જઈ ઊભે, પ્રભુપ્રસાદ જો જડે.

અને જે ગર્ભદ્વારે જૈ ઊભે મૂર્તિ સમીપમાં,
એય ભોળાં અદવગાં, ઝાઝાં તો મૂર્છિતો સમાં.

પુરુષાર્થ તણી ભીરુ માગે કે કોક કયાંકથી
ફરે મંધા સ્વાર્થ સિદ્ધ, આશરો અન્ય કો નથી.

દાસ્યદુર્બળ હયાંની પ્રભુશ્રદ્ધા ય પાંગળી,
આવાંની પ્રભુ યે તે હા! ઝાલે શી રીત આંગળી?

જગની જડતાના આ કોટકિલ્લા સમાં અરે
મંદિરોમાં હશે ક્યાંયે ભરાએલો પ્રભુ ખરે?

પ્રભુને ગર્ભગૃહથી કાઢી મૂકેલ હો ભલે,
ભૂમાભવ્ય શિલાવેશે રમે કિંતુ સ્થલેસ્થલે.

પ્રભુ પ્રત્યક્ષ સર્વત્ર શિલાનાં હૃદયે વસી,
સૌન્દર્યમૃગયા અર્થે આમંત્રે યાત્રીને હસી.

દેવ તો દેશનો ખૂણેખૂણો ભરી દિસે વસ્યા,
દેવનાં મંદિરોની—આ મનુષ્યોની જ શી દશા?

આજે વિદેશીને હાથે થયો છેક જ જર્જર
દેશી સુજ,—દેવનાં એ એવા આવ્યો છું મંદિર.

૧૧ જૂન, ૧૯૪૫ ઉમાશંકર જોષી

પરી રાખે દ્વારની જે નિરાશા
દોડો તેરા ફરેમાં, કપરે જ્યાં
એ ફરીની સ્મિત કેરી જ્યોત્સ્નાઓ
જાણેશો છે તે સદાનો ગહાન ગ. 'સનાતન'

તુ જાગે તો ફિરેગાન જાગે! તું સ્થાએ તો એ ઉષ ત્યાંએ
એવું કર કે જીવન-વીણા માનવતાના સૂરે વાગે:
કામ કરે તો એવાં કર કે તારી મહેનત સૌને લાગે:

શાબાનઅલી ડી. ખાકીઆની
(માર્ચ ૧૯૫૧) ૫૫

માઈની ગર્જના કરી ખરા ? એ અલ્પ પ્રયાસથી માણસનો શિકાર થઈ શકતો હોય તો હરણની પાછળ દોડવાનો અને પાડા સાથે બાથ ભીડવાનો શ્રમ તેઓ શા માટે લે ?

સિંહ અને વાઘ નરભક્ષી થવાનાં બીજાં પણ કારણો છે: વૃદ્ધાવસ્થાને લીધે જ્યારે આ વનરાજોના શરીરની તાકાત અને ચપળતા ખૂટે છે ત્યારે પાડા જેવાં સબળ પ્રાણીઓનો સામનો કરવાનું કે હરણ જેવાં તેજીલાં પ્રાણીઓનો પીછો પકડવાનું તેમને માટે મુશ્કેલ બને છે. પછી તો તેઓ માર્ગમાં ઘેટાં, બકરાં, બળદ, વગેરે લાચાર પ્રાણીઓનો જ શિકાર કરે છે; અને તેમાં નસીબ જોગે માણસની નિર્બળતા માપી લેવાનો પ્રસંગ આવે તો પછી એ નરમાંસભક્ષી પણ બની જાય છે. ઘવાયેલા સિંહ કે વાઘ જખમના કારણે લાચાર બની શિકાર નથી કરી શકતા ત્યારે પણ નરભક્ષી થવા પ્રેરાય છે.

આયનપુરની વાઘણ નરભક્ષી બનવામાં કેમ પ્રવૃત્ત થઈ હતી તે સમજવું મુશ્કેલ હતું અને તો હજી તેને એ માટેનો પણ પ્રસંગ નહોતો મળ્યો. તેની સાથે પનારો પાડવાને હું અતિશય ઉત્સુક હતો.

**ન**વેમ્બરની ૨૬મી તારીખની સાંજ હતી. આથમણી તરફ જતા સૂર્યનારાયણનો પ્રકાશ ટેકરીઓની ટોચને શોભાવતો હતો અને મેદાનમાં છૂટાછવાયા વૃક્ષોના લાંબા પડછાયા દૂર સુધી પથરાતા હતા. પક્ષીઓ સ્વસ્થાને પાછા ફરવાની તૈયારી કરતા હતાં અને નાગવલ્લી ગામનાં ઢોર ચરીને ગામ તરફ પાછાં ફરતાં હતાં. બરોબર તે વખતે આયનપુરની નરભક્ષી વાઘણ શિકાર માટે શોધતી હતી. એણે તક જોઈને ગોવાળને ઝડપી લીધો. ગોવાળના ગભરાટનો ખ્યાલ તો તમે જ કરી લેજો. બીકથી બેબાકળા બનેલા ગોવાળના હાલ ઉપરથી નાગવલ્લીનાં ગામજનોએ ગોવાળના નસીબની કલ્પના કરી લીધી. ગામલોકો શોક અને ગભરાટથી સ્તબ્ધ થઈ ગયા. હાથીઓને પકડવાની પ્રવૃત્તિમાં પડેલા મારા માણસોએ બીજે દિવસે આ કરુણ સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ પણ પોતાની સલામતી માટે ચિંતાતુર બની ગયાં. મારા ઉપર ભારે જવાબદારી હતી. માત્ર મારાં માણસો જ નહિ પણ આસપાસના બધા ગામલોકો પોતાના રક્ષણ માટે સાહેબ ઉપર જ નજર નાખતા હતા. એમની શ્રદ્ધાને પાત્ર બનવાનું મારું કર્તવ્ય હતું પરંતુ મારી મૂંઝવણ મોટી હતી. એવા ગીચ જંગલમાં એ વાઘણનો પીછો મારે પકડવો કેવી રીતે ? એની બોડ ક્યાં શોધવી ?

પણ તે પછી દોઢ મહિના સુધી કંઈ અઘટિત બનાવ ન બન્યો. મારા માણસોમાંથી ભયની લાગણી કંઈક ઓછી થઈ ગામલોકોને પણ આ રાહતથી શાન્તિ મળી. પરંતુ ડીસેમ્બરની ૧૯મી તારીખે આ નરભક્ષી વાઘણે વળી એક ગોવાળનો ભોગ લીધો, અને તે પણ ગામના પાદરમાંથી ! શું એ ડાકણની હિંમત !

હવે મારે નિષ્ક્રિય થઈને બેસી રહેવું પાલવે તેમ ન હતું. ગામડાના અબુધ માણસો ભયથી થરથરતા હોય અને મારા જેવો શિકારી તેમનું રક્ષણ ન કરી શકે એમાં મારી પ્રતિષ્ઠા ન હતી. મેં મારો હાથી સજાવ્યો અને પગીઓને લઈને આયનપુર ગયો.

ગામને પાદર આંબલીનું એક વૃક્ષ હતું. આસપાસનો પટ તો ખુલ્લો હતો, પરંતુ પાસે એક બેખડમાં વાઘણ છુપાઈ શકે તેવી જગ્યા હતી. પેલો કમનસીબ ગોવાળ જ્યારે ઢોર ચારીને પાછો વળતો હતો તે વેળા વાઘણ બેખડમાં છુપાઈને બેઠી હતી. ગોવાળ ઝાડમાંથી આંબલીના કાતરા લાકડી વડે ખંખેરતો હતો ત્યારે વાઘણે તેના ઉપર તરાપ મારી હતી. એ જગ્યાએ લોહીનું ખાબોચિયું હતું. ગોવાળની લાકડી, ટોપી, કાળો ધાબળો અને આંબલીના કાતરા પડ્યાં હતાં. અમે વાઘણનાં પગલાં શોધ્યાં અને પગલે પગલે ગામનાં ખેતરો માઈલ છેટે ઝાડીમાં ગોવાળનાં હાડકાં મળ્યાં. અહીં વાઘણે શિકારનો ભક્ષ કર્યો હતો.

હવે માનવભક્ષી વાઘણ ક્યાં ગઈ હતી તે જોવાનું હતું. પગીઓ કામે લાગી ગયા. પગીઓની હિંમત, કર્તવ્યપરાયણતા અને ચતુરાઈ પ્રશંસાપાત્ર હોય છે. હિંદુસ્તાનનાં છ લાખ ગામડાંની ગરીબાઈના પ્રતીક સમા આ અરણ્યવાસીઓને પગમાં પગરખાં નહિ, શરીરે લંગોટી કે ટૂંકા ફાળિયા વિના બીજું વસ્ત્ર નહિ. રક્ષણ માટે લાકડી સિવાય બીજું કંઈ હથિયાર નહિ, અને છતાં તેમની હિંમત કેવી ! વાઘ અને કાળોતરાના નિવાસસ્થાન સમાં ઘાસનાં બીડમાં ઉઘાડે પગે ફરવું, વાઘ દીપડા અને સિંહોને તેમના આરામમાંથી ઉઠાડી શિકાર માટે છુપાયેલા શિકારી તરફ જવા ફરજ પાડવી, વૃક્ષો અને વાંસનાં ગીચ જંગલોમાં જંગલી હાથીઓની પાછળ રખડવું, આવાં અસંખ્ય સાહસો એ તો એમનું નિત્યકર્મ છે ! શિકારની મોજ માણવા આવતા સુખી દુનિયાના શિકારીઓ સંરક્ષિત જગ્યાએ છુપાઈને શિકાર કરે ત્યારે એ શિકારી અને શિકારનાં ચિત્રો વર્તમાનપત્રો ને માસિકોમાં પ્રસિદ્ધ થાય છે, પરંતુ તેમને શિકારની ભાળ બતાડનાર અને ગમે રખડીને શિકારને હાંકી શિકારી તરફ મોકલનાર આ નિઃસહાય પગીઓની બહાદુરીનો ખ્યાલ કેટલાને આવે છે ? આ ગામલોકો તો અરણ્યના પુત્ર છે. તેઓ કુદરતને ખોળે ઉછરે છે. એમના પ્રદેશની એકેએક ટેકરી ખીણ, કોતર અને ગુફા, બખોલ અને શિલા, મેદાન અને ખાડા, નદી અને ઝાંઝરિયાં, ઝાડ અને ઝાડી, કેડી ને રસ્તા એમને સુપરિચિત છે. તેઓ ક્યાંય અટવાતા નથી, પછી ભલે દિવસ હોય કે રાત. અને ધૂળમાં પડેલાં પગલાં ઉપરથી એ કયું પ્રાણી છે, ક્યાંથી આવ્યું, ક્યાં ગયું, ક્યારે પસાર થયું તે બધું પારખવામાં તો તેઓ અજબ નિષ્ણાત હોય છે,—એટલે સુધી કે તેઓ વાઘનાં માત્ર પગલાં જોઈને જ કહી શકે છે કે એ પગલાં નરભક્ષી વાઘણનાં છે કે અન્ય વાઘનાં ! આવા અનુભવી અને નિષ્ણાત પગીઓને પણ આજે નિષ્ફળતા મળી. કઠણ જમીનમાં વાઘણનાં પગલાંનો લોપ થઈ જતો હતો. અમે પાછા ફર્યા.

પણ નિષ્ફળતાથી નાસીપાસ થવું મને પાલવે તેમ ન હતું. મેં ખૂબ મનોમંથન કર્યું. વાઘણ એક વાર મારી રાઈફલની હડફેટમાં ચડે તે માટે કઈ યુક્તિ કરવી ? તેને પગલે પગલે જઈને શોધી કાઢવી અને તેના વિશ્રામસ્થાનને ઘેરો ઘાલી તેને બહાર કાઢવી એ તો બહુ મુશ્કેલ કામ હતું. વળી એનું વિશ્રામસ્થાન શોધવું પણ ક્યાં ? આજે તે એક ગામ પાસે દેખાય, કાલે બીજા ગામ પાસે. સંભવ છે કે એને કોઈ નિશ્ચિત વિશ્રામસ્થાન નયે હોય. એટલે તેની બોડની શોધ કરવાને બદલે મેં બીજી યુક્તિ કરી. મારે એને લલચાવીને બહાર કાઢવી.

મેં ગામનાં ઢોર ભેગાં કરાવ્યાં અને તેમને જંગલ તરફ હાંક્યાં. વાઘથી ડરી ગયેલાં ઢોર જંગલમાં જવા તૈયાર ન હતાં, પરંતુ ગોવાળોએ બળજબરીથી હાંક્યાં.

મારી પાસે બે નાળી બંદૂક ભરેલી તૈયાર હતી અને કોઈ પણ પરિસ્થિતિનો સામનો કરવા હું તત્પર હતો. જંગલની મનોહર પ્રકૃતિ નિજરથી આંખોને ઠારવી એવી પણ કંઈ સુલભ ન હતી. વૃક્ષોની શાખાઓમાં રૂપમઢ્યાં કપરાજ અને બેરખડા હવામાં લાંબી પૂંછડીઓ ફેરવતા કૂદાકૂદ કરતા હતા. જંગલી મુર્ગો પાસે સક્કરખોરા ગુંજતાં હતા અને જ્યારે એમના રંગની શોભા સૂર્યપ્રકાશમાં ઝળહળી ઊઠતી હતી ત્યારે એમનો મધુર સ્વર (અનુસંધાન આગળ પાન ઉપર)

# ડી. ડી. ટી.

## વિજ્ઞાને શોધેલું આ યુગનું અદ્ભુત જંતુનાશક

### તે શું છે – અને તે કેમ વાપરવું

**'ડી.ડી.ટી.'** એ વાસ અને, રંગ વગરનો, સ્ફટિકમય, ઘન પદાર્થ છે તે સ્ફટિકમય હોવા છતાં તેને ભૂકા અથવા પ્રવાહીના સ્વરૂપમાં બનાવી શકાય. રાસાયનિક દૃષ્ટિએ તે Dichloro-Diphenge-Trichloro-Ethane છે. આ નામના પહેલા ત્રણ અક્ષરો લઈને જ તેનું ટૂંકું નામ DDT પાડવામાં આવ્યું છે. –

'ડીડીટી' એ કંઈ નવીન શોધનું પરિણામ નથી. સૌથી પહેલાં ૧૮૭૪માં આ પદાર્થનું સંયોજન (Synthesis) કરવામાં આવ્યું હતું પરંતુ તે અદ્ભુત જંતુનાશક પણ છે એ શોધ તો ફક્ત છ વર્ષ પહેલાં સ્વિટ્ઝરલૅન્ડની એક રાસાયનિક પેઢીમાં થઈ. ૧૯૪૨માં તેનો પહેલો નમૂનો વધુ અખતરા માટે અમેરિકા ખાતે મોકલવામાં આવ્યો. તે પછી તો લશ્કરી જરૂરિયાતો માટે ઘણા દેશોમાં મોટા પ્રમાણમાં તેનું ઉત્પાદન થવા લાગ્યું.

અનેક અખતરાઓ પછી એમ નક્કી કરવામાં આવ્યું છે કે 'ડીડીટી' જંતુના જ્ઞાનતંતુઓ ઉપર અસર કરે છે. જંતુને શરીરે 'ડીડીટી' લાગ્યા પછી તે પોતાના શરીર ઉપરથી કાબુ ગુમાવે છે અને એને પક્ષઘાત (Paralysis) થાય છે. આ સૃષ્ટિમાં થતાં લગભગ દરેક જાતના જંતુઓને 'ડીડીટી' મારી નાખી શકે છે. તેનાથી માખી અને મચ્છર અર્ધા કલાકમાં અને માકડ થોડા કલાક બાદ મરી જાય છે.

હવે 'ડીડીટી'ને કઈ રીતે વાપરવું તે જોઈએ. 'ડીડીટી'ને બે સ્વરૂપમાં વાપરી શકાય છે: ભૂકા તેમજ પ્રવાહી. ભૂકી બે જાતની આવે છે. પાણીમાં ભેળવી શકાય તેવી અને કેરોસીન જેવા પ્રવાહીમાં ભેળવી શકાય તેવી. પાણીમાં 'ડીડીટી' ભૂકી ભેળવીને તૈયાર કરેલું ૫ ટકા દ્રાવણ ઓરડાઓમાં મચ્છર-માખી વગેરે સામે ઘણું જ અસરકારક નીવડે છે. ભીંતો, ફર્નિચર, પડદા, છત—જ્યાં જ્યાં જંતુઓ ભરાઈ રહેતાં હોય ત્યાં ત્યાં આ દ્રાવણ છંટકોરવું. પ્રવાહી 'ડીડીટી'ને વાસ વગરના કેરોસીનમાં ભેળવીને વધુ અસરકારક દ્રાવણ તૈયાર કરી શકાય. આ દ્રાવણ માકડ, ઉધઈ વગેરે પર સારી અસર કરે છે. 'ડીડીટી' ભૂકી એમ ને એમ પણ વાપરી શકાય. ભીની ન કરાય તેવી જગ્યાઓ–કબાટ, પથારી, પેટી વગેરે–માં 'ડીડીટી' ભૂકીને છાંટવાથી ચોપડીઓ આદિમાં રહેતી બધી જીવાત મરી જાય છે. માંકડ, વાંદા, કંસારી, ઉધઈ વગેરે સામે તો 'ડીડીટી'ને ભૂકી રૂપે વાપરવું જ સારું.

આમ 'ડીડીટી' દરેક જીવાત માટે તો જીવલેણ છે જ; પણ માણસ ઉપર તેની અસર થાય છે ખરી? અમેરિકાના સરકારી જનસુખાકારી તેમજ ખેતીવાડી ખાતાના નિષ્ણાતોએ હજારો ટન 'ડીડીટી' ઝીણવટભર્યા નિરીક્ષણ સાથે, ઘરમાં તેમજ બહાર, વાપર્યા પછી જાહેર કર્યું છે કે જો તેને માટેની સૂચનાનું બરોબર પાલન કરીને 'ડીડીટી' (ભૂકી કે પ્રવાહી) વાપરવામાં આવે તો માણસ ઉપર બહારથી તેની જરા પણ અસર થતી નથી. પણ ખાવામાં 'ડીડીટી' ઝેરી છે માટે શરીરની અંદર 'ડીડીટી' જવું જોઈએ નહિ. અને જો સરતચૂકથી ખાદ્ય પદાર્થો પર તે છંટાઈ જાય તો તેવી વસ્તુઓ ખૂબ ધોઈને પછી જ વાપરવી. ઘરની શણગારની ચીજો, ફર્નિચર કે કપડાં ઉપર 'ડીડીટી' પ્રવાહી કે ભૂકીની જરા પણ વિપરીત અસર થતી નથી. સિવાય કે એનું દ્રાવણ કોઈ નુકસાનકારક પ્રવાહીમાં જ બનાવેલું હોય. કેરોસીન કે નેપ્થા સોલ્યુશન તો છૂટથી વાપરી શકાય.

પાણીમાં બનાવેલું દ્રાવણ રંગીન વસ્તુઓ ઉપર છાંટ્યું હોય તો પાણી ઊડી જતાં પાછળ 'ડીડીટી'ના સફેદ ડાઘ પડી રહે છે. પણ આ ડાઘ કપડાથી લૂછી નાખી શકાય. આપણે ત્યાં હાલ વપરાતાં જંતુનાશક દવાઓની જેમ 'ડીડીટી' છાંટતી વખતે બારી બંધ કરવાની પણ જરૂર રહેતી નથી. ખરી રીતે તો બારી-બારણાં જો ખુલ્લાં હોય તો જંતુઓને આવવાનો માર્ગ જ તેને માટે જીવલેણ બની રહે છે. વળી મકાનો તેમજ બારણાંની બહારના થોડા ભાગમાં પણ તેની અસર પહોંચે. કેરોસીનમાં બનાવેલું દ્રાવણ ચીજવસ્તુ ઉપર વધારે વખત લાગી રહે છે તેટલું વધારે અસરકારક નીવડે છે.

ગરમ કપડાંમાં 'ડીડીટી'ની ભૂકી છાંટવાથી અથવા નેપ્થામાં બનાવેલું દ્રાવણ વાપરવાથી કપડાં સચવાઈ રહે છે. કસારીને તો 'ડીડીટી' તરત જ મારી નાખે છે, પણ તેનાં ઈંડાં ઉપર અસર થતી નથી. 'ડીડીટી'ની અસરવાળાં કપડાં પેટી કે કબાટમાં વરસો સુધી સલામત રહે છે. પુસ્તકોમાં થતા જીવડાં—સિલ્વર ફિશ કાર્પેટ બીટલ, ઉધઈ વગેરેને 'ડીડીટી' તરત જ મારી નાખે છે ચોપડીઓ ઉપર તો 'ડીડીટી' ભૂકી જ વાપરી શકાય. પાથરેલી જાજમો કે ગાલીચા ઉપર પણ ભૂકી છાંટવાથી જીવાત મરી જાય છે.

'ડીડીટી' એક બીજી રીતે પણ સહેલાઈથી પોતાનું કામ કરી શકે છે. પાણીમાં બનાવેલા રંગમાં 'ડીડીટી' નાખી તેનાથી જો ભીંતો રંગવામાં આવે તો મહીનાઓ સુધી તેની અસર રહે છે. માખી-મચ્છર જેવાં ભીંત ઉપર બેસનારાં જીવડાં તો તરત મરી જાય છે. પણ પ્રયોગ ઉપરથી એમ લાગે છે કે તેલમાં તૈયાર કરેલા રંગો સાથે 'ડીડીટી'ની અસર જરા પણ રહેતી નથી.

પાળેલાં કૂતરા બિલાડાં ઉપર થતી જીવાત—ઈતરડી, ચૂંચા, ચાંચડ વગેરે માટે પણ 'ડીડીટી' જીવલેણ છે. કૂતરાને 'ડીડીટી' નાખેલા પાણીથી નવડાવ્યું હોય તો શરીર ઉપરથી બધી જીવાત મરી જાય છે. પણ તેમને પોતાનાં શરીર ચાટવાની ટેવ હોવાથી તેમને માટે પણ તે જીવલેણ બને. માટે સંપૂર્ણ સાવચેતી રાખવી જરૂરી છે.

બગીચાઓની જીવાત પણ 'ડીડીટી'થી દૂર કરી શકાય. પણ તેનાથી બીજા ઘણા મોટા ગેરફાયદા થાય છે: (૧) ફળફૂલને માટે ઉપયોગી જીવડાં પણ સાથોસાથ મરી જાય; (૨) મધમાખી પણ 'ડીડીટી'થી મરી જાય છે; (૩) વળી જીવાત ખાઈને રહેનારાં પક્ષીઓ પણ મરી જાય. આથી બગીચાઓમાં 'ડીડીટી'ની વપરાશ સલાહભરેલી નથી.

માણસના શરીર ઉપર થતા જંતુ-વાળની જૂ, બિઓ વગેરે 'ડીડીટી'ના દ્રાવણથી ધોતાં તરત જ મરી જાય છે. પણ તેનાં ઈંડાં ઉપર કશી જ અસર થતી ન હોવાથી જો વાળમાં 'ડીડીટી' લાંબા વખત સુધી રાખવામાં આવે તો જ તેનો સદંતર નાશ થાય.

'ડીડીટી' વિષે બીજી જાણવા જેવી વાત એ કે તેનાથી જંતુઓ ભાગી જતા નથી. દાખલા તરીકે આપણે જો 'ડીડીટી' પાઉડર શરીરે લગાવીને સૂઈએ તોપણ મચ્છર તો આવીને કરડવાના જ; પણ પાઉડરની અસર થવા પછી તે જ મરી જાય.

જંતુનાશક તરીકે તો 'ડીડીટી' અદ્ભુત છે વળી વાપરવામાં તે ખાસ હાનિકારક ન હોવાથી અને તેની અસર લાંબા સમય સુધી રહેતી હોવાથી તેનો ઉપયોગ વધશે. ભવિષ્યમાં ગૃહજીવનની એક અગત્યની વસ્તુ તરીકે 'ડીડીટી' ગણાય તો નવાઈ નહિ.

વિજય પંડ્યા

# પરી

મૂળ લેખક - રવીન્દ્રનાથ ઠાકુર

કુમુદ કહે, 'કલ્પનાથી કાઢેલી તો તમે કેટલી યે વાર્તાઓ કરો છો, પણ એક સાચી વાર્તા કહો ને !'

'જગતમાં બે જાતની કથાઓ છેઃ એક સત્ય ને બીજી અતિસત્ય. મારો ધંધો અતિસત્યનો છે,' મેં કહી દીધું.

'દાદાજી, બધાય કહે છે કે તમારી વાતો બરાબર સમજાતી નથી, ગળે ઊતરતી નથી.'

'એ સાચી વાત છે. પણ એમને ન સમજાય એમાં મારો શો વાંક? દોષ એમનો છે.'

'અતિસત્ય એટલે તમે શું કહેવા માગો છો એ મને પહેલાં કહો ને.'

'અચ્છા; દાખલા તરીકે, બધા જાણે છે કે તું કુમુદ છે. એ વાત સાવ સત્ય છે, અને હજારેવાર એ સાબિત કરી દેવાય. પણ મેં શોધી કાઢ્યું છે કે તું પરીના દેશની પરી છે. એ વાતને હું અતિસત્ય કહું છું.'

કુમુદ ખુશ થઈ ગઈ.–કહે, 'વાહ વાહ, એ તમને કેવી રીતે ખબર પડી?'

'જેલે દિવસે તારી પરીક્ષા હતી, ને તું પથારીમાં બેઠી બેઠી ભૂગોળ ગોખતી હતી. એમ કરતાં કરતાં તને ઝોકું આવી ગયું ને ઓશીકા પર માથું નાખીને તું ઊંઘી ગઈ. બારીમાંથી તારા ચ્હેરા પર ને તારી આસમાની ઓઢણી પર ચાંદની રેલાતી હતી. ત્યાર પછી મને ચોક્ખું નજરે પડ્યું કે પરી લોકના દેશના રાજનો દૂત એક ભાગી છૂટેલી પરીની ભાળ શોધ કાઢવા આવ્યો હતો. એ તારી બારીની બરાબર નજીક આવ્યો ત્યારે એના સફેદ પોશાક હવામાં ફરફરતો હતો. તેણે તને નખશિખ નિહાળી, પણ તોયે એ નક્કી ન કરી શક્યો કે તું જ એ ભાગી છૂટેલી પરી કે કોઈ બીજી? એને લાગ્યું કે તું તો કદાચ આ જગતની જ પરી હોઈશ. અને જો એમ વાત હોય તો તો ધરતી માતાના ખોળામાંથી તને ઝડપી જવી એ કોઈ આસાન કામ ન હતું. એ રીતે એ તો ઊલટું ભારે પડે. ધીમે-ધીમે ચન્દ્ર ઊંચે ચડતો ગયો, ઓરડામાં અંધારૂં વધવું ચાલ્યું, અને દૂત પણ માથું હલાવતો હલાવતો ઝાડની છાયામાં થઈને અલોપ થઈ ગયો. તે દિવસે મને ખબર પડી કે તું તો પરીના દેશની પરી છે, ને માત્ર ધરતીના બંધનમાં જ જકડાઈ રહી છે.'

'પણ ત્યાંથી હું ભાગી આવી કેમ કરીને?'

'એક દિવસ પારિજાતના વનમાં તું પતંગિયાની પાંખ પર બેસી સ્હેલ કરતી હતી. અચાનક તારી નજર ક્ષિતિજના ઘાટ પર પડેલી નાવ ઉપર પડી. એ નાવ સફેદ વાદળાંની હતી, આસમાની પવનમાં ડોલતી હતી. એક પલકારામાં તું એમાં ચડી બેઠી ને એ ચાલી. તું જ્યારે ધરતીને ઘાટ આવી ને લાંગરી ત્યારે તારી આંખ તને છેતરી ગઈ લાગી!'



કુમુદ તો સાચના રેડ થઈ તાળી પાડતી પાડતી પૂછવા લાગી, 'હેં દાદાજી! સાચ્ચે જ?'

'સાચ્ચે?' મેં કહ્યું 'કોણ કહે છે સાચ્ચે? હું શું સત્ય માટે પરવા કરું છું? હું તો કહું છું અતિસત્ય.'

કુમુદ કહે, 'અચ્છા ત્યારે; પણ હવે હું પરીના એ દેશમાં પાછી જઈ શકીશ?'

'કદાચ જાય પણ ખરી,—તારા સ્વપ્નોના શહેરને જો પરીપ્રદેશની હવા લાગે તો.'

'જો હવા લાગે તો મારે પછી કઈ બાજુ જવું? કયે રસ્તે? એ બહુ લાંબો રસ્તો હશે?'

'અરે તદ્દન ટૂંકોઃ છેક પાસે જ.'

'કેટલોક પાસે?'

'હું ને તું જેટલાં દૂર બેઠાં છીએ તેટલો. તારે એ પથારી પણ નહિ છોડવી પડે ને, હવે બીજી વાર ઓરડામાં ચાંદની આવે ત્યારે બહાર જોજે; તને બરાબર ખાતરી થઈ જશે. તું જોઈશ કે પેલી વાદળાંની નાવ ચાંદનીમાં તરતી તરતી આવે છે. પણ તું આ દુનિયાની પરી બની ગઈ છે, એટલે તે નાવ તારા માટે ન કામ લાગે. હવે તો તારે રખડવા જવું હશે ત્યારે તારો દેહ અહીં મૂકી જવો પડશે, અને તારા મનને માત્ર તારા સંગાથી તરીકે લઈ જવું પડશે. તારી સત્ય જાત તારી પાછળ અહીં ધરતી પર પડી રહેશે અને તારી અતિસત્ય જાત અહીંથી દૂર ઊડી જશે, એને આ પાછું કોઈ પકડી ન શકીએ.'



કુમુદ કહે, 'અચ્છા! હવે જ્યારે પૂનમની રાત આવે ત્યારે વાત હું આકાશ ભણી જોઈને જ બેસી રહીશ. તમે મારો હાથ પકડીને લઈ જશો ને, દાદાજી?'

'હું તો અહીં બેઠા બેઠા રસ્તો બતાવું' મેં કહ્યું. 'મારાથી બીજું કંઈ ન થાય; કારણ હું તો અતિસત્યનો સોદાગર છું.'

'દાદાજી! તે દહાડે તમે અતિસત્યની વાત કરતા હતા તે શું માત્ર પરીઓના દેશમાં જ હોય?'

'ના બેટા ના, આ દુનિયામાં યે ખૂબ છે–પણ તમારે એ જોવું જોઈએ. અને હા! જોવા માટે દૃષ્ટિ પણ જોઈએ.'

'ત્યારે તમે એ જોઈ શકો છો?'

'મારામાં એવી શક્તિ છે જેનાથી હું અચાનક અદૃશ્યને પણ જોઈ શકું. તું જ્યારે ભૂગોળ ગોખવા બેસે છે ત્યારે મને મારી વાત યાદ આવે છે કે હું કેમ ભૂગોળ ભણતો જ્યારે હું તમારી પેલી યાંગત્સે ક્યાંગ નદી વિષે વાંચતો, ત્યારે મારી આંખો સામે એક એવી ભૂગોળ ખૂલી જતી કે જે પરીક્ષા પસાર કરવાના ખપમાં ન આવે. અરે હજુ આજે પણ હું એ દેશમાં ગામની ગાંસડીઓ લાદેલી હોડીની વણઝાર જોઈ શકું છું 'એમાંના એક હોડીની પીઠ પર હું બેઠો હતો!'

'કેવી વાત કરો છો દાદાજી! મને ખબર છે કે તમે કોઈ દહાડો હોડી પર બેઠા નથી.'

'જો છોકરી! તું મને આટલા બધા સવાલ કરે છે તે ઠીક નહિ.'

'અચ્છા ત્યારે, આગળ કહો. પછી શું થયું? તમને એ હોડી ક્યાં મળ્યો?'

'વળી પાછો સવાલ? જેર હોય કે ન હોય

હું તો સવારી ક્યાં જ કરવાનો. મુસાફરી હોય કે ન હોય, મને રખડતો કોઈ અટકાવી શકે નહિ. એવો જ મારો સ્વભાવ છે.'

'હું, ત્યાર પછી શું થયું ?'

'તે પછી હું ઘણાં શહેરોમાં ગયો.—ફુ-સુંગ, હાંગચાઉ, ચુંગ્કિંગ. કેટકેટલાંયે રંગો મેં રાત્રે તારાને આશરે વટાવ્યાં. કેક ગીચ ઝાડીઓ ને દ્રાક્ષના વેલાઓ વીંધી, ઊંચાંખુદ પર્વતની ખીણોમાં થઈ, ચીનાર વૃક્ષોની છાયામાં થઈને હું આગળને આગળ ગયો. એમાં એકવાર તો રસ્તામાં એક સફેદ રીંછ મળેલું. ને તેના બેય આગલા પંજા ઊંચા થયા મારી સામે! આગળ તો માંડ છટક્યા.'

'આટલી બધી મુસાફરી કરવાનો વખત તમને ક્યારે મળેલો ?'

'જ્યારે બીજા બધા છોકરાઓ વર્ગમાં પરીક્ષાના પ્રશ્નોના જવાબ લખતા હતા ત્યારે.'

'તો પછી તમે પાસ કેમ કરીને થયા ?'

'એ તો સાવ સીધીસાદી વાત છે. હું નાપાસ થયો !'

'અચ્છા, પછી શું થયું ?'

'તે પહેલાં મેં અરેબિયન નાઈટ્સમાં ચીનની રાજકુમારી વિષે વાંચેલું. બહુ સુંદર હતી એ. તને શું કહું, કુમુદ ! હું સાક્ષાત્ એ રાજકુંવરીને મળ્યો. એ ફૂચાઉ શહેરની નદીના ઘાટને પગથીએ બેઠી હતી. અને એ પગથી પણ આરસની, હો કે! અને એ પગથી પરે આસમાની ચંદરવો હતો. બંને બાજુએ ચંપાનાં બે ઝાડ હતાં. તેની બેય બાજુએ ચીન પથ્થરના સિંહ રાખેલા. એક સોનાની ધૂપદાનીમાંથી ધૂપની કુંડળીઓ નીકળતી હતી. દાસીઓ ચમ્મર ને વીંઝણા ઢોળતી હતી. એક જણી એના કેશ સમારતી હતી. હું દૈવયોગે ત્યાં જઈ ચડ્યો. રાજકુમારી તેના સફેદ દૂધ જેવા મોરને દાડમનાં બી ખવડાવતી હતી. તે તો ઝબકી ગઈ !

'તમે કોણ છો ?' બરાબર એ જ પળે મને થયું કે હું તો બંગદેશનો રાજકુમાર છું !'

'કેવી વાત કરો છો ? નહીં ?...' કુમુદ બોલી.

'ને વળી તારો સવાલ ? હું કહું છું ને, કે હું તે દિવસે બંગદેશનો રાજકુમાર હતો. ને હું રાજકુમાર ન હોત તો તો કોણ જાણે મારા શા યે હાલ થાત. આટલે તો હું બચી ગયો. એમ હતું ત્યારે તો જાણે મને સોનાના પારણામાં ચા પીધી ... જાણે કેક એવું નાખેલું કે મગજની ખુશબુ એમાંથી નીકળતી હતી.'

'અને તે પછી તમને ને પરણી ગઈ, કેમ ?'

'ના ! એ તો બહુ છૂપી વાત છે. આજ સુધી તે કોઈ જાણતું નથી.'

કુમુદ તાળી પાડીને કહે, 'હા-હા ! ત્યારે તો ચોક્કસ લગ્ન થયાં ! ને તે પણ કેવાં ભપકાબંધ !'

મને લાગ્યું કે અંતમાં લગ્ન નહિ થાય તો કુમુદ ખૂબ નિરાશ થઈ જશે, એટલે છેવટે પછી લગ્ન કરાવ્યાં. 'મને દાયજામાં અર્ધું રાજ્ય મળ્યું ને વધારામાં શ્રીમતી આંગ્યની દેવી મળ્યાં અને પછી......'

'ને પછી શું બન્યું ? મને લાગે છે, તમે પાછા ઝાડ પર બેસી ગયા, કેમ ?'

'ના, ના; પછી હું તારો દાદો બનીને અહીં કેમ આવ્યો તે મને ખબર નથી. પણ મને ખબર છે કે તે ઝાડ ક્યાંય જતો ન હતો એક ફૂ-સુંગ નામનું પક્ષી મારા પર સહને માથું મારતું ઊડીને જતું હતું...'

'ફૂ-સુંગ પક્ષી ? એ વળી ક્યાં હોય છે ?'

'ક્યાંય નથી હોતું. પણ એની પૂછડી આસમાની, એની પાંખો પીળી ને એની ડોક બદામી હોય છે. એવું એક મોટું ટોળું આવ્યું ને હાચાગ ઝાડ પર બેઠું.'

'મેં તો કોઈ દહાડો એવા ઝાડનું નામ સાંભળ્યું નથી.'

'મેં પણ નથી સાંભળ્યું પણ અત્યારે હમણાં તારી સાથે વાત કરતો હતો ત્યારે મારા મનમાં આવ્યું. એ મારી જ ભૂલ હતી. મને વસ્તુઓ તૈયાર થઈને આકાશથી મળતી નથી એ જ દુઃખ છે ને! જેથી મારા મનમાં આવે છે કે તરત બહાર આવાને પડે છે. હાલમાં એ મારું ફૂસુંગ પંખી દરિયાની પેલે પાર ગયું છે. કેટલોયે વખત થયો મને એના કંઈ ખબર મળ્યા નથી.'

'હં; પણ પછી તમારા લગ્નનું શું થયું ? ને પેલી રાજકુંવરીનું શું ?

'નહીં, હવે એક અક્ષરે ય વધારે નહિ. હું પ્રશ્નનો જવાબ નહિ આપું. અને જોને તારીખ તો એ વખતે જન્મી ય નહિ. એટલે તારે કંઈ એની આદ ખાઈ કરવાનું પણ કોઈ કારણ નથી રહેતું' —વિનોદ કોઠારી

(અંગ્રેજી 'વિશ્વભારતી'માંથી અનુવાદિત)

# કસોટા

(૧) ટ્રેનમાં સફર કરતાં મને જણાયું કે, પાટાઓ વચ્ચેના સાંધા પર ડબ્બાનાં પૈડાં ફરતાં અવાજના જેટલા થડકારા ૨૪ સેકંડમાં થતા હતા તેટલી જ સંખ્યાના માઈલના વેગથી દર કલાકે ટ્રેન દોડતી હતી. તો એ પાટાના દરેક ટુકડાની લંબાઈ કેટલી હશે ?

(૨) મેં મારા મિત્રના જમણા હાથમાં એવી વસ્તુ મૂકી કે જે તેના ડાબા હાથ વડે પકડીને તે ઉપાડી જ ન શક્યો. એ શું હશે ?

(૩) આ આકૃતિમાંના 'અ બ ક ડ' ચોરસની કઈ બાજુ લાંબી છે તે માપ્યા વિના કહી શકશો ?

(૪) જમણી બાજુ આપેલી રકમમાંથી નવ આંકડા એવી રીતે છેકી નાખો કે જેથી બાકી રહેતી રકમોનો સરવાળો ૧૧૧૧ થાય.

| | | |
|---|---|---|
| ૧ | ૧ | ૧ |
| ૩ | ૩ | ૩ |
| ૫ | ૫ | ૫ |
| ૭ | ૭ | ૭ |
| ૯ | ૯ | ૯ |

(૫) એક છોકરાએ એક આનાનાં કેળાં લઈ, જેટલાં આવ્યાં તેનો ½ ભાગ ને ½ કેળું પોતાના ભાઈને આપતાં તેને ભાગે માત્ર એક જ કેળું બાકી રહ્યું. તો તેને એક આનામાં કેટલાં કેળાં આવ્યાં હશે ?

(૬) દનુ અને મનુ એવી રીતે ઊભા છે કે એકનું મોં ઉત્તર તરફ, ને બીજાનું દક્ષિણ તરફ. હવે એવો કોઈ માર્ગ છે ખરો, કે તેઓ જરા પણ ફર્યા વિના કે લેશમાત્ર હલ્યાચલ્યા વિના એકબીજાનાં મોં સામે જોઈ શકે ? ખ્યાલમાં રાખવું કે આજુબાજુ ક્યાંય અરીસા કે પાણીની સગવડ પણ નથી કે જેથી પ્રતિબિંબની મદદ લઈ શકાય.

ઉત્તરો: (૧) ૧૨ વાર; (૨) તેના ડાબા હાથની કોણી; (૩) બધી બાજુઓ સરખી છે, પણ ત્રાંસી લીટીઓથી ફરતા દૃષ્ટિભ્રમથી 'બ ક' લીટી લાંબી જણાય છે. (૪) પહેલો એકડો, ત્રીજો તગડો, ત્રીજે પાંચડો, છેલ્લો સાતડો ને ત્રીજે નવડો ભૂંસી નાખો. (૫) બે કેળાં; (૬) ઉપર છે; પ્રશ્ન જરા ધીરજથી વાંચશો તો સમજાશે કે તેઓ એકબીજાનાં મોં સામે જોઈને જ ઊભા છે.

# અખિલ હિંદ ઑલિમ્પિક હરીફાઇ

હિંદમાં દર બબ્બે વરસે ભરાતી આ હરીફાઈનું બારમું અધિવેશન આ વેળા બૅંગલોરમાં ખાતે તા. ૧-૭-૮ ફેબ્રુઆરીએ ખાસ ઊભા કરેલા 'ઑલિમ્પિક' નગરમાં રાખવામાં આવેલું અને પછીના દિવસો(તા. ૯-૧૦) સુધી અને હિંદ લશ્કરની હરીફાઈ રાખી હતી.

૧૫૦૦ વર્ષ પૂર્વે ગ્રીસ દેશના ઑલિમ્પિક ગામમાં થતી રમતોના સ્મરણમાં ઈ. ૧૮૯૨માં બૅરન પીઅરી ડી કોબર્ટિને (Pierre De Coubertin) યુરોપમાં આ રમતો ફરી શરૂ કરવાનો પ્રયત્ન કર્યો અને ઈ. ૧૮૯૬માં પહેલવહેલી ગ્રીસના પાટનગર ઍથેન્સમાં આંતરરાષ્ટ્રીય ધોરણ ઉપર આ રમતો રાખવામાં આવી. ત્યાર પછી દર ચાર વર્ષે દુનિયાભરમાં જુદાં જુદાં દેશોમાં તે રમાતી આવી છે. ૧૯૪૦ની રમતો જપાનમાં ટોકિયો ખાતે રાખવાની હતી. પણ લડાઈને લીધે બંધ રહેલી. યુદ્ધનું ઝેરમય વાતાવરણ દૂર થતાં વિશ્વબંધુત્વ અને ખેલદિલી વધારતી આ રમતો ફરી પાછી શરૂ થવાની. ૧૯૪૮ ની અખિલ જગત ઑલિમ્પિક રમતો લંડન ખાતે રમાવાની છે. હિંદમાં પણ એ જ ધોરણ ઉપર દર બબ્બે વરસે આવી હરીફાઈઓ હિંદના પ્રાંતો વચ્ચે ગોઠવવામાં આવે છે.

સમસ્ત હિંદને હિસાબે ગુજરાત ઘણું પાછળ રહ્યું છે; અને હિંદનું સ્થાન પણ દુનિયામાં (એકાદ રમત બાદ કરતાં) છેટું જ ન.સુ છે. નીચેના કોઠામાં મુંબાઈ, હિંદ અને જગતની કેટલીક રમતના રેકોર્ડ (આંક) આપ્યા છે તે આપણી આંખ ઉઘાડનારા બનશે.

| રમત | મુંબાઈ | હિંદુસ્તાન | જગત |
|---|---|---|---|
| ૧૦૦ મીટર દોડ | ૧૧.૨ સેકંડ | ૧૦.૬ સેકંડ | ૧૦.૨ સેકંડ |
| ૮૦૦ ,, ,, | ૨ મિ. ૪૪.સે. | ૧ મિ. ૫૬.૮ સે. | ૧ મિ. ૪૬.૬ સે. |
| ૧૫૦૦ ,, ,, | ૪ મિ. ૨૦.૭ સે. | ૪ મિ. ૪.૨ સે. | ૩ મિ. ૪૧.૮ સે. |
| ૧૦,૦૦૦ ,, ,, | ૩૫ મિ. ૪૪.૦ સે. | ૩૨ મિ. ૨.૬ સે. | ૨૯ મિ. ૫૨.૬ સે. |
| ૫,૦૦૦ ,, ચાલ | ... | ૫૩ ૧૫ મિ ૮.૪ સે | ૪૩-૩૦ મિ ૩ સે. |
| ઊંચો કૂદકો | ૫ ફૂ. ૯ ૩/૪ ઈ. | ૬ ફૂ. ૨ ૩/૪ ઈ. | ૬ ફૂ ૧૧ ઈ. |
| હનુમાન કૂદકો | ૨૦ ફૂ. ૭ ૩/૪ ઈ. | ૨૫ ફૂ. ૨ ૭/૮ ઈ. | ૨૬ ફૂ. ૮ ૩/૪ ઈ. |
| ગોળો ફેંકવો | ૩૫ ફૂ. ૩ ઈ. | ૪૬ ફૂ. ૩ ઈ. | ૫૭ ફૂ. ૧ ઈ. |

(૧૦૦૦ મીટર=૬/૧૦ માઈલનું માપ સમજવું)

આ વખતે બૅંગલોરમાં ખાસ ઑલિમ્પિક ગામ ઊભું કરવામાં આવ્યું હતું. તેની રચના તથા વીજળી પાણી વગેરેની વ્યવસ્થા ને આરામવિનોદનાં અનેક સાધનો વગેરે બધું જ રૂપાળું હતું અને રમતો (દોડ સાઇકલસવારી વગેરે) માટેનું સ્ટેડિયમ તો હિંદમાં અત્યાર સુધી બાંધવામાં આવેલાં સ્ટેડિયમોમાં શ્રેષ્ઠ મનાયું હતું. દરરોજ લગભગ ૩૦,૦૦૦ પ્રેક્ષકોની સંખ્યા થતી હતી.

આ વર્ષની રમતોમાં પહેલું પતિયાળા, બીજું મુંબાઈ અને ત્રીજું

## હૂપાહૂપ (ચકોરની ચિત્રકથા)–૭ દુષ્કાળ! દુષ્કાળ!

(જેમાં હૂપાહૂપે 'આગ બલા, પકડ બલા'ની જંગાળફાંકેલફાંફો બની આવતી આફતને વહેલી નોતરે છે.) જેમ યુદ્ધમાં દોસ્તીની નેળાએ ગભરાવાથી પરાજય આવે છે, તેમ આફત વેળાએ બેબાકળા બની જવાથી આફત વહેલી ઊતરી આવે છે —ગાંધીજી

આકાશ ઉઘાડું છે

પહાડ નાગા છે

પૃથ્વી બળી છે

નદી તરસી છે

જાનવરો બાપડાં બન્યાં છે

...ને...ને મરીગો તો ભૂગર્ભમાં છે જ.

# પરદેશના પત્રમિત્રો

Our Friends Abroad

આ પત્ર મેળવનાર: બકુ કાપડીયા, હવડિયાપોળી, સગરામપુરા, સુરત

Seota Palmer, 1630 Hague Avenue
St. Paul, 4 Minnesota (U. S. A)

ડિસેમ્બર ૧૨, ૧૯૪૧

પ્રિય શ્રી કાપડિયા,

તમારું સરનામું આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ (ઇન્ટરનૅશનલ સ્ટુડન્ટ્સ સોસાયટી) દ્વારા મળ્યું છે અને આશા છે કે આ પત્ર આપણો પરિચય સાધશે.

૧૯૪૨માં મારો ભાઇ હિંદમાં નીમાયો ત્યારથી હિંદ વિષે મને ખાસ આકર્ષણ થયું. ટગ (ટગલસ) પહેલો કરાંચીથી આસામ ગયો અને કેટલાક માસ બાદ તેને દિલ્હી મોકલવામાં આવ્યો. તે હવાઈ દળમાં મેજરને હોદે છે, અને ૧૯૪૫ની ૩૦મી નવેમ્બરે અમે બે વરસ બાદ પહેલાં મળ્યાં. તેનું ગૃહાગમન એ અદ્ભુત પ્રસંગ હતો. દરિયાપારની તેની કામગીરીનું છેલ્લું વરસ આનમાં કુંગિન મુકામે વીતેલું. પણ મેં તેને વિષે બહુ લખી દીધું; હવે આપણો પરિચય સાધીએ.

આપણા પરસ્પરના રસના વિષયોની વાત કરતાં પહેલાં હું મારું વર્ણન આપી દઉં. મારી ઊંચાઈ ૫ ફૂટ ૩॥ ઇંચ, વજન ૧૧૫ રતલ, વાળ કાળા, આંખો તપખીરિયા અને વર્ણ ખુલતો છે. વતનિયત-(જાત) વિષે તો-હું માનું છું કે હું શુદ્ધ અમેરિકન અથવા 'યૅન્કી' જ છું; જો કે બે પેઢી પર મારાં મા અને બાપ બંનેનાં કુટુંબો આયર્લૅંડથી અહીં આવેલાં: મારી માનું કુટુંબ દક્ષિણ આયર્લૅંડથી ને મારા પિતાનું ઉત્તર આયર્લૅંડથી; જ્યાં અમેરિકે જન્મ્યા. અને મારું નામ (પામર) અંગ્રેજી હોવાનું પણ એ જ કારણ. મારી ઉંમર ૨૩ની છે અને બે વરસથી નિશાળમાં શીખવું છું. ૧૯૪૪માં મીનેસોટા પરગણાના સેંઈન્ટપૉલ ગામની સેઇન્ટ કૅથેરાઈન કૉલેજમાંથી હું ગ્રૅજ્યુએટ થઈ શાળામાં હું અંગ્રેજી ને વક્તૃત્વ શીખવું છું. અંગ્રેજી વ્યાકરણશુદ્ધ ભાષા અને અમેરિકા સુદ્ધાં બધા દેશોનાં સાહિત્યનો પરિચય; અને વક્તૃત્વ પ્રેક્ષકવર્ગ સમક્ષ પોતાના વિચારો મોઢેથી તેમજ લખીને વ્યક્ત કરવાની કલા શીખવવાની હોય છે.

મારું ઘર તો સેંઈન્ટ પૉલ શહેરમાં છે, પણ શિક્ષણકાર્યમાં પડનારે મોટા શહેરની શાળામાં સ્થાન પામતાં પહેલાં શરૂઆત તો નાના ગામથી જ કરીને અનુભવ મેળવવો જોઈએ. હું શીખવું છું એ ગામ ઇડન વૅલી સેંઈન્ટ પૉલની વાયવ્યે આવેલું છે. જો કે નામ પ્રમાણે એ ગામના દીદાર લોકકલ્પિત ઇડનના ઉદ્યાનને મળતાં લેશમાત્ર નથી.

આ અઠવાડિયે તો અહીંનો પ્રદેશ કોઈ દૂરમુકામી ઉત્તર સાઈબીરિયન થાણાનું સ્મરણ કરાવી દે. ગયા સપ્તાહાંતમાં અહીં દસેક ઇંચ બરફ પડ્યો,—એવો કે આખું ગામ જાણે દટાઈ જ ગયું. જો એ જ રીતે આખું અઠવાડિયું પડ્યો હોત તો અમારી શાળા જ ચાલી શકી ન હોત, કેમકે મોટા ભાગનાં વિદ્યાર્થીઓ નજીકનાં ગામડાં ને ખેતરોમાંથી બસમાં આવે છે. એટલે ખરો તો ચાલી જ શકી ન હોત.

દર શુક્રવારે રાત્રે હું સેંઈન્ટ પૉલ જઈને સપ્તાહાંત (શનિ-રવિ) મારી મા સાથે ગાળું છું ને રવિ રાત્રે પાછી ઇડનવૅલી આવી જાઉં છું.

તમે નિશાળે જાઓ છો કે કોઈ કામ પર? તમારી ઉંમર કેટલી છે અને તમારા રસના વિષયો કયા? કદાચ અમેરિકાની કોઈ ખાસ વસ્તુઓમાં તમને રસ હોય અને તે વિષે વધુ જાણવા ચાહતા હો તો તમારા કોઈપણ પ્રશ્નના ઉત્તર આપતાં મને સુખ થશે. અથવા તમને ગમતી, કોઈ સ્ટૅમ્પ, કાર્ડ કે એવી વસ્તુઓ મોકલું.

મારો મુખ્ય રસ તો, હું શિક્ષિકા હોવાથી, સ્વાભાવિક રીતે સાહિત્યનો જ છે, અને મને મળતી એકેએક તક હું વાચનમાં જ વાપરું છું.

મને બધા જ પ્રકારના સંગીતમાં રસ છે. અને મિનીઆપૉલિસ શહેરના શુક્રવાર રાતના બધા સંગીત કાર્યક્રમોમાં જવા પ્રયત્ન કરું છું. (મિનીઆપૉલિસ અને સેંઇન્ટ પૉલ શહેરો જોડિયાં છે. બંને શહેર એકબીજામાં એવાં તો એકરસ થઈને ભળી ગયાં છે કે ક્યાં એક પૂરું થયું ને બીજું શરૂ થયું એની હદ જ પારખી શકાતી નથી.) આ શુક્રવાર રાત્રે હું બાલે રૂસે-Ballet Russe-(બાલે નૃત્ય) જોવા જવાની છું. તેની સાથે પણ તેનું સહસંગીત હશે. ખાસ ક્યો સંગીતશાસ્ત્રી મને ગમે તે તો હું ન કહી શકું, પણ મારા નિકટતમ માનીતા તરીકે 'ટસ્યાકૉવસ્કી' કે બીથોવન આવે. એ શુદ્ધ શાસ્ત્રીય સંગીત જેટલું જ આધુનિક ઢબનું સંગીત પણ મને ગમે છે. નૃત્ય પણ મન ગમે છે અને આપણું લાક્ષણિક અમેરિકન 'જિટરબગ' નૃત્ય પણ હું કરું છું, પરંતુ ચાલુ નૃત્ય જેટલું નહિ એ 'જિટરબગ' જો આખો વખત કર્યું હોય તો તો થાકીને લોથ થઈ જવાય.'

કલાનો મને ઘણો જ શોખ છે, 'અને ઇચ્છું છું કે એનો હજી વધુ આસ્વાદ લેવા માટે ને માટેનું વિશેષ જ્ઞાન અને રસ કેળવાય.

આશા રાખું છું કે તમે તરત ઉત્તર લખશો કેમકે તમારા પત્ર દ્વારા તમારો પરિચય પામતાં મને આનંદ થશે. હૃદયપૂર્વક,

સીઓટા પામર

### નવાં પત્રમિત્રો

નીચેના પત્રમિત્રોને ઇંગ્લંડ-અમેરિકા વગેરે પરદેશના તેમજ કેટલાકોને બંગાળી, પંજાબી, મદ્રાસી, એમ આંતર પ્રાંતીય પત્રમિત્રોના સરનામાં જોઈએ છે. જેમની પાસે હોય તેઓ તેમને મોકલે.

(૧) બાબુલાલ મ. વ્હોરા, ૧૬ જૈન સોસાયટી, એલિસબ્રિજ અમદાવાદ; (૨) અજીતકુમાર ભોગીલાલ ઠાકર, C/o ભોગીલાલ ઠાકર, સરકારી ફાર્મ. સુરત; (૩) અચ્યુત છાયા, C/o ડૉ. જે. સી. છાયા, કરુણા નિવાસ, સ્ટેશન રોડ સાન્ટાક્રુઝ, મુંબાઈ; (૪) ચંદુલાલ મૂળજી ચાવડા, A. L S.A ખાદી વિદ્યાલય, સેવાગ્રામ, વર્ધા, સી. પી; (૫) મનુ રતિલાલ શ્રૉફ, C/o રતિલાલ શ્રૉફ, કોટ બારણા, જંબુસર; (૬) કુ. સરલા સી. શાહ, C/o રમણિકદાસ દુર્ગાપ્રસાદ, નેપીઅર રોડ, કરાંચી; (૭) રા. માલવિયા, હરજી પુંજા ટ્રસ્ટ બિલ્ડિંગ, બીજે માળે, રામસ્વામી ક્વાર્ટર, કરાંચી-૩; (૮) હસમુખલાલ મંજુલાલ શાહ, C/o સિવિલ કૉર્ટ, જંબુસર જિ. ભરૂચ; (૯) ધીરુભાઈ ડી. શાહ, મોરબી આયર્ન ટ્રેડર્સ, મોરબી, કાઠિયાવાડ; (૧૦) સન્મુખ શાહ, C/o કેશવલાલ મગનલાલ શાહ, શ્રોફ ફળિયા, નવાપુર (બી બી. રેલ્વે); (૧૧ ડાહ્યાભાઈ મોહનલાલ શાહ લાકડાવાડા, સાંકડી શેરી, વડોદરા; (૧૨) મુરારજી માં ટાંક, C/o અંબાશંકર પંડિત, શિશુ ભારતી, તારકેશ્વર, વડોદરા; (૧૩) પ્રભાશંકર ગોવિંદજી ભટ્ટ, કાપડેલી મુંદ્રા-કચ્છ; (૧૪) ઇમદાદહુસેન સૈયદ હુસેન સૈયદ, સૈયદવાડા, વિજાપુર-ઉ. ગુ; (૧૫) કાન્તિલાલ પી કુવાડિયા, મંગા મૅન્શન, રણછોડલાઇન, એમ્પ્રેસ રોડ, કરાચી; (૧૬) દશરથ એમ. પંડયા, ટાવર પાસે, વઢવાણ કૅમ્પ; (૧૭) સોલિફ નૂરાની, સુલતાન હૉટેલ, દેવજીભાઈની વાડી, ભાવનગર; (૧૮) જનકરાય સી. આચાર, પો. બૉ. ૧૧૪, દારેસલામ-ઇસ્ટ આફ્રિકા; (૧૯) હીદારઅલી આર. બાલુ; પો. બૉ. ૬૧૯, કમ્પાલા-યુગાન્ડા; (૨૦) મિસ રોમન હુસેન મેરાલી, પો. બૉ. ૨૨૦ મૉમ્બાસા-બ્રિ. ઇ. આફ્રિકા; (૨૧) હેલી જી. લધા, પો. બૉ. ૧૬, મૉમ્બાસા-બ્રિ. ઈ. આફ્રિકા; (૨૨) મહદ રુખા નેવાણી, સરનામું રૂપે મુજબ-

# પિંગળ-પરિચય

## કવિતા-રચનાના શાસ્ત્રની સમજણ

વિ દલપતરામે કહ્યું છે કે

> પિંગળ-પાઠ પઢ્યા વિના
> સાજ કરે કવિ કોઈ,
> વળી વ્યાકરણ વિના વદે :
> વાણી વિમળ ન હોય.

વાણીને વિમળ=શુદ્ધ કરવાને માટે જેમ વ્યાકરણનો અભ્યાસ જરૂરી છે તેજ પ્રમાણે-કવિતા-રચના માટે પિંગળનું જ્ઞાન અનિવાર્ય છે.

[આજે યુવાન વર્ગમાં કવિતારચનાનો શોખ અગાઉ કરતાં ઘણા વધારે પ્રમાણમાં જણાય છે, પરંતુ તેના શાસ્ત્રીય જ્ઞાનને અભાવે ઘણાને મૂંઝાતા જોયા છે. 'દલપત-પિંગળ', 'રણપિંગળ'ના મહાગ્રંથો કે 'નર્મકવિતા'માંનો 'પિંગળ પ્રવેશ', શિખતા શીખનારાઓ માટે જોઈએ તેટલા વિશદ જણાયા નથી, જૂદા વ્યાકરણ વગેરેને છેડે આપેલાંમાં છંદરચનાનાં પ્રકરણો સંપૂર્ણ નથી. આ સંજોગોમાં શ્રી કેશવરામ શાસ્ત્રીના આગામી પાઠ્ય પુસ્તકમાંનું આ પ્રકરણ આગોતરૂં પ્રકટ કરવાની તક અમે સાભાર લીધી છે.

અને આ દિશામાં થએલાં પ્રકાશનોમાં વિશદતાની દૃષ્ટિએ જે ખાસ નિર્દેશ માગે છે તે, શ્રી ડોલરરાય માંકડ કૃત લગભગ અપ્રાપ્ય પુસ્તિકા 'પિંગળ પ્રવેશિકા'માંનો શરૂનો ભાગ સવિશેષ સહાયરૂપ થઈ પડે એવો જણાવાથી તે આ અંકના મધુકરીમાં ઉતાર્યો છે. આ લેખ શરૂ કરતાં અગાઉ તે પહેલો વાંચી જવાની આગારી ભલામણ છે.]

——લેખક · કેશવરામ કા. શાસ્ત્રી——

પિંગળ એટલે જેમાં છંદોનાં લક્ષણો સમજાવવામાં આવે છે તે શાસ્ત્ર. એમ કહેવાય છે કે પિંગળાચાર્ય નામના એક પ્રાચીન વિદ્વાન થઈ ગયા. તેમણે લોકમાં પ્રચારમાં આવેલા છંદોનું તે કાળે માપ નક્કી કરી આપ્યું અને ત્યારથી છંદઃશાસ્ત્ર ચોક્કસ થયું. એમના નામ ઉપરથી પછી છંદઃશાસ્ત્રને જ 'પિંગળ'નું નામ મળ્યું છે. છંદઃશાસ્ત્રનો વિકાસ તે પછીથી તો ખૂબ જ થયો છે.

અક્ષરોના ઉચ્ચાર પ્રમાણેના માપ ઉપરથી ચોક્કસ સંખ્યામાં જુદાજુદા છંદો પ્રચારમાં આવ્યા છે. સંસ્કૃત છંદઃશાસ્ત્રમાં ૧ થી ૨૬ અક્ષરોનાં માપ સુધીના છંદો વિષે માહિતી મળે છે પ્રાથમિક જ્ઞાન લેવા ઇચ્છનારે કાંઈ એટલા ઊંડા જવાની જરૂર નથી. એમને તો માત્ર ચાલુ પરિચયમાં આવતા છંદો વિષેની જ માહિતી જરૂરી છે.

આપણે ત્યાં વપરાતા છંદોના મુખ્ય બે પ્રકાર છેઃ અક્ષરમેળ અને માત્રામેળ. અક્ષરમેળ છંદને 'વૃત્ત' કહે છે; માત્રામેળને 'જાતિ' કહે છે.

### અક્ષરોનાં માપ

અક્ષરોના ઉચ્ચાર પ્રમાણે તેના બે ભાગ કરવામાં આવ્યા છે. જે અક્ષર કોઈ હ્રસ્વ સ્વર સાથે મળ્યો હોય તે 'લઘુ', ને દીર્ઘ સ્વરથી યુક્ત હોય તે 'ગુરુ' કહેવાય છે. જેમકે 'નમન', 'સુરભિ', એમાં બધે અક્ષર લઘુ છે, અને 'માગાંસા' એમાં ત્રણે ગુરુ છે.

જોડાક્ષર કે અનુસ્વારની પહેલાંનો હ્રસ્વ સ્વર તેની સાથે મળી જાય તો તેવા હ્રસ્વ સ્વરને પણ 'ગુરુ' ગણવામાં આવે છે. જેમકે 'શક્તિ', 'કંપ': એમાં 'શ' અને 'ક' પોતે લઘુ હોવા છતાં થડકાઈને ગુરુ બને છેઃ શક્+તિ, કમ્+પ.

હ્રસ્વને માટે 'લઘુ'='લ' સંજ્ઞા ને દીર્ઘને માટે 'ગુરુ'='ગા' સંજ્ઞા રાખેલી છે. લઘુની નિશાની ⏑ અને ગુરુની નિશાની – છે.

આ લઘુ ગુરુનાં ચોક્કસ માપ પ્રમાણે જ્યારે છંદની પ્રત્યેક લીટીમાં અમુક અક્ષરો ગોઠવાઈ આવે ત્યારે એક માપ તૈયાર થાય. આવી એક લીટીને 'ચરણ' કહે છે.

### ગણમેળ

થોડા અક્ષરોનાં ટૂંકાં ચરણ હોય તો તો આપણે લઘુ-ગુરુનાં સ્થાન સરળતાથી જોઈ-જાણી શકીએ, પણ વધુ અક્ષરોનાં ચરણ જોવા-જાણવાની તો મુશ્કેલી પડે. તે માટે છંદઃશાસ્ત્રમાં આ લઘુ ને ગુરુ અક્ષરોને ત્રણ-ત્રણના જૂથમાં આઠ રીતે ગોઠવ્યા છે.ને આઠ 'ગણ' કહેવાય છે. આ નીચે તે ગણનાં નામ ને રચના ડાબી બાજુ આપ્યાં છે; અને જમણી બાજુ, તેને સરળતાથી યાદ રાખવા માટે ૧૯-દરામ ડોસે રચેલી કવિતા આપી છે:

| | | |
|---|---|---|
| મ ગણ | ગા ગા ગા : | 'માગાંસા' તે મગણ, |
| ય ગણ | લ ગા ગા : | 'યશોદા' યગણ પ્રમાણો; |
| ર ગણ | ગા લ ગા : | લહો 'રાગણી' રગણ, |
| સ ગણ | લ લ ગા : | સગણ 'સરિતા'ને જાણો; |
| ત ગણ | ગા ગા લ : | 'તોખાર' લહો તગણ, |
| જ ગણ | લ ગા લ : | જગણમાં 'જકાત' માનો; |
| ભ ગણ | ગા લ લ : | ભગણે 'ભારત' લહો; |
| ન ગણ | લ લ લ : | નગન 'નમન' જ પ્રમાણો. |

દરેક ગણની સામે આમ તેના લઘુગુરુ ને પછી દાખલા આપ્યા છે.

પ્રત્યેક છંદનાં લક્ષણ આપવામાં ત્રણ-ત્રણ અક્ષરના આ 'ગણ' અને વધારાના અક્ષરોના 'લ' 'ગા'નો ઉપયોગ કરવામાં આવે છે.

### બીજી પરિભાષા

આ ઉપરાંત બીજી કેટલીક પરિભાષા પણ જાણવી જરૂરી છે.

ચરણ કે પાદઃ પ્રત્યેક છંદનું જે માપ તે ચરણ કે પાદ કહેવાય છે.

કડી કે શ્લોકઃ સામાન્ય રીતે ચાર ચરણની એક કડી થાય. તેને સંસ્કૃતમાં શ્લોક કહેવામાં આવે છે.

યતિઃ શ્લોકની બધી લીટીઓ કાંઈ એકીસાથે બોલી શકાતી નથી; પરંતુ દરેક ચરણને અંતે તેમજ ચરણમાં વચ્ચેના ભાગમાં અમુક અમુક સ્થળે થોડો વિરામ લેવામાં આવે છે. તેને 'યતિ' કહે છે. જેમકે મંદાક્રાન્તા છંદમાં

ગાગાગાગા લલલલલગા ગાલગાગાલગાગા

એમ ત્રણ ટુકડાની વચ્ચે બે યતિ આવે છે.

સમઃ દરેક કડીની બેકી પંક્તિને સમ ચરણ કહેવામાં આવે છે.

વિષમઃ દરેક કડીની એકી પંક્તિને વિષમ કહેવામાં આવે છે.

સમછંદઃ જેમાં ચારે ચરણ સરખાં હોય તેને સમ છંદ કહે છે.

અર્ધસમ છંદઃ જે છંદમાં વિષમ એટલે એકી ચરણ સરખાં હોય, અને તેથી જુદા માપનાં સમ એટલે બેકી ચરણ સરખાં હોય તેવા છંદને અર્ધસમછંદ કહે છે.

વિષમ છંદઃ જેમાં ચારે ચરણ જુદાં હોય તેને વિષમ છંદ કહે છે.

અંકોની પરિભાષાઃ દરેક ચરણમાં યતિ કેટલામે અક્ષરે પડે છે તે બતાવવા માટે છંદનાં શાસ્ત્રીય લક્ષણો વર્ણવતાં તેમાં સંકેતાત્મક શબ્દો વાપરવામાં આવે છે. જેવા કે

૧ માટે ચંદ્ર, પૃથ્વી, નાક, આત્મા;
૨ માટે નેત્ર, કર્ણ, કર, યુગ્મ, દ્વંદ્વ, પક્ષ;
૩ માટે લોક, અગ્નિ, ગુણ, નાડી, રામ, કાળ;
૪ માટે વેદ, વર્ણ, યુગ, મુક્તિ, આશ્રમ, સેના;

જગણ, રગણ, જગણ, રગણ, જગણ, અને છેલ્લે એક ગુરુ એમ ૧૬ અક્ષરથી અને આઠ-આઠ અક્ષરે વિરામ લેવાથી નારાચ છે.

લ ગા લ,ગા લગા,લગા લ,ગા લગા, લગાલ,ગા
મતાં પ્રવીણ અગ્નિનો વિનાશ થાય કથન,
રચાય છે સુકાવ્ય તે હૃદે રહે જ ગંથન;
અધીન ચિત્ત થાય તો અધીન સર્વ આ જગે,
સમર્થ જે મનોબળે, પ્રતાપવંત સિદ્ધ તે. (ગો. ભટ્ટ)

બીજી રીતે જોઈએ તો પ્રમાણિકાનાં બે ચરણ મળીને નારાચનું એક ચરણ બને છે.

૧૭ અક્ષરે મંદાક્રાંતા: 'મંદાક્રાંતા મભનતતગે ગે યુગ-તર્કે અબ્ધે'

મગણ, ભગણ, નગણ તગણ, તગણ, ગુરુ અને ગુરુ એમ ૧૭ અક્ષરથી અને યુગ=ચાર તર્ક=છ તથા અબ્ધિ=સાત અક્ષરે ત્રણ યતિ (વિરામ) લેવાથી મંદાક્રાંતા છંદ થાય છે.

ગા ગા ગા ગા, લ લ લ લ લ ગા, ગા લ ગા ગા લ ગા, ગા,ગા
ધીમે ઊઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવી ત્યાં જુએ છે:
ને તેનો એ પ્રિય પતિ હજી શાંત બેસી રહીને
તેનાં આંસુ સજડી પરનો દેવતા ફેરવે છે. (કલાપી)

૧૭ અક્ષરનો હરિણી: 'છ-યુગ-તુરગે નસે મ્રે રસે ગે.સદા હરિણી બને'

નસમરસલગે એટલે નગણ, સગણ, મગણ, રગણ, સગણ, લઘુ, ગુરુ એમ ૧૭ અક્ષરથી અને છ અક્ષરે, યુગ=ચાર અક્ષરે, અને તુરગ=સાત અક્ષરે વિરામ લેવાથી હરિણી બને છે.

લલલ, લલગા, ગાગા,ગાગા, લગા,લલગા, લ, ગા
બીડી રહી ધરા નીચે, ઊંચે તપે રવિ ક્રૂર, ને
બળબળતી લૂ ચારે પાસે રહે વરસી અને;
વિજન રણના ઊની રેતી ઉડે, કરી અંધ દે,
સળગી ખરી જ્વાળા ફરી વળી બધે. (લલિત)

૧૭ અક્ષરનો શિખરિણી: 'રસે-રુદ્રે છેદી યમનસભલાગે શિખરિણી'.

યગણ, મગણ, નગણ, સગણ, ભગણ, લઘુ, ગુરુ એમ ૧૭ અક્ષરથી અને રસ=છ તથા રુદ્ર=અગિયાર અક્ષરે યતિ (વિરામ) લેવાથી શિખરિણી બને છે:

લ ગા ગા, ગા ગા ગા, લ લ લ, લ લ ગા, ગા લ લ, લ, ગા
અસત્યો માંહીથી પ્રભુ! પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઈ જા,
તું હીણો હું છું તો તુજ દરસનાં દાન દઈ જા. (નાનાલાલ)

૧૭ અક્ષરથી પૃથ્વી: 'જસે જસ યલે ગથી વસુ નવાંક પૃથ્વી બને.'

જગણ, સગણ, જગણ, સગણ, યગણ, લઘુ અને ગુરુ એમ ૧૭ અક્ષરથી અને વસુ=આઠ અક્ષરે તથા નવાંક=નવ અંકે એટલે કે નવ અક્ષરે યતિ (વિરામ) લેવાથી પૃથ્વી છંદ બને છે:

લ ગા લ, લ લ ગા, લ ગા લ, લ લ ગા, લ ગા ગા, લ ગા
વિહંગ ઊડ! તો લહે અખૂટ વ્યોમ આશાભર્યાં!
બધે નયન જે દિશા નભ નવીન તે દાખવે:
અને હૃદય રંગ જે સુરકમાન તે ખીલવે;
વિહંગ ઊડ ઊડ રે! ઉડણ ધન્ય હો તાહરાં! (બલવંતરાય)

૧૯ અક્ષરથી શાર્દૂલવિક્રીડિત:

'બારે-સાત મસાજસા તતગ છે શાર્દૂલવિક્રીડિતે.'

મગણ, સગણ, જગણ, સગણ, તગણ, તગણ,
ગુરુ એમ ૧૯ અક્ષરે,ને બારે તથા સાત અક્ષરે યતિ આવે તે શાર્દૂલવિક્રીડિત.

ગા ગા ગા, લલગા, લગાલ, લલગા, ગાગાલ, ગાગાલ, ગા
ઊગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમંતનો પૂર્વમાં,
ભૂરૂં છે નભ સ્વચ્છ સ્વચ્છ દીસતી એકે નથી વાદળી;
ઠંડો દિગ બધી વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દિશે શુક ઊડી ગાતાં મીઠાં ગીતડાં. (કલાપી)

૨૧ અક્ષરથી સ્રગ્ધરા:

'સાતે સાતે વિરામો મરભનયયયે સ્રગ્ધરા છે કહેલી.'

મગણ, રગણ, ભગણ નગણ, યગણ, યગણ, યગણ આમ ૨૧ અક્ષરે, અને સાત સાત અક્ષરે યતિ (વિરામ) આવે સ્રગ્ધરા થાય:

ગા ગા ગા, ગા લ ગા, ગા લ લ લ, લ લ લ, લ ગા ગા, લ ગા ગા, લ ગા ગા
ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
આધારે વલ્લીઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય,
બેસીને તેણ જ્યાં હસતી પરભૂતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાખે હઠાગ્નિ રસિક હૃદયને, તૃપ્તિથી દાબ જાય. (મણિશંકર)

(ચાલુ)

## ચક્ર-વાકૂ

ઊંચા અને પાતળા શરીરવાળા બર્નાર્ડ શૉને એકવાર નીચા ને સ્થૂળકાય જી. કે. ચેસ્ટરટન રસ્તામાં મળી ગયા. શૉને જોઈ ચેસ્ટરટને કહ્યું: તમને જોઈ કોઈ એમ જ કહે કે ઇંગ્લંડમાં દુકાળ પડ્યા છે.'

'ખરી વાત' શૉએ જવાબ આપ્યો,'અને તમને જોઈને કોઈ એમ જ કહે કે એ દુકાળનું કારણ તમે જ છો.'

~

ચેસ્ટરટનને વાતચીતમાં 'પન'(શ્લેષ)વાપરવાની બહુ ટેવ હતી. અને લોકો પણ તેના ધારદાર 'પન' સાંભળવા તેનો જીવ ખાઈ જતા. એકવાર કોઈ નાટ્યગૃહમાં જતાં દરવાને ચેસ્ટરટનને બારણું બંધ કરીને કહ્યું: ''પન' વાપરો તો જ અંદર દાખલ થવા દઉં.' થોડી વાર પછી ચેસ્ટરટને હાથ ઊંચા કરી કહ્યું: 'ઓ .... પન! (open!)'

~

શેરીડનની વાક્ચાતુરી અદ્ભુત હતી. કોઈ પણ વખત તેને ઝપટમાં ન આવતો જોઈ તેના બે મિત્રોએ તેને બનાવવાનો નિશ્ચય કર્યો. રસ્તે ચાલતાં એક મિત્રે સીધો પ્રશ્ન કર્યો: 'શેરીડન, તું મૂર્ખ છો કે ગધેડો?' આગળ ચાલતાં બંનેની વચ્ચે આવી શેરીડને કહ્યું: 'મિત્રો! હું મૂર્ખ નથી તેમ ગધેડો યે નથી. પણ બંનેની વચમાં છું.'

~

અમેરિકન નવલકથાકાર સિંકલેર લૂઇને નૉબેલ પ્રાઇઝ મળતાં કોઈએ તેને પૂછ્યું: તમે એ પૈસાનો શો ઉપયોગ કરશો?' જવાબ મળ્યો: 'અમેરિકાના એક જવાન અને પ્રખ્યાત લેખક તથા તેના કુટુંબના પોષણ માટે અને તેને હજુ વધારે લખવા શક્તિમાન કરવા માટે એ ઇનામના પૈસા હું વાપરીશ.'

કહેવાની જરૂર ખરી કે એ લેખક તે લૂઇ પોતે?

~

'આ યુગનો સર્વોત્તમ સાહિત્યસ્વામી' એ વિષય ઉપર ચેસ્ટરટનને બોલવાનું હતું. અનેક સાહિત્યકારોનું વિવેચન કરી અંતમાં તેણે કહ્યું: 'પણ આ યુગના સર્વશ્રેષ્ઠ સાહિત્યસ્વામીને હું જ્યારે જ જોઉં છું-તેની સુરેખ છબિ મારી આંખ સામે જ્યારે જ ઉપસ્થિત થાય છે—જ્યારે હું અરીસા સામે ઊભો રહું છું' મકરન્દ દવે

(માર્ચ ૧૯૪૧) ૭૨

**આયનપુરની નરભક્ષી વાઘણ** (અનુસંધાન પાછળના પાન ૬૬થી)

ઝાડીમાં કરતી ટીકટીકીની રૂપેરી ઘંટડી જેવા સ્વરે સાથે મળી જંગલમાં મધુરતા રેડતો હતો. માત્ર ફેર એટલો કે સક્કરખોરાને જાણે પોતાના સૌન્દર્યનું ભાન હોય તેમ તેનું પ્રદર્શન કરતો હતો, જ્યારે ટીકટીકી (Warblers)ને પોતાની શોભાહીન ભૂખરી કાયાનું ભાન હોય તેમ સંકોચની મારી ઝાડીમાં સંતાની ફરતી હતી. પરંતુ લેલાં તો એવી સાદાઈમાં ગૌરવ લેતાં હતાં અને સુકાં પાંદડાંમાં રમે ભાગનો સમાનરંગી દેહ ન કેમાય એ બીકે પાંદડા વચ્ચેથી છૂટાં ચીલૂવાં ચીલૂતાં અંદરઅંદર ઝગડો કરી જોનારનું ધ્યાન ખેંચતાં હતાં. કંસારા તો વૃક્ષની ઊંચી શાખા ઉપર બેસીને 'ટોંક, ટોંક' અવાજ કરી જાણે મેસૂરને આવાહન કરતા હતા કે મારું સૌન્દર્ય પણ કોઈથી ઊતરે તેવું નથી; પણ મને શોધો તો ખરા! ખરેખર, ઘડીકમાં એક દિશામાં મોઢું ફેરવીને બોલતો અને ઘડીકમાં બીજી દિશામાં મોઢું ફેરવતો કંસારો કયા ઝાડમાંથી બોલે છે એ જાણવું સહેલું નથી હોતું.

પણ આ શું? ઝાડીમાં ખડખડાટ થયો અને મારો ઊંચાં પૂછડાં કરીને ચમકીને ભાગી. આંખના પલકારામાં હું બંદૂક સંભાળી તૈયાર થઈ ગયો. પણ . . . . એ તો તેતર ઝાડમાંથી પાંખો વીંઝતું ઊડ્યું હતું! તેતરની ઊડવાની રીત જ એવી છે. પાંખોનો ભારે અવાજ કરે. માણસની નજરે પડયા વિના પાસેથી ઊડે તો માણસ પણ જરા ચમકી જાય, તો પછી વાઘણની ધાકથી ભયભીત રહેતી બીચારી ગાયોનું શું પૂછવું?

મહા પરિશ્રમે ગોવાળોએ ઢોર પાછાં ભેગાં કર્યાં. અત્યાર સુધી હું ધણની સાથે જ રહ્યો હતો. બપોરનો વખત હતો અને હવા ગરમ થઈ ગઈ હતી. લૂ વાતી હતી. મને ખૂબ તરસ લાગી હતી, એટલે હું પાણી પીવા જતાં પાછળ રહી ગયો. બરોબર એ જ વખતે ધણમાં પાછું ધમાલ પડ્યું અને આ વખતે ભારે ગભરાટમાં ગાયો નાસવા લાગી. આસપાસ નીચી ટેકરીઓ હતી અને વાંસની ગીચ ઝાડી હતી, તેમાંથી એક વિશાળકાયવાળા હૃષ્ટપુષ્ટ વાઘે છાપો માર્યો. પરંતુ સારા નસીબે વાઘ અને ગાયોની વચ્ચે થોડીક ભેંસો હતી. અને એ ભેંસોએ જાતિસ્વભાવ પ્રમાણે વાઘનો સામનો કર્યો. મેં તમને કહ્યું તો છે કે આ જંગલી પ્રાણીઓ કેવાં ડરપોક હોય છે! વાઘને આ વિઘ્ન નડતાં તેણે પીછેહઠ કરી, કારણ કે અહીં સાવચેત માણસોની હાજરીથી પણ તે પરિચિત હતો. પાછળ રહી જવા માટે મને પશ્ચાત્તાપ થયો, પરંતુ પગીઓએ વાઘનાં પગલાં તપાસીને કહ્યું કે એ નરભક્ષી વાઘણ ન હતી, પણ ઢોર મારવામાં નામચીન થએલો મોટો વાઘ હતો. મારો આજનો પ્રવાસ પણ નિષ્ફળ ગયો. ટેકરી પાછળથી ચીતળના 'બામવા'નો અવાજ આવ્યો તે ઉપરથી ખાત્રી થઈ કે વાઘ ટેકરી ઓળંગી ગયો છે.

**આ** ઠવાડિયા પછી પગીઓ સમાચાર લાવ્યા કે તેઓએ કુમ્બાપાન મંદિર પાસે આયનપુરની વાઘણનાં પગલાં જોયાં હતાં. મેં તરત હાથીસવારને મોકલી મોરથેના લોકોને ચેતવણી આપી દીધી. અમે શિકારની તૈયારી કરી અને પગલાંવાળી જગ્યાએ જઈ તપાસ શરૂ કરી, પરંતુ આ વખતે પણ તેનાં પગલાં એવી કઠણ જમીન ઉપર ગયાં હતાં કે જ્યાં કંઈ નિશાની મળે તેમ ન હતું.

આખો દિવસ રખડીને હું મારી છાવણીમાં પાછો ફર્યો. રાત્રે જમવા બેઠો ત્યારે જંગલમાં શોરબકોર થવા લાગ્યો. થોડી વારમાં સળગતી મશાલો થોડાં માણસો સાથે છાવણીમાં દોડી આવ્યાં. તેઓ ગ્વદેહદહલી મહાગના હતા. મને તેઓએ ખબર આપી કે આજે અમારા ગામનું ધણ વ્યાકુળ બનીને ગોવાળ વિના પાછું આવ્યું છે અને ગોવાળને વાઘણ ઉપાડી ગઈ છે. સમાચાર ભલે તેવા કરુણ હોય પરંતુ હું તો એવા સમાચારની જ રાહ જોતો હતો. કારણ કે તે વિના વાઘણનો પત્તો મળે તેમ ન હતું. મેં તરત મોરથે ગામે સવારે પગીઓને હાજર થઈ જવા કહેવડાવી દીધું.

સવારે અમે ઢોર જ્યાંથી ગભરાઈને ભાગ્યાં હતાં તે જગ્યા, તેમની ખરીની નિશાની ઉપરથી શોધી કાઢી. ત્યાંથી વાઘણના પગની નિશાની પણ શોધી કાઢી. તે નિશાનીને આધારે આગળ ચાલતાં અમે એક પાણીવાટ આગળ પહોંચ્યા. ત્યાં કાગડાની કાકારોળે અમારું ધ્યાન ખેંચ્યું. જોયું તો ત્યાં એ કમનસીબ માણસના અવશેષ હતાઃ થોડાં હાડકાં, અને હથેળી તથા પગનાં તળિયાં. ત્યાંથી વાઘણના પગની નિશાનીને આધારે અમે આગળ ચાલ્યા, પરંતુ આગળ જતાં તે નદી ઓળંગી સામે પાર જંગલથી છવાએલી ટેકરીઓમાં ચાલી ગઈ હતી અને ત્યાં તેની શોધ કરવી અશક્ય હતી. માટે ફરી પાછી વધારે અનુકૂળ પ્રસંગની રાહ જોયા વિના બીજો ઉપાય ન હતો.

પરંતુ અમારા માટે વળી એક નવો કોયડો ઊભો થયો. આજે વાઘણની સાથે એક બચ્ચાનાં પણ પગલાં હતાં! આયનપુરની નરભક્ષી વાઘણને બચ્ચું હોવાનું અમારા જાણવામાં આવ્યું ન હતું. ત્યારે કુમ્બાપાના પુજારીને કોણે ફાડી ખાધો? શું એ વાઘણ નરભક્ષી થઈ હતી?

ગામડાંઓમાં ભય અને ત્રાસનું વાતાવરણ ફેલાઈ ગયું હતું. જ્યાં જુઓ ત્યાં સૌને મોઢે એની એ જ વાત હતી. કાલ સવારે કોણ ઝડપાઈ જશે તેની કોને ખબર હતી? વગડામાં જ જિંદગી વીતાવનારા ગામલોકોને કંઈ ઘરમાં બેસી રહેવું પાલવે? ખેડૂત, મજૂર, ગોવાળ, કઠિયારા, સૌને ગુજરનિર્વાહ માટે વનવગડામાં જ જવાનું હોય. વળી એક વધુ કરુણ બનાવે તેમને ભયભીત કર્યા.

ગોવાળો હવે ટોળે મળીને ધણ ચારવા જતા. રામસમુદ્રમ્ ગામના ગોવાળો પણ આ પ્રમાણે સ્વરક્ષણ માટે ટોળે મળીને ઢોર ચારવા ગયા હતા. પરંતુ કમભાગ્યે એક દિવસ એક ગોવાળ જરા આગળ પાછળ થયો કે તરત જ પેલી વાઘણ તેના ઉપર તૂટી પડી. સાધારણરીતે હિંસક પ્રાણીઓ શિકારને ગળેથી પકડે છે, પણ આ વખતે બીજા માણસોના સાન્નિધ્યને લીધે ઉતાવળમાં વાઘણ નિશાન ચૂકી ગઈ અને ગોવાળના ગળાને બદલે ખભો તેના મોંમાં આવ્યો. આથી વાઘણે ઝટકો માર્યો. તેમાં પેલો કમનસીબ માણસ ઊડીને કાંટાના ઝાંખરામાં જઈને પડ્યો. આ આપદામાં વિફરેલી વાઘણ શિકાર છોડીને નાસી ગઈ. બીજે દિવસે અમે તપાસ કરવા ગયા ત્યારે જખમી ગોવાળ કાંટામાં ઊંધે માથે અટવાએલો લટકતો હતો અને કણસતો હતો. મહા પરિશ્રમે અમે તેને બહાર કાઢ્યો, પરંતુ તેની વ્યથાનો મૃત્યુમાં અંત આવતાં સમય ન લાગ્યો. અમે તો એવી માન્યતામાં જ હતા કે વાઘણ તેને ઉપાડી ગઈ હતી, પરંતુ આ આકસ્મિક બનાવથી પણ તેની જિંદગી તો ન જ બચી.

**તે** પછી થોડા દિવસ માટે મારે બહારગામ જવાનું થયું. પાછો આવ્યો ત્યારે મેં જે સમાચાર સાંભળ્યા તેથી તો હું ચેન બેન બની ગયો. ગામલોકો મારી રાહ જ જોતા હતા. વાત આમ બની હતી.

મોરથે મારી બિનશાહ જમીન પાસે ચુમ્બનપુર નામનું ગામ છે. ગામનો સાવ નાનું છે. તેની એકની એક શેરીના છેવાડે એક ઝાડને ઓટલો બાંધેલો હતો. શેરીના છેડેના ઘરમાં એક ડોશી રહેતી હતી. તેની સામેના ઘરમાં તેનો જમાઈ રહેતો હતો. આસપાસ ખુલ્લું

મેદાન હતું. જંગલ તો છેટે હતું ચાંદની રાત હતી. ચાંચનપુરની નરભક્ષી વાઘણ જંગલમાંથી બહાર નીકળી મેદાન વટાવીને આ શેરી પાસે ઝાડ નીચે આવીને બેઠી હતી. વહેલી રાત્રે ડોશી પોતાના ઘરમાંથી જમાઈના ઘરમાં જવા જેવી શેરીમાં ઊતરી કે ચપ દઈને, વાઘણ તેને ફાડી ગઈ! એવી સિતફ અને ઝડપથી આ બનાવ બની ગયો કે કોઇએ ડોશીની ચીસ સુદ્ધાં ન સાંભળી. ડોશીને ચીસ પાડવાનો અવકાશ જ નહિ મળ્યો હોય.

મેં તરત મારો હાથી મંગાવ્યો. આ સમાચાર ખરેખર ગંભીર હતા. ગામ બહાર નીકળવામાં પણ લોકોની સલામતી ન હતી. આ વાઘણ પણ બરોબર સમજી ગઈ હતી કે માણસનો શિકાર કેટલી સહેલાઈથી, કેટલી નિર્ભય રીતે અને કેટલાક અલ્પ પરિશ્રમથી થઇ શકે છે. અમે ચુસાવનપુર ' ગયા. ડોશીના સ્થૂળ શરીરધારી જમાઇને બોલાવતાં તે મારી પાસે આવીને પોકે પોકે રડવા લાગ્યો. તેના આક્રંદથી મને આશ્ચર્ય થયું, કારણ કે ઈંગ્લંડની જેમ આ દેશમાં પણ સાસુ માટે જમાઇ કેટલો શોક કરે છે તે હું જાણું છું વાસ્તવમાં સાસુ-પ્રેમ માટે કોઇ દેશે કીર્તિ મેળવી હોય તેવું મારા જાણવામાં નથી, એટલે મને જરા શંકા ઉપજી.

અમે વાઘણનાં પગલાં શોધી કાઢયાં. પરંતુ આશ્ચર્યની વાત એ હતી કે વાઘણનાં પગલાં સાથે માણસનાં પગલાં પણ એ જ દિશામાં જતાં હતાં. ડોશીના જમાઇને તે બતાવતાં તેની જીભનો લૂચો વળવા લાગ્યો. તે કંઈ ખુલાસો કરી શક્યો નહિ. આ વળી નવો ભેદ હતો. વાઘણની પાછળ માણસનાં પગલાં ક્યાંથી ?

અમે વાઘણના પગલે પગલે એક ડાંગરના ખેતરમાં પહોંચ્યા. ડાંગરની ક્યારીઓમાં કાદવ જેવી ભીની માટી હતી તેમાં માત્ર વાઘણનાં જ નહિ, પણ તેના મોઢામાં પકડેલી ડોશી ઘસડાતી હતી તેનાં પણ ચિહ્ન હતાં આગળ ચાલતાં એક ઝાંખરામાં ડોશીના લુગડાનો એક કટકો અટવાએલો જોયો. ત્યાંથી અમે નદીકાંઠે હતી. નાળિયેરીવનમાં આવ્યા. અહીં વાઘણે બેસીને ડોશીને ખાધી જમીન પર લોહી સુકાઇ ગયું હતું. પણ ડોશીના અવશેષ ક્યાં? વાઘણે અહીં ભક્ષણ કર્યું હતું તેની નિશાની ચોક્કસ હતી અને અવશેષ પડી ન રહે તે પણ-અશક્ય હતું. ત્યારે આવળી ભેદમાં વધારો થયો. અહીંથી વાઘણનાં પગલાં નદી તરફ જતાં હતા, એટલે હજી વધારે ખાત્રી કરવા અમે આગળ ચાલ્યા. અહીં એક ઠેકાણે વાઘણ નદી પાર કરી ગઇ હતી. મારા પગીઓને પણ આ ભેદ સમજાતો ન હતો.

'વાઘણ આખો શિકાર ખાઇ ગઇ હોય તે બનવા જોગ જ નથી.' એક પગીએ ચર્ચા છેડી. 'વધેલો ભાગ નાળિયેરી વનમાં રાખી મૂકયો હોય તો તે અહીં લઈ આવી હોવી જોઇએ. પરંતુ એમ તો બન્યું નથી, કારણ કે અહીં વાઘણે પાણી પીધું છે અને જો તેના મોંમાં શિકાર હોય તો તેણે બાજુમાં મૂકયો હોવો જોઈએ. પરંતુ તેની કંઈ નિશાની નથી. માટે એટલું ચોક્કસ છે કે વાઘણ નાળિયેરી વનમાંથી અવશેષ શિકાર અહીં નથી લાવી.'

આ દલીલ સચોટ હતી. આ અભણ ને અજ્ઞાની ગણાતા ગામલોકોની નિરીક્ષણશક્તિ ને નિર્ણયબુદ્ધિ કેવી તીવ્ર હોય છે! અમે પાછા નાળિયેરીવનમાં આવ્યા, કારણ કે આ કોયડાનો ઉકેલ તો ત્યાં જ મળે તેમ હતું અમે ત્યાં ઝાડીમાં તપાસ ચલાવી. અચાનક એક પગીએ ડોશીના જમાઈને બોલાવીને તેને એક ઠાંસો લગાવી દીધો!

'આ શું કર્યું છે ?' તેણે જમાઇ સામે ડોળા ઘુરકાવીને કહ્યું. જમાઈનું સ્થૂલ શરીર ધ્રૂજવા લાગ્યું. અમે ત્યાં જઈને જોયું તો ત્યાં ઝાડી વચ્ચે ડોશીના અવશેષનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો! જમાઇનો ખુલાસો માગતાં તેણે ધ્રૂજતાંધ્રૂજતાં કહ્યું કે ચાગરાજપુરની પોલીસ આવીને તપાસ ચલાવે તો બધાં ગામલોકોને હેરાન થવું પડે અને પોલીસ અંત્યજો પાસે ડોશીના અવશેષ ઉપડાવે તો તેનો જન્મ ભ્રષ્ટ થાય તે બીકે એ દુર્ગતિથી બચવા અમે ડોશીના અવશેષનો અહીં અગ્નિસંસ્કાર કર્યો હતો! તેણે કહ્યું કે મારી સાથે ગામલોકો ઢોલ અને ભૂંગળાં લઈને મોટો ઘોંઘાટ કરતા આવ્યા હતા અને વાઘણને પગલે પગલે ચાલીને ડોશીના મૃતદેહના અવશેષ શોધી કાઢી અહીં અમે અગ્નિદાહ કર્યો હતો!

મારી આશા નિરાશામાં ફરી ગઈ. ડોશીના અવશેષ જે જ્યાં ન હતા ત્યાં હવે વાઘણ પાછી આવે એવી આશા કેમ રાખવી? ડોસીના જમાઈએ અમને થાપ ખવડાવી હતી. ગુસ્સાથી ધૂંધવાતા મારા માણસોએ ડોશીની શ્રાદ્ધક્રિયા તેના જમાઈને મેથીપાક જમાડીને કરી અને જમાઈએ તેથી તૃપ્ત બનીને તેના સ્થૂલ શરીર માટે શકય હોય તેથી પણ વધુ ગતિથી સ્વસ્થાને પ્રયાણ કર્યું!

ડોશીના મૃત્યુનો પ્રત્યાઘાત બહુ ખરાબ હતો. જંગલ અને ઝાડીથી એટલે દૂર ગામમાં આવીને ઘરઆંગણેથી જ્યારે વાઘણ નરબલિ લઇ ગઈ હતી ત્યારે હવે ઘરનું છાપરું કાઢીને ઘરમાંથી માણસોને નહિ લઈ જાય તેની શી ખાત્રી? અને આ ગરીબ માણસનાં ઝૂપડાં આવી ઝનૂની વાઘણ પાસે કેટલીક ઝીક ઝાલે? આજ દિવસ સુધી તેનો શિકાર કરવાના બધા પ્રયાસ પણ નિષ્ફળ થયા હતા, તે જોતાં ગામલોકો જો એમ માનતા હોય કે કોઇ ડાકણ જ વાઘણનું રૂપ લઈને નરબલિ લેવા આવે છે તો એમનો દોષ પણ શું? મને ભય હતો કે હવે જો વાઘણનો તાત્કાલિક નાશ નહિ થાય તો ખેતરો સુકાઇ જશે, ગામડાં ઉજ્જડ બની જશે અને લોકો આત્મરક્ષણ માટે શહેરોનો માર્ગ લેશે.

મેં ખૂબ વિચાર કર્યો ને છેવટે પેંતરો બદલવાનો નિર્ણય કર્યો. આજ સુધીના મારા અનુભવ ઉપરથી એટલું તો જણાયું હતું કે વાઘણને પગલેપગલે ચાલી તેની બોડ શોધી તેનો શિકાર કરવો સહેલ નથી. તે શિકાર ઉપર બેઠી હોય ત્યારે જ તેને મારવી એ વધારે સારો માર્ગ હતો. મેં તે માટે એક વ્યવસ્થિત યોજના ઘડી કાઢી. (ચાલુ)

નસીબ વિષે એક નિબંધ લખતાં એક છોકરાએ દાખલો આપ્યો, 'કેટલાક ડાકુઓ એક માણસનું ખૂન કરે, પણ સંજોગવશાત્ મરનાર જો પોતાના પૈસાનું પાકીટ ઑફિસના ટેબલમાં ભૂલી ગયો હોય, તો, તેનું નામ એનું ખુશનસીબ કેમકે એના પૈસા બચી ગયા.

ખી ખી ખી કરતી વિદ્યાર્થીનીઓના વર્ગને આંખો ફાડી મહેતીજીએ પૂછ્યું, 'મારા સામે હસો છો, કેમ ?'

માંડમાંડ હસવું ખાળતાં છોકરીઓ બોલી ઊઠી, 'જી, ના, બહેન'.

'વારૂ ત્યારે કહેશો, આખા વર્ગમાં મારા સિવાય હસવા જેવું બીજું શું છે ?'

શિક્ષક : વિનુ આ તારો 'મારો કુતરો' વિષેનો નિબંધ તો તારા ભાઈના નિબંધ સાથે અક્ષરે અક્ષર મળતો આવે છે.

વિનુ : હા સાહેબ, અમે બંનેએ એક જ કુતરા વિષે એ લખેલો છે તેથી.

શિક્ષક બાદબાકી શિખવતા હતા: સાત છોકરાઓ નદીએ નહાવા જાય અને તેમાંથી એને તેમની બાએ પાણીમાં પડવાની પાડી હોય, તો પાણીમાં કેટલા પડે? બોલ જોઇએ કનુ.

કનુ: સાતે સાત, સાહેબ.

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો [૨૪]

લેખક – ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

હિમાલયમાં શાંતિ આપવાની ખૂબ તાકાત છે; અને તે મળે છે ત્યાંનાં એકાંતોમાંથી. હિમશિખરો ને સૃષ્ટિસૌન્દર્યના દર્શનથી આનંદ પણ ખૂબ મળે છે.

નીલગિરિમાં એવાં બરફનાં શિખરો નથી, તો ત્યાંની ભૂરાશ અજબ છે! ત્યાંના ભૂરા પહાડોમાં જવાની ખાસ ગાડી બ્લ્યુ માઉન્ટન એક્સપ્રેસ મદ્રાસથી સીધી ઊપડે છે તે તાલ, તમાલ, સોપારીવૃક્ષોની કુંજો અને જળાશયો પાસેથી સડસડાટ, મેટાપલાયમ નામના તળેટીના સ્ટેશને બાર કલાકમાં લઈ જાય છે. ત્યાંથી સ્વિટ્ઝરલૅન્ડના આલ્પ્સ પર્વત ઉપર ચઢવાની પહાડી રેલવે જેવી જ એક નાની ગાડી ઉટાકામંડ પર ધીમે ધીમે ચડે છે અને ત્યાંનું દૃશ્ય આપણાં નયનોને સફળ કરે છે.

ત્યાંની લાલ ભૂમિ, લીલાં ઘાસ, ઘેરાં વૃક્ષો વિવિધ પંખીઓ ને ભૂરાં શિખરોના આહ્‌લાદક વાતાવરણમાં રહેવું એ જીવનનો કોઈ વિરલ લ્હાવ છે. જળધોધો, ઉદ્યાનો, લીલા ઢોળાવ ને ટેકરા, સરોવરો, વાંકાચૂકા પહાડી રસ્તાઓ ને આરામસ્થાનોનો પાર નથી.

વિવિધરંગી ફૂલોના પ્રફુલ્લ ગિરજણાંનીથી આંખોને તૃપ્ત કરતાં કરતાં ને યુકૅલિપ્ટસનાં વૃક્ષોનો ગંધ લેતાં લેતાં ત્યાંનાં સેંકડો દૃશ્યો પેટ ભરીભરીને અમે જોયાં છે. એવા રૂપસુંદર આ ઊટી (અથવા ઉટાકામંડ)થી મ્હૈસૂર ૧૦૦ માઇલ જ દૂર છે ને અંતરાળ પ્રદેશને વીંધીને જતા મોટરને રસ્તે મ્હૈસૂર જતા નીલગિરિનાં ખરાં ઉપવનો ને વનો જોવાનો અલૌકિક મળે છે.

એ ઊટીમાં વ્યંકટઅપ્પા નામના એક ચિત્રકાર છે. એમણે ઊટીનાં દૃશ્યોનાં વૉટર કલર બહુ જ સુંદર ચીતર્યાં છે એવી અમને ખબર પડી, એટલે, એ સ્થળને લગભગ બે-ત્રણ માસ સુધી અમે ખૂંદી નાખ્યું હતું તેનાં કલાદર્શન કરવાની લાલચે અમે એ ચિત્રો જોવા વ્યંકટઅપ્પાના સ્ટુડિયોમાં ગયા. એક ખંડેર જેવા વગડાઉ ઘરમાં એમનો અભ્યાસખંડ હતો. નૈષ્ઠિક બ્રહ્મચારી, સાદા, સરળ પણ કલાઓના ચુસ્ત અને ટેકીલા ઉપાસક એમના જેવા મેં કોઈ જોયા નથી.

કોઈ અંગ્રેજ કલાવિવેચકે એમને મેણું માર્યું હતું કે તમે હિંદી ચિત્રકારો સૃષ્ટિસૌન્દર્યનાં ચિત્રો તો દોરી જ ન શકો. એ તો અંગ્રેજો ને હૉલૅન્ડના ચિત્રકારોમાં જ કલમની તાકાત છે, બીજે કોઈની નથી.

વ્યંકટઅપ્પાને એ મેણું હાડોહાડ લાગ્યું. એણે વિચાર્યું, આ તો મને નહિ પણ મારી માતૃભૂમિને મેણું મારવામાં આવ્યું છે અને તેના સપૂત તરીકે હવે મારી એ ફરજ છે કે હિંદી ચિત્રકારો સૃષ્ટિસૌન્દર્યનાં ચિત્રો પણ દોરી શકે છે એ મારે સિદ્ધ કરવું.

પંખી એ ઊપડ્યા અને પહોંચ્યા સૃષ્ટિસૌન્દર્યના ધામ ઊટી. ત્યાં Y.M.C.A. (ખ્રિસ્તી યુવક મંડળ)ના ઉતારે રહ્યા, કેમકે ઓછે પૈસે સારામાં સારી સગવડ ત્યાં જ મળી શકે એમ હતું. સ્વયંપાકી એ શુદ્ધ બ્રાહ્મણે આ મોટી સાધના ખાતર ધર્મના બાહ્યાચાર છોડી દીધા.

ત્યાંનાં દૃશ્યો તો એણે અગાઉ પોતાની કલાદૃષ્ટિની તૃપ્તિ અર્થે બહુ વેળા જોયાં હતાં, પણ આ વખતે તો એનાં ચિત્રો દોરવાનો નિશ્ચય કરીને ગયા હતા.

એક દૃશ્ય નક્કી કરી, એની સામે એ નિરીક્ષણ માટે બેસતા. અજવાળી રાત્રિએ આખી રાત અનિમેષ નેત્રો તે દૃશ્ય એ જોયા જ કરતા. જ્યારે ઘરની અંદર પણ પારો પંચાવન ડિગ્રી સુધી ઊતરી જતો એવી કપરી શીતળ રાત્રિએ બહાર ખુલ્લી કુદરતમાં ટાઢ કેટલી હશે એનો વિચાર કરો. પરંતુ પ્રાતઃકાળ થતાં સુધી પણ એ પોતાના ધ્યાનમાંથી ચળતા નહિ. ઉષાના રંગો અને ફૂટતાં સૂર્યકિરણોની લીલા નિહાળવામાં એ કુદરતની હાજતોને પણ ગણકાર્યા વિના મસ્ત બનીને બેસી રહેતા.

રમણીયતા તો ક્ષણે ક્ષણે રૂપ બદલતી અને વ્યંકટઅપ્પાનું નિરીક્ષણ પણ મધ્ય દિને નમતે પ્હોરે તથા સંધ્યાએ પણ ચાલુ રહેતું. સ્નાન, સંધ્યા, ભોજન, શયન, બધું છોડીને એ આ સ્થળનો સકળ મહિમા પરિપૂર્ણ રીતે પોતાના મનના કોઠામાં ઉતારતા હતા. દિવસો ને રાત્રિઓ સુધી આમ ચાલ્યું. શુક્લ પક્ષ જઈને કૃષ્ણ પક્ષ આવ્યો, પણ વ્યંકટઅપ્પા નીલગિરિનાં અમુક અમુક સ્થળોનાં સૌન્દર્ય જોતાં ધરાતા જ નથી.

આમ એમણે છ સ્થળો જોયાં અને પછી એનાં અદ્ભુત ચિત્રો, પોતે જાતે જ તૈયાર કરેલા રંગો અને પીંછી આગી, એમણે યોગીઓના જેવાં તપ તપીને તૈયાર કર્યાં.

એ અભ્યાસગૃહમાં અમે જોડા રવીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય અને એનાં (મેં સમયનાં) કલારસિક પત્ની કમલાદેવી પણ એ ચિત્રો જોવા આવ્યાં હતાં.

એક ચિત્ર વ્યંકટઅપ્પા ખોલે છે અને અમુક ખૂણેથી અમુક રીતે જોવાં એ અમને સૂચના કરે છે, અને ઓહો! ઓહો!' એવા ઉદ્‌ગાર અમારાથી સહજ નીકળી જાય છે. પો અરધા કલાકે એ બીજું ચિત્ર ખોલે છે ને એ જોતાં જ ફરી એ જ ઉદ્‌ગાર નીકળી જાય છે.

આમ લગભગ ત્રણ કલાકે અમે એમનાં છ ચિત્રો જોઈ રહ્યાં. તોયે તૃપ્તિ થતી ન હતી. ફરીફરીને જુદેજુદે ખૂણેથી અમે એનાં એ ચિત્રો જોયા જ કર્યાં. એ બધાં સ્થળો અમે બહુ વાર જોયાં હતાં, પણ જે સૌન્દર્ય વ્યંકટઅપ્પાએ જેમને પોતાની કલમ દ્વારા સર્જ્યું હતું તે તો અમારાં ચર્મચક્ષુ જોઈ ન શક્યાં હોત તો રાખ્યાં. 'That light which was never on sea or land' એ ટેનિસને અનુભવેલા પ્રકાશ વડે જાણે વ્યંકટઅપ્પાનાં ચિત્રો રસાઈ ગયાં હતાં! અમારા પહેલાં રોધેનસ્ટાઇન મ્હૈસૂર આવેલા ત્યારે આ જ ચિત્રો વ્યંકટઅપ્પાએ એમને બતાવેલાં. અને એમને પેલા અંગ્રેજ કલાવિવેચકની વાત પણ કહેલી. સર રોધેનસ્ટાઇન તો જાતે ઉત્તમ કલાકાર હોવા ઉપરાંત ઇંગ્લંડની શાહી કલાશાળાઓના આચાર્ય અને લંડનનાં કલાસંગ્રહસ્થાનોના ઉચ્ચાધિકારી તથા ઉત્તમ કલાવિવેચક હતા. એમણે કહ્યું કે, 'તમે એ અંગ્રેજનું મેણું ટાળ્યું છે હિંદી ચિત્રકાર હૉલૅન્ડ કે બ્રિટનના ભૂતવર્તમાનના સમગ્ર ચિત્રકારોને ટપી ગયા છે, એટલું જ નહિ, પણ મેં દુનિયાભરના ઉત્તમ ચિત્રકારોના ચિત્રો જોયાં છે, પણ એમાં યે સૃષ્ટિસૌન્દર્યનાં તમારાં ચિત્રો વિરલ છે.

વ્યંકટઅપ્પા કહે, 'પછી મને સંતોષ થયો અને માતૃભૂમિનું મેણું ટાળી હું કૃતાર્થ થયો. આ ચિત્રો મહારાજા માગે છે, પણ હું આપતો નથી. રાજ્ય મને કલાભવનનો આચાર્ય બનવા કહે છે પણ હું એમના અભ્યાસક્રમો ને પરીક્ષાઓની આંટીઘૂંટીમાં અટવાઈ જવા માગતો નથી. મારે તો અસલનાં ગુરુકુળોની ઢબે મારું પોતાનું કલાભવન કાઢવું છે અને શિષ્યોને મફત ચિત્રવિદ્યા શીખવવી છે.

પછી એમણે કુચબિહાર રના રવ. મહા-



# માધુકરી

સુખી થવું દુઃખી થવું એ આપણા જ હાથમાં,
જહીં પડી છે પંક ત્યાં જ પંકજે સુહામણાં.
થતાં પ્રકોપ અગ્નિનો વિવર્ણ થાય કંચન,
રચાય છે સુકાવ્ય જો હુરે ઉઠે છ મંથન.
અધીન ચિત્ત થાય તો અધીન સર્વ આ જગે,
સમર્થ જે મનોબળે પ્રતાપવંત સિદ્ધ તે. —ગો.

### સ્વ. કપિલરામ હરદેવરામ વકીલ

મુંબાઈની હાઈકોર્ટમાં પહેલવહેલા દેશી જજ નાનાભાઈ હરિદાસના એક પુત્ર શ્રી હરદેવરામ બૅરિસ્ટર પ્રતાપી નર હતા. સુરતના જાહેરજીવનમાં તે અત્યંત રસ લેતા. શ્રી કપિલરામભાઈ એમના મોટા ચિરંજીવી હતા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં બી. એસસી.નો અભ્યાસ કરી, વધુ અભ્યાસ માટે તેઓ ઇંગ્લંડ ગયા. તે વખતે એમના કુટુંબની આર્થિક સ્થિતિ સારી ન હતી. છતાં પણ પોતાના સ્વબળથી અને પ્રબળ માનસિક શ્રદ્ધા તેમજ અતિશય મહેનતથી તેઓએ ઇંગ્લંડમાં અભ્યાસ પૂરો કરી, લંડન ને માન્ચેસ્ટરની વિજ્ઞાનશાસ્ત્રની ઊંચી ડીગ્રીઓ મેળવી. એ વખતે પહેલું વિશ્વયુદ્ધ ચાલતું હતું તેમાં એમને બ્રિટિશ વૉર ઑફિસ તરફથી ખાસ શોધખોળને માટે નીમવામાં આવ્યા. માન્ચેસ્ટરની યુનિવર્સિટીએ તેમને સ્કૉલરશિપ આપી. અને ત્યાર પછી તેમણે એ રીસર્ચના રૂપમાં યુદ્ધની કરેલી સેવાઓ બદલ એ જ યુનિવર્સિટીએ, એમ.એસસી. (ટેક.)ની ડિગ્રી આપી.

હિંદુસ્તાન પાછા ફરતાં તાતા સન્સ લિ.ના કન્સલ્ટિંગ કેમિસ્ટ તરીકે એમની નિમણૂક થઈ. જે જગ્યા એમની હમેશની ખંતથી બાર વર્ષ સુધી એમણે દીપાવી. ત્યાર પછી ધ્રાંગધ્રા રાજ્યને માટે એમણે આલ્કાલીનાં કારખાનાં બાંધ્યાં, અને ત્યાર બાદ ઓખા સૉલ્ટ વર્ક્સની શરૂઆત કરી તેના એજન્ટ અને ડાયરેક્ટર થયા. તેઓ કેટલાયે ઉદ્યોગના નિષ્ણાત હતા: તેલના, વનસ્પતિ ઘીના, સાબુના ઉદ્યોગના અને મીઠાના ઉદ્યોગના. ત્યાંત્રિક તેમજ ઔદ્યોગિક કેળવણી માટેની સર વિશ્વેશ્વરૈયાની કમિટીના તેઓ સભાસદ હતા. દેશી વેપારી ચેમ્બરની કમિટીના તેઓ લગભગ ૨૦ વર્ષ સુધી સભ્ય હતા. રૉયલ ઇન્સ્ટીટ્યૂટ ઑવ સાયન્સની સલાહકારક બોર્ડ ઑવ ચેમ્બરના પ્રતિનિધિ તરીકે બારથી પંદર વર્ષ તેમણે કામ કર્યું, તેમજ ફેડરેશન ઑવ ઇન્ડિયન ચેમ્બર ઑવ કૉમર્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રીના પ્રતિનિધિ તરીકે ને ઓએ ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑવ સાયન્સ, બૅંગલોરમાં પણ કામ કર્યું હતું. તેમણે વિજ્ઞાનની શોધખોળને લગતા અસંખ્ય ગાઢા નિબંધો છપાવેલા છે તેમજ ઉપર જણાવેલા ઉદ્યોગો ઉપર પુસ્તકો અને રીપોર્ટો લખેલા છે.

વિજ્ઞાનશાસ્ત્રને જેણે જીવન અર્પણ કર્યું હોય એવા બહુ થોડા વિદ્વાનો હિંદમાં છે. સર જગદીશ બોઝ, સર પી.સી. રૉય, પ્રો. ગજ્જર, સર સી. વી. રામન વગેરે વિજ્ઞાનશાસ્ત્રના અઠંગ અભ્યાસી અને નિષ્ણાત તરીકે જાહેર છે. પણ 'ઘરકી મુરઘી દાલ બરાબર' એ કહેવત આપણા ગુજરાતીઓને ખાસ લાગુ પડે છે.

આવા અઠંગ અભ્યાસ ને વિદ્વત્તા સાથે તેમનું માનસ ઘણી ઊંચી સ્વતંત્રતા પર રચાયેલું હતું અને એક વિજ્ઞાનશાસ્ત્રી તરીકે તો, ગમે તેવી પૈસાની ખોટનો કે પછી નોકરીનો પણ ભય હોય તોપણ, પોતાનું દિલ ખુલ્લું કરી પોતાના વિચારો જાહેર કરતાં તે લેશમાત્ર અચકાતા નહિ. હિંદી સરકારના મોટામાં મોટા હોદ્દેદારોની સાથે, હિંદના ઉદ્યોગના વિષયમાં કે ઉદ્યોગના શાસ્ત્રીય અભ્યાસના વિષયમાં, અંગ્રેજીમાં જેને crossing the swords કહેવાય છે તેવી શબ્દોની ઝપાઝપી કરવાનું ચૂકતા નહિ. તેઓ રાજદ્વારી અને સંસારી લડતોથી અળગા રહ્યા હતા, પરંતુ એમના વિચાર બહુ આગળપડતા અને ઉદાત્ત હતા. પોતાના કામ અને અભ્યાસ પાછળ એમને એટલી ખંત અને અડગ શ્રદ્ધા હતી કે પોતાની ગમે તેવી

## આ માસ (માર્ચ)નું પંખી



### ચકદિલ

આખો દિવસ ગાયા કરનારું, ખુશમિજાજ ને ચપળ આ પંખી તો આપણું હમેશનું પડોશી છે. ગીચ ઘટાવાળા લીમડા, વડ, આંબા આદિની ઘટામાં એ વસે છે ને માણસના સહવાસમાં ડર્યા વિના હરેફરે છે. કોઈ ઝાડ પર 'ચીં' કરતી મીઠી સીસોટી સાંભળો કે ઝટ નજર કરજો. દીવાળીચોડાને મળતું, પણ સહેજ નાનું, ઘેળા માથાવાળું, રાખોડી રંગનું પંખી દેખાશે. સુડોળ, સુકોમળ ખાતથી દેહલતાવાળું એ પંખી અત્યંત ચપળ ને સ્ફૂર્તિવાળું હોય છે ઘડીમાં ઊડે ને ઘડીમાં બેસે. ડાળની ઉપર ને નીચે ફર્યા કરે ને વારંવાર એની કાળીધોળી જાળીગળ પૂંછડી, કાગળના પંખાને આપણે કરીએ તેમ, ઉઘાડવાસ કર્યાં કરે.

નર ઊજળો હોય છે; માદા બીને વાન. નરનું કપાળ સફેદ; બંને આંખો પર સફેદ પટ્ટી; ભૂખરો પીઠ ને પાંખો રાખોડી; પાંખોને છેડે સફેદ છાંટણાં; પૂંછડીનાં વચ્ચેનાં પીછાંના છેડા સફેદ; બે બાજુનાં પીછાં આખાં ધોળાં; દાઢી અને ગળું કાળાં, છાતી ને પેટ ધોળાં.

સંગીતપ્રિય વર્ગનું આ પંખી આખો દિવસ ગાયા જ કરે છે. આપણાં ગાયક પંખીઓમાં ગાંધર્વરાજ શામા. એનાથી ઊતરતું દૈયડ; બાકી રહ્યાં અગન, ચંડોળ, પીળક વગેરે. પણ એ સૌમાં ચકદિલનું સ્થાન અનેરું. દૈયડના સ્વરની તીક્ષ્ણતા એનામાં નથી. અગનની પેઠે બીજાના અવાજની નકલ કરવાની આવડત પણ નથી. છતાં એનું મીઠું અલ્પાયુ સંગીત અત્યંત મનોહારી તો ખરું જ. એના સંગીતના ચાર સ્વર: ધીરેધીરે એ આરંભ કરે ને તમે આકર્ષાઓ. બીજે સ્વરે આવતાં તમે મુગ્ધ બનો. ત્રીજે તમારી ઉત્સુકતા વધી જાય. અને ચોથે સ્વરે ઠેઠ ઊંચે ચડે—પણ ખલાસ. તમે પાંચમાની આશા રાખો ત્યાં તો અધવચ એનું સંગીત અટકી જાય. આ એની ગાવાની રીત.

માર્ચથી ઑગસ્ટ એનો સંવનનકાળ હોઈ એની મસ્તી હમણાં જોર પકડે. ઝાડની ડાળ પર પ્યાલા જેવો માળો બાંધે છે. વરસમાં બે વખત ઇંડાં મૂકે છે. ('વનેચર')

તબિયત હોય તોપણ સેંકડો માઇલની મુસાફરી માટે જે કલાકમાં તૈયાર થઇ જતા. હમણાં જ તેઓ માસ-દોઢ માસની ગંભીર માંદગીમાંથી ઊઠ્યા હતા અને ચારપાંચ દિવસ જ તેમાંથી નિરાંતે રહ્યા હતા. તે છતાં કંપનીને કામે શનિવારે સવારે એરોપ્લેનમાં ઓખા ગયા અને સોમવારે મધરાતે મીઠાપુરમાં, જે આરામ એમણે માણ્યો ન હતો તે આરામની શોધમાં તેમનો આત્મા ગયો!

પોતે બહુ જ ઓછાબોલા હતા, છતાં એમનામાં સાંસારિક પ્રેમ પોતાના કુટુંબીઓ તરફ તેમજ મિત્રો તરફ બહુ જ હતો. એમની સચ્ચાઇ અને પ્રામાણિકતા તલવારની ધાર જેવી હતી, અને તેથી જ કેટલીક વાર બહારના લોકોને એઓ ઉગ્ર સ્વભાવના લાગતા. તેઓ કામચોર હતા નહિ અને કોઇ કામચોરી કરે તેમના તરફ ખૂબ રોષ કરતા. આથી જ એમના માણસો ઉપર એમનો બહુ તાપ પડતો. આવા વિજ્ઞાનશાસ્ત્રી, ઊંચા ચારિત્ર્યવાળા, ઉદ્યોગના નિષ્ણાત નરના ચાલી જવાથી પડેલી ખોટ પુરાતાં ઘણો વખત લાગશે. એઓ પોતાની પાછળ પત્ની, એક પુત્રી, ત્રણ પુત્રો, તથા કુટુંબીઓ અને મિત્રોનું બહોળું વૃંદ મૂકી ગયા છે. (દાંડીઆ)

### આવતી કાલના દીવા

જે રેડિયો પાવરથી પ્રકાશ આપતા હોય, બંધ કરવા છતાં પણ જે પ્રકાશિત રહેતા હોય, અને જે જંતુઓને મારી નાખે, એવા દીવાની તમને કલ્પના આવે છે? આવતી કાલનાં ઘરોમાં ખરેખર આવા વૈજ્ઞાનિક ચમત્કારો વપરાશે. અમેરિકાના વિખ્યાત 'વેસ્ટિંગહાઉસ' નામના વીજળીને લગતા કારખાનાના લૅમ્પ વિભાગના સંચાલક અને વૈજ્ઞાનિક મિ. સૅમ્યુઅલ હિબ્બન આવા અને બીજા નુસખાઓ હાલ પ્રયોગાત્મક સ્વરૂપમાં અજમાવી રહ્યા છે.

તમે કદાચ Fluoresent 'ફ્લુઓરેસન્ટ' લૅમ્પ વિષેનો સાંભળ્યું હશે. વીજળીના એ ગોળાઓમાં ફીલામેન્ટ (તાર) નથી આવતા, પણ સાદા ગોળામાં ફ્લુઓરેસન્ટ પદાર્થો ભરવામાં આવે છે. એ પદાર્થો એવા હોય છે કે તેને જો અમુક પ્રકારે ઉત્તેજિત કરવામાં આવે તો તેમાંથી વિવિધ રંગોમાં પ્રકાશ નીકળે. આવાં ઉત્તેજિત કરનારાં સાધનોમાં હાઇ વૉલ્ટેજના સ્પાર્ક, અલ્ટ્રા શૉર્ટ વેવ, અલ્ટ્રા વાયોલેટ કિરણો વગેરે મુખ્ય છે. ફ્લુઓરેસન્ટ પદાર્થોમાં ખાસ કરીને ફૉસ્ફરસના પદાર્થો, પારા જેવી ધાતુની વરાળ, નીઑન, અને આર્ગન વગેરે જેવા અમુક વાયુઓ, અને અમુક ધાતુઓના તાર વપરાય છે. તે સિવાય બીજા પણ અનેક રાસાયણિક પદાર્થો શોધી કઢાયા છે.

અમુક પદાર્થોના એવા રંગ પણ બનાવવામાં આવ્યા છે કે કોઇ વસ્તુને તે રંગથી રંગીને પછી તેના ઉપર રેડિયો વેવ નાખવામાં આવે તો તે પ્રકાશિત થઇ ઊઠે!

ફ્લુઓરેસન્ટ દીવા ગમે તે આકારના બની શકતા હોવાથી સુશોભનો તરીકે તે અતિશય સુંદર રીતે વપરાય છે. વળી તેમાં જુદાજુદા પદાર્થો વાપરવાથી જુદાજુદા રંગના પ્રકાશ મળી શકતા હોવાથી તેમાં એક અથવા અનેક રંગો એકસાથે કરી શકાય છે. આ લૅમ્પને વાયરિંગની પણ જરૂર નહિ પડે. એમાંથી અલ્ટ્રાશૉર્ટ રેડિયો વેવ્ઝ નીકળે તેવું મશીન ભીંત ઉપર લટકાવી દઇએ એટલે તેમાંથી નીકળતાં કિરણો પેલા ખાસ રંગથી રંગેલી વસ્તુઓ તેમજ ફ્લુઓરેસન્ટ ગોળામાંથી પ્રકાશ ઉત્પન્ન કરે આવા મશીનથી વાયરિંગની તકલીફ દૂર થાય છે અને આપણે લૅમ્પને ગમે ત્યાં લઇ જઇ શકીએ છીએ.

ઉપરાંત નાના કદના જંતુનાશક (જર્મીસાઇડલ) દીવા પણ આ પદ્ધતિથી ઘરમાં વાપરી શકાય. આવા લૅમ્પમાંથી નાનાં જંતુઓને તરત મારી નાખે એવાં કિરણો નીકળે છે.

કેટલીક ધાતુઓ એવી હોય છે કે તેના ઉપર અલ્ટ્રા વાયોલેટ કિરણો પડે તો તે પ્રકાશ આપે. આવાં ખનીજોમાંથી બનાવેલા રંગો વડે ભીંત રંગ્યા પછી તેના ઉપર જો અદૃશ્ય અલ્ટ્રા વાયોલેટ કિરણો પડે તો આખો ઓરડો સુંદર રંગોના પ્રકાશથી ઝગમગી ઊઠે. વળી, અમુક પદાર્થો એવા આવે છે કે તેના ઉપર એક વાર આછો પ્રકાશ પડ્યો કે પછી તે પદાર્થ પોતે જ થોડા સમય સુધી પ્રકાશ આપ્યા કરે. આવા પદાર્થોનો ઉપયોગ મિ. હિબ્બને એવા બલ્બ બનાવવામાં કર્યો છે કે તે લૅમ્પ એક વખત ઝગમગ્યા પછી સ્વિચ બંધ કરવા છતાં પ્રકાશ આપ્યા કરે! આ રીતે, હવે પછી આપણું ઘર ઝગમગતા દીવા વિવિધ રંગોના પ્રકાશ આપતા, જુદાજુદા આકારના, તેમજ ઘણા જ કાર્યસાધક—એટલે કે વીજળીના ખરચના પ્રમાણમાં વધારે પ્રકાશ આપતા હશે. —વિજય પંડ્યા

### ગાજર

ગાજરની ઋતુ હમણાં ચાલે છે. ચોમાસામાં એનું વાવેતર થાય છે અને માગશરથી છેક ચૈત્ર માસ સુધી જોઇએ તેટલાં મળી શકે છે. દિલ્હી અને કચ્છના પ્રદેશનાં ગાજર ઉત્તમ મનાય છે. ગુજરાતમાં એવાં ગાજર નથી થતાં. કચ્છમાં તો બળદ અને ભેંસોને ગાજર ખવરાવે છે એટલો અનગળ પાક થાય છે. ગાજર ખાનાર ઢોર ઉપર ગજબનું લોહી ચડે છે. તત્ત્વશોધકો એમાં લોહ અને ફૉસ્ફેટ હોવાનું જણાવે છે.

આયુર્વેદમાં ગાજરને પણ પુરાતન માનવામાં આવ્યું છે. ચરકમાં તો ગાજરનો સુરા (દારૂ) ઉત્તમ ગણેલો છે.

વૈદ્યકશાસ્ત્ર ગાજરને મધુર, રુચિકર, કષાય, વાયુ કરનાર, ગ્રાહી તથા અર્શ, રક્તપિત્ત, મંદાગ્નિ, અને કફવાત હણનાર કહે છે.

ગાજરના મૂળનો લીલો ભાગ અને વચમાંનું પિત્ત કાઢી, સમારી, પાણીમાં બાફી, કોકમ કે લીંબુની ખટાશ નાખી કરેલું શાક સ્વાદિષ્ટ લાગશે. પિત્તનો ભાગ કાઢી નાખી, ખમણી, એ ખમણને જરા નીચોવીને પાણી કાઢી નાખી, ઘીમાં સંતળાવી પછી દૂધીનો હલવો બનાવીએ છીએ એ પ્રમાણે જોઇતા પ્રમાણમાં દૂધ અને ખાંડ નાખી હલવો તૈયાર કરો. પૌષ્ટિક, લોહી વધારનાર, સ્વાદ આપનાર અને જલદી પચી જાય એવો હલવો બની રહેશે. એ હલવો હરસમાંથી પડતું લોહી બંધ કરશે અને ઝાડો પાતળો આવતો હશે તો બંધાશે.

ગાજરને સાફ કરીને વચમાંથી ચીરી એમાં આઠમા ભાગે લીંબુ મીઠું અને સોળમા ભાગે હળદર નાખી, રગદોળી, છ-આઠ દિવસ રાખી બહાર કાઢીને એનું ભરેલું પાણી ફેંકી દઇ એક દિવસ તડકે રાખી મૂકવાં. બાદ ખાંડેલી રાઇ, સાંભરિયું, હળદર, મીઠું વગેરે પ્રમાણસર નાખી બરણીમાં ભરી રાખવું. આઠેક દિવસમાં રસ ભરી જઇને સ્વાદિષ્ટ, સિલ્કતદાર છતાં નિર્દોષ અથાણું બનશે. રાઇ-મરચું ન ભાવતું હોય તો લીંબુ સાથે રાખવાથી ખટમધુર સુંદર અથાણું બને છે અને એ લાંબા વખત સુધી બગડતું પણ નથી.

ગાજરનું ખમણ બનાવીને કેરીનો મુરબ્બો કરીએ છીએ એ જ રીતે સાકરની ચાસણી સાથે મુરબ્બો પણ બને છે. તેનો દેખાવ અને સ્વાદ બંને સુંદર લાગે છે ગુણમાં તે કેરીથી ચડિયાતો હોય છે. વળી જે જગ્યાએ કેરી નથી ખાઇ શકાતી અથવા કેરીનાં અથાણાં કે મુરબ્બાની પરહેજ હોય છે ત્યાં ગાજરનો આ મુરબ્બો ખુશીથી ખાઇ શકાય છે. સ્વાદમાં ઉત્તમ હોવા ઉપરાંત તે અનેક પ્રકારના ઔષધની ગરજ સારે છે. ઝાડા, અતિસાર, અર્શ, સંગ્રહણી, હેડકી અને

શોષના રોગમાં આ મુરબ્બા આપી શકાય છે. કારણ કે ગાજર શોધક અને શ્વાસ તથા હેડકીનો પણ નાશ કરનાર છે.

સારો લાલ રંગનાં ગાજર ચાર શેર લઇને એનો વચલો તથા મૂળનો લીલો ભાગ કાઢી નાખીને ખમણ કરવું. પછી તેમાં ગાયનું દૂધ આઠ શેર ઉકાળવા મૂકવું. બેત્રણ ઉભરા આવી જાય એટલે ગાજરનું ખમણ એમાં નાખી ધીમા તાપે ઉકાળતા જવું. એ રાબડું શીરા જેવું જાડું થાય એટલે એમાં એક શેર ઘી નાખી એને શેકવાથી દાણા પડી જઇને ઘી છૂટું નીકળશે. એને જુદી રાખી મૂકવી. પછી અઢી શેર સારી જાતના ગોળને અઢી શેર પાણીમાં ઓગાળી, ચૂલે ચડાવી, ધીમા તાપે એકતારી ચાસણી થાય એટલે નીચે ઉતારી એમાં ગાજરનો પેલો માવો નાખવો. ઉપરાંત એમાં સાલમ તોલા ૩, બહેમન સફેદ તો. ૩, ઇસબગુલ ભુંસી તો. ૩, સફેદ મૂસળી તો. ૩, ઈંદ્રજવ તો. ૧, સારી બંગભસ્મ તો. ૧, વાંસકપુર તો. ૧, ઇલાયચી તો. ૨ા, બદામ તો ૫, પિસ્તાં તો. ૫, અખરોડ તો. ૨ા, ખસખસ તો. ૨ા, કોપરાનું ખમણ તો. ૨ા, ફોલેલા ચીલગોજા તો. ૨ા, ખાંરેલી છોડી ખારેક તો. ૨ા, સફેદ તલ તો. ૨ા, ચાંદીના વરખ તો. ૦ા લઈ, ખાંડવા જેવી વસ્તુ ખાંડીને તથા બદામપિસ્તાં જેવી વસ્તુ કાતરીને ઉપરથી નાખવી. સારી જાતનું ગુલાબજળ તો. ૨ા નાખવું. આ પાકનાં ઢેફાં નહિ બંધાય, પરંતુ હલવા જેવો રહેશે દરરોજ પાંચથી દસ તોલા સવારમાં તે ધીમેધીમે ચાવીને ખાવો. બાળકોને પણ જરૂર આપો. શરીરનો વિકાસ કરી, બુદ્ધિ, બળ, શક્તિ અને જનન અવયવનો વિકાસ કરનાર, મગજશક્તિને વધારનાર, તથા ધાતુને પુષ્ટ કરનાર અલૌકિક શક્તિશાળી આ પાક હૃદયને મજબૂત બનાવે છે, બાળકોના શરીર તાજગીભર્યાં કરે છે, ગરમીથી રહેલો ખોટો ઉકળાટ દૂર થાય છે, ઉમર વધવાની સાથે છોકરા-છોકરી શરીર નથી લઈ શકતાં અને દુબળાં રહે છે એવા છોકરાંઓને પેશાબ વાટે કેલ્શ્યમ કે ફૉસ્ફેટ જતું હોય છે એ બંધ થાય છે, હૃદયનું પલ્પીટેશન બંધ થઇને હૃદયની ગતિ નૉર્મલ બને છે લોહી-માંસ વધે છે, ગ્રાહકશક્તિનો વધારો થાય છે, પેશાબની પાછળ કે સ્વપ્નમાં જતી ધાતુ બંધ કરે છે, વીર્યને ઘટ્ટ બનાવે છે હરકોઇ સ્ત્રી, પુરુષ કે બાળક-બાળકીને વિના સંકોચે આપી શકાય એવો તદ્દન નિર્દોષ છતાં ગુણમાં ચડિયાતો પાક છે.

ગાજરથી ખાંસી થાય છે એ વાત સાચી છે; પરંતુ ગાજરનો વચલો ભાગ જેને આપણે પિત્ત કહીએ છીએ એ જ ખાંસી કરનાર છે. ઉપરાંત ગાજર ખાઇને જો તરતજ પાણી પીવામાં આવે તો ખાંસી થાય છે. એટલે ગાજર કે ગાજરની કોઇપણ બનાવટ ખાધા પછી થોડીવાર રહીને જ પાણી પીવું જોઇએ. ગાજર ખાધા પછી પાણી પીવાથી સ્વાદમાં પણ એ વખતે પાણી કડવું લાગે છે.

(ગુજરાત સમાચાર) —વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

## સિલિકોન—નવું પ્લાસ્ટિક

છેલ્લાં ત્રીસ વર્ષોમાં પ્લાસ્ટિકના વિજ્ઞાનમાં જો કોઈ ક્રાંતિકારી શોધ થઈ હોય તો તે આ સિલિકોન્સ (Silicones) પ્લાસ્ટિકની છે પેટ્રોલિયમ, મીઠાનું પાણી અને રેતીના મિશ્રણથી બનાવવામાં આવેલું સિલિકોન્સ મૂળ વાયુ સ્વરૂપે હાથ આવે છે, પણ બહારની હવા લાગતાંવાર જ તે પથ્થર જેટલું સખત બની જાય છે. વળી પાણીના જેવા પ્રવાહીરૂપે, તેલ જેવા ઘટ્ટ સ્વરૂપે અને જેમ વાળવું હોય તેમ વાળી શકાય એવા રબ્બર સ્વરૂપે તેનાં રૂપાંતરો પણ થઇ શકે છે. સિલિકોન્સને જે સ્વરૂપ કે ઘાટ આપવામાં આવે તે ઘાટમાં તે કાયમ રહી શકે છે અને આથી ધાર્યામાં પણ ન આવે એવા વિવિધ ઉપયોગોમાં તે વઈ શકાય છે

કાગળ ઉપર સિલિકોન્સની વરાળ આપતાં સૂક્ષ્મદર્શક યંત્રથી પણ ન દેખી શકાય એવું પાતળું પડ તેના ઉપર જામે છે આમ થવાથી કાગળ જલાભેદ્ય બને છે એવા કાગળને પાણીમાં બોળવામાં આવે તો બતકની પાંખો ઉપરથી જેમ પાણી સરી પડે છે તેમ જલબિંદુઓ તેના પરથી સરી પડે છે. સિલિકોન્સની વરાળ અપેક્ષા આવા કાગળ અને તમાકુની સીગારેટ, પાણીમાં ઝબોળી રાખી હોય તોપણ તેને પાણી બહાર કાઢતાં મઝેથી સળગાવી શકાય છે. સિલિકોન્સની વરાળથી આમ કાગળ અને કપડ ઉપર જલાભેદ્યતા પ્રાપ્ત થતી હોવાથી એક દિવસ આપણે કપડાં, બૂટ, ટોપી વગેરે ઉપર સિલિકોન્સનું પડ ચડાવ્યા હશે તેવા વર્ષાદની ઝડીમાં ફરતા હોઈશું તોપણ કોરા બાહેર જેવા રહીશું કારણ કે કપડાં, બૂટ ઉપરથી વર્ષાદનાં ફોરાં ટપ ટપ ખરી પડશે. અને છતાં ખૂબી તો એ છે કે આવાં અદૃશ્ય જલાભેદ્ય પડવાળા કપડાં મઝાથી ધોઇ શકાશે અને તેના પર ઇસ્ત્રી પણ થઇ શકશે.

દરેક પ્લાસ્ટિક અને કુદરતી કે બનાવટી રબ્બરની બનાવટના બંધારણમાં મુખ્યત્વે કાર્બનના પરમાણુઓ હોય છે. એના વિના તો પ્લાસ્ટિક બનાવી જ ના શકાય. પણ કાર્બન ગરમી સહન કરી શકે નહિ હોવાથી વૈજ્ઞાનિકો ગરમી સહન કરી શકે એવા પરમાણુઓ ગોઠવવાની પેરવીમાં હતા. રેતી અને ચકમકમાંથી મળી આવતું સિલિકોન ગરમી સહન કરે એવું હોય છે. આથી વૈજ્ઞાનિકોએ પ્લાસ્ટિકની બનાવટમાં કાર્બનના અણુઓને બદલે સિલિકોન અને ઓક્સિજનના અણુઓ ગોઠવ્યા. આ બે મૂળ તત્ત્વોના રાસાયણિક સંગમથી ડૉ. માર્શલે સિલિકોન રબ્બર બનાવ્યું. માટીના ગારા જેવા દેખાવ નું સિલિકોન રબ્બર જમીન ઉપર પછાડો તો બૉલની જેમ ઉછળે એવું હોય છે. તેને વલ્કેનાઇઝ કરવાથી તે સખ્ત જેમ વાળી શકાય એવું હોવા છતાં યે આપેલું સ્વરૂપ કાયમી રાખે તેવું બને છે સામાન્ય રબ્બરનાં ટાયરો ઘર્ષણની ગરમીથી થોડા સમયમાં બગડી જાય છે. પણ સિલિકોન્સ રબ્બરનાં ટાયરો મોટર સારી સ્થિતીમાં રહે ત્યાં સુધી ટકી શકે તેવાં બનશે.

પ્રવાહી સિલિકોન એવા રંગો ને મીના-રોગાન બનાવવામાં પણ કામ લાગશે જે ગરમી, સૂર્યપ્રકાશ અને કાટ ખવડાવે એવાં રસાયનિક દ્રવ્યો સામે ટકી શકે. આ નવું પ્રવાહી વેસેલાઈન જેવા ઘટ્ટ ચીકણા સ્વરૂપનું. શૂન્ય અંશથી ૪૦ ડિગ્રી નીચે પણ કઠણ ના બને તેવું અને ૪૦૦ ડિગ્રી ગરમીથી પણ ના ઓગળે એવા ગુણધર્મ વાળું હોય છે.

સાંચા ચલાવવા વપરાતી ઇલેક્ટ્રિક મોટરોની શક્તિ અને જિંદગી, તેનું ઈન્સ્યુલેશન કેટલા અંશ ગરમી સહન કરી શકે તેના ઉપર આધાર રાખે છે. એવી મોટરો હવે સિલિકોન્સના પડ વડે વીંટાળી (ઈન્સ્યુલેટ) કરવાથી તે વધારે અંશની ગરમી સહન કરી શકે તેવી અને ૩૦૦૦ કલાકના કાર્ય પછી પણ અગાઉના જેવી જ મજબૂત રહે છે. એવી મોટર નાની, હલકી અને દરેક કાર્યમાં નભી શકે તેવી બને છે, અને ત્રણ હૉર્સપાવરના મોટરને સિલિકોન્સનું પડ ચડાવવાથી તે દસ હૉર્સપાવર જેટલું કામ આપતી થાય છે.

દસ વર્ષ પહેલાં અમેરિકાના કોર્નીંગ ગ્લાસ વર્કસના ડૉ. ઇ. સી. સલીવાને કાચ ને પ્લાસ્ટિક વચ્ચેનું રાસાયનિક ક્ષેત્ર શોધવા માંડ્યું. પ્રયોગો કરતાં તેમણે આ સિલિકોન પ્લાસ્ટિક શોધી કાઢ્યું અને તે પ્લાસ્ટિક બીજા વિશ્વયુદ્ધના ઘણાં ગુપ્ત કાર્યોમાં ઉપયોગી થઈ પડ્યું હતું.

અમેરિકાની ડૉ. કેમિકલ કંપની, કોર્નીંગ ગ્લાસ વર્કસ અને જનરલ ઈલેક્ટ્રિક કંપનીની સંયુક્ત પ્રયોગશાળાઓમાં સિલિકોન્સની બનાવટમાં એટલી બધી પ્રગતિ સાધી શકાઈ છે કે તેના અનેકવિધ

વળી લઘુને બદલે 'લ' સંકેત મુકાય છે અને ગુરુને બદલે 'ગં' મુકાય છે. આ સંકેત દ્વારા ગણ યાદ રાખવાની બીજી રીત પણ છે. નીચેના અક્ષરો યાદ રાખવા: **યમાતારાજભાનસલગં.** આમાં શરૂના આઠ અક્ષર તે એકએક ગણનું નામ છે, અને છેલ્લા બે 'લ' અને 'ગ' તે લઘુ અને ગુરુને બદલે છે. વળી, પહેલો અક્ષર 'ય' છે તો તેનો ય ગણ 'ય' થી માંડીને ત્રણ અક્ષરો સુધી (યમાતા) થાય છે એવી પણ રચના છે એટલે કે 'ય'ગણમાં 'યમાતા'માં છે તેમ લઘુગુરુ ગુરુ હોય. એવી જ રીતે 'ત'ગણ માટે તારાજ, 'ર'ગણ માટે રાજભા, જ=જભાન, ભ=ભાનસ, ન=નસલ, અને સ=સલગં.

માત્રામેળના ગણ કેટલાક ગણ પિંગળશાસ્ત્રોમાં આપ્યા છે. પણ તે શરૂઆતના અભ્યાસીઓને બહુ જરૂરના નથી. માત્રામેળના ગણને માત્રિક ગણ કહે છે. તે પાંચ છે. તેનાં નામ-છગણ, પગણ, ચગણ, તગણ અને દગણ: છગણ એટલે છ માત્રાનો સમૂહ, પગણ એટલે પાંચ માત્રાનો સમૂહ, ચગણ એટલે ચાર માત્રાનો, તગણ એટલે ત્રણ માત્રાનો ને દગણ એટલે બે માત્રાનો સમૂહ, આને અનુક્રમે ટગણ, ઠગણ, ડગણ, ઢગણ, ણગણ પણ કહે છે પણ સરળતાને ખાતર-**છ પ ચ ત દ** જ ઠીક છે, કારણ તેમાં દરેકમાં જેટલી માત્રાઓ જોઈએ તેનો પહેલો અક્ષર છે, તેથી યાદ રાખવાનું ઠીક પડે.

(શ્રી ડોલરરાય રં. માંકડના 'પિંગળપ્રવેશિકા'માંથી)

* આટલી પ્રાથમિક સમજ પછી હવે આ અંકમાં અન્યત્ર આપેલો 'પિંગળ પરિચય'નો લેખ જુઓ.

## પોદના

તેલુગુ ભાષાના આ વિખ્યાત ભક્તકવિનું આખું નામ બમ્મેર પોદના. એ આંધ્ર પ્રદેશના એક નાનકડા રાજ્યના રાજા રાવસિંહનો આશ્રિત કવિ હતો. એણે પોતાના આશ્રયદાતા રાજાની પ્રેયસી પર 'ભોગિનીદંડકમ્' નામનું સુંદર કાવ્ય રચ્યું છે. પાછળથી એના કાવ્યે ધાર્મિક સ્વરૂપ પકડ્યું અને એણે મૂળ સંસ્કૃત ભાગવતનું આ તત્ત્વસભર ભાષાંતર તેલુગુ ભાષામાં કર્યું એ તેલુગુ સાહિત્યમાં ગૌરવરૂપ ગણાય છે. કહે છે કે આ ભાષાંતરમાં મૂળ સંસ્કૃતને અક્ષરશઃ વળગી ન રહેતાં કવિએ જ્યાં સૂઝ્યું ત્યાં હૈયાઉકલતનું ઘણું ઉમેર્યું છે.

મૂળ ભાગવતમાં વર્ણવેલા ગજગ્રાહના પ્રસંગે ગજરાજની પ્રાર્થના સાંભળીને વિષ્ણુ અસ્ત્રશસ્ત્ર સહિત ભક્તની વહારે દોડે છે એમ વર્ણવ્યું છે; જ્યારે પોદના કૃત ભાગવતમાં ભક્તવત્સલ ભગવાનને અસ્ત્રશસ્ત્ર લીધા વિના, એમ ને એમ પહેરેલે લૂગડે દોડતા વર્ણવ્યા છે. પોદના તૈયાર થયેલું ભાષાંતર પોતાના બનેવી મહાકવિ શ્રીનાથ પંડિતને બતાવ્યું. શ્રીનાથ પંડિતે આ ફેર જોઈને કહ્યું, 'તમે અહીં મૂળ ભાગવતને અનુસર્યા નથી એ ઠીક કર્યું નથી. અસ્ત્રશસ્ત્ર વગરના ભગવાન શું કરવાના?' પોદના કહે, 'વારુ! હું વિચારી જોઈશ.'

પછી શ્રીનાથ પંડિત ઘરમાં જમવા ગયા. પોદના બહાર ઓસરીમાં બેઠા હતા. એને શું સૂઝ્યું તે શ્રીનાથ પંડિતનો દીકરો જે આંગણામાં રમતો હતો તેને કોઇ કામે બહાર મોકલ્યો અને ઘરઆંગણા આગળના કૂવામાં પથ્થરની મોટી છાટ નાખી. છાટ પડવાનો ધબાકો થતાં શ્રીનાથ પંડિત, પોતાનો છોકરો કૂવામાં પડ્યો જાણી એંઠે હાથે ખાતાંખાતાં બહાર દોડી આવ્યા.

પોદના કહે: 'કેમ પંડિતજી! આમ એંઠે હાથે?' પંડિતજીએ કહ્યું: 'તમારો ભાણેજ રમતાંરમતાં કૂવામાં પડ્યો કે શું, એવી ફાળથી હું દોડતો આવ્યો.' પોદના કહે: 'અરે ના, ના; આ તો પેલી પથ્થરની છાટ ઠેસ વાગતી હતી તે મેં કૂવામાં નાખી . . . પણ જુઓ, તમે દીકરાને કૂવામાંથી કાઢવા કેવા એંઠે હાથે, એમ ને એમ આવ્યા? ન લાવ્યા ડોલ કે ન દોરડું કે ન બિલાડી! એવું જ ભગવાનનું છે. છોકરાની લાગણી આડે તમને કશું સાધન લેવાનું ન સૂઝ્યું તો ભક્તની લાગણી આડે ભક્તવત્સલ ભગવાનને તે કશું લેવાનું સૂઝે કે?'

શ્રીનાથ પંડિત ચૂપ થઈ ગયા.

(અંગ્રેજી ઉપરથી)—શિવમ્ સુંદરમ્

## નવસારી

નવસારી દક્ષિણ ગુજરાતનું એક પુરાણું શહેર છે. પ્રાચીન કાળથી એ વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રમાં અગત્યનો ભાગ ભજવતું આવ્યું છે. છેક ઈશુ ખ્રિસ્તના જન્મ પહેલાં નવસારી હિંદના પશ્ચિમ કાંઠાના મશહૂર બંદર તરીકે ગ્રીક પ્રજાને જાણીતું હતું. ત્યારે નવસારીમાં હાથશાળનું કામ થતું અને ત્યાંનું કાપડ તો વિશ્વવિખ્યાત ગણાતું. વિદેશી વેપારીઓ પણ આ વસ્ત્રો લેવા નવસારી આવતા. નવસારીનું માટીકામ, સુથારીકામ અને કાગળઉદ્યોગ પણ ત્યારે તેટલાં જ જાણીતાં હતાં. પાસેનાં ગામોની બાઈઓ સુંદર જરીભરતનું કામ કરતી અને આજે ય કરે છે. એ શુભ દિવસોમાં નવસારી સાચે જ કળાના કેન્દ્ર અને ખજાના સમું હતું. નિકાસ વ્યાપારનું પણ તે એક મુખ્ય બંદર હતું. ઇતિહાસ જણાવે છે કે સૂરતમાં કોઠી નંખાઈ તે પહેલાંથી અંગ્રેજોનાં વહાણો ઈ.સ. ૧૬૧૨માં અહીં લાંગરાતાં હતાં.

બારમી સદીમાં નવસારી જૈનધર્મનું કેન્દ્ર હતું. બૌદ્ધ વિહારની સારનાથ જેવી એક વિદ્યાપીઠ પણ એની નજીકમાં હતી. ૧૮મી સદીમાં નવસારીના દેસાઈઓએ શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડની મદદ માગી. તેમણે સોનગઢ કિલ્લો જીતી ત્યાં રાજગાદી સ્થાપી અને ત્યારથી વડોદરાના ગાયકવાડની સત્તા હેઠળ નવસારી આવ્યું.

નવસારી એ હિંદનું સર્વપ્રથમ પારસી મથક છે. ઈ. ૧૮૦૦માં મુંબઈની સર્વપ્રથમ સુંદર ગોદીનો બાંધનારાઓ બિલીમોરા, નવસારી અને સૂરતના પારસીઓ હતા. અકબરના દરબારમાં સર્વપ્રથમ જરથોસ્તી ધર્મ પર પ્રકાશ પાડનાર દસ્તુર મહેરજી રાણા નવસારીના હતા; સર્વ પ્રથમ સ્વરાજ્યનો મંત્ર દેશને આપનાર હિંદના દાદા દાદાભાઈ નવરોજી નવસારીના હતા; હિંદના મહાન ઉદ્યોગપતિ જમશેદજી નસરવાનજી તાતા પણ નવસારીના હતા.

નવસારીએ સર જમશેદજી જીજીભાઈ જેવા કેળવણીના ક્ષેત્રમાં યશ મેળવનાર મહાન દાનવીરને પેદા કર્યા. એમણે જાતિ, ધર્મ કે રંગના ભેદભાવ સિવાય ૫૦ લાખ રૂપિયાથી વધુ દાન કર્યાં છે. કાયદાના ક્ષેત્રમાં સર દીનશા મુલ્લાંએ નવસારીનું નામ હિંદભરમાં ઉજ્જવળ કર્યું છે. વર્તમાન સમયના મહાન ઉદ્યોગપતિ સર હોમી મહેતાએ ભાવિ પ્રજા માટે એક જમ્બર એન્જીનીઅરિંગ સંસ્થા માટે ત્રણ કરોડ રૂપિયા, ઉપરાંત બીજી સારી રકમ એ સંસ્થા અંગે યંત્રો ખરીદવા આપી છે.

(સર અરદેશર મોદી)

## જૂના થઈ ગએલા બ્રોમાઇડ પેપર માટે

ફોટોગ્રાફિક બ્રોમાઈડ પેપર બહુ સમય પડી રહેવાને કારણે 'ફૉગ' થઇ ગયો હોય તો તેને નીચેના પ્રયોગથી, વપરાશમાં લેવા જેવો તાજા કાગળ જેવો જ બનાવી શકાશે જોકે તેની ઝડપ લગભગ ૫૦ ટકા ઘટી જશે. નીચેના દ્રાવણમાં અંધારામાં 'બાથ' આપવો:

૫ ગ્રેન પોટેશિયમ પરમૅંગનેટ, ૩૦ મિનિમ સલ્ફ્યુરિક ઍસિડ અને ૪૮ ઔંસ પાણીના દ્રાવણમાં કાગળને એક મિનિટ સુધી સારી રીતે ભીંજાવીને પછી ૨૦ ગ્રેન સોડિયમ સલ્ફાઈટ અને ૧ ઔંસ પાણીના દ્રાવણમાં ફરીથી એક મિનિટ સુધી રાખો. પછી ઇચ્છા હોય તો તરત જ તે કાગળને ઉપયોગમાં લઈ શકો છો, નહિતર પૂરા અંધારામાં સંપૂર્ણપણે સુકાવા દઇ 'પૅક' કરી દો.

ફોરા

> તાગ વગરનાં નીર, ગંભીરાં, ના છીછરાં
> હોય ન હૈયે હીર તો ઊણપ બહુ ઊછળે.

— કવિ માનાંભાઈ

બે શ્રીમંત પટેલ વચ્ચે નીચે બનેલો બનાવ કહે. એમાં એકે પોતાનું મકાન ચણતાં ઇરાદાપૂર્વક બીજાની જમીન દબાવી ને એ પ્રસંગે એટલો ઝઘડો બન્યો કે મામલો કોર્ટ વચ્ચે પડ્યું. અને બીજા પટેલે કહ્યું કે જમીન દબાવનાર ભલે ગમે તેવો છે પણ તેનો છોકરો ઘણો પ્રામાણિક ને ન્યાયી છે. એ જે ન્યાય કરે તે હું મંજૂર રાખીશ. પહેલા પટેલે પોતાના છોકરાને સમજાવવા ઘણા પ્રયત્નો કર્યા; પરંતુ તેણે તો બધા મુદ્દા તપાસી પોતાના પિતાનો દોષ જણાતાં તેના વિરુદ્ધમાં જ ચુકાદો આપ્યો. આ ખરી બનેલી વાત છે.

કહેવતોના અર્થ: 'વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો.' આ કહેવતનો અર્થ એમ બેસાડાય છે કે પરણનાર જોડાં વચ્ચે લગ્નયોગ ન હોવા છતાં અને લગ્ન થાય તો એમાંથી એકના જાનને જોખમ હોવા છતાં માત્ર પોતાની દક્ષિણાનો સ્વાર્થ અને એટલી મતલબથી જ ગોર આવું જોડું જોઈ આપે. તેમ, ઘણા લોકો પોતાની મતલબ સરતી હોય તો બીજાનું ગમે તેવું ગંભીર નુકસાન થાય તે પ્રત્યે પણ બેપરવા રહે છે. એમ પણ મનાય છે કે આ કહેવતમાં 'મરો' શબ્દ છે તે અશુદ્ધ છે અને તેને સ્થાને 'વર વરો, કન્યા વરો...' (વરો=પરણો એ અર્થમાં) એમ જોઈએ. એને મળતી બીજી કહેવતો: 'કોઈકનું ઘર બળજો ને આપણું તાપવા થાય'; 'મિયાંની દાઢી બળે ને દાસીને અજવાળું થાય;' વગેરે.

અનેકાર્થી શબ્દ: **પીંજણ**=રૂ કે ઊન વગેરે પીંજવાનું સાધન; પીંજવાની ક્રિયા કરવી તે; વાતને નકામી લંબાવવી અને ચૂંથવી તે; પગનું એક ઘરેણું; પીંજણી=પૈડાં ફરતું ઢાકણું-પંખો.

ગણિત ગમ્મત: ૩૨૬૭ એ એવી ચાર આંકડી સંખ્યા છે કે અને એના છેલ્લા અંક વડે ગુણીને પહેલા અંક વડે ભાગવાથી સંખ્યાના આંકડા ઉલટાઇને ૭૬૨૩ આવી જશે!
—(મ. ના. ખત્રી)

બાળકના નખ કાતરતી વેળા તેને બાળામાં હાથ સુવાડવાથી નખ કાપીને તેની આંખમાં નહિ પડે, અને તેનો બીજો હાથ પણ તે વચ્ચે નાખીને અડચણ નહિ કરી શકે.




ગયા અંકમાં વર્ણવેલા હૂણો પછી ઇરાનના અામાનીદ વંશની કોઈ શાખાએ પણ અહીં આવી ચડી પશ્ચિમ હિંદમાં વસવાટ કરી હશે એમ લાગે છે. કેમકે ઇરાની સિક્કાઓની અસરવાળા અને નાગરી તથા પહેલવી લિપિવાળા કેટલાક સિક્કાઓ મળી આવ્યા છે, જેમાં કલાદૃષ્ટિએ સારો ગણાય એવો 'નપકી મલિક'ના નામવાળો રૂપાનો સિક્કો ઉપર આપ્યો છે. તેમાં એક બાજુએ પાંખોવાળું શિરસ્ત્રાણ પહેરેલા રાજાનું ચિત્ર છે જેને મથાળે પાડાનું મુખ છે; અને પહલવી લિપિમાં 'નપકી મલિક' લખેલું છે બીજી બાજુએ યજ્ઞ-વેદી તથા પરિચારકો ઊભેલા છે, જેના દરેકના માથા પર ચક્ર છે.

માણસના શરીરમાં કુલ વજનના ૭૦ ટકા જેટલું તો પાણી જ હોય છે, પરંતુ તેનું પ્રમાણ સઘળાં અંગોમાં એકસરખું નથી હોતું. આંખોમાં ૯૮.૭ ટકા, ફેફસાંમાં ૭૦ ટકા, રક્તાશયમાં ૭૦.૫, લોહીમાં ૮૦, મગજમાં ૮૦ તથા હાડકામાં રગથી ૫૦ ટકા.

દૂધ ગરમ કરી લીધેલા વાસણમાં પાણી ઉકાળીને તે પાણી વડે આયના વગેરેના કાંઈ સાફ કરવાથી ચકચકતો પોલિશ આવશે.



અમેરિકાના એક માણસે પોતાના છોકરાઓને ચલાવી શકે એવો આ ચકડોળ બનાવ્યો છે. વચ્ચેના થાંભલામાં જૂની શાફટ કાર મોટરનું સ્ટીઅરિંગ વ્હીલ ગીઅરથી જોડી દીધું છે. એ હાથું ફેરવવાથી તે દિશામાં છોકરો પોતાની ઇચ્છા મુજબ ચકડોળ ચલાવી શકે છે. ઘરનો કે પડોશનો બીજો છોકરો પણ તેની પાવડી પર ઊભો રહીને સાથે મોજ માણી શકે.

> તમે ઇચ્છો છો એવા બીજા નથી થતા તેથી ગુસ્સે નથશો. તમે પોતેજ, "તમે ધારો છો એવા ક્યાં થઇ શકો છો!
>
> —ટૉમસ એ કેમ્પીસ

દુનિયામાં ઊંચામાં ઊંચા વાંસ બોર્નિયો અને મલાયાનાં જંગલોમાં થાય છે—સરેરાશ ૧૦૦ ફૂટ! આજ સુધી દુનિયામાં લાંબામાં લાંબો વાંસ ૧૪૦ ફૂટનો લોકેલો નોંધાયો છે અને તે પણ બોર્નિયોનાં જંગલમાં જ જોવા મળ્યો. વાંસ એ 'ઘાસ'નો એક પ્રકાર જ છે અને તે એટલી ઝડપથી લાંબું થાય, તેની ઊગવાની ક્રિયા પણ જોઈ શકાય એમ કહેવાય છે.



દૃષ્ટિફેરની ગમ્મત: બાજુના ચિત્રમાં, ડાબી બાજુએ બાંધેલો એક ઢંકાયેલો ચોરસ થાંભલો ને તેને અડીને જમણી તરફ દીવાલ ચણી લીધી હોય ને એ દીવાલવાળા ભાગમાં જમીનનો ખાંચો પડતો હોય એમ જણાશે; જ્યારે બીજી દૃષ્ટિફેરથી એ જ રીતનો થાંભલો ડાબી બાજુ અને તેના પડખામાં આવેલો ખાંચો જુદા જ દૃષ્ટિકોણથી દેખાશે. ચિત્રને ઉલટાવવાથી તરત એ ખ્યાલ આવશે.





**ચિત્રો**

નિશાન — અન્વરઅલી હેમાણી — પૂંઠું
રેતીનાં હલેસાં — રસિકલાલ પરીખ — મુખચિત્ર
ખાંભીના સ્થાપત્યનો નમૂનો — અમૃતલાલ વ. પંડ્યા — પાછલા પૂઠામાં
આઝાદ હિંદ ફોજની ટિકિટો — હરિલાલ ઑંકર — ,, ,,
આગગાડી — હીરાલાલ ભટ્ટ — ,, ,,
કેળવણી કાર્ટૂન — ,, ,,

**કાવ્યો**

મુમતાઝ — ઉમાશંકર જોષી — ૮૫
મગ મહિમા — કરાનગૂ — ૮૧

**ચરિત્ર**

મૂળશંકર હરિનંદ મૂળાણી — ૮૯

**વાર્તા**

વિષ પીયુષ — કાલિદાસ જાદવ — ૯૧
મ્હેસુરની નરમક્ષી વાઘણ — વિજયગુપ્ત મૌર્ય — ૯૨

**લેખો**

પ્રવાસ ગંજરી — રવિશંકર રાવળ — ૮૬
રવીન્દ્રનાથના કેટલાક પત્રો — રમણિક મેઘાણી — ૯૫
પિંગળ–પરિચય — કેશવરામ કા. શાસ્ત્રી — ૯૭
રસદર્શન–૨૪ — હરિપ્રસાદ મ. દેસાઈ — ૧૦૨

**વિભાગો તથા પ્રકીર્ણ**

આપણી ગરીબાઇ (ચિત્રજ્ઞાન) — ૮૪
Our Friends Abroad (પરદેશી મિત્રોના પત્રો) — ૯૪
ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ — શ્રીરામ ભટ્ટ — ૧૦૧
કસોટી — ૧૦૩
માધુકરી — ૧૦૫
આ માસનું પંખી (કાબર) — ૧૦૫
આ માસ ઇતિહાસમાં — ૧૦૮
છેલ્લું પાનું — ૧૦૯


### ગ્રાહકોને

કોઈ આકસ્મિક કારણે એક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત ઓફિસ અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારી-પૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો આગે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઈ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વ ર્ષિક લવાજમ રૂ. ૬; પરદેશમાં રૂ. ૭ ૮-૦ અથવા ૧૨ શિલિંગ. છુટક નકલના દસ આના. પાછલા વર્ષના અંકો અપ્રાપ્ય છે. જે કાંઈ ઉપલબ્ધ અંકો મળે છે તે દરેકની કિં ૧-૪-૦.

જાહેર ખબરના સોલ એજન્ટ : મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ બ્યુરો, અજંતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઈ-૧; અમદાવાદમાં મોડેલ ટૉકીઝ સામે, ગાંધીરોડ.

ફીલ્મ નટીઓની જેમ તમારી ચામડીની સંભાળ લો!



# રમોલા

રમોલા કહે છે કે તેની ચામડીની સંભાળ લેવી તેનું પ્રથમ કર્તવ્ય છે. તે નિયમીત પણે લક્સ ટૉયલેટ સાબુ વાપરીને તેની ચામડી અદ્ભુત રીતે સ્વચ્છ અને સુંવાળી રાખે છે. "સૌન્દર્ય શૃંગારનો આ મારો સારો પ્રયોગ છે," એમ તે જણાવે છે; અને ખાત્રી પૂર્વક માને છે કે આ શુધ્ધ, ખુશબોદાર સાબુનું ગુણાવહ ફીણ કોઇ પણ રમણીની ચામડીને મુલાયમ, સુંવાળી અને નિખરતી રાખે છે.




## લક્સ ટૉયલેટ સાબુ

LEVER BROTHERS (INDIA) LIMITED

## મુમતાઝ

· પૃથ્વી ·

મુખે દિવસરાત એક તુજ નામ, મુમતાઝ હે!
હવે મગજમાં ન યાદ પણ કાંઈ બીજી રહે.
જુવાની ગઈ ક્યારની ય, વસમા બુઢાપા ઢળ્યા;
હતાં સ્વજન, એક એક કરતાં બધાં યે પળ્યાં;
ન તખ્ત રહ્યું, બાદશાહ અહીં બંદિખાને પડ્યો.
મને ફકત આશરો તુજનું નામ. સ્વપ્ને મઢ્યો
પણે દિવસરાત તાજ મુજ દોસ્ત ધીરે કહેઃ
'અહીં તુજનું સર્વ!' સત્ય મુમતાઝ, મુમતાઝ હે!

અહો, મુજનું સર્વ તું હતી, હતી જ દિલખેલતી.
ઢળી નુરજહાંની સાંજ, તહીં પૂર્ણિમા તું હતી.
હતી અમૃતહોજ, મૂઠ સમશેરની તું હતી
લડાઈમયદાનમાં; સિહણ શી રહી સ્હેલતી
સદાય મુજ સંગ, ને શિબિરમાં જ ક્યાં આખરે
મને બદનફૂલ ભેટ તુજ અર્પવામાં અરે,
થયો ઉજડ બાગ ખૂદ! દમ જીવ આ શે લહે?
કરી ઉજડ જિન્દગી ચલી ગઈ જ મુમતાઝ હે!

કરી ઉજડ જિન્દગી? પછીથી લ ગવાની હતી
—બચી ગઈ તું દેખવાથી—અહ આગ પ્રજ્વાળતી
તિમૂરવડલાની ભવ્ય વંડવાઈ એકેક હા!
સપૂત તુજ ચારગાંહીં ખુનરેજી જાગી મહા.
શહીદ રુહધર્મનો અદલ એક દારા થયો,
શુજા વનમહીં શમ્યો કયહીં મુરાદ માર્યો ગયો!
ન આલમગિરે રહે સુખથી આ કલેજૂં દહે
પસારી બદબૂ સગા જુલમ ઘોર, મુમતાઝ હે!

જરી ય બદબૂ અરે ચમનફૂલ તારાં થકી
કહે મુલક કે જહાંમહીં શી રીત ફેલી શકી?
અજોડ મુજ બાગ તું, હું ય અજોડ માળી હતો!
શુલો પ્રગટિયાં, થઈ પ્રગટ કેમ ખુશ્બૂ ન તો?
જહાંગિર પિતા થકી જરીક બેવફા હું થયો,
ગળ્યો જ બદલો,—ભલે વખત કેદખાને ગયો;
તવારિખ વિષે અધન્ય પણઃ ભાઈ ભાઈ ગ્રહે
પરસ્પરની જાન! જાય સહ્યું કેમ મુમતાઝ હે!

સહ્યું બહુ ય ને રહ્યું કંઈક તે ય લેશું સહી,
હવે બદનસીબ જિન્દગી હશે ન ઝાઝી રહી.
બિચારી અરધી થઈ ગઈ જહાનઆરા ય તે,
કરે જ ઉઠવેઠ; એક બસ પૂનઃ રૂડી ગતે
મળે કબર સાદગીભર જમીનની ઘાસ ને
ફુલો પણ ઉછેરતી. મુજની તો પ્રિયા તું કને
જગા નિરમી છે જ તે ચિંધત તાજ બોલી રહેઃ
'અહીં જ તકદીર તારૂં!' મુમતાઝ, મુમતાઝ હે!

મહાન તકદીર! બેય તહીં જોડમાં પોઢશું,
અને કબર સંગમર્મરની બેય શાં ઓઢશું!
કયામતદિને હશે પણ મનેતને ભાર એ
ઇમારતતણો, ફગાવી શકશું જ આધાર એ



# પ્રવાસ-મંજરી



લલિતમોહન સેન (લખનૌ)

• ખાલી નઈ પ્રદર્શનહૉલની પાછળની ખાલી જગ્યામાં એક શમિયાનો બાંધેલો હતો. ખુરશીઓ કે મુખ્ય મંચ કે રૉયલ ગેર કશું જ મૂકેલું નહોતું લાઇટ પણ એક જ હતી.

અમે પહોંચ્યાં ત્યારે યુરોપી પોષાકમાં કેટલાક કલાકારો અને અમલદારો ફરતા હતા. નજુજ ને નજરે તરી આવે એટલા જ જણ પોતાના પ્રાંતીય પોષાકમાં હતા. અહીં ઘણા જૂના મિત્રોનાં વર્ષો પછી દર્શન થયાં. પરિષદના થનાર પ્રમુખ શ્રી દેવીપ્રસાદ રાયચૌધરી સાફો બાંધી દિલ્હીના શ્રી બ્રગકન સુરવાલ સાથે પોતાના પહેલવાની શરીરથી એકદમ નજરે ઝડપાયા પરસ્પર ઓળખ્યા. ત્યાં પાસે જ કલકત્તા કલાશાળાના નિવૃત્ત વાઈસ પ્રિન્સિપલ શ્રી જે.પી.ગાંગુલીને ૭૦ વર્ષે પણ ગુલાબી તંદુરસ્તીમાં જોયા. લખનૌ કલાશાળાના પ્રિન્સિપલ લલિતમોહન સેન સાવ સાદા મુસાફર જેવા, ગળામાં કૅમેરા લઈ ફરતા હતા. લાહોરના મિ. સન્યાલ, મુંબાઇથી આવેલા મનુભાઈ ઠાકર ને દક્ષિણ ભારતના શ્રી વેંકટાચલમ્ મળ્યા. તેમનાં મિત્રમંડળોમાં પરિચય થયો, અને ૭ વાગતાં સુધીમાં શમિયાનો ભરાઈ ગયો. એટલામાં પ્રવેશમાર્ગની ગલીમાંથી વાઇસરૉયના હાઉસ સુપરિન્ટેન્ડેન્ટ મિ. ઍન્ડરસન, બીજા એ.ડી.સી. અને દિલ્હી કલામંડળના પ્રમુખ, ઉપપ્રમુખ વગેરે ના૦ વાઇસરૉયની પ છળ ચાલતા માગ્યાના વસ્ત્રો.વન આવી ઊભા રહ્યા, એટલે ઊભાં ઊભાં જ ગાત્રીએ સ્વાગત વાક્યો વાંચ્યાં અને તેમાં એક કલાકેન્દ્ર અને ચિત્રાલયની



માગણી મૂકી. વાઇસરૉયનો જવાબ ટૂંકો જ હતો. સરકારી તંત્ર મારફત કેમ યોજના થવાની છે. તે માટે હિંદના બધા પ્રાંતના કલાકારો એકઠા થાય અને આ પ્રસંગ સફળ થાય, એવું કહીને પ્રદર્શન ખુલ્લું જાહેર કરી અંદરના ખંડો જોવા ગયા આગંતુકો પણ સગવડ માગી તેમ જોવા લાગ્યા. એમાં કોઈ ઠેકાણે વાઇસરૉયની નજીક જવાને કે તે ખંડમાં જવાને પહેરો કે રોકાણ નહોતું આપણા દેશમાં કોઈ રાજા કે અમલદાર આવી ક્રિયા કરતા હોય તો બહાર રોકાણ થાય ને ભીંસ ભીંસ રહે આ પ્રસંગે મને વડોદરાના ગયા સાહિત્ય સમેલનના પ્રદર્શન સમયના બનાવો સહેજે યાદ આવી જાય છે

### પ્રદર્શન કેવું હતું

પ્રદર્શન માટે ચિત્રો માગતું અપેક્ષાપત્ર (પ્રૉસ્પેક્ટસ) જોતાં લાગતું હતું કે આટલાં ઇનામો અને બીજી ઘણી પચારક્રિયાઓને કારણે આ પ્રદર્શન કંઇક નવીન આકર્ષણ ધારણ કરશે, દેશની સમ-



## એક વધુ સંસ્કારયાત્રા

લેખક • રવિશંકર રાવળ



સ્વ. આલેમન

કાલીન કલાકૃતિઓ પ્રત્યક્ષ જોવાની આ પહેલી તકનો લાભ લેવા ઘણા કલાકારો ત્યાં ઊતરી પડશે અને તેમના સંપર્કનો ને અનુભવોનો લાભ મેળવી શકાશે. વળી સાંભળેલું કે આવેલાં ૨૦૦૦ જેટલાં ચિત્રોમાંથી માત્ર ૩૫૦ જેટલાં ચિત્રો જ પ્રદર્શન માટે પસંદ કરવામાં આવ્યાં છે, ત્યારે તો રજૂ થએલી કૃતિઓ જરૂર ચુનંદા પ્રકારની હશે એમ કલ્પના થઇ. પણ જ્યારે પ્રદર્શનના મુખ્ય મોટા ખંડ પર નજર કરવાની તક આવી ત્યારે એની મુગ્ધ કરનારી કોઈ અદ્વિતીય કલાકૃતિ એક ભાવના જ બની ગઇ જેમુ તો પરદેશના બહુ જાણીતા કલાકારોમાંથી એકબેનાં જ નામ નજર ખેંચતાં હતાં અને તેમની કૃતિઓ પણ બહુ જ સાદા પ્રકારની હતી દાખલા તરીકે ફ્રૅન્ક બ્રૅંગ્વિન જે આજના પશ્ચિમી ચિત્રજગતના એક પીઢ કલાકાર ગણાય છે તેનાં થોડાં ઇચિંગ (કોતરેલી પ્લેટ પરથી છાપેલાં શાહી ચિત્રો) જ હતાં અલબત્ત, એ છાપો પણ તેમના નામને શોભા આપે એવી હતી, પરંતુ એનો ખ્યાલ તો અસંખ્ય સામયિકો વગેરેમાં પ્રકટ થતી છાપોથી પણ મળી શકે એટલે તેમના અને એવા બીજા મહાન કલાકારોના હાથે સીધાં બનેલાં ચિત્રો જોવાનો ઉમંગ મરી ગયો. બીજાં પાંચ સાત નવાં નામો હતાં અને તેમનો પરિચય એક મોટા કૅટલૉગમાં છપાયો હતો. કૅટલૉગ મોટું બતાવવા મોટાં બીબાંથી નામો ને ચિત્રોની યાદી આપી તેને ચિતરાયું હતું. અહીં એકાદ બે નાના રંગીન ને કાળાં ચિત્રોનાં હતાં, તેમાં પણ સ્થાનિક પ્રતિનિધિઓનાં ચિત્રો વિશેષ હતાં. આમ, પ્રદર્શન આંતરરાષ્ટ્રીય ચિત્રકળાનું પ્રતિનિધિરૂપ પામી શક્યું નહિ. મોટા ખંડમાં તો યુરોપી ચિત્રો ખૂબ છૂટાં અને થોડાં ગોઠવ્યાં હતાં. પ્રકાશની યોજના પણ તેને માટે સરસ હતી, એટલું કબૂલ કરવું પડશે. પણ પછીના ખંડમાં હિંદી વલણનાં ચિત્રો ભરચક પણે ગોઠવાઈ ગયાં હતાં. નાના, મોટા, સાદા કે સભર પ્રકાર માટે કંઈ યોજના નહોતી દેખાતી મુંબઇના મોટા કૅનવાસો એક ૧૦×૧૨ના નાન ઓરડા જોડે જ ખૂણે હતા, અને કૉમર્શિયલ આર્ટ (વ્યાપારલક્ષી કળા) માટે પણ એટલો જ ખંડ હતો. તેમાંયે માગેલી હરીફાઇઓ બહુ જૂજ પ્રમાણમાં હતી લાગ્યું કે આ કળાનો વિકાસ અને પ્રચાર મુંબઈ કે કલકત્તામાં છે તેના પ્રમાણમાં દિલ્હીમાં ઝાઝું જ રજૂ થયું નથી ઉદ્યોગકારીગરી ને શિલ્પ (ક્રાફ્ટ્સ ને સ્કલ્પ્ચર) તો બંને એક સાથે જ, એક નાના ઓરડામાં ભેગાં ખડકી દેવામાં આવ્યાં હતાં. શિલ્પના ચારપાંચ નમૂના જેમનેમ માગીને મેળવ્યા હોય એમ લાગતું હતું અને હસ્તકળા તો એક ગમ્મત રૂપ જ બની હતી.



કલાપરિષદના મંત્રીઓ

છતાં, સમગ્ર દૃષ્ટિએ કહેવું જોઈએ કે ખૂણે ખૂણે



એક કલાકાર પ્રદર્શનમાં એક ધરાકને સમજાવતા હતા 'આ ચિત્રોની ટેકનીક શીખવા મેડ્જારોહરદિયાજિતવાસાઓમાં જ્યાં છે'

કેટલાક ધ્યાન માત્ર નમૂના આવી ગયા હતા શ્રી અવનીન્દ્રનાથ ટાગોર, શ્રી નંદલાલ બોઝ વગેરેએ આ સમારંભમાં સીધો ભાગ તો નહોતો લીધો, છતાં તેમના તથા સ્વ. ગગનેન્દ્રનાથ ટાગોર વગેરેના જૂજ નમૂના આવ્યા હતા. હિંદમાં કામ કરતા કેટલાક યુરોપી કલાકારોના નમૂનાની બીલકુલ ગેરહાજરી હતી, અથવા રજૂ થયા નહોતા સર્વત્ર ચિત્ર પરીક્ષકોના ધોરણ ઉપર ચર્ચા થતી હતી, અને બાકી રાખેલાં ચિત્રો જેમણે જોયાં હતાં તેમનું કહેવું હતું કે રજૂ થએલાં કેટલાંક ચિત્રો કરતાં વધારે ચડિયાતાં તેમાં હતાં. પણ એ તો બનેજ બનવાનું કે એક પ્રાંતની રુચિ બીજા પ્રાંતને અનુકૂળ ન જ થાય. છતાં કળાના સર્વમાન્ય ધોરણે જોતાં યે આ પ્રદર્શન મુંબાઈ-કલકત્તાનાં પ્રદર્શનો સાથે ઊભુ રહે એવું ન લાગ્યું તસ્વીરકલા (પોર્ટ્રેટ)માં તો ઇંગ્લંડના નામી કલાકાર ઑગસ્ટસ જ્હૉને કરેલું નાઇવાઇસરૉયનું લાલ ચાકથી દોરેલું રેખાચિત્ર હતું. ને તે સરસ જ હતું મુઘલકાળમાં દિલ્હી તસ્વીરો (પોર્ટ્રેટ)નું તો એક મોટું કેન્દ્ર હતું. એ જ દિલ્હીમાંથી કોઈ મૂળ ચિત્રકાર આ પ્રદર્શનમાં રજૂ થયો ન હતો. તેમ દિલ્હી, યુક્ત પ્રાંતો કે રાજસ્થાનના કોઈ જાણીતા કલાકારનો પણ ત્યાં પરિચય થયો નહિ ઉપરાંત મુંબાઈના સાતઆઠ સારા કલાકારો દિલ્હીમાં જ વસતા હોવા છતાં તેમને આ પ્રદર્શન કે પરિષદની માહિતી પણ મળી ન હતી એવી ફરિયાદ હતી

દૃશ્ય ચિત્રો કે વિધાની ચિત્રોમાં ભારતીય જીવન, ઇતિહાસ કે ઊર્મિ દર્શાવતાં ચિત્રો વિરલ હતાં. જાણે આજનો કલાકાર પોતાના કામની જવાબદારીથી પર બની, જીવનથી દૂર ભાગીને કોઈ અગમ્ય નિજાનંદી સ્વરૂપો પાછળ પડ્યો ન હોય ને એમનાં ચિત્રો જાણે માત્ર દીવાનખાનાં કે રાજમહેલ શોભાવવાનાં જ સાધનો ન હોય! આવા જ ઉદ્ગારો દિલ્હીના 'હિંદુસ્તાન ટાઇમ્સ'ની ચર્ચામાં પણ હતા. બીજાં પત્રોએ પ્રદર્શન વિષે કેવી નોંધો કરી છે તે જાણવાની તક મને રહી નહોતી; પણ પાછળથી ઘણાં પત્રોએ જુદાં જુદાં કારણો પર ટીકા કરેલી જાણવામાં આવી છે. ભાષાનાં પત્રોમાં કંઇક ચર્ચા આવી હશે, પણ ચિત્રપ્રદર્શનમાં લોકરુચિ આકર્ષવાનો કે કેળવવાનો કોઇ પ્રયાસ થયો જણાતો નહોતો, તેથી દિલ્હીની આમ જનતા મોટે ભાગે આ પ્રસંગથી અજાણ ને અલિપ્ત રહી હશે એમ કલ્પી શકું છું

આવા વિચિત્ર સંજોગોમાં પણ ગુજરાતના કલાકારો માટે સદ્ભાવ અને આદરનાં વચનો હું સાંભળતો હતો. ભાઈ સોમાલાલ શાહને લલિત કલામાં તથા લક્ષ્મીપ્રસાદ સેવકને વ્યાપારલક્ષી કલામાં ઇનામો મળ્યાં છે. એક બે ચિત્રો વેચાયાં પણ છે.

**કલાપરિષદ**

દિલ્હી સુધી મુસાફરી ખેંચવાનું કારણ મારા માટે તો કલાપરિષદ જ હતી. પ્રદર્શનમાં જાણ્યું કે અગાઉથી જાહેર કરેલા સમયે તે મળી શકશે નહિ, કારણકે કેટલાક મહેમાનો રેલવેની અનિયમિતતાને લીધે વખતસર પહોંચી શકશે નહિ એવા તાર હતા. એટલે સવારના સાડા દસને બદલે બપોરે ત્રણે પરિષદ શરૂ થઈ. મેં કેટલાક મિત્રોને મળી એવો પ્રસ્તાવ મૂક્યો કે કામકાજ શરૂ થાય તે પહેલાં આવેલી વ્યક્તિઓનો પરિચય થઈ જાય તો સારું. લગભગ દરેક જણને આ વાત પસંદ હતી, પરંતુ સ્થાનિક કાર્યકર્તાઓ તથા પ્રમુખને ગળે એ ઊતરી નહિ અને છેવટ સુધી તે રહી જ ગઈ.

આગલે દિવસે જે મંડપમાં ઊભા રહી નાઇ વાઈસરૉયે પ્રદર્શન ખુલ્લું મૂક્યું હતું ત્યાં આજે ૬૦-૬૫ જેટલી ખુરશીઓ હતી અને સામેના ભાગે પ્રમુખ તથા મંત્રીઓ વગેરેની ખુરશીઓ હતી. કશી સજાવટ કે ભપકો રાખ્યાં ન હતાં. પણ આખા હિંદુસ્તાનનો કારભાર કરતા દિલ્હી શહેરમાં અખિલહિંદ કલાપરિષદ જેવું સંમેલન શરૂ થયું તેની કંઇ જ વિધિ થયા વિના દિલ્હીના કલામંડળમાં ચુંટાએલા પ્રમુખ શ્રી દેવીપ્રસાદ રાયચૌધરી સીધા પ્રમુખાસને બેસી ગયા ને કાર્યક્રમ જાહેર કર્યો. સભાના વિધિ તરીકે પરિચય, દરખાસ્ત, અનુમોદન વગેરે પ્રકારો પડતા મૂકવામાં આવ્યા. ડૉ. અવનીન્દ્રનાથ ટાગોરનું પ્રારંભિક વ્યાખ્યાન થવાનું જાહેર થયું હતું, પણ નાદુરસ્ત તબિયતના કારણે તે આવી શક્યા ન હતા. તેમને માનાર્ઘ્ય આપવાનું કામ શ્રી ઓ. સી. ગાંગુલી કરવાના હતા તે પણ આવી પહોંચ્યા નહોતા એટલે ડૉ. મિસિસ સ્ટેલા ક્રૅમરિશે તદ્દન મૌખિક પણ અતિ સુંદર ને જ્વલંત ભાવાંજલિ આપી બીજા એક ગૃહસ્થ પણ બોલ્યા ને છેવટે પ્રમુખ શ્રી દેવીપ્રસાદ રાયચૌધરીએ જણાવ્યું કે હું આજે જે સ્થિતિમાં છું તે ડૉ. અવનીન્દ્રનાથ ટાગોરને જ આભારી છે.

ત્યાર પછી પ્રમુખશ્રીએ પોતાનું ભાષણ વાંચ્યું. તેમાં તેમણે કેટલાંક જોરદાર વિધાનો કર્યા છે. પરંપરાની બહુ પરવા ન કરવી જોઇએ, તેમજ નવા ભયંકર કલાપ્રયોગો (dangerous experiments) પણ ન કરવા જોઇએ, એમ કહી તેમણે રુઢિચુસ્ત કલાકારો સામે તેમજ નવી શૈલીઓ પ્રચારનારાઓ સામે ચેતવણીનો સૂર કાઢ્યો હતો. અંગત ચર્ચામાં પણ તે પોતે ઉદારમતવાદી જણાયા. કોઇએ કહ્યું કે આજે યુરોપિયન કલાના આક્રમણ સામે હિંદી કલા અને કલાકારને રક્ષણ તથા આશ્રય મળવાં જોઇએ, ત્યારે તેમણે એકદમ દૃઢતાથી કહ્યું કે હું એવી દરવાજા બંધ કરવાની નીતિમાં માનતો નથી. કોઈપણ કલાકૃતિ દૂબળી કે ક્ષીણ હોય અને ટકી ન શકે તો તેથી નુકસાન નથી. સબળ અને સશક્તને જ જીવવાનો હક છે આ બાબતમાં ઘણી ચર્ચા કરી શકાય તેમ હતું. પણ સમયનો અવકાશ ન હતો.



પ્રમુખ સાહેબ કલા પરિષદમાં

એ પછી બૅંગલોરના શ્રી વ્યંકટઅચલમે કલાપરંપરા પર વિચારો છેડ્યા. ત્યાર બાદ મને કંઇક કહેવાની તક મળી. અંગ્રેજીમાં જ પરિષદનો વ્યવહાર ચાલતો હતો તેથી ઘણા કલાકારોને વિચારો દર્શાવવાની મુશ્કેલી હતી. મને પણ તે જણાઇ હતી, છતાં મારા બોલવા પછી ડૉ. સ્ટેલા ક્રૅમરિશે અંગત પરિચય થતાં અભિવાદન કર્યું તેથી સમાધાન થયું.

પરિષદમાં ઘણાને આશા હતી કે હાલની હિંદી કલાની પરિસ્થિતિની શક્યતાઓ અને પ્રચાર તેમજ શિક્ષણ સંબંધે વિશેષ ચર્ચા થશે. પણ તેમાંનું કંઇ જ બન્યું નહિ. પરિષદના સર્જકોનું ધ્યાન દિલ્હીમાં એક અખિલ ભારતીય કેન્દ્ર કરી તેમાં સરકાર તરફથી મોટી મદદ મેળવી ચિત્રાલય, મ્યૂઝિયમ, ઍકેડેમી વગેરે ઊભાં કરવા તરફ હતું, અને એ રીતે જ ઠરાવો ને (અનુસંધાન પાછળ પાન ૮૬મે)

### ગુર્જર રંગભૂમિના સંસ્કરણમાં વિપુલ ને અગ્રણી ફાળો આપનાર
## અબોલ અને નિરાડમ્બરી નાટકકાર
# મૂળશંકર હરિનંદ મૂળાણી



ગુજરાતની સર્વસામાન્ય જનતામાં રસ અને સંસ્કાર રેડનારાં ૪૦થી ૫૦ની વિપુલ સંખ્યામાં ને ઊંચા સાહિત્યગુણ ધરાવતાં લોકપ્રિય દશ્ય નાટકો આપનાર અને ગુજરાતની રંગભૂમિનું સંસ્કરણ કરનાર આ નિરાડમ્બરી અને અબોલ નાટકકાર સાહિત્યજગતમાં બહુ જાણીતા નથી, એનું મુખ્ય કારણ એ છે કે એક 'દેવકન્યા' નાટક સિવાય એમનું એક પણ નાટક છપાએલું નથી.

કાઠિયાવાડમાં ચાવંડ મુકામે પ્રશ્નોરા નાગર (અહિચ્છત્ર) જ્ઞાતિમાં વિ. સં. ૧૯૨૪ના કાર્તિક સુદ પાંચમને દિવસે, મૂળ અમરેલીના વતની હરિનંદ દયારામ મૂળાણીને ત્યાં એમનો જન્મ થયો. એમની દશ પેઢી ઉપર હાથીને હોદ્દે બેસનાર જામનગરના કારભારી મૂળા મહેતાના વંશજો મૂળાણી કહેવાયા. એમના પિતા બહુ પવિત્ર ને શ્રદ્ધાળુ પુરુષ હતા. એમનાં માતા (માનકુંવર નથ્થુ મહેતા) રોજ સાંજે ફળિયામાં શેરીનાં છોકરાંને બેસાડી વાર્તાઓ કહેતાં. નાનપણમાં પડેલી એ કહાણીઓની છાપે મોટા થતાં ઘણાં નાટકોની વસ્તુ-સંકલનામાં સ્થાન લીધું છે.

પ્રાથમિક શિક્ષણ ઉપરાંત પાંચમે વર્ષે થોડા સંસ્કૃતનું અને પછી કેટલુંક જ્યોતિષનું જ્ઞાન લીધા બાદ તે જૂનાગઢમાં તેમના ફૂવાને ત્યાં અંગ્રેજી અભ્યાસ માટે ગયા. આ અગાઉ મહાભારત આદિ ધાર્મિક સાહિત્ય તથા માબ્બદોરડન વગેરે ગ્રંથો તો એમણે દસ વરસની ઉમરે વાંચી નાખેલા. જૂનાગઢમાં તેમણે એક મિત્રમંડળ સ્થાપી કવિતાઓ રચવાની શરૂઆત કરી. પણ ત્યાં છ મહીના રહી પાછા અમરેલી આવ્યા અને ત્યાં અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કર્યો બાદ એમણે આપમેળે વાચન વગેરેથી જ શેક્સપીઅર, શેરીડન તેમજ બીજા એવા સમર્થ અંગ્રેજ લેખકોનાં નાટકો તથા નવલો સરળતાથી વાંચી સમજી શકાય એટલું જ્ઞાન મેળવ્યું અને સાહિત્યનો પોતાનો શોખ પોષ્યો. સંસ્કૃતમાં પણ કાલિદાસ આદિનાં નાટકો સમજીને વાંચી શકાય તેટલું જ્ઞાન એ જ રીતે મેળવ્યું. સાહિત્ય ઉપરાંત પ્રાચીન તેમજ આધુનિક ફિલસૂફી તથા ધર્મોનું સાહિત્ય, યોગાભ્યાસ ને આધુનિક વિજ્ઞાન એ એમના અભ્યાસના પ્રિય વિષયો. એમના જીવન પર પણ એ સમર્થ નાટકકારોના વિચારોની, પાતંજલ યોગ-દર્શન જેવા પુસ્તકોની, તેમજ મણિલાલ દ્વિવેદી (?) અને ઍની બેસંટ જેવાં ધર્મગ્રંથકારોનાં લખાણોની પ્રબળ અસર પડી છે.

કાઠિયાવાડમાં કુંડલા (સાવર) મુકામે સં. ૧૯૩૭માં (તેરમે વર્ષે) શ્રીમતી કૃષ્ણબાઈ સાથે એમનું લગ્ન થયું અને સત્તરમે વર્ષે એમણે વડોદરા સ્ટેટના રેવન્યુખાતામાં અમરેલી નજીક મારી ગામમાં દસ બાબાશાહી રૂપિયાના પગારે તલાટી તરીકે નોકરી લીધી. બે વરસની નોકરી પછી સખત બીમારીને લીધે રાજીનામું આપ્યું અને થોડા દિવસ ઘેર રહી, એક બાલમિત્ર ત્રિભુવનદાસ મોતીચંદ શાહ પાસેથી તેર રૂપિયા ઉછીના લઈ તે મુંબાઈ જવા નીકળ્યા. ત્યાં શ્રી કેશવલાલના 'સત્યવક્તા' અઠવાડિકમાં માસિક ૨૦ રૂપિયાથી રહ્યા, જેમાં પ્રુફરીડરથી માંડી એડીટર સુધીનું બધું કામ એમને કરવાનું હતું. આ અઠવાડિકમાં એમને કલમ કસવાનું સારું ક્ષેત્ર મળ્યું અને એમના લેખો પૈકી 'ધનઘટા' નામની લેખમાળા તો પંકાઈ પણ ખરી. આ વખતે તેઓ ભાયખલા કે. જે. ઑરિયેન્ટલની સામેની ચાલમાં થોડા વિદ્યાર્થીઓ સાથે રહેતા, જ્યાં ડૉ. પોપટ પ્રભુરામ અલ્પ સમયમાં આવતા તેમનો એમને પરિચય થયો.

એ અરસામાં મુંબાઈમાં ખંભાતવાળા શેઠ છોટાલાલ મૂળચંદે જાણીતા ઍક્ટર દયાશંકર વસનજીને સાથે લઈ નાટક કંપની કાઢેલી, તેમની સાથે ડૉ. પોપટ મારફત એમને ઓળખાણ થયું ને ફુરસદના સમયમાં નાટકોની શુદ્ધ નકલો ઉતારવા પાંચ રૂપિયાના વેતનથી રહ્યા. એમાં મણિલાલ નભુભાઈના 'કાન્તા' નાટક પરથી ડૉ. પોપટે લખેલા 'કુલીનકાન્તા' નાટકનાં કોઈએ રચેલાં ગાયનોમાં ભૂલો જણાતાં એમણે માલિકોનું ધ્યાન ખેંચ્યું, ને તેમની અનુમતિથી એમણે નવાં ગાયનો ઉપરાંત થોડું વનરાજ વિષે ને એકાદ પ્રવેશ હાસ્યનો લખી આપ્યો, એ એમની નાટ્યકાર તરીકેની શરૂઆત.

આ પછી કિર્લોસ્કરના મરાઠી નાટક શાકુંતલ ઉપરથી અનુવાદ કરવાનું એમને સોંપાયું. પણ હવે બેવડા કામના ભારથી તેઓ થાકી જતા હોવાથી પત્રની નોકરી છોડી દઈ રૂ. ૩૦ના પગારે કંપનીમાં જોડાયા. ડૉ. પોપટે લખેલા 'કનક-તારા' નાટકનાં ગાયનો અને પ્રવેશો એમણે લખ્યા. એવામાં, તેમની મૂળથી જ નબળી રહેતી તબિયત લથડી અને ક્ષયનો ભય જણાતાં તે અમરેલી ગયા, જ્યાં માતાની કાળજીથી જ એ ભયંકર મંદવાડમાંથી ઊગર્યા.

'કનકતારા' પછી મુકાનારા 'હરિશ્ચન્દ્ર' નાટક માટે કંપનીએ તેમને મુંબાઈ બોલાવ્યા તે માંદા માંદા બોલતા ને બીજા લખતા. આ અરસામાં વિખ્યાત નટ બાપુલાલ કંપનીમાં જોડાયા. એ અત્યંત નાના કિશોરની શક્તિ પારખી અને એને જ માટે ઇન્દ્રના પુત્ર 'જયંત'નું પાત્ર આલેખ્યું ને જાતે જ એને અભિનય શીખવ્યો.

આ પછી એમનું પહેલું સ્વતંત્ર નાટક 'રાજબીજ' ઇ. ૧૮૮૮ કે ૮૯માં લખાયું. એમાં રાજાનું કામ નટ છોટાલાલને ને બીજાનું કામ બાપુલાલને સોંપાયાં, અને એ ખેલ પંકાઈ ગયો. તે પછી લખાએલા તેમના નાટક 'કુંદબાળા'-માં અવનવી સીનસીનેરીઓની શરૂઆત થઈ, ને તે નાટક તો એટલું પંકાયું કે હરીફ મોરબી કંપનીને મુંબાઈ છોડી જવું પડ્યું.

આ પછી કેટકેટલે છ-સાત વરસ મંદવાડ ચાલ્યા જ કર્યો અને એમને વારંવાર દેશમાં જવું પડતું એ અરસામાં કંપનીએ બીજાં નાટકો બહાર પાડી લેવાં પણ ફાવ્યું નહિ.

આ વખતે 'કરણઘેલો' નાટક તેમને સુધારવા અપાયું. તેમાં

કરેલા બીજા ફેરફારો ઉપરાંત તેનો છેલ્લો પ્રવેશ તો કરુણ દૃશ્યોમાં એવો રોમાંચક બન્યો કે, કંપનીમાં પહેલાં ડોરકીપર તરીકે કામ કરતા હોરાબજી નામના પારસી ગૃહસ્થ એમાં નવા નટ તરીકે જોડાએલા તે એ એક જ દૃશ્યના અભિનયથી કુશળ નટ તરીકે પંકાઈ ગયા.

આ સુધી તેમણે 'મૂળરાજ સોલંકી' લખ્યું અને તેમાં દાગી નાગાની ભક્ત બાઈનું પાત્ર ઉમેર્યું. ગુજરાતી નાટકના તખ્તા ઉપર ભક્તિરસનું દર્શન થવાની એ શરૂઆત. એ પછી લખાએલું એમનું નાટક 'બૅરિસ્ટર' ખૂબ પંકાયું, જેમાં નવા સુધારાના પવનને ઝીલતું આપણું સ્ત્રીમાનસ તેની સામે કેવી રીતે પોતાનું સ્વત્વ ટકાવી રાખે છે તે માર્મિક હાસ્ય દ્વારા આલેખ્યું છે. દેશી નાટક સમાજવાળા ડાહ્યાભાઈ ધોળશાજી એ નાટક જોવા ખાસ આવેલા, અને માર્મિક હાસ્યની લોકો પર થતી પ્રતીતિ જાણી તે પછીથી એમણે પોતાનાં નાટકોમાં એ પદ્ધતિ અખત્યાર કરી, જેનું ઉદાહરણ 'વીણાવેલી' છે.

એમનો પગાર હવે ૩૦થી વધી ૭૫ થએલો તે કેટલાંક વરસે ૭૫ થયો. એવામાં કંપનીના ભાગીદારોનો દસ વર્ષનો કરાર પૂરો થયો. આ દરમ્યાન બે ભાગીદારો ગુજરી ગયા હતા ને થોડા ખેલો ઉપરાઉપરી નબળા જવાથી કંપની ખોટમાં ડૂબી હતી; એટલે નવી ભાગીદારી રચાઈ જેમાં ૮ આના છોટાલાલ, ૪ આના દયાશંકર, ૩ આના કવિ મૂળશંકર ને ૧ આનો બાપુલાલ એ રીતના ભાગ થયા ને બાપુલાલ કંપનીના મુખ્ય ઍક્ટર બન્યા.

હવે કવિએ શિષ્ટ નાટકો લખવાં શરૂ કર્યાં, જેમાંનું પહેલું 'અજબકુમારી' એ અત્યંત ભાવવાહક, કાવ્યમય અને શેક્સપીઅરની ઢબનું ક્લાસિકલ ટ્રૅજેડીની છાયાવાળું, ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠપદ ધરાવતું નાટક છે. પણ લોકરુચિ હજી કરુણ દૃશ્યો માટે પૂરી કેળવાઈ ન હતી, એટલે તે ચાલ્યું નહિ. તે પછી મુકાએલાં ભટ્ટ વિજયશંકર કાલિદાસનાં બે નાટકો પણ નરમ ગયાં, એટલે કવિએ એક જ રાતમાં 'વીરમંડળ' નાટક લખ્યું. તેનો શરૂનો અંક ઘણો લોકપ્રિય થયો, પણ પાછલો ભાગ ઢીલો હતો. આજ વખતે દેશમાં છપ્પનિયો દુકાળ ચાલતો હતો અને ઉપરાંત મુંબાઈમાં પહેલી વાર પ્લેગની મહામારી ચાલતી રહી. આ બધાથી કંપનીને એટલી ખોટમાં ઊતરવું પડ્યું કે શેઠાણીઓનાં ઘરેણાં પણ ગિરવી મુકાઈ ગયાં ને દીવાળીને દિવસે કંપનીની સ્થિતિનું કવિ આગળ વર્ણન કરતાં શેઠ ગળગળા થઈ ગયા. કવિએ બીજી દીવાળી પહેલાં ઘરેણાં પાછાં લાવી આપી કંપનીને ઋણમુક્ત કરવાની પ્રતિજ્ઞા લીધી ને શેઠને આશ્વાસન આપ્યું

અને કવિએ 'વિક્રમચરિત્ર' લખ્યું. કવિ શામળ ભટ્ટની બત્રીસ પૂતળીની વાર્તાઓમાંની બે વાર્તાઓ જોડીને લખેલું આ નાટક હાસ્ય અને શૃંગાર રસથી એટલું તો આકર્ષક બન્યું છે કે તેણે મુંબાઈને ગાંડું કરી મૂક્યું ને એ એક જ નાટકની આવકે કવિની ટેક રાખી કંપનીનું ઋણ ફેડી દીધું. એ નાટકથી કંપનીની ચડતીકળાનો દસકો બેઠો.

કરજ ભરાઈ જતાં દ્વેષનું બીજ પેઠું, કવિને છૂટા થવાનું આવ્યું ને કંપનીએ કવિ નથુરામ સુંદરજીને બોલાવી તેમની પાસે 'સૌભાગ્યસુંદરી' નાટક લખાવ્યું. પણ એથી માલિકોને સંતોષ ન થતાં તેમણે ફરી કવિને બોલાવ્યા. એમણે આખું નાટક નવેસરથી લખ્યું અને કેટલાંક નવાં પાત્રો ઉમેર્યાં. ગુજરાતી રંગભૂમિ ઉપર અનેરી ભાત પાડનારે નટ જયશંકર 'સુંદરી'નો ઉદય આ નાટકમાં થયો. બાપુલાલ જયશંકરની એ જોડી રંગભૂમિ ઉપર તે પછી એટલી સફળ થઈ કે બે દાયકા સુધી એ જોડીને લક્ષમાં રાખીને જ નાટકો લખાયાં.

'વિક્રમચરિત્ર' અને 'સૌભાગ્ય સુંદરી' પછી લખેલાં કવિનાં 'મદ્રગણ જુગારી' અને 'કામલતા' પણ એટલાંજ સફળ થયાં અને એ ચાર નાટકોએ કંપનીને તારી દીધી. ગુજરાતી નાટકના સાહિત્યમાં મોતીના દાણા પેઠે પાણી નીકળેલાં એ નાટકો લોકરુચિને સદ્‌ગામી બનાવી ઉન્નત પંથે લઈ જનારાં શિષ્ટ ને છતાં પ્રિય લાગે એવાં સાહિત્યસર્જન છે. એ નાટકોના નફામાંથી કવિને બધું મળી ૨૮,૦૦૦ રૂપિયા આવ્યા, જેમાંથી દસ હજાર રોકડા મળ્યા. પણ ફરી પાછી કંપનીમાં ખટપટ પેઠી અને કવિએ છૂટા થઈને, કવિ વિજયશંકર કાલિદાસની મુંબઈ સુબોધ નાટક મંડળી વેચાતી લઈને કાઠિયાવાડી નાટક મંડળી નામે નવી કંપની ઊભી કરી. પણ કવિએ જૂની કંપની સાથેનો દસ વરસનો કરાર પૂરો કરેલો ન હોવાથી તેમની સામે મંડાએલા કેસને પરિણામે તેમની કંપનીએ પાંચ વરસ સુધી મુંબઈમાં ન આવવું એવું ઠર્યું. અને એ રખડપાટનાં પાંચ વર્ષમાં કવિએ પોતાની કંપની માટે નવાં લખેલાં નાટક 'કૃષ્ણચરિત્ર' અને 'દેવકન્યા' ખૂબ લોકપ્રિય થયાં હોવા છતાં, બીજાઓને હાથે લખાએલાં બીજાં નાટકો સારાં ન જવાને કારણે કંપનીને ઘણી ખોટ આવી; અને છેવટે નિરુપાયે છોટાલાલ શેઠને કંપની વેચી દઈને મુંબઈ ગુજરાતી સાથે તેમણે ભાગીદારીનો નવો કરાર કર્યો, જેમાં શેઠ અને તેમના ભાઈનો ભાગ આઠ આના, કવિનો ૩ આના, બાપુલાલનો ૩ આના ને જયશંકરનો ૧ આનો એ રીતે ભાગ રખાયા.

આ પછી ૨૦ વરસ સુધી કવિ મુંબઈમાં જ રહ્યા ને ત્યાં 'વસંતપ્રભા' નામે નવું નાટક, લૉર્ડ લિટનના 'ઝેનોની' ઉપરથી મણિલાલ નભુભાઈએ લખેલી નવલકથા ગુલાબસિંહને આધારે 'પ્રતાપ-લક્ષ્મી', 'સંગતનાં ફળ' વગેરે લખાયાં. તેમાં છેલ્લું નાટક નાપાસ થવાથી વળી પાછો વિક્ષેપ થયો અને કવિએ છૂટા થઈ નકુજીની આર્ય નૈતિક નાટકસમાજને 'સૂર્યકુમારી' નાટક લખી આપ્યું જેને લીધે એ કંપની દેવાંમાંથી નીકળીને તરી ગઈ. પછી સોરાબજી કાત્રકની નવી નીકળેલી રૉયલ નાટક મંડળીને 'ભાગ્યોદય' અને 'એક જ ભૂલ' એ બે નાટકો લખી આપ્યાં ને એ બે વડે જ એ નવી કંપની પણ જામી ગઈ.

રૉયલમાં 'સાચા સંન્યાસી'ની તૈયારી ચાલતી હતી એવામાં મુંબાઈ ગુજરાતી કંપનીએ ફરી કવિને બોલાવ્યા. ત્યાં એમણે લખેલું 'ધર્મવીર' નાટક સરકારે ભજવવા દીધું નહિ ને મૉન્ટી ક્રિસ્ટો ઉપરથી લખાએલું 'કલ્યાણરાય' ભજવાય તે પહેલાં તો કંપનીમાં સખત ખટપટ ઊભી થઈ. કંપની બાપુલાલને ચાળીસ હજારમાં વેચાઈ ગઈ. અને કવિ પોતાના પુત્ર પાસે કાનપુર ચાલ્યા ગયા.

૧૯૨૩માં છોટાલાલ શેઠે જયશંકર દ્વારા ફરી કવિને બોલાવી નવી કંપની ઊભી કરી ૬ આના ભાગથી રાખ્યા અને કવિએ 'રત્નાવલિ' તથા 'વિહગ અને શનિ' લખ્યાં. એવામાં ટ્રામના સખત અકસ્માતમાં કવિનું જમણું હાડકું ભાંગી ગયું અને ત્યારથી તેમણે નિવૃત્તિ લીધી.

ગુજરાતી રંગભૂમિનું સક્રિય ઉત્થાન લાવવામાં એમના જેટલો હિસ્સો. હજુસુધી ભાગ્યે જ કોઈએ આપ્યો છે. ગુર્જર રંગભૂમિ પર કવિ મૂળશંકરનો ઉદય થયો ત્યારે ગુજરાતી નાટકોની સ્થિતિ વિચિત્ર હતી. ગુજરાતી ભાષણો, હિંદી ગાયનો અને દક્ષિણી પહેરવેશવાળાં સ્ત્રીપાત્રોથી નાટકો ભજવાતાં. ગુજરાતી નાટકોમાં શુદ્ધ ગુજરાતી ભાષા, ગુજરાતના જ આચારવિચાર આદિ બધું ગુજરાતી જીવનમાંથી ઉતારવાનો પ્રયત્ન કરી નાટ્યસાહિત્યની પ્રથમ દિશા બતાવવાનું કામ કવિ મૂળશંકરે જ કર્યું. એમની પ્રતિભાવાન કલમે લખાએલાં નાટકો, ઉર્દૂના પ્રખ્યાત લેખક મુન્શી આગા હશ્ર અને મરાઠી નાટકકાર ખાડિલકર અનેક વાર જોતા અને તેનું મનન-વિવેચન કરતા. વાઘજી આશારામ અને ડાહ્યાભાઈ ધોળશાજી એમના સમકાલિનો. સદ્‌ગત સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઈ (અનુસંધાન આગળ પૃ. ૯૧મે)

એક કલ્પનારંગી વિજ્ઞાનકથા

# વિષ-પીયૂષ



**પૃ**થ્વી સંદેશો મોકલે છે, પ્રોફેસર કમલનયન! તમે જે કોઇ પણ ગ્રહ પર હો ત્યાંથી એકાએક આપણી પૃથ્વીને બચાવવા આવો. આપણી માનવજાત જે ભયંકર વિનાશને આરે અત્યારે આવી ઊભી છે તેને તમારું જ વિજ્ઞાની મગજ બચાવી શકશે. તમારું શોધેલું પીયૂષ માનવજાતને વિષ સમાન નીવડ્યું છે. એનાથી માણસ ભલેસ અમરત્વ તો પામે છે જ, પણ તેની સાથેસાથે આકસ્મિક વિનાશ પણ પામે છે. એનું કારણ એમ જણાય છે કે તમારા પીયૂષમાં પ્રત્યેક પળે બમણું થવા જવાનો ગુણ લાગે છે. કેમકે તમારા પીયૂષને માનવજાતને પાઈ દીધા પછી જે બાકી રહ્યું તે બમણું થતું જતાં આજે બધા મહાસાગરો ભરાઈ ગયા છે. આખી પૃથ્વીના ઉચ્ચ પ્રદેશો સિવાયના ભાગોમાં અત્યારે મહાસાગરનાં મોજાં ફરી વળ્યાં છે. હજારો શહેરો અને કરોડો માણસો અમરત્વ પામવા છતાં સાગરતળિયે ડૂબી ગયા છે. એ ડૂબી ગયેલાઓ જીવતા છે કે મૃત એ અમારાથી જાણી શકાતું નથી. હવે તો જો તમે આવીને આ પીયૂષવર્ધનને નહિ અટકાવો તો થોડાજ વખતમાં આખી માનવજાત સાગરતળિયે સૂતી હશે. પ્રોફેસર કમલનયન! આ સંદેશો પૃથ્વી મોકલે છે. તમે જ્યાં હો ત્યાંથી આપણી પૃથ્વી પર આવો!'

**ઈ.** સ. ૨૯૮૯માં પ્રોફેસર કમલનયને એક પીયૂષ શોધી કાઢ્યું હતું. આખી દુનિયાના મહાન વિજ્ઞાનીઓમાં એમની ગણના થતી હતી. ઉપર્યુક્ત પીયૂષ શોધાયા પછી પૃથ્વી પરથી બૃહસ્પતિના ગ્રહ પર માનવજાતની વસાહતની શક્યતાઓનું સંશોધન કરવા વિજ્ઞાનીઓનું એક કમિશન અણુશક્તિ-ચાલિત વિયતયાન મારફતે મોકલવામાં આવેલું. એ કમિશનના નેતા તરીકે પ્રો. કમલ ત્યાં ગયા હતા.

પ્રો. કમલની શોધમાં કોણ જાણે શી ભૂલ રહી ગઈ હશે કે જેથી એમનું પીણું પ્રત્યેક પળે દ્વિગુણિત થતું જતું હતું! પૃથ્વી પર વસતાં માણસોને એ પીણું પાઇ દીધા પછી એને ફેંકી દેવામાં આવેલું પણ એ જ્યાં હતું ત્યાં પણ દ્વિગુણિત થવા લાગ્યું. પરિણામે એ બધું પ્રવાહી મહાસાગરોમાં જઈને ભળ્યું. માનવીઓના કમનસીબે, નાશ પામેલાં શહેરોમાં પ્રો. કમલનું શહેર જ પહેલું ભરખાયું હતું; નહિતર તો બીજો કોઇ વિજ્ઞાની પ્રોફેસર કમલની પ્રયોગનોંધો વાંચીને આ પીયૂષવર્ધનનો પ્રતિકાર શોધી કાઢત.

*ઉપર પ્રમાણેના સમાચાર ગ્રહગમ-આંદોલનો મારફતે પૃથ્વીના વાતાવરણ [illegible] પ્રોફેસરને મોકલવામાં આવ્યા. પણ મનુષ્યોના

કમનસીબે એ આશા જ નહિ. આહીં પીણું તો અનેકગણી ઝડપથી વધી રહ્યું હતું. એકએક દિવસ જતો અને એ અમૃતનો મહાસાગર હજારો શહેરોને ભક્ષી જતો. માનવો બધી જાતની પ્રવૃત્તિ છોડી દઇને માત્ર પોતાની જાતને બચાવવા મથી રહ્યા હતા. લાખોની સંખ્યામાં પર્વતો પર સ્થળાંતર થઇ રહ્યું હતું. ઉદધિ આખો લાખો નાની મોટી સ્ટીમરોથી ઉભરાઈ રહ્યો હતો. આ સ્ટીમરોમાં માણસો જેમતેમ પોતાનો જીવન નિર્વાહ કરી રહ્યા હતા.

**'આ**પણી કોઈ ભૂલ થતી હોય એમ લાગે છે.' વિયતયાન દિશાદર્શકે કહ્યું. 'ના; આપણી ભૂલ ભાગ્યે જ થઇ છે. જુઓ, આ ડાબી બાજુએ મંગળનો ગ્રહ; અને પેલા ખૂણામાં ચંદ્રસ્થ આપણા ભાઇઓએ આપણી વિદાયમાં સળગાવેલી આતશબાજી પણ દેખાય છે.' દૂરબીન પર બેઠેલા માણસે કહ્યું.

'હા, પણ આપણા દૂરબીનમાં આપણે કરોડો માઇલની વસ્તુને સંપૂર્ણરીતે સ્પષ્ટપણે જોઇ શકીએ છીએ. સામે દેખાય છે તે આપણી પૃથ્વી જ હોય તો આખો એશિયાખંડ ન દેખાય? ત્યાં તો આપણને માત્ર મહાસાગર દેખાય છે!' કમલનયને કહ્યું

'ચાલો, ત્યારે એ ગ્રહની વધારે પાસે જઇ ખાતરી કરી લઇએ, કે એ પૃથ્વી છે કે નહિ.' દિશાદર્શકે જણાવ્યું.

પ્રોફેસર કમલનયનનું વિયતયાન પૃથ્વીની પાસે આવી ગયું. હિમાલયના સર્વોચ્ચ શિખર ગૌરીશંકર સિવાય સર્વત્ર મહાસાગર-સલિલ ફરી વળ્યું હતું. આ શિખર પર થોડાં માનવો જીવનની છેલ્લી ઘડીઓ ગણી રહ્યાં હતાં. વિયતયાનના એક માણસે નીચે ઉતરી એમાંના એક માણસથી પૃથ્વી પર બનેલી બીના જાણી ત્યારે જ એને ખબર પડી કે એમનો રેડિયો બગડી જતા એમને સમાચાર મળેલા જ નહિ! એણે વિયતયાનમાં આવી સઘળી બીના કમલનયનને જણાવી.

કમલનયનને પોતાની શોધની યાદ બરોબર તો રહી ન હતી. છતાં એમણે પ્રયત્ન શરૂ કર્યો. કલાકોના શ્રમ પછી એમને માલૂમ પડ્યું કે એમની શોધના સૂત્ર (ફૉર્મ્યૂલા)ના સમીકરણમાં જ્યાં એક 'વત્તા'ની નિશાની જોઇએ ત્યાં 'ઓછા'ની નિશાની આવી જતાં આ ભયંકર પરિણામ આવ્યું હતું! એ ભૂલ સુધારી, એમણે સૂર્યકિરણો કેન્દ્રિત કરીને ક્રોમોરેડાઇન નામનું બીજું પ્રવાહી બનાવી કાઢ્યું.

'મારી એક જ ભૂલથી હું જનકુલઘાતક બન્યો. બાકી રહેલા જનકુલને હું આ પ્રવાહીથી બચાવીશ. આ પ્રવાહી મારા જઠરમાં જતા જઠરરસ સાથે ભળીને પીયૂષવર્ધન–પ્રતિકાર તૈયાર થશે. હું આ પ્રવાહી પી લઉં તે પછી એક કલાક સુધીમાં મારું ઑપરેશન કરી એ પ્રતિકાર મારા જઠરમાંથી બહાર કાઢી આ મહાસાગરમાં નાખી દેજો. પાંચસાત દિવસમાં આખી પૃથ્વી મહાસાગરને તળિયેથી બહાર આવશે.' કમલે પોતાના સાથીઓને જણાવ્યું.

'તમે ભૂલ જાણીજોઇને નહોતી કરી. એ પ્રવાહી તમારે પીવાની શી જરૂર? તમે જીવંત હશો તો જનકુલને તમારા વિજ્ઞાનથી ઉન્નતિના શિખરે પહોંચાડશો. અમારામાંથી કોઇને એ પ્રવાહી પીવા દો.' બધા સાથીઓ એકીસાથે બોલી ઉઠયા.

'ના, એને માટે તો હું જ યોગ્ય છું જઠરરસ કાઢી લીધા પછી મારા દેહને બાળશો કે દાટશો નહિ. એને વિદ્યુત્-સ્નાન આપી સાચવી રાખજો. આ મારી બીજી વાર શોધેલી ફૉર્મ્યુલામાંથી જ વિના કોઈ વિજ્ઞાની મને બચાવે તો મારા અહોભાગ્ય.'

આજે ૩૦૦૧ની સાલ આવ્યા છતા પ્રો. કમલના આ સૂત્રને હજી કોઇએ પૂરું કર્યું નથી.

કાલિદાસ દવે

શિકાર કર્યો અને ફરીથી બે ત્રણ ગોળીઓ છોડી. બંદૂકના ધુમાડામાંથી હું કાંઈ જોઉં તે પહેલાં તો એ વાઘ નીકળી ટેકરો માર્યો અને તેને અટકાવવાનો મારો પ્રયાસ નિષ્ફળ ગયો. કટોકટીની ક્ષણ હતી. પરંતુ મેં બંદૂક ઉપરથી આંખ ફેરવીને જોયું ત્યારે વાઘણ ત્યાં ન હતી!

શું, ખરેખર એ ડાકણ હતી? શું લોકોની માન્યતા ખરી હતી? નહિતર આંખના પલકારામાં એ ક્યાં વિલીન બની ગઈ? અને મારા અચૂક નિશાનનું શું? મારે ત્વરાથી આ વિચારો મારા મગજમાંથી પસાર થઈ ગયા.

અરે, બંદૂકના મૂત શરીર પાછળ જોયું શું છે? એ તો વાઘણની પૂંછડી એની પાછળ ફરકતી હતી. બસ, તે ઘવાઈને ત્યાં પડી હતી. મને ભારે હેરાન કરતી રહેવાઓથી વાઘણ ઊંધી થઈને ટેકરીમાં આગળી. પરંતુ તેના સંભવિત હોઠને આંતરી લેવા મેં આડી દોટ મૂકી. ઘવાયેલ પ્રાણીને આંતરી લેવું એ મારે જોખમી સાહસ છે, પરંતુ હવે તો એ જોખમ ખેડયા વિના છૂટકો જ ન હતો. મેં દોટ મૂકી અને પાછળ આવીને જોયું કે વાઘણ મુશ્કેલીથી શ્વાસ લેતી હતી. એક બીજી ગોળી મારીને મેં તેને ઠાર કરી.

મેં તેનું શરીર તપાસ્યું તે બરાબર જુવાનીમાં હતી અને શરીરમાં એવી કોઈ ખોડ કે ઇજા ન હતી કે જેના કારણે નરભક્ષી બનવાના તેના અક્ષમ્ય અપરાધ અને અધઃપતનનો બચાવ થઈ શકે. પરંતુ તેના શરીરની તપાસમાં મને એક બીજા કોયડાનો ઉકેલ મળ્યો: તેના સ્તનમાં દૂધ હતું. જરૂર, આ ટેકરીમાં ક્યાંક તેનું બચ્ચું હોવું જોઈએ.

શાર્દૂલના અવાજ સાંભળી દૂર મેદાનમાં આંબલીના વૃક્ષમાં છુપાયેલા મારા માણસો દોડી આવ્યા અને વાઘણને મરેલી જોઈને હર્ષથી પુલકિત થઈને નાચવા લાગ્યા. પણ એટલું તેમના માટે બસ હતું. આ વાઘણે બધાને ખૂબ રંજાડયા હતા, એટલે તેમણે અને તેણે ગ્રામ્ય ભાષામાં જેટલા અપશબ્દો હતા તેનાથી તર્પણ કર્યું! એમનો ક્રોધ ક્ષમ્ય હતો. એમાંના પણ વાઘણને શિકાર થતાં જોઈ હતી અને બંદૂકના અવાજ સાંભળવા ભેગા જ એઓ દોડી આવ્યા હતા.

વાઘણનું બચ્ચું તો અમારા હાથમાં ન આવ્યું. થોડા દિવસ તે ભૂખ્યું રખડ્યું અને પછી ભૂખમરાથી મરી ગયું.

આમ આયનપુરની નરભક્ષી વાઘણના અત્યાચારી જીવનનો છેવટે અંત આવ્યો. મેં 'સુંદરગોરી'ને બોલાવી મંગાવી અને તેના ઉપર વાઘણનો મૃત દેહ લાદીને અમે મૈસોર તરફ રવાના થયા. પરંતુ આ શુભ સમાચારને હેળસુર ગામમાં પહોંચતાં વાર ન લાગી અને ત્યાંના લોકો સાજનની ગરાસો સાથે ઢોલ વગાડતા આવ્યા અને અમારું સ્વાગત કર્યું. એટલું જ નહિ પણ ગામમાં આવી વાઘણનું પ્રદર્શન કરવા આગ્રહ કર્યો. અમે આ ભોળા ગામલોકોના આગ્રહને પાછો ઠેલી શક્યા નહિ. ગામમાં દાખલ થતાં જ આખું ગામ અમારું સ્વાગત કરવા નીકળી પડ્યું. બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરુષો, સૌ વાઘણને જોવા પડાપડી કરવા લાગ્યા. બાળકોની જિજ્ઞાસાનો તો પાર ન હતો. કોઈની જનેતા અને કોઈનો પિતા એના પેટમાં સમાઈ ગયા હતા. એ પ્રાણીએ તેમને અનાથ કર્યા હતા અને જેના ભયથી રાત્રે તેઓ સ્વપ્નમાંથી ઝબકીઝબકીને ઊઠી પડતા એ પ્રાણીના મૃતદેહ સામે તેઓ ફાટી આંખે કુતૂહલથી જોઈ રહ્યા.

આજે હવે ગામલોકોએ છુટકારાનો દમ લીધો અને આનંદમાં આવી, પોતાની પીઠ ઉપર નરભક્ષી વાઘણને ધારણ કરનાર 'સુંદર ગોરી'ને કેળાં અને મલીદાનું ભોજન કરાવ્યું અને આ આનંદોત્સવનું માન જાણે તેને જ આભારી હોય તેવી છટાથી સુંદરગોરીએ એ સન્માનનો સ્વીકાર કર્યો! તે ભૂલી ગઈ કે પોતે આ સૈન્ય સમાજમાં આવી તે અગાઉ હજી તો છ મહીના પહેલાં જ તે પોતે પણ વાઘણ જેટલી જ જંગલી હતી!

વાઘણ ઠાર થયાના સમાચાર વીજળીવેગે આખા પ્રદેશમાં ફેલાઈ ગયા અને બીજા દિવસથી જ ખેડૂતો નિર્ભય રીતે ખેતરોમાં ગયા, કઠિયારા જંગલમાં લાકડાં કાપવા લાગ્યા, આનંદથી ગીત લલકારતા ગોવાળો ઢોરનાં ધણ લઈને વગડામાં ફરવા લાગ્યા અને જંગલના નિર્જન બની ગયેલા માર્ગો ફરી જનપદથી કલ્લોલવા લાગ્યા. જંગલી હાથીઓને પકડવાની અમારી સરકારી 'ખેડા' પ્રવૃત્તિ પણ પાછી ઉમંગથી શરૂ થઈ ગઈ. વિજયગુપ્ત મૌર્ય

[મ્હૈસુર સરકારના હાથીખાતાના અમલદાર જી. પી. સૅન્ડરસનના અનુભવ ઉપરથી લખેલી એક સત્ય ઘટના]

## પરદેશના પત્રમિત્રો

*Our Friends Abroad*

આ પત્ર મેળવનાર:

જયેન્દ્ર મ. ત્રિવેદી, રેલ્વે ક્વાર્ટર, બોટાદ (કાઠિયાવાડ)

Stud. Hans Yngstrom

*Torsvagen 5 Stocksund (Sweden)*

સ્ટોકસન્ડ ૪ ૩ ૧૯૪૯

પ્રિય જયેન્દ્ર,

હું ધારું છું કે એ તમારું ખ્રિસ્તી નામ છે! મેં તમારું નામ સરનામું એક પત્રવ્યવહાર મંડળ પાસેથી મેળવ્યું છે. હું ૨૦ વર્ષનો સ્વીડીશ કુમાર છું અને સ્વીડનના મુખ્ય શહેર સ્ટૉકહોમના સ્ટૉકસન્ડ નામના પરામાં રહું છું.

હું સ્ટૉકહોમની એક મહાશાળામાં અભ્યાસ કરું છું. આ વસંતમાં હું મારી મૅટ્રીક્યુલેશન પરીક્ષામાં બેસીશ. શાળાની એ છેલ્લી પરીક્ષા હોય છે અને પછી જ યુનિવર્સિટિનો અભ્યાસ શરૂ થઈ શકે છે. મારી પરીક્ષા પછી મારે એક વર્ષ લશ્કરી તાલીમ લેવી જોઈશે.

મારા શોખના વિષયો? મને રાજકારણ તથા રંગભૂમિમાં ઊંડો રસ છે; રમતો પણ ખરી. શિયાળામાં હું આસપાસના જંગલમાં 'સ્કીઇંગ' (બરફ ઉપર લપસવાની રમત) કરું છું; વસંત અને પાનખરમાં જંગલે માં પગેરાં (track-finding) કાઢું છું. ગયા જુન-જુલાઈ-ઑગસ્ટની રજાઓમાં મેં દક્ષિણ સ્વીડનમાં એક ખેતર પર કામ કરેલું.

હવે સ્વીડન વિષે કંઈક લખું. હિંદ વિષે મારું જ્ઞાન અલ્પ છે એ કબૂલ કરું છું અને કાઠિયાવાડ તો મારે માટે છેક જ અજાણ્યું છે. સ્વીડનની વસતિ ૬૫ લાખની છે. ખાદ્ય પદાર્થો અને બીજી પેદાશોમાં યુરોપી દેશો તથા હિંદ કરતાં વધુ સમૃદ્ધ છે. માંસ, રોટી, માખણ અને ખાંડ ઓરવાનું જ માત્ર રૅશન છે, અને એ રૅશન પણ મોટા પ્રમાણમાં મળે છે. અમે તો બીજા દેશોને પણ મદદ કરીએ છીએ. જો કે એ મદદ હજુ વધારવી જોઈએ એમ હું માનું છું.

મેં ઉપર લખ્યું કે હું રાજકારણમાં રસ લઉં છું, છતાં મારે કબૂલ કરવું જોઈએ કે હિંદના ઉત્પાતભર્યા કોયડા વિષે હું બહુ થોડું જાણું છું. આશા રાખું છું કે બ્રિટન-હિંદ ઝઘડા વિષે તમે થોડી માહિતી આપશો.

ધારું છું કે તમને મારી સાથે પત્રવ્યવહાર કરવામાં આનંદ આવશે અને મારું વિચિત્ર શાળાજોગ અંગ્રેજી તમે સમજી લેશો અને ભાષા વિષયક ભૂલોને માફ કરશો. નહિ. તમારો હૅન્સ

# રવીન્દ્રનાથના કેટલાક પત્રો



કવિને ઓળખવો હોય તો એનું કાવ્ય જોવું જોઈએ, એ એક નિયમ છે. પણ રવીન્દ્રનાથ વિષે એમ કહી નહિ શકાય. માત્ર એમનાં કાવ્યોમાં જ નહિ પણ એમનાં ગીતો, નાટકો, નવલો, વાર્તાઓ, પ્રવાસવર્ણનો, નિબંધો વગેરે અનેકવિધ સર્જનમાં એટલી બધી કાવ્યસંપદ ભરી પડી છે કે એ બધામાં પ્રચ્છન્નરૂપે રહેલ કવિના આત્માનો પરિચય પામી શકો; અને તેથી જ રવીન્દ્રનાથને જાણવા માટે એમનાં કાવ્યો ઉપરાંત અન્ય સર્જનપ્રકારોનું અનુશીલન પણ જરૂરી છે.

રવીન્દ્રનાથ જ્યારે સાહિત્ય સર્જે છે ત્યારે તો એમની કૃતિઓમાં એક અપૂર્વ પ્રકાશ દેખાય છે જ; પરંતુ જે કૃતિમાં એમનો ઉદ્દેશ સાહિત્યસર્જન કે કાવ્યરસના પરિવેશનનો નથી હોતો તે કૃતિ પણ સાહિત્યને ત્રાજવે ઉન્નત જણાઈ છે. આ વાત એમના પત્રો વિષે છે. એમાં પ્રગટ થતું એમનું કવિ-માનસ વારંવાર ઉજ્જ્વલ ભાવે દેખા દે છે. એમાં એમનું કવિત્વ, કૌતુક ને ભાવનું રંજન સ્પષ્ટપણે દેખાય છે. ઉપરાંત એમાં એવાં અનેક તત્ત્વો પડ્યાં છે, જે રવીન્દ્રસાહિત્યનો રહસ્યસ્ફોટ કરી શકે. આ બધાં કારણોસર એમના પત્રો જોવા જરૂરી છે.

રવીન્દ્રનાથે જુદાજુદા સમયે સ્વ. ચારુચંદ્ર બંદ્યોપાધ્યાય (જે તે વખતે 'પ્રવાસી'ના સહકારી સંપાદક હતા) પર લખેલા પત્રોમાંથી 'પ્રવાસી' (કારતક ૧૩૪૮ બંગાબ્દ) માં પ્રગટ થયેલા કેટલાક અપ્રકાશિત પત્રો અહીં ઉતારવામાં આવ્યા છે. એ સમયે કવિની કવિતાઓનો સૌ પહેલો સંગ્રહ 'ચયનિકા' ઇન્ડિયન પ્રેસદ્વારા તાજો જ બહાર પડેલો. એની સંકલના સ્વ. ચારુચંદ્ર બંદ્યોપાધ્યાયે જ કરેલી. 'ચયનિકા' ગમતાં કવિએ લખેલું—

(હ્યાલની છાપ: બડા બજાર)

પ્રિયવરેષુ, ૨૮ સપ્ટેમ્બર '૦૯, કલકત્તા.

'ચયનિકા' ગમી છે. મુદ્રણ સારું છે, કાગળ સારા છે, બાંધણી પણ સારી છે. કવિતા સારી છે કે કેમ એ તો જન્માન્તરે જ્યારે સમાલોચક થઈને જન્મીશ ત્યારે જણાવીશ.

પરંતુ ચિત્ર સારું નથી થયું એટલું તો સ્વીકારવું જ પડશે. આ ચિત્રને માટે જ આતુરતાપૂર્વક રાહ જોતો હતો. કારણ એ મારી કૃતિ નથી. નંદલાલ પાસે મૂળ ચિત્ર જેવું જોયું હતું, તેવું આ પુસ્તકમાં નથી દેખાતું ઉલટાનું જરાક ખરાબ જ દેખાયું.

પોતાની જ પ્રતિમૂર્તિ વિષે પોતે જ કંઈ મત દર્શાવવો એ શિષ્ટાચાર નથી. પણ આત્મીય સ્વજનો ને મિત્ર-દોસ્તો જે કોઈ આ જોશે તે રોષે જ ભરાશે. મૂળ ફોટોગ્રાફ સુન્દર નથી આવ્યો, પણ એનું આ મુદ્રણ તો એનાથી ક્યાંય દૂર નીકળી જાય છે. બધા એક અવાજે કહે છે કે જો હજુ યે બંધાયું ન હોય તો પુસ્તકમાં ન બાંધવું એ જ સારું છે. ઓછામાં ઓછું મને આપવાની બીજી નવ પ્રતમાં તો એ ન જ મૂકશો. કારણ જેમને હું એ આપવાનો છું, એ સૌએ મને નજરોનજર જોયો છે. આ ચિત્ર જોઈને એ સૌ કદાચ મને ભૂલી જાય તો?

હેમાર વ્યાખ્યાનો આપતો ફરું છું. છાતી ભરી આવી ગયો છે. અત્યારે એક વ્યાખ્યાન ચડાઈની તૈયારીમાં છું. અલ એવ ઇતિ.

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

પ્રિયવરેષુ,

ફરી એ જ પદ્ધતિએ આશ્રય લીધો છે. અત્યારે એનું હરિતવર્ણું મોં પ્રસન્ન ને સુંદર દીસે છે.

'ચયનિકા' અંગેના ફોટો માટે શું કામ બખડજંતર કરો છો? એને બાદ કરવામાં જ વધુ આનંદની વાત હતી. મારી પ્રત્યેક ચોપડીમાં મારી છબિ જોડીજોડીને હું ખૂબ જ કંટાળી ગયો છું. હવે તો અરીસામાં મારું મોં જોવું યે બંધ કર્યું એમ થાય છે.

એક સસ્તી કિંમતની ચયનિકા છાપી, જો માત્ર ૧૦૦ જેટલી નાની નવું મૂલ્યની કાઢી હોત તો વાચકો માટે યે લાભકારક વાત અને વ્યાપારીઓને પણ લાભ થાત. ઘણાંની ઇચ્છા હોય છે કે એ ચયનિકા ખરીદે, પણ ખિસ્સું ના પાડતું હોય છે. હું જો વાચક હોત તો ચાર રૂપિયા ખર્ચી ચયનિકા ખરીદત નહિ. ઇતિ.

૨૯ આસો ૧૩૧૬ (બંગાબ્દ) શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

પ્રકાશનાર્થે લખાણ મોકલતાં શ્રી રવીન્દ્રનાથ સંપાદકની રુચિ ને સૂંઠબુદ્ધિને કેટલું માન આપતા એ એમના અનેક પત્રોમાં જોઈ શકાય છે. નીચેનો પત્ર એનું એક ઉત્કૃષ્ટ ઉદાહરણ પૂરું પાડે છે:

પ્રિયવરેષુ,

આજે રજિ. પોસ્ટથી બે કૃતિઓ તમને મોકલી છે. જો પસંદ ન આવે તો એક બાજુ નાખી ન દેતાં મને પરત મોકલાવશો. મનમાં એમ ન માનતા કે હું ગુસ્સે થઈને કહું છું. હું યે એક વેળા સંપાદક હતો. સંપાદકની ફરજ બજાવતાં દયા-માયાને તિલાંજલિ જ દેવી પડે છે. તમારા વિચાર અને અભિરુચિ મુજબ કાર્ય કરતા રહેજો. હું કોઇ પણ રીતે જરાયે-લેશમાત્ર ક્ષુબ્ધ નહિ બનું. લખાણનો વિષય કદાચ મનોરમ્ય નહિ લાગે. તદુપરાંત લંબાણ. લેખિકાઓ પણ ઘણુ શિખાઉ. એટલે જો આ કૃતિઓ તમને વર્જન કરવા યોગ્ય જણાય (છેવા લાયક ન લાગે) તો એ માટે અમે ગર્જન નહિ કરીએ. કદી બીજું લખાણ પણ મોકલીશ. ઇતિ. ૨૧ ભાદ્ર૦ તમારો

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

નીચેના પત્ર પર છાપ છે: પ્રેષક ડાકઘર શાન્તિનિકેતન, ૬ સપ્ટે. '૧૭.

બંગાબ્દ ૧૩૧૮ના ભાદ્રવ અંકથી ૧૩૧૯ના શ્રાવણ અંક સુધી 'પ્રવાસી'માં કવિની 'જીવનસ્મૃતિ' ક્રમશઃ પ્રગટ થતી રહેલી. એ સમયે 'પ્રવાસી' તરફથી સ્વ૦ ચારુચંદ્ર બંદ્યોપાધ્યાય સાથે જે પત્રવ્યવહાર સ્વ૦ રવીન્દ્રનાથનો થયેલો, તે જેમ કૌતુકપ્રદ છે તેમ કિંમતી પણ છે. ચારુચંદ્રે કવિ પાસેથી એમનાં જીવનસંભારણાં માગતાં કવિએ ઉત્તરમાં લખેલું—

પ્રિય સંભાષણમેતન્,

વાહ, તમે યે ભલા માણસ છો! હવે એકદમ મારા જીવનમાં હસ્તક્ષેપ કરવા માગો છો! આટલા દિવસ મારાં કાવ્યો વિષે ખૂબ વાદવિવાદ થયો છે; હવે લાગે છે કે મારા જીવન વિષે ઉહાપોહ થશે"

સંપાદક મનાં ગાનારીની દયા-માયા તદ્દન ચાલી જાય છે, તેનું જ્વલંત દૃષ્ટાંત જ જાણે નથી છે ! જ્યાં સુધી જીવતો છું ત્યાં સુધી જીવનને રહેવા દ્યો. એને બદલે વ્યાકરણનો એક ભાગ(અંશ) આ વેળા મોકલું છું, ને મોટા જ દર્દનું લખાણ પણ મોકલું છું.

એક નવું નાટક લખવાના પ્રયત્નમાં છું. એકાદ બે દિવસમાં જ શરૂ કરીશ.

તમારો
શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

ૐ

પ્રિયવરેષુ — શિલાઇદા, નદિયા.

મારા જીવન માટે જાગ્યો કરતાં તમે જે દલીલો કરી છે તે સંતોષજનક નથી. તમે લખો છો 'આપનું જીવન અંદરથી છે.' આની પાછળ જો ધરી રાખેલી બંદૂક કે Halliday's ફેબના ગઢી હોત તો તમારી દલીલોની પ્રબળતા વિષે કોઈને સંદેહ રહેત નહિ. આથી અત્યારે તો મારું જીવન નિર્વિઘ્ને મારે જ આધીન રહેશે, અને એ જ યોગ્ય છે.

સાચી વાત તો એ છે કે તમે આલોક, પરલોક અને બધીયે બાજુનો પૂરેપૂરો વિચાર કરીને આ ઠરાવ કર્યો છે, કે માત્ર સંપાદકના દુર્ભેદ્ય લોભે અંધ બની આ દુઃસાહસ કરવા તત્પર બન્યા છો એ હું બરાબર જાણી શક્યો નથી, ને આથી કંઈ જ નક્કી નથી કરી શકતો. તમારી ઉંમર ઓછી છે, એટલે હઠ કરવી એ જ તમારે માટે સ્વાભાવિક છે ને શોભીતું પણ. આથી આ વિષે રામાનંદબાબુનો મત શો છે તે જાણ્યા વિના તમારા માસિકના black and white માં મારા જીવનની એક બાજુએ કાળ ને બીજી બાજુએ શાહીના ધાબા પડી નહિ શકે.

પચાસ વીતતાં લોકો પ્રગલ્ભ થવાનો અધિકાર મેળવે છે; પણ છતાંયે ધોળા વાળ અને શ્વેત દાઢી-મૂછ પણ અહંકારને પૂર્ણપણે શુભ્ર કરી શકતાં નથી.

તમારો
ઇતિ ૬ જેઠ ૧૩૧૮ — શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

ૐ

પ્રિયવરેષુ — (પોસ્ટ છાપ) શિલાઇદા, ૨૭ મે '૧૧

આખરે તમારા હાથમાં જ જીવન સમર્પણ કરવું પડ્યું રામાનંદબાબુને લાગ્યું છે, પણ 'અજિત'નો લેખ પૂરો થઈ ગયા પછી જ એ (જીવનસ્મૃતિ) શરૂ થાય તો મારું મારા જીવન વિષેની લોકોની ઉત્સુકતા પણ ત્યારે કદાચ થોડીક વધશે.

[2]સત્યેન્દ્રને અહીં ક્યારે મોકલવાનું નક્કી કરો છો એ મને તુરત જણાવશો. અહીં એને જરાય તકલીફ નહિ પડે. તમે અહીં ન આવી શકો તો શું [3]મણિલાલ એના પથદર્શક બની એને અહીં મૂકવા ન આવી શકે ?

તમારો
ઇતિ ૧૩ જેઠ ૧૩૧૮ — શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

ૐ

પ્રિયવરેષુ

તમારું આ વખતનું 'પ્રવાસી' બહુ સારું બન્યું છે. ખાસ કરીને આ વખતનો 'કષ્ટિપાથર' (કસોટીનો પત્થર) વિભાગ બરાબર જોઈએ તેવો જ બન્યો છે. લોકો પર નાહક આઘાત ન કરતા. 'નાહક' એ માટે કહું છું કે જેનું મોત આવ્યું છે તે તો મરવાનો જ; તો પછી જાણી જોઈને ગોહત્યાનું પાપ શા માટે વહોરવું ? સાહિત્યની ગુંડાગીરીમાં જેઓ પાકા બની ગયા છે તેમને જ એ ખૂન જખમનો અભ્યાસ હોય. તમે સજ્જન છો, તમારે દયામાયા છે, લોકો તમને યાદ કરે છે. જે આ લખતાં નથી જાણતા તેઓ સહેજે જ દુર્લભ પણ છે. વિધાતાએ જ એને દંડ દીધો છે. તેના ઉપર તમારે શા માટે એનો દુઃખભાર વધારવો ? તમારા પર જે દ્વેષે બળે છે તેઓ પોતાના અંતરતાપે પોતે જ દાઝે છે, બળે છે. તેના ઉપર વધુ બાણનો તીર ન છોડો. શાંતપણે સંપાદકનું સ્થાન અજવાળજો. આ મારો આશીર્વાદ છે. ભ્રૂકુટિ તણાવાનું ચિહ્ન કપાળમાંથી દૂર થાઓ.

શ્રી રવીન્દ્રનાથ.

ૐ

પ્રિયવરેષુ, — (પોસ્ટ છાપ) શિલાઇદા, ૪ જૂન '૧૧.

પરદેશી વાર્તાઓ બંગાળીમાં જોરથી હવે બાંધી રહી હોય એમ નથી દેખાતું. તુર્ગેનેવની Triumphant Love નામની એક સુવિખ્યાત વાર્તા છે. એનું પણ મેં દિનુ પાસે ભાષાંતર કરાવ્યું હતું. કદાચ એ પણ આમાંથી ક્યાંક પ્રગટ થઈ ગઈ હશે. પણ એની ખબર રાખવી એ પણ સહેલું નથી ને ! જ્યાં જ્યાં જેજે આવી વાર્તાઓ પ્રગટ થાય એ તુરતાતુરત એક રજિસ્ટરમાં નોંધાય એવું તમે ન કરો ? મૌલિક કહેવાની અનેક વાર્તાઓ પણ હકીકતમાં ભાષાન્તર જ હોય છે.

કવિને મારું કવિજીવન વાંચવા આપજો. એ તમારી સંપાદકની જાતના નથી, એટલે એમનું હૃદય કોમળ હશે; ને તેથી એ વાંચીને તેઓ શું કહે છે તે જાણવા ઇચ્છું છું. સત્યેન્દ્રને શરીરે તો સારું છે ને ?

તમારો,
ઇતિ ૨૫ જેઠ, ૧૩૧૮ — શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

(બંગાળી ઉપરથી) રમણિક મેઘાણી

**મૂળશંકર હરિનંદ મૂળાણી** (અનુસંધાન પાછળના પાન ૯૦થી) અને રમણભાઈ જેવાઓએ એમનાં નાટકો જોઈ ઊંચા અભિપ્રાય આપેલા. સ્વ. રણછોડભાઈએ તો એમનાં નાટકોમાંથી કેટલાક ભાગ પ્રસિદ્ધ કરવાની માગણી કરેલી, પણ દૈવયોગે રણછોડભાઈ અકાળ અવસાન પામ્યા.

એમનાં મધ્યકાળનાં નાટકો 'સૌભાગ્યસુંદરી' સાથેનાં 'અજબકુમારી', 'વીરમંડળ', 'વિક્રમચરિત્ર', 'મદાલસા કુમારી', 'કામલતા', 'નરબત્રીસી' અને 'કૃષ્ણચરિત' એમાં લોકરુચિને સાથે રાખવાના પ્રયત્નમાં એમણે માત્ર સરળતા ને આકર્ષક વસ્તુયોજના એ બે જ તત્ત્વો સંભાળેલાં છે; જ્યારે સાહિત્યગુણોની દૃષ્ટિએ જોતાં વસ્તુવિકાસ, પાત્રવૈવિધ્ય, સ્વભાવવિકાસ આદિ કલાની યોજના સાથે ઉચ્ચ આદર્શો ને વિચારો, રસિક વર્ણન કે, શુદ્ધ ને બળવાળી ભાષા તેમજ કાવ્યમય ને વિવિધ છંદોનો ઉપયોગ તો ધીમે ધીમે વધતાં દેખાતાં આવે છે. 'કૃષ્ણચરિત્ર' નાટક સુધીમાં એમનો મધ્યકાળ પસાર થઈ એમની કલા પૂર્ણ વિકાસ પામે છે. એ દરમ્યાન એમનું જીવન પણ ક્રમશઃ યોગાભ્યાસ અને તત્ત્વચિંતન તરફ વળતું જતું હોવાથી એમનાં પાછળનાં નાટકો હૃદયભાવનાનાં ચિત્રો કરતાં વિચારસમૃદ્ધિથી વિશેષ ભરેલાં દેખાય છે. ('અંગ-અંધકાર' અને 'નવજીવન' ઉપરથી)

---

[1] શ્રી અજિતકુમાર ચક્રવર્તી. તેઓ એ વખતે રવીન્દ્રકાવ્ય વિષે 'પ્રવાસી'માં આ લેખમાળા લખતા હતા, જે પાછળથી ત્રણ પુસ્તકરૂપે બહાર પડેલી (૧) રવીન્દ્રનાથ (૨) કાવ્ય-પરિક્રમ (૩) આવાગમન [2] સ્વ કવિ સત્યેન્દ્રનાથ દત્ત [3] સ્વ. મણિલાલ ગંગોપાધ્યાય

# પિંગળ-પરિચય

## કવિતા-રચનાના શાસ્ત્રની સમજણ

[આજે યુવાન વર્ગમાં કવિતારચનાનો શોખ અગાઉ કરતાં ઘણા જોરોના પ્રમાણમાં જણાય છે, પરંતુ તેના શાસ્ત્રીય જ્ઞાનને અભાવે ઘણાને મૂંઝાતા જોયા છે. 'દલપત-પિંગળ', 'રણપિંગળ'ના મહાગ્રંથો કે 'નર્મકવિતા'માંનો 'પિંગળ પ્રવેશ', શીખનારાઓ માટે એમએ તેટલા વિશદ જણાયા નથી. બૃહદ્ વ્યાકરણ વગેરેને છેડે આપેલાં છંદરચનાનાં પ્રકરણો સંપૂર્ણ નથી. આ સંજોગોમાં શ્રી કેશવરામ શાસ્ત્રીના આગામી પાઠ્ય પુસ્તકમાંનું આ પ્રકરણ અગાઉથી પ્રકટ કરવાની તક અમે સાભાર લીધી છે.

ગયા અંકમાં પિંગળશાસ્ત્રની પ્રારંભિક વિગતો, પારિભાષિક શબ્દો તથા અક્ષરમેળ છંદોની રચનાની સમજણ આપવામાં આવ્યાં હતાં. આ અંકમાં તેને અનુસંધાને અક્ષરમેળના વિશેષ પ્રકારો તથા માત્રામેળ છંદોની રચના સમજાવવામાં આવ્યાં છે.]

લેખક - કેશવરામ કા. શાસ્ત્રી

### અર્ધસમ છંદો

ગયા અંકમાં આપેલા અક્ષરમેળ છંદ તે બધા 'સમ' છંદ હતા. સંસ્કૃતમાંના જેવા 'અર્ધસમ' છંદ (જેમાં બે ચરણ એક માપનાં ને બેજાં ચરણ જુદા માપનાં હોય તેવા છંદ) પણ આપણે ઉપયોગમાં લઈએ છીએ. એમાં સુંદરી કે વિયોગિની મુખ્ય છે.

૧૦ અને ૧૧ અક્ષરનો સુંદરી કે વિયોગિની: એનું બંધારણ—

'વિષમે સસજ ગ આવતાં, સભરાલે ગુરુ સુંદરી સમે.'

વિષમ એટલે કે પહેલા અને ત્રીજા ચરણમાં સગણ, સગણ, જગણ તથા ગુરુ એમ ૧૦ અક્ષરો, ને સમ એટલે કે બીજા તથા ચોથા ચરણમાં સગણ, ભગણ, રગણ, લઘુ ને ગુરુ, એમ ૧૧ અક્ષરો એમાં આવે છે.

લ લ ગા, લ લ ગા, લ ગા લ, ગા,
લ લ ગા, ગા લ લ, ગા લ, ગા, લ, ગા

ક્યહિં જ્ય ફુલ્લ પૂર્ણિમા, કરી કલ્લોલ ઊંચા ગિરિ સમા
દધિ પૂર્ણ હેમ નાચતો, હર એ કૌમુદીને સમર્પતો
જગમાં પણ કોઈને કદી ન મળે એકલી શુભ્ર કૌમુદી
અજવાળું પીધેલ આજને ભરી અંધારું પીવાનું છે જ ને! (શેષ)

વિયોગિનીને છેડે એકેક ગુરુ વધવાથી, એટલે કે વિષમ ચરણોમાં ૧૧ અને સમમાં ૧૨ અક્ષર લેવાથી 'માલભારિણી' બને છે.

૧૨ અને ૧૩ અક્ષરનો પુષ્પિતાગ્રા: એનું બંધારણ આ મુજબ—

વિષમ નનર ય ગ-સાથ થાતાં
સમ નજ જે રગ થાય પુષ્પિતાગ્રા.

વિષમ=૧લા અને ૩જા ચરણમાં નગણ, નગણ, રગણ અને યગણ તથા સમ=૨જા અને ૪થા ચરણમાં નગણ, જગણ, જગણ, રગણ અને છેલ્લે ગુરુ એમ ૧૨ અને ૧૩ અક્ષરના મિશ્રણે આ છંદ બને છે.

લ લ લ, લ લ લ, ગા લ ગા, લ ગા ગા
લ લ લ, લ ગા લ, લ, લ ગા લ, ગા લ ગા, ગા

ડગમગ ડગમગ ચાલ ચાલનારી;
વિકસિત આનન હસે ધરી જનારી;
પ્રિયતમ-મુખ દષ્ટિ કાજ વ્યગ્રા,
બસ કમલા ધરતી ન પુષ્પિતાગ્રા! (કે. કા. શાસ્ત્રી)

### વિષમ છંદો

સંસ્કૃતમાં જે મૂળ વિષમ છંદો છે તેનો આપણે ત્યાં ગુજરાતીમાં ચલણ જ નથી. હાલ માત્ર આપણે ત્યાં છંદોનું મિશ્રણ કરવાનું શરૂ થયું છે. ગયા વખતે આપેલી ઉપજાતિ અને મિશ્રોપજાતિ એ લગભગ આ કોટિમાં આવે છે.

એ ઉપરાંત ચરણોમાં બેઠા પણ પાડવામાં આવે છે—ઉપજાતિ, શિખરિણી, મંદાક્રાંતા વગેરેના એમ ટુકડા પાડીને સ્વતંત્ર રચના કરવામાં આવે છે. તેનાં માપ ઉપરથી તે ટુકડા વિદ્યાર્થી પકડી શકે છે.

વૈદિક પાઠી: વૈદિક પાઠીના ગરબુ સાગરની ઉપજાતિ પણ હાલ આપણે ત્યાં રચાય છે, જેમાં ૧૧ અને ૧૨ અક્ષરના માપના શાલિની, ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, વંશસ્થ, ઇંદ્રવંશા વગેરેનાં ચરણો મિશ્રિત કરવામાં આવે છે; તેમજ તેમાં શુદ્ધ વૈદિક પદ્ધતિના ત્રિષ્ટુભ અને જગતી માપનાં પણ ચરણો હોય છે. જેમકે—

| | |
|---|---|
| જુઓ હસે છે નભગોળ સૂર્ય, | (ઉપેન્દ્રવજ્રા) |
| પાસે પાસે એક સૂર્ય ઝૂલતાં | (શાલિની) |
| પ્રફુલ્લતાં કિંતુ ન ભેદ સંગમાં | (વંશસ્થ) |
| સાધન્ય એવાં પદ ને પોયણાં શાં (ઉપેન્દ્રવજ્રા+શાલિની) | |
| જોઈ મુખો આપણ બે તણાં અહીં. | (ઇંદ્રવંશા) |
| ઝાઝી વેળા વ્યોમ માંહે ન શોહે | (શાલિની) |
| સાથે સાથે સૂર્ય ને સોમ, કૃષ્ણ. | ( ,, ) |
| શોહે નહીં એક રથે ય બેવ | (ઇંદ્રવજ્રા) |
| પ્રવીર બે કૌરવ પાંડવોના. | (ઉપેન્દ્રવજ્રા) |
| અદૃશ્ય થાતા પુર-કોટ-કાંગરા, | (વંશસ્થ) |
| સમીપે જતા પંથ પિપાસુ અશ્વ | (ઉપેન્દ્રવજ્રા) |
| આજ્ઞા કરો, કૃષ્ણ, ઉતારવા મને. | (ઇન્દ્રવંશા) |
| ક્ષણેક થંભે રથ. દો અનુજ્ઞા. | (ઉપેન્દ્રવજ્રા) |
| જહીં. પ્રતીક્ષા કરતા હશે ત્યાં | (ઇંદ્રવજ્રા) |
| કૈં વર્ષોથી શીર્ષ કંગાલ વ્યાકુલા | (આ-શાલિની) |
| સંગાથે જે ભુજ ખેલતા | ( ,, ) |
| આજે સાથે યુદ્ધનું પર્વ ધન્ય, | (શાલિની) |
| પ્રસન્ન સૌ કૌરવ હસ્તિનાપુરે | (વંશસ્થ) |

—ઉમાશંકર

### અક્ષરમેળ વૃત્તોમાં સંખ્યામેળ પ્રકારના છંદો

અહીં સુધી જે અક્ષરમેળ છંદો આપવામાં આવ્યા તેનાં માપ ગણ ઉપરથી સિદ્ધ કરી શકાય તેવું હતું. તેમાં નક્કી સ્થાને લઘુ-ગુરુ અક્ષરો સ્થિર હતા. પણ અક્ષરમેળ વૃત્તોનો બીજો એક પ્રકાર એવો છે કે જેમાં ચરણમાં માત્ર અક્ષરોની સંખ્યા જ ચોક્કસ હોવાનું બંધન; લઘુગુરુનાં સ્થાન ચોક્કસ હોવાનો આગ્રહ નહિ. 'કવિત'ના નામથી જાણીતા 'મનહર' અને 'ઘનાક્ષરી' એ આવા છંદ છે.

મનહરનું બંધારણ આ મુજબ:

એકત્રીસ અક્ષર ધરી કરીશ,
આઠ આઠે અરીશ, ત્યારે મનહર છે.

મનહરમાં ૩૧ અક્ષરો અચૂક આવવા જોઈએ. એમાં આઠઆઠ અક્ષરે વિરામ લેવાનો અને દરેક ચરણને છેડે ગુરુ આવે. જેમકે—

ક્રૂર કહે આ જગમાં વાંકાં જમવાનાં ભૂંડાં
જંગલમાં પક્ષીઓ ને પશુઓ અપાર છે.
ભમરાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પૂંછડીનો વાંકો વિસ્તાર છે.

વારણની સૂંઢ વાંકી, વાઘનાં છે નખ વાંકાં,
ભેંસને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે.
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે. (દલપતરામ)

૩૨ અક્ષરનો ઘનાક્ષરી : એનું બંધારણ—

અંતમાં ગ લ બત્રીસ, અક્ષર બધે કરીશ,
આઠ આઠે અટકીશ, ત્યારે ઘનાક્ષરી છંદ.

એટલેકે મનહરના ૩૧ને બદલે છેડે એક લઘુ વધારી ૩૨ અક્ષર કરવામાં આવે તે ઘનાક્ષરી. બાકી બધું મનહર મુજબ જ.

ફૂલેલાં દેખીને ફૂલ ફોગટ ફુલાવું નહીં
ફૂલની સફાઇ તો ફરે દિવસે ફરી જાય;
પીતળનો પ્રીતનો પતંગનો પોથીનો રંગ
નવો નવો નવ દિન સુધી હેવું હરી જાય. (દલપતરામ)

કલિકા: કવિ ખબરદારે મનહરમાંથી છેલ્લો ગુરુ કાઢી નાખીને અને છેલ્લો અક્ષર અવશ્ય લઘુ જ રાખીને જે છંદ પ્રયોજ્યો છે તેનું નામ તેમણે 'કલિકા' આપ્યું છે. તેનું ઉદાહરણ—

લીલા પેલા આંબલાની ઘૂંઘટથી છાયા નીચે
ચાંદની શી મંજરી છે પડી એમ તેમ;
ડાંખળી શા હાથ વાળી ફૂલ જેવું શીશ મૂકી
સૂતેલી છે પ્રિયા મારી મંજરીની જેમ. (ખબરદાર)

અનુષ્ટુપ : આઠઆઠ અક્ષરનાં ચાર ચરણોનો આ અત્યંત વ્યાપક છંદ સંસ્કૃતમાંથી મળેલો છે. આજે આપણે એને બે લીટીમાં લખીએ—છાપીએ છીએ, પણ ખરું જોતાં તેનાં ચરણ ચાર છે. સામાન્ય રીતે એને આપણે શ્લોક કહીએ છીએ. એનું બંધારણ આ મુજબ છે:

પાંચમો લઘુ સર્વત્ર, છઠ્ઠો સર્વત્ર ગા કહ્યો;
વિષમે સાતમે હ્રસ્વ, સમે શ્લોક ગ સાતમો.
બીજે ત્રીજે અને ચોથો નરસા વર્જ્ય જાણવા.
વિષમે ર કદી ત્યાં હો, સ્થિતિ આ છે અનુષ્ટુપે.

અનુષ્ટુપમાં બધાં (ચારે) ચરણમાં પાંચમો અક્ષર અચૂક લઘુ જ આવે, અને છઠ્ઠો અક્ષર ગુરુ જ આવે. વળી વિષમ એટલેકે એકી ચરણમાં સાતમો અક્ષર ગુરુ જ આવે, અને સમ એટલે બેકી ચરણમાં સાતમે લઘુ જ આવે. આ સામાન્ય લક્ષણ પછી વિશેષ એ ખ્યાલ રાખવાનો કે ચારે ચરણોમાં ૨—૩—૪ એ અક્ષરોનો સમૂહ નગણ, રગણ કે સગણ રૂપે (એટલે કે લલલ, ગાલગા અને લલગા એ રીતના) ન આવવા જોઇએ. એકી ચરણમાં ત્યાં કદીક રગણ (ગાલગા) ચાલે, પણ બેકીમાં તો નહિ જ. આટલી સાવચેતી લીધા પછી અનુષ્ટુપ સિદ્ધ થઇ જશે.

પિતાજી! પત્ર ને પુષ્પે એ જ આવી વસંત આ,
ટહૌકે છે કોકિલા, એવા ટહૌકે છે સ્મરણો અહા!
છાંયો તો વડના જેવી, ભાવ તો નદના સમ,
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય. (નાનાલાલ)

અનુષ્ટુપના આ માપમાં એકી ચરણે ૫ ૬-૭મા અક્ષરોના સમૂહમાં કેટલાક વિકલ્પ આપવામાં આવે છે. એ ત્રણ અક્ષરોનું ઝુમખું ભગણ, રગણ કે નગણ પણ આવી શકે; પરંતુ તે વખતે ચોથો અક્ષર તો અવશ્ય ગુરુ રાખવો જ જોઇએ.

ભગણ (ગાલલ) થી—ભરી કપોલ સ્મિતથી, ઓષ્ઠ સંપુટ ચુંબને,
અનાસ્વાદ્યા રસે હેયું શોભજે નિત્યયૌવને.
રગણ (ગાલગા) થી—જે થયું ના ઇન્દ્રથી તે થશે તારા પ્રભાવથી
આસનાર્ધે રહ્યો છો એ, છે તારું અધિકારથી.
નગણ (લલલ) થી—અહૂલી એકલી સૂવે અટારીએ શી
ધ્યાને વિષાદભૂલના, વ્યાકુલી ને વિરહના!
(ઉમાશંકર)

અભંગ : મરાઠીમાંથી આપણને જે થોડા છંદો મળ્યા છે તેમાં આ અભંગ પણ એક છે તુકારામના અભંગો તો જાણીતા છે. અભંગનું માપ સામાન્ય રીતે બે ચરણનું છે અને એ દ્વિપદી અભંગ આઠ અક્ષરનાં બે ચરણનો બને છે. તુકારામ આમાં દરેક ચરણનો પ્રાસ ઇષ્ટ માનતા લાગે છે.

આ ઉપરાંત કેટલીક વાર ચાર ચરણ પણ ગણવામાં આવે છે. એ ચતુષ્પદી અભંગમાં પહેલા ત્રણ ટુકડા છ છ અક્ષરના અને છેલ્લો ટુકડો ચાર અક્ષરનો થાય છે. સ્વ. ભોળાનાથ સારાભાઈના આ જાતનાં અભંગ જાણીતા છે. એમાં સામાન્ય રીતે ૧-૨ ૩ એ ચરણમાં પ્રાસ મેળવવામાં આવે છે અને ચોથું ચરણ મુક્તપ્રાસ રાખે છે. જેમકે—

અગમ્ય અપાર, પ્રભુ નિર્વિકાર,
વિશ્વના આધાર, દયાસિંધુ. (ભોળાનાથ સારાભાઇ)

ચતુષ્પદી અભંગનો એક બીજો પણ પ્રકાર છે, જેમાં ત્રણ ચરણ આઠ આઠ અક્ષરોનાં અને છેલ્લું ચરણ સાત અક્ષરોનું આવે છે આ ચતુષ્પદી અભંગમાં તુકારામે પ્રાસની ક્યાંય પણ પરવા કરી નથી.

## માત્રામેળ છંદ—'જાતિ'ઓ

લઘુ અક્ષર બોલવામાં જેટલો સમય જાય છે તેટલા સમયના માપને માત્રા કહે છે. તેથી લઘુની એક માત્રા ને ગુરુની બે માત્રા એમ ગણત્રી થાય છે. માત્રામેળ છંદો (જે 'જાતિ'ઓ કહેવાય છે) મા અક્ષરમેળ વૃત્તોની પેઠે દરેક ચરણમાં અમુક ચોક્કસ સંખ્યામાં અક્ષરો જોઇએ જ એવું બંધન નથી. એમાં તો પ્રત્યેક ચરણમાં અમુક માત્રાઓ નક્કી કરવામાં આવી છે. એટલી માત્રાઓ પંક્તિ દીઠ આવે એટલે બસ; પછી છંદના માપમાં લઘુ—ગુરુ અક્ષરો ગમે તે સ્થાને આવે. અરે, અક્ષરોની સંખ્યા પણ વધુઘટ હોય તો ચાલે. ફક્ત માત્રાની સંખ્યા સરવાળે સરખી રહે. (આ માત્રામેળ છંદોમા લઘુની સંજ્ઞા 'લ' અને ગુરુની સંજ્ઞા 'દા' છે. 'લ'થી માત્ર લઘુ જ સમજાય; જ્યારે 'દા' નો અર્થ બે લઘુ તેમજ એક ગુરુ પણ થાય.)

આ છંદોમાં પણ સમ છંદ અને અર્ધસમ છંદ એવા બે ભેદ છે.

માત્રામેળ છંદોમાં જે અમુક માત્રા ઉપર તાલ પડે તે માત્રા વાળો અક્ષર તેનાથી પૂર્વની માત્રા સાથે ગુરુ રૂપે આવી ન શકે, પણ પછીની જ માત્રા સાથે આવી શકે, એ લક્ષ્યમાં રાખવા જેવું છે. જે માત્રા ઉપર તાલ પડે તેના ઉપર આડી ઊભી લીટી કરવામાં આવશે.

### સમ માત્રામેળ છંદો

૧૪ માત્રાનો ઉધોર

૧૧૧૧ ૧૧૧ ૧૧૧ ૧૧૧૧
અં તે ગાલ ચી દ ઉ મો ર

ઉપરના લીટીમાં ઉધોર છંદનું લક્ષણ જણાવીને તેની માત્રા કઇ રીતે ગણાય તે દર્શાવ્યું છે. ગુરુની બે માત્રા ગણાય છે, પણ તે તે અક્ષર ઉપર બગડો ન મૂકતાં બે એકડા મૂક્યા છે, તે એમ દર્શાવવા, કે બેમાત્રી અક્ષરમાં તાલ પહેલી માત્રાથી જ ગણાય છે. જેમકે આ છંદ (ઉધોર) માં ૧, ૫, ૮, અને ૧૨ માત્રા ઉપર તાલ આવે છે. એ તાલ તે તે સ્થાન ઉપર ઊભી લીટી કરીને દર્શાવ્યો છે. એનું ઉદાહરણ—

પેલું બકરી કેરું બાળ, વિખુટું માડીથી આ કાળ,
ઊભું ઉચ્ચ ગિરિને શૃંગ, કોઇ નાહિ એની સંગ. (નરસિંહરાવ)

૧૪ માત્રાની પ્રચલિત ગઝલ: ગઝલમાં ચૌદ પાંચ–નવે.

૨, અને ૯, ૧૩મી માત્રા ઉપર તાલ; તથા પાંચ અને નવમી માત્રાએ વિરામ પડે; જેમકે

ગુજરે જે શિરે તારે જગતનો નાથ તે સે'જે.
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે. (બાલાશંકર)

આ ગઝલ બહુ પ્રચલિત થઇ ચૂકી હોવાથી અહીં લક્ષણ આપ્યું છે.

૧૫ માત્રાની જેકરી: 'પંદર યુગ–યુગ લગ જેકરી.'

૧, ૫, ૯, ૧૩ માત્રા ઉપર તાલ; તેથી ચાર ચાર માત્રાએ વિરામ આવી રહે; છેડે ત્રણ માત્રા 'લગો' રૂપમાં જ આવે. જેમકે–

આગ વચ્ચે ખોદાવો કૂવો, સૌના મનની મરજી જુઓ,
કો ઓડો કો ઊંતળો કહે, સૌનું મન રાજી નવ રહે ' (દલપતરામ)

૧૫ માત્રાની ચોપાઈ: 'ચોપાઇ પંદર ગલ અંત.'

૧, ૫, ૯, ૧૩ મી માત્રા ઉપર તાલ; તેથી ચાર ચાર માત્રાએ વિરામ. છેડે ત્રણ માત્રા 'ગાલ' (ગુરુ અને લઘુ) રૂપે. જેમકે–

'લાંબા જોડે ટૂંકો જાય, મરે ન તોયે માંદો થાય.
તે ગતિ તક જોઇ તમામ, શક્તિ વિચારી કરીએ કામ. (દલપતરામ)

ચોપાઇ અને જેકરીમાં ફેર માત્ર એટલો, કે જેકરીનો અંત 'લગા'ના રૂપમાં આવે, જ્યારે ચોપાઇનો અંત 'ગાલ' રૂપે. આ ચોપાઇ અને જેકરીના મિશ્રણથી સંખ્યાબંધ 'દેશી'ઓ બની છે. એ દેશીઓ વિશે આગળ હવે પછીના હપતામાં સમજીશું.

૧૬ માત્રાનો ચરણાકુળ: યુગ યતિ સોળે ચરણાકુળ છે.

યુગ=ચાર માત્રાએ યતિ લઇને સોળ માત્રાનો આ છંદ બને છે. તેમાં ૧, ૫, ૯, ૧૩ મી માત્રાએ તાલ આવે અને છેલ્લે બે માત્રા એક ગુરુરૂપે અથવા બે લઘુરૂપે પણ આવે ચરણાકુળને પાદાકુળ પણ કહે છે. ઉદાહરણ:

જે અભિમાન ધરે અતિ અંતર, તે નર નિંદિત થાય નિરંતર;
વિનય સહિત ઉચરે મુખ વાચક તે સનમાન લહે સુખદાયક.
(દલપતરામ)

હિંડી: મરાઠીમાંથી આ છંદ આપણને મળ્યો છે. એનું લક્ષણ:

નવે અને દશે, અટકવાથી હિંડી.

૧૯ માત્રાના આ છંદમાં વચ્ચે નવમી માત્રાએ યતિ પડી પછી દસમી (એટલેકે છેલ્લે ૧૯ મી) માત્રાએ ચરણ પૂરું થાય છે; અને ૪, ૧૦ તથા ૧૬ માત્રા ઉપર તાલ આવે છે. છેલ્લે ગુરુ કે લઘુ આવવો જોઇએ એવું કાંઇ નિયંત્રણ નથી. જેમકે–

જગદીશ દેવ, વિશ્વના વિધાતા
પ્રણમું પ્રેમથકી, પ્રણત જનત્રાતા.
વિના નાથ નથી અન્ય મુક્તિદાતા,
પરિત્રાણ કરો મારું પિતા માતા. (ભોળાનાથ સારાભાઇ)

૨૧ માત્રાનો પ્લવંગમ: આદ્યંતે ગુરુ રુદ્ર-દશાંત પ્લવંગમે

આદ્યંતે ગુરુ એટલે પહેલો અને છેલ્લો અક્ષર ગુરુ રૂપે જ આવે; અને એની ૨૧ માત્રામાં રુદ્ર=૧૧ અને દસ માત્રાએ વિરામ આવે. અને ૧, ૫, ૯, ૧૩, ૧૭ મી માત્રા ઉપર તાલ.

છત્રે પાતી છાંય છડીપર છાજતા.
હાથી હોદા માંહ રસિક બિરાજતા.
એ સુખ ઋદ્ધિ અનેક ભરેલી બાગમાં,
એ'શુંતા દિન એક ઉછળતી આગમાં. (દલપતરામ)

૨૨ માત્રાનો મહીદીપ. સૂર્ય–દિશા અંત બેગ મહીદીપમાં છે

સૂર્ય એટલે ૧, દિશા એટલે ૪, અને પછી ૭, ૧૦, ૧૩, ૧૬ અને ૧૯ મી એમ ત્રણત્રણ માત્રાએ તાલ; અને બાર તથા ૧૦થી વિરામ 'અંત બેગ' એટલે છેલ્લે બે ગુરુ રૂપે ચાર માત્રા આવે.

ઈશચરણ-સ્મરણ મિત્ર સરસ રીત સાચી,
તે વિના ત્રિલોક મધ્ય કોઇ વાત કાચી.
હરિત ચરણ હરણ નાક તેં કૃપાળુ કીધું,
નેત્ર વદન દંત આપી આનંદ ન દીધું. (દલપતરામ)

૨૪ માત્રાનો રોળા: 'રોળામાં નહિ જગણ થતાં શોભો શિવ–તેરે.'

રોળા છંદમાં તાલ પછી કદી જગણ (લગાલ) ન આવે અને શિવ=૧૧ તથા ૧૩ માત્રાએ વિરામ લેવો એ તેનું લક્ષણ વળી ૧૧મી માત્રા લઘુ જ રહેવી જોઈએ એ ખાસ ધ્યાન રાખવું. એમાં તાલ ૧, ૯, ૧૭, માત્રાએ આવે.

અહિંઆં સહસ્રલિંગ તળાવ વિશાળું હતું,
અહિંઆં પાટણ જૂનું અહીં આ લાંબું સૂતું.
ગુજરાતનો પૂત રહી ઊભો આ સ્મશાનમાં
કોણ એહવો જેહ નયન સીંચ્યાં નહિ જળમાં. (નરસિંહરાવ)

આ છંદનું જૂનું નામ 'કાવ્ય' છંદ છે. જૂની રીતે તેમાં ૬–૮–અને ૧૦ માત્રાએ ત્રણ ટુકડા પાડી વિરામ લેવામાં આવે છે. ૧૧મી માત્રા લઘુ જ રહેવી જોઈએ, એ તો બંનેમાં લક્ષ રાખવાનું.

૨૮ માત્રાનો હરિગીત:

હરિગીત મુનિ–મુનિ–મુનિ–હયે, યતિથી જ નહિ, લગ અંતમાં.

મુનિ=૭ અને હય=૭ એટલેકે સાતસાત માત્રાએ યતિ લઈને સાતસાતના ચાર ટુકડામાં આ છંદ બને છે. તેમાં એટલું ખાસ ધ્યાન રાખવું કે આદિથી ચાર માત્રામાં ક્યાંય જગણ (લગાલ) ન આવે. ૩, ૧૦, ૧૭, અને ૨૪ માત્રા ઉપર સાતસાતે તાલ.

જે પુષ્પનાં દલ ખોલીને રજ સ્થૂલને રસમય કરે,
અધિકારી તે મધુમક્ષિકા એ મધુતણી પ્હેલી કહે;
તુજ સ્પર્શથી મુજ ચક્ષુને કંઇ સ્વપ્નશું જે લાધિયું,
જીવનસખી ! તે તુજ વિના રે! જાવ કોને અર્પિયું ?
(રમણભાઇ)

હરિગીતની પહેલી બે માત્રા એકી ચરણમાં ઓછી કરીને સ્વ. નરસિંહરાવે વિષમ હરિગીત'ની યોજના કરી છે. ઉદાહરણ તરીકે:

શાંતિ શીતળ વરષીને સુખમાં સુવાડું શાન્તિએ,
જે નદી સરવર અદ્રિ તરુવર દિવસ તપિયાં તેમને. ('ચંદા'કાવ્ય)

સવૈયા (ત્રીસા, એકત્રીસા અને બત્રીસા):

સોળે ચૌદે થાય સવૈયો ત્રીસે અંતે ગુરુ માનો.

ચાર ચાર માત્રા એ તાલ, સોળ તથા ચૌદ માત્રાએ વિરામ, અને તેમા છેલ્લે બે માત્રાનો ગુરુ આવે, એ રીતનો ૩૦ માત્રાનો ત્રીસો સવૈયો થાય. એવા ત્રીસા સવૈયામાં છેલ્લે એક લઘુ ઉમેરાય અને કુલ માત્રા ૩૧ થાય તે એકત્રીસો સવૈયો; અને ત્રીસા સવૈયામાં છેલ્લે બે માત્રા વધીને છેલ્લે બીજો ગુરુ આવે તે બત્રીસો સવૈયો થાય.

ઉપર જે બંધારણ સમજાવનારું ચરણ છે તે ત્રીસા સવૈયાનું છે. એકત્રીસા સવૈયા તો બહુ જાણીતા છે. તેનું પ્રખ્યાત ઉદાહરણ:

ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર.
પરનાળીના નળીવાથી સંપ કરી ચાલે સંસાર.

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો——લેખક

[૨૫]

ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઈ

પચાસેક વર્ષ પર ગોકુળ મથુરા જઈને જ્યારે હું પહેલીવાર ઘેર આવ્યો અને મારા પર પડેલી એની સુંદર અસરો વિષે વાતો કરવા લાગ્યો, ત્યારે મારા એક પંડિત મિત્રે કહ્યું કે તમે ભીંત ભૂલ્યા છો. પ્રાચીન મથુરા, જ્યાં શ્રીકૃષ્ણે કંસને માર્યો હશે ('હશે' પણ એટલા માટે કે એ કથાનો પણ કૈં ઐતિહાસિક પુરાવો નથી) તે મથુરા આજ જ્યાં મથુરા છે ત્યાં ન હતું.'

પણ મેં જવાબ આપ્યો કે હું સ્થૂલ ઈતિહાસ જોવા ત્યાં નહોતો ગયો. હું તો ત્યાં કવિતા ભોગવવા ગયો હતો; અને એ કવિતા તો ગોકુળ મથુરા અને વૃન્દાવનમાં મને પેટ ભરીને માણવા મળી છે.

'યમુના-પાને, ગંગા-સ્નાને અને નર્મદા-દર્શને' પાવન થવાય છે એવી જે લોકમાન્યતા છે તે મેં સાચેસાચી રીતે અનુભવી છે. વિશ્રામઘાટને કિનારે શ્રીકૃષ્ણે કંસને મારીને વિશ્રામ લીધો હતો, ત્યાં મેં આસુરી સત્તા પર દૈવી સત્તાના વિજયની માનસિક જયની ઉજવી છે. સિંધિયા મહારાજે આ વિશ્રામઘાટ ઉપર જ સુવર્ણતુલા કરેલી, જેની યાદગીરી રચાવેલી સુંદર કમાન એ ઘાટની શોભામાં વધારો કરે છે. કેટલા યે ભાવિક ભક્તોએ વિશ્રામઘાટ પર પોતપોતાના નામ કોતરાવેલા આરસ જડયા છે.—એ આશાએ કે ભાવભીનાં યાત્રાળુઓ પોતાનાં નામ પર પગ મૂકીને જતાં, એમની ચરણરજથી પોતે પાવન થાય. એ લાગણીને એક ખૂણે બેઠા બેઠાં મેં અનુમોદન આપ્યું છે. તે વખતે યમુનાનાં જળમાં બાલ સૂર્યનાં મૃદુ કિરણો રૂપેરી પ્રકાશ ફેલાવતા હતા તે જોઈને મેં ઓરી રાધાનું ધ્યાન કર્યું છે.

ગોકુળમાં યશોદા ને નંદજીનું માટીનું ઘર જોઈ મેં પ્રેમાનંદનો ભાવકોશ લલકાર્યો છે કે

'ધન્ય યશોદા, ધન્ય યશોદા !'

જેમણે કૃષ્ણને પુત્રભાવે રમાડયા ને ઉછેર્યા.

ત્યાં વળી એક વાત સાંભળી કે મુંબાઈના કોઈ લક્ષાધિપતિ ભાટિયાને યશોદાના આ માટીના ઘરને તોડી ઉચ્ચકલામય, આલીશાં ભુવન બાંધવું હતું, એને શ્રીકૃષ્ણે સ્વપ્નમાં આવીને કહ્યું હતું કે મારે માટે એક સ્થળ તો સાદું ને ગરીબડું રહેવા દ્યો! તમારે જે કંઈ મહાલયો બાંધવા હોય તે મથુરા ને વૃન્દાવનમાં બાંધો, અહીં ગોકુળમાં નહિ.

શ્રીકૃષ્ણે મટકી બાંધી હતી તે જગ્યા એક સુંદર વડની નીચે બરાબર યમુનાને કિનારે અમને બતાવવામાં આવી. અમે પણ પગથિયાં પર બહુ વાર ત્યાં બેસી રહ્યા. પોતાનું મોં ઉઘાડી શ્રીકૃષ્ણે જશોદાજીને જે વિશ્વદર્શન બતાવ્યું તેનાં ને ગોપીઓનાં હૃદયમાંથી નીકળેલાં પ્રેમલક્ષણા ભક્તિનાં ઘણાં ગીતો અમે ત્યાં ગાયાં.

વૃન્દાવનમાં જૂનાંનવાં ઘણાં મંદિર જોયાં. વસ્ત્રહરણ વાળી જગ્યા, કાલીમર્દનનું સ્થળ વગેરે ગોર લોકો બતાવ્યે જતા હતા. પણ મારું મન તો દૂરદૂરના શ્રીમદ્ ભાગવતે ચીતરેલા ભૂતકાળમાં ભમતું હતું.

રંગનાથનું મંદિર જોયું. જોધપુર ને જયપુરનાં મંદિરોની સુંદર કોતરણીએ મને વર્તમાન શિલ્પકળા માટે બહુમાન ઉત્પન્ન કરાવ્યું હતું; પણ પ્રેમભક્તિનું ખરું દર્શન તો ચૈતન્ય મહાપ્રભુજીની પ્રેરણાથી અહીં બંધાએલા રાધિકાજીના મંદિરમાં થયું.

ત્યાં સુંદર ઝૂલમૂલામણીવાળા તુલસીવનમાં, હજી પણ રાત્રિની શાન્તિને સમયે ભગવાન સ્વયં પધારે છે એમ મને કોઈ ભોળી બંગાળી વૃદ્ધાએ કહ્યું. ત્યાં ઘણા બંગાળી વૈષ્ણવો જીવનનો પાછલો કાળ કૃષ્ણભક્તિમાં ગાળવા આવે છે અને સાયંસંગીત તો ત્યાં એટલું બધું પ્રેરક ને મીઠું થાય છે કે ગાનારના તમામ શ્રમનો બદલો ત્યાંને ત્યાં મળી જાય છે.

મહીસુર સરકારે દક્ષિણની જમનામાન નદી કાવેરીને મોટા બંધથી બાંધી ત્યાં એક ભવ્ય 'કૃષ્ણરાયસાગર' બનાવ્યો છે એ બંધની નીચે એકાદ ચોરસ માઈલના વિસ્તારમાં એમણે નવું વૃન્દાવન બનાવ્યું છે. મને ભૂતકાળ કરતાં યે આપણા દેશના વર્તમાનમાં વધારે રસ પડે છે અને સ્થાનો ઈતિહાસ તથા ઘડાની ભૂગોળ જોવાં વધારે ગમે છે. એ નવા વૃન્દાવનમાં ત્યાંના મરહુમ દીવાન મીરઝાં ઈસ્માઈલે હિંદુસ્તાનમાં પહેલી જ વાર વીજળી પાસે કલામય રચના કરાવી છે. અને શ્રીકૃષ્ણની બહેન વીજળી પાસે જે વૃન્દાવન એ મુસ્લિમ દીવાને રચાવ્યું છે તે જૂના વૃન્દાવન કરતાં યે અનેકશઃ સુંદર બન્યું છે.

સેંકડો રંગબેરંગી ફુવારા તેજસ્વી પ્રકાશમાં ત્યાં ૨૦ થી ૨૫ ફીટ ઊંચે ઊડે છે. ભૂરાં, લીલાં, ગુલાબી અને લાલ ઝરણાં આમતેમ દોડે છે. રૂપેરુ અને સોનેરુ એવાં નદીઓનાં નામ નાગેં જ આ-આમારૂ સાંભળ્યાં હતાં, પણ અહીં તો સોનારૂપાના રંગથી ફેલાતા અનેક ધોધ ઊંચેથી નીચે પડીને મનોહર ઝરણાંમાં વહી જાય છે. મેઘધનુષ્યના ફુવારા અને ક્ષણેક્ષણે બદલાતા રંગોના ધારધારના ફુવારાનો ત્યાં પાર નથી; એટલું જ નહિ પણ એ જાદુઈ આતશબાજીના દિવ્ય વાતાવરણમાં સુરુચિથી ગોઠવેલા દેદિપ્યમાન રંગોના કલામય લતામંડપોથી એ સ્થળ પરીઓના કોઈ સ્વર્ગ જેવું કે આનંદના ધામ વૈકુંઠ જેવું લાગે છે.

ત્યાંના મૂલનાપ્રવેશદ્વારે અશોકના શિલાલેખમાંનું રાજધર્મનું એક વાક્ય ચમકી રહે છે, ને પગથિયાં ઊતરીને નીચે આવીએ ત્યાં કાળા આરસમાં કાવેરીમાતાની સુંદર મૂર્તિ ખભે અમૃતકળશ જેવો ઘડો લઈને ઊભી છે. એ ઘડો ચમકતાં સ્વચ્છ પાણીથી ઉભરાય છે ને લાલ તાજાં ફૂલોના અલંકારથી બાલકાળી જેવું શ્યામસુંદર રૂપ ભક્તિભાવને પ્રેરે છે.

દક્ષિણનું 'પંખીતીર્થ' ટેકરાટેકરીઓવાળા કુદરતના વાતાવરણમાં અજબ ભાવ પ્રેરે છે. કોઈ એક સમયને વિષે બે ઋષિઓ સાંપ્રદાયિક ઝગડામાં પડી પ્રભુભજનનો આનંદ ગુમાવી બેઠા હતા તેમને મહાદેવે શાપ આપ્યો કે તમે સમડા થશો. એમણે પ્રાયશ્ચિત્ત માગ્યું કે અમને ફરી જીવનમુક્તિ કેમ મળે? મહાદેવે કહ્યું કે દરરોજ બદ્રીકેદારથી ઊડી રામેશ્વર જશો અને રસ્તામાં બાર વાગ્યે આ સ્થળે ભોજન કરવા ઊતરશો.

અમે બરાબર બાર વાગ્યે એ કાળાતીત યાત્રાળુ ઋષિઓનાં દર્શને ગએલા. તે દિવસે બે નહિ પણ એક સમડો ઉંચેક પાછલા ભાગમાંથી આવ્યો તો હતો. પણ એ કથાની અદ્ભુતતાનો રસ, એના થી જે વહેમ જાગે છે ને લોકમાનસમાં સત્ય પર માટે અસત્યનો વિજય થાય છે તેનાથી ઓછો તો હતો. પરંતુ યાત્રાઓની આવી વિચિત્રતાઓ અને નિરંકુશ કલ્પનાઓનાં કૌતુક પણ નિત્ય જીવનમાંથી છૂટીને ભોગવવાયોગ્ય છે.

કોડાગામાં શિલ્પકળા સજીવન છે. ત્યાં રાજપૂતાનાના પ્રેમતીર્થનું વાતાવરણ છે. સૂત, રમુ જેવા પહેરાણી વત્સલ માતા ચંબલ બંને કાંઠાને છલોછલ ભરી ત્યાં વહે છે. એ ચંબલ અને એના પ્રદેશને નિહાળના ત્યાંના રાજગુરુ બારોટજીની કૃપાથી અમે સ્ટીમરમાં બેસીને

માઇલો સુધી ફરી આવ્યા છીએ. સાથે, 'ભારતનાં સ્ત્રીરત્નો' વગેરેના લેખક, મારા સ્વ. મિત્ર શિવપ્રસાદ પંડિત હતા. એ બુંદીકોટાના વીર સમયની અસંખ્ય વાતો, કિનારાની ઊંચી ભેખડો પરનાં ખંડેરો બતાવતા જતા અને કહેતા જતા હતા. આમ તો મને યંત્રોના કઠોર અવાજ બહુ ગમતા નથી, પણ કોણ જાણે કેમ, ચંબલની એ સ્ટીમરનો ઠમકો મને ગમી ગયો હતો. એ પાણી ઉછાળતી ઉછાળતી જે રમતિયાળ ગતિએ દોડતી હતી તે મને લાવણ્યમય લાગી હતી.

ટાવર, એ પશ્ચિમની પેદાશ છે. મારા એક શિલ્પી મિત્રને, એ ભણતા હતા ત્યારે, આપણા દેશની પરંપરાને શોભે એવો ટાવર કેવો હોવો જોઈએ એવો પરીક્ષકોએ પ્રશ્ન પૂછ્યો હતો. એના જવાબમાં, જેવો ટાવર આલેખી બતાવીને એણે પહેલા નંબરનું ઇનામ મેળવ્યું હતું, બરાબર એવો જ ટાવર મેં કોટામાં જોયો અને આપણા સ્થપતિઓની સર્જકશક્તિ માટે મને માન ઉત્પન્ન થયું.

કોટામાં એક મોટો રાજ-ઉદ્યાન છે. ત્યાંથી દૂર એક સરોવર સુધી નજર જાય છે એ ઉદ્યાનનાં વૃક્ષો નીચેની બેઠકો પર બેસીને, એ મરુભૂમિના ધીકતા રણમાં પણ ભગવાને વનસ્પતિ, જળ અને શિલ્પકળા વેરીને કેવી દયા વર્ષાવી છે એ બીના પર મનન કરવાના ને સ્તુતિ-પ્રાર્થનાના અવસર મેં ગોઠવ્યા હતા.

એ રાજ્ય-ઉદ્યાનમાં ઐતિહાસિક યુગના રાજાઓનાં સમાધિમંદિરો છે. એ જોઈ ભવભૂતિનાં શિષ્ટ સંસ્કૃત નાટકો મને સાંભર્યાં. એક નાટકમાં ભરત જ્યારે મોસાળથી અયોધ્યા પાછો આવે છે ત્યારે રસ્તામાં આવતા રાજ્ય ઉદ્યાનમાં એ દશરથની મૂર્તિ ને મંદિર જોઈને પિતાના મૃત્યુનો બનાવ સમજી જાય છે એમ વર્ણવ્યું છે. આમ, કોટામાં જોએલી છત્રી, એક સમયે રાજ્યધાનીઓમાં બનતી જ હશે એમ મને સમજાયું.

ચંબલ ગ્વાલિયર સુધી જતાંજતાંમાં રસ્તામાં જ અદૃશ્ય થઈ જાય છે અને પાછી પાછી બહાર આવી યમુનાને મળે છે એમ મેં સાંભળ્યું.

ગોદાવરીતીરનું તો હું નાસિક જેલમાં બે વખત રહ્યો ત્યારે દિવસો સુધી મેં ધ્યાન કર્યું છે. પંચવટી, કાલારામ એ બધાં તીર્થો કર્યાં છે અને ત્ર્યંબકેશ્વરના જ્યોતિર્લિંગનાં પણ દર્શન કર્યાં છે. જેલમાંથી છૂટી, નાસિક-ત્ર્યંબકની યાત્રા કરીને હું ગોદાવરીનું મૂળ જોવા પહાડ ઉપરનાં પગથિયાં ચડીને ગયો હતો. એ પહાડ, નિસર્ગની એ શોભા અને ગોદાવરીના ઘાટોની સમક્ષ, પુલ પર ઊભાં ઊભાં મેં સીતાદેવીથી આજ સુધીની ભારતીય સંસ્કૃતિની મૃતસંજીવનીશક્તિનું અવલોકન-મનન કર્યું છે. તે દહાડે આખે રસ્તે મેં ગાયા કર્યું છે કે

એ તે ક્યમ વિસરાય

પ્રિયે ! રે એ તે ક્યમ વિસરાય !' (ચાલુ)

## સરવાળાનો અજંપો

મોતી હાથ કરનાર એક તરવૈયાની વાત સમજવા જેવી છે. એણે સારામાં સારાં આઠ મોતી એકઠાં કર્યાં. દરિયાને તળિયે જઈ એણે આ સાહસ ખેડ્યું. એનું સાહસ સફળ થયું. પણ એ સફળતા ઊજવવાને બદલે એ તરવૈયાએ તો રોદણાં રોવા માંડ્યાં: 'અરર ! જો બીજાં બે મોતી હાથ લાગી ગયાં હોત તો મારી પાસે દસ મોતી થઈ જાત ને હું મોટો વેપાર કરત.' આમ, આઠ મોતી મેળવ્યાનું સુખ એના પાસેથી ઝૂંટવી લેનાર માત્ર બે મોતી જ હતાં. એણે એના પુરુષાર્થને આ રીતે બે મોતીની ખોટથી ફિક્કો બનાવી દીધો.

આ રીતે ઘણા માણસો પાસે આઠ મોતી હોય છે, પણ એમની પાસે દસ મોતી હોતાં નથી એની ચિંતામાં ને ચિંતામાં તેઓ મેળવેલાં આઠ મોતી પણ ગુમાવી બેસે છે.

'મારી પાસે આટલી સગવડ હોત તો હું આમ કરી નાખત'—આવું વાક્ય ઘણી વખત માન વધારનારું હોતું નથી. સગવડ હોય એ તો સંજોગો પર આધાર રાખે છે. સગવડ ન હોય છતાં ઇન્સાન સગવડવાળાઓને પાછળ રાખી શકે ત્યારે એની શક્તિનો પરિચય જગતને મળે છે.

સરવાળાના નર્યા શોખ ખાતર કેટલાક માનવીઓ પોતાની રિદ્ધિસિદ્ધિને ઓળખતા રહે છે. આમાં રિદ્ધિસિદ્ધિનું અપમાન છે.

કાળાં પાટીઆં પર સરવાળા સારા લાગે, ચોપડા ઉપર સરવાળા સારા લાગે, પણ હૈયા ઉપર આખો દિવસ સરવાળો જ મૂકનાર હૈયાની ગુલાબીને મારી નાખે છે.

એક શ્રીમંત પાસે અત્તરનો કૂપો હોય ને બીજા પાસે અત્તરની શીશી હોય; પણ જેની પાસે કૂપો હોય છે એની જ સુવાસ જગતમાં ફેલાય છે. કારણ કે સુવાસને પણ સંયમ રાખતાં આવડવો જોઈએ. સુવાસ પણ વાસનો સરવાળો જ કર્યા કરે તો એ જલદ બની જાય છે. —જિતુભાઈ મહેતા

## કસોટી

બુદ્ધિ કસતા નીચેના પ્રશ્નોના જવાબો ન શોધી શકો તો નીચે ઊંધા છાપ્યા છે.

(૧) મઈ વસતિગણતરી વખતે એક બાઈએ પોતાની ઉંમર યાદ ન હોવાથી ગણતરી કરનારને કહ્યું: 'જુઓ ને, મારે હોડ હોડ વર્ષને અંતરે જન્મેલાં પંદર છોકરાં છે, અને મારી પહેલા ખોળાની દીકરીની ઉંમર સૌથી નાના છોકરાની ઉંમર કરતાં આઠગણી છે. મારો ખોળો ભરાયો ત્યારે મારી ઉંમર મારી મોટી દીકરીની અત્યારે છે એવડી જ હતી.' તો તે બાઈની ઉંમર ગણતરી કરનારે શી નોંધી ?

(૨) જે કોઈ એક પરાર્ધ સુધી ગણી શકે તેને ૧૦૦ રૂપિયા ઇનામ ! આમાં કોઈ છેતરપીંડી કે યુક્તિ નથી. ઝડપો છો બીડું ?

(૩) આ નીચે આપેલી આકૃતિમાં નાના-મોટા, જુદા જુદા ઘાટના, એકબીજા ઉપર પડતા ને એકબીજાને પોતાનામાં સમાવી લેતા એમ બધા મળીને કુલ કેટલા ત્રિકોણ છે ? ગણી શકશો ?

(૪) બે ને બે, એ એવી રકમો છે કે જેનો સરવાળો અને ગુણાકાર બંને સરખાં થાય છે. (૨+૨=૪; ૨×૨=૪) એવી બીજી કોઈ રકમો છે?

(૫) એક જળચરનું માથું કાપી ત્યાં એક ભૂચર બેસાડી દીધું, તો તે ભૂચરને પણ ગળી જાય એવું એક પ્રાણી પેદા થયું. એ જાણો છો?

(૬) એક કાપડિયો એક તાકામાંથી વારવારના ટુકડા ફાડતાં દર ટુકડે એક સેકંડનો વખત લે છે; તો ૬૦ વારના તાકાના બધા ટુકડા ફાડી લેતાં તેને કેટલો વખત થશે ?

ઉત્તરો: (૧) ૪૮ વર્ષ; (૨) એ અશક્ય છે. એક માણસ એકધારો ઝડપથી ગણવા માંડે તો એક મિનિટે ૨૦૦ સુધી ગણી શકે, અને એ હિસાબે એક કલાકે ૧૨,૦૦૦ સુધી ને ચોવીસ કલાક દિવસને અંતે ૨,૮૮,૦૦૦ સુધી ગણી શકે. હવે તે જો આમ જ ગણે, ખાવાપીવા કે ઊંઘવામાં એક પણ ક્ષણ વિતાવ્યા વિના સતત ગણ્યે જ રાખે તો તેને એક પરાર્ધ (એટલે કે એક એકડા પર સત્તર મીંડાં) સુધી ગણતાં લગભગ આડત્રીસ ક્રોડ વરસ થાય ! (૩) ૩૫ ત્રિકોણ; (૪) ૩ અને ૧॥; (૫) મગર, અજ, અજગર; (૬) ૫૯ સેકંડ.

# વિકસતું વિજ્ઞાન

## રેડિયોના ચમત્કારો

ગત મહાયુદ્ધ દરમ્યાન દરેક દેશમાં રેડિયો વાયરલેસને લગતી અનેક નવાઈ પમાડે તેવી શોધો થઇ છે. આજથી લગભગ ૫૦-૬૦ વર્ષ પહેલાં વાયરલેસ ટેલીગ્રાફીની શોધ સફળ થઈ ત્યારથી આજ સુધીમાં એ નવી 'દોરડાં વગરના તાર'ની નવાઈ ભરેલી શોધ કેટલી ચમત્કારિક તેમજ પ્રગતિમય બની છે તે આપણે જોઈએ.

સામાન્યરીતે લોકો એમ માનતા હોય છે કે રેડિયો એટલે અવાજને દોરડાં વગર બીજે મોકલવો તે. પણ હવે તો તેના કરતાં બીજા અનેક ઉપયોગી કાર્યો કરવામાં રેડિયો વપરાય છે. ઇલેક્ટ્રૉનિક્સ (ઇલેક્ટ્રૉનને સાધવાના વિજ્ઞાન)ની ચમત્કારી શોધખોળોથી તો દુનિયા છક જ થઈ જાય.

ગ્રેટ બ્રિટનમાં દરેક વરસ પર માર્ચ મહિનાની એક સવારે, રૉબર્ટ વૉટસન વૉટ નામના એક વૈજ્ઞાનિકની સરદારી નીચે કેટલાક રેડિયોનિષ્ણાતોએ, દૂરથી ઊડયા આવતા એરોપ્લેનને, નજરે દેખાયા પહેલાં ફક્ત રેડિયોના મોજાંઓ વડે શોધી કાઢ્યું તે જ દિવસે વિજ્ઞાનની એક નવી શાખા-રેડિયો લોકેશન અથવા 'રડારનો' પાયો નખાયો. આ શોધની પ્રગતિ ૧૯૪૧ સુધી ખાનગી રાખવામાં આવી હતી. (આ વિષે વિગતવાર લેખ 'કુમાર'ના ૨૬૩મા અંકમાં આવી ગયો.) તે પછીના પાંચ જ વર્ષમાં આ શોધને સંપૂર્ણ કરવામાં આવી છે અને એ પ્રમાણે કામ કરતા અનેક જાતના યંત્રો હવે તો બનાવવામાં આવે છે. મોટે ભાગે તો વિમાનો માટે જ તે વપરાય છે; પણ હવે લડાઇ પૂરી થયા પછી તેના નાના સેટ વડે આંધળાઓ સાંભળીને 'દેખી' શકશે, ટ્રેનો, સ્ટીમરો, એરોપ્લેન વગેરે અથડાવાના અકસ્માતથી સહેલાઈથી બચી શકશે. મુસાફરી ભયરહિત બનશે.

રેડિયો લોકેશન (રડાર) અને ટેલીવીઝન વચ્ચે ઘણું સામ્ય છે. લડાઈ પહેલાં ટેલીવીઝનના ચાલુ ટ્રાન્સમીટર્સ ઇંગ્લંડ અને અમેરિકામાં હતાં. પણ તે સંપૂર્ણ નહોતા તેથી લડાઈ દરમ્યાન બંને લગભગ બંધ સ્થિતિમાં હતા છતાં તેને લગતી શોધખોળ તો ચાલુ જ રહી હતી. હવે રેડિયો લોકેશન માટેની દરેક શોધ ટેલીવીઝનને લાગુ પડે છે. શક્તિની સરળતા, સસ્તા છતાં સારા જ પ્રમાણમાં કાર્યસાધક ઉપયોગી ભાગો, અને સુધારેલી કારીગરીને લીધે સામાન્ય જનતાને પણ પોસાય તેવા ટેલીવીઝન રીસીવર સેટ હવે બનશે. અમુક જાતનાં સ્વપ્રકાશિત રસાયણોને લીધે તેમાં ઝીલાતા ચિત્રની વિગત અને ચોખ્ખાઈ ઘણી જ વધશે વળી, આ લડાઈ દરમ્યાન કુદરતી રંગોમાં ટેક્નીકલર અને ઊંડાઇ બતાવતી-ત્રણ પરિમાણની (થ્રી ડાઇમેન્શનલ) આકૃતિઓ પણ ટ્રાન્સમીટ કરી શકાય તેવી શોધ કરવામાં આવી છે. ઉપરાંત, ટેલીવીઝનના વિચિત્ર સંદેશાઓને સહેલાઇથી લઇ જઈ શકાય તેવા નવી જાતના કેબલ-તારના દોરડાં-ની શોધથી ટેલીવીઝન ઝીલવાનું ક્ષેત્ર (રેઇન્જ) પણ વધશે. સામાન્યરીતે દોરડાં વગર ટેલીવીઝનની આકૃતિ ટ્રાન્સમીટરના આસપાસ ફક્ત ૮૦ થી ૯૦ માઈલ સુધી જ ઝીલી શકાય છે તેને દૂર સુધી મોકલવા માટે રીલેઈંગ સ્ટેશનની જરૂર પડે. અમેરિકામાં હવે એવાં ઘણાં સ્ટેશનો બાંધવામાં આવ્યાં છે. આથી જ ઉપર જણાવેલા કેબલથી ઘણી જ રાહત થશે.

સાઉન્ડ બ્રૉડકાસ્ટિંગમાં ખાસ નવી શોધો થઈ નથી, પણ એટલું તો ખરૂં જ કે વધારે સેન્સીટીવિટીવાળા રીસીવર હવે મળી શકશે. ફ્રીક્વન્સી મૉડ્યુલેશનવાળા ટ્રાન્સમીટર્સથી હવે તે લીધે થતા અવાજોનો ત્રાસ ઘણો જ ઓછો થઇ જશે. વજનમાં પણ જ હલકા (૫-૭ શેર વજનવાળા) બૅટરી ટ્રાન્સમીટર્સ તેમજ રીસીવર્સ બનાવવામાં આવે છે. આ બંને ગમે ત્યાં સાથે લઈ જઈ શકાય અને દૂર દૂર સંદેશાઓ મોકલી તેમજ મેળવી શકાય. આવા સસ્તા અને વજનમાં હલકા રેડિયો સેટનો ઉપયોગ હવે ખૂબ જ વધવાનો.

ફક્ત રેડિયો ટ્રાન્સમીશન માટે જ હાઈ-ફ્રીક્વન્સી વેઈવ્ઝ વપરાતાં નથી. ગરમી ઉત્પન્ન કરવા માટે પણ તે વપરાય છે. આ રીતે રેડિયોના તરંગોથી ગરમી ઉત્પન્ન કરવાની રીતને ડાઈ-ઇલેક્ટ્રિક હીટિંગ કહે છે. જે વસ્તુને ગરમ કરવી હોય તેને ડાઈ-ઇલેક્ટ્રિક તરીકે એક હાઈ ફ્રિક્વન્સી જેનરેટર સાથે કન્ડેન્સરની બે પ્લેટ વચ્ચે મૂકવામાં આવે છે. વિદ્યુત્પ્રવાહના અમુક નિયમો અનુસાર તે વસ્તુ ગરમ થાય છે. દેખીતી રીતે તેમાં કંઈ ખાસ ફેરફાર લાગતો નથી; પણ તે વસ્તુ ધીમેધીમે અને બધી જગ્યાએ-એકીસાથે એક જ સરખી રીતે ગરમ થાય છે. સાધારણરીતે વસ્તુને ગરમ કરીએ તો ગરમી બહારથી વસ્તુની અંદર જાય છે. પણ આ રીતથી વસ્તુ પહેલાં અંદરથી ગરમ થાય છે વળી આ ગરમી જેટલી જોઇએ તેટલી જ આપી શકાય છે. અમુક જાતનાં પ્લાસ્ટિકસને ઢાળવામાં આવતી મુશ્કેલીઓ આનાથી દૂર થઈ છે. લાકડા તથા પ્લાસ્ટિકને ગુંદર વડે જોડવા માટે, લાકડાનાં 'પતરાં' બનાવવા માટે પણ આ જ રીત વપરાય છે. આવી રીતે ગરમી આપી જોડેલું લાકડું પોલાદ જેટલું કઠણ બને છે. લાકડાં, ચામડાં, ધાતુ, ઢાળા વગેરેના ઉદ્યોગોમાં આ રીત ઘણી જ મદદગાર છે. તે ઉપરાંત રાંધવા માટે પણ આ 'વેઈવ્ઝ' ઘરમાં વાપરી શકાય.

રેડિયો આંદોલનોનો બીજો મહત્ત્વનો ઉપયોગ દવા તરીકે પણ છે. તેનાથી ચામડીના ઘણા રોગો મટે છે. વિજય પંડયા

## ડી. ડી. ટી. વિષે સાવચેતી

ગયા અંકમાં જેનો પરિચય આપી ગયા તે, જંતુનાશક દવાનો રાજા તરીકે ઓળખાતી ડી. ડી. ટી. હિંદનાં બજારોમાં આવી ગઇ છે અને લોકો મચ્છરોને દૂર કરવાના એક અસરકારક ઇલાજ તરીકે તેની માગણી કરતા થયા છે તેવે સમયે તેના વપરાશ વિષે સુપ્રસિદ્ધ 'માસિક પૉપ્યુલર સાયન્સ'માં આવેલું એક ચર્ચાપત્ર ધ્યાનમાં રાખવા જેવું છે. આ ચર્ચાપત્રમાં નીચેની સૂચનાઓ છેઃ

(૧) બાળકો અને પ્રાણીઓ પહોંચી શકે તે રીતે ડી. ડી. ટી. ન રાખતા. તે ઝેર છે ને ખાવાથી બાળકનું મૃત્યુ થાય છે. (૨) જંગલનાં કે ખેતરનાં જંતુઓને મારવા માટે ડી. ડી. ટી. નો ઉપયોગ ન કરો. એથી લાભકારક જંતુઓ પણ નાબૂદ થાય છે, છોડોને નુકસાન થાય છે, પાણીનાં આંતર-ઝરણ બગડે છે. (૩) બીજી જંતુનાશક દવાની માફક હવામાં ડી. ડી. ટી. ન ઉડાડો. એ બીનઅસરકારક અને ખર્ચાળ બનશે. તેના રજકણો હવામાં થોડો સમય રહે છે અને તે ઝેરી હોય છે. દીવાલો પર તેને છાંટો. (૪) ડી. ડી. ટી. પાઉડરવા રૂપમાં ન વાપરો. ગ્યાસતેલ કે તેલનું મિશ્રણ વધારે સ્વચ્છ અને અસરકારક છે. (૫) મિશ્રણ પાતળું હોય તેની ચિંતા ન કરવી. મિશ્રણમાં ૫ ટકા ડી. ડી. ટી. અસરકારક છે. (૬) વંદા, ઉંદર કે કંસારી સામેના સારા પરિણામની આશા ન રાખો. ડી. ડી. ટી. મચ્છર, માકડ, માખી, જૂ વગેરે સામે વધારે અસરકારક છે. (૭) ઉધઈ અટકાવવા ડી. ડી. ટી. નો ઉપયોગ ન કરો. (૮) બિલાડી જેવાં પ્રાણીઓ પર તેનો ઉપયોગ ન કરો, કારણકે આવાં પ્રાણીઓ દેહને તુરત જ ચાટી નાખે છે. (૯) જે વ્યક્તિઓને એ માફક ન આવતી હોય તેમની આસપાસ ડી. ડી. ટી. ન વાપરો. એથી ચામડી, આંખ, નાક, હોઠ પર ફોલ્લીઓ થાય છે અને છાંટયા પછી અઠવાડિયાં સુધી આ અસર રહે છે.

(ગુજરાત સમાચારમાંથી)



# માધુકરી

અગાધ ગર્તોમાં મથત ગરજવા મસ કરે
સદાની શાન્તિમાં ચિરશયન, પાછા નવ ફરે;
સહસ્રોમાંથી જો સફળ થઈ એકાદ નીકળે,
જવાહીરો મોંઘાં જગતપર વેરે ઝળહળે.
એના આદર્શપ્રેમે પૃથિવી મઘમઘે, માનવીચિત્ત મોહે,
લાખો ફેરી શહીદી ઉપર જગતની સંસ્કૃતિ ભવ્ય સોહે.

—રામપ્રસાદ શુક્લ

## શ્રીમન્નથુરામ શર્મા

ગુજરાતના નામી કેળવણીકાર શ્રી નાનાભાઈ નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ આંબલામાં જે ગ્રામદક્ષિણામૂર્તિ વિદ્યામંદિર ચલાવે છે તેના મુખપત્ર 'કોડિયું'માં દર મહીને તેઓ 'ઘડતર અને ચણતર' ના નામથી પોતાની આત્મકથા લખે છે એમના જેવા સમર્થ ગણુસની એ ઘડતરકથા યુવાન વાચકવર્ગને માટે જેટલી પ્રેરક ને રસભર છે તેટલી જ, ગઈ પેઢીના ગુજરાતનું વિશદ સામાજિક ચિત્ર આપનારી છે. એના છેલ્લા હપતામાં આવેલું મહારાજ શ્રીમન્નથુરામ શર્માનું ચરિત્ર અમે આ નીચે એટલા માટે ઉતાર્યું છે કે આજથી ચારેક દસકા પહેલાંના ગુજરાત–ખુાસ તો કાઠિયાવાડના મધ્યમ થરના લોકસમાજમાં ધર્મ અને સદ્વિચારના પાસથી જીવનનો હસ્ચમાઢ ઉતારવામાં મોંઘો ફાળો પૂરનાર એક અગ્રણી આચાર્ય એ થઈ ગયા. કુમારના વાચકોને એ હપકારક થઈ પડશે.

"આ અરસામાં મારું જીવન એક બીજી દિશામાં વેગથી વહી રહ્યું હતું. હું વિધુર થયો તે અરસામાં મારા મોટા ભાઇ દેવશંકરભાઈ પોરબંદરની હાઈસ્કૂલમાં માસ્તર નિમાયા હતા એટલે ઉનાળાની લાંબી રજા ગાળવા માટે હું પોરબંદર ગયો. આ દિવસોમાં પોરબંદર અને બીલખા મહારાજ શ્રીમન્નથુરામ શર્માના નામથી ગાજતાં હતાં. તમે કાઠિયાવાડની રેલવેના કોઇ પણ સ્ટેશને જાઓ તો સવારમાં નાહી ધોઈ, કપાળે ભસ્મ લગાડી, સંધ્યાપૂજન કરીને પરવારેલો એકાદ માસ્તર તમે દેખો, અને તપાસ કરો તો જણાય કે એ મહારાજશ્રીનો શિષ્ય છે. તમે કાઠિયાવાડમાં અને ખાસ તો પોરબંદર જુનાગઢ તરફના કોઇ પણ ગામડામાં જાઓ તો તમને આવો જ કોઇ મહેતાજી પણ જરૂર મળે. મારે કાને મહારાજશ્રીનું નામ વધારે અથડાયું. પોરબંદરમાં જ મારી આંખ આગળ એમનો આશ્રમ અને એમનાં પરમ ભક્ત શ્રીમતી મોંઘીબેન ખડાં હતાં.



મારા મોટા ભાઇ તો ક્યારના એમના શિષ્ય થયા હતા અને દર અષાઢી પૂનમે તેમજ કાર્તિકી પૂનમે ગુરુપૂજન નિમિત્તે બીલખા જતા આવતા. દીવાળીની લાંબી રજામાં હું પણ એક વાર મારા મોટા ભાઇની સાથે બીલખા ગયો. અમે જુનાગઢથી ગાડામાં બેસીને બીલખા ગયા એટલે રાતે મોડા પહોંચ્યા અને વહેલી સવારે મને મહારાજશ્રીનાં દર્શન થયાં. શ્રીમતી મોંઘીબેન અને પોરબંદરના આશ્રમે મારા મન પર જે પવિત્રતાની છાપ પાડી હતી તે મહારાજશ્રીનાં દર્શને વધારે દૃઢ કરી. કોણ જાણે કેમ, પણ એમને જોઈને તરત જ મારા મનને જોઈતો વિસામો મળ્યો અને આજ સુધી પૂર્ણકામના જેવી ...ની,

## આ માસ (એપ્રિલ)નું પંખી

કોયલ




જેના ઉલ્લેખથી આપણું કાવ્યસાહિત્ય સભર ભર્યું છે એવું આ પંખી, નામથી અને ટહુકાથી તો સૌને પરિચિત છે; પણ એ જોયું હશે કેટલાએ ? કવિઓ (અને લોકો પણ) એને સદા નારી જાતિમાં જ સંબોધે છે, પણ બહુ ઓછા જાણતા હશે કે એ મીઠા ને મસ્ત ટહુકા કરનારો તો 'નર' હોય છે; માદા નહિ.

લગભગ દોઢ ફૂટ લંબાઇનું, મોરપિચ્છ રંગની ઝાંયવાળા તદ્દન કાળા શરીરનું, લાલ આંખોવાળું જે પંખી આપણી નજરે પડે છે તે તો નર. માદા તો ભાગ્યે જ નજરે પડે છે. કદમાં એ નરથી નાની હોય છે, ને રંગે પણ જુદી: તપખીરિયા રંગની ને આખે શરીરે સફેદ ટપકાંવાળી. પાંખો, પૂંછડી, છાતી, પેટ,–બધે સફેદ પટા હોય છે. બંનેની આંખો ચમકતી લાલ, ચાંચ મેલા લીલા રંગની, પૂંછડી લાંબી. મોટે ભાગે વનસ્પત્યાહારી; પણ ક્વચિત જીવડાં યે ખાય.

હિમાલય સિવાય, છેક વાયવ્ય સરહદના પ્રાંતોથી માંડીને લંકા સુધીના સમસ્ત ભારતવર્ષમાં તે નજરે પડે છે; અને આંબા, આસોપાલવ વગેરે જેવાં ઝાડની ઘેરી ઘટાઓની છાયામાં મોટે ભાગે લપાઈ રહે છે.

કવિતામાં બિરદાવેલું આ પંખી કાગડા જેવા તુચ્છ પંખીને પણ છેતરી જનારું અને પહોંચેલ હોય છે. એનું નામ (પરભૃતિકા) દર્શાવે છે તેમ એ પોતાનાં ઇંડાં જાતે ન સેવતાં કાગડા પાસે ઉછેરાવે છે એ તો જાણીતી વાત છે. કાગડાના માળાથી થોડે દૂર રહી નર કોયલ ટહુકા પર ટહુકા કરતો તેને પજવે છે, અને તેથી ખીજાઇને કાગડી માળો છોડી તેની પાછળ પડે છે. બાજુમાં જ સંતાઇ રહેલી માદા કોયલ એ લાગ જોઇને તેના માળામાં ઇંડાં મૂકી આવે છે.

નિયમિતતાથી ફરે એ ચીવટથી અને નિયમિતતાથી મહારાજશ્રી કરતાં અને લાંબા કાળના અભ્યાસથી એ એમના જીવનમાં સહજ થઈ ગઈ હતી. આવા જ પ્રકારની ચીવટ અને ચોકસાઈ એમનાં સ્વાધ્યાયમાં તથા ધ્યાનમાં, એમના ભોજનમાં, એમના ગમનાગમ, એમનાં વાચનમાં, એમની કથામાં અને જીવનના દરેક નાનામોટા પ્રસંગોમાં મેં જોઈ છે. કોઈ પણ પ્રસંગે આવી રોજની ચર્યામાં એમણે ભૂલ કરી હોય અગર ગફલત થઈ ગઈ હોય એમ મને જોવા મળ્યું નથી. જેવી એમની સમયની ચોકસાઈ તેવી જ એમની ચીજ વસ્તુઓની પણ ચોકસાઈ હતી. એમનું આસન, એમની ઘડિયાળ, એમનો ખડિયો, એમની પેન્સિલ, એમની પાટ, એમનું બિછાનું, એમનાં ચંપલો, એ બધાંય તેમના માટે નક્કી કરેલે સ્થળે જ પડયાં હોય; તેમાં સહેજ પણ ફેર ન હોય. અને નિયમિતતાનો તથા ચોકસાઈનો આવો આગ્રહ એમના અંગત જીવન પૂરતો જ હતો એમ ન કહેવાય. આવો આગ્રહ આખાયે આશ્રમજીવનમાં ઊતર્યો હતો.

આપણે તેમજ કાર્તિકી પૂનમે કે બીજા મંગળ પ્રસંગોએ અમે શિષ્યો આશ્રમમાં એકઠા થઈએ ત્યારે અમે તો સૌ અમારા સ્વભાવ પ્રમાણે ચોરેચૌટે ગોટાળો કરીએ. ઓરડામાં દૂધ–કૉફી ઢોળીએ, પૂંઠે ચાકીએ, ગાદલાં–ગોદડાં રખડાવીએ, પણ અમે ગયા કે તરત જ અમારો ઓરડો ધોવાઈ જાય અને આશ્રમની ચીજો રીતસર પોતપોતાને ઠેકાણે પહોંચી જાય એમાં ભૂલ નહિ. અમે આશ્રમની બહાર પગ મૂક્યો એટલી જ વાર. એમની આ ચોકસાઈની સાથે જ એમનો સ્વચ્છતાનો આગ્રહ તેવા જ હતો. આશ્રમમાં કોઈ જ્યાં ત્યાં થૂંકશે નહિ; જ્યાંત્યાં પેશાબ કરશે નહિ, કે જ્યાંત્યાં કચરો ફેંકશે નહિ. આખોય આશ્રમ દરરોજ બરાબર વળાતો અને તે પણ ઘણું જ ઓછા નોકરોથી. મહારાજશ્રી પોતે લગભગ દરરોજ બેને વખત દિશાએ જતાં જતાં આખાય આશ્રમ પર ઝીણી નજર નાખતા અને નાની એવી પણ ગફલતને બાહોશ ઈન્સ્પેક્ટરની ચાલાકીથી પકડી પાડતા. તેથી જ આશ્રમનું રસોડું અને કોઠાર પણ અમારા માટે સ્વચ્છતાનાં શિક્ષણસ્થાનો હતાં એમ હું કહી શકું. મહારાજશ્રીનાં પોતાનાં અંગત વપરાશનાં વાસણો આરસી જેવાં સ્વચ્છ રહેતાં, એમનાં કપડાં સફેદ, બગલાની પાંખ જેવાં ધોળાં રહેતાં, એમની પથારી એવી જ સ્વચ્છ રહેતી, એમની લાકડાની પાદુકાઓ ઉપર મેં કોઈ દિ' મેલ બાઝયો જોયો નથી, એમનો જમવા બેસવાનો પાટલો, એમનું ફાનસ, એમના ઓરડાનાં કમાડ, એમના પુસ્તકો, જ્યાં જુઓ ત્યાં તમને મહારાજશ્રીની ચોખ્ખાઈ, ચોકસાઈ અને વ્યવસ્થાનાં દર્શન થયા વગર રહે જ નહિ.

પણ આવી ચોકસાઈ અને ચોખ્ખાઈ માત્ર બાહ્ય પદાર્થોમાં મર્યાદિત થઈ ન હતી, એમના પત્રવ્યવહારમાં તેમજ પુસ્તકોના પ્રૂફ વાચનમાં પણ આપણને એ જ દેખાય. એમનાં નાનાંમોટાં પુસ્તકોની બીજી રીતે કિંમત ગમે તેવી હો, પણ એમની છાપશુદ્ધિ અને જોડણીશુદ્ધિ માટેનો મહારાજશ્રીનો આગ્રહ અતિશય હતો અને મોટે ભાગે તો એ કામ એ પોતે જાતે જ કરતા. આશ્રમમાં મહારાજશ્રી પોતે જ મુદ્રીદર હતા એમ કહી શકાય. એમના અક્ષરો ઘણા ચોખ્ખા અને વળાંકવાળા હતા. હું એમના પરિચયમાં આવ્યો ત્યાર પછી આશ્રમનો પત્રવ્યવહાર મોટે ભાગે વ્યવસ્થાપક ત્રિભુવનભાઈ જ કરતા; પણ મહારાજશ્રી પોતે નજીકના શિષ્યોને પ્રસાદી રૂપે જે થોડા ઘણા કાગળો લખતા તે કાગળોના મોતીના દાણા જેવા અક્ષરો હજી આજે પણ એવા જ મનોહર હશે.

જેવી મહારાજશ્રીની નિયમિતતા, જેવી એમની વ્યવસ્થા, જેવી એમની સ્વચ્છતા તેવી જ એમની સ્પષ્ટતા નોંધવા જેવી વસ્તુ છે. એમની વાણી બહુ જ સ્પષ્ટ અને ચોક્કસ હતી. કોઈ નોકરને હુકમ કે પોતાના શિષ્યને આજ્ઞા કરે તો નોકર કે શિષ્ય બરાબર સમજે એવી ભાષામાં જ, બનતા સુધી ઓછામાં ઓછા શબ્દોમાં જ, કરતા. પોતાને જે કહેવાનું હોય એ એમના મનમાં જ એવું સ્પષ્ટ હતું કે પછી ભાષામાં ગોટાળો ઊભો થવા પામતો નહિ. એમનાં પુસ્તકો, એમનાં વ્યાખ્યાનો, એમના પત્રો, એમનો તમામ વાણીવ્યવહાર આ સ્પષ્ટતાની સાક્ષી પૂરતો. વિચારોની તેમજ ભાષાની આ સ્પષ્ટતાને લીધે જ મહારાજશ્રી યોગ વગેરેની મોટી મોટી વાતો પણ પોતાના સાધારણ શિષ્યોને સમજાવી શકતા અને એવી એવી વાતો માટે તેમનામાં રસ જગાવી શકતા.” —નાનાભાઈ ભટ્ટ

## ઉત્તર ધ્રુવના પ્રદેશોની અજાયબીઓ

(૧) અનુકૂળ પરિસ્થિતિ હોય તો (૬૦થી ૮૦ ડિગ્રી ઉષ્ણતામાન હોય ત્યારે) આ પ્રદેશોમાં અઢીએક માઈલ સુધી સાધારણ વાતચિત સંભળાય છે. માણસ પગ પછાડતો હોય તો તેનો અવાજ બે માઈલ દૂર સહેલાઈથી સંભળાય; અને કુતરાનો ભસવાનો કે લાકડાં કાપવાનો અવાજ તો ૧૦થી ૧૨ માઈલ દૂર ચોખ્ખો સંભળાય છે!

(૨) આપણે ત્યાં સાધારણરીતે રહેતું ૬૫ ડિગ્રી ઉષ્ણતામાન ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં પણ ઉનાળામાં ઘણી જગ્યાએ નોંધાયું છે.

(૩) હવા ઉપર ઠંડીની સીધી અનુભવી શકાય તેવી અસર તે તેને સૂકી બનાવવાની છે અને લીધે ૩૦થી ૬૦ ડિગ્રી સુધી ધુમ્મસ બનાવો બને છે. નદીઓમાંથી સીધાં જ વાદળ બનતાં દેખાય છે! અને કોઈ જંગલમાં અચાનક આગ લાગી હોય અને ધુમાડાના ગોટેગોટા ઊડતા હોય તેવું દૃશ્ય થાય છે. પ્રાણીઓ જતાંજતાં પોતાની પાછળ ધુમ્મસના લીસોટા fog tails મૂકતાં જાય છે, જે ઘણા વખત સુધી એમ ને એમ હવામાં રહે છે. ૬૦ ડિગ્રી ઉષ્ણતામાન હોય ત્યારે તો દોડતા પ્રાણીની પાછળ ઘાટા ધુમ્મસના લીસોટા હવામાં પડી જાય છે અને જાણે ‘ઓબ્જેક્ટ’ કરવામાં આવતો હોય તેમ લાગે છે. પ્રાણી ઊભું હોય તો તેના શરીરની ગરમીને લીધે એટલું બધું ધુમ્મસ તેને ઘેરી વળે કે ૧૦ ફીટ છેટેથી તો તે દેખાય જ નહિ. વળી, શ્વાસોચ્છ્વાસથી પણ ધુમ્મસ જામી જાય છે અને જાણે વરાળયંત્ર ચાલતું હોય તેવું લાગે છે!

(૪) જલ્દી જામી જતા આ ધુમ્મસની ઉપાધિ ન હોય તો ઠંડા પ્રદેશોમાં ઘણે સુધી દેખી શકાય. (ઓછા) ૫૦ ડિગ્રી ઉષ્ણતામાનવાળી હવામાં +(વત્તા) ૫૦ ડિગ્રીવાળી હવા કરતાં વસ્તુ બમણી વધારે મોટી લાગે છે. અને દૂરની પર્વત જેવી વસ્તુઓનો રંગ ભૂખરો–ભૂરો થતો નથી અને તેમજ તેની રેખાઓ પણ બગડતી નથી. ૨૦ માઈલ દૂરનો પર્વત ૧ માઈલ દૂરની ટેકરી જેવો જ દેખાય છે!

(૫) ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં અમુક જગ્યાઓએ ઘણાં જ તોફાનો થયા કરે છે. સાધારણરીતે બધાની માન્યતા પણ એમ હોય છે કે ઉત્તરધ્રુવ એટલે બરફનાં તોફાનો અને ઠંડા સૂસવતા પવનોનો પ્રદેશ. પણ આ સમગ્ર વિભાગને ધ્યાનમાં લેતા દુનિયાના કોઈ પણ તેના જેવડા જ બીજા પ્રદેશ કરતાં ત્યાં ઓછાં તોફાનો થાય છે.

—વિજય પંડયા

## પૅલેડિયમ–એક નવી ધાતુ

ઉત્તર અને દક્ષિણ અમેરિકામાંથી પ્લૅટીનમ અને સોના જેવી પૅલેડિયમ (Palladium) નામની એક નવી ધાતુ મળી આવી છે. આ ધાતુ ચળકાટમાં ચાંદી જેવી અને વજનમાં સીસા જેવી હોય છે. એને ઓગાળવા માટે સોનાથી થોડીક જ વધુ ગરમી જોઈએ. એ

> હર્ષ ને શોક, પ્રકાશ ને અંધાર સહગુણ દુર્ગુણ, હો સખી !
> શ્વેત પટે એમ શ્યામલ માંડી બ્રહ્માંડકેરી કથા આ લખી.
>
> —કવિ નાનાલાલ

ગોવર્ધનરામભાઇને એક વાર ચન્દ્રશંકર પંડ્યાએ વાતચિતમાં કહ્યું, 'આપના સરસ્વતીચન્દ્ર જેવો ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં થયો નથી ને થવાનો પણ નથી.' આ સાંભળીને ગોવર્ધનરામભાઇએ ઠપકાના સ્વરે કહ્યું 'તમે ગુજરાતની સંસ્કૃતિનું અપમાન કરો છો. મારા પુસ્તકથી જ શું ગુજરાતની શક્તિ થંભી જવાની છે? ભવિષ્યમાં મારાથી ઘણાયે ચડિયાતા સાહિત્યકારો પાકશે. મને મારા ગુજરાતમાં પૂરી શ્રદ્ધા છે.'

કહેવતોના અર્થ: 'ઘરકી મુરઘી દાલ બરાબર.'—અતિ પરિચયમાં કે ઘણા નિકટ રહેવાને કારણે માણસ કે સ્થાનનું ગૌરવ ઘટી જાય છે, અને તેમાં ખરું મહત્ત્વ હોય તોપણ સાચી કિંમત અંકાતી નથી, એ દર્શાવતી આ કહેવતનો વાચ્યાર્થ એવો છે કે પોતાના ઘરની જ ઉછરેલી મુરઘી હોય તેનું ઘરધણીને કાંઇ મૂલ્ય ન હોય અને ચાહે ત્યારે તેને દાળની માફક ખોરાકના ઉપયોગમાં લઇ લે. એને મળતી બીજી કહેવતો: 'ગામનો જોગી જોગટો, ને પરગામનો સિદ્ધ'; 'ગામની છોકરી, ને પરગામની લાડી'; 'ઘરના પીરને તેલનો મલીદો'; 'આઘેનાને તેડતેડ, પાસેનાને છેડછેડ'; 'અતિ પરિચયાદવજ્ઞા ભવતિ' 'કહ્યો કોયડો કોડીમૂલો'; 'ગોલાંને દરબાર; દીવાળી સમો' વગેરે.

અનેકાર્થી શબ્દ: સાખ=સાહેદી કે સાક્ષી; ઝાડ ઉપર જ પાકેલું ફળ; બારણાનાં ચોકઠાના ઊભા ટેકા; બારશું અથવા આંગણું. શાખ=આટક; આબરૂ અથવા વટ; શાહી.

ગણિતગમ્મત: ૨ અને ૩ એ જેમ પાસપાસેની સંખ્યા છે તેમ $૨^{૩}$ અને $૩^{૨}$ એ પણ પાસપાસેની સંખ્યા થાય છે જુઓ: $૨^{૩}=૮$ અને $૩^{૨}=૯$. —મ. ના. ખત્રી.

ચકલીવર કદના મણકાનો કે મોતીની માળાનો દોરો તૂટી જતાં તેને ફરી પરોવવી હોય ત્યારે મોતીનાં કદ તેના યોગ્ય ક્રમમાં કાળજીથી ગોઠવવાં સરળ થાય તે માટે, પૅકિંગમાં આવતાં 'કોરૂગેટેડ પૂઠાં'નો ઉપયોગ સચોટ કામ આપશે. પૂઠાના એ ખાંચાઓમાં મોતીને ગોઠવતા જવાથી રગડી નહિ જાય અને ક્રમવાર ગોઠવવામાં જે ફેરફેર કરવી પડે તે એને લીધે સરળ થઈ પડશે.



પાંચમી સદીના અંત (૪૯૦)માં હૂણોનું હિંદમાં આક્રમણ થયું ને ગુપ્ત વંશનો ધીમેધીમે અસ્ત થયો ત્યારથી તે ૧૨મી સદીના અંતમાં મુસલમાનોનું ટોળાંબંધ આક્રમણ થયું ત્યાં સુધીનો હિંદનો ઇતિહાસ લગભગ અંધારો છે. ૭૦૦ વર્ષનો એ સંક્રાંતિયુગ જોકે અનેક શક્યતાઓથી ભરેલો હતો, છતાં કાન્યકુબ્જના મહારાજ હર્ષવર્ધનના અપવાદ સિવાય ખાસ પ્રતાપ વિહોણો હતો. આ યુગનો મુખ્ય બનાવ તે રાજપૂતોનો ઉદ્ભવ. તેમના શરૂના ભાગમાં હૂણો અને સાસાનીદોના સિક્કાઓ જેવા પણ બેડોળ રૂપના સિક્કાઓ તેમણે પાડેલા અને તેનું અત્યંત વિકૃત રૂપ જે 'ગધૈયા' (ગધેડાના માથાંની હોય તેવી છાપવાળા)ના નામે મશહૂર છે, તે તો મોટી સંખ્યામાં રાજપૂતાના અને ગુજરાતમાંથી મળી આવે છે. લગભગ છઠ્ઠીથી તે આઠમી સદી સુધીના લાંબા કાળ લગી સમસ્ત ઉત્તર હિંદમાં પ્રચલિત આ સિક્કાનો નમૂનો ઉપર આપ્યો છે, જેમાં એક બાજુએ રાજાના મુખના વિકૃત આલેખન અને બીજી તરફ યજ્ઞવેદીની આકૃતિના અવશેષો છે.

બારીબારણાંની સુકાઈ ગએલી લાંપી ન ઉખડતી હોય તો કૉસ્ટિક સોડાના મિશ્રણનું પોતું મારવું. અકાદ કલાક બાદ તે નરમ પડી ગએલી જણાશે ને તરત ઊખડી આવશે.

> ઘી. પોતાની જાતને જાણવી એ એક વસ્તુ છે, એને સુધારવી એ તદ્દન જુદી જ પ્રક્રિયા છે. ઘણા માણસો પોતાની નબળાઇ જાણી શકયા છે; પણ એને સુધારનારા હમેશાં વિરલ જ રહ્યા છે.
>
> —ધૂમકેતુ

બે ટંબલર એકબીજામાં ચોંટી ગયાં હોય તો બહારનો ટંબલર ગરમ પાણીમાં મૂકવો અને અંદરના ટંબલરમાં ઠંડું પાણી ભરવું. એથી છૂટા પડી જશે.



દૃષ્ટિફેરની ગમ્મત: બાજુનું ચિત્ર બે રીતે દેખાશે: એક તો કોઈ ઉઘાડી ચોપડીની પીઠ તમારી તરફ રાખી હોય ને ચોપડીનો ખુલ્લો ભાગ પાછળ હોય; અને બીજું એ રીતે, કે ચોપડી તમારી સન્મુખ ખુલ્લી ઊભી હોય.

પૃથ્વીની સપાટી પર જેટલું પાણી છે તે બધું ભેગું કરીને તેનો એક થાંભલો સૂર્ય સુધી પહોંચે તેવડો (૯ કરોડ ૩૦ લાખ માઈલ લાંબો) રચવામાં આવે તો એ થાંભલો માત્ર માઈલના વ્યાસની જાડાઇનો થાય!

આલાસ્કામાં થતી યુલેકોન નામની ખોરાકી માછલીમાં એટલું બધું તેલ હોય છે કે ત્યાંના વતનીઓ તેમાં દીવેટ પેસાડીને મીણબત્તીની પેઠે વાપરી શકે છે!







ફુવારો બનાવો: (ચિત્ર ૧) મોટા મોંની એક શીશીમાં ¾ ભાગ પાણી ભરીને તેના બૂચ સોંસરું કાણું પાડી, તે સોંસરી કાચની નળી, કે મજબૂત ભૂંગળી પાણીમાં ડુબાડો. પછી બ્લૉટિંગ પેપરનો ઠીકઠીક કદનો ટુકડો પાણીથી ભીંજવી તેના ઉપર શીશી મૂકો. હવે કાચની એક બરણીને દેવતા આગળ ધરીને સ્હેજસાજ ગરમ કરી પેલી શીશી ઉપર ઊંધી ઢાંકીને બ્લૉટિંગ ઉપર મજબૂત રીતે દબાવી દો (ચિત્ર ૨), એટલે થોડી મિનિટ બાદ (ચિત્ર નં. ૩માં બતાવ્યા મુજબ) નળીમાંથી પાણી ફુવારા માફક ઊડવા લાગશે.

જે વાનીઓ તમે હોંશથી જમો છો . . .

# તેમને વધુ તાકાત આપતી બનાવો !








આપણા માનીતા કેટલાક ખાદ્યપદાર્થો આપણને ઘણોજ ઓછો ફાયદો કરે છે તે તમે જાણો છો! તેમનાથી ભૂખ સંતોષાય છે ખરી પરંતુ પુરતી તાકાત ઉત્પન્ન થતી નથી એટલે કે આપણે જેટલા પ્રમાણમાં તાકાત ખર્ચ કરીએ છીએ એટલી ઉત્પન્ન થતી નથી. આ એક વીચારવા યોગ બીના છે ખરું ને? કારણ કે આરોગ્ય, સુખ અને કામ કરવાની કુશળતા સર્વનો આધાર તાકાત ઉપર અવલંબે છે. અને આપણા ખાદ્યપદાર્થો જો આપણને જરૂરની સઘળી તાકાત પુરી ન પાડે તો મોડા વ્હેલા આપણને ખમવું પડે છેજ. સઘળા ખાદ્યપદાર્થો અમુક અંશે તાકાત ધરાવેજ છે પરંતુ આપણે મુખ્યત્વે જે પદાર્થો ખાઇએ છીએ તે તાકાત આપવામાં નબળા હોય છે. જો આવી જાતના ખાદ્યપદાર્થો સાથે બીજા વધુ પ્રમાણમાં તાકાત આપતા ખાદ્યપદાર્થો લેવામાં આવે તો તેમના તાકાત આપનારા ગુણોમાં વધારો થઇ શકે છે. જીવનસત્વોથી ભરપુર ડાલ્ડાથી રસોઈ રાંધવામાં આવે તો આ કાર્યમાં ઘણીજ મદદ મળે છે. રસોઇ રાંધવાનું આ ઉમદા સાધન કેટલાક અગત્યનાં ખોરાકી તત્વો પુરાં પાડે છે જે કુદરતના સૌથી ઉત્તમમાં ઉત્તમ તાકાત આપનારાં દ્રવ્યો છે. સલામતીની દૃષ્ટિએ સઘળી વાનીઓ ડાલ્ડામાંજ રાંધવી વધારે સલાહભરી છે.

કઇ વાનીઓ સારામાં સારી તાકાતવર્ધક છે તે દરેક સ્ત્રીએ જાણી લેવું જોઇએ. ડાલ્ડાના પાકશાસ્ત્ર (અંગ્રેજી) માં ખોરાકના પોષણ અને ૧૫૦ કરતા વધુ હિન્દી વાનીઓ તૈયાર કરવાની ઉપયોગી માહિતી આપેલી છે. તમારે તેની એક નકલ રાખવી જોઇએ. ચાર આનાની પોસ્ટની ટીકીટો Dept. C139 P. O. Box No. 353, Bombay ને મોકલો.




જીવન સત્વોથી ભરપુર DALDA તાકાત માટે

# ધોકા મારવાથી કપડાંને થતું નુકશાન તમે બચાવી શકો છો
## . . . આ રીતે કપડાં ધૂઓ



1





2

એ પણ શંકા છે કે, ભાગ્યેજ એવું કોઈ અઠવાડિયું જાય છે કે જ્યારે તમારા કુટુંબમાંથી કોઇ કે અથવા તો તમારા મિત્રોમાંથી કોઇએ કપડાંને સ્વચ્છ કરવા માટે ધોકા મારવાની પુરાણી વિનાશક પધ્ધતિને પરિણામે થતા બીનજરૂરી—અને કોઈક વખત કીમતી—નુકશાન વિષે ફરીઆદ કરી ના હોય.



3



4

હા, જો તમે નમ્બર આપેલા ચીત્રોમાં બતાવેલી રીતે અને તેમની નીચે આપેલી સુચનાઓમા સમજાવ્યા પ્રમાણે અનુસરો, તો તમારા કપડાંને જરાપણ નુકશાન પહોંચાડયા વિના સુંદર રીતે સ્વચ્છ કરવાની તમને ખાતરી થશે.

(૧) ધોવાનુ વસ્ત્ર પૂરેપૂરૂં ભિંજવો—તમે નળ નીચે, ટબમાં, તળાવમાં કે ઝરામાં ભિંજવો તેથી કઇ ફેર પડતો નથી.

(૨) જ્યારે તમે વસ્ત્ર ઘણું પલાળ્યું હોય ત્યારે સનલાઇટ સાબુ તેના બધા ભાગોમા લગાડો (મેલા ભાગોમાં સનલાઇટ વધારે પ્રમાણમાં ઘસો.)

(૩) સાબુ લગાડેલા વસ્ત્રને ધીમેથી પણ સારી રીતે મસળો. ધોકા મારતાં નહિં. સહેજ ગુંદો (તમે રોટલીની કણેક ગુંદો છો તે રીતે), કપડાના અણુંએ અણુંમાંથી સાબુવાળુ ફીણ બહાર કાઢી નાખો. કપડાંને ભાર દઇને મસળવાની જરૂર નથી, અથવા તો તેના પર જોર કરવાની જરૂર નથી. જો તમે સારી રીતે મસળી ખાતરી કરશો કે સનલાઇટનુ આપ મેળે કામ કરતું ફીણુ મેલ સુધી પહોંચે છે તો એ ફીણુ ધીરેથી બધો મેલ દૂર કરશે. આ ચપળ ફીણમા રહેલો "જીવંત" સાબુ જેવો મેલને અડે છે તેવો લગભગ તરતજ તેને છૂટો પાડે છે—કપડાંમાંથી મેલને બહાર કાઢે છે અને ફીણુ સાથે એવો ભેળવી દે છે કે જ્યારે તમે કપડાંને ફીણમુક્ત કરી નીચોવો છો ત્યારે તમે તેને મેલમુક્ત કરી નીચોવો છો.

(૪) જેમાં હવે મેલ રહેલો છે તે ફીણુ કાઢી નાખવા વસ્ત્રને નીચોવો.

સનલાઇટની આ નમ્ર રીતથી ધોવાયેલા કપડાં ઘણુંજ લાંબા સમય સુધી ચાલે છે.

# સનલાઇટ સાબુ કપડાં બચાવે છે




S. 75-23 GJ

LEVER BROTHERS (INDIA) LIMITED

# કુમાર

આવતી કાલનાં નાગરિકો માટેનું માસિક

સંસ્થાપક · રવિશંકર રાવળ

૨૬૯



નદીતીરે · ફોટો : હીરાલાલ ભટ્ટ · આ માસના વધારામાં બીજું ઇનામ મેળવનાર ચિત્ર

વર્ષ ત્રેવીસમું · અંક પાંચમો · મે ઈ. ૧૯૪૬

તંત્રી

બચુભાઈ રાવત



ગૌરી અને શ્યામા

ચિત્રકાર - સોમાલાલ શાહ





ચિત્રો—

નદી તીરે — ફોટો · હીરાલાલ શાહ પૃ. ૬
ગૌરી અને ચગામા — સોમાલાલ શાહ ત્રિરંગી મુખચિત્ર
સમૂહસંગીત — ,, પાછલા પૂઠામાં
ઉમાના સમરશૃંગાર — અમૂલ્ય ગોપાલ સેન ,, ,,


કાવ્યો—

ક્ષણિકતાનું કાવ્ય — ઉશનસ્ ૧૧૧
હવે — સુન્દરમ્ ૧૧૧
સોગાવાને — પ્રજારામ રાવળ ૧૧૧


ચરિત્ર—

જયપ્રકાશ નારાયણ — અશોક હર્ષ ૧૧૩


વાર્તા—

લીલાં ચશ્માં (શરદિન્દુ બંદ્યોપાધ્યાય) — રમણિક મેઘાણી ૧૨૫


લેખો—

પ્રવાસ-મંજરી — રવિશંકર રાવળ ૧૧૨
રસદર્શન-૨૯ — હરિપ્રસાદ મ. દેસાઈ ૧૨૩
કુગખણ — અમૃતલાલ નં. પંડ્યા ૧૧૯
સૂર્યના ડાઘા — વિજય પંડ્યા ૧૨૫
પિંગળ-પરિચય — કેશવરામ કા. શાસ્ત્રી ૧૨૭


વિભાગો તથા પ્રકીર્ણ—

કૂપમંડૂક: 'ચકોર'ની ચિત્રકથા — ૧૧૦
Our Friends Abroad (પરદેશી મિત્રોના પત્રો) — ૧૧૮
કસોટી — ૧૨૩
માધુકરી — ૧૨૮
આ માસનું પંખી—દૂધરાજ — ૧૦૫
આપણું — ૧૩૧
આ માસ ઇતિહાસમાં — ૧૩૧
છેલ્લું પાનું — ૧૩૨


### ગ્રાહકોને

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત એકાદ અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારી-પૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે બનતો પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઈ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૬; પરદેશમાં રૂ. ૭-૮-૦ અથવા ૧૨ શિલિંગ. છૂટક નકલના ૧૨ આના. પાછલા વર્ષના અંકો અપ્રાપ્ય છે. જે કોઈ છૂટાછવાયા અંકો મળે છે તે દરેકની કિં. ૧-૪-૦.

જાહેર ખબરના સોલ એજન્ટ: મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ બ્યૂરો, મનોતા બિલ્ડિંગ, મિડોઝ સ્ટ્રીટ, મુંબાઈ-૧; અમદાવાદમાં મૅડૅક ઑફીસ સામે, ગાંધીરોડ.

# અમૂલ્ય દાંત !



## વર્ષો પર્યંત તમારા સોહામણા રહેશે?




તમારા દાંત અમુલ્ય રત્નો કરતા પણ વધારે મુલ્યવાન છે—તે હાસ્યને સુરૂપ કરે છે અથવા તો બેડોળ બનાવે છે. દાંતના પારાના કોહવાટથી તેમને ભયજનક સ્થિતિમાં મુકતા નહિ. એસ. આર. ટુથપેસ્ટથી* નિયમીત સ્વચ્છ કરતાં તેમને તે સફેદ અને નીરોગી પારામાં મજબુત રાખશે.

* દાંતની ફરિયાદો માટે દાંતના ડૉક્ટરોની પોતાની દવા સોડીયમ રીસીનોલીએટ તેમાં છે.

GSE. 25-50 GJ

D. & W. GIBBS LIMITED, LONDON, ENGLAND

**હૂપાહૂપ : ચકોરની ચિત્રકથા–૮ (આ કથાને મંત્રીમિશનની સીમલામાં ચાલી રહેલી કથા જોડે કંઈ સંબંધ**



ખોરાકની શોધમાં નીકળેલો હૂપાહૂપ



ગદારી અને તેના પરિવારને જુએ છે.



એને લાલચ થાય છે–



..ગોઠિયા જેવા શણગાર સજવાની.



અને બની શકે તો પોટલામાંના રોટલાની.




ચાલો; સિંહની સાથે જ બેસીને જમીશું.



હવે તારી મુરલી બંધ કર અને ખાવાનું છોડ



જોઇએ તો ખરા કે શું લાવ્યાં છે?



. . .અહીં તો કકરીને લાગી છે!







## ક્ષણિકતાનું કાવ્ય

• શિખરિણી •

પ્રભો ! આ પૃથ્વી પે અઢળક ઢળ્યો તું : હર ચીજ
પૃથાની તેં સ્થાપી ક્ષણિક કરી કો ગૂઢ ગતિથી.

અહીં કાન્તારોનાં કુસુમ સહતાં ચક્ર ઋતુનું
અને તેં દેવોને અચલ મધુનું નંદનવન
દીધું. પૃથ્વીક્યારે પ્રણયનું દીધું નાનું ફૂલ તેં;
વધાવ્યું લોકોએ નવ-કર-દીધું પીયૂષ ગણી,
અને તેં દેવોને શશિયરસુધાકુંભ અરપ્યો.
દીધી તેં એ રીતે સુપદ મઘવાને અમરતા,
અને દોરી પૃથ્વીજીવનહદ રેખા મરણની.

દીધી તેં સ્વર્લોકે સતત ઝગતી રોશની, અને
કૃપાળુ ! તેં ત્યાં તો રજની, તમ, સંધ્યાનું ગગન;
અને તે સંગાથે વિવિધ કરુણા, શોક, હરખ
વગેરે વૃત્તિઓ ચિતરી; ત્યહીં તો શાશ્વતી મુદા.

પ્રભો ! આ પૃથ્વી પે અઢળક ઢળ્યો તું : ક્ષણિકતા
દીધી તેં; પૃથ્વીએ પ્રિય કરની એ ભેટ ગણીને
વધાવી લીધી છે ઉરઅરસું આલિંગન દઈ.
બની એ બેઠી છે નવવધૂ સમી મંડિત થઈ
નિજાંગ પે આખી લઈ ક્ષણિકતા-આભરણથી.

અને જે પૃથ્વીને પ્રણયરસનું પીયૂષ દીધું
ગયાં પી પૃથ્વીનાં જન સકલ આકંઠ, નિજનું
ગયાં ભૂલી આયુ ક્ષણિક, હસી કીધું અવગણી
મહાશાશ્વત્, હાર્યો અનવધિમહાકાલ ક્ષણથી;
અને દેવો કેરું અમરત ય શર્માયું ઘડીક,
પૃથા પામી દેવો થકી જુદી જ કોઈ અમરતા !
દીધું તેં લોકોને મરણ, અમરોને અધિકતા
કરી મૂકી હાસ્યાસ્પદ જીવનની એકવિધતા !
અહીં તો લોકોએ મરણ જ સ્વયં મંગલ કરી
લઈ જીતી પામ્યા મરણજયનો જીવનમહીં
પુરુષાર્થ; પ્રાણોત્સરણનું કરાલત્વ જઈ પી
રહ્યા તે હાથેથી જીવનનું મહાકાવ્ય સરજી.

અહીં લોકોએ ના ક્ષણિક સહુ મિથ્યા જ સમજી
ભજેલી ભીરુતા, નવ ત્યજી દીધો માદક રસ;
અને પૃથ્વીકેરે ફલરસ પીધી જીવનકલા.

### હવે

• મિશ્ર •

તંબૂરના તાર બધા મળ્યા અને
અનેક સૂરો થકી પુષ્ટકાય
યથેષ્ટ છે સિદ્ધ મહાન મા થયો.

એના તને અર્પિત મૂક તંત્રમાં,
ઉસ્તાદ ! તારાં રચ્ય રાગરાગિણી;
ઝંકારતી શાંતિની પીંછિકા પરે
નર્તી રહો દિવ્ય સુરની નાગિણી !

સુન્દરમ્

અલભ્યા દેવોને રહી ક્ષણિકતાની વિવિધતા,
અલભ્યા દેવોને રહી ક્ષણિકતાની રસિકતા,
પૃથાએ ઉદ્ધારી લીધી જ પ્રભુ ! તારી ક્ષણિકતા.

ન દેવોને ભાગ્યે મથન, ઉદધિમંથન પછી
ગયું તે લોકોને હૃદય થઈને શાશ્વત, અહીં
વલોવાનો સિંધુ, અમરની અહીં નિ યમુદિતા
નથી, ત્યાં તો નિત્યે રુદન-સ્મિત કેરી વિવિધતા :
મળ્યાનો આનંદ, પ્રિયજનથી વિશ્લેષનું દુઃખ.
પૃથા રોમેરોમે વિલસી રહી કો પૂર્ણ કવિતા.
ન દેવોને ભાગ્યે મનુજની મહાભારતકીના.

અહો ! આ પૃથ્વી પે અઢળક ઢળ્યો તું સરવથ. !

ઉશનસ્

૧૯૬ (મે ૧૯૪૬)

## ભોગાવાને

• માલિની–મંદાક્રાંતા–સ્રગ્ધરા •

ભોગાવા હે ! ઘેળી મેલી વારેલો,
ખુલ્લો, પહોળો, દીર્ઘ, આ નિસ્તરેલો,
સૂકો સૂકો પટ નિરખું હું; ન્યાળિયો કંઈ રેતા.
આજે ભોગાસું ના'વ્યા સરખું તુજ મહીં; હે સદા ના સૂકેલા !

સૂકો સૂકો બહાર, કિન્તુ નરી જ
ઊંડે ન્હાતાં, ગારસ બારે વહી જ
રહેતા મીઠાં જળઝરણ ભર્યા પૂર્ણ છે, બાલ્યથી જ
ન્યાળું છું હું તને અદ્ભુત રસસ્ફુર્ણ; શી તારી નિત્યે નવી જ

મહાત્મા રાવળ

# પ્રવાસ-મંજરી

એક વધુ સંસ્કારયાત્રાનાં સંસ્મરણો

## [૨] દિલ્હીની મુલાકાતો

એક સામાજિક પ્રસંગ

બીજી તારીખ (માર્ચ)ની સાંજે શ્રી યશવંત પંડયાએ પુરાણા દિલ્હીમાં એક મિત્રને ત્યાં જવાનું કહીને કલા પરિષદમાંથી પરબારાજ ઉપાડયા. નૅશનલ ઈન્શ્યૉરન્સવાળા શ્રી ચીમનલાલ શાહે શ્રી જદુરાય ખંધડિયાને મળવા જૂના દિલ્હીમાં પોતાને ત્યાં મિત્રોને નિમંત્રેલા. આજના રાજધાનીવાળી ન્યૂ દિલ્હી અને પુરાણા દિલ્હી વચ્ચે બે સદીનું અંતર લાગે. મીચ સત્તા, આવજાની ભીડ અને જૂનામાં જૂની વસ્તી સાથે અપ-ટુ-ડેઈટ માણસોની સેળભેળવાળા જનસમુદાય વચ્ચેથી રસ્તો કરતા, મુંબાઈના માળાને પણ ભુલાવે એવા મારવાડી વંડાઓની ચારે બાજુની ચાલીઓમાં એક શહેર જેટલાં કુટુંબો જ્યાં ઉપરાઉપર ગોઠવાઈ ગએલાં એવા સ્થળે પહોંચ્યા. શ્રી પંડયાને પણ ચીમનભાઈનું ઘર શોધતાં મૂંઝવણ પડી એવા આ લત્તાઓમાં અજાણ્યાનું તો શું ગજું? પણ અંતે અમે એ નાનકડા જલસામાં પહોંચી ગયા. શ્રી ખંધડિયાની ગઝલો, ઑલ ઇન્ડિયા રેડિયોવાળા શ્રી મનુભાઈ દેસાઇ પોતાના સ્ટાફના બે સારા સાજિંદા લાવ્યા હતા તેમનાં સારંગી-તબલાંની રમઝટ, અમારા સાથીદાર કનુભાઈનું વાયોલિન, ને મનુભાઈની મધુર ભૈરવી, એ બધાંથી પ્રસંગ ઘણો રસમય બની ગયો. આવા સામાજિક પ્રસંગોથી અતિથિને એકીસાથે ઘણા મિત્રોને મળવાનો લાભ થાય છે. મને પણ અનેકની અહીં મુલાકાત થઈ. દિલ્હીના મિત્રો અમલદારી હોદ્દા કે દ્રવ્યસંપત્તિના આંતરા વગર આમ મળતા રહે છે એ દૃશ્ય આનંદપ્રદ હતું.

ન્યૂ દિલ્હીમાં આજે ગુજરાતની મૂર્ધન્ય વ્યક્તિ કોઈ હોય તો તે શ્રી દાદાસાહેબ (ગણેશ વાસુદેવ) માવળંકર છે. વડી ધારાસભાના પ્રમુખપદે બિરાજવા માટે એમને અભિનંદન અને માનાર્ઘ્ય આપનારા તો ત્યાં અસંખ્ય હતા, પણ તેમના અંગત સંબંધવાળા મિત્રો અને સ્નેહીઓનું સ્વત્વ અને ગૌરવ, દિલ્હીના પ્રમુખ પુરુષોમાં તેમનું સ્થાન જોઇને કેટલું વૃદ્ધિગત થયું છે એ તો ત્યાં જ સમજાય. દાદાસાહેબના સમાગમ અને સંપર્ક પામેલા એકેએક જણને તેમના વિષે કંઇક ને કંઇક સુખદ સ્મરણ કહેવાનું હોય છે જ; અને તેમણે શ્રીમંત કે સામાન્ય, સાક્ષર કે પ્રાકૃત સર્વે મિત્રોને સ્નેહ અને સત્કારના એકસરખા અંશે સ્વાગત આપ્યું છે. તેમને ટેલીફોનથી મારા ખબર આપ્યા એટલે તરત પૂછ્યું કે 'ક્યારે મળીશું? હું અમદાવાદના સમાચારો જાણવા હમેશાં ઇંતેજાર રહું છું. પણ વખતનો ખૂબ વિચાર કરવો પડે છે. કાલે સાંજે આવો,—સાથે ફરીશું અને વાતો કરીશું.'

શ્રી હીરાભાઈ પટેલ

દાદાસાહેબને મળવા જવાના સમયના અનુક્રમમાં જ ભાઈ યશવંત પંડયાએ બીજી પણ એક મુલાકાત ગોઠવી, તે શ્રી હીરાભાઈ એમ. પટેલ (આઈ. સી. એસ.)ની; જેઓ પહેલાં ડિપાર્ટમેન્ટ ઑવ ઇન્ડસ્ટ્રીઝ ઍન્ડ સિવિલ સપ્લાઇઝના સેક્રેટરી હતા. તેઓ કલા અને સંસ્કૃતિના વિષયોમાં ખૂબ રસ લે છે એમ જાણતાં તેમના પરિચયનો લાભ લેવાની તક મેળવી.

સાંજે કલા-પરિષદ આટોપાતી હતી તેમાંથી છૂટા થઈ અમે ન્યૂ દિલ્હીના લાંબા રસ્તાઓ પર ટાંગો દોડાવ્યો. પણ દિલ્હીના ટાંગાવાળાઓનું જ્ઞાન અદ્ભુત છે! જો કોઇ સ્થળે લઈ જવાનું કહો તો 'જી હાં, જાનતા હૂં' કહી ઉપાડી મૂકે તે ધારેલા સ્થાનથી ઉલટી જ દિશામાં! આ તો ઘણાનો સામાન્ય અનુભવ છે, ને અમે પણ તે દિવસે તેમાંથી બાદ ન રહી શકયા. શ્રીમાન પટેલનું ઘર મળતાં તો મુલાકાતનો સમય વીતી જવા આવ્યો હતો, છતાં અંદર જઇ ખબર કાઢી તો તેઓ હતા. સ્વચ્છ સુંદર આકૃતિવાળા મધુર પ્રકૃતિના એ ગૃહસ્થ માટે મેં તો કંઈક જુદી જ કલ્પના રચેલી. સરકારમાં મોટો હોદ્દો ભોગવતા ઘણા યે સજ્જનો ગંભીરતા, આડંબર અને દેખાવની શિસ્ત ધારણ કરી પોતાને ત્યાં આવતા માણસો વચ્ચે દમામનો એક પરદો સાચવે છે. પણ અહીં તેમના બંગલાના પાછળના વરંડામાં બહુ જ શાંત વાતાવરણમાં તેમણે બેચાર સુખો કહી અમને સ્વસ્થ અને ઘરના જેવા બનાવી દીધા. આથી વાર્તાલાપમાં ઘણી સ્ફૂર્તિ આવી. તેમનાં શ્રીમતીજીએ પણ અમારી મિજબાન કરતાં પોતે વર્ષોથી 'કુમાર'ના વાંચનાર છે એમ કહી મારી વાતને પ્રેરણા આપી. દેશમાં કલા અને સંસ્કૃતિની કેવી દશા પ્રવર્તે છે તે પર શ્રી પટેલે ઘણા મુદ્દાના પ્રશ્નો છેડયા હતા. આ વાતોના રસમાં શ્રી દાદાસાહેબને ત્યાં પહોંચવાનો સમય પણ ન રહ્યો, એટલે ટેલીફોન કરી તેમને વિનતિ કરી કે અને તો થોડી મિનિટો રાહ જુએ. એમની હાલની વ્યવસાયિતામાં આ માગણી ઘણી ભાર રૂપ બને એવી હતી છતાં તેમણે કહ્યું, 'આવો, હું રાહ જોઈશ અને પછી સાથે જ શહેરમાં જઈશું.'



દાદાસાહેબ માવળંકર

વાતો ટૂંકી કરી નીકળ્યા અને આખરે દાદાસાહેબનો બંગલો શોધી કાઢી તેમના મુલાકાતી ખંડમાં દાખલ થયા. અનેક માણસોની સતત આવજા માટેનો સગવડવાળો. જમીન પર બેઠી બિછાતનો એમનો ખંડ ચારે તરફ દફતરોથી ભરેલો હતો. ટેબલ પર દોરીઓ બાંધેલા તુમારોના ઢગલા હતા, છતાં બહાર નીકળવાનો અવકાશ કાઢીને દાદાસાહેબ એક તરુણ મહારાષ્ટ્રીય દંપતીને વિદાય આપી રહ્યા હતા. દાદાસાહેબનાં શ્રીમતીજી પણ તેમાં સામેલ હતાં. અમને સસ્મિત સ્વાગત આપી ચહા કૉફીનું પૂછયું ને પછી પેટી-રેંટિયો લઇ કાંતવા બેઠા. મેં કહ્યું 'મારા માટે આપને આમ વખત આપવો પડે એ મૂંઝવણ કરાવે છે, પણ દિલ્હી આવીને આપને મળ્યા વિના રહેવું અશક્ય લાગ્યું.' એમણે કહ્યું, 'રવિભાઇ, પૈસા અને હોદ્દાથી જ માણસોની કિંમત આંકવાની આપણા દેશમાં ટેવ પડી ગઈ છે. હું તેમાં સંમત નથી. પ્રત્યેક માણસમાં કંઈ ને કંઈ મૂલ્ય હોય છે એ સમજીએ તો દરેક માણસનું જગતમાં કંઇક મહત્ત્વ છે, અને તેને સમજવું ને સત્કારવું એને હું એક ધર્મ માનું છું.' દાદાસાહેબ સાથે બીજી ઘણી વાતો થઈ, પણ મને તેમનો આ એક વિચાર ખાસ યાદ રહી ગયો તે નોંધું છું. તેમને શ્રી મનુ સુબેદારને ત્યાં જમવા જવાનું હતું. તેનો સમય થતાં અમે તેમની સાથે જ ઊઠયા અને તેમની જ ગાડીમાં નીકળ્યા. શ્રી મનુ સુબેદારને (અનુ૦ આગળ-પૃષ્ઠ ૧૨૩ મે)

સૌમ્ય ને સરલ છતાં કટ્ટર ને અચલ વિદ્રોહી
આદર્શનિષ્ઠ અને ત્યાગતત્પર દેશસેવક

# જયપ્રકાશ-નારાયણ



[illegible]

સંવત ૨૦૦૦ની દીવાળીની રાત. હજારીબાગની જેલનો કેદીગણ દીવાળીનો ઉત્સવ ઊજવી રહ્યો હતો. ઉત્સવને કારણે જેલના કાનૂન થોડાક ઢીલા રાખવામાં આવ્યા હતા અને એ ઢીલાશે અમુક કારાવાસી જુવાનોનો મનોનિર્ણય વધુ મક્કમ બનાવ્યો.

ઇ. સ. ૧૯૪૨ના નવેમ્બરની એ ૧૧ મી તારીખે રાતના ૧૧ વાગ્યે, 'ગિનતી' થઈ ગયા પછી સૌ કોઈ જ્યારે ઉત્સવનો આનંદ માણી રહ્યા હતા એ વખતે ૭ જુવાનો જેલના સત્તાવાળાઓની આંખો આંજીને નાસી છૂટ્યા. એમના નેતા હતા, હિંદની સરકારને ચોપડે એક 'ખતરનાક આદમી' તરીકે નોંધાઇ ચૂકેલા શ્રી જયપ્રકાશ નારાયણ. શ્રી રામનંદન મિશ્ર, યોગેન્દ્ર શુક્લ, સૂર્યનારાયણ સિંહ, ગુલાબચંદ્ર ગુપ્ત તથા શાલિગ્રામ સિંહ, એ પોતાના પાંચ ચુનંદા સાથીઓ સાથે જેલની સોતીંગ દીવાલો કૂદીને એ પલાયન થઈ ગયા.

એક મેજ, એક સ્ટૂલ અને એક દોરડું, એ ત્રણ વસ્તુની મદદ એમણે લીધેલી. શોધનારાઓને છેતરવાને માટે લાંબા મજબૂત દોરડાને બદલે એક ટૂંકું પાતળું દોરડું એ દીવાલ પર મૂકતા ગએલા. એમણે દસ મિનિટનો અંદાજ કલ્પ્યો હતો, પરંતુ આઠ મિનિટમાં જ નાસવાની ક્રિયા નિર્વિઘ્ને પતી ગઈ. જોકે દીવાલ પરથી કૂદતાં જયપ્રકાશને પીઠમાં સખ્ત ચોટ લાગેલી, પરંતુ સહેજસરખું રોકાણ પણ આફતને નોતરવા સમાન હોઇને જયપ્રકાશને કળ વળે ત્યાં સુધી શ્રી યોગેન્દ્ર શુક્લ એમને પોતાની પીઠ પર ખેંચી ગયા.

સવાર થતાં તો આ છ કેદીઓ અદૃશ્ય થવાના બનાવે જેલમાં સનસનાટી ફેલાવી દીધી. નોકરશાહી ફફડી ઊઠી. જયપ્રકાશની ગિરફતારી માટે રૂ. ૫,૦૦૦નું ઇનામ જાહેર કરવામાં આવ્યું. કેટલોક સમય રહીને એ રકમ ૧૦,૦૦૦ની કરવામાં આવી. નાસનારાઓથી પ્રકટપણે તો રહી શકાય તેમ રહ્યું જ નહોતું. બીજી બાજુ, નાસતાં પહેલાં કપડાં, પૈસા—અને સૌથી વધુ જરૂરી વસ્તુ તો જોડા, એ સઘળી ચીજોનું સાથે લેવા માટે બાંધી રાખેલું બંડલ જેલમાં જ ભુલાઇ ગએલું. વગર જોડે આડેધડ મુસાફરી કરતાં તેમને જે વીત્યું હશે તેની તો કલ્પના જ કરવાની રહે છે.

જયપ્રકાશ અને સાથીદારોએ છૂટીને સીધો જંગલનો રસ્તો લીધો. ત્રણ દિવસ સુધી તેમને નિરાહાર રહેવું પડ્યું. પછી એક બળદગાડું મળી આવતાં તે ભાડે કરીને અંતે તેઓ ગયા મુકામે પહોંચ્યા.

જેલમાંથી નાસતી વખતે જયપ્રકાશ પાસે સો રૂપિયાની એક નોટ હતી. ગયા પહોંચીને એમાંથી એમણે નવાં કપડાં ખરીદ્યાં, દાઢીમૂછ વધારી દીધાં અને મુસલમાન જેવો દેખાવ ધારણ કર્યો. સ્થળે સ્થળે પોતાનું નામ પણ બદલતા રહ્યા. ગયાથી એ બનારસ પહોંચ્યા અને ત્યાંની વિદ્યાર્થી ટોળીની સાથે થોડો સમય રોકાયા. ત્યાં બેતાળીસની લોકક્રાન્તિના અગ્રગણ્ય કાર્યકરો સાથે સંબંધ સ્થાપિત કરીને એ મુંબઈ પહોંચ્યા. ત્યાં શ્રી અચ્યુત પટવર્ધન સાથે સંપર્ક સાધ્યા બાદ કલકત્તા પહોંચીને ડૉ. રામમનોહર લોહિયા તથા અરુણા આસફઅલી સાથે સંપર્ક સાધ્યો. અંતે એ સઘળા ગુપ્તવાસી ક્રાન્તિકારીઓએ નેપાળની હદમાં એક સંમેલન ભરવાનું નક્કી કર્યું.

૧૯૪૩ની ૧૬મી એપ્રિલે એ સંમેલન મળ્યું. તેમાં આઝાદ હિંદ દળની સ્થાપનાનો નિર્ણય થયો, અધિકારીઓ ને વ્યવસ્થાપકો નિયુક્ત થયા, ફોજનું સંજ્ઞાચિહ્ન ત્રણ તીરનું રાખવામાં આવ્યું—જે આઝાદી રોટી અને અખંડ રાષ્ટ્રનું સૂચક હતું. આઝાદ ફોજને ગાવાનું રાષ્ટ્રગીત પણ રચવામાં આવ્યું અને લશ્કરી તાલીમ અપાવા માંડી.

પરંતુ નેપાળ સરકારને આની ગંધ આવી ગઇ, અને ૨૪મી મે ૧૯૪૩ના રોજ તેણે શ્રી જયપ્રકાશ, ડૉ. લોહિયા, શ્યામનંદન સિંહ, ડૉ. બૈજનાથ તથા કાર્તિકસિંહને પકડીને કેદમાં પૂરી દીધા. એમને છોડાવવા એમના સાથીદારોએ નેપાળ સરકાર સાથે સમજાવટો, વિનતિઓ, ધમકીઓ વગેરેના અનેક પ્રયોગો કરી જોયા, પણ નેપાળ સરકાર એકની બે ન થઇ. આખરે જેલ તોડીને પણ એમને છોડાવવાનો નિર્ણય થયો. બે જ દિવસનો કારાવાસ બાદ આઝાદ હિંદ ફોજે જેલ પર આક્રમણ કરી પોતાના સાથીઓને મુક્ત કર્યા. આ મુક્તિમાં માજી લશ્કરી હવાલદાર સરદાર નિત્યાનંદસિંહે આગેવાનીભર્યો ભાગ લીધેલો. પાછળથી એ વીર પુરુષ ભાગલપુર જિલ્લામાં સોનબરસા મુકામે લશ્કરે ચલાવેલા ગોળીબારમાં શહીદ થયા.

નેપાળમાંથી છૂટીને જયપ્રકાશે 'કરેંગે યા મરેંગે'ના સૂત્રાદેશ અનુસાર દેશનાં પ્રતિકારબળ અને ક્રાન્તિકારી બળોને સંગઠિત અને સુયોજિત કરવાને દેશભરનો એક જબરો પ્રવાસ યોજ્યો. ક્રાન્તિકારી કાર્યક્રમને લગતું ગુપ્ત સાહિત્ય એ બહાર પાડતા રહ્યા. આ દરમ્યાન છૂપી પોલીસ તો ચોવીસે કલાક એમની તલાશમાં જ હતી.

સુભાષ બાબુનું સૈન્ય જ્યારે હિંદની નજીક આવી પહોંચેલું ત્યારે નેતાજીની મુલાકાત માટે જયપ્રકાશે આસામનો પ્રવાસ ખેડેલો, પરંતુ પૂરતાં સાધનો અને રસ્તાના અભાવે એ એમાં સફળ ન થયા. મિદનાપુર વિસ્તારમાં દુકાળ સમયે રાહતના કાર્યમાં એમની અને એમના સાથીઓની સેવા અવિસ્મરણીય રહેલી. છૂપી પોલીસે અહીં પણ એમને ગિરફતાર કરવાનો પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ ગઇ. અંતે આ પ્રકારની અનેક નિષ્ફળતાઓ બાદ, ૧૯૪૩ના ૧૮મી સપ્ટેમ્બરે

[illegible]

પંજાબના પ્રવાસ દરમિયાન જયપ્રકાશને ગિરફતાર કરવામાં એ હતી. બીજા વર્ષમાં પ્રવાસ કરી રહેલા જયપ્રકાશને ને ત્રીજા અને એક યુરોપિયન અમલદારે પિસ્તોલના બળે કેદ કરી લીધા અને લાહોર કિલ્લાની જેલમાં મોકલી આપ્યા. ત્યાં તેમના પર ગુજરેલા સિતમની દર્દકથા જયપ્રકાશના સ્વમુખે જ બહાર આવેલી છે.

એ કારાવાસમાંથી તેમને છોડાવવા માટે આખા દેશમાં એકી અવાજે સતત માગણી થઈ રહી હતી. સરકારને છેવટે એ માગણીને નમતું આપવું પડયું છે અને જયપ્રકાશ આજે હિંદની પ્રજાને પુનઃ પ્રાપ્ત થયા છે શ્રી જયપ્રકાશ નારાયણ—અથવા એમના મિત્રસમુદાય-ના લાડકા 'જે.પી.' પ્રત્યે જનતાની આટલી બધી લાગણીનું શું કારણ?

દેખાવે સૌમ્ય, શાંત અને ગંભીર દેખાતા જયપ્રકાશમાં શોષણના અંત અને શોષિતોના કલ્યાણ માટેની જે તમન્ના, જે આગ અને જે અદૃશ્ય ઉત્સાહ રહેલા છે તેનો પ્રથમ નજરે ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે. હિંદની માત્ર ગુલામીને જ નહિ, પણ એ ગુલામીની સાથે સર્વે પ્રકારના શોષણને ભસ્મીભૂત કરવાની એકમાત્ર મહત્ત્વાકાંક્ષા એમણે પોતાની જિંદગીમાં સેવી છે અને એ મહત્ત્વાકાંક્ષા બર જ થઈ [illegible] તો પ્રાણાર્પણ કરતાં પણ એ પાછું વાળીને જુએ તેમ નથી.

સરદાર વલ્લભભાઈની પેઠે શ્રી જયપ્રકાશ નારાયણ પણ એક ખેડૂતપુત્ર છે. ઈ. સ. ૧૮૯૮માં, બિહાર પ્રાંતના સારન જિલ્લાના સિતાબદિયારા ગામમાં હરસૂ દયાલ નામના ખેડૂતને ત્યાં એમનો જન્મ થએલો. બિહારના સુપ્રસિદ્ધ ક્રાન્તિકાર કુંવરસિંહની કર્મભૂમિ શાહબાદ મુકામે જ એમનું બાળપણ પણ વીતેલું. પટણા આવી એમણે હાઈસ્કૂલનું શિક્ષણ લીધું ત્યાં પોતાની તીવ્ર બુદ્ધિમત્તાથી શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓમાં માનીતા બની ગયા. મૅટ્રિકમાં મોખરે આવીને શિષ્યવૃત્તિ મેળવી પટણાની જ કૉલેજમાં એ જોડાયા. કૉલેજકાળ દરમ્યાન કેટલાક સુંદર નિબંધો માટે એમણે પારિતોષિકો મેળવેલાં. સાહિત્ય પ્રત્યે એમનું વલણ ઘણું હતું અને કાવ્યો પણ લખતા. કૉલેજના ત્રીજા વર્ષમાં એ હતા એ વેળા અસહકારનું આંદોલન પૂર જોશમાં હતું, અને જયપ્રકાશે કૉલેજના પ્રિન્સિપાલથી વિરુદ્ધ જઈને પણ સત્યાગ્રહના પ્રતિજ્ઞાપત્ર પર સહી કરી. પરિણામે તેમને કૉલેજ છોડવી પડી ને યુનિવર્સિટી તરફથી મળતી શિષ્યવૃત્તિનો પણ ભોગ આપવો પડયો.

ચૌરીચૌરાના પ્રસંગ બાદ ૧૯૨૧માં ગાંધીજીએ લડત સ્થગિત કરી દીધી. જયપ્રકાશને એથી જબરો આઘાત લાગ્યો. અત્યંત હૃદય-મંથન છતાં પોતાને ઊઠેલા સવાલોનો જવાબ એ ન મેળવી શક્યા અને ઈ. ૧૯૨૨ના એક દિવસે તેઓ એકાએક અમેરિકા જઈ પહોંચ્યા.

કૉલેજકાળમાં જેને સાહિત્ય પ્રિય હતું એ જયપ્રકાશ અમેરિકા ગયા હતા વિજ્ઞાનના અભ્યાસ માટે. સાયન્સના પ્રોફેસર થઈને દેશ આવીને આચાર્ય પી. સી. રાયની માફક બિહાર કેમિકલ્સ નામની જબરી સંસ્થા ઊભી કરવાના મનસૂબા સાથે એ અમેરિકા ગયા.

જીવનની શરૂઆતથી જ સ્વાવલંબનનો પાઠ શીખેલા જયપ્રકાશ ત્યાં પણ એ પાઠનો અમલ કરવા લાગ્યા અને જ્યારે જ્યારે પૈસા અને ફુરસદ મળે ત્યારે ત્યારે યુનિવર્સિટીમાં અભ્યાસ કરવાનું અને નહિતર મજૂરી કરવાનું એમણે માથે લીધું; કારણ કે બીજા અનેકોની પેઠે જબરી એન્ડોવમેન્ટ કે સ્કૉલરશિપની સગવડ સાથે અમેરિકાનો પ્રવાસ એમણે નહોતો ખેડયો. ભણવાનું ખર્ચ કાઢવા ઘણીવાર તેમને ખેતરોમાં દસ દસ કલાક મજૂરી કરવી પડતી. મુરબ્બાના કારખાનામાં ડબ્બા ભરવાના કામથી માંડી હૉટેલના વેઈટર સુધીનું કામ તેમણે કર્યું. પ્રામાણિક શ્રમના કોઈ પણ કાર્યને એ ઊતરતું નથી ગણતા, અને એટલે તો સમાજનો નીચલો વર્ગ એમને અધિક પસંદ છે.

વિસ્કૉન્સિન યુનિવર્સિટીમાં એ હતા ત્યાં વિજ્ઞાનનો અભ્યાસ કરતા જર્મન ભાષા શીખવાની એમને જરૂર પડી. એ ભાષાના પ્રોફેસર સમાજવાદી હતા. અમેરિકા જેવા શ્રીમંત દેશમાં એક તરફ ગગનચુંબી મહાલયો ને બીજી બાજુ ગંદાં ને અંધારાં રહેઠાણોનું શું કારણ હશે એવો સવાલ જ્યારે કરતાં એ પ્રોફેસરે જવાબ આપ્યો, 'મૂડીવાદી સમાજ-રચનામાં ગરીબીના પ્રશ્નનો નિકાલ સંભવિત જ નથી.' ત્યારથી જયપ્રકાશ સમાજવાદ તરફ આકર્ષાયા અને વિજ્ઞાનનો અભ્યાસ છોડી તેમણે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. એ અભ્યાસ પર તેઓ કઈ કક્ષાએ પહોંચ્યા છે એ તો એમના સમગ્ર વ્યક્તિત્વને ખુદ ગાંધીજી તરફથી મળેલું આ પ્રમાણપત્ર દર્શાવી આપે છે: 'શ્રી જયપ્રકાશ નારાયણ સામાન્ય કાર્યકર નથી. સમાજવાદ પર એ એક અધિકારી વ્યક્તિ છે. પાશ્ચાત્ય સમાજવાદ સંબંધે એ જે ન જાણતા હોય તે હિંદમાં બીજું કોઈ પણ નહિ જાણતું હોય એમ કહી શકાય. એ જન્મજાત લડવૈયા છે. પોતાના દેશની મુક્તિ માટે સર્વસ્વનો એમણે ત્યાગ કર્યો છે. એમનો ઉદ્યોગ અવિશ્રાંત છે. કષ્ટ સહેવાની એમની શક્તિ અદ્વિતીય છે.' જયપ્રકાશનું જીવન દુનિયાના અન્ય કોઈ પણ ક્રાન્તિવીરની સાથે વધુમાં વધુ મળતું આવતું હોય તો તે આયર્લેન્ડના એમન ડી વેલેરા સાથે.

અમેરિકામાં આઠેક વર્ષ રહીને વિવિધ યુનિવર્સિટીઓમાં એમણે અભ્યાસ કર્યો. અભ્યાસની શરૂઆત કરેલી ગણિતશાસ્ત્ર, પદાર્થશાસ્ત્ર તથા જીવશાસ્ત્રથી, અને સમાપ્તિ કરી સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર તથા રાજનીતિશાસ્ત્રથી. આમ, વિજ્ઞાનના પ્રોફેસર થવા માટે અમેરિકા ગએલા જયપ્રકાશ સમાજશાસ્ત્રના પ્રોફેસર બની ૧૯૩૧માં તે હિંદ પાછા ફર્યા. આવીને કેટલોક સમય એ પ્રસિદ્ધ હિંદી ઉદ્યોગપતિ શ્રી બિરલાના પ્રાઇવેટ સેક્રેટરી રહ્યા, પરંતુ ક્રાન્તિવીરી માનસના એ લોકોપાસક, લક્ષ્મીના ઉપાસક કે સેવક ન રહી શક્યા.

અમેરિકા જતાં પહેલાં એમનાં લગ્ન બિહારના પ્રસિદ્ધ નેતા કિશોરદાસજીનાં પુત્રી પ્રભાવતીદેવી સાથે થએલાં. પ્રભાવતીદેવીના જીવન ઉપર ગાંધીવાદી વિચારસરણીની ઘેરી અસર છે. તેમનો ઘણો કાળ મહાત્માજીના આશ્રમમાં વીત્યો છે. રામગઢ કૉંગ્રેસમાં સ્વયં-સેવિકાદલના એ પ્રમુખ હતાં. એમના આગ્રહથી જયપ્રકાશ અમેરિકાથી આવીને ગાંધીજીને મળવા ગયા, ત્યાં માલવીયજી સાથે એમનો ભેટો થયો અને તેઓ [illegible] કાશી હિંદુ વિશ્વવિદ્યાલયમાં સમાજશાસ્ત્રના પ્રોફેસર તરીકે જોડાઈ ગયા.

લાહોર કૉંગ્રેસમાં પંડિત જવાહરલાલ સાથે નિકટ પરિચયમાં આવ્યા અને તેમણે એને કામદાર પ્રશ્નોના સંશોધન માટેના કૉંગ્રેસ દફતરમાં લઈ લીધા.

ઈ. સ. ૧૯૨૯માં મૂડીવાદી સમાજરચનામાં આવેલી કટોકટીએ સઘળા દેશોમાં ક્રાન્તિકારી બળોને મુક્ત કરેલાં. હિંદમાં પણ સામ્રાજ્યવાદ સામેનો પ્રત્યાઘાત શરૂ થઈ ગયો હતો. હિંદની પ્રજામાં આંતરરાષ્ટ્રીય વિચારદૃષ્ટિ ઊઘડી હતી. ક્ષુધાર્તોની કૂચો અને બેકારીની વૃદ્ધિ તથા તેના પરિણામોના હેવાલો વાંચીને એ વિચારવા લાગ્યા હતા કે બ્રિટન, જર્મની, અમેરિકા વગેરે સ્વતંત્ર દેશો હતા છતાં ત્યાં પણ આમ કેમ? એમને સમજાવા લાગ્યું હતું કે કોઈ પણ દેશને માટે કેવળ સ્વતંત્રતા જ એકલી પૂરતી નથી.

૧૯૩૨ બાદ તો કૉંગ્રેસ ગેરકાયદે સંસ્થા જાહેર થઈ અને અનેક દેશભક્તોની માફક જયપ્રકાશનું સ્થાન પણ કારાવાસનાં સળિયા પાછળ નક્કી થયું. નાશિક સેન્ટ્રલ જેલમાં એમને શ્રી અચ્યુત પટવર્ધન, મીનૂ મસાણી, યુસુફ મહેરઅલી (અનુ૦ આગળ પૃ૦ ૧૨૬મે)

કરે? મેં કહ્યું 'નરી આંખે જોઈ ન શકાય એવી ચીજમાં હું નથી માનતો.'

એ જરા હસ્યા: 'નરી આંખે દેખાય નહિ તેવી વસ્તુમાં ન માનવા હો તો તો દુનિયાની ઘણીખરી ચીજોનો તમારે અવિશ્વાસ કરવો પડશે. એક બિન્દુ જેટલા પાણીમાં લાખો-કરોડો જીવાણુ હોય છે તે એકેય જ નરી આંખે દેખાય છે? માઈક્રોસ્કોપ દ્વારા જ એ જોઈ શકાય છે. એક્સ રે દ્વારા જીવતા માનવના શરીરનું અસ્થિપિંજર જોઈ શકાય છે;—નરી આંખે એ જોઈ શકાય છે ખરું?'

મેં કહ્યું, 'એ ખરું, પણ ભૂત તો માઈક્રોસ્કોપ કે એક્સ રે દ્વારા યે ક્યાં જોઈ શકાય છે?'

એ ફરી હસ્યા. ગહન રહસ્યમય હાસ્ય હતું એ. ને પછી બોલ્યા, 'એ ખરું; પણ નરી આંખે યે ભૂત ઘણાંએ જોયાં છે.'

'એ લોકો કાં પાગલ હશે, કાં ઠગ હશે.' મેં ઉત્તર આપ્યો

ને ગંભીર થઈને એ બોલ્યા, 'દુનિયામાં બધાને જ ઠગ યા પાગલ નહિ કહી શકાય. સાચા માણસો પણ છે. શિશિરકુમાર ઘોષ ન હતા ઠગ કે નહોતા પાગલ. પણ અત્યારે તમારી ઊગતી ઉંમર છે, એટલે નાસ્તિકતા જ તમારો ધર્મ છે. હું યે એક વખત તમારા જેવો જ શેમાંયે ન માનનારો હતો. બહુ વખત નથી થયો. બે વર્ષ પહેલાં ભૂતની વાતમાં હું ઘોર અવિશ્વાસ કરતો. જરાયે ન માનતો. પણ એ પછી ઓચિંતાનો એક દિવસ ગજબ બનાવ બન્યો. અજાણપણે એક અદ્ભુત વસ્તુ મેં શોધી કાઢી, ને ત્યારથી મારો જીવન-પ્રવાહ જ પલટાઈ ગયો.

'શું શોધ્યું?'

એક ચશ્માં. બાઈનોક્યુલરના લેન્સ પણ કહી શકો.'

'એ ચશ્માં જ આ આંખે ચડ્યાં છે શું?' મેં ઉત્તેજિત થઈને પૂછ્યું.

'હા.'

'શી વાત છે? મને વિગતવાર જણાવશો? બહુ કુતૂહલ થયું છે.'

એમણે કહ્યું, 'બીજાઓ પાસે એની વાત કરીકરીને એટલો તો ત્યારસ્પદ ને હેરાનપરેશાન થયો છું કે હવે કોઈને કંઈ કહેવા મન નથી થતું. પણ ખેર, જ્યારે તમે આગ્રહ જ કરો છો ત્યારે સાંભળો:

હું વિજ્ઞાનનો પ્રાધ્યાપક છું. વિજ્ઞાનના પ્રદેશમાં વાતો, તરંગો કે કલ્પનાને સ્થાન નથી. ત્યાં તો નીરસ, નક્કર, નઠોર સત્ય ઉપર જ બધો વ્યવહાર છે. પરિણામે ભૂત-પ્રેત વિષે મારા મનમાં વિરોધ-ભાવ જ હોય એ સહેજે સમજી શકશો. વિચારી જુઓ: વિના શંકા-સંદેહ ભૂતપ્રેતમાં માણસ માનવા માંડે એવું કંઈ નક્કર પ્રમાણ આજ સુધી ક્યાંયે રજૂ થયું છે ખરું? બધું જ ઝાંખુંઝાંખું, ધૂંધળું, અનિશ્ચિત. કો'ક કો'ક વિજ્ઞાનીઓ એમાં માને છે ખરા; છતાં વિજ્ઞાન ભૂતપ્રેતને સ્વીકારતું નથી. વિજ્ઞાન તો નક્કર સત્યમાં માને છે. અસ્પષ્ટ-ધૂંધળાપણામાં એ નથી માનતું.

હું યે સદા ભૂતપ્રેતની વાતો હસવામાં જ ઉડાવતો. કૉનન ડૉઈલ અને ઑલિવર લૉજને હું પાગલ કલ્પનાકારો જ માનતો. કદી મેં ધાર્યું નહોતું કે હું જ એક દિવસ લોકોને મારી વાતમાં માનતા કરવા દોડાદોડી કરતો ફરીશ અને લોકો મને પાગલ ગણી મારી વાતને હસી કાઢશે.

બે વર્ષ પહેલાં લૅબોરેટરીમાં બેઠોબેઠો દૂરબીનના લેન્સનો નવો અખતરો કરતો હતો. એક મોટો લીલા રંગનો ક્રિસ્ટલ એકવાર મળી આવેલો. એના વડે મેં આપમેળે કેટલાક લેન્સ તૈયાર કર્યા હતા. યાન્ત્રિક મદદ વિના હાથે ઘસીઘસીને લેન્સ બનાવવા એ સહેલી વાત નથી. એક તો સમય ઘણો લાગે; ઉપરાંત દર વખતે બરાબર

થાય પણ નહિ. પાંચસાત મહિના જ. પણ મને ખૂબ હતી એટલે મેં જાતે જ એ બનાવેલા.

એક દિવસ બપોરે, કાચ કેવુંક થયું છે તે જોવા હું એને ફ્રેમ પર ચડાવીને જોતો હતો. ખરા બપોર હતા, બીજું કોઈ જ ત્યાં હતું નહિ. બારણું વાસીને હું એકલો જ બેઠોબેઠો પ્રયોગ કરતો હતો. પણ ચશ્માં આંખે ચડાવીને આંખ ઊંચી કરતાં જ જોયું તો કોક બરાબર મારી સામેની ખુરશીએ બેઠુંબેઠું એકીટશે મને નિહાળી રહ્યું હતું! એ કોઈ અંગ્રેજ જણાતો હતો. એકદમ ગુલાબી રંગ, ને મોં પર અણિયાળી દાઢી. ને આજથી સો વર્ષ પહેલાંની વેશભૂષા. મધ્ય યુગમાં યુરોપમાં જે પ્રકારનો મખમલનો પોશાક પહેરાતો, તેવો જ એણે પહેર્યો હતો. મેં ગભરાઈને તુરત ચશ્માં ઉતારી નાખ્યાં અને જોયું તો ક્યાંય કોઈ જ ન જણાયું. ખુરશી ખાલી પડી હતી!

થોડી વાર સુધી તો મને કંઈ જ સમજાયું નહિ. પછી ફરી ચશ્માં ચડાવી જોયું તો એને બંધ દરવાજામાંથી બહાર જતો જોયો!'

'એવા અણધાર્યા આ બનાવ બન્યો કે એ વાતને બરાબર પચાવતાં કેટલાક દિવસ વીતી ગયા. છેવટે સમજાયું કે એ ભ્રમ-ભ્રાન્તિ નહિ પણ સાચું જ હતું કે મેં અજાણપણે એક અદ્ભુત ચીજની શોધ કરી હતી, કે જેની મદદથી સૂક્ષ્મ દેહનું પ્રત્યક્ષ દર્શન પણ શક્ય બન્યું હતું.'

આ શોધનો ઉપયોગ શો? પ્રથમ તો એ વિચારી જ ન શક્યો. છેવટે નક્કી કર્યું કે પ્રિન્સિપાલને પૂછી જોવું. ગયો એમની પાસે, બધું ઉત્તેજિતપણે મારી શોધની વાત કરી. થોડી વાર મારી સામે જોઈ રહીને એમણે કહ્યું, રોન, તમારી તબિયત બરાબર નથી જણાતી. થોડા દિવસની રજા લઈ આરામ લો.

એમની પાસેથી નિરાશા લઈ પાછો ફર્યો. બે પાંચ મિત્ર પ્રાધ્યાપકોમાં વાત કરી; એમણે સૌએ પણ રજા લઈ થોડા દિવસ આરામ કરવા સૂચવ્યું. ગજબ છે આપણે ત્યાંનું લોકમાનસ! કોઈએ મારી વાતની ખાતરી કરવા પૂરતી યે ચીજ જોવા માગણી માગી નહિ.'

મરણિયા થઈને મેં યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલરને રૂબરૂ વિનંતિ કરી, બધી વાત જણાવીને લખ્યું કે તેઓ ઇચ્છશે તો બધાની સામે મારી શોધ પ્રયોગ સહ રજૂ કરવા હું તૈયાર છું.

અઠવાડિયા પછી જવાબ મળ્યો. એ દરમ્યાન મારી પાગલપણાની વાત ચારે બાજુ પ્રસરી ગઈ હતી. વાઈસ ચાન્સેલરે નમ્રપણે મને જણાવ્યું કે તમે જો રાજીનામું આપવા ઇચ્છતા હો તો તુરત જ અમે તે સ્વીકારી લઈશું. ને રોષે ભરાઈને મેં નોકરી મૂકી દીધી.'

એ પછી હિંદુસ્તાનના સારા ગણાતા તમામ વૈજ્ઞાનિકોને દરવાજે દરવાજે આ ચશ્માં લઈને હું ફરી વળ્યો. વિશ્વવિખ્યાત ગણાતા વૈજ્ઞાનિકો પાસે પણ જઈ આવ્યો. પણ બધાએ એક જ જવાબ આપ્યો છે. કો'ક હસ્યું છે, કો'ક હાંકી કાઢ્યો છે, તો કોઈએ વળી વખત નથી કહીને ટાળ્યો છે, પણ મારી વાતની સત્યાસત્યતા જાણવાનું કુતૂહલ કોઈને નથી થયું.

ને મેં જ્યારે જોયું કે અહીં કોઈને આ મહામૂલી શોધની કદર નથી—આ શોધનો મર્મ સમજવા જાણવાની યે કોઈને પડી નથી, ત્યારે મેં નક્કી કર્યું કે વિલાયત જાઉં. ત્યાં ઓછામાં ઓછા એક માણસ તો એવા છે જ કે જે પ્રકૃતિનાં તત્ત્વો શોધવા મથે છે; અને તે મારી વાત સાંભળ્યા વિના, મારી શોધ જાણ્યા સિવાય, એની સત્યાસત્યતાને ચકાસ્યા વિના તો મને પાછો નહિ જ કાઢે.

દરમ્યાન એક અદ્ભુત વાત બનવા લાગી. કદીક તો તમને માન્યામાં નહિ આવે. પણ એ ચશ્માં ઉપર વિવિધ જાતના અલૌકિક દૃશ્યો થવા શરૂ થયાં. પ્રેતલોકની જવનિકા માણસની આંખ

આરેથી દૂર સરી જાય એ કદાચ ઇચ્છનીય નહિ હોય. એથી રોજ એ ચશ્માં પર નુકસાનના હુમલા થવા માંડયા. ક્યારેક વિનાકારણે એ હાથમાંથી પડી જતાં, ક્યારેક બૅગ સહિત ટ્રેનમાં ભુલાઈ જતાં. ક્યારેક ક્યારેક ચોરાઈ પણ જતાં. અને હવે તો જ્યારે પણ એ પહેરીને જોઉં છું ત્યારે પ્રેતોનાં ટોળેટોળાં મને બરબાદ કરી મૂકે છે. ચશ્માં ભાંગી નાખવાની ચેષ્ટાઓ કરે છે—ધમકી આપે છે. એક વાર એક અદૃશ્ય હાથે મારા વાળ ખેંચી મને એવો તો આંચકો માર્યો કે આંખ પરથી ચશ્માં નીચે સરી પડયાં. સદ્‌ભાગ્યે નીચે સેતરંજી હતી, નહિતો તે દિવસે જ એ ખતમ થઇ જાત. ખેર. ઘણું-ઘણું વેઠીને, પુષ્કળ પ્રયત્ને આજ સુધી એને સલામત રાખી શક્યો છું. ખબર નથી કે સર ઑલિવર લૉજના હાથમાં હું એને સલામત પહોંચાડી શકીશ કે નહિ. કારણ એ એકવાર ભાંગ્યા પછી ફરી તૈયાર થવાં સંભવિત નથી. આ તો કુદરતની એક Freak–વિચિત્રતા છે. એની આબેહૂબ નકલ કદીયે બની જ ન શકે.'

એમની આ આશ્ચર્યભરી વાત આટલી વિગતથી સાંભળ્યા પછી મારી અધીરાઈ વધુ ન ટકી. થોડી વાર ચૂપ રહી હું બોલી ઊઠયો, 'વાહ, તમારાં આ ચશ્માં આંખે ચડાવતાં તુરત જ ભૂત દેખાશે?'

'ચોક્કસ! નહીં દેખાશે.'

'તો પછી મને એક વાર એ બતાવી શકશો?'

'બેશક.' ને બૅગ પોતાની પાસે ખેંચી એ બોલ્યા, હું તો એ માટે આતુર થઇ ફરતો ફરું છું. પણ દુર્ભાગ્યે કોઇએ જોવા જ નથી ઇચ્છતું.'

એમણે બૅગ ઉઘાડી, રૂની ગાદીવાળા એક બાક્સમાંથી ખૂબ જ કાળજીપૂર્વક એક નાનું પાકીટ કાઢયું. ને એમાંથી મજબૂત ફ્રેમવાળાં ચશ્માં—સામાન્ય ચશ્માં નહિ, પણ બાઇનોક્યુલર-ચશ્મા-બહાર કાઢયાં. એમાં લીલા કાચ બેસાડેલા હતા. એમણે જાતે જ ઊભા થઇને તે મારી આંખ પર ચડાવી દીધાં.

શરૂઆતમાં તો કંઈ જ ન દેખાયું. માત્ર લીલો ધુમાડો. વિરાજ-બાબુ ફ્રેમની બાજુનો સ્ક્રૂ ફેરવતાફેરવતા ધ્રૂજતે સાદે બોલ્યા, 'કંઇ દેખાય છે?—હવે?—હવે?'

ધીરે ધીરે સાફ દેખાવા માંડયું. ધુમાડો જાણે ધીમે ધીમે ચાલ્યો જતો હતો. ને પછી સ્પષ્ટપણે બધી ચીજો દેખાવા લાગી.

ઓરડામાં કેરોસીનનો જે લૅમ્પ જલતો હતો એનો પ્રકાશ તો સાધારણ જ હતો, પણ ચશ્માં વાટે જોતાં ઓરડામાં અનેકગણો વધુ પ્રકાશ દેખાયો,—ઝળહળતો અને સુખદાયક. એ ક્યાંથી આવતો હતો તે જાણી ન શકાયું. ચારે બાજુ એ એકસરખો પડતો હતો. ક્યાંય છાયા જણાતી નહોતી. કદાચ પ્રેતલોકનો પ્રકાશ જ એ હશે!

એ પ્રકાશમાં મેં જે જોયું તેથી હું એવો તો ચમકી ગયો કે થોડીવાર માટે મારૂં હૃદય તદ્દન સ્તબ્ધ જ થઈ ગયું. મેં જોયુંઃ ટેબલની ચારે બાજુએ વિચિત્રવિચિત્ર જાતનાં ટોળાંબંધ માણસો ઉભરાતાં હતાં, અને એમની પાછળ પણ માથાંઓ પાછળ માથાંઓ; બસ માથાં જ માથાં. ઓરડામાં એક તલ મૂકવા જેટલી પણ જગ્યા નહોતી. ને એ બધા જ તીણી નજરે એકી ટશે મારી સામે જોઈ રહ્યા હતા!

'દેખાય છે ને?' વિરાજબાબુએ પૂછ્યું.

પણ મોંમાંથી સાદ નીકળે તો જવાબ આપું ને? જમણી બાજુ માથું ફેરવીને જોયું તો મારી સાથે ચસોચસ ભીંસાઇને ઊભું ઊભું એક ભૂત મારી સામે જ જોઈ રહ્યું છે! ડાબી બાજુએ જોયું તો ત્યાં પણ તેમજ. મારા માથાના વાળ શાહુડીના શૂળાની જેમ ઊભા થઇ ગયા. હૃદય ફરી ચાલુ થઇ ધડાક્ ધડાક્ કરવા લાગ્યું.

એ ભૂતોના કેટલા પ્રકારના ચહેરા હતા તે વર્ણવી શકું તેમ નથી. અંગ્રેજ, ચીના, હિંદી, જાપાની અને સૌરાષ્ટ્રમાં સીદી પણ ત્યાં દેખાતા હતા કે જે બેહયાત [illegible] રાજ્યમાં હતા. દૂબળો-પાતળો એક જનોઈધારી બ્રાહ્મણ અને વિચિત્ર ટોપીવાળો શીખ [illegible] એક અંગ્રેજ બાજુબાજુમાં ઊભા હતા. સૌની આંખો મારા પર ખોડાએલી જોઇ. થયું કે એમાંનું કોઈ મારાથી રાજી નથી. જાણે અધિકારી થવા પહેલાં જ હું એમના રાજ્યમાં ઘુસી ગયો છું. ને એથી એ સૌ મારા પર ગજબના ચિડાએલા જણાતા હતા.

ધીરે ધીરે એ બધાં ચર્ચાએ ચડયાં હોય એમ જણાયું. કાને કંઇ સંભળાતું નહોતું, છતાં મોં અને હાથપગના ચાળા જોઈને [illegible] આવતો હતો. તેઓ ખૂબ ઉત્તેજિત થઇને ચર્ચા કરતા હતા. અને હું જ એનો કારણભૂત હતો એમાં પણ સંદેહ નહોતો. આખરે પેલો દુર્બળદેહી જનોઇધારી મારી તરફ હાથ ચીંધી અત્યંત તિરસ્કારથી કંઇક બોલવા લાગ્યો. પણ કંઇ પરિણામ ન આવ્યું. એણે કહ્યું તેનો એક અક્ષર પણ હું સાંભળી ન શક્યો.

આ બધું જોતાં જોતાં મારા મનની દશા કેવી થતી હતી તે વિષે લંબાણ નહિ કરૂં. ચશ્માં દ્વારા જોતાં જ આ ભૂત-રાજ્ય દેખાય છે, અને ચશ્માં ઉતારી નાખતાં એ કંઇ જ નહિ દેખાય એ વાત જ સાવ ભૂલી ગએલો હું, જાણે નિર્જન મનુષ્યહીન કો'ક જગ્યાએ, ટોળુંએક ભૂતની વચ્ચે આવી ચડયો હતો' તેઓ ટોળે વળી ઘેરીને મને બેઠા હતા ને મારા ભાગ્યનો નિર્ણય કરતા હતા!

એમની ચર્ચા ક્રમશઃ ઉગ્ર બન્યે જતી હતી. મારા મનમાં થયું, જાણે એ લોકો કંઇક ગજબનો ફેંસલો કરશે. મારામાં જે રહીસહી બુદ્ધિ હતી તે પણ એ જોઇને ગુમ થઇ ગઇ. ચશ્માં ઉતારતાંજ આ ભય દૂર થઇ જાત પણ એમ ન કરતાં હું ધ્રૂજતોધ્રૂજતો જ ઊભો થયો.

ને મારી સાથોસાથ એ બધા પણ ઊભા થયા. તે પછી કોઈ ભયંકર નિર્ણય કરીને ધીરેધીરે તેઓ મારી નજીક આવવા લાગ્યા. હું વધુવાર ચૂપ રહી ન શક્યો. એક કારમી ચીસ પાડી હું બારણાં તરફ નાઠો.

પ્લૅટફૉર્મ તરફ નાસતાં નાસતાં જ મોં ફેરવી મેં પાછળ જોયું, તો એ બધા પણ ટોળું વળીને મારી પાછળ દોડયા આવતા હતા. એ જ વખતે એક જબ્બર હો-હા કરતો અવાજ કાને પડયો: 'ખબર-દાર!' 'હોશિયાર!' 'ટ્રેન આતા હય!' ને સાથોસાથ સપાટાબંધ ચાલી આવતી ટ્રેનનો અવાજ કાને આવ્યો!

વેગમાં ને વેગમાં હું પ્લૅટફૉર્મના કિનારા પાસે પહોંચી ગયો હતો. પણ ત્યારે જ એક જબ્બર પ્રયત્ન કરીને મેં મારી જાતને સંભાળી લીધી. વરાળ કાઢતું ધખધખતું એન્જીન ફૂંફાટા મારતું મારા નાક સામેથી પસાર થઈ ગયું!

ભીષણ આંચકો મારીને મેં મારા દેહને તો બચાવી લીધો, પરંતુ પેલાં ભારે ચશ્માં નાક પરથી છટકીને જઇને બરાબર પડયાં રેલ્વે લાઇન પર; ને ટ્રેન છુકછુક કરતી એનો કચૂમરો બોલાવતી ચાલી ગઇ!

**મા**રા હાથપગમાં રામ નહોતા. અમરા બની હું પ્લૅટફૉર્મની કાંકર ઉપર જ ફસડાઈ પડયો. ચેતના જવા લાગી હતી. માથામાં સમ્ સમ્ થતું હતું. એ સ્થિતિમાં હું ધીમે ધીમે અવાજો સાંભળતો હતોઃ ઊભી રહેલી ટ્રેનનાં પૈડાં અને લોહ-લક્કડના અવાજ!

થોડી પળો પછી ભાનમાં આવતાં જોયું તો મારી ચારે બાજુ પુષ્કળ લોકો ટોળે વળ્યા છે, ને વિરાજબાબુ પાગલની જેમ મારા ખભે ખાખા હચમચાવતા મને કહી રહ્યા છે કે 'આ શું કર્યું? મારાં ચશ્માં ક્યાં? મારાં ચશ્માં ....'

ને હવે બેભાન બનવામાં જ સાર છે એમ સમજી હું ફરીને બેભાન બની ઊંઘી ગયો!

# Our Friends Abroad



——આ પત્ર મેળવનાર : મનુ રતિલાલ શાહ, કોટબારણા, જંબુસર (ભરૂચ)——

27B Lastmakaregatan
Stockholm (Sweden)

પ્રિય મિત્ર, માર્ચ ૧૦, ૧૯૪૬

થોડા દિવસ પર મળેલા ૨૨મી ફેબ્રુઆરીના તમારા માયાળુ પત્ર માટે હું તમારો ઘણો આભારી છું. 'માઇ ફ્રેન્ડ એબ્રૉડ' વિભાગમાંના તમારી ઉમરના કોઈ સભ્યને હું તમારું નામ-સરનામું મોકલીશ, ને નજીકના દિવસોમાં તમને તેના તરફથી પત્ર અવશ્ય મળશે.

'માઈ ફ્રેન્ડ એબ્રૉડ'માં ઘણા સભ્યો છે: ૧,૦૦૦ સ્વીડનમાં અને ૨,૦૦૦ ઉપરાંત પરદેશમાં. છતાં હિંદમાં અત્યારે બહુ ઓછા સભ્યો છે. એટલે સ્વીડન સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છતા ૧૫ વરસ અને તેની ઉપરના કુમારોનાં હજી બીજાં નામ-સરનામાં તમે મને મોકલશો તો આનંદ થશે. હાઇસ્કૂલમાં—ને કૉલેજમાં પણ—તમારે ઘણા મિત્રો હશે. એમાંથી નીચે જણાવ્યા મુજબની વયના કુમારોનાં નામ-સરનામાં મને મોકલશો તો તમારો ઘણો આભાર માનીશ: ૧૫ વર્ષની વયના ૧૦; ૧૬ થી ૧૭ની વયના ૧૦; ૧૮ થી ૧૯ના ૧૦; ૨૦ થી ૨૧ના ૧૦; ૨૨ થી ૨૩ના ૧૦; ૨૪ થી ૨૫ના ૧૦.

હિંદમાં પત્રમિત્રો મેળવવા સ્વીડનમાં ઘણા સભ્યો ઇંતેજાર છે, એટલે ઉપર મુજબના કુમારોનાં નામ-સરનામાં, વય ને તેમના રસના વિષયોની યાદી મને વળત વિમાની ટપાલથી મોકલી આપશો.

તમારા પત્ર પરથી જાણું છું કે તમે ટિકિટો સંઘરો છો. આ કવર તો હું વિમાની ટપાલથી મોકલતો હોવાથી, હું દિલગીર છું કે એની અંદર તો કોઈ ચોડી નહિ શકાય, પણ તેના કવર ઉપર કેટલીક સુંદર ટિકિટો હું લગાડીશ. અને ઉપર માગ્યા મુજબનાં નામ-સરનામાં તમે મને મોકલશો, એટલે હું તમને સ્વીડનની ટિકિટોનું એક મોટું મકું મોકલીશ. તમારા પત્રની આતુરતાથી રાહ જોતો,

તમારો સ્વીડિશ મિત્ર
Karl Gunnar Knutsson

તા. ક. તમે ઇંગ્લેંડ અને અમેરિકામાંના અમારા થોડા સભ્યોનાં નામ-સરનામાં માગેલાં, તે આ રહ્યાં: (૧) Ralph Reginald Seavers, P.O. Box 127, Upland (Indiana–U.S.A.); (૨) C. W. Lowell, 54 Walter Street, West Bromwich (Staffs. England); (૩) Kathryn Kaneshiro, 1418 Alani street, Honolulu, T.H. (U.S.A.)

આ બધા જ ટિકિટો સંઘરે છે. એમને લખો ત્યારે જણાવજો કે તમને એમનાં સરનામાં સ્વીડનના 'માઈ ફ્રેન્ડ એબ્રૉડ' તરફથી મળ્યાં છે.

### પરદેશનાં પત્રમિત્રોનાં નામ-સરનામાં વિષે

નવાં પત્રમિત્રો થવા ઇચ્છનારાઓ તથા બીજાઓ તરફથી વારંવાર અમારી પાસે યુરોપ–અમેરિકાનાં તેમજ બીજા દેશોનાં પત્રમિત્રોનાં નામ-સરનામાંની માગણી આવ્યા કરે છે; પરંતુ જેમના પત્રો 'કુમાર'માં પ્રકટ થાય છે (અને તેમનાં સરનામાં તો એ પત્રોને મથાળે હોય જ છે) તે સિવાય બીજા કોઈનાં નામ-સરનામાંની માહિતી અમારી પાસે નથી. માટે ઇચ્છુકો 'કુમાર'માંનાં સરનામાંનો જ ઉપયોગ કરીને સંતોષ મેળવે, અગર 'કુમાર'માં પ્રકટ થતાં હિંદનાં પત્રમિત્રોના નામમાંથી ઇષ્ટ જણાય તે ચૂંટીને તેમની પાસેથી મેળવે. આ વિષયમાં સહાયરૂપ થવા અમે એટલું કરીશું, કે જે કોઈ પત્રમિત્રો પાસે પશ્ચિમી પત્રમિત્રોનાં નામ–સરનામાં હોય તેઓ જો અમને તે મોકલતા રહેશો તો તે 'કુમાર'માં પ્રકટ કરતા રહીશું. એવા પ્રકારનો એક પત્ર આ ઉપર પ્રકટ કર્યો છે. —તંત્રી

### નવાં પત્રમિત્રો

(૧) ઝરીન ખંભાતા, C/o તાહેરભાઈ ખંભાતા, ૧૦૮ પાકમોડિયા સ્ટ્રીટ, ઇમામવાડાની બાજુમાં, મુંબાઇ-૩; (૨) સકીના એસ. માલા, ૨૦૫ ડૉક્ટર સ્ટ્રીટ, ત્રીજે માળે, મુંબાઇ–૩; (૩) અસગરઅલી માલા, હુસેની બિલ્ડિંગ, નળબજાર સામે, ત્રીજે માળે, મુંબાઇ–૩; (૪) મિસ રોશન રહેમતુલા ભાણુજી, પો. બૉ. ૧૧૬, મોમ્બાસા–બ્રિ. ઈ. આફ્રિકા; (૫) હર્ષદરૉય ગાંધી, બૉક્સ ૬૯, દારેસલામ–બ્રિ. ઈ. આફ્રિકા; (૬) સુરેશ મહેતા અને (૭) સુધા મહેતા—બંનેનાં સરનામાં C/o મનહરલાલ ડી. મહેતા, ૧૪ મેંચબિલ્ડ, ચોપાટી મુંબાઈ ૭; (૮) સૂર્યકાન્ત ચૌધરી, વિઠ્ઠલચોક, સાવલી (વરોદરા સ્ટે.); (૯) પંડિતરાવ રાવલ P. O. Kakira–યુગાન્ડા–બ્રિ. ઈ. આફ્રિકા; (૧૦) દિવ્યબહેન રાવલ, સરનામું નં. ૯ મુજબ; (૧૧) ચંદ્રકાન્ત મોહનલાલ મિસ્ત્રી, ૩૦૪ મોલ્લા ઓળ, માણેકચોક, અમદાવાદ; (૧૨) રાજભાઈ ખેરાજભાઇ લાકડીવાળા, ભોજેશ્વર પ્લૉટ, પોરબંદર; (૧૩) શૌકતઅલી વી. દીવવાલા, ૨૩ દાદાભાઈ રોડ, અંધેરી–મુંબાઈ; (૧૪) ચંદ્રકાન્ત પટેલ, બહુચરાજી શેરી, વાંકાનેર–કાઠિયાવાડ; (૧૫) રસિકલાલ કે. જાદવ, પો. બૉ. ૩૮૨, દારેસલામ–બ્રિ. ઈ. આફ્રિકા; (૧૬) જશવંત શાહ, બેકર ઍન્ડ કં., ઉમરીગર બિલ્ડિંગ, પહેલે માળે, ક્રાફર્ડ માર્કેટ, મુંબાઈ; (૧૭) જયસિંહ કાપડિયા, ૬૧ નેપીઅન સી રોડ, મુંબાઈ; (૧૮) અચ્યુત શાહ, મહાલક્ષ્મી સ્ટોર્સ, મોહન મૅન્શન, દેશળ બજાર, કરાંચી; (૧૯) મુકુંદરાય ટી. સોમપુરા, મુકુંદ નિવાસ, મોરાવાડી, પાલીતાણા; (૨૦) રૂપસિંહ આર. જાડેજા, પો. ઑ. બૉક્સ નં. ૩૨૫, મોમ્બાસા–બ્રિ. ઇ. આફ્રિકા; (૨૧) હીરાલાલ શાહ, આનંદાશ્રમ, જનરલ પોસ્ટ ઑ. પાછળ રાવપુરા, વડોદરા; (૨૨) એચ. એફ. સોલંકી, ન્યાસા લૅન્ડ રેલવેઝ, Limbe–ઇ. આફ્રિકા; (૨૩) મુરાદઅલી એચ. બેરાજ, ટાવર રોડ, બોટાદ–કાઠિયાવાડ; (૨૪) મહેન્દ્રકુમાર ભટ્ટ, C/o પોસ્ટ માસ્તર, બોટાદ–કાઠિયાવાડ; (૨૫) હેમુ પારેખ, C/o પી. વી. પારેખ, જયરાજ પ્લૉટ, રાજકોટ; (૨૬) રામુ જી. પટેલ, અંબાજીમાતા પાસે, વીરમગામ; (૨૭) અંબાલાલ દવે, ચોટાસણ પોસ્ટ બડોલી, ઈડર સ્ટેટ—એ. પી. રેલ્વે. (૨૮) ગાંધી રસિકલાલ શાન્તિલાલ, મહાલક્ષ્મી સ્ટોર, મોહન મૅન્શન્સ, દેશળ બજાર, કરાંચી; (૨૯) છબિલદાસ કેશવલાલ બ્રહ્મક્ષત્રિય, કપડવણજ; (૩૦) હેમુ પારેખ, C/o પી. વી. પારેખ, જયરાજ પ્લૉટ, રાજકોટ;

રમેશ ઠાકર, C/o પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, કૉલેજ, સૂરત; તથા બચુ કાપડિયા, હલદિયા શેરી, સગરામપુરા, સૂરત, એ બંને ભાઇઓ ઈન્ટરનૅશનલ સ્ટુડન્ટ્સ સોસાઇટીના સભ્ય થયા છે. એ સોસાઇટીના સભ્ય થવા ઈચ્છનારે જવાબી ટિકિટ સાથે તેમને લખવું.

### નવાં પુસ્તકો

સમર્પણની કથાઓ: રવીન્દ્રનાથ ઠાકુરની જાણીતી કથાઓનો સ્વ. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલે કરેલો અનુવાદ, પ્રકાશક ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૦-૧૨-૦; નાનકડી વાર્તાઓ: ૧૬ વરસનાં બાળકો માટેની વાર્તાનો સંગ્રહ, લેખક-રમણલાલ ના. શાહ, પ્રકાશક-ઉપર મુજબ, ૦-૧૨-૦.





ગુજરાતમાં સાતપૂડાની એક દુર્ગમ ખીણમાં, શૂલપાણુની દક્ષિણે દસ માઈલ ઉપર, ઊંચી ગિરિમાળાઓની વચ્ચે અસ્તિત્વ ભોગવી ગએલી એક પ્રાચીન નગરી

# ડુમખળ

લેખક - શ્રી અમૃતલાલ વ. પંડયા (સ્ટેટ આર્કીઓલૉજિસ્ટ, રાજપીપળા)

નર્મદાના પરિક્રમાવાસીઓ—નર્મદાના અંતથી તે સંગમ સુધી તેના બંને તટોની યાત્રા કરનાર—માટે આખી નર્મદા પર વિકટમાં વિકટ વન એટલે શૂલપાણિની ઝાડી. બડવાની રાજ્યમાંનો નર્મદાનો હિરનફાલનો ધોધ, કે જ્યાંથી નર્મદા ગુજરાતમાં પગલાં માંડે છે, ત્યાંથી લઈ તે ગોરા—ગરુડેશ્વર સુધીનો ૮૦ માઈલનો લાંબો વિસ્તાર એવો છે કે જેમાં આકાશચૂંબી પર્વતો નર્મદાના બંને કાંઠે તેની ભેખડો બાંધીને ઊભા છે. આ પ્રદેશ ખીચોખીચ ભયંકર વનોથી આચ્છાદિત છે. પરિક્રમાવાસીઓની કસોટી એની જ યાત્રામાં થાય છે અને 'આ શૂલપાણિની ઝાડી' વટાવી ગયા એટલે નર્મદાની અર્ધી પરિક્રમા પૂરી થએલી ગણાય છે. આ મહાવનનું મહાતીર્થ તે શૂલપાણિ મહાદેવનું મંદિર. અહીં 'દેવ' નદી સાતપુડાની સ્વર્ગ સમી અગાશી પરથી ઊતરીને પશ્ચિમ ખાનદેશ ને રાજપીપળા રાજ્યની સરહદ બાંધતી નર્મદાના ખોળામાં આવીને સમાઈ જાય છે.

તળપદા ભીલોની લોકવાયકા પ્રમાણે 'દેવ' નદી તે દેવોના પ્રદેશમાંથી નીચે ઊતરે છે. આબુ ને આરાસુર, ગિરનાર કે શેત્રુંજો, અરવલ્લી કે વિન્ધ્ય ગમે ત્યાં ફરો, પણ હિમાલયની દક્ષિણે, દેવો જ્યાં નિવાસ કરી શકે એવા સ્વર્ગિક પર્વતો તો આ દેવગંગાના જ પ્રદેશમાં છે. મધ્યપ્રાંતોથી ગુજરાતના ઓળા તરફ પસરતી આવેલી સાતપુડાની શૃંગમાળા થોડા વિસ્તારમાં અચાનક હિમાલયનું સ્વરૂપ ધારણ કરે છે અને આ પર્વતનો તેટલો ભાગ 'દેવગીતારીઓ' કહેવાય છે. આ પર્વત એટલે દેવોનો પર્વત. માનવીનું ત્યાં ગજું નહિ કે રહી શકે. એવા આ દેવગીતારીઆના ખોળેથી ઢળી પડતી દેવકન્યા સમી દેવનદીએ, ઉપરવાસે, શૂલપાણુની દક્ષિણે ૧૦ માઈલ પર, સાતપુડાના શિખરોમાં ત્રીજા ગણાતા 'ધામણુમાલ'ના છાંયડે એક સુરમ્ય પ્રદેશ રચી કાઢ્યો છે. આઠેક ચોરસ માઈલનો વિસ્તાર ધરાવતો એ સમચોરસ પ્રદેશ ચારે બાજુથી પર્વતોની હારમાળાના રચાએલા એક ગઢથી રક્ષાએલો છે અને દેવગંગા તેને વચ્ચેથી ચીરતી નીકળી જાય છે.

આવા આ પ્રદેશની મધ્યમાં, દેવગંગાના પુનિત તીરે, હજારેક વર્ષ પર એક પાટનગરીના પાયા રોપાયા હતા. કોણે રોપ્યા તે ઇતિહાસ હજી અજાણ્યો છે. તેના અવશેષો લગભગ એક ચોરસ માઈલના વિસ્તારમાં દેવગંગાને બંને કાંઠે આજે પડેલા છે. એ અવશેષોમાં નીચેની વસ્તુઓ મુખ્ય છે: (૧) પત્થરનાં ત્રણ મંદિરોના અવશેષો—જેમાનું એક મહાદેવનું, બીજું મહિષાસુર મર્દિનીનું અને ત્રીજું જૈન તીર્થંકર પાર્શ્વનાથનું હતું. મૂર્તિઓ ઘણી મોટી છે. (૨) નજીકની એક ટેકરી પર ઈંટોની બાંધણીના રાજપ્રાસાદના અવશેષો—જેના પર હાલ જંગલ ઊગેલું છે. (૩) વાવો—કે જેમાંની ઘણી ખરી દટાએલી છે. માત્ર એક વાવનો અમુક ભાગ ખુલ્લો છે જે એની બારીક કોતરણીવાળી બાંધણીનો ખ્યાલ આપે છે. (૪) લગભગ સવા સો જેટલા પાળિયા—જેમાંના ઘણા ઉપર લેખો કોતરેલા છે (૫) રાજાઓ, રાજપુરુષો, રાણીઓ વગેરેની સુંદર કલાપૂર્ણ ખાંભીઓ—જેના પર લેખો કોતરેલા હોવા ઉપરાંત જે વ્યક્તિઓના સ્મરણમાં તેમને ખોડવામાં આવેલી તેમની આકૃતિઓ અને તેમના જીવનના મુખ્ય બનાવો કલાપૂર્ણ કોતરણીમાં આલેખાએલા છે. આ નગરીનું નામ એક શિલાલેખમાં લખ્યા પ્રમાણે 'ડુવખલ' હતું. હાલ લોકો એને 'ડુમખળ' કહે છે. લેખોમાં રાજ્યકર્તાઓ અને વ્યક્તિઓનાં નામો છે, પણ રાજવંશનો ઉલ્લેખ નથી પરંતુ 'રાણા' ઉપાધિ અને 'દેવ' પ્રત્યયવાળાં એ નામોને જોતાં જણાય છે કે એ રાજકર્તાઓ રાજપૂત હતા.

સંખ્યાબંધ પાળિયાઓ પર યોદ્ધાઓની આકૃતિઓ કોતરાએલી છે અને નીચે, તેઓ યુદ્ધે મરાયા તેની તિથિ અને સંવત આપેલાં છે. સંવત ૧૨૮૦ લખેલો છે. આ ઉપરથી લાગે છે કે એ વર્ષમાં



ડાબી બાજુ: સાતપુડાની વચ્ચે ડુમખળ નગરીના સ્થાનનો તથા ત્યાંના શિલ્પાવશેષોનો ખ્યાલ આપતું દૃશ્ય. (ફોટો - શ્રી હરિનારાયણ આચાર્ય) ઉપરના મથાળાની બંને બાજુનાં તથા આ નીચેનું ગાલબેલન: ડુમખળના શિલ્પનો ખ્યાલ આપતાં ડિઝાઈન (સ્કેચ : ર. મ. રાવળ)



(એટલે ઇ. ૧૨૨૪માં) ડુમખળ પર કોઈક શત્રુનું આક્રમણ થએલું અને તેની સાથેના યુદ્ધમાં આ સખ્યાબંધ યોદ્ધાઓ કામ આવેલા.



(ઉપર) આ લેખના લેખક–ડુમખળના ગવરીપોની વચ્ચે. (નીચે) ડુમખળની એક ખાંભીયા પરનું ઘોડેસવાર રાજાનું શિલ્પ–ઘોડાના આગલા પગની ચે દાબવાળા શત્રુને ચપાતો દર્શાવ્યો છે. (ફોટોઃ ડૉ. આચાર્ય)



રાજપીપળા રાજ્ય પ્રાકૃતિક ભૂગોળની દૃષ્ટિએ બે વિભાગોમાં વહેંચાએલ છેઃ સાતપુડાનો પાર્વત્ય પ્રદેશ અને નર્મદાની ખીણ. નર્મદાની ખીણમાં તો છેક છઠ્ઠા સૈકાથી રાજપૂતોનું રાજ્ય હોવાનાં ઐતિહાસિક પ્રમાણો મળે છે પણ સાતપુડાનો પાર્વત્ય પ્રદેશ એટલે તો ભીલોનો પોતાનો પ્રદેશ. એમાં રાજપૂતી રાજ્યના અસ્તિત્વનાં પ્રમાણો તો માત્ર ૧૬મા સૈકાથી જ મળી આવે છે. એ પહેલાં સર્વત્ર ભીલ 'વસાવાઓ' (રાજાઓ)નું રાજ્ય હતું, ને હાલ પણ મોટેભાગે એમ જ છે. કુકડદાના વસાવાઓનું રાજ્ય તો છેક ૧૧મા સૈકામાં હોવાના લેખો મળે છે. વિશેષતા એ છે કે રજપૂતોના શિલાલેખો જ્યાં સંસ્કૃતમાં લખાયા છે ત્યાં આ ભીલ વસાવાઓના જૂનામાં જૂના લેખો પણ તત્કાલીન ગુજરાતી ભાષામાં છે. આ વસાવાઓ હાલના ભીલ ગામડાઓના વસાવાઓ (આગેવાનો) જેવા નહોતા. એ સ્વતંત્ર રાજકર્તાઓ હતા. તેમની ખાંભીઓ પર તેમની જે કળાપૂર્ણ આકૃતિઓ કોતરેલી મળી આવી છે તે જોતાં જણાય છે કે તેઓ પણ રાજાઓની જેમ વસ્ત્રાલંકારો ધારણ કરતા ને જાતજાતના શોખ ધરાવતા. આખા સાતપુડા વિસ્તારમાં એકમાત્ર ડુમખળમાં જ પ્રાચીન કાળમાં રાજપૂતી રાજ્યની હયાતીની સાક્ષી મળી આવી છે.

વિ૦ સંવત ૧૨૮૦ના સમયે ગુજરાત પર પાટણના સોલંકી ભીમદેવ બીજાનું રાજ્ય હતું. તેના એક સગા જયંતસિંહે તેની નબળાઈનો લાભ લઈ પાટણની ગાદી પચાવી પાડી હતી. એ જ ભીમદેવનો મંત્રી ચાચિગદેવ સંવત્ ૧૨૯૦ના અરસામાં, કે તુરત પછી, લાટનો સૂબો નીમાઈ નંદિપુર (નાંદોદ, આધુનિક રાજપીપળા) આવ્યો હોય એમ તેના વંશજોના મને મળી આવેલા વિ. સં. ૧૩૪૭ના એક તામ્રપત્ર પરથી જણાય છે. નર્મદા ખીણમાં તે વખતે પાટણના સોલંકીઓનું સાર્વભૌમત્વ હતું, પણ એ પ્રદેશમાં અનેક નાના નાના ખડિયા રાજપૂતોનાં રાજ્યો હોવાનું મને મળી આવેલા આ રાજાઓના શિલાલેખો પરથી જણાય છે. શૂલપાણિનું તીર્થ એ વખતે ડુમખળના રાણાઓનું હોય એ શક્ય છે, કારણ ડુમખળ ને શૂલપાણિ વચ્ચે સીધે રસ્તે માત્ર ૯ માઈલનું જ અંતર છે. શૂલપાણિનું મંદિર એ સમયે હયાતીમાં હતું એમ તેના ગોખમાં આવેલી કેટલાક દેવતાઓની મૂર્તિઓ પર કોતરાએલા સંવત પરથી જણાય છે.

આ પછી સંવત ૧૩૧૫ના વર્ષમાં એકાદ નાનુંસરખું શત્રુ આક્રમણ ડુમખળ પર થએલું હોય એમ એક બીજા લેખ પરથી જણાય છે. આ વખતે ગુજરાતનો સમ્રાટ પાટણનો વાઘેલો વીસલદેવ હતો. નર્મદા ખીણમાં હજુ પણ અનેક નાનાનાના રાજાઓ રાજ્ય ચલાવતા હતા અને સાતપુડાના ડુંગર વિભાગમાં ભીલ વસાવાઓ સ્વતંત્રપણે રાજસત્તા ભોગવતા હતા. સંવત ૧૩૧૧માં વીસળદેવે નર્મદા ખીણમાં દર્ભાવતી (ડભોઇ)ના આંગણે વૈદ્યનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવેલો તેના શિલાલેખની પ્રશસ્તિ નંદીપુર (રાજપીપળા)ના એક વિદ્વાન બ્રાહ્મણ પ્રહ્લાદે લિપિબદ્ધ કરી હતી. નંદીપુર એ પહેલાં અનેક સૈકા જૂનેથી વિદ્વાન બ્રાહ્મણોનું કેન્દ્ર રહેતું આવેલું. છેક માળવાના રાજા મુંજના તામ્રપત્રોમાં લાટ દેશના તત્કાલીન પાટનગર આ નંદિપુરના વિદ્વાન બ્રાહ્મણોને સન્માન મળ્યાની નોંધો મળી આવે છે. આ નંદિપુરના આંગણે સંવત ૧૩૦૪માં, અને નર્મદાના કાંઠે સંવત ૧૩૧૧માં યુદ્ધો થયાં હોવાની માહિતી આપતા શિલાલેખો મારી પાસે છે.

ડભોઇના વૈદ્યનાથ મંદિરની કોતરણી ગુજરાતમાં અજોડ છે. લાટ દેશમાં એ વખતે કળાની સારી પ્રગતિ થઇ હોવાનું જણાય છે ને તે એટલે સુધી કે સાતપુડાનાં પાર્વત્ય વનોમાં ખૂણે પડેલું ડુમખળ પણ કળાકૃતિઓથી શણગારાયું હતું. આ લેખ સાથે જે ખાંભીનો

ચિત્રો આપ્યાં છે તેની કોતરણી એ સ્થાપત્યનો ખ્યાલ આપશે.

લગભગ એ જ અરસામાં દેવગિરિના યાદવ રાજા સિંઘણે નર્મદાના તટે ભરૂચના આંગણે ગુજરાત પર આક્રમણ કરેલાં. મંત્રી તેજપાલે નર્મદાના દક્ષિણ કાંઠે કુંભેશ્વરમાં (રાજપીપળા રાજ્યમાં ઓરી ગામ પાસે આ સ્થળ છે) બ્રાહ્મણો માટે મઠો બંધાવેલા. એ જ અરસામાં સંવત ૧૩૧૫માં ડુગખળના આંગણે એક બીજું યુદ્ધ થયું હતું.

પછીનાં ૫૦ વરસ સુધી ડુગખળના ઇતિહાસમાં કાંઇ નવાજૂની બન્યાનો દાખલો નથી. પણ નીચેનાં મેદાનો (નર્મદા ખીણ)માં ઇતિહાસ ઝડપભેર પલટાઈ રહ્યો હતો. સંવત ૧૩૫૫ના અરસામાં ગુજરાતની રાજલક્ષ્મી લુંટાઈ. પાટણના કર્ણ વાઘેલાનું પતન થયું અને અનહિલવાડ પાટનના આંગણે મુસ્લિમ સલ્તનતના પાયા રોપાયા. ઇતિહાસનું એક આખું પ્રકરણ પલટાઇ ગયું આ બનાવ પછી ૧૭ વર્ષે, કે જ્યારે ડુગખળ તેની પ્રગતિની ટોચે હતું ત્યારે, સંવત્ ૧૩૭૨માં કોઈ મોટો સંગ્રામ ખેલાયા બાબતનો શિલાલેખ મળે છે. શત્રુના નામનો ઉલ્લેખ નથી. એ વાવાઝોડામાંથી પણ આ નાનું રાજ્ય પસાર થઇ ગયું. પણ સંવત ૧૪૪૩(ઈ.૧૩૮૭)ની સાલમાં ફરી આ રણભૂમિ કોઇ એક તુમુલ યુદ્ધ થયું. આ વખતે નંદિપુર(રાજપીપળા)ના આંગણે રાજ્યપલટો થઈ ચૂક્યો હતો. ચાલુક્યદેવ કે જે પાટણ તરફથી લાટનો સુબો નીમાયેલો તેના વંશજોએ સ્વતંત્ર થઇ નંદિપુરના આંગણે સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી હતી. પરંતુ એ રાજ્યનો સૂર્ય પણ અસ્ત પામ્યો હતો અને હવે તો નંદિપુરના દુર્ગ પર ચાહમાન વંશનો વાવટો ફરકતો હતો. એ વંશમાં, ડુગખળના છેલ્લા હુમલાના સમયમાં, ઉદયસિંહ નામનો મહારાજા ઘણો પ્રતાપી થયો હતો. પાટણના આંગણે હજી ગુજરાતની મુસ્લિમ સલ્તનત ઊગતી આવતી હતી. અમદાવાદ વસવાને ગણતરીનાં વર્ષો જ બાકી રહ્યાં હતાં. તે સમયે નંદિપુર (રાજપીપળા)ના આ પ્રતાપી રાજવી ઉદયસિંહે નર્મદાનો ઉત્તર પ્રાંત કબજે કરી છેક વડોદરા સુધી પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો હતો. વડોદરા રાજ્યમાં વરણામા (વડોદરાની પાસે), ડોરલ અને તણખલા નજીક આ રાજાના શિલાલેખો મળી આવ્યા છે; અને રાજપીપળા રાજ્યમાં શૂલપાણિ, બોરકતાર અને કુંભેશ્વરમાંથી એ રાજવીના મોટામોટા શિલાલેખો મને સાંપડ્યા છે.

**અં**ત, વિક્રમના ૧૬મા સૈકાની અધવચ્ચે, એક મુસલમાન બાદશાહના આક્રમણથી ડુગખળનો વિનાશ થયો. આ મુસ્લિમ આક્રમણની વાત સાતપુડાના ભીલોમાં એક લોકકથાનું સ્વરૂપ પામી છે. લોકકથા પ્રમાણે દિલ્હીના



(નીચેનાં ચિત્રો વિષે) ડુગખળના યુદ્ધમાં માર્યા ગએલાઓના સ્મરણાર્થે ઊભા કરેલા પાળિયાઓનો આ પ્રકાર વિશિષ્ટ છે. નીચે આપેલાં ચિત્રો પૈકી જમણી બાજુનું પહેલું ચિત્ર ગયા અંકની આર્ટ પ્લેટ પર આપેલું. તેની સાથે જણાવ્યું હતું તે મુજબ આ ખાંભીઓનો પ્રકાર જેવો અનોખો તેવો જ સુંદર છે અને તેનો આકાર, સંયોજન, કોતરણી બધું જ ઉચ્ચ કલાનું દ્યોતક છે. ખાંભીની ચાર બાજુઓ પૈકી એક પર મરાએલા વીરનું આલેખન હોય છે, અને બીજી બાજુઓ ઉપર તેની પત્ની તથા બાળકો, સૂર્ય અને ચન્દ્રનાં પ્રતીક (તેની કીર્તિ યાવચ્ચન્દ્ર દિવાકરૌ રહે એમ દર્શાવવા) તેમજ બીજાં આલેખનો હોય છે. તદ્દન છેડે ડાબી બાજુએ આપેલા નાના ચિત્રમાં બે હાથ દર્શાવ્યા છે તે, મરનારની સ્ત્રી તેની પાછળ સતી થયાના દ્યોતક છે. તેની વચ્ચે સૂર્ય અને ચન્દ્ર છે. ખાંભી પરના વીરનું આલેખન ઘોડેસવારનું હોય છે અગર તો, બીજા નંબરના ચિત્રમાં દર્શાવ્યા મુજબ પાયદળ લડવૈયાનું પણ હોય છે. ક્યાંક શિવની પૂજા કરતી રમણીઓ આલેખી છે. (ફોટો: રાજપીપળા સ્ટેટ; સ્કેચ: ર.મ.શા.)





સમ્રાટ બાબરે હુમખળ પર ચડાઇ કરેલી. પણ બાબર કદી ગુજરાતમાં આવ્યો હોવાની સાક્ષી નથી.

હુમખળ તેના પોપટ માટે પ્રખ્યાત છે, અને એ પોપટ તેનો વિનાશ આણ્યો હોવાનું લોકકથા કહે છે. દક્ષિણ ગુજરાતમાં કયાં કયા ગામની કઇ કઇ વસ્તુ પંકાતી તે વિષે નીચેની ઉક્તિ પ્રચલિત છે:

ગોળી તો 'બીલીમોરા'ની, તોલડાં 'બામણવેલ'નાં,
ગોરસિયાં 'કરણ'નાં, ગાલ્લી 'તળાવચોરા'ની.
ઘી 'ધાગણ-તરસાળી'નું, જુવાર, 'જીણમ'ની.
ચોખા 'વાંસદા–ધરમપુર'ના, તુવેર તો 'બોદાણ'ની.
વેંગણ 'કોઠારા'નાં, ને પાપડી 'કતારગામ'ની.
મોગરી 'ગણદેવી'ની, ને સુંઠ સોનવાડી'ની.
લાકડું 'દાંગ'નું, ને ડોડી તો 'ડાભેલ'ની,
છાપો 'કોઠાર'નો, ને રંગ તો 'ખલેસર'નો.
વાઘ 'તેતરઘાટ'ના, ને રીંછ 'ખેરવાડા'નાં,
કિલ્લા 'વાજપુર–સાલ્હેર'ના, ને ગઢી 'પારનેરા'ની.
ઓવારો 'ઓડાઇ'નો, ધોધ 'મોખડી–સુલપાણ'નો,
પોપટ 'હુમખળ'નો, ને ચોરો તો 'બાલુ'નો.
ભીલડી 'ગગથા'ની, ને વસાવો 'સાગબારા'નો.

આમ, લોકકંઠે પોપટ માટે 'હુમખળ'નું નામ દક્ષિણ ગુજરાતમાં અમર બન્યું છે. તેની આ પ્રખ્યાતિએ તેનો વિનાશ કેમ આણ્યો એની નીચે મુજબની લોકકથા સાતપુડાના ભીલોમાં પ્રચલિત છે:

હુમખળ નગરીમાં અગાઉના વખતમાં મદનસિંહ નામનો એક પ્રતાપશાળી રાજા થઈ ગયો. આ રાજાની રાણી ઘણી રૂપવંત હતી. રાણીને હુમખળના પોપટનો ઘણો શોખ હતો, તેણે એક સફેદ પોપટ પાળ્યો હતો. એ પોપટ વાતચિત કરવામાં એવો જ તેની સમજશક્તિમાં પણ ઘણો સારો હતો. કાળાંતરે રાણી વ્યભિચારિણી બની. પોપટને આ વાત રુચી નહિ! તેણે રાણીને સમજાવ્યા કે આ કૃત્ય કરવાનું મૂકી દે, નહિતર જો રાજાને ખબર પડશે તો સંકટ ઊભું થશે. એથી રાણી પોપટ પર બહુ ક્રોધે ભરાઇને કહેવા લાગી કે મારા પર તું ખોટો આરોપ મૂકે છે! પણ રાણીને થયું કે ખરી વાત જે છે તે તો પોપટ જાણે છે, એટલે રાજા પાસે જઈને કહેવા લાગી કે મહારાજ તમારો પોપટ મને વ્યભિચાર તરફ વળવા કહે છે અને વધુમાં તમને મારી નાખવા મને સમજાવે છે. પોપટની આ વાતો સાંભળી હું બહુ ક્રોધે ભરાઇ અને મને થયું કે એને મારી નાખું; પણ એ આપને ઘણો પ્રિય છે એટલે મેં તેને જવા દીધો છે. પણ આપ હવે એને જો જીવતો રહેવા દેશો તો હું આપઘાત કરીશ. ભોળા રાજાએ ક્રોધે ભરાઇ કહ્યું એને એકી ઝાટકે નહિ મારું, પણ રીબાવીને મારીશ. એનું ખાવાનું બંધ કરી દઈ તેનું પાંજરું તડકે ટીંગાડો, એટલે થોડાક દહાડામાં આપોઆપ મરી જશે.

રાજાના કહ્યા મુજબ પોપટની એ દુર્દશા કરવામાં આવી અને તે ધીમેધીમે સુકાવા લાગ્યો. એક દહાડો રાણી રાજા પાસે કંઈક કામે ગઈ, એટલે પોપટે તેની દાસીને બોલાવીને કહ્યું કે પાંજરાનું બારણું ઉઘાડ તો તને તારા લાભની એક વાત કહું. દાસીએ બારણું ઉઘાડ્યું એવો જ પોપટ ફરરર કરતો ઊડી ગયો અને ઊડતાં ઊડતાં કહેતો ગયો કે 'દાસી, રાજાને કહી દેજે કે લશ્કર તૈયાર રાખે.'

હુમખળના જેમ પોપટ વખણાતા, તેમ સાડીઓ પણ વખણાતી. દૂરદૂર સુધી ને ખાસ કરીને રાજકુટુંબો અને શ્રીમંતોમાં એ સાડીઓનો વિશેષ વપરાશ હતો એ સાડીઓની વિશેષતા એ હતી કે તેમના પર હાથના પંજાની કળાપૂર્ણ આકૃતિ છાપવામાં આવતી.

ઊડતો ઊડતો પોપટ દિલ્હી પહોંચ્યો. ત્યાં બાદશાહ બાબર રાજ્ય કરતો હતો. પોપટ દિલ્હીનાં વૃક્ષો પર દહાડા પસાર કરવા લાગ્યો. એક દહાડો બાબરની બેગમ હુમખળી સાડી ઓઢીને બાદશાહની બાજુમાં ઝરૂખે બેઠી હતી. પોપટે આ તક સાધી અને તે ઊડીને બાબરના ખોળામાં જઈને બેસી ગયો. બાબરને પક્ષીઓ ઘણાં પ્રિય હતાં. આવા સુંદર પોપટને જોઇ તે ખુશ થઈ ગયો. તેણે પૂછ્યું, 'પોપટ ક્યાંથી ચાલ્યો આવે છે?' પોપટે ઉત્તરમાં હુમખળ નગરીનાં વખાણ કર્યાં અને તેના નૃપતિ મદનસિંહની યશોગાથા સંભળાવી. બાદશાહે પુછ્યું કે 'પોપટ, એ હુમખળ નગરી ક્યાં આવી અને આ રાજા મદનસિંહ તે વળી કયો કે જેનાં તું આવાં વખાણ કરે છે?' પોપટ કહે કે 'બાદશાહ, મારો રાજા મદનસિંહ જેવોતેવો નથી. તારી બેગમના વક્ષસ્થલ પર પણ તેનો હાથ પહોંચે છે.' એટલું કહી પોપટ બાદશાહના ખોળામાંથી ઊડીને દૂર જઇ બેઠો. બાદશાહ બોલ્યો કે 'પોપટ આ વાત ખોટી હશે તો તને ફૂંદી નાંખીશ.' પોપટે તુરત જ બેગમે ઓઢેલી હુમખળમાં છાપેલી ઓઢણી ને તેના પરની હાથના પંજાની છાપ જે બેગમના વક્ષસ્થલ પર પડતી હતી તે દેખાડીને બધી વાત સમજાવી કે આ હાથ અમારા રાજા મદનસિંહનો છે. બાબરના ક્રોધનું હવે ઠેકાણું રહ્યું નહિ. તુરત જ તેણે સૈન્ય તૈયાર કરાવી હુમખળ પર ચડાઇ કરી અને રાજા મદનસિંહનો વધ કરી હુમખળને બેદાનમેદાન કરી નાખ્યું આ પછી હુમખળ ફરીવાર કદી વસી શક્યું નહિ હાલ ત્યાં ભીલોની થોડીક છાપરીઓ છે.

કોઇ વિધર્મી આક્રમણકારીના હાથે હુમખળ નગરીના થએલા નિર્દય વિનાશની આ વાતને તેના આજના અવશેષો ટેકો આપે છે. પાકા પત્થરનાં વિશાલ મંદિરોના જાણીબૂજીને કોઇએ કકડેકકડા કરી નાખ્યા છે. ખંડિત થએલી મોટીમોટી મૂર્તિઓ હુમખળના વિનાશના આ બનાવની મૂક સાક્ષી પૂરી રહી છે. આ હુમલો જરૂર કોઈ મુસલમાન બાદશાહનો થયો હશે તે વિષે તો શંકા નથી; પણ એ બાદશાહ દિલ્હીનો બાબર હોઈ શકે નહિ. ત્યારે એ કયો બાદશાહ?

રાજપીપળાના પર્વતના છેડા નજીક આવેલા ચિકસોદા ગામમાં મોટા સ્મારક સ્તંભો ઊભેલા છે. આ સ્તંભ પર વિક્રમ સંવત્ ૧૫૫૧નો ગુજરાતી ભાષામાં એક મોટો શિલાલેખ છે, જે ત્યાં રાજ્ય ચલાવતા તે કાળના વસાવા (ભીલી રાજા)એ કોતરાવ્યો હતો. આ વસાવો સંવત્ ૧૫૫૧માં કોઈક 'પાદસા'(બાદશાહ), કે જેનું નામ નથી, તેના મોટા સૈન્યના આક્રમણને ખાળતા મરાયો હતો. આ સ્તંભો પર ભીલ વસાવા, તેની રાણીઓ અને સેનાપતિઓનાં ચિત્રો કોતરેલાં છે ને આ આક્રમણકારી 'પાદસા' પ્રત્યે તિરસ્કાર દર્શાવવા તેને પાડા પર બેસાડી માથે સ્ત્રીનો ચોટલો બાંધ્યો છે. 'પાદસા'ની એ આકૃતિ જોવા જેવી છે એ જ નનામો 'પાદસા' હુમખળ પર ચડી ગયો હશે એમ હું માનું છું. પણ આ 'પાદસા' તે કયો? એ વખતે મહમુદ બેગડો ગુજરાતનો સુલતાન હતો. આ બનાવની ૧૦ વર્ષ પહેલાં તેણે પાવાગઢનો ધ્વંસ કર્યો હતો. ઘણું ભાગે આ મહમુદ બેગડો સંવત ૧૫૫૧માં રાજપીપળાના પ્રદેશ પર ચડી આવ્યો હશે. એ પહેલાં અમદાવાદ વસાવનાર અહમદશાહ પણ નાંદોદ પર ચડી આવેલો.

દર વર્ષે ચૈત્રી અમાવસ્યાના દહાડે નર્મદાકાંઠે 'શૂલપાણિ'ની મોટી જાત્રા ભરાય છે ને એ નિર્જન સ્થળે લોકો હજારોની સંખ્યામાં ગુજરાત, ખાનદેશ ને માળવાથી આવીને ભેગા થાય છે. આ મેળામાં ઠેકઠેકાણે ધાગાધુમાલના ડુંગરના ભીલો "હુમખળના પોપટો" વેચતા નજરે પડે છે. આજ એ પ્રાચીન ગૌરવાન્વિત હુમખળ નથી, પણ તેના પોપટો અને તેની યશોગાથા રહી ગઇ છે.

(મે ૧૯૪૬) ૨૨૨

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો——લેખક

[૨૬]

ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

મોટી નદીઓનાં દર્શન જેમ ભવ્ય, પ્રસન્ન ને પાવક હોય છે તેમ નાનીનાની નદીઓ પણ નમણી રમણીયતાનો અનેરો આનંદ આપે છે. એવા આનંદનું એક સ્મરણ ખેડબ્રહ્મા જતાં 'સાબર' ઓળંગી હતી ત્યારનું છે. 'સાબરમતી' તો, એ અહમદનગર (ઇડર) પાસે તેને હાથમતી મળે છે તે પછી કહેવાય છે. ખેડબ્રહ્મા પાસેની ઉનાળાની સાબરની રૂપાતળી રેખા, કિનારા પરનાં વૃક્ષોના મધુર સંયોજન સાથે સ્મરણીય બની ગઈ છે.

સાદરા પાસે તો સાબરમતી બહુ સુંદર લાગે છે. ત્યાંના એક મંદિરમાંથી મેં એનાં ચમકતાં નિર્મળ પાણી, રેતીના વિશાળ પટમાં ઉગાડેલાં શાકપાનની લીલોતરીની પશ્ચાદ્ભૂમિની વચમાં લાંબા વખત સુધી નિહાળ્યા કર્યાં છે. સ્ત્રીની જેમ સરિતા પણ એના જીવનના અમુક અમુક પ્રસંગે તો દિવ્ય સૌંદર્ય ધારણ કરે છે! કોટેશ્વર પાસે, તથા સામી બાજુના પ્રાંતીજ લાઇનના મેઢા સ્ટેશનથી વજાદ ગામ જવાય છે ત્યાં તો સાબરમતીની ભેખડો પ્રચંડ ઊંચાઈ ધારણ કરે છે અને એ ભેખડો ઉપરથી ચોમાસાનાં પૂરમાં બે કાંઠે વહેતી સાબરમતીનું દર્શન ભવ્ય બને છે. પરન્તુ આપણા ઘરઆંગણા આગળની આ રમણીય ભવ્યતા કેટલાએ ખરી જોઈ હશે? સૌન્દર્યગ્રાહક શક્તિ જ જેનામાં ખીલી નથી તેવાંઓને તો, ગંગાનો જ્યાં સમુદ્ર-સંગમ થાય છે એ સુંદરવનના પ્રદેશમાં લઈ જાઓ કે હિમાલયના નૈનીતાલ જેવા સૌન્દર્યધામમાં ફેરવો, પણ કંઈ જ અસર નથી થતી. સાગરકોટ પાસેના સુંદરવનનો એક હોડી હાંકનાર પોતાને પરમેશ્વરે એવા ખૂણાના પ્રદેશમાં જન્મ આપ્યો તે માટે નસીબને દોષ દેતો હતો; અને નૈનીતાલના અપાર સૌંદર્યની વચ્ચે વસનાર એક ક્ષત્રિય સરદારને, ભારતભૂમિના એવા સર્વાંગ સુંદર સ્થળમાં બારે માસ રહેવાનું સદ્ભાગ્ય મળવા માટે જ્યારે મેં અભિનંદન આપ્યાં ત્યારે એ તો ઉલટા કહેવા લાગ્યા કે 'આ પહાડોમાં પથરા ને ઠેકરા સિવાય બીજું છે શું?' એ જ પ્રમાણે, વજાદની ભેખડો પરથી આથમતા સૂર્યના રંગો સાબરમતીનાં સ્વચ્છ જળને દેદીપ્યમાન કરી રહ્યા હતા ને માઈલો સુધીનો પ્રદેશ સાયંકાળની શોભામાં તરતો હતો ત્યારે, ત્યાંના કુંભારવાડાના એક કુંભારને મેં કહ્યું કે અમદાવાદમાં યે સાબરમતી તો આ ને આ જ છે, પણ ત્યાં આવાં સુંદર દૃશ્ય અમને જોવા મળતાં નથી. વર્ષાનાં ધૂંધવતાં પૂરમાં તો આ નદી જોવાની કેવી અદ્ભુત મઝા તમે માણતા હશો! ત્યારે એણે ઠંડે પેટે જવાબ આપ્યો કે 'હોવે! એ પૂર વખતે અમારા ગામની દુઃખિયારી સ્ત્રીઓને નદીમાં પડીને આપઘાત કરવાની મઝા આવે છે!'

અમદાવાદના કૅમ્પને પૂર્વ છેડે હાંસોલ ગામ આવેલું છે. ત્યાંથી પણ સાબરમતી બહુ સુંદર લાગે છે. યુવાન વાચકોમાં જો પેલા સુંદરવનના હોડીવાળા જેવા, કે નૈનીતાલના ક્ષત્રિય સરદાર જેવા, કે વજાદના કુંભાર જેવા કોઈ હોય તો એમને તો મારે કંઈ કહેવાનું નથી. પણ જેમનામાં રહેજ પણ રસ હોય તેમને પર્યટનો માટે સાદરા, વજાદને હાંસોલ જઈને સાબરમતીનું સૌંદર્ય પીવાની ખાસ ભલામણ કરું છું. સાબરમતીનો મહિમા એ ત્રણે સ્થળે કોઈ તીર્થ જેવો લાગે છે.

આગળ જતાં વૌઠા પાસે સાબરમતી અને વાત્રકનો સંગમ થાય છે. અને ત્યાં જ સાબરમતી, હાથમતી, મોર, શેઢી, ખારી, મેશ્વો અને વાત્રક એ સાત નદીઓનાં પાણી જ્યાં આગળ એકઠાં થાય છે તે સંગમસ્થાન પર, મેં દૂરદૂરથી આવતી સાબરમતીને બહુ ઉમળકાપૂર્વક જોઈ છે.

ગયા લેખમાં ચંબલની વાત મેં કરી. રાજપૂતાનાની જ એવી બીજી નદી બનાસે મને ભર ઉનાળે સ્મરણીય દર્શન કરાવ્યું છે. મે મહિનાના સખત તાપમાં, નસીરાબાદથી દેવલી છાવણી સુધીના ૧૦૦ માઈલના લાહ્ય વરસાવતે રસ્તે જ્યારે હું એક વખત જતો હતો ત્યારે રસ્તામાં બનાસ નદી આવેલી. ત્યાં વૃક્ષો હતાં, પાણીની પરબ હતી, ઠંડો પવન હતો અને અમૃત જેવી રોટીઓ મળતી હતી. એક પીલુડીના ઝાડ નીચે બેઠાંબેઠાં મધ્યાહ્નસંધ્યાના ભાવથી મેં તે દિવસે બનાસ જોડે બહુ વાતો કરી છે.

સરસ્વતીને મેં સિદ્ધપુર અને પાટણ પાસે જોઈ છે. પણ પાટણ આગળની સરસ્વતીની જૂની જાહોજલાલીને મુકાબલે હાલની સુકાએલી સરસ્વતી જોઈને, તથા સિદ્ધપુર પાસે રુદ્રમહાલય જોઈને, સરસ્વતીમાં સ્નાન કર્યા બાદ ગુજરાતના પ્રાચીન ગૌરવ તરફ દૃષ્ટિપાત કર્યો ત્યારે, હૃદયમાં એક કારમી ધ્રુજારી અનુભવી હતી. અને તે દિવસો સંભારું છું ત્યારે આજે પણ ફરી એવી ધ્રુજારી થાય છે.

ખારી નદી, એના નામની પેઠે, આમ તો નિર્માલ્ય લાગે એવી છે; પણ અમારા અમદાવાદ-પ્રદેશનાં તળાવોને એ જે રીતે ભરી દે છે એ એની મહત્તા જેવીતેવી નથી. ચોમાસાના પાછલા ભાગમાં એની નહેરનાં પાણી કાંકરિયાને છલકાવી નાખ્યા પછી ચંડોળા તરફ જાય છે ત્યારે ચંડોળાનો શૃંગાર કરી જાય છે. એ વિશાળ સરોવર જળથી ઠહેકી ઊઠે છે અને સારસ, બગલાં, બતકો, જળકૂકડી અને બીજાં અસંખ્ય પક્ષીઓ ત્યાં મદભર કલ્લોલ કરતાં વિચરે છે. ચંડોળાને પણ છલકાવી, ખારી ડાંગરનાં ખેતરોને ભરી દે છે, અને પછી એ અસલાલી, જેતલપુર અને બારેજાનાં તળાવ ભરવા જાય છે. પૂર્વ તરફ ઇસનપુરનો આખો રસ્તો તો ચારે તરફ પાણી, પાણી ને પાણીથી પ્રફુલ્લિત ને સોહામણો બની જાય છે. મોટાં ઝાડ તાજાં અને તૃપ્ત લાગે છે ને વાડેવાડે ભૂરાં, પીળાં ને શ્વેત ફૂલોના ગુચ્છે ગુચ્છા શોભી નીકળે છે. ઇસનપુરનો રોજો આ વર્ષાઋતુમાં અદ્ભુત શોભા ધારણ કરે છે, ને એની જાળીઓ, કમાનો, સ્તંભો અને મહેરાબો, ઉપર ભૂરા આકાશથી અને નીચે પાણીમાં એનાં પ્રતિબિંબથી અજબ સૌંદર્યભર શોભે છે.

ખેડા સત્યાગ્રહ વખતે નવાગામ નાયકાના વીર ખેડૂતોના સંસર્ગમાં આવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એ પ્રદેશ પણ ડાંગરનાં ખેતરોનો અને ખારીથી જ પોષાતાં તળાવોનો છે. ગોબળજનું પ્રચંડ તળાવ પણ એની જ નજદીકમાં છે, અને એનાં પાણીથી આસપાસની ઘણી જમીન ફળદ્રુપ બને છે. દરરોજ સાંજે સભાઓ ભરાતી ત્યારે નવાગામનાયકાના લોકો વંદેમાતરમના જયઘોષ પછી 'ખારી માતકી જય' પણ પુકારતા, ત્યારે ખારી જેવી નાની નદીનું ખરું મહત્ત્વ મારા સમજવામાં આવ્યું.

શરદની એક સાંજે મહેમદાવાદથી ઉત્તરના એક ગામડે ગયો ત્યારે મેશ્વોનાં સ્નાન અને સૌન્દર્યપાનનો જે લહાવ મેં લીધો છે તે હજી સાંભરે છે. નદીતટના એ ગામમાં પોંક ને દૂધના ફળાહાર સાથે માણેલી રાત્રીનું સ્મરણ આજે ૪૦ વર્ષે ભુલાયું નથી. પણ તારાથી

અરેચક ભરેલાં સ્વચ્છ ભૂરા આકાશ નીચે, તાપણીએ તાપતાંતાપતાં ગામ લોક જોડે એમનાં સુખદુઃખની અનેક વાતો કરી હતી. જે બે મુરબ્બી મિત્રો મને આનંદ આપવા ખાતર મેશ્વો નદીનું એ ગામે આક્રંદ કરીને તેઓ ગયા હતા તે પણ હવે તો ચાલ્યા ગયા છે.

એ જ મેશ્વોને મોડાસા જતાં હરસોલ ગામેથી પણ મેં મનભર માણી છે. ગુજરાતને માટે ગૌરવ ઉત્પન્ન કરાવવા ઇચ્છતા ચિત્રકારો અને છબિકલાકારો હરસોલ પાસેથી અને હાથીધરાવાસથી મેશ્વો અને બીજી નદીઓનાં સૌન્દર્યદૃશ્યો પાડે તો કેવું સારું?

**વા**ત્રકની કથા લાટદિયા મહાદેવની એક વૃદ્ધ પૂજારણે અમને કહેલી. એ નદીને એ બાઇ જ્યારે 'વેત્રવતી' (નેતરોનાં વનવાળી) નામથી સંબોધતી ત્યારે એનું મોં ભરાઇ જતું હતું. હું ૧૩–૧૪ વર્ષનો હતો ત્યારે મહેમદાવાદ પાસે એ વેત્રવતીમાં બહુ સ્નાન કર્યું છે. એક આખો શ્રાવણ માસ મારી બા, સાથે હું એમાં નહાવા ગયેલો અને એની સ્વચ્છ બારી રેતમાં બેસીને ખુલ્લી હવા અને તડકાનું સુખ મેં મન ભરીભરીને લીધેલું છે.

વાત્રકને મેં બીજીવાર ભોગવી છે ખેડામાં શેઢી ને વાત્રકના સંગમ પર; અને ત્રીજીવાર ભોગવી છે વૌઠામાં. વૌઠામાં તો સાબરમતી અને વાત્રકના બરાબર સંગમ વચ્ચે બેસીને એ બંને સમર્થ નદીઓના પાણીમાં વારાફરતી હું નહાયો છું. સાબરમતી મોટી અને વાત્રક નાની બહેન હોય એમ એ સંગમસ્થાનેથી લાગે છે, છતાં વાત્રકે જે વળાંક ઉપર વળાંક લીધા છે તેણે તો મારું મન હરણ કરી લીધું છે. રમણીય વળાંક લેતી એ વાત્રકને કિનારે હું ખૂબ ફર્યો છું, એનાં ઘણાં આમ, શીમ, ગીચરો અને ધરા મેં જોયા છે, એનાં ધરાની હરિયાળી ભૂમિમાં બકરાં, ઘેટાં અને ગાયો ચરાવનાર ગોવાળોની વાંસળીઓ સાંભળી છે, અને ઝાડે બાંધેલા હીંચકે ઝૂલતાં ગોપગોપીનાં સુખની અદેખાઇ કરી છે.

'સુણ, સુણ, ભરવાડા ! વાત, સહેજે વદું છું,
નવ બાળ ધન કાજે, મારું કાંઇ જરી શું;
નવ તજ તુજ વાડા ખેતરો ને રૂપાળાં,
ગણી સરી દુઃખ રહેતાં, રહેરીઓ
ઓરિયાળાં'.

એવાં જૂનાં કાવ્યો સંભારીને અને નવાં જોડી જોડીને મેં વાત્રકકિનારે આનંદ ગાન ગાયાં છે:

'રૈબારને ઓશાકે રાંધ્યો ચોઢરો!'

સ્વ. નાનાલાલનાં ગોપકાવ્યો મેં ત્યાં જ ખરાં માણ્યાં છે. (ચાલુ)

# કસોટી

બુદ્ધિ કસતા નીચેના પ્રશ્નોના જવાબો ન શોધી શકો તો નીચે અવળા છાપ્યા છે.

(૧) શિક્ષકે વર્ગમાં એક કોથળો લાવીને કહ્યું કે આમાં અઢાર રંગીન લખોટા છે. તેમાં નવ વાદળી છે, છ લાલ છે ને ત્રણ પીળા છે. હવે એમાંથી આંખે પાટા બાંધીને ઓછામાં ઓછા એટલા લખોટા કાઢી આપો કે જેમાં એક જ રંગના ત્રણ લખોટા તો નીકળે જ.

(૨) મેં મારા મિત્રને એક એવી વસ્તુ બતાવી કે જે અગાઉ આ દુનિયામાં કોઈએ કદિ જોઇ ન હતી; ને અમે બંનેએ જોયા પછી દુનિયામાં કોઇ ત્રીજો માણસ તે જોવા પણ પામ્યો નહિ. તો મેં શું બતાવ્યું હશે?

(૩) આ આકૃતિને એવાં ચાર સરખા ભાગમાં વહેંચી શકશો કે જે દરેક ભાગ પણ એકસરખા ઘાટનો હોય?

(૪) બાબરે મરતાં પહેલાં દસ્તાવેજ કરેલો કે ઓરંગઝેબે આગ્રામાં પ્રવેશ ન કરવો. આ હકીકત ખરી છે કે ખોટી?

(૫) શાંતિ પાંચ વરસ પહેલાં પરણ્યો ત્યારે તેની પોતાની ને તેની પત્નીની ઉંમરનો તફાવત પાંચ વરસનો હતો; તો આજથી પાંચ વરસ બાદ તે તફાવત કેટલો હશે?

(૬) મારી ઘડિયાળ ખોટી છે. દર પાંસઠ મિનિટે તેના બંને કાંટા ભેગા થાય છે. તો મારે મારી ઘડિયાળને દર કલાકે કેટલી મોડી કે વહેલી સમજવી?

ઉત્તરો: (૧) સાત લખોટા. (૨) એક બદામ ફોડીને તેનું મીંજ કાઢી મેં તેને બતાવ્યું; ને પછી તે મીંજ હું ખાઇ ગયો (બદામ ફોડ્યા પહેલાં તે મીંજ દુનિયામાં કોઈએ જોયું ન હતું; અને હું ખાઇ ગયો તે પછી કોઇ તે જોઈ શકવાનું નથી). (૩) આ આકૃતિમાં દર્શાવ્યા મુજબ. (૪) બાબરને શી ખબર કે તેની પાંચમી પેઢીએ ઓરંગઝેબ જન્મવાનો છે? (૫) પાંચ જ રહે. (૬) ઘડિયાળના બે કાંટા ભેગા થવાનો સાચો સમય ૬૫ $\frac{5}{11}$ મિનિટ હોય છે. માટે દર ૬૫ મિનિટે તે $\frac{5}{11}$ મિનિટ આગળ જતી હતી; એ હિસાબે દર કલાકે તે $\frac{60}{143}$ મિનિટ આગળ ગણાય.

પ્રવાસ-મંજરી (અનુ. પાન ૧૧૨થી)

ત્યાં તેઓ ઊતર્યા. ત્યાં થોડીવાર અમને રોકી તેમની પિછાન તાજી કરાવી ને તે જ મોટરમાં અમારા મુકામે અમને પહોંચાડી દીધા.

## હરિજન કૉલોની

ઠક્કર બાપાનું પ્રવૃત્તિકેન્દ્ર દિલ્હીમાં હરિજન કૉલોનીમાં જ છે. એ સંસ્થા જોવાની અને ઠક્કર બાપાને મળવાની ઇચ્છા મને ઘણા સમયથી હતી, પણ આડ માર્ગે દૂર, એટલે વિચાર અમલમાં લાવવો અશક્ય હતો. પણ ભાઇ યશવંત પંડ્યા તો દિલ્હીમાં મારા 'બડા પંડા' બન્યા હતા. ૧૯૪૨ની લડતમાં જેલ માણી આવેલા દિલ્હીના ગુજરાતી સમાજના ઉપપ્રમુખ શ્રી નંદલાલ મહેતાએ મોટરમાં પેટ્રોલ ગુજરાતના આતિથ્યમાં વહેતું કર્યું અને અમે વખતસર ઠક્કર બાપાના આશ્રમે પહોંચી શક્યા. હરિજન વિદ્યાર્થીઓ માટે વિશાળ વિસ્તાર ઉપર સુંદર નિવાસો, વચમાં બગીચો તથા સુંદર ધ્યાનમંદિર અને તેમાં બાઇબલ માંડેલ આલેખેલાં, સંસ્કૃતિવાળાં હરિજન મહાપુરુષોનાં ચિત્રો, વગેરે જોઇ મન પ્રસન્ન થયું.

ઠક્કર બાપાએ સાથે રહી બધું બતાવ્યું. અહીંથી હિંદભરના હરિજન વિદ્યાર્થીઓ ખાનપાન, અભ્યાસ, આરામ, ગૃહઉદ્યોગ વગેરે પામી તાલીમ લઇ પોતપોતાના વિવિધ પ્રાંતોમાં જાય છે અને જાતિ સુધારણામાં ફાળો આપી રહ્યા છે. પણ મારા પ્રશ્નોત્તરમાં મને એક વાત એ જણાઈ કે આ સંસ્થાના સંપર્ક અને સંસ્કારનો લાભ તેમના દિલ્હીવાસી સજાતીય બંધુઓને પહોંચતો નથી. સુધરેલા અને નહીં સુધરેલાનો ભેદ ટળે ત્યારે જ ખરો સંસ્કૃતિપ્રચાર થયો ગણાય.

આ સંસ્થાના પ્રાણસ્વરૂપ 'વિયોગી' હરિજી હિંદી સાહિત્યસેવક ત્યાં હાજર ન હોતા. ઠક્કર બાપાએ તેમના સંપર્ક ખાતર ફરી રોકાવાની અનુજ્ઞા આપી, તે માટે આભાર માની અમે પાછા ફર્યા. (ચાલુ) ર. મ. રાવળ

**પદ્યરચના હરીફાઇ:** માર્ચ અંકમાં જાહેર કરેલી 'પદ્યરચના માટે પારિતોષિક'ની હરીફાઇ માટેની છેલ્લી મુદત હવે બે માસ લંબાવવામાં આવી છે. માટે જેમને ભાગ લેવો હોય તેમણે આ માસની ૩૧મી તારીખ સુધીમાં પોતાની કૃતિઓ મોકલી આપવી.

કેરીકેચરહરીફાઇ માટે આ માસમાં આવેલાં ચિત્રો પૈકી માત્ર એક જ ચિત્ર આગળ પડતું જણાયું છે અને તે બીજા ઈનામને પાત્ર ઠર્યું છે. તે આ અંકના પૂઠા ઉપર છાપ્યું છે.

# પૂ સૂર્યના ડાઘા

પૂનમની રાત્રે થાળી જેવડા રૂપેરી ચંદ્રની ચાંદનીની મઝા કોણે નહિ માણી હોય ? શીતળતા રેલાવતી એ ચાંદની ક્યા અગાધ ઝરાંમાંથી વહી આવે છે તે જોવા માથું ઊંચું કરીને ચંદ્રનું નિરીક્ષણ કરતાં ચંદ્રમાં દેખાતા કાળા ડાઘાઓ તમને યાદ છે ? એ જોતાં જ, પ્રથમ તો નાનપણમાં સાંભળેલી રેંટિયો કાંતતી ડોશીની કે સસલાની કલ્પનાનું ચિત્ર આપણી નજર સામે ખડું થાય છે. તે પછી, ક્વચિત કોઈએ જો વિજ્ઞાનનાં પુસ્તકોમાં વાંચેલી હકીકતો ને રાક્ષસી દૂરબીનો વડે પાડેલાં ચિત્રો જોયાં હોય છે તો તેને તરત યાદ આવે છે કે તે ડાઘાઓ ચંદ્રની સપાટી ઉપર આવેલા મોટા-મોટા જ્વાળામુખીઓનાં મુખ છે.

પરંતુ તેની સાથે, સૂર્યમાં પણ એવા ડાઘા હશે કે નહિ તેનો વિચાર બહુ ઓછાને આવતો હશે. એનું એક કારણ એ કે સૂર્યની સામે તો સૂર્યાસ્ત સમયે અથવા સૂર્યોદય વખતે જ માત્ર થોડી નજર ઠેરવી શકાય છે અને તે વખતે આપણે બહુ બારીકાઈથી જોઈએ તોપણ એનો ડાઘાનો કોઈ અંશ નરી આંખે નજરે પડતો નથી.

પરંતુ સૂર્ય ઉપર પણ ડાઘા છે જ. આજથી લગભગ ૧૬૪૫ વર્ષ પહેલાં (ઈ. સ. ૩૦૧માં) ચીનના ખગોળવેત્તાઓએ સૂર્યના એ ડાઘા સૌ પહેલાં શોધીને તે વિષે રીતસરની માહિતી મેળવી નોંધ કરી હતી. ત્યાર પછી છેક ૧૩૦૦ વર્ષ બાદ યુરોપના મહાન વૈજ્ઞાનિક ને ખગોળશાસ્ત્રી ગૅલીલીઓએ પોતાના સ્વરચિત દૂરબીનમાંથી એ અદ્ભુત ગોળાનું સંશોધન કરવા માંડ્યું ત્યાં સુધી દુનિયાના બીજા ખગોળવેત્તાઓનું ધ્યાન તે તરફ ખેંચાયું લાગતું નથી. ગૅલીલીઓએ તો એ જોઈને સૂર્યના જુદા જુદા નકશાઓ તૈયાર કર્યા, જેમાં તેણે આ ડાઘાઓ ખૂબ ચીવટપૂર્વક માપસર મૂકેલા. જુદે જુદે સમયે આ ડાઘાઓના કદમાં અને સંખ્યામાં થતા ફેરફારોની પણ તેણે નોંધ કરી. જોકે તે આ ડાઘાઓનું કારણ સમજાવી શક્યો નહિ.

આપણા દૈનિક જીવનની ઘટમાળમાં સૂર્યનું અસ્તિત્વ સામાન્ય થઈ પડ્યું છે તેથી, કે પછી તેની ઉગ્રતાને લીધે, કે બીજા કોઈ કારણે, પણ સૂર્યમાં રહેલા આ ડાઘાઓ પાછળ કોઈ કવિઓને ચંદ્રના ડાઘા જેવી રસમય કલ્પના કરવાની સૂઝી નથી ! હા, ઘણા ખગોળવેત્તાઓ ને વૈજ્ઞાનિકોએ અનેક કલ્પનાઓ દોડાવીને તે માટે પોતપોતાનાં ભિન્નભિન્ન કારણો વહેતાં મૂક્યાં છે. કેટલાકને એમ લાગે છે કે આ ડાઘા તો સૂર્યથી દૂર આવેલા કોઈ મોટા પદાર્થો છે અને તે સૂર્યની આજુબાજુ ફરે છે. થોડાકને વળી સૂર્યના મોટા જ્વાળામુખીઓમાંથી નીકળતા કાળા ધુમાડાના ગોટેગોટા જેવા એ લાગે છે. કેટલાકે માન્યું છે કે કદાચ સૂર્યના આકાશમાં આ મોટાંમોટાં વાદળાં પણ હોય ! જ્યારે થોડાએક 'કલ્પનાશાસ્ત્રી'ઓને તે રાક્ષસી પર્વતો ને જ્વાળામુખીનાં મુખ જેવા લાગ્યા છે, જેમાંથી વારંવાર નીકળતા ભયંકર લાવા ને પીગળેલી ધાતુઓના બહાર આવવાથી તે વારંવાર દેખાતા બંધ થઈ જાય છે. થોડા પીઢ ખગોળશાસ્ત્રીઓએ નીરાંતે તે પર વિચાર પણ કર્યો ને સર વિલિયમ હર્શેલ જેવા પ્રખર ખગોળશાસ્ત્રીએ જાહેર કર્યું કે આ તો સૂર્યના વાતાવરણમાંથી સૂર્યની અંદરનો કોઈ ભાગ દેખાય છે. પણ આમાંનો એકેય તર્ક પ્રાયોગિક અવલોકન પર આધાર રાખતો નથી, એટલે વિજ્ઞાન તેને ખોટા ઠરાવે છે.

આપણી પૃથ્વીના જન્મદાતા અને આપણું જીવન ટકાવી રાખનાર આ મહાન તેજસ્વી પદાર્થનો ઝીણવટભર્યો અભ્યાસ ન થઈ



પૃથ્વીથી નવ કરોડ ને ત્રીસ લાખ માઈલ દૂર આવેલા ૮,૬૪,૦૦૦ માઈલના વ્યાસના ને ૧૨,૦૦૦ ડિગ્રી ફેરનહાઈટ ગરમી ધરાવતા આ ધગધગતા ગોળામાં પણ અવારનવાર ચન્દ્રના જેવાં કાળાં ધાબાં જણાય છે. ડાબી બાજુના સૂર્યના ચિત્રમાં એનાં સ્થાન દર્શાવ્યાં છે; અને જમણી બાજુના ચિત્રમાં તે ડાઘા મોટા કરી બતાવ્યા છે. એ જ ચિત્રને નીચલે જમણે છેડે કાળું ગોળ ટપકું છે તે આપણી પૃથ્વીનું કદ એ ડાઘાઓના મુકાબલામાં કેવડું છે તે દર્શાવે છે.

શકવાનાં બે મુખ્ય કારણો છે. એક તો એ કે સૂર્યનું અવલોકન કરવા માટે આપણી પાસે માત્ર બે જ મુખ્ય સાધનો છે : ટેલિસ્કોપ (દૂરબીન) અને સ્પેક્ટ્રોસ્કોપ (સૂર્યમાંથી આવતાં પ્રકાશનાં કિરણોનું પૃથક્કરણ કરનારું યંત્ર). આ પૃથક્કરણમાં પ્રકાશના સાત રંગો ઉપરાંત કેટલીક ખાસિયતોવાળી ઊભી કાળી લીટીઓ પણ જોવામાં આવે છે. આ લીટીઓ સૂર્યના વાતાવરણમાં રહેલી ધાતુઓ–પદાર્થોનું અસ્તિત્વ બતાવે છે. સ્પેક્ટ્રોસ્કોપથી સૂર્યની ગરમી પણ મપાય છે.

બીજું મુખ્ય કારણ એ કે સૂર્યના અસાધારણ તેજસ્વીપણા અને પ્રકાશને લીધે સીધી રીતે તેનું અવલોકન કરવું મુશ્કેલ છે. એટલે તેના વાતાવરણનો જે કંઈ અભ્યાસ કરવો હોય તે ખરેખર તો માત્ર ખગ્રાસ સૂર્યગ્રહણ વખતે જ, એટલા ટૂંકા વખત પૂરતો જ, થઈ શકે છે.

છેલ્લું એક સ્પેક્ટ્રોહીલીઓગ્રાફ નામનું યંત્ર શોધાયું છે, જેમાં સ્પેક્ટ્રોસ્કોપ, ટેલિસ્કોપ અને કૅમેરા એ ત્રણેનું સંયોજન કરવામાં આવ્યું છે. મિ. હેઇલ નામના આ યંત્રના શોધકે તે વડે સૂર્યના ભૌતિક વિજ્ઞાન (સોલર ફીઝિક્સ) પર સારાં સંશોધનો કર્યાં છે. સૂર્યમાંથી નીકળતી અને કોઈકોઈ વાર તો પાંચ લાખ માઈલ દૂર સુધી પહોંચતી હાઈડ્રોજન વાયુની સળગતી જ્વાળાઓના તે વડે તેમણે ફોટોગ્રાફ લીધા. તે સાથે સૂર્યના ડાઘાઓના પણ ફોટોગ્રાફ લેવાયા. આ ફોટા ઉપરથી અને ઘણા વિચારો તર્કો તથા પછી મિ. હેઇલે જે સિદ્ધાંતો બહાર પાડ્યા છે તે હવે ઘણે અંશે સાચા માનવામાં આવે છે.

જ્યારેજ્યારે ખગોળશાસ્ત્રીઓ તરફથી છાપાંઓમાં એવી જાહેરાત વાંચવામાં આવે કે આજકાલ સૂર્યના ડાઘાઓ વધારે ચોકખા બન્યા છે ત્યારે મેશ લગાડેલા કાચ, ઘેરા રંગનાં ગૉગલ્સ કે ફોટોગ્રાફની કોઈ કાળી નૅગેટિવમાંથી સૂર્ય સામું જોવાથી વગર દૂરબીને પણ આ ડાઘાઓ જોઈ શકાશે. ખરી રીતે આ ડાઘાઓ કાળા નથી. ફક્ત સૂર્યની અત્યંત તેજસ્વી સપાટીની સરખામણીમાં તેટલો ભાગ ઝાંખો હોવાથી આપણને તે કાળા ડાઘા લાગે છે. સારા ટેલિસ્કોપથી જોતાં તેની આસપાસ સોનેરી કે પીળી કોર દેખાય છે. કેટલીક ફોટોગ્રાફ પરથી માપ કાઢતાં આમાંના કેટલાકનું ક્ષેત્રફળ તો પૃથ્વી જેવા અનેક ગ્રહોના ભેગા ક્ષેત્રફળ જેવડું થતું જણાયું છે !

સૂર્યનું જુદેજુદે સમયે અવલોકન કરવાથી જણાયું છે કે સૂર્યની સપાટી ઉપર આ ડાઘાઓ સ્થિર નથી. તેમના વારંવાર થતા સ્થળાંતર ઉપરાંત તેમનું કદ અને સંખ્યા પણ બદલાય છે. વળી ખગોળ શાસ્ત્રીઓએ અંદાજે કાઢી એમ પણ નક્કી કર્યું છે કે આ ડાઘાઓ વધુમાં વધુ સંખ્યા તથા મોટામાં મોટા કદ સાથે દર ૧૧ વર્ષે દેખાય છે. ઈ. સ. ૧૯૩૭ માં છેલ્લે આ રીતએ ડાઘા દેખાયા હતા, તેથી હવે ૧૧ વર્ષે એટલે ઈ. સ. ૧૯૪૮ માં તે ફરી દેખાશે અને આની આગાહી રૂપે હમણાંથી જ તેની ઝાંખી થવા લાગી છે.

આ ડાઘાઓ વિષે છેલ્લી નિશ્ચિત કલ્પના એ થઈ છે કે સૂર્યની સપાટી ઉપર મોટાંમોટાં તોફાનો (સાઈક્લોન અથવા ચક્રવાત) થાય છે. આ રાક્ષસી ચક્રવાતોનાં કેન્દ્ર આપણને ડાઘા તરીકે દેખાય છે. આવાં તોફાનોની ગતિ એક મિનિટના ૪૦૦૦ માઈલથી પણ વધારે હોય છે. આ કેન્દ્રોમાં ઉષ્ણતામાન જરા ઓછું હોય છે–લગભગ ૪૦૦૦ ડિગ્રી સેન્ટીગ્રેડ; જ્યારે સૂર્યની બાકીની સપાટી ઉપરનું ઉષ્ણતામાન લગભગ ૬૦૦૦ ડિગ્રી હોય છે. આથી જ આપણને આ કેન્દ્રો પ્રમાણમાં કાળા ડાઘા તરીકે દેખાય છે.

સૂર્યના ડાઘાઓ વિષે તો આપણે જાણ્યું, પણ તેનું આપણે માટે મહત્ત્વ શું? આપણી પૃથ્વી ઉપર તેની શી અસર થાય છે? વૈજ્ઞાનિકોએ શોધી કાઢયું છે કે જ્યારે જ્યારે સૂર્ય ઉપર એવાં ભયંકર તોફાનો થાય છે. એટલે કે ડાઘા ચોખ્ખા દેખાય છે અને પેલી જ્વાળાઓ નીકળે છે) ત્યારે ત્યારે તેમાંથી મોટા જથ્થામાં એક પ્રકારની શક્તિ (energy) બહાર નીકળે છે. આ શક્તિ જાણીતાં અલ્ટ્રા–વાયોલેટ (Ultra Violet) કિરણો રૂપે હોય છે અલ્ટ્રા–વાયોલેટ કિરણોની ઝડપ લગભગ પ્રકાશના જેટલી–એક સેકંડના ૧,૮૬,૦૦૦ માઈલની હોય છે.

આ ગતિને લીધે તે થોડા જ વખતમાં પૃથ્વીના વાતાવરણના સૌથી બહારના થરો સુધી પહોંચી જાય છે અને વાતાવરણને સંપૂર્ણ વિજળીમય બનાવી દે છે. અને આની અસર રેડિયો–વાયરલેસ–ઉપર સીધી થાય છે; કારણ રેડિયો ટ્રાન્સમીટરમાંથી જે શૉર્ટ રેડિયો મોકલવામાં આવે છે તે આ જ થરો સાથે અથડાઈ પરાવર્તિત પાછાં ફરતાં હોય છે. પણ પેલાં કિરણોને લીધે રેડિયોનાં મોજાં ત્યાં જ શોષાઈ જાય છે અને પરિણામે આપણા સેટમાં મોજાંઓ ન ઝીલી શકાવાને લીધે સ્ટેશનો ચોકખાં સંભળાતાં નથી. આ બનાવને 'રેડિયો–ફેઈડ-આઉટ' કહેવામાં આવે છે. આ ફેઈડ–આઉટ સામાન્ય રીતે દરેક સ્થળે બપોરે જ સૌથી વધુ જોવામાં આવે છે.

એ ડાઘામાંથી અલ્ટ્રા–વાયોલેટ કિરણો ઉપરાંત વિદ્યુત–અણુઓ (ઇલેક્ટ્રોન) પણ નીકળે છે. આ અણુઓની ગતિ લગભગ સેકંડના ૧૦૦૦ માઈલની હોય છે. આથી તેમને પૃથ્વી સુધી પહોંચતાં ૨૦ થી ૩૦ કલાક થાય છે. આપણી પૃથ્વીના ઉત્તર ને દક્ષિણ ધ્રુવ–પ્રદેશોના હવામાનમાં રહેલા વાયુઓ સાથે આ અણુઓના અથડાવાથી તે તે પ્રદેશોના આકાશમાં ભવ્ય અને દિવ્ય પ્રકાશો અને રંગોની રમઝટ જોવાય છે. આ બનાવને ઑરોરા બોરિયાલિસ કહે છે. આ રીતે એ ડાઘાઓ અને પૃથ્વીને સંબંધ છે.

સૂર્યના આ ડાઘા સંબંધે હજુ પૂરેપૂરો અભ્યાસ થયો નથી, પણ થોડા વખત પહેલાં થયેલા ખગ્રાસ, સૂર્ય–ગ્રહણનું અને હવે મુદત નજીક આવેલી હોવાથી વધવા લાગેલા એ ડાઘાઓ તથા તેની અસરનું વૈજ્ઞાનિકો ચીવટથી અવલોકન કરી રહ્યા છે. તે ઉપરાંત પૃથ્વી ઉપર આવી પડતાં અને હવે જાણીતા થએલાં કૉસ્મિક કિરણોનું ઉદ્‌ભવસ્થાન પણ સૂર્ય જ છે કે કેમ તે માટે પણ પ્રયોગો ચાલે છે. ઉપરાંત ૧૯૪૮માં સંપૂર્ણપણે દેખાનારા મોટા ડાઘાનું અવલોકન કરવા માટે પણ તૈયારીઓ થાય છે એટલે થોડાં જ વર્ષોમાં આ બંને માટે વધુ જ્ઞાન સાંપડે તો નવાઈ નહિ.

વિજય પંડ્યા

---

**જે. પી.** (અનુસંધાન પાછળ પાન ૧૧૪થી)

વગેરેનો ભેટો થયો ને સમાન વિચારશ્રેણીના એ સઘળા જુવાનોએ ભેગા થઈને જેલમાં જ હિંદી સમાજવાદી પક્ષની રૂપરેખા દોરી કાઢી.

ઇ. સ. ૧૯૩૩માં જેલમાંથી છૂટવા સાથે એમણે એ રૂપરેખાને સાકાર કરવાનો પ્રયત્ન કર્યો. આચાર્ય નરેન્દ્રદેવના પ્રમુખપદે અખિલ હિંદ સમાજવાદી પરિષદ ભરવામાં આવી. જયપ્રકાશ એના મહામંત્રી બન્યા. ત્યારથી એ કૉંગ્રેસ-સમાજવાદી-પક્ષ કૉંગ્રેસની એક પાંખ તરીકે રહેતો આવ્યો છે.

ઈ. સ. ૧૯૩૪માં કૉંગ્રેસના પ્રમુખસ્થાને આવેલા જવાહરલાલ નેહરૂએ કૉંગ્રેસના તંત્ર-સંચાલનમાં આ ઉદ્દામવાદીઓનો અવાજ આવવા દેવાનો સત્પ્રયાસ કર્યો, પરંતુ જ્યારે જયપ્રકાશને લાગ્યું કે કૉંગ્રેસની કારોબારીમાં રહીને પોતાના પક્ષનું હિત નહિ સાધી શકાય ત્યારે કારોબારીના કશા અનાદરના ઉદ્દેશ વિના કેવળ પોતાની પક્ષનિષ્ઠાને લઈને એમણે કારોબારીના સભ્યપદેથી રાજીનામું આપી દીધું. ત્યાર બાદ પણ એમને અનેકવાર કારોબારીના સભ્યપદ માટે કહેવામાં આવ્યું છે, પણ એમણે એનો સ્વીકાર નથી કર્યો.

'સત્તા સ્વેચ્છાએ નથી સોંપાતી, એ તો છીનવી લેવી જોઈએ છે અને સત્તા છીનવવા જેટલું બળ સંગઠનથી જ આવે છે.' એ જયપ્રકાશનું દઢ મંતવ્ય છે. એ સંગઠન જનતાનું જ હોવું જોઈએ, મૂડીવાદીઓના આશ્રિતો કે સહકારીઓનું નહિ. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે હમેશાં સંયુક્ત મોરચાની આવશ્યકતા એમણે સ્વીકારી છે. હિંદી યુવાનોને કૉંગ્રેસના નેજા નીચે આણવામાં કદાચ સૌથી જબરો હિસ્સો એમનો છે. યુવાનોને એમણે આપેલો આદેશ સ્પષ્ટ તેમ જ સૂચક છે કે 'હિંદમાં શાહીવાદ સામેનો સૌથી જબરદસ્ત ને વ્યાપક મોરચો કોઈ હોય તો તે કૉંગ્રેસ છે. એ સ્વરૂપે જ એ રહેતી આવી છે, આજે રહી છે ને નજર પહોંચે છે ત્યાં સુધી તો ભવિષ્યમાં પણ રહેશે.' કૉંગ્રેસને નબળી ન પાડવા માટે જ, સ્પષ્ટ હેતુ પરંતુ અસ્પષ્ટ કાર્યનીતિ ધરાવતા સુભાષબાબુને ત્રિપુરી મુકામે એમણે સહકાર ન આપેલો, ને એટલા જ માટે કમ્યુનિસ્ટોને એ સહકાર નથી આપતા.

અંગ્રેજ સરકારને સદા શિરોવેદના કરી રહેલા જયપ્રકાશ અનેકવાર જેલમાં જઈ આવ્યા છે. ને એ દરેક વખતનો એમનો કારાવાસ રંગરોમાંચથી ભરપૂર છે. હિંદની સ્વતંત્રતા ને સ્વતંત્ર હિંદની સમાજવાદી પુનર્ઘટના એ ઉદ્દેશ, જેટલી બ્રિટિશ શાહીવાદીઓ સામે એની જ હિંદી મૂડીવાદીઓ સામે એમણે અવિશ્રાંત લડત ચાલુ રાખેલી છે. બ્રિટિશ સલ્તનતની તાકાતથી જેમ એ નથી અચકાયા તેમ ગાંધીજીના પ્રબળ વ્યક્તિત્વથી પણ એ નથી અંજાઈ ગયા, ને જ્યારે જ્યારે પોતાને સાચું લાગે ત્યારેત્યારે ગાંધીજીની વિરુદ્ધ પણ એ ગયા છે. આમ છતાં ગાંધીજીનો એમના પરનો પ્રેમ મુદ્દલ ઘટ્યો નથી.

જયપ્રકાશના કરતાં વધુ લડાયકવાનો, વધુ જ્ઞાનવાનો કે તાકાતવાનોનો ચાળીસ કરોડના આ રાષ્ટ્રમાં તોટો નથી. આમ છતાં ગાંધીજી અને નહેરુ જેવી પ્રભાવશાળી વ્યક્તિઓની વચ્ચે પણ જયપ્રકાશ પોતાનું વિશિષ્ટ સ્થાન જમાવી શકયા છે તે શાને આભારી છે? એમની અચળ આદર્શનિષ્ઠા ને પેદંદ ત્યાગતત્પરતાને. ગાંધીજીના–દેશસમસ્તના જયપ્રકાશ પરના પ્રેમનું એ જ રહસ્ય છે.

અશોક હર્ષ

ઈ. સ. પૂર્વે ૩૦૦૦માં, મોહેન્જોડેરોમાં જમીન નીચેથી ખોદવામાં આવેલા ગામમાં કેટલાંક સ્નાનગૃહો છે, અને તે સાથે સ્વેદ લેવા માટે ચરક વર્ણવેલાને મળતાં સ્વેદગૃહો—ટર્કિશ બાથો પણ છે. અલબત્ત, મોહેન્જો ડેરોના ગૃહમાં ચરકના જેન્તાક પેઠે વચ્ચે થાંભલો હોવાનું નથી લાગતું, પણ દીવાલમાં ચૂલાવાળી ભીંતો છે. જેઓએ જાતે એ ખોદકામ તપાસેલું છે તેઓ એને ટર્કિશ બાથ સાથે સરખાવે છે.

ટૂંકામાં આ દેશમાં સ્વેદકર્મ ઘણું પ્રાચીન છે, ને મિસરી, રોમન તેમજ ગ્રીક સંસ્કૃતિમાં પણ ટર્કિશ બાથનો સારીપેઠે પ્રચાર હોવાનું એમ અનેક સ્થળેથી જણાયું છે. —દુર્ગાશંકર કે. શાસ્ત્રી (આયુષ્ય)

## વિદ્યાર્થીઓને મદદ કરનાર સંસ્થાઓ

પરીક્ષાઓ પૂરી થઈ છે, અને ઘણા વિદ્યાર્થીઓ એવા હશે જેમને કોઈ સહાયના અભાવે અભ્યાસ આગળ વધારવાની ગૂંચવણ થતી હશે. ઘણા થોડાને ખબર હશે કે ગુજરાતમાં વિદ્યાર્થીઓને અભ્યાસમાં સહાય કરતી સ્કૉલરશિપોની લગભગ બસો જેટલી યોજનાઓ છે; પરંતુ તેની જાહેર માહિતીને અભાવે ઘણા આશાસ્પદ વિદ્યાર્થીઓ તેના લાભથી વંચિત રહી જતા હશે. આ ખામી દૂર કરે તેવી એક અતિ ઉપયોગી યાદી મુંબાઈની ન્યૂ ઈરા સ્કૂલના શ્રી ચંદુલાલ ત્રિ. વ્યાસે સંપાદિત કરી છે, જેમાં બહેનોને અભ્યાસ માટે મદદ આપતી ૨૯ સંસ્થાઓ, કોઈ પણ કોમના વિદ્યાર્થીઓને મદદ આપનાર ૨૮ સંસ્થાઓ, જુદીજુદી જ્ઞાતિના વિદ્યાર્થીઓને મદદ આપતી ૬૮ સંસ્થાઓ, જૈન વિદ્યાર્થીઓને મદદ આપતી ૧૫ સંસ્થાઓ, લોહાણા જ્ઞાતિની ૧૪ અને ભાટિયા જ્ઞાતિની ૭ એવી સંસ્થાઓ, ૪૧ બાળાશ્રમો, પરદેશ ભણવા જનાર વિદ્યાર્થીને મદદ કરનાર ૭ સંસ્થાઓ અને ઉચ્ચ કેળવણી માટે નાણાં ધીરનારી ૧૧ સંસ્થાઓ, એમ બધી મળી ને ૧૯૦ સંસ્થાઓની નામ સરનામાં સાથેની વિગતવાર માહિતી આપેલી છે. શ્રી વ્યાસનું આ કાર્ય અભિનંદનપાત્ર છે અને જીજ્ઞાસુઓ તેનો લાભ લેવા જેવું છે. પત્રવ્યવહાર ન્યૂ ઈરા સ્કૂલ મુંબાઈ—૭ એ સરનામે કરવો.

## શ્રી ઝંડુ ધન્વન્તરી આયુર્વેદ વિદ્યાલય—જામનગર

૧૯૪૬ના જૂનથી આ વિદ્યાલયનું કાર્ય શરૂ થશે. કોઇ પણ પ્રાન્ત, ધર્મ, વર્ણ કે જ્ઞાતિના ભેદ વિના વિદ્યાર્થીઓને એમાં દાખલ કરવામાં આવશે. ૮૦ થી ૧૦૦ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ રહી શકે તેવાં બે જુદાંજુદાં છાત્રાલયોની યોજના કરવામાં આવી છે.

વિદ્યાલયમાં ભાષાજ્ઞાન, ષડ્દર્શન, ભૌતિકજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શરીરજ્ઞાન અને શરીરક્રિયાજ્ઞાન: આ બધા વિષયોનું તલસ્પર્શી જ્ઞાન આપવામાં આવશે. પ્રત્યક્ષ જ્ઞાન માટે ઉદ્યાન, ઉદ્ભિજ્જનિદર્શન, ચિત્રો, નકશા, નમૂના આદિની વ્યવસ્થા કરવામાં આવી છે. ઔષધિજ્ઞાન, ઔષધિપરિચય, ઔષધનિર્માણ—વગેરે માટે નિષ્ણાતો અને તદ્વિદો રાખવામાં આવ્યા છે.

વિદ્યાલયમાં ચરક, સુશ્રુત, વાગ્ભટ, શાર્ઙ્ગધર, માધવ, ભાવમિશ્ર અને રસગ્રન્થ: આમાંના પ્રત્યેકનું યથાયોગ્ય શિક્ષણ આપવા માટે એકેક જુદાજુદા પારંગત પ્રાધ્યાપકની નિમણૂક કરવામાં આવશે. કાયાચિકિત્સા, શલ્યક્રિયાવિજ્ઞાન અને પ્રસૂતિવિજ્ઞાન વગેરેના પ્રત્યક્ષ જ્ઞાનને માટે બને તેટલાં સાધનો વસાવવાની અને વિષયોના તદ્વિદોની નિમણૂક કરવાની અભિલાષા છે. દરેક વિષયનું પ્રત્યક્ષ જ્ઞાન પૂરેપૂરી રીતે આપી શકાય તે માટે વિશાળ ઑસ્પિટલની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. આ સંસ્થાને બોર્ડ ઑવ ઇન્ડિયન સિસ્ટીમ્સ ઑવ મેડિસીન સાથે જોડવામાં આવશે અને તેના પ્રમાણે અભ્યાસક્રમ ચાર વર્ષનો રહેશે. સંસ્કૃત સાથે જેઓએ મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી હશે તેઓ આ કૉલેજમાં દાખલ થઈ શકશે. દાખલ થવા ઇચ્છનારે જૂનની ૧૦મી પહેલાં કૉલેજ કમિટીના સેક્રેટરીને સરનામે અરજી મોકલી આપવી.

એકવાર એક પરીક્ષકે ગણિતનો પ્રશ્ન પૂછેલો, 'જો વીસ માણસોને એક ખેતર ખેડતાં દશ દિવસ લાગે તો તે જ ખેતર ખેડતાં દશ માણસોને કેટલા દિવસ લાગે.'

બે ચબરાક વિદ્યાર્થીઓએ જવાબમાં લખેલું, 'વીસ માણસોએ તે ખેતર ખેડી લીધા પછી એ ખેતર ફરીથી દસ માણસો પાસે ખેડાવવાની જરૂર જ ન હોય.'

# આ માસ (મે) ઈતિહાસમાં

તા. ૧ આફ્રિકાના મહાન શોધસફરી ડેવિડ લિવિંગ્સ્ટનનું આફ્રિકામાં મોબિયામો નદીને કાંઠે અવસાન ૧૮૭૩.

તા. ૪ શ્રીરંગપટ્ટણની લડાઇમાં ટીપુ સુલતાનનું મરણ, ૧૭૯૯.

તા. ૮ કવિવર રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ, ૧૮૬૧.

તા. ૧૦ મુગલ બાદશાહ બાબરે આગ્રા કબજે કર્યું, ૧૫૨૭.

તા. ૧૪ ઈંદોરની પ્રતાપી રાણી અહલ્યાબાઈનું લગ્ન, ૧૭૮૨.

તા. ૧૮ પૃથ્વી હૅલીના ધૂમકેતુના પૂંછડામાંથી પસાર થઈ, ૧૯૧૦

તા. ૨૧ નેપોલિયનની આખરી કેદનો ટાપુ સેન્ટ હૅલીના શોધાયો, ૧૫૦૨.

તા. ૨૫ ગુલામી પ્રથા વિરુદ્ધ વિલ્બર ફોર્સે કઢાવેલી ઝુંબેશથી બ્રિટિશ સલ્તનતમાં ગુલામી વેપાર બંધ થયો, ૧૮૦૭.

તા. ૩૦ ગુજરાતી સંસાર સુધારક અને કેળવણીકાર રા. બ. મહીપતરામ રૂપરામ નીલકંઠનું અવસાન, ૧૮૯૧.



### આ માસની વ્યક્તિવિશેષ
### આલ્બર્ટ આઈન્સ્ટાઈન

સાપેક્ષતાવાદનો નવો જ ને ક્રાંતિકારી સિદ્ધાંત સ્થાપનાર આધુનિક જગતનો આ ગહન ચિંતક, ફિલસૂફ તથા પ્રતિભાશાળી વિજ્ઞાનીનો જન્મ જર્મનીમાં ઈ. ૧૮૭૯ના મેની ૧૪મી તારીખે ઉલ્મ મુકામે એક યહૂદી ઈજનેરને ત્યાં થયો હતો. પહેલાં મ્યુનિકમાં ને પછી સ્વિટ્ઝર્લાંડમાં ઝૂરિશમાં અભ્યાસ પૂરો કરી શરૂમાં તેઓ બર્ન ખાતે સ્વિસ સરકારની પેટન્ટ ઑફિસના ઈજનેર થયા; ને તે પછી ૧૯૦૯માં ઝૂરિશ યુનિવર્સિટીમાં પ્રોફેસર થયા. ૧૯૧૪માં એ બર્લિન ગયા જ્યાં એમના નવા સિદ્ધાન્તના પ્રયોગો માટે એક વિશિષ્ટ મિનાર બાંધવામાં આવ્યો. ૧૯૧૫માં તેમણે પોતાનો સાપેક્ષતાવાદનો સિદ્ધાંત બહાર પાડી જગતને ચોંકાવી દીધું. ૧૯૨૧માં તેમને ભૌતિકશાસ્ત્ર માટે નોબેલ ઈનામ મળ્યું ને તે ઇંગ્લંડ ગયા, જ્યાં ૧૯૨૫માં તેમને મહાવિદ્વાનોને અપાતો કોપ્લે ચન્દ્રક તથા બીજાં અનેક સંમાનો વિવિધ દેશો તરફથી મળ્યાં. જર્મનીમાં નાઝીવાદના ઉગમની સાથે યહૂદીઓ પર જુલમો વરસવા શરૂ થતાં તે ૧૯૩૩માં અમેરિકા ચાલ્યા ગયા ને હાલ ત્યાં જ વતન કરીને રહ્યા છે.

તેમના સિદ્ધાંતનો સાર એ છે કે આ વિશ્વ સતત ગતિમાન હોવાથી તે વિકસ્યા કરે છે અને સંકોચાયા કરે છે; અને 'કાળ' (સમય) એ પોતે કોઈ સ્વતંત્ર પરિમાણ નથી, પરંતુ 'દિક્'ની સાથે સંકળાએલો છે. તેથી આપણે 'એક કલાક' કે 'એક માઇલ' એમ જે ચોક્કસ માપ સમજીએ છીએ તે ખરી રીતે નિશ્ચિત નથી, પણ એકબીજાને સાપેક્ષ હોઈ અમુક અમુક સ્થિતિમાં વધેઘટે છે.



અનુષ્ટુપ

હાથથી તીર છૂટયું તે હણે ના લક્ષ્ય, વા હણે,
હણે વાગ્તીર છૂટયું કે લક્ષ્ય-વેધક બેઉને.

—રમણલાલ સોની



ગુરુ નાનક મદીના થઈને બગદાદ ગયા તે વખતનો ત્યાંનો ખલીફ બહુ લોભી અને જુલ્મી ગણાતો. તે ગુરુને મળવા ગયો ત્યારે નાનકે તેને બોધ કરવા સો કાંકરા એકઠા કરી રાખ્યા. ખલીફાએ તેનું કારણ પૂછતાં નાનકે કહ્યું, 'આપને એ અનામત તરીકે સોંપવા આવ્યો છું.' 'એ પાછા ક્યારે સોંપવા?' એમ પૂછતાં ગુરુએ કહ્યું 'આપણે બધા જ્યારે કયામતને દિવસે મળીએ ત્યારે આપ આપની ધન-દોલત, જે આટલી મહેનતથી ભેગી કરો છો, તે પણ ત્યાં સાથે લેતા આવશોને ? એના ભેગા આટલા કાંકરા પણ લેતા આવજો' ખલીફ આનો મર્મ સમજી ગયો અને તે દિવસથી ધર્મમાર્ગી થઈ ગયો.

કહેવતોના અર્થ: 'પાડાને દરદ ને પખાલીને ડામ.' જૂના ધરગથ્થુ વૈદામાં ઘણાં દરદ અમુક નસ કે મજ્જાતંતુઓના ચોક્કસ સ્થાન ઉપર ડામ દઈને મટાડવામાં આવતાં. એ રૂપક લઇને યોજેલી આ કહેવત, ઉપાધિકારણ કોઈક હોય અને તેનો ઉપચાર કે પ્રતિકાર કોઇક પર કરવામાં આવતો હોય, અગર કોઇક ને વાંકે અન્ય કોઈને જ દંડવામાં આવતો હોય, એ સ્થિતિ દર્શાવવા વપરાય છે; અને તેથી જ આજે તેનું રૂપ પલટાઇને 'પાડાને વાંકે પખાલીને ડામ' એવું બની ... છે; પણ મૂળ કહેવત તો ઉપર મુજબ છે. એને મળતી બીજી કહેવતો: 'કરડે ગોંડલ, ને માર ખાય ખાટલો'; 'ખાઇ જાય ઘોડી ને માર પડે હરેડીને' વગેરે.

અનેકાર્થી શબ્દ: પીલવું=નિચોવાઇને કસ નીકળે તે રીને કચરવું અથવા દબાવવું તે; કપાસને લોઢવો તે; દુઃખ દેવું અથવા કનડવું; પીલાં નીકળવાં અથવા પાંગરવું તે.

ગણિતગમ્મત: કોઇ પણ રકમ ધારી, તેને અવળી કરી, ધારેલી રકમ સાથે ગુણો. આવે તેમાંથી ધારેલી રકમ બાદ કરો; અને પછી આવે તેને ધારેલી રકમ વડે ભાગો. ભાગમાં આવે તેમાં એક ઉમેરી તે રકમને અવળી કરો. આમ કરતાં જે રકમ આવશે તે તમારી ધારેલી રકમ જ હશે! —કાન્તિલાલ મ. જોષી

ઘણીવાર કઠણ લાકડામાં સ્ક્રૂ બેસાડવો બહુ વસમો પડે છે, એવે વખતે સ્ક્રુને સાબુમાં બોળીને (બેસાડીને કાઢી લઇને) પછી બેસાડવાથી સરળતા થશે.




આઠમી સદીથી ઉત્તર અને મધ્ય હિંદમાં રાજપૂત રાજ્યો વિકસતાં ગયાં તેમના સિક્કાઓ મોટે ભાગે સોનાના અને ત્રાંબાના હતા. રૂપું જવલ્લે જ વપરાતું. સોનાના સિક્કા સામાન્યતઃ ૬૦ા ગ્રેનના ડ્રામના વજનના રહેતા અને તે દ્રમ કહેવાતા; અને તેમના પર ઘણુંખરું એક બાજુ લક્ષ્મીની છાપ અને બીજી બાજુ નાગરી લિપિમાં રાજાનું નામ કોતરાતું. ત્રાંબાના સિક્કાઓ ઉપર એક તરફ ઘોડેસવાર અને બીજી બાજુ બેઠેલા નંદીની છાપ હોય છે. આ છાપના સિક્કા પહેલવહેલા ગાંધાર (અથવા ઓહિંદ)ના બ્રાહ્મણ રાજાઓએ રૂપા ઉપર પાડવા શરૂ કર્યા, જેમાં સ્પલપતિદેવનો સિક્કો બહુ જાણીતો છે તેની છાપ ઉપર આપી છે એમાં એક તરફ હાથમાં ભાલાવાળા ઘોડેસવારનું ચિત્ર છે અને બીજી બાજુએ બેઠેલા નંદીનું ચિત્ર તથા બેડોળ અક્ષરોમાં શ્રી સ્પલપતિ દેવ અંકિત છે. ઉપર જણાવ્યું તેમ આ પછી હિંદના બીજા રાજપુત રાજાઓ–દિલ્હીના તુમર અને ચોહાણો (પૃથ્વીરાજ વગેરે), કનોજના રાઠોડો અને અજમેર, બદાયું, નરવર વગેરેના રાજાઓએ આના જ અનુકરણમાં સિક્કાઓ પાડયા છે જેની અસર તેમની પછીના મુસલમાન આક્રમકોએ પણ ધારણ કરેલી

હાથામાંથી છુટ્ટું નીકળી આવેલું છરીનું પાનું બેસાડવા માટે બે ભાગ રાળ અને એક ભાગ ચાકનો બારીક ભૂકો હાથાના કાણામાં ભરી દઈ છરીનો એ છેડો લાલ તપાવી અંદર જોરથી ભરાવી દેવો. રસાયણ આગળી ઠંડું પડતાં સજ્જડ ચોસ લઈ લેશે.

ધારો કે ધ્રુવના તારાનો આજે જ નાશ થઇ જાય, તો પણ તેનો પ્રકાશ તો આપણને ચાળીસ વરસ સુધી દેખાયા કરે. તેના પ્રકાશને અહીં પહોંચતા એટલો બધો વખત લાગે એટલું તેનું અહીંથી અંતર છે. (પ્રકાશનો વેગ એક સેકંડના એક લાખ ને છયાસી હજાર માઇલ છે, તે હિસાબે ધ્રુવનો તારો કેટલા માઇલ દૂર હશે તે ૪૦ વરસની સેકંડ કરીને તેને ઉપલી રકમ વડે ગુણવાથી નીકળશે.)

ભલે આખા વિશ્વનું અંધારું ભેગું થાય, પણ એક નાની સરખી મીણબત્તીના પ્રકાશ તે બુઝાવી શકવાનું નહિ.

એવી શોધ થઇ છે કે માણસે પોતે એક વખત કરી હોય તેના જેવી જ આબેહૂબ બીજી સહી થવાની તક તો ૯૩૧૦ પરાર્ધ (—એટલે કે ૯૩૧૦ ઉપર સત્તર મીંડાં ચડે તેટલી સંખ્યા) વખત તે સહી કરે ત્યારે માંડ મળી જાય ગુનાશાસ્ત્રીઓ આ મુદ્દા ઉપર ખોટી સહી કરનારાને પકડી પાડી શકે છે.




રશિયામાં કોક-સાધીઝ નામનો ઉપર બતાવેલો છોડ થાય છે. તેનાં લાંબાં મૂળ (જુઓ બાજુનું ચિત્ર)માંથી રબર બને છે

દાળ કે ચોખાને માટે મૂકેલા આંધણની ઉપર ઢાંકણું ઢાંકવાને બદલે, એ તપેલી કરતાં જરા પહોળા કદનું વાસણ મૂકી તેમાં નીચેની તપેલીની વરાળની ગરમીથી બટેટાં કે એવું શાક પણ બાફી શકશો.



દષ્ટિફેરની ગમ્મત: બાજુના ચિત્રમાં સામાન્ય નજરે તો એક ટેબલને આપણે ઉપરથી જોતા હોઇએ એમ દેખાશે. પણ દષ્ટિફેર થતાં એવું પણ દેખાશે કે પાછલા બે પાયા જેના નીચે છે, અને આગલા બે પાયા ડાબી તરફ ઉપર છે, એવા ટેબલને તળિયેથી જાણે આપણે જોઇએ છીએ. એક વખત ચિત્રને ઉલટાવીને જોશો તો એ ખ્યાલ પકડાશે.



**ધરતીનાં છોરુ** — ચિત્રકાર• કનુ દેસાઇ

(લંડન પ્રદર્શનમાં રૉયલ ઇન્ડસ્ટ્રીઅલ ગૅલેરીઝમાં એક વખત મુકાયેલું ચિત્ર)

સૂરજ ને ચાંદ બે ભાંડુની જોડલી ઊતરી જે ધરી નભ-ઓવારે,
ધરતીના ભાઇ ને એનની બેલડી ઘરભણી વેગ-પગલાં વધારે;
વેરિયાં દાતણો, વેચિયાં ગુંથિયાં, લોહીની ઝાર શાકે વહી'તી,
વધ્યુંઘટ્યું ધાન વગીનાં વીણીને ચર્વતાં જાય ગુ આપવાની!




**ચિત્રો**

| | | |
|---|---|---|
| બંધઘાટ · શ્રીનગર | ફોટો · ડૉ. ડી. ડી. મહેતા | મુખપૃષ્ઠ |
| ધરતીનાં છોરુ | કનુ દેસાઈ | ત્રિરંગી મુખચિત્ર |
| આલાપ અને આરમ્ભ | અબ્દુર્રહેમાન ચુઘતાઈ | પાછલા પૂઠામાં |
| ફોટો-હરીફાઈનું પરિણામ | | ,, |

**કાવ્યો**

| | | |
|---|---|---|
| અહીં હું | સુન્દરમ્ | ૧૩૪ |

**ચરિત્ર**

| | | |
|---|---|---|
| કુંજુ નાયર | યોગેન્દ્ર પ્રિયદર્શી | ૧૩૭ |

**વાર્તા**

| | | |
|---|---|---|
| હીરાની વીંટી | | ૧૩૯ |

**લેખો**

| | | |
|---|---|---|
| આશા ઉત્સાહ ઉદ્યમ (ચિંતન) | રવિશંકર રાવળ | ૧૩૪ |
| પ્રવાસ મંજરી [૩] દિલ્હીથી આગળ | રે. ગ. રા | ૧૩૫ |
| વીજળીના દીવાનો ઇતિહાસ | વિજય પંડ્યા | ૧૪૧ |
| પિંગળ-પરિચય | કેશવરામ કા. શાસ્ત્રી | ૧૪૨ |
| ગુજરાતણ રૂપાદે : ભિલારણ કુરંગા | ઝવેરચંદ મેઘાણી | ૧૪૬ |
| રસદર્શન-૨૭ | હરિપ્રસાદ વ્ર. દેસાઈ | ૧૪૮ |
| સંસારનાં શહેરો-[૫૫] તબ્રીઝ | | ૧૪૯ |

**વિભાગો તથા પ્રકીર્ણ**

| | |
|---|---|
| તમને આવી કોઈ ટેવ ખરી કે? (ચિત્રજ્ઞાન) | ૧૩૩ |
| કસોટી | ૧૩૬ |
| Our Friends Abroad (પરદેશી મિત્રોના પત્રો) | ૧૫૦ |
| માધુકરી | ૧૫૧ |
| આ માસનું પંખી-બુલબુલ | ૧૫૧ |
| નવાં પુસ્તકો | ૧૫૪ |
| આ માસ ઇતિહાસમાં | ૧૫૪ |
| છેલ્લું પાનું | ૧૫૫ |

**ગ્રાહકોને**

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત એકાદ અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારીપૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઈ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.

કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૬; પરદેશમાં રૂ. ૭ ૮-૦ અથવા ૧૨ શિલિંગ. છુટક નકલના દસ આના. પાછલા વર્ષના અંકો અપ્રાપ્ય છે. જે કાંઈ દુષ્પ્રાપ્ય અંકો મળે છે તે દરેકની કિં. ૧-૪-૦.

જાહેર ખબરના સોલ એજન્ટ : મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ કંપની, મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઈ-૧; અમદાવાદમાં મૉડેલ ટૉકીઝ સામે, ગાંધીરોડ.



સ્વાદમાં ઉત્તમ



ત્વરિત પાચનકારક

ચોખ્ખું

વિટામીનવાળું

## ડાલ્ડામાં તળેલી પુરીઓ તમારા મોંમાં ઓગળી જાય છે—અને શકિત પણ આપે છે!

ડાલ્ડા તમારા ખોરાકમાં ભૂખ જગાડવા ઉપરાંત વધુ કરે છે—તે તમારો શકિતનો ખોરાક છે! જાણીતા પૌષ્ટિક સત્ત્વોથી ભરેલા આ સત્વર રૂચિકારક અને વિટામીનવાળા રાંધવાના સાધનદ્વાર તમારો હંમેશનો ખોરાક સુધારો. દરેક સ્ત્રી માટે ડાલ્ડા આશિર્વાદરૂપ છે—તે તેણીની સાદી વાનગીઓને પણ તેની લ્હેજતદાર સ્વાદથી સુંદર બનાવે છે અને તેણીના કુટુંબને વધારાની શકિત આપે છે.

★ ડાલ્ડા પાકશાસ્ત્ર (ફક્ત અંગ્રેજીમાં) ની મદદથી તમારા ખોરાકનું આયોજન કરો. તેમાં તેમનાં ખોરાકી તત્ત્વો માટે પસંદ કરાયેલી ૧૫૦ ઉપરાંત લ્હેજતદાર હિંદી વાનીઓની માહિતી છે. તમારી નકલ માટે ૪ આનાની ટિકિટો Dept. A393 P.O. Box No. 353. Bomb— ——ને મોકલો.





HVM. 49-23 GJ

THE HINDUSTAN VANASPATI MANUFACTURING CO., LTD.

# રેક્સોના

## ચામડીને સૌંદર્યભરી બનાવે છે

## . . . ચામડીનું આરોગ્ય જાળવીને






હા, કારણ કે રેક્સોના ચામડીના આરોગ્યને, જે ચામડીના સૌંદર્યનું સાચું કારણ છે તેને સક્રિય ઉત્તેજન આપે છે અને બચાવે પણ છે. ચામડીને લાલિત્યવાળી બનાવવાનો દાવો રેક્સોના યોગ્ય રીતે જ કરી શકે છે.

રેક્સોના આ કેવી રીતે કરે છે?

કેડીલ નામના ચામડીનાં ખાસ જંતુવિનાશકતાના ઔષધથી તે આ પ્રમાણે કરે છે. અને રેક્સોનાનું સત્વર બનતું વિપુલ ફીણ જ્યાંથી ચામડીની ફરિયાદો અને દર્દો વારંવાર થાય છે ત્યાં તેના દરેક છિદ્રમાં આરામ આપતા અને નિર્મળ કરતા કેડીલને ઊંડે લઇ જઇ શકે છે તેથી પણ.

**કૌટુંબિક વપરાશ માટે—રેક્સોના**

કુટુંબનો દરેક માણસ આ રમણીય, લીલા અને સત્વર ફીણ વળતા સાબુના ખાસ ગુણોની પ્રશંસા કરશે......
સ્ત્રીઓ તેની ખુબ પ્રશંસા કરે છે કારણ કે તે ચામડીના સૌંદર્ય ઉપર ક્રિયાત્મક અસર કરે છે. અને પુરુષો કારણ કે બીજા લોકો કરતાં તેઓ હંમેશા ચામડીને તંદુરસ્ત રાખવાની મુખ્ય અગત્યતા જાણે છે. અને બાળક માટે એનાથી વધારે



સારો અને સલામતવાળો કોઇ સાબુ નથી. રેક્સોનાનું સૌમ્ય ઔષધવાળું ફીણ દાહમાં આરામ આપે છે. અળાઇઓમાંથી રક્ષણ આપે છે અને બાળકની ચામડીને ઠંડકવાળી અને તાજગીભરી રાખે છે, દરેક માણસોએ રેક્સોના હંમેશા વાપરવો જોઇએ, કારણ કે તે 'ચામડીને સૌંદર્યભરી બનાવે છે.

★ રેક્સોનામાંનું કેડીલ જંતુવિનાશકવાળું, આરોગ્યદાયક અને પૌષ્ટિક તેલોનું ખાસ મિશ્રણ છે, જે ચામડીના આરોગ્ય ઉપર પ્રબળ અસર કરે છે. આરામ અને રક્ષણ આપતું કેડીલનું કાર્ય વૈજ્ઞાનિકો માન્ય રાખે છે અને તેની ભલામણ કરે છે.

રેક્સોના મલમ વાપરો. જખમ, સોજો, ગુમડાં ખુજલી, ચાંદા, ખીલ, અળાઇઓ, ફોલ્લા, દાદર, દરાજ અને ચામડીના ખરાબ દર્દો માટે આ મલમ વાપરો. જો કે માલ પુષ્કળ નથી છતાં ઘણા વેપારીઓ પાસે પ્રખ્યાત ત્રિકોણ આકારના ઘાટાઓ મળે છે.



RP 9-23 40 GJ

REXONA PROPRIETARY LIMITED

# અમૂલ્ય દાંત !



## તમારા હાસ્યને કેટલો વખત શણગારશે?

એક રમણીય હાસ્ય માનવીના અંતરનું પ્રવેશદ્વાર છે. દાંતના પાયાના કોહવાટથી તેને ભયજનક સ્થિતિમાં મુકતાં નહિ. આહ્લાદક એસ. આર. ટુથપેસ્ટથી* નિયમિત સ્વચ્છ કરતાં તેમને તે મજબુત પાયામાં નિર્મળ અને ચળકાટવાળા રાખવાની ખાત્રી આપશે.




* દાંતની ફરીયાદો માટે ડૉક્ટરોમાં જાણીતી [illegible] દવા સોડીયમ રીસીનોલીએટ તેમાં છે.

GSR. 26-50 GJ

D. & W. GIBBS LIMITED, LONDON, ENGLAND

# પ્રવાસ-મંજરી

### એક સંસ્કારયાત્રાનાં સંસ્મરણો

## [૩] દિલ્હીથી આગળ

દિલ્હીનું ભૌગોલિક સ્થાન અને વિશિષ્ટતા સમજવાને નકશો જોશો તો જણાશે કે ત્યાંથી એક રાત કે એક દિવસની રેલ્વેની મુસાફરીમાં અનેક ઉપયોગી અને પ્રસિદ્ધિવાળાં સ્થાનો આવેલાં છે. માત્ર થોડા કલાકના પ્રવાસથી પણ આગ્રા, મથુરા વગેરે જેવાં સ્થળે પહોંચી શકાય છે. દિલ્હી સુધી જનારાને સમય હોય તો ટૂંકી મુસાફરીથી એવો ઘણો લાભ લઈ શકે. આથી જ દિલ્હી સ્ટેશન હિંદુસ્તાનનું એક મોટામાં મોટું જંકશન ગણાય છે અને દરેક પ્રાંતના પ્રવાસીઓને ત્યાં થોડાક કલાક તો રોકાવાનું બને જ છે. ગુજરાતમાંથી જતા પ્રવાસીઓ માટે ત્યાંની 'ગુજરાતી સમાજે' એક સારું પણ સાંકડું આશ્રયસ્થાન બનાવ્યું છે જે સ્ટેશનની પાસે જ છે, એ વિષે આગળ કહીશ. પણ હાલ તો, રેલ્વે ઉપરાંત આસપાસના પ્રદેશોમાં ફરી વળવાને ત્યાં મોટર બસની જે વિપુલ સગવડ છે તે ઉપર પ્રવાસીઓનું ખાસ ધ્યાન ખેંચવું જોઈએ. એ મોટર બસના વ્યવહારથી દિલ્હીથી છેક મસૂરી સુધી, અને બીજી બાજુ લાહોર, રાવળપીંડી અને કાશ્મીર સુધી, તેમજ પેશાવરથી સળંગ કલકત્તા સુધી માલ અને ઉતારુઓની અવરજવર લાંબા થઈને બારે માસ ચાલુ રહે છે. દિલ્હીની આસપાસના ચાળીસ માઈલની વસતિ તો રોજ દિલ્હીમાં આવે-જાય છે. પ્રવાસીઓ આ બાબતની માહિતી મેળવી લે તો તેમને વખતનો બચાવ અને પ્રવાસની સગવડ જરૂર થાય.

### લૅન્ડક્રૂઝ-લાઈન

મેં મારા કુટુંબને લઈને હરદ્વાર અને હૃષિકેશ જવાનો મનસૂબો કર્યો ત્યારે રેલ્વેની ટિકિટો મેળવવાની અને ટ્રેન પર પહોંચવાની ખટપટ થવા માંડી. પરંતુ શ્રી યશવંત પંડ્યાએ ખબર મેળવી કે બાજુના લત્તામાંથી જ 'લૅન્ડ-ક્રૂઝ લાઈન' નામની એક મોટર સર્વિસ હરદ્વાર, દહેરાદૂન વગેરે સ્થળો માટે રોજ ચાલુ છે. બેઠકોની સંખ્યા કરતાં વધારે ટિકિટો કાઢતા જ નથી, અને તેની ૨૧ બેઠકોવાળી ગાડી પણ ઍર કન્ડીશનવાળી, એટલે ગરમી કે ઠંડીની અસર ન થાય એવી રચનાવાળી તથા કમાનની ગાદીઓવાળી છે જાણે ઇન્ટરના વર્ગ જેટલું. એટલે દિલ્હીથી હરદ્વારનું માત્ર આઠ કલાકનું ન્યૂ દિલ્હી અને જૂની દિલ્હીના ઉતારુઓ લઈ બપોરે બાર વાગ્યે ઊપડે તે સમયપત્રક પ્રમાણે જ મીરત જઈ અરધો કલાક રોકાય. ત્યાંથી ચારેક વાગ્યે રૂડકી પહોંચીને સાત કે સાડાસાતે હરદ્વારના અડ્ડા ઉપર દાખલ થઈ જાય. અને આ સાતઆઠ કલાકનો પ્રવાસ કરતાં છતાં એમાં જરાયે થાક કે કંટાળો આવતો નથી. એ તરફના રસ્તા બહુ સાફ અને બાજુ વાગી- વાળા છે. અમને એ પ્રવાસ ખરેખર ગમી ગયો. રસ્તામાં ગાડી થોભે ત્યાં જરૂરી હાજતોની સગવડો છે અને ચા-પાણી પણ મળે છે.

આ મોટરરસ્તે એક વિશેષ લાભ એ થાય છે કે ઘણાં ગામ-ગામડાં અને વસતિનું ખરું સ્વરૂપ જોવા મળે છે. દિલ્હી છોડ્યા પછી તરત જ પ્રજાનું જે સ્વરૂપ જોયું તે ખરેખર દુઃખદ હતું. સાદીનાં રૂ ભર્યાં અને ધાબળાં ઝૂંપડાંમાં અર્ધું નગ્ન અને ભૂખ્યું જનતાને જોઈ અંગ્રેજી હકૂમતે કેટલો કેર વર્તાવ્યો છે તેનો ખ્યાલ આવે. ઉત્તર આગળની નજીકમાં હિંદુસ્તાનને ગંગા-જમનાની નહેરોએ વરસાદના દુકાળથી બચાવ્યું




છે અને સારા વખતમાં ત્યાં દૂધ-દહીં અને ગોરસની રેલમછેલ લાગતી પણ આજે એ બધાંમાં ભેળસેળ પેસી ગયો છે રસ્તામાં કોઈ સારું મકાન દેખાય તો જાણવું કે એ કોઈ 'સ્યૂગર ફૅક્ટરી' કે કારખાનું હશે. શેરડીનાં સાંઠાંની કતારોની કતારો રસ્તે ચાલી જતી અને ખાંડનાં કારખાનાંનું કામકાજ ચાલુ રાખતી. કેટલાંક ગામોમાં તો ખાંડ અમે હજ઼ારબંધ વેચાતી જોઈ, જ્યારે દિલ્હીમાં અમે તેની એટલી તંગી અનુભવી કે ચા કરવા જેટલી પણ કુટુંબને માંડ જ પૂરી થતી. આજની નાકાબંધી અને અંકુશોની આ બધી ખૂબી હતી.

મીરતની લશ્કરી છાવણીનો વિસ્તાર, સફાઈ ને શિસ્તવાળા લોકોના મામૂલી પ્રજા અને મોકરો વચ્ચે નવો પડદો રજૂ કરતાં. રૂડકી તો મોટી વિખ્યાત એન્જીનીઅરિંગ કૉલેજ ધરાવે છે. અગાઉ અમે રોકાઈ ત્યાં જ એક 'નૅશનલ એમ્પોરિયમ' નામની સંસ્થા હતી તેમાં એન્જીનીઅરિંગ કામના બહુ મારું ઓજારો બનતાં જોયાં. એવા પ્રકારની કમ્પાસ-બૉક્સ, ટી સ્ક્વેર, ડ્રૉઈંગ બોર્ડ વગેરે એટલાં સરસ હતાં કે પરદેશી બનાવટને ભૂલી જવાય. પણ માલ એટલો ઓછો બને છે કે બહાર મોકલી શકાતો નથી. તેમાં માર્કેટિંગ વેપારીઓ હોય તો એ સુંદર કારીગરીનો લાભ આખા હિંદુસ્તાનને મળે અને ધંધો જ નાણું રોકાણ બચાવીને રહે. એ જ પ્રમાણે એક વેપારી ઉતારુ અમારી સાથે હતો તેણે હરદ્વારના જંગલમાં ટ્રી-પ્લાય-બોર્ડ (ત્રણ પડનાં પાટિયાં) બનાવવાનું કારખાનું કર્યું છે. તેણે વાત કરી ત્યારે જાણ્યું કે તેનો માલ કરાચી કે મુંબઈ સુધી પહોંચાડવાનું તેને સૂઝ્યું જ નથી.

### હરદ્વારમાં

સાંજે દીવાબત્તીના અરસામાં સાડાસાતને સુમારે અમે હરદ્વાર પહોંચી ગયા. દિલ્હીથી મેં કાંગડી-ગુરુકુલવાળા મારા મિત્ર શ્રી પં. દેવ વિદ્યાલંકારને ખબર આપ્યા હતા, એટલે તેમની તરફથી કોઈ મોટર બસ ઉપર મળશે એવી આશા હતી. પણ ટપાલની અનિયમિતતા આ જ હિંદુસ્તાનભરમાં ઘણી મૂંઝવણ ઊભી કરી રહી છે. સુભાગ્યે મેં દિલ્હીથી શ્રી દેવદાસ ગાંધી પાસેથી હરદ્વારમાંના 'બિરલા અતિથિગૃહ' માટે ચિઠ્ઠી લઈ રાખી હતી, એટલે મોટર પાસે સામાન ઉપડાવી અમે બિરલાના મુનિમજી પાસે પહોંચ્યા. તેમણે ચિઠ્ઠી વાંચી તરત નજીકમાં આવેલા બિરલા-ઘાટ ઉપરનું ગૃહ ખોલાવી



બિરલાઘાટ—હરદ્વાર (સ્કેચ ર. મ. રા.)

આપેલું. હરદ્વારના રસ્તાઓ સ્વચ્છ અને સીધા છે વીજળીના બંદોબસ્તથી રાત્રે પણ નિર્ભયતાથી ફરી શકાય છે.

બિરલા અતિથિગૃહમાં વીજળી અને હાજતોની અદ્યતન સગવડો છે તેમજ રસોડનાં જરૂરી સાહિત્ય પણ મળે છે. સારું આશ્રયસ્થાન મળતાં અમને બહુ સંતોષ થયો. અંધારાને લીધે બહારનું દૃશ્ય દેખાતું ન હતું; પણ ધીરેધીરે ખળખળ નાદ સાંભળ્યો, અને બારી ખોલી જોયું તો અમારું સ્થાન ખુદ ગંગાના પ્રવાહને સ્પર્શી રહ્યું હતું અને મકાનની નીચેની કમાનોમાંથી પ્રવાહ વહી રહ્યો હતો. મકાનમાંથી જ નીચે ઊતરીને ગંગામાં સ્નાન કરી શકાય એવી ગોઠવણ હતી.—જાણે ઘરમાંનો જ બાથરૂમ!

રાત્રે તો ફગાવારથી જ મસાલી લઈ અમે આરામ લીધો. પણ સવાર પડતાં જ ચોમેરનું મનોહર દૃશ્ય ખુલ્લું થયું. અમારું સ્થાન હરદ્વારના ઉત્તરના એકાંત ભાગમાં હતું. પાછળ ગંગાનો વિશાળ વેગવંત જલપ્રવાહ હિંદુસ્તાનના નીચેના પ્રદેશો પ્રતિ મહાવેગથી ધસી રહ્યો હતો. આગળના ભાગમાં સુંદર નાની સડક હતી અને સામે પહાડોની હારો લાગી હતી. સડકની સામી બાજુએ એક સંન્યાસી-આશ્રમ હતો. તેનું મકાન પાણી બાંધણીનું સરસ સગવડોવાળું હતું અને તેમાં એક સુંદર શિવાલય પણ હતું. નિરૂન માણસને સંન્યાસી થઈ રહેવું હોય તો અહીં ફાવેમાળમ સગવડ જણાઈ. પણ પાછળથી જાણ્યું કે ત્યાં પણ લાગવગ અને ભેદભાવનો સખત પવન છે.

ઉત્તર હિંદમાં પણ હવે ગુજરાત પેઠે ચાનો પ્રચાર થવા લાગ્યો છે. પણ હજુ પીવાની રીત જૂની છે. એ બાબતુ ક્લિષ્ટ અથવા એઠવાડનો ખ્યાલ બહુ હોવાથી એક વાર પીધેલું પાત્ર ફરકાવ્યા વગર બીજી વાપરતા નથી. એટલે આવી ખટપટથી બચવા લોકો માટીના નાના કેટલા વાપરે છે. દૂધ પણ ત્યાંની ફૂલ, ચા કે દહીં ફગો એટલે માટીના કેટલામાં મળે. પીને તે જમીન પર ફેંકી દેવાનો. પણ ગુજરાતીઓને એમાં ચાનો મોહક સ્વાદ મળે નહિ, એટલે મૂંઝાય છે.

કુટુંબનાં માણસોને આ વગર હિમગનું કામકાજ ફાવે નહિ, એટલે પહેલાં સવારની ઠંડીમાં હું ચાની શોધ કરવા નીકળ્યો. તે વખતે મોટી મોટી હવેલીઓ જેવાં ધર્મશાળાઓ હજુ બંધ હતી. દુકાનો પણ ઊઘડી ન હતી. પણ પહાડોમાંથી મજૂરી માટે ઊતરી આવતા કઠિયારાઓની ચારચાર પાંચપાંચની ટોળીઓ જોઈ. તેમની છાતી ઉપર માત્ર ચુણપાટનું ફાટેલું એક એક બદન હતું, અને બે હાથની અદબ વચ્ચે દબાવેલો કુહાડો ખભે રાખી શહેરીઓ માટે કે કારખાનાંઓ માટે જંગલો કાપવા જતા હતા. બંને બાજુ મોટા પ્રાસાદો જેવાં મકાનો, એ પ્રાસાદોમાં ગોઠવાએલા શેઠ-બંદાઓ અને વેપારીઓ, અને મહંતોનાં મકાનો તો કેટલાંક હવેલીઓ જેવાં સુંદર; અને તેમની વચ્ચેના નિર્જન રસ્તામાં આ કંગાલિયતનું ચિત્ર જોઈ મને વિચાર આવ્યો કે હિંદુ ધર્મ પોતાની હૂંફમાં આવેલા આ મનુષ્યપ્રાણી માટે શું કરી શક્યો છે? હિંદુસ્તાનમાં ખ્રિસ્તી અને મુસ્લિમ ધર્મે આવાં અનેક ઉપેક્ષિત પ્રજાજનોને જરા જેટલા સામાજિક અધિકાર અને સુખનાં આકર્ષણો આપી ધર્માંતર કરાવ્યું હોય તો તેમાં શી નવાઈ? હિંદુ ધર્મ અને એ ધર્મના આચાર્યો પોતાની ફરજ વિચારી શકતા નહિ હોય? એક તરફ લઠ્ઠ, હૃષ્ટપુષ્ટ સાધુબાવાઓને મોટાંમોટાં માલપુવાના પ્રસાદો, વસ્ત્રો અને સગવડો અપાય છે ત્યારે આ કંગાલ પહાડી પ્રજાને જ્ઞાન, પોષણ કે રક્ષણનાંયે સાંસાં છે. અને આપણે ઊજળા બનેલા નાગરિકો આપણી શારીરિક અને માનસિક નબળાઈઓથી નિષ્ક્રિય અને સ્વપરાયણ બની બેઠા છીએ.

ચાની ગોઠવણ કરી, ગરમ કપડામાં તેને લપેટી માંડમાંડ મુકામ પર લાવ્યો. પણ મને હરદ્વારમાં કાંઈ જ માત્રાભાવ સ્ફુર્યો નહિ. એક માત્ર ગંગાપ્રવાહ મારા મનની કવિતાને જગાડી શક્યો; અને ભાવિક સંગાથીઓએ 'હર કી પાવડી' નામે સ્થાન પર સ્નાનપાન કરાવ્યા દસ વાગ્યે અમે ટાંગો કરીને કાંગડી–ગુરુકુલ જવા નીકળ્યા.

# કસોટી

બુદ્ધિને કસના નીચેના પ્રશ્નોના ઉત્તરો પૃ. ૨૪૫ ઉપર આપેલા છે; પણ તે જોતાં પહેલાં તમે પ્રયત્ન તો કરી જુઓ.

(૧) એક લુહારે પોતાના ઉમેદવારની પરીક્ષા કરતાં કહ્યું, "જો, આ ૬ ફૂટ ને ૬ ઇંચ લાંબી લોઢાની પાટીનું વજન ૧૩ શેર છે; એટલે કે દર ૬ ઇંચે ૧ શેર વજન થાય છે. હવે તેના એવા ત્રણ ટુકડા કરી લાવ કે જે વડે આપણે ૧ થી ૧૩ શેર વજન સુધીનો બધો તોલ કરી શકીએ. તો ઉમેદવારે કેટકેટલા વજનના ટુકડા કર્યા હશે? (૨) કૃષ્ણની પત્ની દુઃખી હોય અને બારકની પત્ની બારકી હોય, વળી બારકી કૃષ્ણની પુત્રી હોય તો કૃષ્ણનો દીકરો કે જે કૃષ્ણનો પુત્ર છે તે બારકનો શો સગો થાય? (૩) ડાબી બાજુએ ગોઠવેલા ત્રિકોણમાંથી માત્ર ત્રણ જ સિક્કા ફેરવીને એ ફેરફારની રચના ઊંધી આવી કરી શકશો? (૪) એક




ખેડૂતે બે બળદ ખરીદ્યા પણ તે બંને પોતાને નફામાં જણાયાથી ૨૦૦ રૂપિયે પાછા વેચી નાખ્યા. તેમાં પહેલા બળદ ઉપર તેને ૨૦ ટકા નફો મળ્યો ને બીજા ઉપર ૨૦ ટકા ખોટ ગઈ. તો એકંદરે તેને નફો મળ્યો, ખોટ ગઈ કે સરભર થઈ રહ્યું? (૫) દુનિયાના દેશો એકબીજાની સાથે સરહદથી જોડાએલા તો હોય જ છે; તેમાં કયા બે દેશો વચ્ચે લાંબામાં લાંબી સરહદ છે? (૬) નીચેની વસ્તુઓ પ્રાણીજન્ય, વનસ્પતિજન્ય કે ખનિજ જે હોય તે જણાવો: રબર, મોતી, પેટ્રોલ, અમુક ગંધ, કપૂર, કસ્તૂરી.

અકિંચન દશા, અપમાનિત જીવન ને કઠોર કલાસાધનાનાં કપરા માર્ગ પર બેઠેલા જીવનની પુરુષાર્થકથા

# કથકલી કલાનાયક કુંજુનાયર

જેનાં માતા અને પિતા બંને એક ધનિકના ઘરમાં ગામડી ચાકર હતાં, જેના મોટા ભાઈને મદ્રાસમાં મજૂરી કરીને પેટ રળવું પડતું ને કૂબા જેવા માટીના નાના ઘર સિવાય જેના કુટુંબને બીજો જીવનાધાર ન હતો, એવો મલબારનો એક સામાન્ય જાતિનો અકિંચન બાળક આજે દક્ષિણ હિંદની કથકલી નૃત્યકલાનો અપ્રતિમ આકાર અને અનન્ય આવિષ્કારક થયો છે તેની જીવનકથા, એ અનેક અડચણો ને આઘાતો પર પગ મૂકીને ફેલી કપરી સફરની પુરુષાર્થકથા છે.

લેખક - યોગેન્દ્ર પ્રિયદર્શી

મલબારની અસ્તગતી કથકલી પેઢીના 'Big Three' જેવા ત્રણ મહારથીઓના તે આજે અગ્રણી વારસદાર અને નવી ઊગતી પેઢીના શિરોમણિ ગણાય છે. મલબારના સૌથી બુઝર્ગ ને કથકલી ગુરુઓના ગુરુ નૃત્યાચાર્ય શ્રી રામુન્ની મેનોનના તેઓ પટ્ટશિષ્ય છે ને પોતાના ગામ 'વાળેંકડા' ઉપરથી તેઓ 'વાળેંકડા કુંજુનાયર' તરીકે પ્રસિદ્ધ છે.

તેમની કથકલી-સાધના દીર્ઘકાલની અને બીજા બધા કરતાં કઠોર ગણાય છે. કથકલીનો અભ્યાસકાળ સામાન્યત બાર વર્ષનો હોય છે, પરંતુ શ્રી કુંજુનાયરનો અધ્યયનકાળ એ અવધિને પણ ઓળંગી જાય છે. ઘોર પરિશ્રમ અને અખંડ સાધનાથી તેમણે માત્ર તેત્રીસ વર્ષની વયમાં તો આજે પોતાના ગુરુજને શ્રી પણ અધિક સિદ્ધિ સંપાદન કરી છે આથી તેઓ મહાન ગુરુના મહાન શિષ્ય તરીકે પણ ઓળખાય છે

કથકલીનું તેમનું શાસ્ત્રીય જ્ઞાન પણ એટલું સર્વોત્તમ મનાય છે કે કથકલીના ઉત્તમોત્તમ અધ્યાપક તરીકે મલબારમાં તેમનું સ્થાન તેમના ગુરુ પછી બીજું જ આવે છે. કથકલીનું તેમના જેટલું તલસ્પર્શી, વ્યાપક અને શાસ્ત્રશુદ્ધ જ્ઞાન મલબારના અન્ય કોઈ પણ આચાર્યોમાં દૃષ્ટિગોચર થતું નથી. એકાદ અપવાદ બાદ કરતાં ગુજ... માં પણ પ્રત્યેક કથકલી નૃત્યકાર તેમના જ શિષ્ય છે.

તેમના ખરબચડા શ્યામવર્ણા મુખવાળા શરીરમાં પણ એક અજબ પ્રકારનું વ્યક્તિત્વ છે. તેમનું નિરાડંબરપણું કોઈને પણ મુગ્ધ કરે તેવું છે. અને ને ભાવ પરનું તેમનું પ્રભુત્વ અદ્ભુત છે ભાવ અને ક્રિયાની અત્યંત બળવાન અને પ્રાણભરપૂર અભિવ્યક્તિ તેમજ તેનું સૂક્ષ્મ, સ્પષ્ટ અને શુદ્ધ-સંપૂર્ણ સૌષ્ઠવ એ તેમના ઉત્તમ નૃત્યકાર તરીકેના ખાસ ગુણો છે તેમનામાં મહત્ત્વાકાંક્ષાનો અભાવ કે આગળ આવવાની ઉદાસીનતા ન હોત તો તેઓ આજે માત્ર મલબારના જ નહિ પણ સમસ્ત ભારતવર્ષના નભોમંડળમાં તેજસ્વી તારકની જેમ ચમકતા હોત

શ્રી કુંજુનાયર (ફોટો: યોગેન્દ્ર પ્રિયદર્શી)

તેમનું મૂળ નામ તો કૃષ્ણ નાયર. તેમનો જન્મ ગોકુળ અષ્ટમીએ થયો હોવાથી તેમનું નામ પણ કૃષ્ણ જ પાડવું એવા કુટુંબીઓના આગ્રહથી ગામના વિષ્ણુમંદિરમાં તે મુજબ નામકરણ કર્યું પણ નિર્ધન સ્ત્રીને ધનકુબેર જડે તેમ, મોટી ઉંમરે આ બીજા પુત્રની પ્રાપ્તિનું ભાગ્ય સાંપડવાથી પ્રેમાર્દ્ર કુળ માતા નાના કૃષ્ણને 'કુંજુ' (નાનકો) ના હુલામણા નામથી બોલાવતી; અને એ નામ કાયમ રહી ગયું

મલબારમાં 'વાળેંકડા' નામના એક નાના ગામડામાં મોસાળમાં —માસીને ઘેર તેમનો જન્મ થયો. મલબારના રિવાજ મુજબ બાળકનું એ મૂળ ઘર ગણાય. એટલે તેમના જન્મથી જ તેમની મુશ્કેલીઓ શરૂ થઈ. માસીનો મોટો પુત્ર ઘર પરના પોતાના અધિકારમાં આ નવા ભાગીદારના આવવાથી દાઝે બળ્યો. આથી કુટુંબમાં કલહ ઊભો થયો. મસિયાઈ ભાઈ અનેક વાર કઠોર શબ્દો કહીને અસભ્ય વર્તાવ કરતા, પરંતુ અન્ય સ્થળે જઈ નિભાવ કરવાનો રસ્તો ન હોવાથી કુંજુની માતા તે બધું સહી લેતી. પણ અંતે વાત એટલે સુધી પહોંચી ગઈ કે એક વાર માતા નાના કુંજુને ખવડાવતી હતી ત્યારે મસિયાઈ ભાઈએ આવીને ખાવાનું વાસણ ફેંકી દીધું. માતાએ અત્યાર સુધી તો અનેક અપમાન ને કષ્ટ મૂંગે મોઢે સહ્યાં હતાં, પણ તે આ સાંખી શકી નહિ અને તે જ ક્ષણે ને નાના કુંજુને લઈને ત્યાંથી ચાલી નીકળી. ક્યાં જવું તે પ્રશ્ન હતો. આખરે તેના પતિ ગણપતિ નાયર, બાજુના ગામમાં એક ધનવાન નંબૂદ્રિ બ્રાહ્મણના ઘરમાં નોકરી કરતા હતા ત્યાં જઈને તે પણ કામવાળી તરીકે રહી ગઈ. ને ત્યાં માટીનું એક નાનું ઘર બાંધીને પતિપત્ની રહેવા લાગ્યાં.

સાત વર્ષની ઉંમરે મંદિરમાં જ ઘરની નિગાહ રાખતા એક ગુરુજીને ત્યાં કુંજુએ વિદ્યારંભ કર્યો ત્યાં મૂળાક્ષર વગેરેનો પ્રાથમિક પરિચય કરી ગામના પંડિતજીની પાઠશાળામાં તે દાખલ થયા

તે વખતે મલબારમાં જૂની પ્રણાલિકા મુજબનો વિદ્યાભ્યાસ જ ચાલતો. તેમાં પ્રથમ, જમીન પર પાથરેલી રેતીમાં વગડા આંગળીથી મૂળાક્ષરો લખતાં શીખવાતું. ત્યાર બાદ ગણપતિસ્તોત્રમ્, સરસ્વતીસ્તોત્રમ્, ગુરુ-અષ્ટકમ્, ગણાષ્ટકમ્, ભજગાષ્ટકમ્, ભક્તિપ્રભાવમ્ વગેરે સંસ્કૃત સ્તુતિગ્રંથોના ઈશ્વરવંદનાના શ્લોકો તેમજ નીતિસારમ્, અમરકોષમ્, વરરુચિકૃત વાક્યમ્ (જેમાં ગણિત, ખગોળ, જ્યોતિષ વગેરે વિષયોનો સમાવેશ થાય છે તે)નો અભ્યાસ કરાવવામાં આવતો ને ખાસ કરીને રામાયણ, મહાભારત ભાગવત વગેરે પુરાણોનું પારાયણ કરાવવામાં આવતું. લેખનગણિત વાંચ-

એકશ્રુતિ, દ્વિશ્રુતિ અને ત્રિશ્રુતિ પદોની આ ત્રણે સંજ્ઞાઓ પદ્ય-રચના માટે લક્ષ્યમાં રાખવી જરૂરી છે. અરબી પિંગળની વિશુદ્ધિનો ખરો આધાર આ શ્રુતિઓ ઉપર જ છે. તેથી ગુજરાતી ભાષામાં એ છંદો વાપરતાં ઉચિત ઉચ્ચારણ ઉપર જ સતત ખ્યાલ રાખવો જરૂરી છે; કેમકે ગુજરાતી ભાષામાં લઘુપ્રયત્ન અ, ઇ, ઉ પૂર્વની શ્રુતિનાં અંગ બની જઇને પૂર્વની શ્રુતિને ગુરુ બનાવી દે છે. દાખલા તરીકે 'ઘર'; કંઈ (જે બોલવામાં 'કૈ' બની જાય છે); લઉં (જે બોલવામાં 'લૌં' બને છે)

પૂર્વની શ્રુતિમાંનો સ્વર હ્રસ્વ હોય ત્યારે તો માત્રામાનની દૃષ્ટિએ એ શ્રુતિ ગુરુ બની રહેતા કાંઈ વિસંવાદ ઊભો થતો નથી; પરંતુ પૂર્વની શ્રુતિમાંનો સ્વર દીર્ઘ હોય છે (ખાસ કરી **આ, એ, ઓ**) ત્યારે એ સ્વરો પછીની શ્રુતિમાંના લઘુપ્રયત્ન **અ, ઇ, ઉ**ને કવિતામાં કેવું સ્થાન આપવું એ મૂંઝવણમાં નાખી દે છે. **આ, એ, ઓ** એ ત્રણે સ્વરોમાં પણ **આ** નો પ્રસંગ વિકટ બને છે; કેમકે **એ** અને **ઓ** તો આપણે ત્યાં હ્રસ્વ રૂપે પણ ઉચ્ચારાય છે અને તેથી લઘુપ્રયત્ન **અ, ઇ, ઉ**વાળી શ્રુતિ સહિત તે કવિતામાં ગુરુ રૂપે આવી શકે છે: જેમકે—

તુ રૂપ છે, હું **પ્રેમ** છું. તુ જીવ, હું શરીર.

આમાં '**પ્રેમ**' શબ્દમાં 'પ્રે' ગુરુ હોવા છતાં 'મ' તેમાં ભળી જઇને એક જ ગુરુ તરીકે ઉચ્ચારાય છે. પરંતુ—

જિગરનો **યાર** જુદો તો બધો **સંસાર** જુદો છે.

આ ગઝલનું બંધારણ ફારસી છંદોરચના પ્રમાણે આમ છે:

મફાઈલુન્, મફાઈલુન્, મફાઈલુન્, મફાઈલુન્

લ દા દા દા લ દા દા દા લ દા દા દા લ દા દા દા

એટલે, ઉપરની પંક્તિમાં કાળા કરીને બતાવેલા '**યાર**' અને સં'**સાર**'-માં અરબી-ફારસી છંદોરચના પ્રમાણે ત્યાં 'દા' અને 'લ' એમ બે જુદા શબ્દના રૂપમાં અથવા સ્વતંત્ર ઉચ્ચારવાળા 'દા' અને 'લ' આવવા જોઈએ: પૂર્વની શ્રુતિમાં ભળી જાય તે રીતના નહિ. આવા સ્થાને ફારસીમાં 'લ'થી શરૂ થતો શબ્દ મૂકવો વધારે અનુકૂળ થઇ રહે છે જેમકે નીચેની પંક્તિઓમાં ઘેરા કરેલા અક્ષરો જુઓ.

"અગર્ બાહી **દિ**લે રોશન તુરા **ત**ર્કે **હ**વસ્ બહેતર,

ચિરાગી દર **ક**ફે હર કસ બુવદ્ ઝબ્તે **ન**ફ્સ્ બહેતર."

આ ઉદાહરણમાંના **દિ, હ, ક** અને **ન** એ મોટા અક્ષર જુઓ અને **યાર** તથા **સંસાર** સાથે સરખાવો. એ પંક્તિ ફારસી ગણયોજના પ્રમાણે આમ બોલાય:

જિગરનોયા રજુદોતો બધોસંસા રજુદોછે.

આપણી ગુજરાતી ગઝલો વગેરેની છંદોરચના અરબી ફારસી છંદોના શુદ્ધ રૂપને અદ્દલ અનુકૂળ કરવી હોય તો આ વસ્તુ સતત ધ્યાનમાં રહેવી જ જોઇએ. આપણે ત્યાં અરબી ફારસી પદ્ધતિએ અમુક મુસ્લિમ કવિઓ સિવાયના લગભગ બધા કવિઓની રચનામાં ઉપર બતાવેલા ખ્યાલનો ઘણે અંશે અભાવ જણાય છે; કેમકે એમની સામે સતત રહેતા હિંદી-ગુજરાતી માત્રામેળ છંદોને લીધે એમણે સંસ્કૃત અક્ષરમેળ છંદોને અનુસરીને લઘુપ્રયત્ન **અ, ઇ, ઉ**નો ખ્યાલ કેળવ્યો નથી હોતો. એટલે નવીન રચના કરનારે ઉપરની સૂચના ખાસ લક્ષમાં રાખી, આ નીચે દરેક છંદના આરંભમાં આપેલા એના પારિભાષિક માત્રામાનને જ ચુસ્તપણે અનુસરવું હિતાવહ છે.

એ ખાસ ધ્યાનમાં રાખવું કે અરબી-ફારસી છંદોનો 'એકમ' **શ્રુતિ** (syllable) ઉપર જ અવલંબે છે. અમુક છંદમાં અમુક શ્રુતિ હોય, એટલે એમાં બતાવેલા મુજબ જ 'દા' કે 'લ' આવવા જોઈએ. આમ કરવામાં એક 'દા'ને બદલે બે 'લ' મૂકવાને કારણે અક્ષરો વધુ-ઘટુ આવી શકે; પણ શ્રુતિઓ (સિલેબલ્સ) તો નિશ્ચિત સંખ્યામાં મુજબ જ આવે. જેમકે ઉપર બતાવ્યા મુજબ

મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્ મફાઈલુન્

એ છંદની શ્રુતિ આ મુજબ છે:

લ દા દા દા લ દા દા દા લ દા દા દા લ દા દા દા

તેમાં

લ લલૂ લલૂ લલૂ | લ લલ લલૂ લલ | લ લલ લલ લલ | લ લલ લલૂ લલ

એમ પ્રત્યેક 'દા'ના બદલે બબ્બે 'લ' કરી શકાય, પરંતુ એક 'દા'ના છેલ્લા 'લ' સાથે તેની પછીના 'દા'નો પહેલો 'લ' ભળી જઇને તેને ગુરુ (દા) બનાવી શકે નહિ.

## છંદો

આપણે ઉપર જોઇ ગયા તેમ અરબી પિંગળમાં છંદોના મુખ્ય પ્રકાર, અને એના વળી પેટા પ્રકાર અનેક છે, પણ એના ઊંડાણમાં ઊતરવું શીખનારાઓ માટે નિરર્થક છે; એટલે આપણને માત્ર પરિચિત છંદોમાંના મહત્ત્વના છંદનાં જ બંધારણ અહીં (બની શક્યાં તેટલાંનાં ઉદાહરણ સાથે) આપ્યાં છે.

**૧ તવીલ** (મુસમ્મન):૧૪ શ્રુતિ, ૨૪ માત્રા.

૧૧૧૧૧ ૧૧૧૧૧૧૧ ૧૧૧૧૧ ૧૧૧૧૧૧૧,

ફ ઊ લુ ન્, મ ફા ઈ લુ ન્, ફ ઊ લુ ન્, મ ફા ઈ લુ ન્ (૨૪)

લ દા દા, લ દા દા દા, લ દા દા, લ દા દા દા (૧૪)

**૨ કામિલ** (મુસમ્મન સાલિમ): ૨૦ શ્રુતિ, ૨૮ માત્રા.

મુતફાઇલુન્, મુતફાઇલુન્, મુતફાઇલુન્, મુતફાઇલુન્ (૨૮)

લલદાલદા, લલદાલદા, લલદાલદા, લલદાલદા (૨૦)

સરખાવો 'મુસ્તફ્ઇલુન્' (દ દાલદા) થતાં બનતો નં. ૧૨નો **રજઝ** (મુસમ્મન સાલિમ) છંદ.

**૩ કામિલ** (મુસમ્મન મઝમર): ૧૮ શ્રુતિ, ૨૮ માત્રા

મુતફાઇલુન્, મુસ્તફ્ઇલુન્, મુતફાઇલુન્, મુસ્તફ્ઇલુન્ (૨૮)

લલદાલદા, દાદાલદા, લલદાલદા, દાદાલદા (૧૮)

સરખાવો **કામિલ** (મુસમ્મન સાલિમ ને **રજઝ** મુસમ્મન સાલિમ) નં. ૨ તથા નં. ૧૨ના ગણના મિશ્રણથી. વળી સરખાવો 'હરિગીત'.

**૪ કામિલ** (મુસદ્દસ સાલિમ): ૧૫ શ્રુતિ, ૨૧ માત્રા

મુતફાઇલુન્, મુતફાઇલુન્, મુતફાઇલુન્ (૨૧)

લલદાલદા, લલદાલદા, લલદાલદા (૧૫)

**૫ કામિલ** (મુસદ્દસ મુઝમર મઝાલ): ૧૩ શ્રુતિ, ૨૧ માત્રા

મુતફાઇલુન્, મુસ્તફ્ઇલુન્, મુસ્તફ્ઇલાન્ (૨૧)

લલદાલદા, દાદાલદા, દાદાલદા (૧૩)

જુઓ **કામિલ** (મુસદ્દસ સાલિમ) નં. ૪.

**૬ વાફિર** (મુસમ્મન સાલિમ): ૨૦ શ્રુતિ, ૨૮ માત્રા

મફાઇલતુન્, મફાઇલતુન્, મફાઇલતુન્, મફાઇલતુન્ (૨૮)

લદાલલદા, લદાલલદા, લદાલલદા, લદાલલદા (૨૦)

સરખાવો આ પછીનો **હઝજ** (મુસમ્મન સાલિમ) નં ૭

**૭ હઝજ** (મુસમ્મન સાલિમ): ૧૬ શ્રુતિ, ૨૮ માત્રા

મફાઈલુન્, મફાઈલુન્, મફાઈલુન્, મફાઈલુન્ (૨૮)

લદાદાદા, લદાદાદા, લદાદાદા, લદાદાદા (૧૬)

કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે,

ખરા ખંજર સનમનામાં રહમ ઊંડી છુપાઈ છે. (મસ્તિકલાલ)

**૮ હઝજ** (મુસમ્મન મક્ફૂર અખરબ): ૧૪ શ્રુતિ, ૨૨ માત્રા

મફ્ઊલ, મફાઈલ, મફાઈલ, ફઊલુન્ (૨૨)

દાદાલ, લદાદાલ, લદાદાલ, લદાદા (૧૪);

દિલદાર ન કંઈ પ્યાર એ દિલદાર સબર લે;
ગમખ્વાર જિગરખ્વારની કૈં યાર ખબર લે '(બાલાશંકર)

આમાં છેલ્લે લઘુપ્રયત્ન અ-શ્રુતિવાળો શબ્દ આવી શકે.

૯ **રમલ** (મુસમ્મન મશ્કૂલ મહઝૂફ): ૧૫ શ્રુતિ, ૨૬ માત્રા

ફાઇલાતુન, ફાઇલાતુન, ફાઇલાતુન, ફાઇલુન (૨૬)
દાલદાદા, દાલદાદા, દાલદાદા, દાલદા (૧૫)
જેટલા મુખનો થવા ચાહે અરીસો આય પતીલ,
તેટલા ટુકડા થવા દે જિંદગીના જામના (પતીલ)

સરખાવો નરસિંહરાવનો 'ખંડ હરિગીત'. આ છંદમાં છેડે એક 'લ' ઉમેરતાં ૧૬ શ્રુતિ અને ૨૭ માત્રાનો **રમલ** (મકસૂર) ને 'દા' ઉમેરતાં ૧૬ શ્રુતિનો અને ૨૮ માત્રાનો **રમલ** (મુસમ્મન) બને છે.

૧૦ **રમલ** (મુસમ્મન મશ્કૂલ)–૧૬ શ્રુતિ, ૨૪ માત્રા

ફઇલાત, ફાઇલાતુન, ફઇલાત ફાઇલાતુન (૨૪)
લલદાલ દાલ દાદા, લલદાલ દાલ દાદા (૧૬)
સમજી ગયો હવે હું પરિણામ દિલલગીનું,
મરવા વિના કશું યે નથી કામ જિંદગીનું. ('શાદ' શહેરી)

આ છંદના ઉચ્ચારણમાંના બંને 'લલદ લ'ને સ્થાને 'દાદાલ' થઈ જતાં જુઓ **મુઝારિઅ** (મુસમ્મન અખરબ) નં. ૧૪; અને છેલ્લો 'ફાઇલિયાન' થતાં **રમલ** (મુસમ્મન મશ્કૂલ મુસબ્બગ) થાય છે.

૧૧ **રમલ** (મુસદ્દસ મહઝૂફ): ૧૧ શ્રુતિ, ૧૯ માત્રા

ફાઇલાતુન, ફાઇલાતુન, ફાઇલુન (૧૯)
દાલદાદા, દાલદાદા, દાલદા (૧૧)
વિશ્વવ્યાપી છે છતાં સંતાય છે,
એ સનમ શરમાય છે, શરમાય છે. (સમારસા ઉ)

૧૨ **રજઝ** (મુસમ્મન સાલિમ): ૧૬ શ્રુતિ, ૨૮ માત્રા

મુસતફઇલુન, મુસતફઇલુન, મુસતફઇલુન, મુસતફઇલુન (૨૮)
દાદાલદા, દાદાલદા, દાદાલદા, દાદાલદા (૧૬)
બલિહારી તારા અંગની રંગોળીમાં દીઠી નહીં,
સમ્રાટ તારા દિલની મેં મજમા દીઠી નહીં.(બાલાશંકર)

સરખાવો આપણો શુદ્ધ 'હરિગીત'. વળી દરેક અણુ મુતફાઇલુન થતાં **કામિલ** (મુસમ્મન સાલિમ બને છે); જુઓ નં. ૨.

૧૩ **રજઝ** (મુસદ્દસ સાલિમ): ૧૨ શ્રુતિ, ૨૧ માત્રા

મુસતફઇલુન, મુસતફઇલુન, મુસતફઇલુન (૨૧)
દાદાલદા, દાદાલદા, દાદાલદા (૧૨)
તું યાર ક્યાં ? દુશ્મન ક્યો ? જાણું નહીં !
આ દિલ ધડકતું જાય ક્યાં ? જાણું નહીં ! ('કલાપી')

૧૪ **મુઝારિઅ** (મુસમ્મન અખરબ): ૧૪ શ્રુતિ, ૨૪ માત્રા

મફઊલ, ફાઇલાતુન, મફઊલ, ફાઇલાતુન (૨૪)
દાદાલ, દાલદાદા, દાદાલ, દાલદાદા (૧૪)
રંગો વસંતના છે મુજ દાગદાર દિલમાં,
પુષ્પો ખીલી રહ્યાં છે સુરભિપ્રસર દિલમાં.('રૂસ્વા')

૧૫ **મુઝારિઅ** (મુસમ્મન અખરબ મકફૂફ મહઝૂફ): ૧૪ શ્રુતિ, ૨૨ માત્રા

મફઊલ, ફાઇલાત, મફાઇલ, ફાઇલુન (૨૨)
દાદાલ, દાલદાલ, લદાદાલ, દાલદા (૧૪)

૧૬ **મુઝારિઅ** (મુસમ્મન અખરબ મહઝૂફ): ૧૩ શ્રુતિ, ૨૨ માત્રા

મફઊલ, ફાઇલાતુન, મફઊલ, ફાઇલુન (૨૨)
દાદાલ, દાલદાદા, દાદાલ, દાલદા (૧૩)

૧૭ **મુતકારિબ** (મુસમ્મન સાલિમ): ૧૨ શ્રુતિ, ૨૦ માત્રા

ફઊલુન, ફઊલુન, ફઊલુન, ફઊલુન (૨૦)
લદાદા, લદાદા, લદાદા, લદાદા (૧૨)
વહું કે, બની તેની મલમલ મુલાયમ,
ગઈ છે રહી તન ઉપર કેવી કાયમ;
નહીં તાંતણો તાંતણાથી જુદો છે,
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે. ('પતીલ')

સરખાવો આપણો ભુજંગી છંદ.

૧૮ **મુતકારિબ** (મુસમ્મન મહઝૂફ): ૧૧ શ્રુતિ, ૧૮ માત્રા

ફઊલુન, ફઊલુન, ફઊલુન, ફઅલ (૧૮)
લદાદા, લદાદા, લદાદા, લદા (૧૧)
જગત્ વિશ્વની રેખ કુલ-પાંદડી
પરાગો સુરી ને સુંઘાડે સનાગ ('સ્નેહરશ્મિ')

૧૯ **મુતકારિબ** (મુસમ્મન અસરમ): ૧૦ શ્રુતિ, ૧૬ માત્રા

ફાઅ, ફઊલુન, ફાઅ, ફઊલુન (૧૬)
દાલ, લદાદા, દાલ, લદાદા (૧૦)

આને બેવડો કરતાં **મુતકારિબ** (મુસમ્મન અસરમ) થાય છે. આપણા 'ચરણાકુલ' અને 'સવૈયા' સાથે સરખાવો.

૨૦ **મુતકારિબ** (મુસમ્મન અસરમ મકસૂર); ૧૦ શ્રુતિ, ૧૫ માત્રા

ફાઅ, ફઊલુન, ફાઅ, ફઊલ (૧૫)
દાલ, લદાદા, દાલ, લદાલ (૧૦)

સરખાવો આપણી 'ચોપાઈ'.

૨૧ **મુતકારિબ** (મુસમ્મન અસરમ મહઝૂફ): ૯ શ્રુતિ, ૧૫ માત્રા

ફાઅ, ફઊલુન, ફાઅ, ફઅલ (૧૫)
દાલ, લદાદા, દાલ, લદા (૯)

સરખાવો આપણો 'જેકરી'.

૨૨ **મુતદારિક** (મુસમ્મન મખ્બૂન): ૮ શ્રુતિ, ૧૬ માત્રા

ફઅલુન, ફઅલુન, ફઅલુન, ફઅલુન (૧૬)
દાદા, દાદા, દાદા, દાદા (૮)
આહા પૂરી ખીલી ચંદા
શીતળ મધુરી છે સુખ-કંદા
પાણી પર તે રહિ છે પસરી
ઠરી આવે લેહર મદા. (નર્મદ શંકર)

આને 'વિદ્યુન્માલા' સાથે કશો સંબંધ નથી. પણ 'ચરણાકુલ' સાથે સરખાવી શકાય. આને બેવડો કરતાં **મુતદારિક** (મખ્બૂન) થાય.

૨૩ **મુતદારિક** (મુસમ્મન સાલિમ): ૧૨ શ્રુતિ, ૨૦ માત્રા

ફાઇલુન, ફાઇલુન, ફાઇલુન, ફાઇલુન (૨૦)
દાલદા, દાલદા, દાલદા, દાલદા (૧૨)

સરખાવો 'સ્રગ્વિણી'ના ચરણનું પ્રથમ અર્ધું.

૨૪ **મુતદારિક** (મુસમ્મન મખ્બૂન): ૧૨ શ્રુતિ, ૧૬ માત્રા

ફઇલુન, ફઇલુન, ફઇલુન, ફઇલુન (૧૬)
લલદા, લલદા, લલદા, લલદા (૧૨)

સરખાવો 'તોટક'; આને બેવડો કરતાં **મુતદારિક** (મખ્બૂન) બને.

## કાફિયા

અરબી ફારસી છંદોરચનામાં એક ખાસ વાત ખ્યાલમાં રાખવાની હોય છે. આપણે ત્યાં તો શબ્દાલંકારનો વિષય સ્વતંત્ર છે; શબ્દાલંકાર કવિતામાં ખાસ જરૂરી જ, એવું નથી; આપણે આની

(કુસુમાએ કહ્યું, 'હે બિરજન તમારા કૂવાનું પાણી તો રોજ-રોજ પીશ. પણ મારા બાપુનું ખોદાવેલું આ સાયર તો પછી દુર્લભ થઈ જશે.')

એક ઘૂંટ પી હનિ, દુસર ઘૂંટ પી હનિ રે ના,
શામા તિસરેમેં ગઈ સરઓરવા રે ના.

(કુસુમા સાયરમાં પાણી પીવા ગઈ. એણે એક ઘૂંટડો પીધો, બે ઘૂંટડા પીધા; ત્રીજા ઘૂંટડાની સાથે તે સાયરમાં ગાળાબોળ ઊતરી ગઈ.)

આ એક 'નિરવા-ગીત' અર્થાત્ નીંદણી-ગીત છે. યુક્ત પ્રાંત અને બિહારમાં કુસુમા રાનીનું આ લોકગીત કાછિયા સ્ત્રીઓ-મુખ્યત્વે ચમારણો-ખેતરમાં નીંદણી કરતાંકરતાં શ્રાવણ મહિનામાં ગાય છે. ઘંટી દળતાંદળતાં પણ બિહારી સ્ત્રીઓ આ જ ગીતના પાઠાન્તરો ગાય છે. બિહારમાં જે પાઠ ગવાય છે તેમાં છેલ્લી આઠેક પંક્તિઓ ઉમેરાએલી છે. એનો અર્થ એ છે કે આ રીતે તુરકને પોતાની બહેન હાથતાળી દઈ ગઈ તેના હર્ષમાં બહેનના ભાઈઓ તાંબુલ-પાન-ખાતા ખાતા ફરે છે. શ્રી ત્રિપાઠીજીનું માનવું એવું છે કે આ છેલ્લા પ્રસંગથી રસ પૂર્ણતાએ પહોંચે છે: આવી સતી બહેન પામવા બદલ ભાઈઓએ હર્ષિત થવું જ જોઈએ. આ મંતવ્ય બરાબર નથી લાગતું. મૂળ કાવ્ય-રસ કરુણનો છે, બહેનને રક્ષી ન શકનાર સગાંઓની શરમનો છે, બલિદાનની તીવ્ર વેદનાનો છે.

¹ ત્રિપાઠીજી લખે છે કે આ ગીત અંગ્રેજોને એટલું પસંદ આવ્યું કે 'લાઈટ ઑવ એશિયા'ના રચયિતા સર એડવિન આર્નોલ્ડે એનો છ પદ્યાનુવાદ કરેલો.

મૂળ મુદ્દો એ છે કે આ ઘટના છેક ગુજરાત ખાતે અલાઉદ્દીનની સાથે સંકળાઈ ગઈ. ગુજરાતી લોકકથાને કોઈ લોકગીતનો આધાર એટલે એમ માની શકાય કે બહારથી કંઠોપકંઠ અહીં આવેલો ના ચોટદાર કિસ્સો જનહૃદયમાં ફરેફરો, કથારૂપ ધારણ કરવા જેટલો કંઈક હજી ઘુંટાયો નહિ હોય. અલાઉદ્દીનની વાત કરાવનારી ટોકેની સાથે આ બનાવને સંબંધ નથી. ઘટના બની હશે તો કોણ જાણે ક્યાં. હિંદી લોકગીતના પણ પાંચ છ પાઠાન્તરો છે ને એ દરેક-માં પાત્રનામો જુદાં પડે છે. લોકગીતની ને લોકકથાની એ જાણીતી ખાસિયત છે કે સ્થળસ્થળની પ્રજા, જો એની વેધકતા અનુભવે તો પછી પોતાના સ્થળકાળની વચ્ચે એને અપનાવી બંધબેસતુ કરી લે છે.

આમ, લોકસાહિત્ય એ સ્થળ કાળ અને વ્યક્તિ પરત્વેના ઇતિહાસની બિલકુલ પાંગળી—બલકે ગેરમાર્ગે દોરવતી આધાર સામગ્રી છે, તથાપિ એ લોકસંસ્કારિતાનું જબરું આલેખ છે. એને શું ગમતું ને શું નહિ, કયા વિચાર એના અંતસ્તલમાં તીવ્રતાથી જડ ઘાલતા, કેવાના એકથી બીજા છેડા લગીના એ સમૂહ-મન (mass-mind) પર નાનીમોટી કઈ લહરીઓ પ્રકંપ જગાડતી ચાલી જતી, તેની તવારીખને એ નોંધતું હતું. અહીં એનું દૃષ્ટાંત છે. મુસ્લિમ શાસન પ્રત્યેની કડવી લાગણીએ જ આ કિસ્સો ક્યાંકથી લાવી ગુજરાતની એક વાત સાથે જોડી દીધો. બેશક એ કિસ્સો પૂર્ણ કાવ્યસ્વરૂપ ધારણ કરી શક્યો તે પછી જ લોકમાનસને એની આટલી વ્યાપક ચોટ લાગી

કથકલી કલાનાયક કુંજુ નાયર (અનુસંધાન પાછળના પૃ. ૧૪૮થી)

અગિયાર વર્ષ પર તેમણે મુંબઈ આવીને ત્રણ માસનો કથકલી નૃત્યવર્ગ ચલાવ્યો હતો. તેમાં મુખ્યત્વે તેમણે જાણીતા નૃત્યકાર નટરાજ વશી તેમજ તેમના કેટલાક જૂના શિષ્યોને કથકલી તાલીમનું પુનરાવલોકન કરાવ્યું હતું. તે દરમ્યાન કથકલીના શુદ્ધ શાસ્ત્રીય સ્વરૂપની સમજણ આપવાના ઉદ્દેશથી તેમણે મુંબઈની જનતા સમક્ષ કથકલી નૃત્યના કેટલાક ઉત્કૃષ્ટ પ્રયોગો રજૂ કર્યા હતા. ગુજરાત સાથેનો આ તેમનો પ્રથમ પરિચય હતો.

એમના જીવનની સૌથી કરુણ ઘટના તે એમની વહાલસોયી પત્નીનું અકાળે થએલું અવસાન. તે વખતે તેઓ પોતે સ્થાપવા માગતા કથકલી નૃત્યશાળાના ફાળા માટે નૃત્યપ્રયોગો રજૂ કરવા પોતાના શિષ્યો સાથે મુંબઈ આવ્યા હતા. પરંતુ નૃત્યનો પહેલો કાર્યક્રમ શરૂ થાય તે પહેલાં જ તેમને પત્નીના અણધાર્યા અવસાનના દુઃખાઘાતજનક સમાચાર મળ્યા. છતાં તેની કોઈને પણ જાણ થવા દીધા વિના નિશ્ચલ ધ્યેયનિષ્ઠાથી સર્વ પ્રયોગો તેમણે એટલી તો અસરકારક રીતે ભજવી બતાવ્યા કે તેમના પર આવી પડેલા એ કારમા આઘાતની કોઈને કલ્પના સરખીયે આવી નહિ અને પોતાના અદ્ભુત પ્રયોગોથી હાજર રહેલા સર્વ પ્રેક્ષકો પર 'એક મહાન કલાકાર'ની છાપ મૂકતા ગયા. પરંતુ તેમની એથીયે વિશેષ મહાનતાની પ્રેક્ષકોને ક્યાં ખબર હતી, કે આ સર્વ પ્રયોગો તેમનાં મૃત પત્નીના દેહ પર ખેલાયા હતા. એક તરફ પત્નીની ચિતાનો અગ્નિ પ્રજ્વલતો હશે ત્યારે બીજી તરફ આ પતિ ને વિલાસોલ્લાસયુક્ત નૃત્યાભિનય કરવો પડતો હતો' જીવનની આથી વિશેષ કરુણતા બીજી શી હોઈ શકે?

સંસારનાં શહેરો (અનુસંધાન આગળના પૃ. ૧૪૯થી)

જતા વ્યવહારમાર્ગની સાથે સંકળાઈ ગયું છે, તો બીજી બાજુએ તહેરાનથી તબ્રેઝ થઈને ત્યાંથી છેક કાસ્પિયન સમુદ્ર સુધી જતા ધોરી માર્ગને લઈને એ ઇરાનનું મુખ્ય લશ્કરી ને વ્યાપારી મથક બની રહ્યું છે.

છેક ૧૮૮૦માં કરવામાં આવેલા એક ઉલ્લેખમાં તો એને ૩૧૮ મસ્જિદ, ૧૦૦ જાહેર સ્નાનગૃહો, ૧૬૬ કારવાનસરાઈઓ ને ૨૬,૦૦૦ ઘરોવાળું વર્ણવવામાં આવ્યું છે. પણ આજે તો એનાં જૂનાં જોવા-લાયક સ્થળોમાં બઝીર મસ્જિદ અને કબુદ મસ્જિદ ગણાવી શકાય. બાકી તો ભૂખરાપીળા રંગનાં મકાનો અને પૂર્વી ઢબની સાંકડી શેરીઓ એની પ્રાચીનતાનો ખ્યાલ આપે છે. પુરાણો કિલ્લો તો સાવ ખંડિયેર થઈ ગયો છે.

બે લાખ ને સાઠ હજારની વસતિ ધરાવતું આ શહેર આજે પણ એની જૂની વ્યાપારી રોનક તો જાળવી જ રહ્યું છે. વેપારનું એવું જ મોટું મથક હોવા ઉપરાંત તે હુન્નરઉદ્યોગમાં પણ પ્રગતિ કરતું જાય છે. સુંદર ગાલીચાનો તેનો પરંપરાગત ઉદ્યોગ ધીકતો ચાલવા ઉપ-રાંત હમણાં ચામડાં કેળવવાનાં કારખાનાં, સૂતર-ઊનની મિલો અને સાબુ તથા સીગરેટનાં કારખાનાં ત્યાં વધ્યાં છે. આજુબાજુના પ્રદેશમાં થતાં દ્રાક્ષ, બદામ આદિ સૂકા મેવાની એની નિકાસ પણ જબરી છે.

સંકટ વટાવી જઈ શકે તે જ શ્રેષ્ઠ

જે કંઈ બોલો તેનો પૂર્ણ વિચાર કરો; પણ દરેક વિચાર બોલી બતાવતા નહિ.
ધર્મસિંધુ પર વિચાર કરવાના દિવસ ગયા; હવે તો કર્મબિંદુ પર મદાર બાંધવો પડશે.
સદ્વર્તન માટે ખર્ચ કોડીનો યે નથી થતો; પણ દુનિયામાં સૌથી વધુ કિંમત તેની અંકાય છે.
મનગમતું કામ મેળવીને પાર પાડે તે સુખી ખરો; પણ અણગમતું કામ પાર પાડી યશ મેળવે તે તો વીર.
આત્મચરિત્ર લખાઈ ગયા પછી તેમાં સુધારો થઈ ન શકે; પણ એ લેખને પ્રશંસનીય કરવો હોય તો નવાં પરાક્રમોથી ભરવણી કરો.



**ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી**
**જોયું ન જોયું છો બને જો એક યાદી આપની**



—કલાપી

અમેરિકાના પ્રથમ પ્રમુખ જ્યૉર્જ વૉશિંગ્ટનની રાજકચેરીમાં એક મોભાદાર જગ્યા ખાલી પડેલી. તેને માટે આવેલી અરજીઓમાં વૉશિંગ્ટનના એક નિકટના મિત્રની પણ અરજી હતી, અને સૌને ખાતરી હતી કે એ જગ્યા તે મિત્રને જ મળશે. પણ નિમણૂક જાહેર થઈ ત્યારે સાંભળનારા સૌ સ્તબ્ધ થઇ ગયા કે વૉશિંગ્ટનનો એક વિરોધી જ એ જગ્યાએ નીમાયો છે! કોઇએ ખુલાસો પૂછતાં વૉશિંગ્ટને ઉત્તર દીધો: 'જે જગ્યા માટે તેણે ઉમેદવારી કરેલી તેને મારો મિત્ર લાયક ન હતો, જ્યારે ચૂંટાનાર જ ખરો લાયક હતો. તે મારો વિરોધી હતો તેથી શું થયું? ન્યાય તો શક્તિવાનની જ કદર માગે.'

કહેવતોના અર્થ: 'ખાળે ડૂચા ને દરવાજા મોકળા'—એક બાજુ નાની નાની વાતોમાં કરકસર કે લોભ કરવામાં આવે અને તેની સાથોસાથ બીજી તરફ બેફામ વ્યય થતો હોય તેનું ધ્યાન કે દરકાર ન હોય, એવી સ્થિતિ દર્શાવવા માટે વપરાતી આ કહેવતને મળતી અંગ્રેજી કહેવત પણ જાણીતી છે: Penny wise and pound foolish. એના જેવી કહેવતો: 'છાશનો લોભ ને ઘીની મોકળ' 'સલીતા જાય ને ડોશી પૂણીઓ વીણે'; 'ઘીના ઘડા ઢળતા મૂક્યા ને કાચલી કોડિયા કોટે બાંધ્યાં'; 'અચ્છેર સારૂ દોટીએ જાય, ને દોઢ શેર ઘરમાં ઉંદર ખાય'; 'કોઠીમાં ફાંફણું ને રૂપિયે દાતાર'; 'હાથીના હાથી હાલ્યા જાય ને ગધેડાનો પાર પુછાય'; વગેરે.

અનેકાર્થી શબ્દ: કુંજર=હાથી; બ્રહ્મા; પેટ.

ગણિતગમ્મત: ૪૩૫૬ એ એવી ચાર આંકી સંખ્યા છે જેમાં ૩ થી ૬ સુધીના ક્રમિક આંકો વપરાયા છે. ખૂબી એ છે કે એ સંખ્યાને દોઢ ગણી કરશો એટલે એ જ સંખ્યાનાં આંકડા ઉલટાઇને ૬૫૩૪ આવશે! —(મ. ના. ખત્રી)

છીપની ચીજોને રખે ગરમ પાણી કે સાબુથી ધોતા! એથી એની ચમક ચાલી જશે. સાચો ઉપાય ચાકની ભૂકી અને ઠંડા પાણીના મિશ્રણથી તેને સાફ કરવાનો છે.

રંગેલા ફર્નિચર પર બેલતેલનું આછું પોતું જોરથી ઘસજો. સફાઇ ને ચમક બંને આવશે.



ગયા અંક સુધી આપણે મોટે ભાગે ઉત્તર હિંદના સિક્કાઓ વિષે જાણ્યું. દક્ષિણ હિંદના સિક્કાઓ વિષે થોડી પ્રાથમિક માહિતી આ અંકની 'માધુકરી'માં આપી છે, અને ત્યાંના ઇ પૂર્વેના સિક્કાઓ વિષે અંક ૨૫૬ માં થોડો પરિચય આપી ગયો છે.

દક્ષિણ હિંદમાં સાર્વભૌમત્વ ભોગવનાર પહેલો રાજવંશ ચાલુક્યોનો, જે હાલ ગુર્જર આગ્લાદના હતા. છઠ્ઠી સદીમાં પુલકેશી(૧લા) એ બીજાપુર પરગણામાં આવેલા બાદામીમાં તેની સ્થાપના કરી. જૂનામાં જૂનો ચાલુક્ય સિક્કો ઈ. ૬૧૫માં થઇ ગએલા વિષ્ણુવર્ધન રાજાનો મળે છે, જેના પર એક બાજુ તેલુગુમાં 'વિષમસિદ્ધિ' એવું એ રાજાનું બિરુદ અને બીજી બાજુ, બંને પડખે દીવાવાળા ત્રિશૂલનું આલેખન છે. આ ઉપરાંત ચાલુક્યોના પ્રતીક રૂપ વરાહની છાપવાળા ઘણા સિક્કા મળી આવ્યા છે. પૂર્વ વિભાગના ચાલુક્ય રાજાઓમાં ઈ. સ. ૧૦૧૨માં થઇ ગએલા નૃપતિ રાજરાજના ઘણા મોટા કદનો ચપટો સોનાનો સિક્કો ઉપર આપ્યો છે તેમાં વચ્ચે વરાહનું આલેખન ને ચોમેર શ્રી રાજરાજ, સ. (સવત) ૩૫, એવું લખાણ છે.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકામાંથી આશરે ૧૫૦૦ દૈનિક પત્રો નીકળે છે.



થીએટર આગળ ટિકિટ લેવા ઊભી રહેલી માણસોની આ હારની લંબાઇ તમે શું ધારો છો? એ થીએટરની ઊંચાઇ જેટલી જ છે ટૂંકી લાગે છે તે દૃષ્ટિભ્રમ છે.

> કોઇ માણસ એટલો લાંબો નથી હોતો કે જેથી તેને કદિ લંબાવું જ ન પડે: તેમ, એટલો ટૂંકો પણ નથી હોતો કે જેથી તેને કદિ વાંકા નમવું ન પડે.
>
> —એક કહેવત

મુંબાઈ યુનિવર્સિટી, નીચે જણાવેલી ભાષાઓનાં શિક્ષણ-પરીક્ષણની વ્યવસ્થા કરે છે: અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, કન્નડ, ઉર્દૂ, સિંધી, હિંદી, બંગાળી, સંસ્કૃત, પાલી, અર્ધમાગધી, ઈરાની, અરબી, ફ્રેન્ચ, જર્મન, પોર્ટુગીઝ, લૅટિન, હિબ્રુ, અવેસ્તા અને પહેલવી.

અમેરિકામાં થતા પાકનો ૨૦ લાખ એકર જમીન જેટલો પાક તો દર વર્ષે જીવાતનો ભોગ થઇ પડે છે.



અમેરિકાના ઑક્લાહોમા પ્રાંતના સૅન્ડ સ્પ્રિંગ્સ ગામના વતની વર્જિલ કૉબવ નામે આ માણસના માથા સોંસરી બંદુકની ગોળી નીકળી ગએલી તે છતાં તે જીવતો રહ્યો. ગોળી તેના માથામાં પાછળથી પેઠી ને બે આંખ વચ્ચે નાકના મૂળમાંથી બહાર નીકળી!

સાદા દેખાતા વીજળીના ગોળાની બનાવટમાં ૩૬ પ્રકારના વિવિધ કામોનું સંયોજન હોય છે અને તેને સંપૂર્ણ કરતાં લગભગ ૧૦૦૦ ક્રિયાઓ કરવી પડે છે.

જર્મનીમાં આવેલી રાઇન નદીના પ્રવાહનો જોશ એટલો બધો છે કે સ્ટીમથી ચાલતાં વહાણો પણ સામે પૂરે તેમાં સફર કરી શકતાં નથી. આથી આશાફેનબુર્ગ અને હામ્બર્ગ વચ્ચે આશરે ૧૮૦ માઈલનો બધો વહાણવ્યવહાર એક જાડી સાંકળને આધારે આધારે વહાણોને કટકેકટકે ચલાવીને કરવો પડે છે.

માર્ચ અંકમાં છેલ્લા પાનાના મથાળાની કાવ્યપંક્તિઓની નીચે કવિ તરીકે 'નાનાલાલ' નામ ભૂલથી આવી ગયું છે; ત્યાં 'પુનલાલ' વાંચજો.



1

# ધોકા મારવાથી થતું નુકશાન અટકાવવા ધોવા માટે આ રીત છે



2



3



4

સ્વચ્છ કરવા માટે ધોકા મારવાની પુરાણી રીતથી દર અઠવાડિયે બીનજરૂરી અને ખર્ચાળ નુકશાન—તમારા કાપડ અને ઉજરડા—કપડાને થાય છે.

નંબરવાળા આ ચીત્રોમાં વર્ણવામાં આવેલી ધોવાની નૂતન રીત અને નીચે આપેલી સુચનાઓ બતાવે છે કે તમારા કપડાં નુકશાનકારક રીતે કુટયા વિના ખરેખર કેવી રીતે સ્વચ્છ ધોવાય છે.

(૧) ધોવાનું વસ્ત્ર પુરેપુરૂં ભિંજવો — તમે નળ નીચે, ટબમાં, તળાવમાં કે ઝરામાં ભિંજવો તેથી કંઇ ફેર પડતો નથી.

(૨) જ્યારે તમે વસ્ત્ર આખું ભિંજાવ્યું હોય ત્યારે સનલાઇટ સાબુ તેના બધા ભાગોમાં લગાડો (મેલા ભાગોમાં સનલાઇટ વધારે પ્રમાણમાં ઘસો).

(૩) સાબુ લગાડેલા વસ્ત્રને ધીમેથી પણ સારી રીતે મસળો. ધોકા મારતા નહિ. સહેજ ગુંદો (તમે રોટલીની કણેક ગુંદો છો તે રીતે). કપડાના આણુએ આણુમાંથી સાબુવાળુ ફીણ, બહાર કાઢી નાખો. કપડાને ભાર દઈને મસળવાની જરૂર નથી અથવા તો તેના પર જોર કરવાની જરૂર નથી. જો તમે સારી રીતે મસળી ખાતરી કરશો કે સનલાઇટનું આપ મેળે કામ કરતું ફીણ મેલ સુધી પહોંચે છે તો એ ફીણ ધીરેથી બધો મેલ દૂર કરશે. આ સપથ ફીણમાં રહેલો "જીવંત" સાબુ જેવો મેલને અડે છે તેવો લગભગ તરતજ તેને છુટો પાડે છે—કપડાંમાંથી મેલને બહાર કાઢે છે અને ફીણ સાથે એવો ભેળવી દે છે કે જ્યારે તમે કપડાને ફીણમુક્ત કરી નીચોવો છો ત્યારે તમે તેને મેલમુક્ત કરી નીચોવો છો.

(૪) જેમાં હવે મેલ રહેલો છે તે ફીણ કાઢી નાખવા વસ્ત્રને નીચોવો.

સનલાઇટની આ નમ્ર રીતથી ધોવાયેલા કપડા ઘણાજ લાંબા સમય સુધી ચાલે છે.

## સનલાઇટ સાબુ કપડાં બચાવે છે




S. 77-23 GJ

LEVER BROTHERS (INDIA) LIMITED



**સર વૉલ્ટર રાલેનું બાળપણ** ચિત્રકાર : સર જૉન એવરેટ મિલે

ઇંગ્લૅંડના રાજ્યનો અમેરિકામાં વસાહતી વિસ્તાર સ્થાપવાનું સ્વપ્ન જોનાર ને તેને અમલમાં મૂકવા મથનાર દીર્ઘદ્રષ્ટા રાજપુરુષ, સાહસમદુરી અને લેખક સર વૉલ્ટર રાલે ઇલિઝાબેથના રાજ્ય અમલની અગ્રણી વ્યક્તિ હતો, અને અમુક રાજકીય મતવિચારો તથા નીતિરીતિને કારણે, રાણીના એક કાળના માનિતા પાત્ર એ જમાના હાથે આકરી જેલ અને અંતે દેહાંતદંડ ભોગવવો પડ્યો હતો, પોતાના જેલવાસમાં 'જગતનો ઇતિહાસ' લખનાર એ વિદ્વાન અને ચાણાક્ષબુદ્ધિ રાજપુરુષ ઇંગ્લૅંડે ઉપજાવેલો એક પ્રતિભાવાન નર થઈ ગયો એમાં શંકા નથી. પ્રજાના એવા મેધાવિન સાહસવીરના બાળપણનું આલેખન કરતું આ કલ્પનાચિત્ર યોગ્યરીતે જ એ પ્રજાસમસ્તનું અતિ પ્રિય પ્રેરણાચિત્ર બની રહ્યું છે. જેમને પોતાના જીવનનિર્વાહ માટે સમુદ્ર ઉપર જ આધાર રાખવો પડે છે એ બ્રિટિશ પ્રજાના હૃદયને સ્પર્શ કરતો એનો વિષય રોમાંચકારી છે. બે ઊગતા કિશોરોને સાગરનાં સાહસોની કહાણીઓ કહેતા એમાંના નાવિકની, દરિયાખેડથી ખડતલ બનેલી તામ્રવરણી કાયા, જાણે માનવીનાં સાહસ અને બહાદુરીનું પ્રતીક છે; અને એ કુતૂહલકથાઓને આતુર આંખે પી રહેલા કિશોરોની અનિમેષ નજરમાં મહત્ત્વાકાંક્ષાઓ મ્હોરતી લાગે છે. મૂળ ચિત્રની તીક્ષ્ણતા અને રંગભભક આ છાપમાં પૂરાં ઊતરી શક્યાં ન હોવા છતાં કુમારજીવનનું આ પ્રેરક ચિત્ર એના ઉદાત્ત પ્રેરક ભાવ, વાતાવરણી રંગાવટ, ને પ્રસંગને ઉચિત એવી બેઠક ને નાટ્યોચિત આલેખનકળાથી પૂરતું આકર્ષક તો બની જ રહે છે. ઢીંચણને હાથ વીંટાળી બેઠેલા વૉલ્ટર રાલે ને તેના સાથી કિશોરનાં પાત્રો કલાકારે પોતાના બે પુત્રો એવરેટ ને જ્યૉર્જને જ બેસાડીને ચીતરેલાં →





**ચિત્રો**

| | | |
|---|---|---|
| નૃત્ય-નાટ્યના કાર્યક્રમનું ડિઝાઇન | ક્યાલક્ષ ગાવડા | પૂઠું |
| સર વૉલ્ટર રાલેનું બાળપણ | સર જૉન મિલે | ત્રિરંગી મુખચિત્ર |
| અધ બાળા | ,, | પાછલા પૂઠાગું |

**કાવ્યો**

| | | |
|---|---|---|
| વિરાગ ? | રાજેન્દ્ર શાહ | ૧૫૭ |
| આવરી કાલનાં ગીત | નરેન્દ્ર દવે | ૧૫૭ |

**ચરિત્ર**

| | | |
|---|---|---|
| સર જૉન એવરેટ મિલે | ધનસુખલાલ કૃ. મહેતા | ૧૬૦ |

**નાટિકા**

| | | |
|---|---|---|
| સીદી અલી | યશોધર નર્મદાશંકર મહેતા | ૧૬૪ |

**લેખો**

| | | |
|---|---|---|
| કાગળ-પેન્સિલનો કીમિયો | ર. | ૧૫૭ |
| પ્રવાસ-મંજરી [૪] ગુરુકુલ કાંગડી | રવિશંકર રાવળ | ૧૫૮ |
| પ્રી-રાફેલાઇટ બ્રધરહુડ | ,, | ૧૬૧ |
| કવિવર રવીન્દ્રનાથના પત્રો | અનુ૦ રમણિક મેઘાણી | ૧૬૬ |
| સંસારના શહેરો-[૫૬] ડર્બન | | ૧૬૯ |
| રસદર્શન-૨૮ | હરિપ્રસાદ મ. દેસાઈ | ૧૭૦ |

**વિભાગો તથા પ્રકીર્ણ**

| | | |
|---|---|---|
| ભારતમેં અંગ્રેજી અમલ (ચિત્રજ્ઞાન) | 'ચકોર' | ૧૫૬ |
| કસોટી | | ૧૬૮ |
| Our Friends Abroad (પરદેશી મિત્રોના પત્રો) | | ૧૬૯ |
| માધુકરી | | ૧૭૧ |
| આ માસનું પંખી-શૌગીગી | | ૧૭૧ |
| આ માસ ઇતિહાસમાં | | ૧૭૩ |
| છેલ્લું પાનું | | ૧૭૪ |


**ગ્રાહકોને**

અમદાવાદની અશાન્તિ અને ટપાલની હડતાલને કારણે, આ અંક અત્યંત મોડો પ્રકટ થાય છે, તે વાચકો દરગુજર કરશે. તે સિવાય 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત એકાદ અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ દરકારી-પૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઈ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક: બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૬; પરદેશમાં રૂ. ૭-૮-૦ અથવા ૧૨ શિલિંગ. છૂટક નકલના દસ આના. પાછલા વર્ષના અંકો અપ્રાપ્ય છે, બે ચાર દુષ્પ્રાપ્ય અંકો મળે છે તે દરેકની કિં. ૧-૪-૦.




અમદાવાદની અશાન્તિને લીધે મોડા થએલો આ અંક નહિ મળવા વિષે અમને અનેક ગ્રાહકોના પત્રો મળ્યા છે. પણ ટપાલની હડતાલ દરમ્યાન ગેરવલ્લે જવાનો સંભવ હોવાથી હડતાલ ખુલી ગયા પછી જ અમે તે પોસ્ટ કરવો સલામત માન્યો છે. આશા છે કે ગ્રાહકો આ વિલંબ નિભાવી લેશે.








## ડાલ્ડામાં તળેલી પુરીઓ તમારા મોંમાં ઓગળી જાય છે—અને શક્તિ પણ આપે છે!

ડાલ્ડા તમારા ખોરાકમાં ભૂખ જગાડવા ઉપરાંત વધુ કરે છે—તે તમારો શક્તિનો ખોરાક છે! જાણીતા પૌષ્ટિક સત્ત્વોથી ભરેલા આ સત્વર રુચિકારક અને વિટામીનવાળાં રાંધવાના સાધનદ્વાર તમારો હંમેશનો ખોરાક સુધારો. દરેક સ્ત્રી માટે ડાલ્ડા આશિર્વાદરૂપ છે—તે તેણીની સાદી વાનગીઓને પણ તેની લ્હેજતદાર સ્વાદથી સુંદર બનાવે છે અને તેણીના કુટુંબને વધારાની શક્તિ આપે છે.




★ ડાલ્ડા પાકશાસ્ત્ર (ફક્ત અંગ્રેજીમાં) ની મદદથી તમારા ખોરાકનું આયોજન કરો. તેમાં તેમનાં ખોરાકી તત્ત્વો માટે પસંદ કરાયેલી ૧૫૦ ઉપરાંત લ્હેજતદાર હિંદી વાનીઓની માહિતી છે. તમારી નકલ માટે ૪ આનાની ટિકિટો Dept. A393 P.O. Box No. 353, Bombay ... ને મોકલો.

HVM. 48-23 GJ

THE HINDUSTAN VANASPATI MANUFACTURING CO., LTD.























☆ ફિલ્મ-નટીઓનો સૌંદર્ય સાબુ ☆

તમારી ચામડીને નવી રમણીયતા કેમ આપો નહિ! ૩૦ દિવસ સુધી રમોલાનો સાદો સૌંદર્યપ્રયોગ અજમાવો—તમે લક્સ ટૉયલેટ સાબુની સ્વચ્છ કરતી અને ઉત્તેજક અસરથી પ્રસન્ન થશો. તેનું સુવાસભર્યું ચપળ ફીણ તમારી ચામડીને સુંવાળી આનંદદાયક અને મખમલથી મુલાયમ બનાવશે. ફીલ્મ નટીઓનો એ સૌંદર્ય સાબુ છે— તમારા મહામૂલા ચહેરાની પણ તેને સંભાળ લેવા દો.

LTS. 138-50-40 GJ

LEVER BROTHERS (INDIA) LIMITED

# પ્રવાસ-મંજરી

એક વધુ સંસ્કારયાત્રાનાં સંસ્મરણો

## [૪] ગુરુકુલ કાંગડી



લેખક રવિશંકર રાવળ

હરદ્વારથી માત્ર ત્રણ જ માઇલ ઉપર, કાંગડી ગામની પાસે મોટા વિસ્તારમાં આર્યસમાજના મહાન્ નેતા સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીની તપસ્યાનું આ અમર ધામ વસેલું છે. જે વખતે હિંદમાં વિદ્યા, જ્ઞાન અને તપનો લોપ થઇ ગયો હતો, મંદિરો અને મઠોમાં પાખંડ, પ્રમાદ, હિંસા ને લાલચોથી ભોળી જનતાનાં દ્રવ્ય શીલ ને શક્તિનો દુર્વ્યય થઈ રહ્યો હતો તે સમયે સૌરાષ્ટ્રના એક નરવીરે બ્રહ્મચર્ય, જ્ઞાન અને વેદોક્ત વિધિઓનો સમુદ્ધાર કરનારું એક પ્રચંડ વાવાઝોડું ઉત્પન્ન કર્યું, અને એક મહાન સમુદાય એવો તૈયાર કર્યો કે જેમાંથી અડગ અને પ્રતિજ્ઞાબદ્ધ યુવાનો ને સન્નારીઓ તથા શ્રીમાનો ને સંન્યાસીઓના જૂથનાં જૂથ પ્રાચીન આર્ય પ્રજાની દીપ્તિ અને સર્વગ્રાહી આક્રમક શક્તિની આરાધના શરૂ કરી એ મહર્ષિ દયાનંદજીના પ્રતાપ અને શક્તિએ કંઈક પંડિતો તથા ધર્મને વિકૃત કરી રહેલી સંસ્થાઓને ધ્રુજાવી એમનાં વાક્યોમાં અમોઘ મંત્રશક્તિ હતી, એમના જ્ઞાનમાં પ્રચંડ દાહકતા હતી સર્વ ધર્મના પાખંડો પર એમણે સખત પ્રહારો કરી તેમને નિર્બળ બનાવી નાખ્યા અને બ્રહ્મચર્ય તથા વિદ્યાભ્યાસનો પુનિત ધ્વજ ફરકતો કર્યો. સ્ત્રીઓને અને અધમો ગણાતાને તથા ધર્માંતર કરી ગએલાઓને તેમણે પુનઃ દ્વિજત્વ અને વિદ્યાના અધિકારી ઠરાવ્યા. પ્રાચીન ઋષિઓની પ્રણાલિ સજીવન કરવા તેમણે પ્રજાને ઉદ્બોધ કર્યો. તેમાંથી મહાત્મા મુન્શીરામજી (સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી)એ એમનું બિરુદ પૂર્ણ કરવા હિમાલયની તળેટીના આ પ્રદેશમાં ગુરુકુળની સ્થાપના કરી અને પ્રાચીન પદ્ધતિ પ્રમાણે જ યજ્ઞદીક્ષા આપી અનેક બાળકોને બાર વર્ષના અખંડ બ્રહ્મચર્યની સાધના ને પંડિતો તથા જ્ઞાતાઓના સહવાસમાં રાખીને સંસ્કૃત, અંગ્રેજી તથા વિજ્ઞાનમાં પારંગત કર્યા. તેમના એ કાર્યને ઉત્તરોત્તર વિકાસ ને વૃદ્ધિ આપી આજની કક્ષાએ પહોંચાડનાર બીજી સમર્થ વ્યક્તિ તે આચાર્ય રામદેવજી. એ રીતે અહીં તૈયાર થએલા પંડિતજૂથે પુનઃ ભારતવર્ષમાં નવી સંસ્થાઓ જન્માવી આર્યસમાજ મંદિરો સ્થાપ્યાં અને ઠારોઠાર ધર્મના પાખંડો તથા જ્ઞાનની નિષ્ક્રિયતા પર સતત પ્રહારો કરી લોકમત જાગૃત કર્યો. આથી અન્ય સંપ્રદાયોને પણ વિદ્યાના પ્રચાર અને વિદ્વાનોના નિર્વાહ માટે નવી વ્યવસ્થા કરવાની ફરજ પડી, એટલું જ નહિ પણ યુરોપી કેળવણીથી વહી ગએલા હિંદી યુવાનો માટે ભારતીય સંસ્કૃતિ, સંસ્કૃત ભાષા અને શારીરિક સ્વાસ્થ્યનો મંત્ર આ ગુરુકુલમાંથી મળ્યો.



સ્વામી દયાનંદ સરસ્વતી



સ્વામી શ્રદ્ધાનંદજી

વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય, તપ કે વિદ્યાભ્યાસમાં બ્રહ્મચર્ય કેટલું મહત્ત્વ ધરાવે છે તે ફરીવાર ભારત સમજ્યું અને ગુરુકુલને આદર્શ તરીકે રાખી દરેક પ્રાંતમાં નવી સંસ્થાઓ જન્મી. રૂઢિચુસ્ત હિંદુઓએ ઋષિકુળ નામની સંસ્થા કરી, બંગાળમાં શાન્તિનિકેતન અને બીજી નાનીમોટી સંસ્થાઓ થઇ, ગુજરાતમાં નર્મદાકિનારે કેટલીક વિદ્યાર્થી સંસ્થાઓ થઇ; ભાવનગરનું દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન પણ આ ગુરુકુલના મહિમાનું જ ફળ હતું.

એક સમર્થ રાષ્ટ્રવિધાયક શું કરી શકે છે તે સમજવાને પ્રત્યેક ભારતવાસીએ કાંગડીનું ગુરુકુળ જોવું જ જોઇએ. મને પણ તે નજરે જોયા વિના કદિ તેનો ખરો ખ્યાલ ન આવી શકત. કાંગડી ગુરુકુલમાં બાર વર્ષનું વિદ્યાતપનું સત્ર પૂર્ણ કરી વિદ્યાલંકારની ઉપાધિ પામેલા મારા મિત્ર શ્રી શંકરદેવ મને અનેક વાર ત્યાં આવવા નિમંત્રણ આપતા, પણ ત્યાં જવાનો યોગ કદિ મળતો ન હતો. આ વખતે કૃતસંકલ્પ બની હું ત્યાં પહોંચ્યો.

### પ્રથમ દર્શન

કાંગડી ગામ થોડે દૂર રહે છે ત્યાં રસ્તા પર જ એક બાજુ મોટા અક્ષરે 'ગુરુકુલ કાંગડી' લખેલું કમાનદાર પાટિયું નજરે પડે છે. ત્યાંથી જ અંદર જવાનો માર્ગ છે અને ત્યાંથી જ એ વિશાળ સંસ્થાની હદ શરૂ થાય છે. લગભગ અરધા માઇલ સુધી એ રસ્તો ડામરથી બાંધેલો છે. તેની બંને બાજુ આંબા અને હિમાલયની મોંઘી વનસ્પતિ તથા તેનાં વૃક્ષોની છાયા છે, અને પછીના વિસ્તારમાં ખેતરો છે. જરા દૂર ગંગાની એક મોટી નહેર આશ્રમની એક હદ રચતી ચાલી જાય છે. થોડે દૂર જતાં જ એક ભવ્ય દરવાજો આવે છે, એની ઉપર તેમ જ બંને બાજુ અતિથિગૃહ છે, જ્યાં એક અધિકારી નવા આગંતુકની પૃચ્છા કરે છે. ગુરુકુલના જ કોઇ નિવાસીનો પરિચય તેને ન હોય તો આ સ્થળે તેને માટે વિશ્રાન્તિ અને નિવાસની વ્યવસ્થા કરી આપવામાં આવે છે. શ્રી શંકરદેવજીનું નામ લેતાં જ તેણે અમારા ટાંગાવાળાને બારોબાર રસ્તો બતાવી દીધો, જ્યાં બધા અધ્યાપકોનો નિવાસ હતો.

એક નાના ગામ જેટલો વિસ્તાર આ ગુરુકુલ માટે રોકવામાં આવ્યો છે, ને તેમાં ઠીકઠીક અંતરે ભવ્ય વિદ્યામંદિર, આયુર્વેદિક કૉલેજ, છાત્રાલય, સભાગૃહ વગેરેનાં આર્ય સ્વરૂપમાં બંધાએલાં મકાનો, હરદ્વાર કરતાં પણ વધારે શુદ્ધિ ને શુચિતાનાં પ્રતીક બની રહ્યાં છે.

અમે અધ્યાપકનિવાસમાં પહોંચ્યા ત્યાં એક મોટા મેદાનના વિસ્તારમાં શેર્મેરજોઠા ઘાટનાં પત્થરનાં મકાનો હતાં વચ્ચે એક વિશાળ વડલાએ છત્રમંડપ બનાવી દીધો હતો અને તેની નીચે શિક્ષકોનાં બાળકો ખેલી રહ્યાં હતાં. શંકરદેવજીનું ઘર પૂછતાં જ એક જણે બતાવ્યું અને અવાજ દેતાં તેમનાં શ્રીમતીજીએ દ્વાર ઉઘાડ્યું. સુડોળ, સુબદ્ધ, પ્રસન્ન સ્વાસ્થ્યયુક્ત એ ગૃહદેવીએ અમને સ્વાગતવચન કહ્યું અમને તેમનો પૂર્વપરિચય ન હતો, પરંતુ શંકરદેવજીએ તેમને અમારા સબંધે સર્વ કહી રાખ્યું હશે એમ લાગ્યું. તેમણે હિંદીમાં જણાવ્યું કે 'તેઓ (શંકરદેવજી) આપની પ્રતીક્ષા કરી રહ્યા છે ને મઈ ઠાયે જ' ગુજરાતી



ગુરુકુલ-કાંગડીની આર્ટ્સ કોલેજ તથા ગ્રંથાલયનું મકાન

ધર્મશાળામાં બંદોબસ્ત કરી આવ્યા છે. પુનઃ સમાચારના પત્રની જ રાહ જોતા હતા. હવે બેસો, હું તેમને ખબર આપું છું.'

સુંદર નાના બંગલાવાળા એ ઘરમાં પૂરી સગવડ હતી. પાછળ નાનો વાડો, ઓશરી, રસોડું, કોઠાર અને સ્નાનગૃહ હતાં. પાણીના નળ તથા વીજળીનો સંસ્થા તરફથી પ્રબંધ હતો. આખી સંસ્થા માટે અનાજ અને અન્ય ખાદ્ય પદાર્થોની દુકાન પણ નજીકમાં જ હતી.

શંકરદેવજીને આવતાં વાર થઈ એટલામાં તો તેમણે અમારા માટે ઉપાહાર તથા ચા-દૂધનો પ્રબંધ કરી નાખ્યો. શ્રી શંકરદેવજી આપણા ગુજરાતના જ બીલીમોરા પાસેના મલવાડા ગામના વતની છે, અને તેમનાં પત્ની પંજાબના જલંધર કન્યાવિદ્યાલયનાં સ્નાતિકા છે. તેમનો જન્મ અને ઉછેર બ્રહ્મદેશમાં થએલાં, પણ ઉત્તમ શિક્ષણ અને તાલીમથી ઘડાએલાં આ દંપતીને જોઈ આપણને એમ જ થઈ આવે કે સારાયે ભારતવર્ષની તરુણ પેઢીને આવી શરીરસંપત્તિ અને જીવનસ્ફૂર્તિ આપી સંસ્કાર કરનાર આવી વિદ્યાસંસ્થાઓ અનેકશઃ વિસ્તાર પામો. સંસ્થાએ તેમને પ્રમાણપત્ર આપ્યાં હશે, પણ હવે તો તેઓ પોતાના જીવનથી સંસ્થાને પ્રમાણપત્ર આપી રહ્યાં છે.

## ગુરુકુલ વિદ્યાલય

અમારી પાસે સમય થોડો હતો. બીજી તરફ સત્ર પૂરું થયું હતું, એટલે વિદ્યાર્થીઓ રજામાં ઘેર જવા માંડ્યા હતા. છતાં અમે ત્વરાથી બધું નિરીક્ષણ કરવા નીકળ્યા.. સંસ્થાનું સભાગૃહ એક ભાવનાનું જ સ્વરૂપ છે. બન્ને ય વચમાં એક વેદીની વ્યવસ્થા ખરી જ. ભીંતો પર પ્રાચીન ઋષિઓનાં ચિત્રો અને આદર્શ વાક્યમાળાઓ નજરે ચડે. પણ એ બધાં કરતાં યે, તમે ગમે ત્યાંથી બહાર નજર કરો એટલે ગંગાજીનાં અને બીજા જલપ્રવાહોનાં, સુંદર ગિરિમાળાનાં કે દૂર વિસ્તરતા અરણ્યનાં સુંદર દૃશ્યો નજરે પડે. નિસર્ગની આ પ્રાણદાયક અસર તળે વિદ્યાર્થીના અભ્યાસ અને ચિંતનને કેટલી પુષ્ટિ અને વેગ મળતાં હશે! સંસ્થાએ પણ અહીંની હવાનો પૂરો લાભ લેવા સુંદર બગીચા અને ફળઝાડોનાં વાવેતર કરેલાં છે. આપણી વેંત ભરી દે તેવા ત્યાં ઊગેલા ગુલાબગોટાઓ એ ભૂમિના દૈવતનો પ્રચાર કરતા હતા. વિદ્યાર્થીગૃહમાંથી નીકળતા વિદ્યાર્થીઓના દેહ પર નજર કરતાં કોઈ દૂબળો કે ક્ષીણકાય જણાયો નહિ. શંકરદેવજીએ કહ્યું કે આમાંનો એકેએક જણ ગંગાના વેગવત જલપ્રવાહમાં આસાનીથી તરી શકે છે. અંતમાંનું



સંખ્યાબંધ વિદ્યાર્થીઓને સમાવતા વિશાળ છાત્રાલયનો એક ભાગ

એને બદલે શક્તિભરી પીંછીથી એ ચિત્રનોનું માત્ર સૂચન જ કરતો. સરળ વાસ્તવિકતાનું સ્થાન બન્યું 'ઇમ્પ્રેશનિઝમ'થી ભરાયું.

૧૮૬૮-૭૦ નાં બે વર્ષમાં અનેક ચિત્રોની પરંપરામાં બે ચિત્ર ખાસ ધ્યાન ખેંચે છે: 'રાલેની બાલ્યાવસ્થા' અને 'તારણહાર'. આમાં 'રાલેની બાલ્યાવસ્થા' શાળાઓમાં બહુ જાણીતું ચિત્ર છે. એમાં એક ખલાસી દૂરદૂરના દેશોની મુસાફરીનાં સાહસકર્મોની વાત કરે છે અને તે બાળક રાલે અને એનો એક એવડી ઉંમરનો મિત્ર ઉત્સુક આંખે ધ્યાનપૂર્વક સાંભળે છે. કોઈ પણ સામાન્ય ચિત્રકાર આવા પ્રસંગને લાગણીશીલ બનાવી દેત, પણ આ મહારથીએ એને એ દોષથી મુક્ત રાખ્યું છે. આગળના ભાગમાં અતિ ઝીણવટભર્યું ચિત્રણ લઈ સમુદ્ર વગેરેને 'ઇમ્પ્રેશનિસ્ટિક' રીતે ચીતર્યાં છે.

૧૮૮૬માં તેનું સૌથી ઉત્તમ નહિ પણ સૌથી જાણીતું થયેલું ચિત્ર 'બબલ્સ' (પરપોટા) ચીતરાયું. આ ચિત્રમાં પોતાના પૌત્રને મિલેએ સાબુના ફીણના પરપોટા ઉડાડતો બતાવ્યો છે. એ ચિત્ર મિલેના એક મિત્રે વેચાતું લીધું હતું અને એ ચિત્ર પાસેથી, તેનો જાહેરખબરમાં ઉપયોગ કરવા માટે, જગપ્રસિદ્ધ 'પેર્સ' સોપ (જેને લોકો 'પીઅર્સ સોપ' કહે છે તે)ના બનાવનારાઓએ હક્ક લીધા. તે વેળા આ બનાવથી કલાની દુનિયામાં ખૂબ ઉહાપોહ થયેલો. એક મહાન ચિત્રકાર પોતાના ચિત્રનો જાહેરખબર માટે ઉપયોગ કરવા દે એ ઘણાં કલારસિયાં માટે આઘાત સમાન હતું. પણ આમાં ચિત્રકારે પોતે રજા આપી ન હતી એટલે એનો દોષ ન હતો.

ઘણા વિવેચકોના મતાનુસાર મિલેનું ઉત્તમ ચિત્ર તે તેણે ૧૮૭૪માં ચીતરેલું 'નૉર્થવેસ્ટ પૅસેજ' (આટલાંટિકમાંથી પાસિફિકમાં જવાનો ઉત્તર માર્ગ). એમાં એક નિવૃત્ત થયેલો વૃદ્ધ કપ્તાન પોતાના નાનકડા ખંડમાં ખુરશી ઉપર બેઠો છે. તેનો હાથ પકડી તેની મોટી ઉંમરની પુત્રી જમીન ઉપર બેઠીબેઠી બરફથી ઢંકાઈ ગએલા પ્રદેશોની મિતાએ કરેલી, મુસાફરીની નોંધપોથીનાં પાનાં વાંચે છે અને એ રીતે કપ્તાનનું પૂર્વ-જીવન ઉકેલે છે. ખંડને તરીમાર્ગના સાહસિક મુસાફરને શોભે તેવી વસ્તુઓથી અલંકૃત કરેલો છે. ઇંગ્લંડના જીવનનું જાણે પ્રતીક હોય તેવો આ પ્રસંગ મિલેએ અદ્ભુત રંગસજાવટ અને બે મનુષ્યાકૃતિઓની આશ્ચર્યજનક ગોઠવણીથી આલેખ્યો છે.


[ 'રાલેનું બાળપણું' ચિત્ર માટે મિલેનો પ્રાથમિક સ્કેચ.]

૧૮૮૫માં મિલેને 'સર'નો ઇલ્કાબ આપીને બૅરોનેટ બનાવવામાં આવ્યો. ૧૮૯૬ના ફેબ્રુઆરીમાં તેને લૉર્ડ લેઇટનના મૃત્યુથી ખાલી પડેલું રૉયલ ઍકેડેમીનું પ્રમુખસ્થાન આપવામાં આવ્યું અને તે 'પી.આર.એ.' (પ્રેસિડેન્ટ ઑવ ધ રૉયલ ઍકેડેમી) થયો. પણ તે સમયે તેને કૅન્સરનું દર્દ લાગુ પડી ચૂક્યું હતું અને એ સ્થાને માત્ર છ જ માસ રહી તે ૧૩મી ઑગસ્ટ, ૧૮૯૬ને દિને મૃત્યુ પામ્યો. તેના દેહને સેંટ પૉલના દેવળમાં દફનાવવામાં આવ્યો.

લગભગ ૬૭ વર્ષની વયે મિલે મૃત્યુ પામ્યો, છતાં એક રીતે તેનાં તે અકાળે મૃત્યુ પામ્યો એમ કહી શકાય. એનું આરોગ્ય એટલું સરસ હતું અને એનો બાંધો એટલો મજબૂત હતો કે આ વયે તેનું મૃત્યુ સહજ ન ગણી શકાય. વળી તેની ચિત્રકાર તરીકેની શક્તિઓમાં જરા પણ ક્ષીણતા નહોતી આવી. પણ 'પ્રોડિજી' કાં તો અકાળે મૃત્યુ પામે છે, કાં તો એમણે બાલ્યકાળમાં આપેલી આશાઓ ફળીભૂત નથી થતી, તેમ મિલેના સંબંધમાં ન બન્યું. એણે નવ વર્ષની વયે જે આશાઓ જગાડી તે પરિપૂર્ણ ખર આવી પૈસાને માટે એને કદી વિડંબણા વેઠવી પડી નથી. પોતાની કદર કરાવવા એને કદી બીજાં પ્રયત્નો કરવા પડ્યા નથી. કીર્તિ, લોકપ્રિયતા અને માનની શોધમાં એને કદી જવું પડ્યું નથી; ને આટલું છતાં,—એનું જીવન વહન સરળતાથી વહ્યું હતું છતાં,—એની અપ્રતિમ નૈસર્ગિક શક્તિઓ, જેમ સામાન્યરીતે બને છે તેમ, એ સરળતાને કારણે કુંઠિત ન થતાં દિનપ્રતિદિન વિકસતી જ ગઈ. હતી લોકપ્રિયતાએ એને કદી પોતાની મહાજનમાં એપરવાહ નહોતો બનાવ્યો. કલાકાર તરીકે છેવટ સુધી વફાદાર, મનુષ્ય તરીકે ઉદાર, મિત્ર તરીકે અતિશય સ્નેહાળ, દુશ્મન તરીકે હતો, બાળકોને ખૂબખૂબ ચાહનાર મિલે બ્રિટિશ ચિત્રકારોમાં વર્ષો સુધી લોકપ્રિય રહ્યો છે ને રહેશે. ધનસુખલાલ મહેતા


મિલેના બાળપણની સ્કેચબુકનાં આ પાનાં એની બાળપ્રતિભાની સમર્થ શક્તિ દર્શાવે છે

# સીદી અલી

સોળમી સદીના એક ઐતિહાસિક પ્રસંગની નાટિકા

લેખક
શ્રી યશોધર નર્મદાશંકર મહેતા

## દૃશ્ય પહેલું

સમય: ઈ. સ. ૧૫૩૬ની આસપાસ
સ્થળ: સુરતનું બંદર
પાત્રો: સીદી અલી અને મિસરી ખલાસીઓ

[સીદી અલી અને તેના ખલાસીઓ સુરતના બંદરે પોતાનાં ત્રણચાર વહાણોમાં આવી પહોંચે છે.]

મુખ્ય ખલાસી—નામવર! આ હિંદના મુખ્ય બંદરે આપણે આવ્યા: વિજેતા તરીકે નહિ. પણ ફિરંગી હાફલાથી નાસી છૂટેલા યોદ્ધાઓ તરીકે! કિસ્મતનો તમાશો અજબ છે.

અલી—હા, કિસ્મતની બેરહમ મશ્કરી. પાદશાહ સલામત સુલેમાન શાહના તાજમાં હિંદનો મહામૂલો મણિ ખુદાતાલાએ નિર્મેલો નહિ! જે હિંદને જીતવા આપણે નીકળેલા તે હિંદને શરણે આપણને ખુદાએ કર્યા! આપણે તો ખુદાની મરજીના ફક્ત ગુલામ છીએ.

[વહાણો બંદરમાં આવી પહોંચે છે. બંદરનો અમલદાર બીજા અમલદારો સાથે ડક્કા પર ધસી આવે છે.]

અમલદાર—ગુજરાતના સુલતાન બહાદુરના બંદરે કોણ છો તમે? મહેમાન હો તો સુલતાન બહાદુરના નમકહલાલ ખાદિમો આપને આવકારે છે. દુશ્મન હો તો સુલતાન બહાદુરના નમકહલાલ ખાદિમો શમશેરથી સામનો કરશે.

અલી—આદાબ અર્જ! સારા ઇસ્લામની ઇજ્જતના રક્ષણહાર પાદશાહ સુલેમાનના તુર્કી નોકરો ગુજરાતના કિનારે મહેમાન તરીકે આવ્યા છીએ અને ગુજરાતની મહેમાનગીરી ચાહીએ છીએ.

અમલદાર—તસલીમાતે અર્જ! શાહ સુલેમાનના સેવકને સુલતાન બહાદુરનો નમ્ર સેવક આવકારે છે.

[અમલદાર અલીને આવકારે છે અને એક માણસને વડા લશ્કરી અમલદારને બોલાવવા મોકલે છે.]

અલી—ગુજરાતની મહેમાનગીરી ને ગુજરાતનાં વહાણો સાતે સમુદ્રમાં મશહૂર છે. સુલતાન બહાદુરને મારે નમ્ર અર્જ ગુજારવાની કે મારાં વહાણોને સુરતના બંદરમાં સહીસલામત રાખે. હું મારા ખલાસીઓ સાથે હિંદ ખેડી જમીન રસ્તે તુર્કી જવા માગું છું.

અમલદાર—આપની મરજીને સુલતાન બહાદુર આવકારશે.

અલી—સુલતાન બહાદુરને ખુદા સલામત રાખે.

[એટલામાં વડો લશ્કરી અમલદાર આવે છે. અલી અને તે અમલદાર પરસ્પર નમે છે.]

લશ્કરી અમલદાર—બેશક, બેશક. ફિરંગીઓનાં ફિતૂર અને ફરેબનો સામનો કરવા સુલતાન બહાદુરની શમશેર તૈયાર છે.

અલી—ફિરંગી? ફિરંગીના દુશ્મન તે અમારા દોસ્ત, અમારા દોસ્ત તે ફિરંગીના દુશ્મન. હાથ મિલાવીએ. (બંને હાથ મિલાવે છે.) બોલો, સુલતાન બહાદુરના નમકહલાલ અમલદાર, શો હુકમ છે? શાહ સુલેમાનનો નોકર તેના પચ્ચાસ સિપાહી અને એકાવનમો પોતે, એકાવન શમશેર સાથે ફિરંગીઓનાં ધડ સરથી અલગ કરવા તૈયાર છે.

અમલદાર—નેક નામદાર શાહ સુલેમાનના અમલદારને હુકમ ન હોય, અર્જ હોય. ફિરંગીઓના ફરેબે એક જૂઠા ઉમેદવારને ઊભો કર્યો છે. ફિરંગીઓના ફરેબની પરવાહ સુલતાન બહાદુરને નથી.

અલી—સુલતાન બહાદુરને એવા ચાંચીયાઓ મારવાની તસ્દી ન પડે. મહેમાનગીરી પાળવાની એટલી તક સુલતાન બહાદુર અમને બક્ષે એટલી અર્જ.

અમલદાર—સુલતાન બહાદુર સલામત! શાહ સુલેમાન સલામત! નામદાર વજીર સાહેબને આપની અર્જ અબઘડી પેશ કરીશ. આદાબ અર્જ! (સલામ કરી લશ્કરી અમલદાર જાય છે અને થોડી વારે પાછો આવે છે. દરમ્યાન અલી અને ડક્કાનો અમલદાર અંદર અંદર વાતો કરે છે, જે રંગભૂમિ ઉપર સંભળાતી નથી.)

અમલદાર—આદાબ અર્જ! સુલતાન બહાદુરની શાહ સુલેમાનને સલામ. શાહ સુલેમાનનાં વહાણોનો સુલતાન બહાદુરના બંદરે ઇંતજામ થશે. શાહ સુલેમાનના સિપાહીઓની મદદ સુલતાન બહાદુર સાભાર સ્વીકારશે.

અલી—સુલતાન બહાદુર સલામત! ફિરંગીઓનું ખૂન શાહ સુલેમાનના સિપાહીઓની શમશેરોની તરસ છીપાવશે.

[પડદો]

## દૃશ્ય બીજું

સમય: એક મહિના બાદ
સ્થળ: અમદાવાદમાં સુલતાનનો દરબાર
પાત્રો: સુલતાન, વજીર અને અલી

[અલી વજીર સાથે ઊભો રહ્યો છે ને સુલતાન તખ્ત ઉપર બિરાજે છે.]

વજીર—ખુદાવંદ! ફિરંગીઓએ આ શખ્સની માગણી કરી છે. ફિરંગી એલચી જણાવે છે કે આપ આ શખ્સને ફિરંગીઓને સુપ્રત નહિ કરો તો ફિરંગીઓ સાથે ટંટો થશે. આપ હુકમ ફરમાવો.

સુલતાન—ફિરંગી એલચીને જાણ થાય કે ફિરંગીઓથી ગુજરાત બીતું નથી, ગુજરાતનો સુલતાન બીતો નથી, ફક્ત ગુજરાતનો વજીર બીએ છે, અને તે ફિકરીની બીના છે. ગુજરાતનાં વહાણ ફિરંગીઓને તેમના મુલક સુધી વળાવવા તૈયાર છે.

વજીર—ખુદાવંદ! ગુજરાતનો વજીર ફિરંગીઓથી બીતો નથી. ગુજરાતનો વજીર ફિરંગીઓને ફક્ત દુશ્મન નથી ઈચ્છતો.

સુલતાન—અને ગુજરાતનો સુલતાન શાહ સુલેમાનની બિરાદરી ઇચ્છે છે.

વજીર—હજૂર! શાહ સુલેમાન દૂર છે; ફિરંગી નજીક છે.

અલી—(ગુસ્સાથી વજીર તરફ જોઇને) શાહ સુલેમાન દૂર નથી, શાહ સુલેમાનની શમશેરથી ફિરંગીઓ દૂર છે. શાહ સુલેમાન શમશેરથી સર્વના દોસ્ત છે, સમજ્યા! (અલી તલવારની મૂઠ ઉપર હાથ મૂકે છે) અગર આપ શાહના નોકરને ફિરંગીઓને પેશ કરશો તો ગુજરાત શાહની જંગી સલતનતને પેશ થશે. ગુજરાતનું નમક ન ખાધું હોત તો હું આ ચેતવણી ન આપત, વજીરસાહબ! તમારી અક્કલનું જોર ગુજરાતને ફિરંગીઓ તરફ ધસડતું હોય તો ગુજરાતની કમનસીબી સમજો. (અલી અટકે છે; સુલતાન અને વજીર દિંગમૂઢ સાંભળી રહે છે; અલી ફરી આગળ બોલે છે) ફિરંગી દોસ્ત નહિ બને, પણ ઇસ્લામના તાજ સમા શાહ દુશ્મન થશે. વજીરસાહબ! શાહ સુલેમાન દૂર છે માટે નથી દેખાતા, કે નથી દેખાતા માટે દૂર છે? બુઝર્ગ છો તેથી આપની નજર લાંબું ન જોઇ શકે તે મુમકિન છે.

[અલી તપેલે ચહેરે વઝીરને જોઈ રહે છે. એનો હાથ તલવારની મૂઠ ઉપર જોર કરે છે. ગભરાએલો વઝીર નીચું જુએ છે. સુલતાન અલીને શાંત પાડે છે.]

સુલતાન—શાહ સુલેમાન અમારા દોસ્ત છે અને દોસ્ત રહેશે. ફિરંગીઓની દોસ્તી ખાતર શાહની દુશ્મનાવટ કરવા ગુજરાત રાજી નથી. બિરાદર! ગુજરાતના સેવક તરીકે ગુજરાતમાં રહો ને ગુજરાતના સેનાપતિ બનો.

અલી—શાહનો નોકર બીજાનો નોકર બની શકતો નથી. ફક્ત દોસ્ત કે દુશ્મન બની શકે છે. દિલગીર છું.

સુલતાન—તો બીજી શી મરજી છે? માગો.

અલી—ફક્ત એટલું કે મને આગળ જવા દો, ને ભોમિયા આપો.

સુલતાન—વઝીરજી! સરદાર અલીને જવા દો અને એમની સાથે ભાટ લોકોને ભોમિયા તરીકે મોકલજો. (અલી તરફ જોઇને) ભાટને ભોમિયા તરીકે રાખવાનું કારણ જાણો છો? ભાટની કે ભાટની સાથેના માણસોની છેડની કોઇ કરતું નથી; કેમકે ભાટ જો ત્રાગું કરે ને આપઘાત કરે તો લોકો આફત ગણે છે, અને ભાટના જીવ પાછળ પોતાનો જીવ આપે છે.

અલી—સુલતાન બહાદુરની રહેમ બદલ આભાર. મારી રાગશેરને એટલો આરામ મળશે. (સુલતાન અને અલી હસે છે.)

[પડદો]

## દૃશ્ય ત્રીજું

સમય:—છ મહિના બાદ
સ્થળ:—હુમાયૂંનો મહેલ
પાત્રો:—હુમાયૂં અને અલી

[અલી હુમાયૂંની સામે બેઠો છે]

હુમાયૂં—બિરાદર! તમારા ઉપર, તમારી બહાદુરી ઉપર મુઘલ શાહ હુમાયૂં આફરીન છે. તમારી બહાદુરીની તારીફ કરવા સુલતાનમાં મને વખત નહોતો, પણ દિલમાં દોસ્તી ઊગી ગઇ હતી. શેરશાહને ને મારા કમનસીબ ભાઇને તમારી મદદ વગર હું હરાવી ન શકત. જે તખ્તનશીન તે કોઇનો દોસ્ત નહિ તે કહેવતને અપવાદ છે. હુમાયૂં અલીનો દોસ્ત છે. અલીની શમશેર, અલીની શાયરી, અલીની કાબેલિયત એ તમામ પર હુમાયૂં ફિદા છે.

અલી—જહાંપનાહ! નાચીઝ છું. કદમબોસીની મુરાદ છે.

[હુમાયૂંને ઝૂકીને નમે છે.]

હુમાયૂં—બિરાદર! કદમબોસી શાહ સુલેમાનની કરજો. હુમાયૂં દોસ્ત છે ને દોસ્ત જ રહેશે. દોસ્તને દિલ ખોલીને હવે કહો.

અલી—ફરમાવો.

હુમાયૂં—શાહ સુલેમાનની સલ્તનત કેવડી છે?

અલી—શાહ હુમાયૂંની સલ્તનતથી બેવડી છે.

હુમાયૂં—કદમાં કે જોરમાં?

અલી—કદમાં ને જોરમાં બન્નેમાં.

હુમાયૂં—સોના ચાંદી ઝવેરાતમાં મુઘલ સલ્તનતને મુકાબલે?

અલી—સલ્તનતની શક્તિનાં માપ સોના ચાંદી ઝવેરાતથી નથી મપાતાં, લશ્કરી જોરથી મપાય છે.

હુમાયૂં—સાચી દોસ્તીથી નથી મપાતાં શું?

[અલી ઝાંખો પડે છે. પછી હુમાયૂં તરફ જોઇને ભાવથી હસે છે. થોડી વાર મૌન પ્રસરે છે].

અલી—જહાંપનાહ! રજા હો તો હવે હિંદ છોડી તુર્કસ્તાન જાઉં. ઘણું રહ્યો અને આપની મુહબ્બત ઘણી ચાખી.

હુમાયૂં—મુહબ્બતમાં મુસીબત પણ છે. ખગોળશાસ્ત્રને તમારી જરૂર છે, કેમકે હિંદની ખગોળગણત્રીઓ સુધારવાની છે. હિંદનો નૌકા કાફલો ઊભો કરવા મુઘલાઈને હજી તમારી જરૂર છે. વળી હિંદની શાયરી પણ તમારા વગર સૂની પડશે. અને (ઘણું જ ધીમેથી) ખુદ હુમાયૂંને તમારી જરૂર છે, ઘણી જરૂર છે. સમ્રાટના ફરમાનને ન ગણકારો પણ દોસ્તની આ અર્જને સ્વીકારો.

અલી—દોસ્તીનો દાવો પહેલો. પણ શાહાનશાહ! હું છું શાહ સુલેમાનનો ગુલામ. ગુલામ મિત્ર નકામો.

[દીનતાથી હુમાયૂં તરફ જોઈ રહે છે. હુમાયૂં અફસોસનો શ્વાસ મૂકે છે.]

હુમાયૂં—દોસ્તીની ગુલામી ચાહું. મારા દોસ્તનો તો હું ગુલામ છું. દોસ્તની જેવી મરજી.

અલી—તો ખત પર પરવાનગીની મહોર મારો.

હુમાયૂં—કાલ સવારે કેસરના કટોરામાં મુઘલ શાહનશાહ મુઠ્ઠી બોળશે ને અલીના પરવાનગીખત પર હુમાયૂંની મુઠ્ઠી છુટી બસશે.

અલી—દોસ્ત સલામત.

[ભારે હૈયે હુમાયૂં પોતાના મહેલમાંથી નીચે આવવા નીકળે છે; પરંતુ તેના પગમાંથી જાણે જોર ચાલ્યું ગયું હોય તેમ તે ચાલે છે. અલીના જવાના વિચારે તે ગમગીન છે. સીડી ઊતરતાં એકાએક તેનો પગ સરી પડે છે અને ગબડતો ગબડતો ભોંય પડે છે. અલી તેની પાછળ દોડે છે અને હુમાયૂંનું માથું પોતાના હાથ પર ટેકવે છે. હુમાયૂં અર્ધ બેભાન જેવો છે.]

હુમાયૂં—(ઘણા જ ધીરા અને દુઃખી અવાજે) દોસ્ત! તું જાય તે પહેલાં હું જાઉં છું.

અલી—આવી શી ઉતાવળ હતી? આપની આવી ઉતાવળ હું જાણતો હોત તો પરવાનગી ન માગત.

હુમાયૂં—આ છે દોસ્તીની ગુલામી, નહિ કે ગુલામીની દોસ્તી.

[માથું ઢળી પડે છે. અલીને લાગે છે કે પોતે હુમાયૂંનું શબ જ પકડી રહ્યો છે.]

અલી—હા. શાહ સુલેમાનનો હું ફક્ત ગુલામ, પણ હુમાયૂંનો તો હું દોસ્ત.

[પડદો ઘણો જ ધીમેથી પડે છે]

## દૃશ્ય ચોથું

સમય:—તે જ દિવસે કલાક પછી
સ્થળ:—હુમાયૂંનો મહેલ
પાત્રો: વઝીર અને અલી

અલી—વઝીરજી! હિંદે સમ્રાટ ખોયો, આપે માલિક, પણ મેં તો મિત્ર. મિત્રની વાત સાંભળો.

વઝીર—આપની વાત આપના મિત્રનો નોકર કેમ ન સાંભળે?

અલી—રાજતખ્ત સૂનું ન રહે. હિંદમાં મુઘલાઈનાં મૂળ હજી ઊંડાં નથી ગયાં. મારા દોસ્તે મેળવેલી સલ્તનત મુસીબતે પાછી મેળવી તે યાદ હશે. શાહજાદા અકબરને એ તકલીફમાંથી ઉગારી લેવા તે આપની તથા મારી ફરજ છે.

વઝીર—બેશક.

અલી—તો સાંભળો અને મારી સલાહ મુજબ કરો.

વઝીર—ખાત્રી રાખજો.

અલી—શાહજાદા અકબર રાજધાનીમાં ન પધારે ત્યાં સુધી શાહાનશાહ હુમાયૂં હયાત છે.

વઝીર—એટલે ?

અલી—એટલે શાહાનશાહનું મરણ સલ્તનત માટે બે રોજ મોડું થશે, સમજ્યા? શાહજાદા તશરીફ લાવે ત્યાં સુધી શાહાનશાહ સલામત હશે તો સલ્તનત પણ સલામત રહેશે. નહિતર શાહજાદા અહીં પહોંચી પણ નહિ શકે. શાહજાદાના ભિરાદરો આ તાકીને બેઠા છે.

વઝીર—પણ દરમિયાન તખ્ત પર કોણ બેસશે ?

અલી—શાહાનશાહ હુમાયૂંનું પૂતળું. શાહાનશાહના તાજ, પોષાક, ને જવાહર શાહજાદાની ગેરહાજરીમાં શાહાનશાહનું પૂતળું પહેરશે, બીજું કોઈ નહિ.

વઝીર—આપની ચતુરાઈ આગળ કોઈનું કશું ચાલવાનું નથી. આપની સલાહ મંજૂર છે.

[પડદો]

## દૃશ્ય પાંચમું

સમય: ત્રણ દિવસ પછી

સ્થળ: અકબરનો મહેલ

પાત્રો: અકબર, વઝીર અને અલી

અકબર—કાબુલ અને કંદહાર જવાનું મારા રાજ્યમાં બાધ છે

અલી—હું તો મરહૂમ શાહાનશાહના રાજ્યમાંથી જવાની રજા મેળવી ચૂક્યો છું.

અકબર—વઝીરજી' આ શખ્સની પરવાનગીનું ખત છે ?

વઝીર—જહાંપનાહ' મારી જાણમાં નથી.

અલી—શાહાનશાહ' ખત મોજૂદ છે, પણ શાહાનશાહ હુમાયૂં પર કેસરની મુહ્રી મારે તે પહેલાં મૃત્યુએ તેમને મુહ્રી મારી. શાહાનશાહ અકબરની ખાતર નહિ પણ મારા મરહૂમ દોસ્તના શાહજાદા ખાતર મેં હિંદ તુરત છોડ્યું નહિ. વઝીરજી શાખ પૂરશે.

અકબર—(વઝીર તરફ આંખ મિચકારી) હેં વઝીરજી ?

વઝીર—(અલી તરફ માનથી જોઈને હસીને) સુધરાઈના ઊગતા આફતાબની ખાતર, જહાંપનાહ ! બિરાદર અલીનું કામ પત્યું છે, સારું હિંદ એમનું ઋણી છે, શાહાનશાહની એમને રજા હો.

[પડદો]

## દૃશ્ય છઠ્ઠું

સમય: પાંચ વર્ષ પછી

સ્થળ: ઈસ્તંબુલમાં શાહ સુલેમાનનો મહેલ

પાત્રો: શાહ સુલેમાન અને અલી [બેઠા છે.]

[અલી શાહની સામે ઘૂંટણે

શાહ—અલી ! હવે તારી હકીકત કહે. કાફલો પાછો

અલી—હજુરની જેવી મરજી. આપે મને અરબસ્તાન ત્યાં હંકારી લાવવા બસરા મોકલ્યો, પણ અરધે ફિરંગીઓનાં જંગી વહાણો પાછળ પડેલાં જોયાં કમીના

શાહ—હેં ? તુર્કસ્તાનમાં ફિરંગીઓના જાસુ છે ? પછી ? પહોંચ્યો

અલી—અધૂરામાં પૂરું વાવાઝોડું થયું, અને હું [illegible] હિ- ત્યારે આપણાં વહાણોમાંથી ચોથા ભાગનાં તારાજ થ[illegible] ફિરંગીઓએ એવો દેખાવ કર્યો કે એમણે જાણે મારો પ[illegible] દીધો હતો ! રહ્યાંસહ્યાં વહાણો સાથે હું ચુપકીથી નીકળ્યો થોડે આગળ ત્યાં ત્રણે બાજુ પરથી ફિરંગીઓનાં જંગી વહાણો ધસારો કર્યો. પૂર્વ દિશા ખાલી હતી, એટલે મેં રહ્યાંસહ્યાં ચાર વહાણો તે તરફ પુરપાટ હંકારી મૂક્યાં. બે રોજ બાદ ફિરંગીઓએ મારો પીછો છોડ્યો. પણ પછી પાછા વળવાને બદલે મેં આગળ જ હંકાર્યું; તે એવી આશાથી કે આગળ કોઈ બંદરે લાંગરીશ. ચાર રોજ બાદ સુરત આવ્યું.

શાહ—અલી ! આ ફિરંગીઓ જ્યાં સુધી સલામત છે ત્યાં સુધી ઈરાન અને હિંદુસ્તાન તુર્કી સલ્તનતમાં નહિ આવે. બાબરના મરણ પછી હિંદમાં અંધાધૂંધી થઈ ત્યારે આપણે મોકો ગુમાવ્યો. શેરશાહે આપણી મદદથી હુમાયૂંની નબળાઈનો લાભ ઉઠાવી હિંદ પર રાજ જમાવવા માંડ્યું. શેરશાહને મદદ કરીને હિંદનું તખ્ત આપણે તેને અપાવત કે શેરશાહની મદદથી હિંદનું તખ્ત આપણે મેળવત એ આપણે નક્કી કરવાનું હતું. અને હજી પણ શું બગડ્યું છે ? મુગલાઈનાં મૂળ હિંદની ભૂમિમાં હજી ક્યાં ઊંડાં છે ?

[અલીની આંખો બંધ થાય છે. પછી તે બોલે છે.]

અલી—હિંદને સમશેરથી જીતવું તેના કરતાં દોસ્તીથી જીતવું એ વધારે સારું છે. શાહના ગુલામે એ રીતે હિંદને સર કર્યું છે

શાહ—હુમાયૂં તરફ મૈત્રી ને સુલેમાન તરફ રાજભક્તિ વચ્ચેનો તોડ સારો કાઢ્યો ! (એમ બોલી અલી તરફ તીક્ષ્ણ દૃષ્ટિ કરે છે)

અલી—જહાંપનાહ ! હિંદને સર કરતાં મારે મોંઘું પડત. અનેક સિપાહીઓથી, અઢળક ધનથી અને અનેકનાં ખૂન વહાવીને હાથે કરેલા હિંદ કરતાં ફક્ત મૈત્રીથી તાબે કરેલું હિંદ સારું છે. સમશેરથી જીતેલું હિંદ સમશેરથી ટકાવવું પડત. એ પણ આપ ન વિસરશો.

શાહ—(કટાક્ષથી) ત્યારે બાબર ને હુમાયૂંએ મહેરબાની કરી, કેમ?

અલી—ના. બાબર ને હુમાયૂં ત્યાં રહેવાથી હવે, રફતે રફતે હિંદની બહારથી રાજ્ય નહિ કરનારા હિંદને પોતાનું કરી પોતે હિંદના થયા, માટે હિંદ એમનું થયું. (શાહ વિચારમાં પડી જાય છે)

શાહ—હિંદ [illegible] રહેશે ?

અલી—[illegible] હિંદ સ્વભાવથી શત્રુ થઈ શકતું નથી.

શાહ—[illegible] ફિરંગીઓનું પણ મિત્ર રહેશે ?

[illegible]—ના. ફિરંગી સ્વભાવથી મિત્ર થઈ શકતા નથી

[illegible]—ઠીક ભાઈ ઠીક, તું હિંદને વધારે પિછાને વળી તુર્કસ્તાનને [illegible] ને નાખું ક્યાં વધારે પડ્યાં છે કે મિત્ર હિંદને શત્રુ કરવા વેઠ્ય?

[શાહ ઊભો થઈ અલીનો ખભો થાબડે છે. અલીના આંખમાં સંતોષ ચમકે છે]

[પડદો]

(લેખકના તથા ઑલ ઇંડિયા રેડિયોના સૌજન્યથી)

---

## બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં સંગીત વિદ્યા

થોડા સમય ઉપર મદ્રાસ યુનિવર્સિટીએ સંગીતની પદવી માટે અઢારના કલાકેન્દ્રના વર્ગોને સંમતિ આપી અને તેના [illegible] તૈયાર થવા માંડ્યા. એ ખબર મળ્યા પછી તાજેતરમાં [illegible] સંગીતમાર્તંડપંડિતશ્રી ઓમકારનાથજીના નેતૃત્વ નીચે આર્યસંગીત એક પ્રધાન મથક સ્થપાયાના ખબર મળ્યા છે તેમાં સંગીતનો [illegible] અભ્યાસ અને ઉપાસના કરાવવામાં આવશે. નૃત્યકળાને પણ [illegible] અંગ તરીકે સ્થાન મળશે. તેની પદવીઓ માટેનો અભ્યાસક્રમ નીચે મુજબ રહેશે: (૧) 'પ્રથમા' પદવી માટે ૩ વર્ષનો; (૨) 'દ્વિતીયા' [illegible] ૪ વર્ષનો; (૩) 'મધ્યમા' માટે પાંચ વર્ષ; (૪) 'ઉત્તમા' માટે [illegible] (૫) 'શિષ્યપદા' માટે ૯ વર્ષ અને (૬) 'સંગીતાચાર્ય'નો [illegible] વર્ષ. [illegible] પી.એચ.ડી. અથવા 'વાચસ્પતિ' કે 'ડૉક્ટરેટ'નું અભિધાન [illegible] સંસ્થાના પોષણ માટે આશ્રયદાતાઓ, દાતાઓ, સંરક્ષક [illegible] તેને દાનવીરોના વર્ગ દ્વારા [illegible] કરવામાં આવશે. સરનામું: વિદ્યાપીઠ, બનારસ, (યુ. પી.)



# કવિવર રવીન્દ્રનાથના પત્રો

### અહીં છે પ્રેરક ઉદ્‌બોધન, દર્દભર્યું આત્મશોધન અને ફૂલોનાં રૂપસૌરભનું કાવ્ય


—અનુવાદક—

રમણિક મેઘાણી


('પ્રવાસી' પત્રના સહકારી સંપાદક શ્રી ચારુચન્દ્ર બંદ્યોપાધ્યાય પરનો)

ૐ

બોલપુર
(શાન્તિનિકેતન)

પ્રિયવરેષુ,

મારા લખાણ વિષે કશું ન લખ્યું હોત તો સારું થાત, કારણ કે 'પ્રવાસી' સાથેનો મારો સંબંધ એટલો ગાઢ થઇ ગયો છે કે એમાં મારાં કાવ્યોનાં ગુણગાન બરાબર સુશ્રાવ્ય નહિ થાય. એ માટે જ નહિ; ખરી વાત તો એ છે કે ઘણા દિવસોં થયાં હું લખતો આવું છું. ઉમર પણ ઓછી થઇ નથી, અને હવે થોડો સમય જ વધુ રાહ જોશો તો મારી કૃતિઓને મૂલવવાનો—સમાલોચના કરવાનો સમય આવી પહોંચશે. જ્યારે હું આ રંગભૂમિ પરથી એકાએક પ્રકાશ ગુલ થતાં દૂર સરકી જઈશ, ત્યારે મને શક્ય એટલો દૂર રાખી મારાં લેખન-સર્જન વિષે તમે બરાબર વિચારી શકશો. તમે પણ હમણા મારા લેખનને અંજલિ આપવા જશો તો એક પક્ષના લોકો માટે એ આઘાતરૂપ નીવડશે. અને એવું કરવાની કંઇ જ જરૂર નથી, કારણ કે મારાં કાવ્યો તો પુસ્તકોમાં હોય છે. જો એ સારાં હશે તો તો સારું જ છે, અને જો સારાં નહિ હોય તો યે. એ ત્યાજ્ય વસ્તુને દૂર કરવા માટે વહનખર્ચ નહિ લાગે. એ આપમેળે નીરવપણે દૂર થઇ જશે. જેટલા દિવસ જીવતો છું ત્યાં સુધી હવે મારું નામ લઇને વધુ ધૂળ ઉડાડવાની ઇચ્છા નથી. મારા લેખનને તમે સારું કહો છો ત્યારે મને એ ગમતું નથી એમ કહું તો એ ખોટું બોલ્યો જ કહેવાઉં. પ્રશંસા સાંભળતાં મનની અંદરનો પ્રાણ જાણે નાચી ઊઠે છે, ને એ કારણે જ આ કેફને વધુ આશરો આપવાની ઇચ્છા નથી થતી. કારણ, એ વસ્તુની અંદર ઘણું યે એવું છે જે ખોટું છે; અર્થાત્ એમાં સત્યને ઓળખવા-જાણવાની ઈચ્છા નહિ, પણ પોતાની પ્રશંસા સાંભળવાની ઇચ્છા હોય છે, ને એ ઈચ્છા જ આ વિષે મિથ્યાની પણ કામના કરે છે, અત્યુક્તિને ચાહે છેઃ 'પોતાનું નામ' નામક એ કદરૂપ—ખરાબ વસ્તુ! મારું નામ જ્યારે હું મારા કાને ન સાંભળી શકું ત્યારે તમે તેને બજાવજો—લેખ કે મોટા, જેવાં બીજાંમાં છાપવું હોય તેમાં છાપજો; અત્યારે તો એને ઢાંકીને એક બાજુએ જ મૂકી રાખો, શક્ય હોય ત્યાં સુધી એને ભૂલી જજો. એને નિત્ય હલાવતા રહી ચારે તરફ વિદ્વેષનું વિષમંથન કરાવશો મા. કાલથી તાવમાં પડ્યો છું.

તમારો
ઈતિ ભાદ્ર૦ ૨૯, ૧૩૧૭ (બંગાળી સંવત) શ્રી રવીન્દ્રનાથ

('પ્રવાસી'ના તંત્રી શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાય પરના પત્રોમાંથી)

શ્રદ્ધાસ્પદેષુ,

જર્મનીમાં મારાં પુસ્તકોનું વેચાણ પ્રબળ વેગે શરૂ થયું હતું. ત્યાં યુદ્ધ આરંભાયું. પરિણામે હિસાબ કરવાની વેળા આવી ત્યારે માર્કનો ભાવ એટલો ગગડી ગયો હતો કે જો એને રૂપિયામાં ગણીએ તો એક ખોખો યે ન ભરાય! એટલે બાકી જ આવક ત્યાં સુધી આવ્યો! માર્કનો ભાવ જો ગગડ્યો ન હોત તો આજે વિશ્વ-ભારતી માટે મારે ભિક્ષામ્ દેહી કરતાં ઝોળી લઇને ફરવું ન પડત. મારાં પુસ્તકોનું વેચાણ ત્યાં કેવું છે અને એની શી ગતિ છે મને કંઈ જ ખબર નથી. જાણું છું ફક્ત એટલું જ કે મારું મહેન- ...

(જુલાઈ ૧૯૪૧)

તાણું આવ્યું નથી. પણ એ માટે શોક કરવાનો કંઈ જ અર્થ નથી, કારણ લાભનો આંકડો મોટો થવાની મેં આશા જ નહોતી રાખી. વસ્તુતઃ યુરોપની બજારનાં મારાં પુસ્તકોના વેચાણનો નફો કલ્પી ન શકો એટલો હતો—હિસાબનો ચોપડો જોયા-તપાસ્યા વિના જ. મારે માટે ચિંતાની જરૂર જ નહોતી. મનને આ કહીને જ સાંત્વના આપું છું કે એકદા એવો યે દિવસ હતો જ્યારે કાલિદાસ વગેરે કવિઓ રસજ્ઞોને મહેલે તેમના કાવ્યનો પ્રચાર થાય એટલાથી જ ખુશ થતા. મને દુઃખ એટલું જ છે કે આજે વિક્રમાદિત્યનું ઠેકાણું શોધવા છતાં યે નથી મળતું. એ જમાનામાં જનસાધારણ વતી કવિને પુરસ્કારવાની ફરજ કોઈક એક અસાધારણ વ્યક્તિ પર હતી. આજે એવા રાજા ક્યાં છે? એવું જો હોત તો કૉપીરાઇટની સળગાવી મૂકવા જેવી વણિકવૃત્તિ સરસ્વતીના મંદિરમાં અશુચિતો વધારત નહિ. રુચિ પણ હોય અને રૌપ્ય પણ હોય એનો સુમેળ સમાજમાં આજે દુર્લભ નથી; છતાં તેઓ બે રૂપિયા કે સવા રૂપિયા જેટલી જ દક્ષિણા ચૂકવે છે. પરિણામે જેમને રુચિ છે પણ શક્તિ નથી એમને જ આકરો દંડ ભોગવવો પડે છે. વાણીને, શબ્દ-સાહિત્યને સુવર્ણની જેમ વેચવાની વૈશ્ય રીતિમાં જંગાલિયત છે એ સ્વીકારવું જ પડશે.

'અન્તરતર' શબ્દનો પ્રયોગ વેદમાં આમ છેઃ

> तदेतत् प्रेयः पुत्रात् प्रेयो वित्तात् प्रेयोऽन्यस्मात्
> सर्वस्मात् अन्तरतर यदयमात्मा.

જ્યોતિદાના ગીતમાં પણ 'અન્તરતર' શબ્દનો પ્રયોગ છે. જરૂર મુજબ જરા વધુ સૂર ચડાવી આ 'તર'નો જ મેં 'તમ' કર્યો છે. ઇતિ.

૮ જુલાઇ ૧૯૩૫ આપનો રવીન્દ્રનાથ ઠાકુર

(ત્રિપુરાના મહારાજકુમાર શ્રી મહેન્દ્રકિશોર દેવવર્માને વર્ધા)

બોલપુર

કલ્યાણીયેષુ,

મારે શરીરે ઠીક નથી. તમને કલબમાં દાખલ કરાવ્યા ને બાકી દુઃખ થયું. તમારે માટે એ પીડાદાયી છે તે હું બરાબર જાણું છું. આ પરદેશી જંગલીઓની અશિષ્ટ ઉદ્ધતતા અને કુત્સિત આચ રણ-વહાર અત્યંત દુઃખદાયી છે. ખાસ કરીને તેઓ આપણને ગણતા નથી, આપણી અવજ્ઞા કરે છે, ને તેમ છતાં આપણે એમની પાછળ પાછળ ભમતા ફરતા રહીએ તે આપણે માટે અપમાનકર છે. જેઓ આપણી સારી યે જાતિને તિરસ્કારે છે, આપણી ઘૃણા કરે છે તેઓ આપણું કઇ રીતે સન્માન કરી શકે? અને કરે તો આપણે એ સ્વીકારી પણ કઈ રીતે શકીએ? અપમાનિત જાતિ માટે આવા સાહેબોનો આદર સ્વીકારવાના પ્રયત્ન જેવું હીણું દશ્ય બીજું કંઇ હોઈ જ ન શકે. જે થાય તે સહન કર્યે જજો, અને મનમાં ને મનમાં નિજ સ્વાતંત્ર્યનું રક્ષણ કરતા રહેજો. આમ કરશો તો પ્રતિકૂળ સંજોગોમાં પણ તમે તમારું તેજ જાળવી શકશો. જે શીખવાનું હોય તે શીખો, જોવાનું હોય તે ખૂબ ખૂબ જુઓ, ને જે સ્મૃતિમાં સાચવી રાખવાનું હોય તે સદાકાળ સાચવી રાખો. પરદેશીઓના મોહમાંથી ઈશ્વર તમને સદા બચાવો. ઇતિ શુક્રવાર. —શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

કલ્યાણીયેષુ,

..... મનમાં હરગિજ માનજો કે ગરીબાઈ એ અપમાન નથી. લંગોટીમાં ગામુલજ્જન નથી. ખુરશી-ટેબલ વગેરે સામાનના અભાવમાં લેશમાત્ર અસભ્યતા નથી. ધનસંપત્તિ, વ્યાપારવાણિજ્ય ને સામાન-ફર્નિચરની બાહોળપને જ જેઓ સભ્યતાનું લક્ષણ કહેતા ફરે છે તેઓ જંગાલિયતને જ સભ્યતા કહી સ્પર્ધા કરે છે. શાંતિમાં, સંતોષમાં, મંગળમાં, ક્ષમામાં, જ્ઞાન અને ધ્યાનમાં જ સાચી સભ્યતા છે. ગરિમાપણું બની, સંયમી થઈ, પવિત્ર રહી, નિજમાં જ નિજને સમાવી બહારના બધા જ શોરબકોર અને આકર્ષણને તુચ્છકારીને પરિપૂર્ણ શ્રદ્ધાપૂર્વક એકાગ્ર સાધના દ્વારા પૃથ્વીના પ્રાચીનતમ દેશના સંતાન થવા, પ્રથમતમ સભ્યતાના અધિકારી બનવા, અને પરમતમ બંધન-મુક્તિનો આસ્વાદ માણવા તૈયાર થાઓ. આશીર્વાદક

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

(કવિપત્નીના અવસાનાન્તે લખાએલો)

કલ્યાણીયેષુ, શાન્તિનિકેતન

તમારો પત્ર મળતાં મારું હૃદય સ્નિગ્ધ બન્યું. થોડા દિવસ અહીં રહીને તમે એના સ્નેહાળ હૈયાનો પરિચય પામ્યા છો. એનો સ્વભાવ માતૃભાવે પૂર્ણ હતો, અને એ તમારી પ્રત્યે પોતાના બાળકની જેમ જ જોતી હતી. અહીંના વિદ્યાલયમાં તમે આવશો અને એની શુશ્રૂષા નીચે જ રહેશો એ વિચારે એ આતુરતાપૂર્વક તમારી રાહ જોતી હતી. એની પાસે રહેતાં તમને કદી યે માતાની ખોટ એક પળ માટે પણ ન સાલત, એ સંદેહ વિહીન છે.

...ઈશ્વરે મને જે શોક આપ્યો છે તેને એ અફળ નહિ કરે. મને એ ...રૂપી દ્વારમાંથી મંગલને માર્ગે આગળ ધપાવી ઉત્તીર્ણ કરશે. ...રી કલ્યાણકામના મારા હૃદયમાં ચાલુ જ છે. તમે સર્વ વિઘ્ન, ... અને સુખદુઃખમાંથી પસાર થતાં માનવતાને માર્ગે આગળ ...તા રહો ને સ્વદેશહિતના કાર્ય માટે તમારા જીવનને તૈયાર કરો.

ઇતિ, ૧૮ માગશર, ૧૩૦૯ (બંગાબ્દ) શ્રી રવીન્દ્રનાથ ઠાકુર

(શ્રી હેમન્તબાલાદેવી પરનો પત્ર)

કલ્યાણીયાસુ,

ફૂલ વિષે તમે જાણવા ઈચ્છેલું; પણ ભાષામાં એને વર્ણવવાનો ઉપાય નથી. એક ફૂલ જ આ સાથે મોકલું છું. પરંતુ ટપાલખાતાના સિક્કા વડે જો એ દબાઈ જશે તો તમારા હાથમાં પહોંચશે ત્યારે એ હશે નિર્દય સાસુના ત્રાસે કરમાએલી નવવધૂ જેવું; ને એવી સ્થિતિમાં પોતાની ઓળખાણ એ જોઈએ એવી નહિ આપી શકે. વસંતના પ્રથમ સમાગમના આમંત્રણે આ ફૂલથી મારા બગીચાનો એ આખો યે છોડ લચી રહ્યો છે. એનાં ફૂલ પાંદડાં સિંદુરવર્ણાં છે, એનો નીચેનો ભાગ સોનેરી છે, એનાં અજસ્ર ફૂલ વસંતની વાણીમાં બાહાર રાગિણીની જેમ ઝણઝણી ઊઠ્યાં છે. અનિલમાં આજે છે સુગંધની ભીડ. આ વખતે એક બીજી જાતનાં શ્વેત ફૂલ ગોળગોળ મંજરીઓમાં ડાળે ડાળે ખીલી ઊઠ્યાં છે. અહીંના લોકોને એ વિષે પૂછતાં તેઓ કહે છે કે એ તો જંગલી ફૂલ છે, એના નામની અમને ખબર નથી. મેં એ અનાદૃતને જંગલમાંથી લાવીને બગીચામાં રોપેલું હવે એનો બદલો વાળું છું. સૌન્દર્યને સુગંધમાં ઘણે દૂર સુધી એ પોતાની કૃતજ્ઞતા વિસ્તારે છે. મેં એનું નામ રાખ્યું છે 'વનપુલક'. એનાં ઝુમખાં કેટલાંક રંગીન ફૂલોનાં જેવાં જ હોય છે. એ પણ આ ફૂલ ઋતુની જાતનું છે. એની સૌરભ મૃદુ છતાં વ્યાપક છે. એ વસન્તનાં પ્રથમ સંદેશવાહક છે. ઋતુરાજના આગમનની છડી પોકારી રંગભૂમિ છોડીએ ચાલ્યું જાય છે નેપથ્યે. નાટકની નાન્દી જેવું છે એ. એકએ શ્લોકમાં જ કામ પતાવી એ વિદાય લે છે.

એને એક બીજી સહચરી છે, ને તે માધવી. ડાળેડાળમાં અંકુરિત થઈ એ દર્શન દે છે. વધુ દિવસ રહેતી નથી. સાસરવાસે આવેલી નવીનવી વહુ જેમ પિયર જવા ઉતાવળી થાય તેવી અધીરી છે એ. બીજાં એક ફૂલે શિયાળો વીતે ન વીતે ત્યાં મારા બગીચામાં દર્શન દીધાં છે;—એ કંચન. એની પ્રગલ્ભતાનો પાર નથી. આખા છોડને જાણે ઢાંકી મૂકતું એ ખડખડાટ હસી ઊઠ્યું છે. વનભૂમિમાં સહુ પહેલાં એનાં જ દર્શન થાય છે. અમારી શાલવીથિકા (જેની બન્ને બાજુ શાલવૃક્ષો ઊભાં છે તેવો માર્ગ) વસંતને વિદાયઅંજલિ અર્પે છે ત્યારે એ વૃક્ષો પાંદડાં ખંખેરી ઉઘાડાં બની જાય છે, ને દક્ષિણાનિલને પથે પ્રસારિત કરી દે છે એની સઘળી યે સૌરભ. પણ આની સાથે જે આમ્ર-મુકુલ છે એને એ કબૂલ નથી. મહાની શરૂઆતથી જ એ અભિસાર શરૂ કરે છે. આ વખતે હિમ પડવાથી અને વાદળાંને અંગે એ મરવા જેવું થઈ ગયું છે. મધમાખોની મહેફિલ એ જમાવી નથી શક્યું... રવીન્દ્ર-સંગીત શીખવનાર માણસ મળવાનું સાંભળી ડર લાગ્યો. એવા માણસો કલકત્તામાં છે એની મને ખબર નહિ. બગાડીને શીખવશે. તમારી પુત્રીને અહીં મોકલી દો; રવીન્દ્ર-સંગીતમાં ઉસ્તાદ બનાવી દઈશ. —દાદા

## કસોટી

કરેલી ન શકો તો જવાબ પૃ. ૧૭૦ ઉપર આપ્યા છે.

(૧) શ્રી ચોકશી, શ્રી તંબોળી ને શ્રી દૂધિયા પોતાના ધંધામાં ચોકશી, તંબોળી કે દૂધિયા જ છે એવું કાંઈ નથી. શ્રી ચોકશી દૂધિયા નથી; અને જે વ્યક્તિ ખરેખર દૂધનો ધંધો કરે છે તેના નામનો ધંધો શ્રી દૂધિયા પણ કરતા નથી. તો તંબોળીનો ધંધો કોણ કરતું હશે?

(૨) અનુ, તનુ અને મનુને મેં પહેલવહેલા જોયા ત્યારે તેમની ઉંમરનું પ્રમાણ ૫ : ૨ : ૧નું હતું. આજે એમની ત્રણેની ઉંમરનો સરવાળો મૂળ કરતાં ૬૦ વરસ વધી જાય છે, ને એમની ઉંમરનું પ્રમાણ ૧૦ : ૭ : ૬ છે. તો તેમની અત્યારની ઉંમર શી હશે?

(૩) ઉત્તર ધ્રુવના બિંદુ પર ઊભો રહીને વિપીન પ્રાતઃકાળના સૂર્યને જોઈ રહ્યો છે; તો તેના જમણા હાથ તરફ કઈ દિશા, ડાબા હાથ તરફ કઈ અને પીઠ પાછળ કઈ દિશા હશે?

(૪) હિંદના ઇતિહાસના કેટલાક નિર્ણાયક બનાવો આ નીચે આપ્યા છે; પણ તેની સામે આપેલી સાલનાં વર્ષો આડાંઅવળાં મૂકેલાં છે. તમે તે સાચા ક્રમમાં ગોઠવી શકશો?

| | |
|---|---|
| (ક) સિકંદરની ચડાઈ | ઈ. ૧૧૯૨ |
| (ખ) હિંદી સ્વાતંત્ર્યનો બળવો | ઈ. ૧૬૫૭ |
| (ગ) અકબરનો જન્મ | ઈ. ૧૫૬૫ |
| (ઘ) પૃથ્વીરાજ પાણીપતમાં હાર્યો | ઈ. ૧૫૨૬ |
| (ચ) ક્લાઇવ પ્લાસીની લડાઈ જીત્યો | ઈ. ૧૮૫૭ |
| (છ) જહાંગીરે કંપનીને વેપારપટો આપ્યો | ઈ. ૧૪૯૮ |
| (જ) વાસ્કો ડ ગામા હિંદને કિનારે ઊતર્યો | ઈ. પૂ. ૨૭૩ |
| (ઝ) બાબર પાણીપતમાં જીત્યો | ઈ. ૧૬૧૫ |
| (ટ) મરાઠા પાણીપતમાં હાર્યા | ઈ. ૧૬૭૪ |
| (ઠ) વિજયનગરનું સામ્રાજ્ય તૂટ્યું | ઈ. પૂ. ૩૨૬ |
| (ડ) ચક્રવર્તી અશોક ગાદીએ આવ્યો | ઈ. ૧૫૪૨ |
| (ઢ) શિવાજીનું રાજ્યારોહણ | ઈ. ૧૭૬૧ |

(૫) (અ) વાવટો અરધી કાઠીએ ઉતારેલો હોય તે શું દર્શાવે?

(બ) હિંદનું ત્રણ નદીઓના સંગમનું, અને ગુજરાતમાં સાત નદીઓના સંગમનાં તીર્થધામ ક્યાં ક્યાં? અને તે કઈ કઈ નદીઓનાં?

113, Sandpurst Rd. Kingsbury
LONDON, N.W. 9 (England)

પ્રિય ચન્દ્રકાન્ત,

સદા આવકારપત્ર તમારા ૨૨-૧-૪૬ના પત્ર માટે ઘણો આભાર. અરે ચન્દ્ર, 'જય હિંદ'નો અર્થ શો? એ કોઈ 'દિવસ'નું નામ છે?

. . . આ પત્ર તમને મળશે એ દરમ્યાન સર સ્ટૅફર્ડ ક્રિપ્સ વગેરેનું બ્રિટિશ સરકારી મંડળ હિંદ પહોંચી ગયું હશે, . . . તમે એટલું ખ્યાલમાં રાખજો કે જૂની ચર્ચિલ સરકારે તથા તે પહેલાંની કૉન્ઝર્વેટિવ સરકારે મૂકેલી ઘણી ગૂંચો અમારી મજૂર સરકારે ઉકેલવાની છે; છતાં તેઓ બહુ જ સરસ કામગીરી બજાવી રહ્યા છે, અને મને આશા છે કે તેઓ હિંદને બહુ સરસ સહાય કરશે. અમારા દેશમાંના બીજા ઘણાની પેઠે મને અમારી મજૂર સરકારમાં ભારે શ્રદ્ધા છે. તેમણે ગયા વખતનું યુદ્ધપેન્શન વધારી દીધું છે; અને સરકારી કાબૂવાળી ઇસ્પિતાલો તથા બૅંકોના રાષ્ટ્રીયકરણના ધારા દાખલ કરવાના છે. એનો અર્થ એ છે કે દેશના ગરીબ-તવંગર સૌને દાક્તરી સારવારનો હક મળશે. મારા મત મુજબ અમારા દેશમાં જો કોઈ એકમાત્ર દૂષણ હોય તો તે ગરીબ-તવંગર વચ્ચેનો ભેદ છે . . . કમભાગ્યે હજી યે અમારે ત્યાં ને બીજા દેશોમાં–ખાસ કરીને અમેરિકામાં ઘણા લોકો એવા છે જેઓ, એ માત્ર મજૂર સરકાર છે એટલા જ માટે તેના તરફ પૂર્વગ્રહ રાખે છે ને તેને ઉથલાવી પાડવાને બહાર પડ્યા છે. તેમ છતાં અમારા દેશની જનતા તો બધી નવી સરકારના પક્ષમાં છે . . . એટલે મને આશા જ છે કે સરકારને પોતાના પુરોગામીઓ કરતાં વધારે સારો અમલ કરી બતાવવાની વ્યાજબી તક આપવામાં આવશે . . . .

તમે મને મિસિસ મ્યૂરિયલ નિકૉલ, મિ. સૉરેન્સન અને ક્લેમેન્ટ ઍટલી વિષે પૂછ્યું છે. એમાંનાં પહેલાં બે વિષે હું કશું નથી જાણતી, પણ બીજા પત્રમાં હું તમને લખવાલાયક માહિતી મેળવી કાઢીશ. મિ. ઍટલી સુશિક્ષિત માણસ છે (ધારું છું કે એ કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં ભણેલા.) તે ભદ્રલોકમાંથી આવે છે, અને તેમના ધંધાને કારણે (એ સૉલીસીટર છે) શ્રમજીવીઓના સંપર્કમાં નહોતા આવ્યા ત્યાં સુધી કન્ઝર્વેટિવ પક્ષના હતા. પણ મજૂરોનું જીવન જોઈને તે એટલા તો ગળે આવી ગયા કે ધંધોધાપો બધું છોડી દઈને પાર્લમેન્ટમાં મજૂરોના પ્રતિનિધિ થઈને ગયા. મારા મત મુજબ તો એ એક મહાન નર છે. અમુક માણસો જેવું વ્યક્તિત્વ ભલે એનામાં ન હોય, છતાં એ પોતે એક મહાન વ્યક્તિ છે. . . .

હમણાં તો આટલું બસ લાગે છે, એટલે આજ વિદા–ચન્દ્રકાન્ત!

તમારી સહૃદયી, બેરિલ

### નવાં પત્રમિત્રો

નીચેનાં સરનામાં પૈકી આફ્રિકાવાસી તથા બીજાઓ હિંદી મિત્રો સાથે પણ હિંદી, અંગ્રેજી કે ગુજરાતીમાં પત્રવ્યવહાર કરવા ઈચ્છે છે.

(૧) *Miss M. Milne, 27 Muirton Place*, PERTH (Scotland) (૨) એસ. કે. મેઘાણી, પો. બૉ. ૧૮૩૬, નાઇરોબી (કેન્યા); (૩) કનુભાઈ ભોગીલાલ શાહ, બી. એ., ૪થો માળો, દુર્ગા મૅન્શન, નવી વાડી, મુંબાઈ; (૪) સૈફુદ્દીન મ. ફરબાર, પો. બૉ. ૧૬૨, મોમ્બાસા (બ્રિ. ઇ. આ.); (૫) શાંતિલાલ મ. વેલાણી, કૃષ્ણ ક્લૉથ સ્ટોર્સ, બિલાસપુર (સી. પી.); (૬) શાંતિલાલ ના. શાહ, ૯૯-૧૦૧ મુંબાદેવી રોડ, ત્રીજે માળે, મુંબાઇ-૩; (૭) મૂળજી કાનજી પલણ C/o હા. કાનજી મેતા, દાણા માર્કેટ, માંડવી (કચ્છ); (૮) એમ. એ. કપાસી, મોઢીવાડ જામનગર; (૯) પ્રવીણકાન્ત પી. શાહ, શ્રીનાથજી કુંજ, ગેંડીગેટ, ચોખંડી, કોઠીકોટ વડોદરા. . .




### ૫૬–ડર્બન

દક્ષિણ આફ્રિકાના એશિયાઈ વસાહતીઓ સામે ત્યાંની સરકારે પસાર કરેલા કાળા કાયદાનો પ્રતિકાર કરવા હિંદીઓએ જે સત્યાગ્રહની લડત ઉપાડી છે તેનું મુખ્ય થાણું બનેલું આ શહેર, હજી ઈ. ૧૮૨૪માં તો, હાથીના થોડા બ્રિટિશ શિકારીઓએ વસવાટ માટે નાખેલી નાની છાવણી જ હતી. એમાંથી વિકસીને માત્ર સવાસો વરસમાં તે આજે નાતાલનું મોટામાં મોટું ધીકતું બંદર અને વ્યાપારી પાટનગર બની ગયું છે. દક્ષિણ આફ્રિકાના યૂનિયનમાં માત્ર જોહાનિસબર્ગ અને કેપટાઉનથી જ તે ઊતરતું ગણાય છે. ૧૮૨૪ના નાતાલના ગવર્નર બેન્જામિન ડી. અર્બન ઉપરથી તેનું નામ પડેલું.

ડેલાગોઆના અખાતથી પૂર્વલંડન સુધીના દરિયાઈ માર્ગ પરનું આ એકમાત્ર આશ્રયી બંદર, માનવી પુરુષાર્થ ને ઇજનેરી વિજ્ઞાનનું સર્જન છે. પહેલાં મૂળ તો ત્યાં, દરિયાના અખાત આડે કાળાંતરે જમા થએલી રેતીની પાળથી ખારા પાણીનું એક છીછરું સરોવર બંધાઈ ગએલું. રેતીના એ બાંધા આડે ૨૦૦૦ ફૂટ લાંબી પાકી દીવાલ ચણી લઈ તેના પર ડક્કો બાંધી દીધો અને સરોવરને ગાળીને મોટી સ્ટીમરો નાંગરવા યોગ્ય બનાવી દીધું.

પ્રવેશ દ્વાર આગળથી અંતરાળમાં ઉત્તર તરફ શહેરનો વ્યાપારી લત્તો વિસ્તરે છે ને 'વેસ્ટ સ્ટ્રીટ' નામની તેની મુખ્ય બજારમાં જંગી દુકાનો, થીએટર ને છેડા પર ટૅકનિકલ કૉલેજ આવેલાં છે. આંતર પ્રદેશમાં દોડતી રેલવે ટ્રેનોનું ટર્મિનસ સ્ટેશન પણ એ કેન્દ્ર ભાગે જ છે. એ વ્યાપારી કેન્દ્રથી એક ખડકાળ ધાર ધીમે ધીમે ઊંચી જતી ઉત્તરમાં છેક ઉમગે નદી સુધી જાય છે, જ્યાં આગેલી પથ્થર ને કાંકરીની ખાણોમાંથી જ ડર્બનનાં બધાં મકાનો તથા પેલો દરિયાઈ બંધ બાંધવામાં આવેલાં છે. એ ખડકની ધારના ઉચ્ચ પ્રદેશ પર, દરિયાની સન્મુખ લહેરો લેતો, રૂપાળાં મકાનો ને ઘાસનાં મેદાનોવાળો તથા ફળફૂલથી લચી રહેલા નાના બગીચાઓવાળો વસાહતી ગોરાઓનો સુંદર લત્તો પથરાએલો છે. ત્યાં હોટેલો, સ્નાનગૃહો, બૅન્ડસ્ટૅન્ડો ને હરવાફરવાનાં કુદરતી સ્થળો આવેલાં છે; કેમકે દક્ષિણ આફ્રિકાના અંતરાળના ડુંગરાળ પ્રદેશો પર શિયાળામાં બરફ પડે છે ત્યારે દરિયાની હૂંફાળી ગરમ હવાવાળા ડર્બનમાં રજા ગાળવા માટે ઘણા ઊતરી આવે છે. માત્ર દોઢેક લાખની વસ્તીના આ શહેરમાં યુનિવર્સિટી કૉલેજ પણ સ્થાપવામાં આવી છે.

મુખ્યત્વે બંદરી વેપાર ઉપરાંત ડર્બન વ્હેલના શિકારનું અગત્યનું કેન્દ્ર અને મકાઈ કોલસા તથા ઊનના નિકાસનું મુખ્ય સ્થળ છે.

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો —— લેખક

[૨૮]

ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

ગરબા ગને દાંડીઆંમાં ગમે છે બાળા- ઓનો ઉત્સાહ, વિધવિધ રંગોનાં વસ્ત્રપરિધાન, ગેડગોની રચના અને પ્રકાશ, ગતિ અને તાલ, ગીતમાધુર્ય અને સૌંદર્ય, ઇત્યાદિની ત્યાં રેલગછેલ હોય છે. સામા- જિક જીવનનાં હર્ષશોક, આશાનિરાશા અને જીંદગીની કલ્પનાઓ તથા આદર્શો સાચી લાગણીપૂર્વક એ ગરબાઓમાં જેવાં રજૂ થાય છે તેવાં બીજે ક્યાંય થતાં નથી. એમાં દિનપ્રતિદિન નૃત્ય ને અભિનયના તથા કાવ્ય- તત્ત્વ ને સંગીતનાવિકાસ થતા રહ્યા છે અનેક જાતના અપૂર્વ-સફળ નિષ્ફળ પ્રયોગો ઉલ્લાસભરી રીતે ગરબાઓમાં થતા મેં ઘણા જોયા છે ને અભિનંદન આપ્યા છે

ડાકોરમાં તો એક ગરબા-ઉત્સવની સમાપ્તિ વખતે મેં પ્રમુખસ્થાનેથી બાળાઓને કલ્પ- નાની કોઈ ઉજ્જ્વળ ભૂમિકાએથી પૂછ્યું હતું કે તમે કોણ છો અને આ મર્ત્ય લોકમાં ક્યાંથી આવ્યાં છો? ચંદ્રલોક કે નક્ષત્રની કોઈ દિવ્ય ભૂમિમાંથી તો નથી આવ્યા?

...ાદની સાહિત્ય પરિષદ વખતે સ યોજાએલા ગરબાઓ તથા ત્યાંનાં સાહોદરા નાગર સન્નારીઓના ગરબા મને હંમેશાં સર્વશ્રેષ્ઠ જણાયા છે અને એ ચાંદની રાતો, એ ફૂલો, એ કાવ્ય અને એ રૂપ તથા ગીતની માધુરી મારા જીવનના મોંઘા સંભારણા છે.

શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાં એમની કલાશાળાનો એક મણિપુરી શિક્ષક એમની એક પુત્રીની મદદથી '

> પુરનો મોરલો, હો રાજ '
>
> પુરમાં થનગન થનગન નાચે
>
> પુરનો મોરલો હો રાજ '

એ કવિવર નાનાલાલનું ગીત જ્યારે નૃત્ય દ્વારા પ્રદર્શિત કર્યું ત્યારે આ ગરવી ગુજરાત અને એના મોરોની વચ્ચે મને મળેલા માનવ જીવનની ધન્યતા મને સાકાર થઈ હતી અને તે માટે મેં પ્રભુનો ઉપકાર માન્યો હતો.

એમ શકુંતલા દિવાને એક પુસ્તક સંમેલનને પ્રસંગે મહાત્માજીની હાજરીમાં મીરાંબાઈનું

> તુમારે કારન સબ સુખ છોડિયા
>
> અબ મોહે, ક્યું તરસાવો?
>
> અબ છોડિયા નહિ, બને પ્રભુજી
>
> તબ ચરન કે પાંસ બુલાઓ, પ્રભુજી '

નૃત્યમાં પ્રદર્શિત કર્યું હતું ત્યારે હરિરસના દિવ્ય પૂરમાં હું જાણે તરતો હતો.

ઉદયશંકરને શિવજીનાં નૃત્યોથી તો ભારતીય દેવો અને દેવીઓનાં (એટલે કે પ્રભુની અ- વ્યક્ત શક્તિઓ ને ગુણોને) એમના મોહક તાલમય સ્વરૂપે પ્રત્યક્ષ થતાં જોયાં છે અને એ સાક્ષાત્કાર એટલો અસરકારક થયો છે કે એ ક્ષણિક નહિ પણ અમર બની ગયો છે.

જ્યારે એના રાધા અને કૃષ્ણ પશ્ચાદ્ ભૂમિના સંગીત સાથે નૃત્ય કરે છે ત્યારે મગમ સૃષ્ટિ એમાં ઓતપ્રોત થએલા ચૈતન્ય પ્રભુ સાથે આનંદસાગરમાં ઝીલતાં ભાળી મેં જોઈ છે.

એના શિવ જ્યારે સતીવિયોગથી સમાધિ ચઢાવીને બેસે છે, અને સૃષ્ટિ ધણી વગરનાં ઢોર જેવી આસુરી બળોથી ઘેરાઈ રહે છે ત્યારે દૈવી સંપત્તિઓ અસહાય ગ્લાનિમાં ડૂબી જાય છે. પછી શિવ ધીમેધીમે જાગે છે, નીતિ, ધર્મ ને કલ્યાણમય યોજનાઓને હાથમાં લે છે અને સર્વત્ર જયજય મંગળ પ્રવર્તી રહે છે એ વખતે તત્ત્વજ્ઞાનમાં કવિતા તથા સંગીત ભળે છે ને સત, ચિત્ત તથા આ- નંદની નિયતિનાં રસમય દર્શન અનુભવાય છે.

ક્ષાત્રતેજનાં દર્શન કરાવતું એમનું રૂદ્ય- પૂરના વીરોનું નૃત્ય અને યંત્રયુગની કઠોરતા તથા શુષ્કતા નિરૂપતું સાચો ને કારખાનાંનાં જીવનનું નૃત્ય સચોટ છે. અર્જુન, ઇન્દ્ર અને અપ્સરાનાં એમણે યોજેલાં નૃત્યો એ બળ, સત્તા, સૌન્દર્ય ને ભક્તિને જેવાં જીવન સાથે આત્મસાત્ કરી આપે છે તેવાં બીજી કોઈ કળાએ આજ સુધી કદિ ક્યાં જાણ્યાં નથી

એમના કલાકેન્દ્રમાં થોડો વખત રહે- વાનું સદ્ભાગ્ય મને આલમોડામાં મળ્યું હતું, ત્યારે, દેવદારુ વૃક્ષોની ઘટા નીચે, ત્યાંના ઉસ્તાદજીએ સરોદના તંતુવાદ્ય પર અમારા અંતર્યામીને બેસાડીને એવી વ્યોમયાત્રા કરાવી છે કે મેં એભરકનાં શિખરોની સમીપ

> 'નહિ એસો જનમ વારંવાર'

એ લીટી અસંખ્ય વાર ગાયા કરી છે. . અને હજી ગાયા કરું છું.

મજૂરોની એક સભા હતી. યંત્રો અને કારખાનાં વચ્ચે જીવન ઘસી નાખનાર સ્ત્રી- પુરુષોને નવે અવતારે મહાત્માજીએ આણ્યાં હતાં. મૂડીદારો સામે માનવતાના વિજયનો એ ઉત્સવ હતો. ધ્વનિવર્ધક યંત્રો પહેલી જ વાર ત્યારે અમદાવાદમાં પ્રચલિત થયાં હતાં એવી એ વિરાટ સભામાં સ્વ. નારાયણ મોરેશ્વર ખરેએ સભાનું ઉદ્ઘાટન કરતાં ગાયું:

> દિલમાં દીવો કરો રે દીવો કરો.
>
> કૂડા કામ ક્રોધને પરહરો રે,
>
> દિલમાં દીવો કરો.

એ ગીત ગવાયા પછી મોટી ઉંમરના એ અભણ પ્રેક્ષકોને વિશેષ કાંઈ જ ભણાવવાનું બાકી રહ્યું નહોતું.

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં ઘણાં વર્ષ સુધી એક પંચાક્ષરી સંગીતમાસ્તર હતા પ્રીતમભાઈએ ઘણા કલાપ્રેમીઓને એકઠા કરી એક રાત્રિએ ઉત્સવ કર્યો હતો. રાતના બાર વાગતાં સુધી તો પંચાક્ષરી કંઈ ગાવાની જ ના પાડતા હતા; પણ પછી જ્યારે વાતાવરણ શાન્ત થઈ ગયું અને શ્રોતા- જનોનાં હૃદય પરમેશ્વર તરફે જ ગયાં લાગ્યાં ત્યારે વગર માગ્યે પંચાક્ષરીએ ઉપાડ્યું કે

> પ્યાસી !...
>
> અખિયાં હરિ દરસન કી પ્યાસી.
>
> દેખો ચાહત કમલ નયન કો
>
> નિશદિન રહત ઉદાસી-અખિયાં૦
>
> આયે ઉધો ફિરી ગયે આંગન
>
> ડાલ ગયે ગર ફાંસી.-અખિયાં૦

મધુર આલાપ સાથે શ્રોતાજનો ડોલતા હતા. શુદ્ધ શાસ્ત્રીય ઢબે અને પૂર્ણ ભાવ સાથે પંચાક્ષરીએ ઉપરાઉપરી તાન અને પલટા લીધા,છતાં માધુર્યનું દેપ્રિયમિલનની આરઝૂ- ની તૃષાનું એમાંનું મીઠું દુઃખ ઘડીભર હૃદય- માંથી ખસ્યું નહોતું, ઊલટું વધારે ને વધારે ઘૂંટાતું જતું હતું આ પંચાક્ષરીને દેવલોક થયે પણ આજે તો ૧૦ ૧૫ વર્ષ થઈ ગયાં છે; પણ મને તો સંગીત એ પાંચમો વેદ છે એની એ પ્રતીતિ કરાવીને ગયા છે. (ચાલુ)

---

## કોયડાના જવાબ

(૧) શ્રી ચોકશી (૨) ૬૦,૪૨,૩૬ (૩) ઉત્તર ધ્રુવ ઉપર બધી જ દિશાઓ દક્ષિણ ગણાય (૪) (ક) ઈ. પૂ. ૩૨૬ (ખ) ૧૮૫૭ (ગ) ૧૫૪૨ (ઘ) ૧૧૯૨ (ચ) ૧૭૫૭ (છ) ૧૬૧૫ (જ) ૧૪૯૮ (ઝ) ૧૫૨૬ (ટ) ૧૯૬૧ (ઠ) ૧૫૬૫ (ડ) ઇ. પૂ. ૨૭૩ (ઢ) ૧૬૬૪ (૫) (ક) શોક; (ખ) ગંગા, યમુના ને સરસ્વતીના સં- ગમસ્થાનવાળુ પ્રયાગ; સાબરમતી, હાથ- મતી, ખારી, મેશ્વો ને વાત્રક એ સાત નદીઓનું સંગમસ્થાન વૌઠા.



# માધુકરી

છે યુદ્ધ તો જગતનું; પણ પ્રેમ રાખી !
લોહી લીધા વગર લોહી દઇ જ દેવું !
એને જનો જગતમાં નબળાઇ કહેતાં
તેમાં જ છે તુજ થતું પુરુષાર્થ, વ્હાલા ! —કલાપી

## સ્વ. વસંતરાવ હેગિષ્ટે

આજથી ૧૫ વરસ પર કાનપુરનાં કોમી રમખાણને શમાવવામાં પોતાની જાતને હોમનાર ભારતપ્રખ્યાત ગણેશશંકર વિદ્યાર્થીની શહીદીને સ્મરાવે એવી શહીદી ગઇ તા. ૧લી જુલાઈના રોજ અમદાવાદમાં વ્યાપેલી કોમી રમખાણની આગને બુઝાવવા જતાં બલિ બનેલા બે હિન્દુ-મુસ્લિમ બિરાદરો સ્વ. વસંતરાવ હેગિષ્ટે અને રજબઅલી લાખાણીના આત્મવિલોપને કરી. સ્વ. વસંતરાવે એમના આખા જીવન દરમ્યાન એમના મૃત્યુની જેમ જ આત્મવિલોપન સાધ્યું હતું. કૉંગ્રેસના મૂક અને મોથા કાર્યકર તરીકે એમની સુવાસ કેવળ અમદાવાદમાં જ નહિ પણ ગુજરાત આખામાં ફેલાએલી હતી. પ્રકાશમાં આવવાની લેશ પણ વૃત્તિ નહિ, સત્તા કે દેખાવની પાછળ દોડવાનું નહિ, અને છતાં કૉંગ્રેસનું એક પણ કાર્ય એવું નહિ હોય કે જેમાં વસંતરાવ મોખરે નહિ હોય. 'વસંતરાવ દાદા'ના વ્હાલસોયા નામથી સૌ કાઈના તે પ્રીતિપાત્ર થએલા.

આજથી ૮૦ વર્ષ પર અમદાવાદમાં આવીને બુકસેલરની જૂની અને જાણીતી પેઢી નાખનાર મહારાષ્ટ્રીય વૈશ્ય મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટેના કુટુંબમાં, તેમની એકની એક પુત્રીને ત્યાં વસંતરાવનો જન્મ ઈ. ૧૯૦૬ના મે માસની ૧૬મી તારીખે થએલો. તેમના પિતા હરિશ્ચન્દ્રરાવ હેગિષ્ટે તાર ખાતામાં સરકારી નોકર હતા. વસંતરાવને તેર વર્ષના મૂકીને એ ગુજરી ગયા ત્યારથી તે પોતાના બે ભાઇઓ અને ત્રણ બહેનો સાથે મામા ગોવિંદરાવ જાગુષ્ટેની મીઠી છાયા તળે ઊછરીને મોટા થયા.



સ્વ. વસંતરાવ ('પ્રજાબંધુ'ના સૌજન્યથી)

નાનપણમાં તેમનું શરીર માઇકાંગલું હતું. મિત્રો અને સગાંઓની મશ્કરીઓથી ઉત્તેજિત થઈ તેમણે સુદૃઢ બનવાનો નિશ્ચય કર્યો. અમદાવાદમાં એ કાળે અંબાલાલ પુરાણીએ કસરત સાથે સેવાના આદર્શનો સમન્વય કરીને ઘડવા માંડેલી નવી જ દૃષ્ટિની વ્યાયામપ્રવૃત્તિ પાંગરતી હતી. લેમિંગ્ટન બાગમાં કેસવાળા શ્રી વૈશંપાયન પણ બદ્રમાં રહી એ વેળા યુવાનોને ક્રાંતિકારી વાચન કરાવતા અને ઉદ્બોધન આપતા. એમના સંપર્કથી વસંતરાવે જીવનમાં દેશસેવાના આદર્શો ઘૂંટ્યા અને વ્યાયામપ્રવૃત્તિમાં પરોવાઇને પોતાના એ નિર્માલ્ય શરીરને એવું તો બનાવ્યું કે ૧૯૨૬–

## આ માસ (જુલાઇ)નું પંખી



### શૌંબીગા

ગુજરાતમાં હમેશાં વસનારું છતાં આપણી ભાષામાં જેનું નામ નથી મળતું (શૌંગીગા એ હિંદી નામ છે) એવું, માત્ર ચકલીએ આંગળનું આ પંખી હોય છે તો ચકલીથીયે નાનું, પણ મોહક રૂપ અને મીઠા સ્વરનો સંયોગ જેવો એના દેહમાં થયો છે એવો કાઇક જ પંખીમાં હશે. ઉપલો ભાગ—માથું, પીઠ, પાંખો, પૂંછડી—બધું ચળકતા ઘેરા કાળા રંગનું; એમાં ભાત પાડતા પાંખોમાં બે શ્વેત પટા; અને નીચલો ભાગ—ગળું, છાતી, પેટ—ખુલ્લા પીળા રંગનાં. ઉનાળો આવે કે એના દેહમાંથી આકર્ષક રંગની છોળો ઊડે છે અને એના કંઠમાં ગીતની મસ્તી પરાકાષ્ઠાએ પહોંચે છે, જે છેક ઑગસ્ટ સુધી રહે છે.

સ્વભાવે હળવું બોલનારું, પણ ઋતુમાં એના સંવનનકાળે તો કોકિલની ગરની એના કંઠમાં આવે છે. શામા ને દૈયડ જેવાં ગાયકશિરોમણિ પંખીઓમાં એને સ્થાન અપાવનાર એ ગાનના ઉચ્ચારને શબ્દસ્થ કરવા કઠણ છે. એની બોલીમાં ઘણી વિવિધતા છે, છતાં એનું પ્રિય ગાન ચાર પદી છે. ૧-૨-૩-૪, એમ એક પછી એક ધીમી સીટી, પા કે અરધી ક્ષણને અંતરે મારતો જાય: સી-સી-સી-સી ! તમને મોઢેથી સીસોટી મારતાં આવડતી હોય તો 'બ-ચુ ક્યાં-છો ?' એ પદને સીટીમાં ઉતારવાથી શૌંબીગાના ગાનની આબાદ નકલ કરી શકશો.

આપણા ગુજરાતના સ્થાયી અધિવાસી આ પંખીને આપણે તો ઓળખતા યે નથી, જ્યારે કેન્દ્રીય હિંદમાં તો લોકો એને એના ગાન માટે પાળે છે. પણ આ મૂદુ પંખી પીંજરાના આઘાતમાં ક્વચિત જ જીવે છે.—હ૦

રહમાં વસંતરાવના શરીરને જેવું એ એક હહાવો હતો. અંગકસરત-ના, કુસ્તીના અને સરકસના પહેલવાનો કરે છે તેવા મોટર અટકાવવાના ને પત્થર તોડવાના પ્રયોગો પણ તે કરતા.

આ શારીરિક વિકાસની સાથે તેમનો મનોવિકાસ પણ ઉન્નતગામી જ થતો રહ્યો હતો અને સેવા તથા આત્મસમર્પણની ભાવના તેમનામાં વિકસવા લાગી હતી. એટલે ૧૯૨૧માં ગુજરાત વિદ્યાપીઠમાંથી વિનીત બનીને એ ગામાની સાથે વેપારમાં જોડાયા ત્યારે એમાં એમનું ચિત્ત ચોંટયું નહિ અને વ્યાયામપ્રવૃત્તિ તથા જાહેર સેવાના કાર્યમાં જ રત રહેવા લાગ્યા. ભદ્રની આજની પૂર્ણ વિકસિત વ્યાયામશાળા વસંતરાવની જ શક્તિ અને સાધનાનું ફળ છે. અમદાવાદ વ્યાયામ મંડળ અને ગુજરાત વ્યાયામ મંડળના પણ આદ્ય સ્થાપકોમાંના તે એક અને પહેલી સંસ્થાના તો છેલ્લાં ત્રણ વર્ષથી તે લાગટ પ્રમુખ હતા.

૧૯૩૦માં ઊપડેલા રાષ્ટ્રીય સત્યાગ્રહે તેમને વિશાળ ક્ષેત્ર આપ્યું ધરાસણા ઉપર મીઠા માટે હલ્લો લઈ જનાર પ્રથમ ટુકડીના તે આગેવાન હતા. ત્યાંની ગંભીર ઈજામાંથી તે બચ્યા એ પણ એક ચમત્કાર જ હતો. તે પછી '૩૧, '૩૨, '૪૧, '૪૨ એ બધા સ્વાતંત્ર્ય-સંગ્રામોમાં તે મોખરે રહ્યા, ને કદાચ કોઈપણ ગુજરાતી કરતાં વધારે જેલયાત્રાઓ કરી. આ જેલ પરંપરાએ અને મૅલેરિયાના સખ્ત હુમલાએ એમના કસરતી બદનને પણ તોડી નાખ્યું.

જેલ બહારનાં વર્ષો દરમ્યાન તેમણે સતત જનસેવાકાર્ય જ કરેલું. વ્યાયામ, કૉંગ્રેસનું સેવાદળ, ગ્રામોદ્ધાર, સધરચના, પ્રૌઢ શિક્ષણ અને મુસ્લિમ આમ સંપર્ક, એકેએક ક્ષેત્રમાં એમણે ઉજ્જ્વળ કાર્ય કર્યું છે. ગાંધીવાદનો એમણે ઊંડો અભ્યાસ કરી તે પચાવ્યો હતો.

[illegible] ભલાને ખાતર તથા સત્યને ખાતર સેવેલી માન્યતાઓને જીવનમાં ઉતારનાર, ને બીજાઓ પોતાની ફરજ બજાવતાં હોય કે ન હોય, તે ધ્યાનમાં લીધા વિના પોતાની ફરજ અવિરતપણે [illegible] જનાર ગણીગાંઠી વ્યક્તિઓમાંના એક તે હતા.

આજના સંજોગોમાં તેમની મુસ્લિમ સંપર્કની પ્રવૃત્તિ ખાસ નોંધપાત્ર છે. પં૦ જવાહરલાલે મુસ્લિમ આમસંપર્ક માટે અનુરોધ કર્યો કે એમણે એ કામ ઉપાડયું. અમદાવાદના પઠાણ વિસ્તારોમાં એ ફરતા. સરહદની વિકરાળ લાગતી એ કોમોની વચ્ચે ફરવું એ આસાન કામ ન હતું. શરૂમાં તો એ લોકો વસંતરાવનો ઈતબાર પણ ન કરતા. એક દિવસ એક પઠાણે સૂચવ્યું કે આ અમારા પ્યાલામાંથી પાણી પીઓ તો અમે તમારા પર યકીન મૂકીએ. વસંતરાવે ચુપચાપ પ્યાલો ઉઠાવી મોંએ અડાડી દીધો. પઠાણોએ તુરત તેમને વધાવી લીધા. તે વરસે કૉંગ્રેસમાં ૧૫૦૦ થી ૨૦૦૦ મુસ્લિમો સભ્યો થયા હશે.

જેલમાં એક અટકાયતી કેદી ઉમરખાને આદરેલા આમરણ ઉપવાસ વખતે, ઉપવાસના કારણમાં વજૂદ ન હતું છતાં, વસંતરાવે તેમને સાથ આપેલો. એમણે કહ્યું કે 'આપણે હજારો હિંદુ કૉંગ્રેસીઓ વચ્ચે એક મુસ્લિમ મરે અને કોઈ હિંદુ સાથ પણ ન આપે તો આપણી કેવી હાંસી થશે? હું એમના વિચારો સાથે સંમત ન થતો હોઉં તોપણ મને લાગે છે કે હિંદુ-મુસ્લિમ ઐક્ય ખાતર મારે મારી જિંદગી ધરવી જોઈએ.' આ આગ્રહ, અને દેશના કોમી ઐક્ય માટે જોખમ વહોરવાની

તેમને સ્વેચ્છાથી હુલ્લડના ભયવિસ્તારમાં ખેંચી ગઈ.

[illegible] પણ એમણે મુસ્લિમોને બચાવ્યા હતા.

[illegible] રહેવાનો સંકલ્પ કરીને સતત દેશકાર્યમાં

યંત્રવત્ કાર્યકર્તા ન હતા. કાર્યની

વ્યાયામ, શરીરશાસ્ત્ર, આહાર-

શાસ્ત્ર, નિસર્ગોપચાર વગેરેમાં કરેલા આગવી પ્રયોગો તેમજ લેખન બંને કાર્યથી એ જાણીતા છે. જેલમાં તેમણે વૈદ્યકીય ગને આરોગ્યવિષયક શબ્દોનો કોષ તૈયાર કરવા માંડેલો ને લગભગ પૂરો કરેલો.

વસંતરાવનું સમસ્ત જીવન લિંકનના અમરસૂત્ર 'With malice towards none' (કોઈના યે પ્રતિ દ્વેષભાવ વિના)થી રંગાયેલું હતું એ વ્યાયામવીરની મર્દાનગી અસૂયાથી મુક્ત હતી.

શું પ્રયોગમાં કે શું પ્રવૃત્તિમાં, તેમનો સત્ય તરફનો દૃઢ અનુરાગ પ્રતીત થયા વિના ન રહેતો. જાગૃત મનોવ્યાપારમાં કશીયે સ્પૃહા ન રહે, લાલસા ન રહે, એ લેવાનો એમનો દૃઢ પ્રયત્ન એમના જીવનને વધુ ને વધુ ઉચ્ચતા તરફ પ્રેરતો જતો હતો. એ જીવ્યા હોત તો કદાચ ગીતાએ બોધેલા અનાસક્ત જીવનનું પ્રતીક આપણને જોવા માટે ગુજરાત પાસે આજે તો એવા એક રવિશંકર મહારાજ માત્ર રહ્યા છે. ગુજરાત કેવું ગરીબ બનવા માંડયું છે!

વેદકાળની સરસ્વતીની માફક એમનું જીવન આજે ભલે કોઈ તરસી પાશવતાથી સૂકી થયેલી ધરતીમાં વિરામ પામ્યું; પણ એ સરસ્વતીની માફક રણને પણ તેમના જીવને હંફાવ્યું છે. અને ટાગોર કહે છે તેમ, મરુ પંથે જતી નદીનું જીવન એળે નથી જ જતું.

(શ્રી મ વા. માવળંકરના તથા 'ગુજરાત સમાચાર'માંના લેખો પરથી)

## ફિલિપાઈન્સ

આજ સુધી અમેરિકન કબજાગીરીની અસરમાં રહેલા ફિલિપાઈન્સ ટાપુઓનું રાજ્ય ગઈ ૪થી જુલાઈ (અમેરિકાના સ્વાતંત્ર્યદિનની તારીખ)થી સંપૂર્ણ પ્રજાસત્તાક બને છે. અમેરિકાએ આજથી દસ વર્ષ પહેલાં તેનું વચન આપ્યું હતું. પાંચ દાયકા પહેલાં ૧૮૯૮ના સ્પૅનિશ-અમેરિકન વિગ્રહને અંતે અમેરિકાએ આ ટાપુઓ પર કબજો સ્થાપ્યો ત્યારથી જ તેને સ્વતંત્રતા આપવાનું ધ્યેય નક્કી કર્યું હતું.

પશ્ચિમ પાસિફિકમાં આવેલા આ ટાપુઓ ઇ. ૧૫૨૧માં, શોધસફરી મૅગેલને શોધેલા. તેનું ક્ષેત્રફળ બ્રિટિશ ટાપુઓ કરતાં સહેજ ઓછું છે. ફિલિપાઈન્સ ટાપુઓ બધા મળીને આશરે ૭૦૦૦ જેટલા છે, પરંતુ તે પૈકીના માત્ર ૨૭૭૩ ટાપુઓના જ નામ પડેલાં છે; ને ફક્ત ૪૬૨ ટાપુઓને જ એક માઈલથી વિશેષ ક્ષેત્રફળ છે. સૌથી મોટા ટાપુ લુઝોનમાં રાજધાનીનું શહેર મનીલા આવેલું છે. જાપાનીઓએ આ ટાપુઓ કબજે કરીને એશિયાના સમગ્ર પૂર્વ કિનારાનું રક્ષણ કરતી એક સંરક્ષણ દીવાલ રચવાનો પ્રયાસ કર્યો હતો.

ટાપુઓ બધા ડુંગરાળ છે અને મોટા ટાપુઓમાં તો અનેક જ્વાળામુખીઓ હોય તેવી ડુંગરોની લાંબી હારમાળાઓ આવેલી છે; જેમાંની કેટલીક ૧૦,૦૦૦ ફૂટ જેટલી ઊંચી છે. આ ટાપુઓમાં મોટી નદીઓ ઓછી છે, પરંતુ નાનાંનાનાં ઝરણાં ઘણાં છે.

૧૯૩૯ની ગણત્રી વેળા ફિલિપાઈન્સની વસ્તી ૧,૬૦,૦૦,૦૦૦ની હતી જેમાંબે લાખ વિદેશીઓ હતા, ને તેમાં ચીનાઓની સંખ્યા સૌથી વધુ હતી. અહીં જુદા જુદા ૪૩ જાતિ-સમૂહો છે અને ૮૭ જેટલી બોલીઓ બોલાય છે. કુલ વિસ્તારના ઘણા ઓછા ભાગ પર ખેતી કરવામાં આવે છે, છતાં ૮૦ ટકા જેટલી પ્રજાના જીવનનિર્વાહનો આધાર ખેતી છે. વિગ્રહ પહેલાં આ ટાપુઓ ખાંડનું ઉત્પાદન કરનારા દેશોમાં પાંચમે નંબરે આવતા. ઉપરાંત અહીં ઈમારતી લાકડાંનાં વિશાળ જંગલ આવેલાં છે તથા શણના સંબંધમાં તે દુનિયાનો લગભગ ઈજારો ધરાવે છે.

ત્રણ વર્ષ ઉપરાંતના જાપાની કબજા દરમિયાનની લૂંટ ને ખાનાખરાબીએ આ ટાપુમાંની આર્થિક પરિસ્થિતિને પલટી નાખી છે. ગોખાના વાવેતરના એકર પ્રમાણમાં ઘરખમ કાપ મૂકવો પડ્યો

છે. આ સિવાય ખાંડ, નાળીએર તથા તમાકુના નિકાસ ઉદ્યોગોને પણ ભારે નુકસાન થયું છે. તા. ૪થી જુલાઈના રોજ પ્રાપ્ત થતી એમની આઝાદીમાં એમને વધુ તાકાતવાન કરવાને ઇરાદે અમેરિકાએ ફિલિપાઈન્સ પુનર્વસાહતી ધારો તથા બેલ વ્યાપાર ધારો એવા બે ધારા પસાર કર્યા. પુનર્વસાહતી ધારામાં ફિલિપાઈન્સને યુદ્ધ દરમ્યાનની નુકસાનીમાં વળતર તરીકે ૪૫ કરોડ ડૉલર આપવામાં આવ્યા છે. આ રકમ પૈકી ૩૩ કરોડ ડૉલર ખાનગી મિલ્કતની પુનર્રચના વગેરે માટે છે અને બાકી રહેતી રકમમાંથી સરકારી મકાનો—શાળાઓ, ઈસ્પિતાલો, રસ્તાઓ જેવી જાહેર મિલ્કતોની પુનર્રચનાની જોગવાઈ છે. આ ઉપરાંત ત્રણ કરોડ ડૉલરની કિંમતની યુદ્ધ વધારાની સામગ્રી પણ ત્યાંની સરકારને સોંપવાનું નક્કી કરવામાં આવ્યું છે.

('જન્મભૂમિ'માંથી તારવીને)

## નવી જાતના કાચ

સલ્ફ્યુરિક ઍસિડ (ગંધકનો તેજાબ), નાઇટ્રિક ઍસિડ કે હાઇડ્રોક્લોરિક ઍસિડ (મીઠાનો તેજાબ) વગેરે તેજાબો આપણે કાચનાં મોટાં વાસણોમાં ભરેલા જોઈએ છીએ અને સામાન્યરીતે જાણીએ છીએ કે કાચ તેજાબથી અસ્પર્શ્ય છે. પણ હાઇડ્રોફ્લોરિક ઍસિડ નામનો એક એવો તેજાબ આવે છે જે કાચના વાસણમાં રાખી જ શકાતો નથી! ભૂલેચૂકે કાચની શીશીમાં એ ભર્યો હોય તો શીશીના કાચને તે કોરી જ ખાય છે. અત્યાર સુધી આ તેજાબ માટે ખાસ જુદી જ બનાવટની શીશીઓ રાખવી પડતી; અથવા કાચની શીશી હોય તો તેજાબ ભર્યા પહેલાં તેની અંદરના ભાગમાં પૅરેફીન લગાડવું પડતું પરંતુ અમેરિકન ઑપ્ટિકલ કં. નામની ચશ્માના કાચ બનાવનારી જગવિખ્યાત કંપનીએ હવે એવો કાચ તૈયાર કર્યો છે કે એ કાચ પર હાઇડ્રોફ્લોરિક ઍસિડની અસર થતી જ નથી. હવે હાઇડ્રોફ્લોરિક ઍસિડ ભરવાનાં વાસણો બનાવવાની મુશ્કેલી દૂર થશે; ઉપરાંત રસાયણો તૈયાર કરનારની આંખના રક્ષણ માટેનાં ગૉગલ્સ પણ એ જ કાચમાંથી બનાવી શકાશે.

એ જ કંપની તરફથી એક બીજો નવી જાતનો કાચ તૈયાર કરવામાં આવ્યો છે. એની ખાસિયત એ છે કે તે સંપૂર્ણ રંગવાહક હોવા છતાં ખૂબ જ ગરમી-ચૂસક છે. ફિલ્મો પાડતી વખતે વીજળીના સખત પ્રકાશવાળા' આર્ક લૅમ્પની જરૂર હોય જ છે, અને ફિલ્મ પાડવાનાં મશીનોમાં કેટલીકવાર એ આર્કની ગરમીને લીધે ફિલ્મો સળગી ઊઠે છે. તે ભય આ કાચને લીધે દૂર થશે. એ જ રીતે કેટલીકવાર ફિલ્મનાં 'શૂટિંગ' ચાલતાં હોય ત્યારે અભિનેતાઓ પર ફ્લડલાઈટ વડે જે પ્રકાશ ફેંકાય છે તેને લીધે તેમને ખૂબ ગરમી સહન કરવી પડે છે. પરંતુ હવે ફ્લડલાઈટમાં પણ આવા કાચનો ઉપયોગ થશે એટલે અભિનેતાઓને પણ રાહત રહેશે. આ કાચ લગભગ ૯૦ ટકા જેટલી ગરમી ચૂસી લે છે, છતાં તેના પ્રકાશવહનની શક્તિમાં વાંધો આવતો નથી. આ કાચની બનાવટમાં મુખ્યત્વે આવતાં તત્ત્વો ફૉસ્ફરસ, ઍલ્યુમિનિયમ અને સિલિકોન ઑક્સાઈડ ગણાવી શકાય.

આ જ કંપનીની એક બીજી નમૂનારૂપ શોધ તે સબમરીનનાં માણસોને ઉપયોગમાં આવે તેવાં ગૉગલ્સ (કાળા ચશ્મા) છે. ટૉરપીડો કે બીજા કોઈ કારણે દરિયાને તળીએ જઈ બેઠેલાં વહાણો વગેરેની શોધમાં જતી વખતે સબમરીનનાં માણસોને આ ગૉગલ્સ ખૂબ ઉપયોગી નીવડે છે. સાથોસાથ ખૂબ જ પ્રકાશવાળી જગામાં આ ગૉગલ્સ વડે આંખનું રક્ષણ તો થાય જ છે તે ભૂલવું ન જોઈએ.

(સૂચિત) —હરિત ભટ્ટ

# આ માસ (જૂન) ઈતિહાસમાં

**તા.** ૨ બંગાળાના નવાબ સિરાજુદ્દૌલાનું મિરજાફરે ખૂન કર્યું, ૧૭૫૭.

**તા.** ૪ અમેરિકાએ બ્રિટિશ હકૂમતમાંથી આઝાદ થઈ ફિલાડેલ્ફિયા મુકામે પોતાના સ્વાતંત્ર્યનું જાહેરનામું પોકાર્યું.

**તા.** ૭ દાદાભાઈ નવરોજી બ્રિટિશ પાર્લામેન્ટના સભ્ય ચૂંટાયા, ૧૮૯૧

**તા.** ૧૧ છેલ્લા લાંબા ચીન-જાપાન યુદ્ધની શરૂઆત થઈ, ૧૯૩૭.

**તા.** ૧૪ ફ્રાન્સની વિફરેલી પ્રજાના ટોળાએ ત્યાંનું બાસ્તાઈલનું કારાગૃહ તોડયું અને રાજાશાહીનો કાયમી નાશ કર્યો, ૧૭૮૯.

**તા.** ૧૫ જગવિખ્યાત ડચ ચિત્રકાર રેમ્બ્રાંનો જન્મ, ૧૬૦૬.

**તા.** ૧૬ ઈસ્ટ ઇંડિયા કંપનીએ એડન જીતી લીધું ૧૮૩૯.

**તા.** ૨૧ પહેલી કોંગ્રેસની બેઠકના પ્રમુખ વ્યોમેશચન્દ્ર બૅનરજીનું અવસાન, ૧૯૦૬.

**તા.** ૨૪ હજાર ઉપરાંત પુસ્તકોના લેખક મહાન ફ્રેન્ચ નવલકથાકાર ઍલેક્ઝાન્ડર ડ્યૂમાનો જન્મ, ૧૮૦૨.

**તા.** ૩૧ થીઓસોફીની આદ્ય જનેતા મૅડમ હેલીના પેટ્રોવના બ્લાવાટ્સ્કીનો રશિયામાં જન્મ, ૧૮૩૧.

આ માસની વ્યક્તિવિશેષ

## જુલિયસ સીઝર



જગતમાં મહાન રોમન સામ્રાજ્યનો વિજયડંકો વગાડનાર આ યુદ્ધવીર અને રાજપુરુષનો જન્મ ઈ.સ. પૂર્વે ૧૦૨ની ૧૨મી જુલાઈએ રોમમાં થએલો. નાનપણથી જ લશ્કરમાં જોડાઈ તે ૨૧ વર્ષની વયે એશિયાઈ યુદ્ધોમાં ગયો. ત્યાંથી પાછો આવી રાજકારણમાં પડ્યો. ઈ. સ. પૂર્વે ૬૮માં સ્પેનનો સુબો બનીને ત્યાં ગયો, અને રોમના કૉન્સલ(લોકપ્રતિનિધિ રાજકર્તા) પૉમ્પેની બહેનને પરણ્યો. ધીમેધીમે પોતાની બહાદુરી ને બુદ્ધિચાતુર્ય વડે તે એટલો ગણનાપાત્ર બની ગયો કે ઈ.સ. પૂર્વે ૫૯માં તે કૉન્સલ નીમાયો; અને ત્યાર બાદ પૉમ્પેના અમલથી અસંતુષ્ટ બનેલી રોમની સેનેટે જે 'ત્રિપુટી રાજસત્તા' નીમી તે ત્રણમાંના એક તરીકે તેની વરણી કરી. એ સ્થાનેથી તેણે પૉમ્પે, સેનેટ તેમજ પ્રજા સૌનો ચાહ મેળવ્યો અને વિશાળ લશ્કરી સત્તાઓ સાથે ગૉલ પ્રદેશ (ફ્રાન્સ)નો ગવર્નર નીમાયો. એણે વીરતાભરી જીતોથી આખો ફ્રાન્સ કબજે કરી ઈ.સ. પૂર્વે ૫૫માં બ્રિટન પર પણ આક્રમણો કર્યાં અને યુરોપના છેક પશ્ચિમ છેડા લગી રોમન સામ્રાજ્યની હાક વગાડી.

તેના આ વિજયની ઈર્ષ્યાએ રોમમાં અનેક દુશ્મનો ઊભા કર્યા જેમાં મુખ્ય પૉમ્પે પોતે હતો. તેની સાથેના સમાધાનના બધા પ્રયત્નો નિષ્ફળ જતાં સીઝર જંગી લશ્કર સાથે ચડી આવ્યો અને ગૉલ તથા ઈટલી વચ્ચેની સરહદ આંકતી રૂબીકોન નદી ઓળંગી આંતરવિગ્રહ માંડ્યો. ઈ. પૂ. ૪૮માં તે કૉન્સલ નીમાયો અને પૉમ્પેનો પીછો પકડી ગ્રીસમાં ફાર્સેલસ મુકામે તેને છેલ્લી શિકસ્ત આપી. ત્યાંથી તે પૂર્વમાં વિજયપ્રસ્થાને નીકળ્યો, જ્યાં ઈજિપ્તમાં ત્યાંની રૂપવતી રાણી ક્લીઓપેટ્રા સાથે પ્રેમમાં પડ્યો. આ પછી એશિયા માઈનોર ને આફ્રિકા સુધી રોમનસામ્રાજ્યનો વિસ્તાર કરી પાછા ફરેલા એ વિજયી વીરને સેનેટે દશ વર્ષ માટે અને પછી જીવનભરને માટે કૉન્સલ નીમ્યો.

પણ ટૂંક વખતમાં તેની સામે કાવત્રું ઊભું થયું, જેમાં તેનો અંગત મિત્ર બ્રૂટસ પણ સામેલ થયો અને ઈ. સ. પૂર્વે ૪૪ના માર્ચની ૧૫મી તારીખે સેનેટહાઉસમાં જ તેનું ખૂન કર્યું



તપસી દિનદિન તપ તપે,   બિન તપસી રહે દેખ;
ભાલે કર દઈ દાખવે,   લલાટ લખિયા લેખ.

— ઉમાશંકર



આત્માની લડાઈમાં સૈનિકો પાછા હઠવા લાગ્યા, પણ ધ્વજધારી તો ધ્વજ પકડી રાખીને મોખરા પર ઊભો જ રહ્યો. સેનાપતિએ એને બૂમ પાડી: 'ધ્વજ અહીં લઈ આવ.' ધ્વજધારીએ જવાબ આપ્યો, 'ના; સૈનિકોને અહીં ધ્વજ પાસે લઇ આવો.' એ એકલ ધ્વજધારીની આવી વીરતાભરી હિંમતનું શું પરિણામ આવ્યું એ કહેવાની જરૂર છે?

કહેવતો કેમ પડી: 'ભાંગ્યા કણબીએ ગામ ન વસે.'—જનસામાન્યની ઇચ્છા વિરુદ્ધ અન્યાયથી રાજસત્તા પણ ફાવી શકતી નથી અથવા તો જબરદસ્તીથી મનધાર્યું કરાવી શકાતું નથી એ દર્શાવવા વપરાતી આ કહેવત માટે વાત છે કે એક ગામડાના અન્યાયી ઠાકોરના મનસ્વીપણાથી કંટાળી ત્યાંના ખેડૂતો હિજરતે નીકળ્યા. ઠાકોરે તેમને અટકાવવા ગામ ફરતો પહેરો મૂક્યો, એથી ખેડૂતો ગામમાં પુરાઈ તો રહ્યા, પણ એમણે ખેતી કરવાની જ ના પાડી! ઠાકોરે ઘણા યે ધમપછાડા માર્યા, પણ એમાં શુ ચાલે? એમ કરતાં ખેતીની મોસમ પણ ચાલી ગઇ. અંતે ગામમાં ન રહ્યા ખેડૂત કે ન રહ્યા રાજાનો હુકમ માનનારા પહેરેગીરો પણ.

અનેકાર્થી શબ્દ: કંટક=કાંટો કે ફાંસ; માછલાં પકડવાનો ગલ, આંકડો; રોમાંચ; નડતર અથવા ડખલ; દુશ્મન.

ગણિત-ગમ્મત: કોઈ પણ બે રકમોની વર્ગસંખ્યા (Square)ની બાદબાકી જાણવી હોય તો તેને માટે એક સરળ ચાવી છે. એ બે રકમોના સરવાળાને એ જ બે રકમોના તફાવત વડે ગુણો. જે આવે તે જવાબ. દાખલા તરીકે ૨૫$^2$(૬૨૫)–૨૪$^2$(૫૭૬)નો જવાબ જાણવો હોય તો ૨૫+૨૪=૪૯×૧ (૨૫ ને ૨૪નો તફાવત)=૪૯. (મૂળજી જેઠુ જોષી)

હેલિયમધાતુની પહેલવહેલી શોધ સૂર્યમાં કરવામાં આવી હતી,—ઈ. ૧૮૬૮ના સૂર્યગ્રહણ વેળાના નિરીક્ષણમાં! પૃથ્વી ઉપર તો તે ત્યાર પછી ૨૭ વર્ષે છેક ઈ. ૧૮૯૫માં ક્લેવાઇટ નામના ખનિજમાંથી શોધાયું.

ભેજવાળી ભીંતોમાંથી પાણી એસરતું અટકાવવા માટે ભીંતની બહારની બાજુએ, ઉકાળેલા બેલતેલમાં ધીમેથી સરખે ભાગે પેરેફિન ઉમેરેલું મિશ્રણ લગાડવું.




અમેરિકામાં મળેલી સંયુક્તરાષ્ટ્ર પરિષદ વેળા સમસ્ત જગતના ઐક્ય અને બંધુભાવનાના પ્રતીકરૂપ World City (જગતનગર) કલ્પીને તેને માટે કાઢવામાં આવેલી ત્રણ સેન્ટની પોસ્ટ છાપ.

એક હરરાજીમાં સારો પોપટ જોઈ મનહરલાલને તે ખરીદવાની ઈચ્છા થઈ અને માગણી કરી: 'પાંચ રૂપિયા!' સામે કોઇએ માગણી વધારી: 'દસ રૂપિયા!' મનહરલાલ બોલ્યા: 'પંદર રૂપિયા!' સામેથી વધારો આવ્યો: 'પચીસ રૂપિયા!' એમ કરતાં અંતે મનહરલાલને ૧૦૦ રૂપિયે એ પોપટ મળ્યો. પૈસા ચૂકવી દઇને પાંજરું લેતાં લેતાં તેમણે હરરાજી કરનારને પૂછ્યું, 'આ પોપટ સારું બોલે છે તો ખરો ને?' હરરાજી કરનારે જવાબ દીધો: 'કેમ? તમારી સામે કિંમતની બિડ વધારીને બીજું કોણ બોલતું હતું? ખુદ એ પોપટ જ બોલતો હતો! એથી વિશેષ સારું બોલવાનું તમારે શું જોઈએ?!'



મ્હેસુર અને કાનડાના કદંબ રાજાઓએ 'પદ્મ-ટંકા' નામના એક વિશિષ્ટ પ્રકારના સોનાના જાડા સિક્કાઓ પાડેલા, જેનો આકાર કમળના ફૂલ અથવા વાટકા જેવો, વચ્ચેથી ઊંડો છે. ઉપર ડાબી બાજુ આપેલા તેના નમૂનામાં વચ્ચે આઠ પાંખડીનું કમળ છે. અને ચોમેર શંખ, ચક્ર અને બીજું એક પ્રતીક તથા નાગરી જેવી લિપિમાં લખાણ છે. આવા સિક્કાઓમાં વચ્ચે વરાહની છાપ પણ હોય છે (જુઓ જમણી બાજુનો બીજો સિક્કો.)

ॳ. જે વીર છે તે હમેશાં જયને માટે મથે છે અને પરાજયને માટે તૈયાર રહે છે. હારી જઈએ એમાં કશું ખોટું નથી; પશુ થઈએ એમાં નામોશી છે.

—કાલેલકર.

હાથીના પગમાં કુદરતની એવી સ્થિતિસ્થાપક રચના હોય છે કે ચાલતી વખતે જે પગ ઉપર શરીરનું વજન આવે તે પ્રસરીને જાડો થાય અને જેના ઉપરથી વજન ઉચકાય તે સંકોચાઇને પાતળો થઈ જાય. આ રચનાને લીધે જ તે ભેજ અને કાદવવાળી જમીનોમાં સરળતાથી ચાલી શકે છે, કેમકે જાડો થવાને લીધે પગ બહુ ઊંડો ખૂંચી જતો અટકે અને સંકોચાવાથી તરત ખેંચી લઈ શકાય. નહિતર વજનથી જ અંદર ખૂંચી રહે ને નીકળી ન શકે.



'માણસને ચીતરતા માણસને ચીતરતા માણસને ચીતરતો માણસ.' એક માણસ બીજાને ચીતરે છે, બીજો ત્રીજાને, ત્રીજો ચોથાને, એમ પરંપરાએ બીજાને ચીતરતા માણસનું, તદ્દન સાદું જણાતું અમેરિકાના એક અગ્રણી કાર્ટૂનિસ્ટ મિ. સ્ટાઇનબર્ગનું આ જોરદાર કટાક્ષચિત્ર યુરોપમાં તાજેતરમાં ભરાયેલા અમેરિકન કટાક્ષચિત્રોના પ્રદર્શનમાં ઘણી પ્રશંસા પામ્યું હતું. (યુસિસ)


VINOLIA WHITE ROSE SOAP
હિંદના ગુલાબના બાગની સવારની સઘળી ખૂશબો વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ તમારી પાસે લાવે છે. તેનું મુલાયમ, ભરપૂર ફીણ અત્યંત નાજુક ચામડીને માર્દવતાથી સ્વચ્છ કરે છે—અને તેની સોરભ તમારી આસપાસ મનોહર પરિમલ ફેલાવે છે. તમારા સૌંદર્યની વૃધ્ધિ માટે તમને બીજો કોઇ વધારે સારો અને વિશિષ્ટ સાબુ મળી શકશે નહિ. વિનોલિયા વ્હાઇટ રોઝને તમારો માનીતો સાબુ બનાવો.
વિનોલિયા વ્હાઈટ રોઝ સાબુ
VWR. 39-23 GJ
VINOLIA CO., LIMITED, LONDON, ENGLAND

ઓગણીસમી સદીના અંત ભાગમાં થઈ ગએલા, ઇંગ્લંડની રૉયલ કલાપીઠના પ્રમુખ આ નામી કલાકારે પોતાની મબલખ કૃતિઓથી ઇંગ્લંડની કળામાં પૂરેલો ફાળો જેટલો વિપુલ છે તેટલો જ તેજસ્વી છે, ને એનાં ચિત્રો ધરાવવાં એ જગતનો કોઈપણ કલાસંગ્રહ બહુમાન સમજે છે.

જોરદાર રેખાસામર્થ્ય અને મૂળમાં અજબ રંગભભક ધરાવતું, હૃદયની લાગણીઓને હલાવી મૂકતું આ ચિત્ર, સંયોજનામાં જરા વિચિત્ર લાગે છે, પણ એમાં જ એનું બળ છે. આગલા ભાગમાં બેઠેલી બે બાળાઓ ચિત્રનો લગભગ અર્ધો ભાગ રોકી લેતી હોવા છતાં બાકી રહેલી ઓછી જગ્યામાં ચિત્રકારે આકાશ ને ભૂમિભાગનો કેટલો વિશાળ વિસ્તાર દર્શાવ્યો છે! અને એ યોજનાપુરઃસર છે. બાળાના અંધત્વની દર્દભરી અસર પ્રેક્ષકના હૃદય પર તીવ્રપણે આંકવા એને બહોળી કુદરત વચ્ચે આકાશમાં મેઘધનુષ આલેખ્યું છે. એ બે સામસામાં તત્ત્વો જ ચિત્રને સામર્થ્ય આપે છે.

એ મેઘધનુષના ગથાળાના છેડાથી શરૂ થઈ, મેદાનમાંના ઝાડમાંથી પસાર થઈ, બાળાના ચહેરાને, ઓઢણી પરના પતંગિયાને અને ખોળામાંના હાથવાજાને આવરી લઈને, પગ આગળ સમાપ્ત થતી એક કલ્પનારેખા તમારા મનોચક્ષુ આગળ ખડી કરો. મેઘધનુષની માફક જ આખા ચિત્રમાં અર્ધચંદ્રાકારે પથરાઈ રહેતી એ રેખા, આ ચિત્રની રહસ્યરેખા છે. એ રેખાના માર્ગમાં આવતી એકેએક વસ્તુ આ ચિત્રના ભાવને ચોટદાર બનાવે છે, ને તે બધી વસ્તુઓ પર ધનુષાકારે ફરતી તમારી નજર ચિત્રના કરુણ ભાવથી તમારા હૃદયને ભરી દે છે.

ઓહો! સૃષ્ટિમાં આટલી બધી સુંદરતા છે! હરિયાળાં ઘાસ ને લીલા વૃક્ષકુંજ, મનોરમ પંખીઓ ને બહુરંગી પતંગિયાં, ભૂરું આકાશ, ને તેમાં ખેંચાએલું રંગની કવિતા સમું ઇન્દ્રધનુ; —પણ એ દૃશ્યનો આનંદ એ બાળાને કાજે નથી



અંધ બાળા

કલાકાર : સર જૉન એવરેટ મિલે

અરે, એના અંગ પરના આ કિરમજી ચણિયા, કથ્થાઈ આંખો ને સોનેરી વાળનો પણ નહિ' ઈશ્વરની આ અદ્‌ભુત સૃષ્ટિમાં જે કાંઈ આનંદ લેવાનો તે આ વાજાના સૂરમાંથી, પંખીના ગાનમાંથી કે આ ઘાસ ને આ ફૂલના સ્પર્શમાંથી! એક પછી એક આ બધી વસ્તુઓ એની આ દર્દકથાને તમારા અંતરમાં ઉતારે છે. પણ એની એ કરુણતા તે આ ચિત્રનો ખરો સંદેશ નથી.

આ કરુણતામાં કરવાનું ખરું દર્શન તો એ બાળાના ચહેરા પર રહેલી ધારણશક્તિમાં છે. પોતાના અંધત્વનું એને ભાન છે, પણ એના દુઃખથી જીવનને ખારું શા માટે કરવું? ઈશ્વરે આપેલાં બીજાં અંગ દ્વારા એની સૃષ્ટિના કાવ્યનું પાન કરવાની સ્વસ્થતા, સંતોષ ને સમાધાનવૃત્તિ એણે કેળવી લીધી છે. અને નાની બહેન મેઘધનુષની સુંદરતાનું જે હૃદયંગમ વર્ણન કરે છે તેને શ્રવણ વડે—અને તેથી યે વધુ એના હાથમાં આંકડા ભીડેલા પોતાના હાથના સ્પર્શ દ્વારા તે પીએ છે. કલાકારનો સંદેશ અહીં સફળ બન્યો છે. એ મુખભાવમાં અને એ જકડી ભીડેલા હાથના આંકડામાં એના જીવનની ધારણશક્તિ છે. બ. રા.

('સાહિત્યપલ્લવ'માંથી)

ઝડપભેર તૈયાર થઈ રહ્યું છે

# મુક્તિ પ્રોડક્શનનું પ્રથમ સામાજીક ચિત્ર

★

પટકથા–સંવાદ
પં. ગીરીશ

ગીત
દીપક

સંગીત
શાંતિકુમાર

છાયા
એન. એમ.
અધિકારી

દિગ્દર્શન
કે. જે.
પરમાર




★

મીસ ઝીન્નત
ઘનશ્યામ બી.એ.
મી. રાજ
ચારૂબાલા
પ્રતાપકુમાર
શોભારાણી
બેબી રજની
પીનાકીન શાહ
ઓમપ્રકાશ
ગૌડ

સાથમાં–
મુન્શી ખંજર
પાંડે

★ સમાજના અંતઃકરણને સાદ દેતું સર્જન ★

# ગૌ...ર...વ

પ્રકાશ અને ફીલ્મીસ્તાન સ્ટુડીઓમાં ઝડપભેર તૈયાર થઈ રહ્યું છે

મુંબાઈ ઈલાકા અને સી. પી. આઈ. ના બુકીંગ માટે—

ચંપક ફિલ્મ ડીસ્ટ્રીબ્યુટર્સ

પ્રાંતિય હક માટે

મુક્તિ પ્રોડકશન પીલાં લોજ, શંકર શેઠ રોડ, મુંબાઈ ૭

અમારૂં આગામી આકર્ષણ—'પસીના'

# કુમાર

આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું અગ્રગણ્ય માસિક

સંસ્થાપક · રવિશંકર રાવળ વર્ષ ૨૩મું અંક ૮મો

ઑગસ્ટ ઓગણીસસો છેંતાલીસ તંત્રી · બચુભાઈ રાવત



૨૭૨મો અંક















**ચિત્રો**

પ્રાતઃકાળ (ફોટો) — હીરાલાલ ભટ્ટ પૂઠું
જાપાની દશ્યચિત્ર — ત્રિરંગી મુખચિત્ર
હિંદી ઢબનાં ફર્નિચર — કનુ દેસાઈ — પાછલા પૂઠામાં

**કાવ્યો**

મુશ્કેલી ગર્દને વરે — 'હુશનરૂ' ૧૭૬
આરંભે — પૂજાલાલ ૧૭૬

**ચરિત્ર**

દી. બ. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર — આપકથા ૧૮૦

**વાર્તા**

દીવાલ પરનો ચહેરો — યશવંત શુક્લ ૧૭૦

**લેખો**

તમારું ખમીર કેવું છે? — ૧૭૬
પ્રવાસ-જંજરી [૫] હુપિકેશ — રવિશંકર રાવળ ૧૭૭
ચિત્રવિજ્ઞાન [૬] (અર્ધેન્દ્રકુમાર ગાંગુલી) સૌ. અપર્ણા ત્રિવેદી ૧૭૫
રસદર્શન-૨૯ — હરિપ્રસાદ મ. દેસાઇ ૧૮૫

**વિભાગો તથા પરચૂરણ**

કસોટી — ૧૬૮
ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ — ૧૮૩
માધુકરી — ૧૭૧
આ માસનું પંખી-ચાતક — ૧૭૧
આ માસ ઇતિહાસમાં — ૧૭૩
છેલ્લું પાનું — ૧૭૪


## ગ્રાહકોને

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત એકાદ અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારી-પૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો ભરપાઇ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.


કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત, મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ , ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વ ર્ષિક લવાજમ રૂ. ૬; પરદેશમાં રૂ. ૭ ૮-૦ અથવા ૧૨ શિલિંગ. છૂટક નકલના દસ આના. પાછલા વર્ષના અંકો અપ્રાપ્ય છે. જે કાંઈ દુષ્પ્રાપ્ય અંકો મળે છે તે દરેકની કિ. ૧-૪-૦.



બહાર ખબરના સોલ એજન્ટ : મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ કંપની, મહેતા બિલ્ડિંગ, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઇ-૧; અમદાવાદમાં મૉડેલ ટૉકીઝ સામે, માંપીરોડ.

# ડાલ્ડા તમારા માનીતા શાકને સ્વાદ આપેછે—અને તમને તાકાત પણ આપેછે!




ડાલ્ડાથી રંધાયેલો ખોરાક કોઈ છાંડશે નહિ. ત્વરિત પાચનકારક અને વિટામિનવાળું, ડાલ્ડા તેના આનંદજન્ય સ્વાદથી સાદી વાનગીઓને પણ ઉમદા બનાવે છે અને તમારા રોજના ખોરાકનો એકસરખો કંટાળો દૂર કરે છે. ડાલ્ડાથી રાંધો અને તમારો ખોરાક જાણીતા પૌષ્ટિક સત્વોથી ભરેલા આ ચોખ્ખા રાંધવાના સાધનથી સુધારો. અને યાદ રાખો કે ડાલ્ડા એ રાંધવાનું સામાન્ય સાધન નથી—તે કુટુંબને તંદુરસ્ત રાખે છે અને તેમને વધારાની તાકાત આપે છે.

★ ડાલ્ડા પાકશાસ્ત્ર (ફક્ત અંગ્રેજીમાં)ની મદદથી તમારા ખોરાકનું આયોજન કરો. તેમાં તેમના ખોરાકી તત્વો માટે પસંદ કરાયેલી ૧૫૦ ઉપરાંત લહેજતદાર હિંદી વાનગીઓની માહિતી છે. તમારી નકલ માટે ૪ આનાની ટિકિટો Dept. B303 P.O. Box No. 353, Bombay, સરનામે મોકલો.




LVM. 49-23 GJ

THE HINDUSTAN VANASPATI MANUFACTURING CO., LTD.



# કુટુંબમાં સૌન્દર્ય જાળવી રાખે છે

મા કહે છે "મારી મા તમે જેવી તેના ચિત્રમાં જુઓ છો તેટલીજ સુંદર હતી. પણ તેની ચામડી કેટલી સુંવાળી અને રમણીય હતી તે કોઈપણ ચિત્ર બતાવી નહિ શકે." માએ પોતાની ચામડી અદ્ભૂત જાળવી રાખી છે, અને તે ઇચ્છે છે કે તેની દીકરીએ પણ તેની ચામડી તેવી સોહામણી રાખવી જોઇએ. તેણે તેના પુત્રીને સંભાળપૂર્વક કૌટુંબિક રહસ્ય શીખવ્યું છે—તે પીઅર્સ સાબુ અને ચોખ્ખું પાણી છે. આ ડાહી શિખામણ કુટુંબમાં પેઢી દર પેઢી સુધી સૌન્દર્ય જીવંત રાખશે.

ચાળીસ વર્ષ પર્યંત રૂપરાણીઓનો પીઅર્સ સાબુ માનીતો રહ્યો છે. તેની કુદરતી સુગંધ અને સુંવાળા રેશમ શા ફીણને લઈને બીજા સામાન્ય સાબુ કરતાં આ સાબુ તદ્દન જુદોજ તરી આવે છે.



## પીઅર્સ સાબુ

સૌન્દર્યનો સાથી

TG. 40-172 GJ     A. & F. PEARS, ISLEWORTH, ENGLAND

# તમારૂં ખમીર કેવું છે?

નીચેના દરેક એકરારમાંની કેટલી બાબતો તમારા જીવનમાં હાલ તમને લાગુ થાય છે તેની સામે વિચારપૂર્વક નિશાની કરતા જાઓ:

**ક**

૧ જિંદગીમાં ખૂબ મઝા આવતી લાગે છે.
૨ ધાર્યા કરતાં આ વર્ષ તો બહુ જ સારૂં ગયું.
૩ હું સુખી અને નસીબદાર છું.
૪ દરેક પ્રસંગ આનંદ આપે છે.
૫ દિવસો સરસ રીતે વીતે છે.

**ખ**

૬ જરૂરત પ્રમાણે વર્તી લઉં છું.
૭ જરા મુશ્કેલી હોય તોપણ પ્રસંગ નિભાવી લઉં છું.
૮ આ વર્ષ ઠીકઠીક જ; બધું ઠીક પાંસરૂં છે.
૯ જરાક આફત કે અડચણ તો હોય ખરી.
૧૦ પ્રસંગો જરા સુધરતા જાય છે.

**ગ**

૧૧ અડતીપડતી આવી ગઈ, પણ મોજમાં છું
૧૨ બહુ ખરાબ નહિ, બહુ સારૂં યે નહિ.
૧૩ થોડા મૂંઝવણો છતાં સંતોષથી રહું છું.
૧૪ નિભાવું છું; ભવિષ્યની સારી આશા છે.
૧૫ ઘણાની જિંદગી તો આના કરતાં યે વધુ દુઃખી હશે.

**ઘ**

૧૬ સંજોગોથી થાકી ગયો; હવે તો ભવિષ્યમાં કંઈક ઠીક થાય તો.
૧૭ ધાર્યું છું એવો વગ ઊતરતો નથી.
૧૮ જિંદગીમાં સદા દબાણું જ રહ્યું.
૧૯ પહેલાં કંઈક ઠીક હતું.
૨૦ હવે તો સુખ મળે તો સારૂં.

**ચ**

૨૧ આ વર્ષ મારા માટે ખરાબ ગયું.
૨૨ સંજોગોએ કાયરકાયર કરી નાખ્યો
૨૩ જિંદગી અળખામણી લાગે છે.
૨૪ કોઈ ચીજ પાંસરી પડતી નથી.
૨૫ આંખે અંધારાં આવે છે.

કયા વિભાગમાં તમારી નિશાનીઓ વધુ પડી છે તે જુઓ. સર્વશ્રેષ્ઠ ખમીરવાળાની નિશાનીઓ 'ક' વિભાગમાં પડશે. ઠીકઠીક ખમીર 'ગ' ભાગમાં આવશે; થોડા 'ખ'માં પણ જશે. 'ઘ' ને 'ચ'માં નિશાનીઓ વધે તો તો તમારે જરૂર કોઈ ડાહ્યા માણસની સલાહ લેવી અને તમારૂં ખમીર ઉપલા વર્ગમાં આવે એ રીતે જીવન બદલવું. (યૉર લાઇફ)

# મુશ્કેલી મર્દને વરે

· અનુષ્ટુપ ·

કદર બૂઝાય પોતાની કૈંક તો મર્દને કરે,
જાણી સ્વ-માન અર્થે જ મુશ્કેલી મર્દને વરે.
જેવાતેવા ભણી દૃષ્ટિ વાળે ના, નવ કાતરે
પોતાની માળ આરોપે, એને છે ભય કે 'અરે
સ્વેને વરમાળાની અવજ્ઞા લોક આ કરે'.
સત્કારે મર્દ નિઃશંક પૂછ્યા વિણ જ મોકળે
મને, તેથી નિરાશંક મુશ્કેલી મર્દને વરે,
અસાધારણ વસ્તુઓ અસામાન્ય પ્રતિ વળે,
અસાધારણ રીતેથી એ કર ઊકેલ નીકળે,
તેથી સ્વોદ્ધાર અર્થેય મુશ્કેલી મર્દને વરે.

'ઉશનસ્'

'કુમાર'ના માર્ચના અંકમાં At the Start નામની એક અંગ્રેજી કવિતાના પદ્યાનુવાદ માટે પાંચ રૂપિયાનું પારિતોષિક જાહેર કર્યું હતું. તે માટે આવેલી કૃતિઓ પૈકી આ નીચે આપેલી શ્રી પુષ્પલાલની કૃતિ પારિતોષિકને પાત્ર ઠરી છે. આવેલી કૃતિઓમાં ઘણા સારા પ્રયાસો પણ હતા. કેટલીકમાં અમુકઅમુક પંક્તિઓના અનુવાદ ઘણા સચોટ હતા, પરંતુ સળંગ, એકધારો સુરેખ ને સમશ્લોકી અનુવાદ તો નીચે આપેલો જ નીવડ્યો છે. આવા પ્રકારના કાવ્યોના અનુવાદ માટે છંદની પસંદગી તથા કાવ્યબાનીમાં જોઈતી દૃષ્ટિનો પણ અભાવ અમને જણાયો છે. વિચારભાર વહેનારાં ભારેખમ છંદ ભાષા કરતાં મૂળને વધુ નજીક જઈ રોચક બને તેવા પ્રવાહી ને પ્રચલિત છંદ તથા મૂળની સચોટતાને ઉતારે તેવી પ્રાસયુક્ત ને સરળ વેધક બાની આવા પદ્યાનુવાદો માટે વધારે ઉપયુક્ત બને. છતાં એમાં ભાગ લેનારાઓએ તે પાછળ જે પ્રયત્ન તથા શ્રમ લીધાં છે તે ખરેખર અભિનંદનને પાત્ર છે.

# આરંભે

· કવિતપ્રકાર ·

શાણા ને બેવકૂફોનાં પુસ્તકોનો પાઠ તમે   પૂરો કરી રહ્યા હો જે વારે,
શાળા–મહાશાળાઓની ભૌતિકમલીકૂંચીઓ   વટાવી થયા હો ન્હાર ત્યારે,
જૂના જમાનાની એક પ્રથા જવા માગતી ના   ને છોડવા માગે ના સંસારે.
ટોચે પ્હોંચવાની આશા રાખતા હો તો તજેથી   આરંભવું પડશે તમારે.
તમારાં અર્થશાસ્ત્રો ને દર્શનો વગેરે બધું   ભલેને અશેતિ તમે માણો,
પણ આમ મેળવેલા જ્ઞાને વળશે ન કશું   કહું છું, સાચું જ એ પ્રમાણો;
છૂટકો ન, કારખાને કે દુકાને જવા માટે   જરૂરી હિંમત હવે આણો,
અને ટોચે જવા છેક નીચેથી જ શરૂ કરી   સીડીનાં પગથિયાં પલાણો.

કેટલાક જૂનવાણી ખ્યાલો છે બંધાયલા તે   કદી નથી એમ ટળવાના,
છોકરાઓએ છે રોજ બેજ કરવાનું કામ   ગમે તે પદ્ધતિ, તેની 'ના' ના;
અને મંડ્યા રહે છે કે અટકી પડે છે, તેને   જોઈ જન મૂલ્ય આંકવાના,
પણ ટોચથી જ આરંભ કરાવવાની વાત   નથી કોઈ જ વિચારવાના.
પ્રચલિત પદ્ધતિઓને બદલ્યા કરે, છતાં   નથી એવો સમો આવવાનો,
જ્યારે ઊંચી પદવીએ પહોંચવા માટે કોઈ   મુશ્કેલી ન અનુભવવાનો.
સિદ્ધિની સીડીના એક પગથિયા પર કોઈ   કદી નથી કાપ મૂકવાનો,
તિરસ્કાર તેનો કરનારો ન હોય તણું   દર્શન કદી ય પામવાનો.

પુષ્પલાલ

# પ્રવાસ-મંજરી

## એક વધુ સંસ્કારયાત્રાનાં સંસ્મરણો

### [૫] હૃષિકેશ

લેખક : રવિશંકર રાવળ



દિવસભરમાં હરદ્વારમાં પંદરવીસ વખત એકથી બીજા છેડાના રસ્તા તથા બજારો જોઈ લીધાં હતાં, એટલે ત્યાં કાંઈ નવીનતા રહી નહોતી. હૃષિકેશ જો એવું જ હોય તો માત્ર ધોધાપંથ જ કરવાનો હતો. પણ વલ્લભરામભાઈની સોબતમાં ત્યાં જતાં દરેક સ્થાન અને હકીકત ઘણાં રસમય બન્યાં. હૃષિકેશમાં હરદ્વાર જેવી આધુનિક બાંધણીનાં મકાનો કે ઓવારા નથી. એ, એક ગામડું જ કહી શકાય એટલી જગ્યામાં, ગંગાના ઊંચા તટ ઉપર વસેલું છે. ત્યાં ગંગાનો પ્રવાહ મોટા વિસ્તારમાં પથરાએલો છે, એટલે ઊંડાણ જરૂર થોડું છે, પણ વેગ તો એટલો જ. નહાવાના ઘાટ આગળ ગોર લોકોએ પથ્થરો ગોઠવી, ઉપર મોટી પાટો ઢેરાવી છાયા બાંધી લીધી હોય છે. કોઈ ફૂલવાળાઓ બેઠી હોય તેમની પાસેથી ફૂલપડો લઈ જે ભક્તજનો નહાવા આવે તે ત્યાં વસ્ત્રો ઉતારે અને પ્રવાહનો વેગ ન લાગે એમ કાંઠે જ સ્નાન કરી લે. તે વખતે રખડતા ભિક્ષુ બ્રાહ્મણો ગરબડમંત્રોથી પૂજન કરાવી શ્રદ્ધાળુઓને સંતોષ આપે છે. યુગોથી ગંગા તો એની એ છે, પણ માણસો ને સમાજ પ્રાચીન ભવ્યતા ખોઈ બેઠાં છે.

### દાનસંસ્થાઓ

પણ ગંગાના પવિત્ર તીરે જીવન પૂરું કરવું, છેલ્લા દિવસો દરમ્યાન ભારતની પ્રાચીન જ્યોતિમાં લીન થવું, એવા કંઈક નરનારીઓ, ભક્તો અને સાધુઓના અભિલાષ હોય છે, એટલે અહીં એવાઓ માટે આશ્રમો, ધર્મશાળાઓ વગેરે છે, તથા એવાં જનોને પવિત્ર માની તેમનાં તપનું પુણ્ય લેવા રાજાઓ, શ્રીમાનો અને દાતાઓએ અહીં એ ઉદ્દેશ માટે દ્રવ્યદાન કરવામાં બાકી રાખી નથી. 'કાળી કામળીવાળા'ને નામે ઓળખાતા મહંત તરફથી તો રોજ એક હજાર કે વધારે જેટલા સાધુસંન્યાસીઓને તૈયાર અન્ન કે સીધાં આજે પણ મળે છે. ભગવું લુગડું હોય, એટલે પછી કોઈ પૂછે જ નહિ. આથી, નિરુદ્યમી જીવન ગુજારતા કંઈક લફંગાઓ અહીં જ પડ્યા રહે છે. ખરા સંત કે સાધુ જેને મળે તેનાં ભાગ્ય! બાકી 'ધન હરે, ધોખો નવ હરે' એવા ઘણા. છતાં આવી દાનસંસ્થાથી પર રહીને પણ આત્માની શાંતિ અર્થે ત્યાં નિવાસ કરનારા માણસો પણ છે.

### વેદાંતી જીવીબાઈનો મઠ

ઠેઠ કચ્છથી આવીને વસેલાં શ્રી જીવીબાઈએ અહીં સ્ત્રીઓ માટે જ એક મઠની સ્થાપના કરી છે. વલ્લભરામભાઈ અમને ત્યાં લઈ ગયા અને અમારા ભોજન વિષેની સર્વ વ્યવસ્થા ત્યાં કરી. શ્રી જીવીબહેન તો આજ હયાત નથી, પણ તેમના સમાગમ અને ઉપદેશથી ત્યાં આવી વસેલાં મુખ્ય જમનાબહેને અમારું ખૂબ ભાવથી સ્વાગત કર્યું અને કોઈ અંગત સગાંવહાલાં આવ્યાં હોય એવી ઈંતેજારી અને તનમનાટથી અમારી સોઈ કરી આપી. અમે ગંગાસ્નાન કરી આવ્યા એટલામાં તો ઘરના સંઘરેલા ધોળા ઘઉંની રોટલી ને દાળભાતશાકનું તૈયાર થએલું ભોજન ઘણા દિવસે ત્યાં મળ્યું. આશ્રમમાં એ વાર ગુજરાતી કચ્છી બહેનો ઉપરાંત શીખ, હિંદુસ્તાની વગેરે બહેનો પણ હતી. દરેક આશ્રમવાસી જાતમહેનતથી ગોપાલન, વાસીદાં, દળવું, ભરડવું, ધોવું વગેરે કાર્ય કરી આશ્રમ સંભાળે છે. કોઈ પુરુષથી તો ત્યાં રહેવાતું જ નથી. જેમને સંયુક્ત રસોડું ન ફાવતું તે પોતાનું સીધું લઈ જાતે રાંધી લે છે. પણ બધા વચ્ચે એક કુટુંબ ભાવ અને સાત્વિક જીવનનો આગ્રહ જણાઈ આવતો હતો. બપોરે વેદાંતનો કોઈ હિંદી ગ્રંથ વંચાય ત્યારે સૌ સાથે બેસે, એ વખતે ખ્રિસ્તી સંપ્રદાયની સાધ્વીઓના મઠ જેવું જ ત્યાં લાગે. કોઈના ચહેરા પર સંસારી ભાવની ચમક સરખી પણ નહિ; પરંતુ તેમનું મમતાળુ હાસ્ય અને સેવાની તત્પરતા કેમ મુંબઈવાળા સંન્યાસીઓ અને કઠોર દેખાવવાળા બાવીઓના મુકાબલે આશ્રમની દેવીઓ ઠરાવે એવાં હતાં.

### હૃષિકેશનું માહાત્મ્ય

ભગીરથરાજાના તપથી ગંગા સ્વર્ગમાંથી આવી જ્યાં દરેક ગિરિ પર પડી અને તેમાંથી પછી હિંદુસ્તાનના ભૂમિપટ ઉપર જે સ્થળેથી વિસ્તરી તે આ સ્થાન છે; એટલું જ નહિ, પણ શંકરનાં બાર જ્યોતિર્લિંગ પૈકીનું એક બદ્રિકેદારેશ્વરનું સ્થાન પણ અહીંથી થોડે છેટે હિમશિખરોની વચ્ચે આવેલું છે. પાંડવો પણ આખર નિર્વાણ માટે આ જ માર્ગે હિમાલયમાં ગએલા, તેમજ પ્રાચીન માન્યતા પ્રમાણે સ્વર્ગમાં જવાઆવવાનો માર્ગ પણ આ જ હતો એટલે આ માર્ગને 'ઉત્તરાપથની યાત્રા' માની દર વર્ષે હજારો યાત્રીઓ હિંદુસ્તાનના જુદાજુદા ભાગમાંથી અહીં આવીને બદ્રિકેદાર જાય છે. એ યાત્રા ઘણી કઠણ છે. સોપચાસ માણસોનો કાફલો હોય, સાથે સીધાંસામાન ઉપાડનારા પહાડી મજૂરો હોય, ઉપરાંત થાકેલા માટે ઘોડાં અને ડોળીઓ હોય, અને બધો પંથ પગરસ્તાનો જ હોઈ પંદર દિવસ સુધી લાગટ ટાઢ તથા થાક ખમી શકાય એવી તાકાત અને હિંમત હોય તો એ યાત્રા થાય છે. ધનાઢ્યો ને રાજશ્રીમંતોની વાત જુદી છે. છતાં સહન તો ઘણું કરવાનું હોય છે. પણ તેના બદલામાં હિમાલયની અતિ અદ્‌ભુત ખાડીઓ, વેગવાન નદપ્રવાહો અને અનુપમ વનશ્રીનાં દર્શન મનુષ્યનાં વિવિધ દુઃખોનું નિવારણ કરે છે અને આધ્યાત્મિક હવાનો સ્પર્શ થાય છે. આખી યાત્રા જેમનાથી ન થાય તેઓ આ સ્વર્ગદ્વાર હૃષિકેશ આવીને થોડું આગળ 'લક્ષ્મણઝુલા' નામનો પુલ પાર કરી પાછા વળે ને તેનું પુણ્ય માની લે છે. એટલું ખરું કે ગંગાનું હિમાલયમાંથી બહાર પડવાનું ભવ્ય દર્શન તો અહીં જ જોવાનું મળે છે.

### લક્ષ્મણઝુલા

હૃષિકેશથી આગળ હિમાલયમાં બદ્રિકેદાર જવા માટે ગંગા પાર કરવી પડે છે. તે માટે એક ઝૂલતો પુલ અહીં છેક પ્રાચીન કાળથી હતો. સામસામા કિનારે એક દોરડું બાંધી લઈ તેમાં ગરગડી સાથે પરોવેલી એક ડોળીમાં એક જ ઉતારુ બેસતો અને સામે પારથી માણસ તેને ખેંચી લેતો. એ પ્રવાસ ઘણો જોખમભરેલો હતો અને ઘણાની હિંમત ત્યાં જ છૂટી જતી. છતાં હજારો વર્ષથી એ જ માર્ગે લોકોનો વ્યવહાર થતો. હવે તો અહીં આજનાં સાધનોથી તારનાં મજબૂત દોરડાંનો એક મોટો પુલ નાખવામાં આવ્યો છે અને ગમે તેટલાં માણસો એકીસાથે નિર્ભયપણે તે પર થઈને આવજા કરે છે. પણ ત્યાં શિષ્ટાચાર એવો છે કે યાત્રીઓ પુલ ઊતરીને બદ્રિકાશ્રમના માર્ગે પહેલા ટપ્પા સુધી જાય છે, ને પછી

ત્યાંથી સામા કિનારે જ ચાલતાચાલતા એક સ્વર્ગાશ્રમ નામની જગ્યા છે ત્યાંથી હોડીમાં ગંગા પાર કરીને આ તીરે જ્યાં હૃષિકેશનાં વાહનો રાહ જોતાં ઊભાં હોય છે ત્યાં ઊતરી જાય છે. હોડી દરેકને મફત મળે છે ને તેની ગોઠવણ 'કાળી કામળીવાળા' તરફથી છે. આ પ્રદેશની લગભગ બધી જ જાગીર તેમના હસ્તકની છે.

સ્વર્ગાશ્રમના માર્ગે કંઈક ધર્મશાળાઓ ને મકાનો ખાલી અથવા ખંડિયેર બનતાં જોયાં. જૂજજૂજ સાધુસંન્યાસીઓ અહીંતહીં હતાં, પણ તેમને કંઈ કર્તવ્ય હોય એમ જણાતું ન હતું જેને જેમ ઠીક પડે તેમ ગમે તે ઇષ્ટદેવતાનાં ઢીંગલાં બેસાડી, દુકાન માંડી હોય તેમ, જતાઆવતા યાત્રીઓને 'દર્શન કરતા જાઓ'નો બોધ કરતા હતા. પણ ગંગાકાંઠે વનની ઘટામાં ચાલ્યો જતો એ માર્ગ ઘણો સુંદર છે. વચ્ચેવચ્ચે પહાડી સ્ત્રીપુરુષો લાકડાંની ભારીઓ લઈ જતાં આવતાં માર્ગમાં મળે છે. તેમનું દારિદ્રય ને દીનતા જોઈ, મફત પ્રસાદીઓ માણતા સંન્યાસીઓ અને વેદાંતીઓની સંસાર પ્રત્યેની નફરત ને પ્રમાદ પર અનેક વિચારો આવે છે. 'કેટલા સંન્યાસીઓ ને પંડિતોએ અજ્ઞાન ને દારિદ્રયથી પીડિત એ જનતાને પાટાપીંડી કરી છે? કેટલાએ અન્નનો કોળિયો પોતાના મોંમાં મૂકતાં પહેલાં એમને સંભાર્યા છે? એમનો ધર્મ તો એમના પુસ્તકોમાં જ સમાઈ રહેલો છે.'

પણ એક વાત અવશ્ય ધ્યાન ખેંચતી હતી. મોટરમાર્ગ પર આવતાં ગામો ને ગામડાંમાં કોઈકોઈ મકાનો પર તેજસ્વી રાષ્ટ્રધ્વજ ફરકતો દેખાતો અને બજારોની દુકાનોમાં 'નેતાજી'ની છબિઓ કે મોટા પડદા જોવામાં આવતા. નાનકડા નિશાળિયાઓની છાતી પર પણ નેતાજીનો બિલ્લો દેખાતો. આમ, આજે જૂનવાણી માનસથી પર બનીને રાષ્ટ્રવાદ પગપેસારો કરતો રહ્યો જણાય છે.

**એક સમાગમ**

સ્વર્ગાશ્રમથી પાછા વળતાં દક્ષિણમાંથી યાત્રાએ આવેલા એક પંડિતનો સાથ થયો. કાળા વાનના એ યાત્રિકની જોડે તેમના ગોરા-જ વર્ણની પત્ની હતી. તેને પગે હાથીપગું થયું હતું. સાથે વૃદ્ધ માતા હતાં. ઉત્તર હિંદની કોઈ પણ ભાષા તે જાણતા નહોતા, તેમજ અંગ્રેજી પણ જાણતા ન હતા. કોઈ બોલાવેચલાવે ત્યારે ઇશારો કરે. એ જોઈ મને તેમના વિષે જિજ્ઞાસા થઈ, અને તેમને પડખે ચડી હિંદી ને અંગ્રેજીમાં વારાફરતી પ્રશ્નો કર્યા; પણ કંઈ સમજ્યા જણાયા નહિ, ત્યારે 'કોમવાન્' કહી સંસ્કૃતમાં પ્રશ્ન પૂછ્યો, એટલે





ઉપર: લક્ષ્મણ ઝૂલા; વચ્ચે: સ્વર્ગાશ્રમ, નીચે: હૃષિકેશ આગળ ગંગા



તરત તેમની વાચા ઊઘડી અને બહુ સરળ સુંદર સંસ્કૃતમાં એમણે પોતાનો પરિચય આપ્યો. છેક ઉજ્જયવાડાથી યાત્રાએ નીકળેલો રામાનુજ ભાષ્ય પરનો એ પ્રખર પંડિત, પરંપરાનું પાલન કરવા કેટલું કષ્ટ વેઠી રહ્યો હતો એ જોઇ મને આશ્ચર્ય થયું. તેની સાથેનો વાર્તાલાપ હું તો પ્રશ્ન પૂછવા જેટલું જ સંસ્કૃત ગોઠવી ગોઠવીને ચાલુ રાખતો હતો. પણ પછી વૈદ્ય વલ્લભરામભાઇ મદદે આવ્યા અને તેમણે વાત ઉપાડી લીધી. પંડિતને તો ઘણા વખતે પોતાના વિચારો વ્યક્ત કરવાનું પાત્ર મળ્યું, એટલે તો ખુશખુશ થઈ ગયા. તેમની વાણીની આ મર્યાદાને લીધે ઘણે ઠેકાણે તે હેરાન થએલા. મથુરામાં તો એક પંડાએ 'સારો મુકામ બતાવું' એમ કહી બે રૂપિયા લીધા અને ધર્મશાળામાં મૂકીને ચાલતો થયો. 'મથુરાપુર્યાં વંચિતોહં' (મથુરાપુરીમાં હું ઠગાયો છું) 'સર્વત્ર અર્થવાદઃ પ્રવર્તતે' (બધે પૈસાનું જ રાજ ચાલે છે) એ એમનાં બે વાક્યો તો મને ખૂબ યાદ રહી ગયાં છે. છેવટે છૂટા પડતી વખતે ટાંગાવાળા સાથે એમને કંઈક ગેરસમજ થવા માંડી એટલે વલ્લભરામભાઇને બોલાવી તેને સમજાવવા કહ્યું; અને 'ભૈયા, પરદેશી કો સતાઓ મત. બરોબર કામ બરદાસ કરો' એટલું સૂત્ર ગાડીવાળાને આપી અમે હૃષિકેશ આવી ગયા.

સાંજ પડી ગઈ હતી, એટલે હરદ્વારની છેલ્લી બસમાં જગ્યા મેળવી બેસવા ચાલ્યાં એવામાં મારાં બેનનું ચંપલ ઉઠાવી એક માંકડું છાપરે ચડી ગયું! દોડાદોડ થઇ ગઈ. છેવટે એ આશ્રમનાં એક બેને હાથમાં થોડા ચણા લઈ નાખ્યા એટલે એણે ચંપલ ત્યાંથી પડતું મૂક્યું; પણ તે એક તાળાબંધ મકાનમાં પડ્યું! સુભાગ્યે બીજા માંકડાએ એ ત્યાંથી ઉઠાવ્યું અને ત્રીજે ઘેર જઇ પડતું મૂક્યું! ઉત્તર ભારતનાં માંકડાંનો કેર વર્ણવાતો તો બહુ સાંભળેલો. તેનો અમને આ અનુભવ થઈ ગયો. ખાવાના ડબ્બા ઉપાડી જાય દુકાનોમાં પેસી ગમે તે ખૂણેથી લાડુ મિઠાઈની લૂટ ચલાવી ઊભી દીવાલે નાસી જાય. મદારીઓ ગુજરાતમાં ખેલ બતાવવા લાલ મોંનાં માંકડાં લાવે છે તે એ જ જાતનાં. હરદ્વાર પહોંચ્યા ત્યારે દીવા થઈ ગયા હતા.

## દિલ્હીના સમાચાર

રાત ઉતારામાં વિતાવી સવારે ફરી મોટર સ્ટેશને આવીને 'લૅન્ડ્ઝ લાઇન'માં બેઠકો મેળવી. એ વખતે ત્યાં દિલ્હીના સમાચારોનો ઉકળાટ અને ચિંતા જોયા. આ બે દિવસ તો દિલ્હીમાં ભયંકર તોફાન અને ગોળીબાર થઇ રહ્યા હતા. રસ્તાઓ પર ફરવાની મનાઈ અને રાત્રે કર્ફ્યુનો અમલ હતાં. ગઈ કાલે નીકળેલી મોટર મોટું ચક્કર લઇ મહામુસીબતે પહોંચી હતી. આજનું શું થશે તેની ખબર ન હતી.

બસમાં બેસવાને કેટલાક ઉતારુઓ આવ્યા, તે શુદ્ધ ખાદીધારી પંડિતો અને શ્રીમંતો હતા. હરદ્વારના મેળાવડાના તેઓ માનવંતા મહેમાન હતા અને દરેકની પાસે વર્તમાનપત્રો હતાં. એવામાં બસની ઑફિસમાં ટેલીફોનથી ખબર આવ્યા કે રોજનો રસ્તો છોડી બહારનું ચક્કર લઇ બસને સીધી ન્યૂ દિલ્હી લાવવી. ત્યાં બધું સલામત છે.

જમનાનો પૂલ વટાવી બસ દિલ્હીની હદમાં આવી ત્યાં બસકંપનીનો ઇન્સ્પેકટર ઊભો હતો. તેણે ફરીથી બસને બહારને રસ્તે જ ન્યૂ દિલ્હીમાં જવાની સૂચના આપી. પુરાણા દિલ્હીમાં જનારા ઉતારુઓને ત્યાંથી જ પોતાની સગવડ કરી લેવાની રહી. દિલ્હી ફરતું મોટું ચક્કર મારી બસ આગળ ચાલી ત્યાં એક આડા રસ્તા પર લશ્કરી સરઘસ પસાર થતું હતું તેને લીધે બધો વાહનવ્યવહાર એક કલાક સુધી રોકયો હતો. ત્યાં ટૅંકો, મશીનગનો વગેરેની કતારો ચાલતી પહેલી વાર જોઈ. દિલ્હીનાં તોફાનોનું કારણ આ લશ્કરી ઉત્સવ જ હતો. બે દિવસ લશ્કરી ખાતાએ વિમાની પરેડ કરી બતાવી, દ રૂખાનાં ફોડ્યાં, પણ પ્રજાસમારતે તો અમદ્દાર દાખડ હડતાલ પાડી અને તેમાંથી હુલ્લડ જાગ્યું. પરિણામે કેટલાંક મસ્તીખોર મકાનોને આગ લાગી, પોલીસને મુશ્કેલ થયો ત્યારે લશ્કરી બંદોબસ્ત આવ્યો અને ગોળીઓ ચાલી, અને બે દિવસમાં તો ઠીક નવાજૂની થઈ ગઈ. અને તડપતે જીવે અમે ન્યૂ દિલ્હીમાં કૅનૉટ સર્કસમાં અમારા મુકામે શ્રી યશવંત પંડ્યાને ઘેર પહોંચ્યા.

હવે દિલ્હીમાં કંઈ રસ રહ્યો ન હતો, મથુરા-આગ્રાના મિત્રોના પત્રો આવી ગયા હતા, એટલે શનિવારે બપોરે નીકળવાની તેગ.રી કરી. તે પહેલાં, શહેરની સ્થિતિ વિષમ હતી છતાં, શ્રી પંડ્યાએ ગુજરાતી શાળામાં મારું અને કલાકાર સોમાલાલ શાહનું વિદ્યાર્થીઓ સમક્ષ મિલન ગોઠવ્યું. કુટુંબનાં માણસો તથા સામાનને ટ્રેન પર પહોંચતાં કરી અમે સ્ટેશન પાસે જ આવેલા 'ગુજરાતી સમાજ' અને શાળાના મકાન પર ગયા. શહેરનો ચિંતાજનક માહોલ છતાં વિદ્યાર્થીઓ અને વાલીઓની ઠીક હાજરી થઈ ગઈ હતી, તેમજ સમાજના પ્રમુખશ્રી છોટુભાઇ દેસાઈ તથા ટ્રસ્ટી શ્રી ગુલાબભાઈ સંપટ જાતે હાજર રહ્યા હતા. શ્રી ગુલાબભાઇ તથા હેડમાસ્તર શ્રી અંબાલાલ પટેલે અમારો પરિચય કરાવ્યા બાદ વિદ્યાર્થીઓને મેં રેખાઓની કેટલીક મઝા અને ઉપયોગ પાટિયા ઉપર બતાવ્યાં. ત્યાર પછી સોમાભાઈએ પણ કેટલાંક પંખી અને પશુ સરળ રેખાઓમાં કરી બતાવ્યાં અને છેવટ કનુભાઈએ વાયોલિન ઉપર ગીતો સંભળાવ્યાં. મારે ટ્રેન પકડવાની હોવાથી હું અને ભાઈ પંડ્યા વચ્ચેથી જ ઊઠીને સ્ટેશને પહોંચ્યા અને મથુરાની ગાડી ચીકારબંધ થતી હતી તેમાં મહામુસીબતે જગ્યા મેળવી. (ચાલુ) ર. મ. રાવળ

## કસોટી

ઉકેલી ન શકો તો ઉત્તરો આ નીચે અવળા આપ્યા છે

(૧) છગન, મગન, ગગન અને ચમન ચારે પાનાં રમવા બેઠા છે છગન મગનની સામે નથી બેઠો; ચમન મગનની જમણી બાજુએ નથી; અને ગગન મગનની ડાબી બાજુએ નથી. તો છગનની ડાબી બાજુએ કોણ બેઠું હશે ?

(૨) પુરાણો અને લોકકથામાં આવેલાં પતિપત્ની અને પ્રણયીઓનાં કેટલાંક જોડાં આ નીચે આપ્યાં છે, તેમાંનાં કેટલાંક ખોટાં વાળાં છે તે શોધી કાઢો: રામ-સીતા; રાધા-કૃષ્ણ; શિરીન-ફરહાદ; મારૂ-હોથલ; સદેવંત-સાવળીંગા; અર્જુન-દ્રૌપદી; શકુંતલા-મુંજ; સુહિણી-મેહાર.

(૩) એક ગામમાં એક મોચી રહેવા આવ્યો. તે જોડા બનાવનો તે બરોબર એક વરસ ચાલતા. જે ગામમાં તે રહેવા આવ્યો ત્યાં તપાસ કરતાં તેને જણાયું કે ગામની વસતિના પાંચ ટકા માણસો એક પગે લંગડા હોવાને કારણે તેમને એક જ પગમાં જોડાની જરૂર પડે તેમ હતું. બાકીની વસતિમાંથી અરધોઅરધ સંખ્યા નાનાં છોકરાં તથા સ્ત્રીઓની હતી અને તેઓ જોડા પહેરતાં ન હતાં. આ સ્થિતિમાં બાકીની અરધી વસતિ તથા એક પગે જોડા પહેરનાર માટે મળી તેણે કુલ કેટલા નંગ જોડા બનાવવા પડશે ?

(૪) શરીરના એક અંગનું માથું કાપી નાખ્યું તો બાંધકામનો એક પ્રકાર થયો; અને તે માથાની જગ્યાએ અત્યારે તમારા નાક સામે છે તે લગાવી દીધું તો ગુજરાતનો રાજા થઈ ગયો. એ કયો રાજા ?

(૫) નીચેનામાંથી કયા શોધ-સફરીએ ઉત્તર ધ્રુવ શોધી કાઢેલો?

આમુંડસેન, શેકલ્ટન, પીઅરી, બાયર્ડ, સ્કૉટ.

ઉત્તરો: (૧) મગન; (૨) ઓઢા-હોથલ જોડઓ; (૩) વસતિ સંખ્યા જેટલાંજ નંગ; (૪) કુમારપાળ; (૫) પીઅરી.

## વડદાદા - દાદા - પિતા : . . . દાદી - બા અને પત્ની

**પ્રપિતામહ** અનુપરાય લશ્કરી, ભરૂચમાં તે કાળે સિંધિયા સરકારની લશ્કરની ટુકડી રહેતી તેના રસાલા (સવારદળ)માં અફસર હતા અને એકવડી કાઠીના જુવાનીમાં જ ક્ષયના રોગે ગત થયા. એમના અવસાન પહેલાં જ **દાદાજી** ચતુર્ભુજદાસનો જન્મ ઈ. ૧૮૨૦–૨૧માં થએલો. એ પોતાની અટક 'ઠાકોર' નહિ, 'લશ્કરી' નહિ, 'સેઠ્ઠી' લખતા. સવાલ પુછાતાં ખુલાસો કરતા કે અનુપરાયજીનો હોદ્દો 'લશ્કરી' કરતાં 'સેઠ્ઠી' (=સેનાની, સેનામાં આગળ) શબ્દ વધારે સ્પષ્ટતાથી દર્શાવે છે. એ આખા ભરૂચમાં ચતુર્ભુજ 'મહાદેવ' નામે ઓળખાતા. ખૂબ કર્મઠ હતા. ઉત્તરાવસ્થામાં સૂર્યોદય પહેલાથી તે અર્ધ દિવસ સંધ્યા પૂજાપાઠાદિમાં ગાળતા. દેવપ્રસાદની થાળી ઢાંકી રાખી હોય તે મધ્યાહ્ન પછી એક જ ટંક જમતા. સાંજે બેચાર મંદિરે દર્શન કરી આવતા. રવિવારે પાછલે પહોરે ઓટલે બેસી માથા પર ભરૂચી ઘાટની મોટી પાઘડી એક પર એક, વીસ 'છત્રી' (?) ચીપીને બેસાડીને બાંધવામાં સવા કલાક ગાળતા, અને એ કલા એમની કનેથી શીખી લેવાને બેચાર જુવાન ઓટલે તેહનાતમાં બેઠા જ હોય. નોકરી કરેલી માત્ર તળાટીની, પણ કુંપનીઓ ય એમને માન આપતા. મિજાજ કડક નિયમો પળાવવામાં માનનાર.

**મુ. બાપાજી કલ્યાણરાય:** જન્મ ઈ. ૧૮૪૧; લગ્ન ઈ. ૧૮૬૩; મૃત્યુ ઈ. ૧૯૦૧ ઑક્ટોબર, રાજકોટ પ્લેગ. પહેલેથી જ નિશાળમાં વડો નિશાળિયો. મૉનીટર તરીકે માસિક પગાર રૂ. ૨થી ૫ કમાય. સવારસાંઝ પારસી છોકરાઓનાં ખાનગી ટ્યૂશનો કરે. અત્યંત ગરીબીમાં ટેવાઈ ગએલા ને એટલે લગી કે રગેરગમાં કરકસર. છેક મોતના દિવસ લગીનો પગાર રહ્યા. પ્રકૃતિએ નરમ, મિલનસાર, ભોળા.

બી બી. ઍન્ડ સી. આઈ. રેલવે ચણાતી હતી તેમાં થોડા માસ પહેલી નોકરી. ઈ. ૧૮૬૫થી ૭૧-૨ જૂનાગઢ નવાબ મહોબ્બતખાનજીના અંગ્રેજી ટ્યૂટર તરીકે પછી ત્યાંની કોર્ટના ન્યાયાધીશ ત્રણ-સાડાત્રણ વર્ષ. યુવકોને વિના ફીએ ઘેર અંગ્રેજી શીખવે. સૌ આખો જન્મારો એમને માસ્તર માસ્તર કહેતા ને ગુરુ જેટલું માન આપતા. •

ઈ. ૧૮૭૨થી રાજકોટ આવી ગયા. પ્રથમ કોર્ટોમાં દાવા, ખત વગેરેના જરૂરી કાગળોના તરજુમા ઉપર નિર્વાહ ચાલ્યો. ત્યાં તો એજન્સી માટે વકીલની પરીક્ષાઓ થઈ. તેમાંથી પ્રથમ પહેલીમાં જ બેઠા અને બીજે નંબરે પાસ થયા. પાસ થઈ વકીલાત માંડી. રાજકોટમાં સરકારી દેખરેખ થઈ તે દરમ્યાન સરન્યાયાધીશ થયા અને તેને આખર લગી વળગી રહ્યા.

**દાદીમા** લક્ષ્મીનો જન્મ ઈ. ૧૮૨૫; મૃત્યુ ૧૯૦૧ની આખરે. મુ. બાપાજીને રાજકોટમાં પ્લેગ થયો છે જાણતાં ત્યાં આવ્યાં અને બાપાજીને નહિ મટે એમ લાગતાં તેનાથી ચાર દિવસ પહેલાં ગત થયાં. ડાક્તરે રોજનોંધ: 'ગાંઠ વગરનો પ્લેગ.' મેં મારી દિનકી (ડાયરી)માં નોંધ્યું: 'મોતનું કારણ હૃદયભગ્ન.'

બા જમનાનો જન્મ ઈ. ૧૮૫૨; મૃત્યુ ઈ. ૧૮૯૭ ભરૂચ, રક્તવિકારથી. બુદ્ધિ અને બાહોશી અસાધારણ. સ્મૃતિ સતેજ. જે વાંચે-સાંભળે તે ન ભૂલે. હાજરજવાબી, વાક્છટા, વક્રોક્તિમાં કોઈથી જાય નહિ.

**પત્ની** ચન્દ્રમણિ. જન્મ ૧૮૭૫, ભરૂચમાં; લગ્ન ઈ. ૧૮૮૭. મૃત્યુ ૧૯૧૫ની મકરસંક્રાન્તિએ ભરૂચમાં, વકૂત (લિવર)માં કૅન્સરથી. થોડું અંગ્રેજી સાસરે આવ્યા પછી ભણી. સદાય સ્મિતમુખી, સહનશીલ, મિતભાષી. જેને જ્યમ ફાવે તેમ વર્તવા દેવામાં માનનારી, મારા ઉગ્ર સુધારાવાદ અને સત્યાગ્રહ સામે કોઈક વાર ધીરો બળવો કરનારી. ઉપકારો ભરમ કરનારી, કંઈ કળ રાખ્યા વગર ફરી દેનારી. પણ ઘણુંખરું તો સહી જ લેનારી એ વ્હેલી ગત થઈ તેથી મોટો પરિવર્ત થઈ ગયો અમારા પુત્રોના વિકાસ અને જીવનમાં. એ બીજાં દશ વર્ષ જીવી હોત તો એમનો વિકાસ અને ભાવિ ઘણાં સુધરી જાત

---

ચાર જ હૉસ્ટેલમાં રહેલા. દરેક વાગ્યે અમે હોડી વાટે ત્રણ માઈલ દૂર પુણે ચાલ્યા જતા. ત્યાં હું રવિવાર પેઠમાં સાયન્સ કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓના ક્લબમાં (શ્રી અમૃતલાલ ઠક્કર જોડે સારી પિછાન આ સમયથી) જમી બે કલાક શાસ્ત્રીજી ઝળકીકરને ત્યાં કાવ્યપ્રકાશ ભણતો. પછી કલાકેક સુરતના કેટલાક ગૃહસ્થો ભાજી આણી અને રવિવાર પેઠમાં રહેતા તેમાંના ભાઈ ઠાકોરદાસ કે બીજાને ત્યાં કલાક સૂઈ બે કલાક બેકનનો અભ્યાસ કરતો. રાત થતાં પહેલાં હોડી વાટે પાછો કૉલેજ પહોંચી જતો. ખાટલાને બદલે લાંબા ટેબલ પર શેતરંજી ને ચાદરને પાથરણે સૂતો. ઉશીકે વેબ્સ્ટરની ડિક્ષનરી, ઓઢવાને ચોફાળ, એમ ચલાવતો. ઐચ્છિક વિષયોને કૉલેજમાં જ સવારે-રાતે મળીને ચાર કલાક આપતો. આ નિયમિત ક્રમ સો નહિ તો પંચાશી ટકા ફળ્યો. પરીક્ષામાં પહેલા નહિ તોય બીજા વર્ગમાં બહુ ઊંચે આવ્યો. અંગ્રેજીમાં પહેલો આવ્યો એટલે ઍલિસ સ્કૉલરશિપ (એક વર્ષ, માસિક રૂ. ૨૫) મળી. મુ. બાપાજીને પણ છોકરો વિદ્વાન થશે ખરો એ સંતોષ થયો. ૧૮૯૦–૯૧ના કૉન્વોકેશન વખતે મુ. બાપાજીએ મને સોનાનું ઘડિયાળ આપ્યું તે હજી મારી કને છે.

આ વખતથી 'ઇંડિયન સ્પેક્ટેટર'માં મદદનીશ તંત્રીનું કામ મેં શરૂ કર્યું. 'ટાઈમ્સ ઑવ ઇંડિયા' વગેરે મુંબાઈનાં દૈનિકોમાં પણ ચલણી વિષયો પર અને નવાં પુસ્તકોનાં અવલોકનો લખીને કમાતો. મુંબાઈનો મારો ખર્ચ ઍલિસ સ્કૉલરશિપ ઉપરાંત આમ કમાઈને મેં ઘણોખરો કાઢેલો. એ બધાથી પણ મુ. ને સંતોષ હતો કે છોકરો મહેનતુ ને આપકમાઉ છે. પરંતુ હું એલએલ.બી.માં ધ્યાન ન આપતો તે એમને રુચ્યું નહિ. મારે તો આઈ.સી.એસ. માટે જલદી વિલાયત જવું હતું ને આમાં એમનો દોષ મુદ્દલ નહોતો. બ્હેન વિધવા થએલી ત્યારે મોં ઢાંકવા વગેરે અમારા રિવાજો સામે મારું ઉગ્ર સ્વરૂપ સૌએ જોએલું, વિધવા વિવાહની ચર્ચા વખતે ચોપાનિયું છપાવેલું, વગેરે કારણોને લઈ મને એ સંસારસુધારાદિમાં ચાથાફેરુ (?) ગણતા ને વિલાયત જવા પામશે તો છોકરો આપણો નહિ રહે, અંગ્રેજ થઈ જશે, કદાચ ત્યાં જ રહી પડે એવો એમને ભય. મારા દોસ્તોમાંથી મનુભાઈ નંદશંકર, કૃષ્ણલાલ ઝવેરી વગેરે સંખ્યાબંધ યુવકોને વિલાયત જવાની મહેચ્છા હતી તે એક કે બીજા કારણે સિદ્ધ થઈ શકી નહિ. અજમેર ગયા પછી ને ઉલ્લે (?) ૧૯૧૪માં પૂણે પાછા આવી ગયા પછી પણ મેં વધુ અભ્યાસ માટે યોજના અને થોડી તૈયારી કરેલી, પણ મને એ જોગ સાંપડ્યો જ નહિ


શ્રી બ. ક. ઠા. જુવાન વયે

ઇન્ડિયન સિવિલ સર્વિસ માટે તો જવાનું જ નથી, તો ફીતો ભૂષ રેતનો 'ભ્રષ્ટ'માંથી ઊગરવા હું મુંબાઈ છાડીને પાછો ઈ. સ. ૧૮૯૧ના ઉત્તરાર્ધમાં ડેક્કન કૉલેજના એમ. એ.માં દાખલ થયો. એ સત્રમાં સદાશિવ મણિનારાયણ દીક્ષિત સાથે 'ડેક્કન કૉલેજ ક્વાર્ટર્લી' ત્રિમાસિક શરૂ કર્યું. કૉલેજમાં Foundation Dayની તારીખે દર વર્ષે ઊજવવાનો ઉત્સવ શરૂ કર્યો. બેવણ ભાષામાં લખાણોવાળાં મૅગેઝીન અને આ ઉત્સવ ડેક્કન કૉલેજમાં આમ શરૂ થયાં તે આખી મુંબઈ યુનિવર્સિટીમાં પ્રથમ પહેલાં હતાં. થોડા જ સમયમાં લગભગ દરેક કૉલેજે એની નકલ કરી.

૧૮૯૨-૯૩ માટે હું દક્ષિણા ફેલો નીમાયો (જોકે પાસ થએલો '૮૯માં). '૯૩માં હૉસ્ટેલ સુપરિન્ટેન્ડન્ટ લેખે પણ કામ કર્યું. '૯૩ આખરે જો કે કૉલેજ છોડી એમ. એ. થયા વગર જ, પરંતુ મહાદેવ ગોવિંદ રાનડે મારફત મને 'થોરલે' (વડેરા) માધવરાવ પેશ્વાના સમયનો ઇતિહાસ લખવાને કોઈએ ન વાપરેલાં કીમતી ને પુષ્કળ સાધનો (આમાં મુખ્ય માધવરાવના પોતાના, નાના ફડનવીસના ને રાજમાતા ગોપિકાબાઈના, એકબે રાઘોબાના પણ કાગળો) મળી ગયાં, ને તે કૉલેજના મિત્રોની મદદે ઉકેલી, ઉસાડી, ગોઠવીને મેં એ વર્ષો પર નવો જ પ્રકાશ પાડતો ઐતિહાસિક નિબંધ લખ્યો, અને માણેકજી લીમજી સોનાનો પદક મેળવ્યો. આ કામે મારો રાત-દિવસ એટલો વખત ખાધો કે એમ. એ.ના અભ્યાસ માટે પૂરતો વખત રહેલો જ નહિ.

ઈ. ૧૮૯૪થી ૧૮૯૫ પાછો મુંબાઈમાં, ઇન્ડિયન સ્પેક્ટેટરનો મદદનીશ તંત્રી. દર અંકે મારાં ૮થી ૧૨ કૉલમ હોય; મહિને સરેરાશ ચાળીસ કૉલમ ખરાં જ; તે પ્રમાણે પગાર. ઉપરાંત ટાઈમ્સ ઑવ ઇન્ડિયા વગેરેમાંથી દર મહિને રૂ. ૫૦ તો મળે. વહુ અને બે નાની પુત્રી સાથે વૈદ્ય વિશ્વનાથ પ્રભુરામના મકાન પાછળ અનંત ઋષિની વાડીમાં એક બાટિયાના માળામાં રહેતો ને અમારો સંસાર ચલાવતો. યુનિવર્સિટી લાઇબ્રેરી ત્યારે નહિ; પણ રૉયલ એશિયાટિક સોસાયટીની ને એલ્ફિન્સ્ટન કૉલેજની લાઈબ્રેરીઓમાં બેસીને મને પ્રિય અનેક વિષયોમાં ને અનેક નવી ચોપડીઓમાં યથેચ્છ ચરતો. મલબારીએ મને ફિરોજશાહ મહેતાની ઓળખાણ કરાવેલી.

'૯૫ના એપ્રિલમાં મને કરાંચી કૉલેજમાં પ્રો. પાદશાહની જગા મળી. એ સત્ર સો જ દિવસનું. ત્યાં મારા બી.એ. વર્ગના વિદ્યાર્થીઓમાં સૌથી મોખરે આવી ગયા છે સર ગુલામહુસેન હિદાયતુલ્લા.

૧૮૯૬માં મનુભાઈ નંદશંકરે વકીલાતને બધો સમય આપવા માટે મહારાજા સાહેબની પરવાનગી મેળવીને પ્રોફેસરપદ પરથી રજા લીધી. પછી લિટલવૂડ ફર્લો પર ગયા. એમ હું મૂળ મદ્રાસી, અજમેર કૉલેજમાં મને કાયમી પ્રોફેસરપદ મળ્યું ત્યાં લગી એટલે દશેરા લગી, વડોદરા કૉલેજનો કામચલાઉ આચાર્ય અને વડોદરાનિવાસી થયો, અહીં મને મણિભાઈની ને ત્રિભુવનદાસ ગજ્જરની સોબતનો લાભ મળ્યો. કલબમાં ને અંબાલાલભાઈ પાસે પણ હું જતો. મેં 'અંબાલાલભાઈ' લખ્યું તેમાં આ મહિનાઓ દરમિયાન એમની સાથે પૂરેપૂરી છૂટથી થએલી કેટલીક ચર્ચાઓ વણી લીધી છે.

વડોદરા કૉલેજમાં હું (નિવૃત્ત થયા પછીને છક એકત્રીસ વર્ષે) બીજી વાર કામચલાઉ પ્રોફેસર લેખે ગયો તેનો જશ શ્રી જ્યોતીન્દ્ર મહેતાને છે. કૉલેજમાં રહ્યો તો એઓ ઑક્સફર્ડથી પાછા આવી ગયા ત્યાં લગી, પરંતુ પછી હું ત્યાં જ રહી ગયો. બધું મળીને દસ વર્ષ આ વખતે મેં વડોદરે ગાળ્યાં. ૧૯૦૯ની રાજકોટ પરિષદના સમયથી હું મધ્યકાલીન ગુજરાતી ભાષાનાં રૂપો અને બારાખડી શીખેલો તે મારો અભ્યાસ આ વેળા વડોદરે ગયો પછી જ વધારી શક્યો.

ઈ. ૧૮૯૬થી ૧૮૯૯ હું અજમેર કૉલેજમાં પ્રોફેસર તરીકે ગયો અને ખરેખર મારો નવી અને વધારે મોટી દુનિયામાં પ્રવેશ થયો. હિંદ મહાભારે દેશ છે; ગુજરાત, દક્ષિણ હૈદ્રાબાદ, મદ્રાસ, મૈસૂર, ગોદાવરી કૃષ્ણાતટો મુકાબલે ઊતરતા દરજ્જાનાં સત્ત્વો છે; પામીર અને હિમાલયથી અરબ્બી સમુદ્ર, વિંધ્યમાલ અને બંગાળના ઉપસાગર લગીનો પ્રદેશ જેનું ખાસ નામ હિંદુસ્તાન છે—ઉત્તર હિંદ છે, તે જ આખા ભરતખંડનું ભાવિ ઘડવા, યોજવા, સિદ્ધ કરવાને 'કર્તુંમકર્તુંમન્યથાકર્તુંમ્' સમર્થ છે; આ પ્રતીતિ સાબ્રમતી અને રેવાકાંઠે જ કે રેવાદક્ષિણે જ જન્મારો ગાળનાર કોઈને થતી નથી. મુસ્લિમ જગતમાં મક્કે હજનો જે મહિમા છે, તે આ પ્રમાણે હિંદની તમામ વસ્તી માટે ઉત્તરાખંડ અને હિંદુસ્તાનની મહાયાત્રાનો છે. મેં જેપુર જોયું, ભરતપુર જોયું, પંજાબ, કાશ્મીર ને બંગાળાને હિંદનાં અવિભાજ્ય અવયવ બનાવનાર મોગલ યુગ છે. ગાંધારને હિંદનું અવિભાજ્ય અવયવ બનાવવાના એકે પ્રયત્ન હજી નથી ફાવ્યા. ગાંધાર તેમ સિંહલદ્વીપ બૌદ્ધ હિંદનાં અવયવ બન્યાં હતાં, તેમાંથી સિંહલદ્વીપને ફરી હિંદનું અવયવ બનાવવાનો પ્રયત્ન કોઈએ કર્યો પણ નથી, વગેરે વગેરે દૃષ્ટિબિંદુ મારી વિચારણામાં પ્રવેશ પામ્યાં.

૧૮૯૯ના ઉત્તરાર્ધથી ૧૯૦૧નો પૂર્વાર્ધ પાછો મેં ડેક્કન કૉલેજમાં ઑફિશિયેટિંગ આચાર્ય તરીકે ગાળ્યો, કેમકે એ બે વર્ષ પ્રો. બૅન પોતાની પહેલી ફર્લો રજા ભોગવવા સ્વદેશ ગયા. હું રવિવાર પેઠ અને પછી નારાયણ પેઠમાં જ રહ્યો. મારો એકલવાયો સ્વભાવ અને વાંચવા-લખવાને જ ઘણોખરો વખત અર્પી, વધે તેમાંય એકલા રખડવાની મારી લત જરાય ઘટ્યાં નહિ. અજમેરથી હું સાયકલ પર બેસતો થઈ ગયો હતો. તે વડે પૂણાની આસપાસના પંદર વીસ માઈલ લગીના પ્રદેશ આ વખતે જોયા. મેં પહેલા બાજીરાવ પેશ્વાના સમયને લગતાં અપ્રકટ ને મૂલ સાધનો ભેગાં કરવા માંડ્યાં ને એ સમયને લગતું ઐતિહાસિક વાઙ્મય—અંગ્રેજી તેમ મરાઠી—મળી શક્યું તે બધું જોઈ વળ્યો. આ સાધનો, ઉતારા, કાગળિયાં, ચોપડીઓ, પુસ્તકો આદિની એક પેટી ભરી. ત્યાં તો પાછો અજમેર ગયો ને એ મુસાફરીમાં, કે એ પછીનીમાં, રેલવેએ એ પેટી જ ખોઈ નાખી! મારો એ સંગ્રહ અદૃશ્ય થઈ ગયો, એટલે આપણે તો મરાઠા ઇતિહાસના આખા વિષય વિષે જ નહાઈ નાખ્યું.

'આરોહણ' ૧૯૦૦માં પૂરું થયું. 'ટીચિંગ ઑવ ટેનિસન' એ વિવેચક નિબંધ કે ભાષણથી, 'વડેરા માધવરાવ પેશ્વા' એ ઐતિહાસિક નિબંધથી, તેમ 'આરોહણ' પૂરે કરી શકાતાં ૧૯૦૦માં મારી સર્જકશોધક શક્તિઓમાં ને મારી 'કલાશક્તિ'માં મને શ્રદ્ધા બેઠી, કંઈક શૂરાતન ચડ્યું કે જીવનનું સાર્થક્ય આવા વિષયોના સમર્પણમાં છે.

પૂણે બે વર્ષ કામચલાઉ પ્રોફેસર થઈ આવ્યો ત્યારથી મુંબાઇ વિશ્વવિદ્યાલયમાં દર વર્ષે પરીક્ષક થવા લાગ્યો. આ સેવા ને કમાણી કેટલાં વર્ષ ચાલ્યા કરશે તેનો પહેલાં ત્રણચાર વર્ષ ખ્યાલ સરખો નહિ. બનારસ યુનિવર્સિટીમાં છ વાર, અલ્લાહાબાદ યુ.માં ચાર વાર પરીક્ષક થયો છું, તે ઉપરાંત મુંબાઇ યુ.માં તો ત્રીસથી વધારે વાર મેં પરીક્ષાઓ લીધી છે.

કેટલાંક વર્ષ પછી ઉત્તર વિભાગના ઈન્સ્પેક્ટરનું પદ ભગારમાં માસિક રૂ. ૨૦૦ની ખોટ ખાઈને ય મેં નકાર્યું. સત્તા, પદવી, મોટા અમલદાર ગણાવું, સંખ્યાબંધ માણસો આપણને પોતાના ભાગ્યવિધાતા માને, એ કશાનો મોહ મને કદાપિ નહિ. હું તો એ બધાની 'અવળી બાજુ' જોનાર ને ખોતરનાર સ્વતંત્ર મિજાજી 'લિબરલ ડેમો-

ક્રિટિક ઈક્વાલિટેરિયન'. આપણી ઈબારતમાં લખું. તો વિદ્યાર્થીજીવન, સર્જનમય બુદ્ધિપ્રવૃત્તિ અને કોળિયો ધાન, એ જ મારું 'ગોકુળ' અને મારા 'નંદકુંવર.' એ છાંડીને જ 'વૈકુંઠ' મળતું હોય, તો આપણા પેલા ગીતમાંની ગોપીની જેમ, વૈકુંઠ મને વ્હાલું ના જ લાગે.

એટલે, ૧૯૦૧ની આખરે, દાદીમા ને બાપાજીના ગત થયા પછી હું ચંદ્રમણિ અને છોકરાં પાછાં અજમેર જ ગયાં! ત્યાંનાં ત્રણ વર્ષ દરમિયાન રાજપુતાનાના બે રાજવીઓએ મને દિવાનપદ આપવા તત્પરતા દેખાડેલી. મેં અતિ નમ્રતાપૂર્વક કમિશનર મારફત અસ્વીકાર કરેલો.

શ્રી રઘુનાથ પરાંજપે કેમ્બ્રિજના સીનિયર રેંગ્લર થઈને પાછા આવ્યા ને ગોખલેએ એમને થોડા જ વખતમાં પ્રિન્સિપાલ બનાવી દીધા, તે પછી એઓ મને દાબીને કહે, 'ઠાકોર, અમારી સંસ્થામાં તમારા જેવા પ્રોફેસરોની જરૂર છે. તમે આવી જાવ ને? દેશહિતની ખાતર એટલો ભોગ ન આપો?' મેં એમને સમજ પાડવા પ્રયત્ન કર્યો, 'મારાં હિતેચ્છુઓ અને વડીલો તો માને છે કે વિદ્યાની અને પ્રોફેસર થવાની ધૂનમાં ને ધૂનમાં મેં મને ભાન પણ નહિ એટલો મોટો ભોગ આપી જ દીધો છે. ને મારી હારના ગ્રૅજ્યુએટો એલ.એલ.બી. થઈને અત્યારે પણ શી સ્થિતિએ પહોંચી ગયા છે તે જુઓ. એઓ ઠેઠ મોખરે છે તેમને ભલે યાદ રાખો; જેમની સફળતા બીજા દરજ્જાની ગણાય તેવાની જ સ્થિતિ સુરત ને નડિયાદ, અમદાવાદ ભરૂચ ને કાઠિયાવાડમાં જુઓ. તમને ખાત્રી થશે કે એટલું હું આ પ્રોફેસરની નોકરીમાં કદાપિ રળી શકીશ નહિ; એટલે એટલા ભોગે મેં નિર્વાહ માટે આ પ્રવૃત્તિ પસંદ કરી એ જ મારો ભોગ.'

૧૯૧૪માં પૂના ડેક્કન કૉલેજના પ્રોફેસર થઈને મેં Indian Administration to the Dawn of Responsible Government પુસ્તક લખ્યું. એ ચોપડી એ વિષય ઉપરની એક વજનદાર ચોપડી લેખે પંકાઈ. હિંદ ઉપરાંત ઇંગ્લાંડ, સામ્રાજ્ય, અમેરિકા, જર્મની અને જાપાનમાં, જ્યાં જ્યાં બ્રિટિશ હિંદના ઇતિહાસ ને રાજ્યવહીવટ અને રાજ્યબંધારણ તથા ઇંગ્લાંડ અને હિંદના સંબંધોનો ગંભીર ઐતિહાસિક અભ્યાસ થતો, ત્યાં ત્યાં એ ચોપડી ઠીકઠીક ફેલાઈ. તેમાં હિંદને ઇંગ્લાંડ સાથેના સંસર્ગ ને સંબંધથી શા શા લાભ થયા છે એ દર્શાવવામાં મેં ઇંગ્લાંડનાં માત્ર વખાણ, ખુશામદ આદિ કર્યાં નથી. દરેક અગત્યના અભિપ્રાય માટે મેં પ્રમાણભૂત ગણાય એવા આધારો ટાંક્યા છે. વળી ઇંગ્લાંડના દોષો પણ દેખાડ્યા છે. તોપણ મારી શ્રદ્ધા ઉદારમતવાદી—લિબરલ પક્ષની શ્રદ્ધા હતી તે જ, કે બ્રિટિશ સામ્રાજ્યમાં કૅનેડા-ઑસ્ટ્રેલિયાના જેવું 'ડુમીનિયન સ્ટેટસ' એટલે કે 'સામ્રાજ્ય બિરાદર'નું પદ હિંદને મળે તો તેમાં પૂરેપૂરી આઝાદી સમાઈ જાય છે. એ મારી શ્રદ્ધા ઘણાં વર્ષ ટકી રહી.

રાજ્યપ્રકરણક્ષેત્રમાં હું પૂજ્ય ગાંધીજીનો અનુયાયી નથી. તથાપિ આ મહાપરિવર્તનની પળે, જ્યાં બ્રહ્મદેશથી ઇંદોચીન સુધીની મુકાબલે પછાત પ્રજાઓ પણ આઝાદી માટે બનતા પ્રયત્નો કરી રહી છે ત્યાં, મને પણ શ્રી જવાહરલાલ નહેરુ ને શ્રી વલ્લભભાઈ પટેલની નીતિ જ સાચી લાગે છે: આ હજાર તકની એક તક દરમિયાન હિંદે સંપૂર્ણ આઝાદીને જ પોતાનું નિશાન બનાવવું ઘટે એમ મારા જેવા માત્ર armchair politician અને ઉમરે અતિ વૃદ્ધને પણ લાગે છે.

ઇતિ. અધૂરું તો અધૂરું. આટલું લખતાં કંટાળ્યો ગણો, થાક્યો ગણો, અતિ લંબાણ થયું ગણો, અહીં જ અટકી જાઉં છું. માત્ર ઈ. ૧૯૦૪ સપ્ટેમ્બર ૧લીએ રાજકોટની નોકરી શરૂ થઈ, ત્યાંથી ફરી ઇ. ૧૯૪૩ એટલે મારા પંચોતેરમા વર્ષ વિષે ચાર લીટી ઉમેરું છું. તેના સમારંભો થયા; યુનિવર્સિટીમાં સમુચિત સ્મારક માટે પૂરતો ફાળો થયો; માનપત્રો અને મંજૂષાઓ (caskets) અર્પણ થયાં; એ બધું વાંચનાર અને સાંભળનારને કદાચ લાગે કે મારું એ વર્ષ આનંદોલ્લાસમાં ગયું હોવું જોઈએ. ખરી હકીકત એથી ઘણી જુદી બની ગઈ. ૧લી ઑક્ટોબર '૪૩થી લગભગ ઑગસ્ટ '૪૪ની આખર લગીના મહિના હું સારી પેઠે માંદો અને અશક્ત હતો.

હું સારી પેઠે સમજું છું કે એ મંજૂષાઓ અર્પાઈ તેમાં હું બ. ક. ઠા. માત્ર નિમિત્ત. ગુજરાતીઓના હૃદયમાં આજે પોતાની ભાષા, પોતાના સાહિત્ય આદિના ગૌરવ માટે જે પૂજ્યભાવ, જે અભિલાષા, ભાવના આદિ તરવરે છે, ને વેગીલી વૃદ્ધિ અનુભવી રહ્યાં છે, તેના એક પ્રસંગોપાત્ત આવિર્ભાવ રૂપે જ એ મંજૂષાઓ. એટલે મેં તો જે ભાવથી મને એ સમર્પવામાં આવી તે જ ભાવ ઝીલીને, આંખો અડકાડીને જ તુર્ત જાહેર કરેલું કે ગુજરાતી પ્રજાની પોતાના સાહિત્ય માટે બહુમાનની આ નિશાનીઓ મારા રંક ઘરમાં સચવાવાનો સંભવ તે કરતાં કંઈક વધારે સમય લગી પ્રજા સમક્ષ એવી ને એવી રહે, એટલા સારું હું તો એને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ, અમદાવાદમાં એક સંગ્રહસ્થાન રચવાની નવી સંસ્થા ઊભી કરવાનું બીડું ઝડપ્યું છે, તે સંસ્થાને જ ભેટ આપી દઉં છું.

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: 'પ્રાતઃકાળ'—હીરાલાલ પી. ભટ્ટ (અમદાવાદ), બીજું ઇનામ: મોકૂફ; ત્રીજું ઇનામ: 'સૂર્યાસ્ત'—કંચનરાય એમ. અમીન (અમદાવાદ); નોંધપાત્ર: 'ગોરજટાણું'—જમનાદાસ પંચોલી (અમદાવાદ); 'હિજરત'—રસિકલાલ શાહ (ભાવનગર).

કલાત્મક ફોટોગ્રાફી વિષે અનેકવાર જુદી જુદી રીતે કહેવામાં આવ્યા છતાં બહુ જ ઓછા તે તરફ લક્ષ આપતા જણાય છે. કેવળ પીંછી કે ટાંકણાનો પકડનાર જેમ ચિત્રકાર કે શિલ્પી થઈ શકતો નથી, તેમ માત્ર કૅમેરાની ચાંપ દાબનાર દરેક જણ ફોટો-કલાકાર બની જતો નથી. ચાંપ દાબતાં કે સારી છાપો ઉતારતાં આવડી એટલે ફોટો-કલાકાર બની ગયા, એવી ગેરસમજ જો દૂર થઈ શકે તો ઘણાં સમય, શક્તિ ને પૈસાનો દુર્વ્યય અટકે.

આ વખતે આવેલાં લગભગ ૫૦ જેટલાં ચિત્રોમાંથી વિચારપૂર્વક લેવાએલાં તો ભાગ્યે જ ચારથી પાંચ નીકળે. તેમાં પહેલું ઇનામ જીતનાર ભાઈ હીરાલાલ ભટ્ટના આ અંકના પૂંઠા ઉપર છાપેલા ચિત્રમાં કાવ્યમયતા છે. પોતાના પ્રશાંત હૈયા પર હોડીને રમાડતી વહેતી નદીનાં નીરમાં સૂર્યકિરણોએ મોતીની જે રંગોળી પૂરી છે તેનો આનંદ લૂંટતો આ પત્થરનો ઘાટ પણ અદેખાઈ નથી ઉપજાવતો? ચિત્રને સજીવતા અર્પતું માનવપાત્ર અને ચિત્રનું સપ્રમાણ સંયોજન પ્રશસ્ય છે. પ્રિન્ટની ટેકનિક અને ચોકસાઈભર્યું એક્સ-પોઝર કલાકારનો કસબ બતાવે છે.

ત્રીજું ઇનામ મેળવનાર ભાઈ કંચનરાય અમીનનું 'સૂર્યાસ્ત' ત્રણ વૃક્ષની પાછળથી પસંદ કરાયેલા કોણને લીધે વિસ્તાર અને ભવ્યતાવાળું દૃશ્યચિત્ર બની શક્યું હોત, પણ વાદળની ઊણપથી ચિત્ર પાંખું પડી ગયું છે. ભાઈ પંચોલીનું 'ગોરજટાણું'નો, પાછાં વળતાં ઢોરનો વિષય સારો હોવા છતાં હવે તો બહુ જ ચવાઈ ગએલો છે. ચિત્રનું ફોકસિંગ ખામીવાળું છે. ભાઈ રસિકલાલ શાહના 'હિજરતે'ના સારા વિષયને કૅમેરાથી સભાન બની ઘેરી ગએલાં પાત્રો બગાડે છે. એ જ ચિત્ર ચાલુ ગતિએ અને યોગ્ય કોણથી લેવાયું હોત તો સુંદર ચિત્ર બની રહેત.

શ્રીરામ ભટ્ટ



નં. ૧૦

વળી ઊંચીનીચી સીધી રેખાથી આડીઅવળી (zigzag) રેખા પર આંખ ફરે છે ત્યારે આંખની કીકી એ રેખાના દરેક ખૂણે અટકે છે ને માંસપેશીને વચ્ચેવચ્ચે આંખની કીકીને અવળે રસ્તે ઠેલવી પડે છે (ચિત્ર નં. ૧૦) એટલે કોઇ અવિચ્છિન્ન સીધી રેખા જોતી વખત આંખને જે સુખનો અનુભવ થાય છે તે સુખનો અનુભવ આડીઅવળી (zigzag) રેખા જોતી વખત થતો નથી; પણ પગલેપગલે વિપત્તિ ને ઊંધે જ રસ્તે જવાની ઉતાવળથી આંખને કષ્ટ પડે છે.



ઉપર ↑ ચિત્ર નં. ૧૧ નીચે ↓ ચિત્ર નં. ૧૨

પણ જો આ જ દ્વિભુજ સીધી રેખાની અણીઓ ભાંગી નાખીએ (ચિત્ર નં. ૧૧) અને તે આડીઅવળી (zig-zag) રેખાને ઊંચીનીચી વાંકી રેખામાળાનું રૂપ આપીએ તો એ વાંકી રેખા પર ફરતાં આંખને કંઈ પણ કષ્ટ પડતું નથી; બલ્કે આરામ મળે છે. જોકે આ ઊંચીનીચી વિપરીત ગતિથી આંખને હિન્દોળાની પડે છે ખરી; પણ માંસપેશીને અણીવાળી આડીઅવળી રેખાની પેઠે થોડીથોડી વારે અટકવું પડતું નથી, પણ ગતિના ક્રમમાં તે ધીરેધીરે છૂટી થાય છે. ૧૧ અને ૧૨ નંબરનાં ચિત્રો પર આંખ ફેરવવાથી આ સમજાશે. વાંકી રેખાની આ ઊંચીનીચી ગતિને અંગ્રેજીમાં Rhythm અથવા છંદગતિ કહે છે.

કેવળ સીધી રેખા વડે ચિત્રકાર આંખને પ્રીતિકર સુંદર ચિત્ર કરી શકે ખરા, પણ વાંકી રેખાની મદદ લીધા વગર સુમધુર છંદમાં ચિત્રરચના ન કરી શકાય. કારણ, આપણે જોયું કે સીધી રેખાની અણીઓ અથવા એક જ પ્રકારની ગતિ આપણી આંખને પીડાદાયક થાય છે. વચ્ચેવચ્ચે વાંકી રેખાનો આશ્રય લીધા વગર આંખને ચેન નથી પડતું. સીધી રેખામાં ચીતરેલી માણસની છબિ (ચિત્ર નં.૧૩) ગોળ રેખામાં ચીતરેલી બીજી છબિ (ચિત્ર નં. ૧૪) સાથે સરખાવવાથી આપણને લાગશે કે વાંકી રેખામાં ચીતરેલી માણસની છબિ દષ્ટિમધુર છે.સીધી રેખાની અણીઓમાં દષ્ટિની આ મધુરતા નથી.



ચિત્ર નં. ૧૩



ચિત્ર નં. ૧૫



ચિત્ર નં. ૧૪



ચિત્ર નં. ૧૬



↑ચિત્ર નં.૧૭



ચિત્ર નં.૧૮

ચિત્ર નં. ૧૫ તથા ૧૬ વાળી ઘોડાની બે છબિઓમાં પણ આ ફેર સારી રીતે સમજી શકાય છે. સીધી રેખામાં ચીતરેલી કૂકડાની લડાઈ (ચિત્ર નં. ૧૭) ને મુલાયમ વાંકી રેખામાં ચીતરેલી 'ઉંદરની દોડ' (ચિત્ર નં. ૧૮) એ બે ચિત્રોમાં પણ આ માધુર્યનો ફેર સ્પષ્ટ રીતે સમજી શકાય છે. સરળ રેખાના ચતુષ્કોણની અણીઓ ભાંગી નાંખી, તેને ગોળાકૃતિમાં ફેરવી નાખવાથી ચતુષ્કોણ વસ્તુ ગોળાકૃતિની વાંકી રેખામાં માધુર્ય મેળવે છે (ચિત્ર નં. ૧૯ તથા ૨૦).



← ડાબી બાજુ ચિત્ર નં. ૧૯

નીચે ↓ ચિત્ર નંબર ૨૦





પ્રકૃતિદેવી પોતાનો પક્ષ--કુદરત ફેરવી, બધી રેખાઓના ખૂણા ભાંગી, ગોળાકૃતિવાળી વાંકી રેખાના માધુર્ય વડે પ્રકૃતિની જુદીજુદી મૂર્તિને મધુર બનાવે છે. પ્રકૃતિના રૂપમાં આંખને પીડાદાયક ખૂણા ભાગ્યે જ જોવામાં આવે છે (ચિત્ર નં. ૨૧). પહાડની ટોચ થોડે ઘણે અંશે ખૂણાવાળી હોય છે ખરી, પણ વાંકી રેખાના સહયોગથી એ સીધી રેખાનો ખૂણો ગોળાકાર ધારણ કરે છે (ચિત્ર નં. ૨૨.)



ચિત્ર નં. ૨૧



ઉપર: ચિત્ર નં. ૨૨

સીધી તથા વાંકી રેખાના આ દોષ, ગુણ અને મૂલ્ય વિચારીને વિચક્ષણ ચિત્રકાર પોતાની ગોઠવણીનું માધુર્યક રચે છે. જેમ કવિ જુદાજુદા વજનના શબ્દો જાણી લઈને તેને યથાયોગ્ય ગોઠવી છંદ અને તાલમાં જોડી સુમધુર કવિતા રચે છે, તેમ ચિત્રકાર પણ જુદાંજુદાં રૂપની, જુદાંજુદાં મૂલ્યની, જુદાં જુદાં વજનની ને જુદાજુદા છંદની રેખાને સુંદરરીતે મેળવી ( composition કરી ) આંખને પ્રીતિકર એવા સુમધુર ચિત્રની રચના કરે છે (ચિત્ર નં. ૨૩-૨૪).

નીચે : ચિત્ર નં. ૨૩





જમણી બાજુ : ચિત્ર નં. ૨૫→



રેખાની આ ગોઠવણીની રીત પણ ચિત્રકાર પોતે જ શોધી કાઢે છે; કુદરતના સ્વાભાવિક રૂપની ગોઠવણીની તે હૂબહૂ નકલ કરતો નથી. આમ, પોતાની મેળે કરેલી રેખાની ગોઠવણી તે એ ચિત્રકારની પોતાની મૌલિક રચના, નકશો અથવા ડિઝાઈન (પરિકલ્પના) કહેવાય. આ ડિઝાઈન અથવા સ્વેચ્છાકૃત રેખાનો સમાવેશ એ જ ચિત્રરચનાની મૂળ શક્તિ અથવા પ્રાણ છે (જુઓ ચિત્ર નં. ૨૫).



ડાબી બાજુ તથા નીચે ચિત્ર નં. ૨૧

સીધી રેખા અને વાંકી રેખાની વચ્ચે એક જાતનો સ્વાભાવિક ફેર, વિભેદ અથવા વિસંવાદ છે. આ ફેરને લઈને એક જાતની રેખા બીજી જાતની રેખાની શક્તિમાં વૃદ્ધિ કરે છે અથવા એને પોષણ આપે છે. જેમ કાળા રંગની પાસે સફેદ રંગ વધારે ઉજ્જ્વળ લાગે છે, તેવી રીતે વાંકી રેખાની સાથે—અથવા પાસે—સીધી રેખા વધારે સીધી હોય એવું લાગે છે. તેવી જ રીતે સીધી રેખાની પાસે વાંકી રેખા વિશેષ ગોળ લાગે છે. (ચિત્ર ૨૬ના બંને સમૂહ )



ઉપર: ચિત્ર ૨૪

એટલા માટે કોઈ પણ રેખાને શક્તિશાળી અથવા ગુરુત્વપૂર્ણ કરવા માટે બે ઉપાય અથવા પદ્ધતિનો ઉપયોગ કરી શકાય છે: એક પદ્ધતિ તે વિપરીત રસ અથવા વિસંવાદી રેખાની મદદ લેવી તે; ને બીજી પદ્ધતિ તે એક જ રસવાળી વિસંવાદી રેખાની મદદ લેવી તે. એક જ સીધી રેખાની સાથે કે પાસે જો બીજી થોડી સીધી રેખા મૂકવામાં આવે તો પેલી રેખાને પોષણ મળે છે—તેનો ગુણ વધે છે, તેનું વજન વધે છે ને તે રસભર થાય છે. રેખાંના આ દ્વિત્વથી અને પુનરાંકનથી તેનું મૂલ્ય વધે છે અને તેમાં નવા રસની ઉત્પત્તિ થાય છે. ઘણી વખત આ સહકારી રેખાને બહુ પાસે, થોડે દૂર અથવા બહુ દૂર રાખવી પડે છે (ચિત્ર નં. ૨૭). આ દૂરત્વ અથવા સાન્નિધ્યના પ્રમાણ અનુસાર એની સહકારિતાની મદદમાં ફેર પડે છે ને મૂળ રેખાના રસના ગુરુત્વનું અથવા વજનનું પ્રમાણ પણ વધારેઓછું થાય છે. ચિત્રકારના

બાજુએ: ૨૭
નીચે: ૨૮



ઉદ્દેશ પ્રમાણે આ સહકારી રેખાને દૂર અથવા પાસે રાખવી પડે. આ દૂરત્વ ને સાન્નિધ્યના પ્રમાણ અનુસાર રેખાના વજનમાં અથવા રસની અનુભૂતિમાં પણ ફેર પડે છે.

ચિત્રકારના ઉદ્દેશ પ્રમાણે સીધી રેખા, વક્ર રેખા, ખૂણાવાળી રેખાની હાર અથવા વાંકી રેખાની હાર ગોઠવીને ચિત્રકાર પોતાનો મનમાન્યો નકશો કે ડિઝાઇન (પરિકલ્પના) બનાવે છે. (ચિ. ૨૯).

વધુપડતા લવણયુક્ત આહારના દોષના નિવારણ માટે જેમ થોડી ખાંડની જરૂર પડે છે, તે પ્રમાણે જ્યાં વધારે વાંકી રેખાનો સમાવેશ થયો હોય છે તેના દોષનું નિવારણ કરવા ચિત્રકાર સીધી રેખાની ગોઠવણી કરે છે (ચિત્ર નં. ૩૦). તે જ પ્રમાણે, જ્યાં વધારે સીધી રેખાનો સમાવેશ થયો હોય છે તેના દોષના નિવારણ માટે ચિત્રકાર પોતાની રચનામાં કુશળતાથી કોઈ પણ સ્થળે વાંકી રેખાનો સમાવેશ કરી લે છે. આવી રીતે સીધી સરળ રેખાની ગોઠવણી વડે અણીવાળી સીધી રેખાની સમષ્ટિની ઉગ્રતા અથવા દૃષ્ટિકટુતાનું પ્રમાણ ઘટાડી શકાય છે. આ પ્રમાણે અખંડ, અતિ દીર્ઘ એવી એક સીધી રેખાને ભેદી વચ્ચેવચ્ચે વાંકી રેખાના હાંસિયા કરી, ચક્ષુ-પીડાનું નિવારણ કરવાની પદ્ધતિ જૂની છે.

પૂર્વ ને પશ્ચિમના દેશોના હસ્તલિપિ-કુશળ પ્રાચીન લેખકોની અક્ષર લખવાની લિપિકુશળતા (Calligraphy)માં પણ આ સીધી અને વાંકી રેખાના મધુર સમાવેશનો જ આપણને પરિચય થાય છે. મધ્ય યુગમાં સુંદર હસ્તલિખિત પોથીની બહુ કદર થતી. રાજા-બાદશાહો, ખ્રિસ્તી પાદરીઓ, પુરોહિત બ્રાહ્મણો, ધાર્મિક મુસલમાનો ને પંડિતોએ લિપિવિદ્યાને બહુ જ ઉન્નત કરી હતી. આ બધા ધાર્મિક સાધકોની મદદથી અને મહેનતથી લિપિવિદ્યાએ એક સર્વોત્કૃષ્ટ શિલ્પવિદ્યાનું રૂપ ધારણ કર્યું હતું. મધ્યયુગના આ બધા લિપિકુશળ શિલ્પીઓના લખાણમાં સીધી ને વાંકી રેખાનો સુંદર અને સુચતુર પ્રયોગ જોવામાં આવે છે. જેઓ આવી સુંદર લિપિ લખતા હતા તેઓ રેખાતત્ત્વનું વિશેષ જ્ઞાન ધરાવતા હતા; એટલે કે કેટલા પ્રમાણમાં સરળ રેખાની સાથે વાંકી રેખા જોડવાથી સુંદર સુમધુર આકૃતિના અક્ષરો લખી શકાય તેના યોગ્ય મૂલ્ય અથવા વજનનું જ્ઞાન તેઓને હતું. ચીન, જાપાન અને હિંદુસ્તાનમાં અક્ષર લખવાની આ શિલ્પકળાના ઘણા નમૂના છે. એવી લિપિકળાના કેટલાક નમૂનાઓ આ સાથે આપ્યા છે (ચિત્ર નં. ૩૨થી ૩૭). તેમાં નં. ૩૬માં ચીની ભાષાના જુદાજુદા અક્ષર ગોઠવીને એક માણસના ચિત્રની રચના કરવામાં આવી છે.





ચિત્ર નં. ૨૯; જમણી બાજુ ચિત્ર નં. ૩૦; નીચે ચિત્ર નં. ૩૧

ચિત્ર નં. ૩૨

ચિત્ર નં. ૩૩

૩૪→





←૩૫

૩૬↓





(આ આકર્ષક લેખમાળાનો વિશેષ ભાગ ચિત્રો સાથે આવતા અંકમાં)

# દીવાલ પરનો ચહેરો

વિખ્યાત અંગ્રેજ લેખક ઇ. વી. લ્યૂકાસની એક રસપ્રદ વાર્તા ઉપરથી

અનુવાદક:
યશવંત શુક્લ

ડન્નીને ત્યાં ગઈ કાલે રાત્રે જે તમાચો ખાધો તે હજી ચગચગે છે. સંતોષ માત્ર એટલો જ છે કે તમાચો ખાવામાં હું એકલો નહોતો. વાત એમ હતી કે અમે બધા ભૂતની વાતે ચઢી ગયા હતા. હવે એ વાતોમાં માલ કશો મળે નહિ અને તો ય આકર્ષક એટલી બધી કે એનો પારછેડો ય આવે નહિ. અમારામાંથી ઘણાએ પોતે જાણતા હતા તે પ્રસંગો કહી સંભળાવ્યા, પણ બરાબર રંગત જાગતી નહોતી. ભેગા થએલામાંથી હું જેમને ઓળખતો નહોતો તેમાં એક નીચી કાઠીનો માણસ હતો. રૂદસન-વેટ એને તાણતો આવ્યો હતો. સફેદ પૂણી જેવા એના ચહેરા પર આતુરતા અંકિત થએલી હતી. એકેએક બોલનારની વાતને એ ખૂબ ધ્યાનથી સાંભળતો હતો પણ પોતે કશું બોલતો નહોતો. પછી એને વાતમાં દાખલ કરવાના ઈરાદાથી ડન્નીએ એની તરફ ફરીને પૂછ્યું કે, 'તમારે કંઇ કહેવા કરવાનું નથી? જેનું રહસ્ય હાથ ન લાગે એવો કોઇ અનુભવ, એવી કોઇ વાત તમારે કરવાની છે કે નહિ?'

ઘડીભર એ માણસ વિચારી રહ્યો. પછી બોલ્યો: 'સામાન્ય અર્થમાં જેને વાત કહીએ તેવી વાત તો મારે કહેવાની નથી. તમે બધાએ અહીં રજૂ કર્યાં છે તેવા, બીજા કનેથી સાંભળેલા દાખલા મારી કને મુદ્દલ નથી. હું તો હમેશાં માનતો આવ્યો છું કે જે કાલ્પનિક છે તે કરતાં સત્ય વધુ રહસ્યમય જ નહિ પરંતુ વધુ રસિક પણ હોય છે. મારી પોતાની બાબતમાં બન્યો હતો તેવો એક પ્રસંગ કહો તો કહી સંભળાવું. અને જરાક વિચિત્ર લાગશે, પણ આજે સાંજના ભાગમાં જ એનો અંત આવ્યો.'

અમે એને પોતાની વાત કહેવા આગ્રહ કર્યો. એણે કહેવા માંડ્યું:

'આજથી વરસ બે વરસની વાત પર હું ગ્રેટ ઑરમંડ સ્ટ્રીટમાં થોડીક ઓરડીઓ ભાડે લઈને રહેતો હતો. ઘર જૂનું હતું. મારી આગાઉના એક ભાડૂતે સૂવાના ઓરડાની દીવાલોને રંગ કરાવ્યો હતો, પણ એ જગા ભેજવાળી હોવાથી ઠેકાણે ઠેકાણેથી રંગ ફૂટી ગયો હતો ને દીવાલ પર મોટાં ધાબાં પડી ગયાં હતાં. એમાંનું એક ધાબું, ઘણીવાર બનતું હોય છે તેમ, આબાદ જાણે કોઇ મનુષ્યના ચહેરાની આકૃતિ હોય તેવું દેખાતું હતું. પણ આ દાખલામાં પેલી આકૃતિ મનુષ્યાકૃતિને હુબહૂ મળતી આવતી હતી, એટલી બધી મળતી આવતી હતી. સવારે ઊઠવાનું આળસ કરતાં કરતાં પથારીમાં પડ્યો પડ્યો હું એ આકૃતિને ધ્યાનથી નિહાળ્યા જ કરતો, નિહાળ્યા જ કરતો. ધીમે ધીમે એ જાણે કોઈ ખરેખરી જીવંત વ્યક્તિ હોય, જાણે મારો સહવાસી હોય એ ભાવ મારા મનમાં દૃઢ થવા લાગ્યો. વિચિત્ર તો એ હતું કે દીવાલ પરનાં બીજાં ધાબાં મોટાં થતાં જતાં હતાં ને તેમની રેખાઓ બદલાતી જતી હતી, પણ આનું એવું કશું થતું નહિ. આકૃતિ બરાબર હતી તેવી જ રહી.

'ત્યાં રહેતો હતો તેવામાં એકવાર હું સખત ઈન્ફલુએન્ઝાથી પટકાઇ પડ્યો. એ માંદગીમાં આખો દિવસ કરવાનું કશું હતું નહિ, એટલે કાં તો વાંચું કે કાં તો વિચારે ચડું. અને એ જ વખતે આ ચહેરાએ મારા મનને વધારે મજબૂત પકડમાં લીધું. એ મુખાકૃતિ વધારે ને વધારે વાસ્તવિક ને ધ્યાનપાત્ર બનતી ગઇ. હું એમ પણ કહું કે દિવસ ને રાત મને એના ને એના જ વિચારો આવવા લાગ્યા.

એના નાકનો વળાંક અદ્‌ભુત હતો અને હજાતું કપાળ પણ અપૂર્વ હતું. ખરું પુછાવો તો એ ચહેરો વ્યક્તિત્વપૂર્ણ હતો. નોખી જ ભાત પાડે તેવા પુરુષનો, હજારમાં એકનો હોય છે તેવો, એ ચહેરો હતો.

'ઠીક. પછી તો હું સાજો થઈ ગયો. છતાં પેલા ચહેરાએ મનનો જે કબજો લીધો તે લીધો જ. શેરીઓ અને ગલીઓમાં એ ચહેરા જેવા ચહેરાને ઢૂંઢતા ફરવા સુધી વાત આવી. ક્યાંક ને ક્યાંક તો આવો ચહેરો ધરાવનાર જીવતો-જાગતો માણસ હોવો જ જોઇએ એની મને મજા સુધીની ખાતરી બેસી ગઈ હતી. અને એને મળ્યા વિના પછી ચાલે જ કેમ? શા માટે આ બધા ફાંફા કરવા તેનો મને કશો ખ્યાલ જ નહોતો. હું એટલું જ જાણતો હતો કે કોઇક અકળ રીતે વિધિએ મારો ને એનો યોગ કરી આપ્યો હતો. માણસો જ્યાં મોટી સંખ્યામાં એકઠાં થતાં હોય છે તેવાં સ્થાનોમાં—રાજકીય સભાઓમાં, ફુટબૉલની મૅચોમાં, અને પરાંની ટ્રેનો જ્યાં સવારે હજારોને ઉતારે છે અને સાંજે જ્યાંથી ઉપાડે છે તેવાં રેલ્વે સ્ટેશનોએ હું વારંવાર જવા લાગ્યો. પણ બધું ફોગટ. તે વખતે પહેલાં કદી નહિ થએલું એવું ભાન મને થયું તે એ કે માણસ માણસના ચહેરામાં કેટલો બધો ફેર હોય છે, અને છતાં એ ફેર કેટલો થોડો હોય છે; કેમકે એકેએક ચહેરો બીજા ચહેરાથી જુદો પડે છે ને તોય જો ચહેરાઓનું વર્ગીકરણ કરીએ તો આંગળીને વેઢે ગણી શકાય એટલા વર્ગોમાં જ એ સઘળા જૂજવા ચહેરા ફાળવી શકાય તેમ છે.

'એ શોધનું મને ખરેખરું ઘેલું જ લાગ્યું હતું. પછી તો એ શોધ સિવાયનાં બીજાં બધાં કામ મેં છાંડ્યાં. ભીડવાળા રસ્તાને એક ખૂણે હું ઊભો રહેતો ને લોકના થોક સામે ટીકી રહેતો. એવી રીતે મેં એટલી બધી વાર ટીકી રહેતો કે લોકો મને ગાંડામાં ગણવા લાગ્યા. પોલીસ પણ મને ઓળખી ગઇ ને મારી પર વહેમાવા લાગી. સ્ત્રીઓની સામે હું નજર માંડતો જ નહીં—બસ પુરુષો, પુરુષો ને પુરુષો જ.'

થાક્યો હોય તેમ એણે પોતાની ભમ્મર પર જરાક હાથ ફેરવી લીધો. 'અને પછી', એણે વાત ચાલુ કરી. 'આખરે મેં એને જોયો! પિકૅડિલીને રસ્તે થઈને એ પૂર્વ તરફ એક ટૅક્સીમાં હંકારી જતો હતો. હું તે તરફ વળ્યો અને થોડેક સુધી ટૅક્સીની બાજુમાં દોડ્યો. એટલામાં સામેથી એક ખાલી ટૅક્સી મેં આવતી જોઈ. "પેલી ટૅક્સીની પાછળ મારી મૂક" એટલું જ હાંફતાંહાંફતાં બોલીને હું તેમાં ચઢી બેઠો. મારા ડ્રાઈવરે પેલી ટૅક્સીને નજરમાં નોંધી રાખી, અને એમ કરતાં અમે ચૅરીંગ ક્રૉસ સ્ટેશને આવીને અટક્યા. વેગથી હું પ્લૅટફૉર્મ સુધી ધસી ગયો અને મારા માણસને મેં બે સન્નારીઓ અને એક નાની છોકરી સાથે જોયો. એ લોકો ૨-૨૦ ની ટ્રેનમાં કાન્ટ જઇ રહ્યાં હતાં. એની સાથે વાતચિતનો પ્રસંગ પાડવા માટે હું ટાંપી રહ્યો, પણ ફોગટ. બીજા મિત્રો એ મંડળીમાં ભળવા આવી પહોંચ્યા હતા અને એ સૌનો સંઘ ધીમે ધીમે ટ્રેન તરફ ગતિ કરતો હતો.

'મેં ઝટપટ ફૉક્સ્ટનની ટિકિટ કઢાવી,—એવી આશાએ કે એની બોટ ઊપડે તે પહેલાં હું એને પકડી પાડીશ. પણ ફૉક્સ્ટનમાં હું બોટ પર ચઢું તે પહેલાં એ તો એના મિત્રો સાથે ક્યારનો યે ચઢી ચૂક્યો હતો, અને કેટલીયે કેબીનોને એકઠી કરીને બનાવેલા હોય તેવા એક ખાનગી સલૂનમાં એ બધાં ગાયબ થઇ ગયાં હતાં. એ કોઈ મહ-

દાર આસામી હતો એ દેખીની વાત હતી.

'આમ બીજીવાર મારા પાસા ઊંધા પડ્યા. પણ મેંય એની આટ-કેટ ચઢવાનો નિશ્ચય કરી લીધો. મારા મનને ખાતરી હતી કે બોટ-ચાલવા લાગશે એટલે એ એકલો તૂતક પર થોડી લટાર મારવા આવ્યા વિના નહિ રહે. મારી કને બહાં સુધી પહોંચવા જેટલા ભા-ડાના પૈસા માંડ નીકળે એમ હતા, પણ ઠર્યું મને હવે મારા નિશ્ચયથી ડગાવી શકે એમ હતું નહિ. મેં બરાબર પેલા સલૂનના પ્રવેશદ્વારની સામે જ આંખો નાખ્યા ને રાહ જોવા લાગ્યો. અરધોએક કલાક થયો હશે ત્યાં પેલું બારણું ખુલ્યું ને એ બહાર આવ્યો. પણ એની સાથે પેલી નાની છોકરી હતી. મારું હૃદય એટલા બધા વેગથી ધડ-કવા લાગ્યું કે પ્રોપેલરને લીધે નહિ પણ મારા ધડકારને લીધે જ અમારી બોટ ડોલતી હશે એમ મને લાગતું હતું! બરાબર એ જ ચહેરો! જરાય ભૂલ થવાનો સંભવ નહોતો. રેખાએ રેખા બરાબર મળતી આવતી હતી. એણે મારી સામે નજર ફેંકી અને ઉપલા તૂતક પર જવાના બાજુના માર્ગે વળ્યો. મને થયું કે આ જ ખરો લાગ છે.

"મને માફ કરજો" થોથરાતી જીભે હું બોલ્યો. "પણ આપનું કાર્ડ આપવામાં આપને વાંધો નહિ જ હોય? આપની સાથે પત્ર-વ્યવહાર કરવાને મારે એક સબળ કારણ છે."

'એને અચરજ થયું હોય એમ લાગ્યું. અને કેમ ન લાગે? તેમ છતાં એણે મારી વિનંતી માન્ય રાખી. ખૂબ વિચારપૂર્વક એણે પાકીટ કાઢ્યું અને મને પોતાનું કાર્ડ આપીને પેલી છોકરી સાથે ઉતાવળે ડગલે એ ચાલી ગયો. એમાં તો શંકા જ નહોતી કે એણે મને કોઈ ગાંડો માણસ ધારી લીધો હતો અને મને નાખુશ કરવા કરતાં ખીલવવામાં વધારે ડહાપણ છે એમ સમજીને કાર્ડ આપ્યું હતું.

'આંગળી વચાળે કાર્ડને જોરથી પકડી રાખીને મેં વહાણને એક નિર્જન ખૂણે જઈ કાર્ડ વાંચ્યું. મારી આંખે ઝાંખ વળતી હતી. માથું ઘૂમતું હતું. કેમકે કાર્ડ પર આ શબ્દો આલેખેલા હતા: મિ. ઑર-મંડ વૉલ. ઉપરાંત હતું પિટ્સબર્ગ, યુ. એસ. એ.નું એનું સરનામું!

'એ પછી અહીંની એક ઑસ્પિટલમાં મને લાવવામાં આવ્યો છે એ મેં જાણ્યું ત્યાં સુધીમાં બીજું જે કંઇ બન્યું હોય તે મને યાદ નથી. એ ઑસ્પિટલમાં તૂટેલી તબિયતે થોડાંક અઠવાડિયાં પડ્યા રહેવાનું થયું અને એક મહિના ઉપર જ હું પાછો ફર્યો.'

થોડીવાર એ બોલતો બંધ રહ્યો.

અમે એની સામે અને એકબીજા સામે જોઇ રહ્યા અને એ વાત આગળ ચલાવે એની રાહ જોવા લાગ્યા. એ સાંજની બીજી બધી વાતો આ ફીકાફચ નાનકડા માણસે કરેલી વાત આગળ કશી વિસા-તમાં નહોતી. એકાદ ક્ષણ અટકીને એણે વાતનો તંત ઝાલી લીધો:

'મેટ ઑરમંડ સ્ટ્રીટવાળા મારા મુકામે પાછા ફરીને હું આ અમે-રિકન, જેના જીવનમાં આટલી અકળ રીતે હું આવી ચઢ્યા હતો તેને વિષે જેકંઈ જાણી શકાય તે જાણવા મથી રહ્યો. મેં પિટ્સબર્ગ ખાતે લખ્યું; અમેરિકન તંત્રીઓને લખ્યું; લંડનમાં વસતા અમેરિકનો સાથે સંબંધો કેળવવા માંડ્યા; પણ હું જે જાણી શક્યો તે આટલું જ, કે એ એક લાખોપતિ હતો, એનાં માબાપ અંગ્રેજ હતાં ને લંડનમાં રહેતાં હતાં. પણ ક્યાં રહેતાં હતાં? એ પ્રશ્નનો કશો ઉત્તર જડ્યો નહિ.

'અને એમ, વખત વખતનું કામ કરવા લાગ્યો. પણ તે આઠ રાત સવાર સુધી જ. આગલી રાતે રોજ કરતાં વધારે શ્રમિત બનીને હું સૂઈ ગયો હતો અને મોડા સુધી ઊંઘેલો. જાગ્યો ત્યારે સૂર્ય ઓર-ડામાં પ્રવેશી રહ્યો હતો. હમેશાં કરતો આવ્યો છું તેમ જાગીને તરત જ પેલી ચહેરાવાળી દીવાલ તરફ મેં નજર કરી. મેં આંખો મસળી અને ભયનો માર્યો છલાંગ મારી ઊઠ્યો. ચહેરો ખૂબ આછો દેખાતો હતો. આગલી રાત્રે તો એ રોજના જેવો સ્પષ્ટ હતો—એને બોલતો સાંભળતો હોઉં એટલો બધો સ્પષ્ટ. અને અત્યારે તો એ કેવળ અસલની છાયા હોય, અસલનું પ્રેત હોય એમ માંડમાંડ દેખાતો હતો. મૂઢ, ખિન્ન બનીને હું ઊઠ્યો ને બહાર ચાલ્યો ગયો. સાંજના છાપાની વહેલી બહાર પડતી આવૃત્તિ ક્યારનીય બહાર પડી ચૂકી હતી. મુખ્ય વિગતો આપનારી જાહેરાતમાં મેં વાંચ્યું: 'અમેરિકન કરોડપતિને નડેલો મોટર અકસ્માત!' તમે બધાએ એ વાંચ્યું હોવું જ જોઇએ. મેં છાપું ખરીદી લીધું અને શું વાંચવાનું મળવાનું છે એ જાણતો હતો છતાં તે ઝટપટ વાંચી ગયો: મિ. ઑરમંડ વૉલ, પિટ્સબર્ગનો કરોડપતિ, પોતાના સાથીદારો સાથે સ્ટોઝીઆથી પીસાને રસ્તે મોટર હંકારી રહ્યો હતો. એની મોટર એકાએક એક લારી સામે અથડાતાં ઊંધી વળી હતી. મિ. વૉલની સ્થિતિ ગંભીર હતી.

'એવા જ મૂઢ ભારે હૈયે હું મારા રહેઠાણે પાછો વળ્યો ને જોવાનું ટાળતો હતો છતાં જોઈ ન શકતી મારી આંખો દીવાલ પરના ચહેરા સામે માંડીને હું પથારી પર બેઠો. એમ હું જોઈ રહ્યો હતો ત્યાં એકાએક પેલો ચહેરો સંપૂર્ણ અલોપ થઈ ગયો! પાછળથી મને ખબર પડી કે મિ. વૉલ પોતાને થએલી ઇજાથી મૃત્યુ પામ્યા હતા. હું માનું છું તેમ, પેલો ચહેરો દેખાતો બિલકુલ બંધ થયો તેજ ક્ષણે!'

ફરીવાર એ શાન્ત રહ્યો.

'ભારે અજાયબીભરી વાત!' 'આવું તો આજેજ સાંભળ્યું!' અને એવું બીજુંબોલવાનું અમે આરંભી દીધું.અમે માનતા હતા પણ એમ જ.

'ખરી વાત છે.' એ અજાણ્યા આદમીએ કહ્યું. 'મારી આ વાતમાં ત્રણ નોંધપાત્ર, ત્રણ અસામાન્ય રહસ્યો છે. એક તો એ કે લંડનના એક ભાડાના મકાનની દીવાલનો રંગ એવી રીતે ફાટી જાય કે એક અમેરિકન ગૃહસ્થનો ચહેરો તેમાંથી આલેખાઈ રહે, એટલું જ નહિ, એના પ્રત્યક્ષ જીવન સાથે એ આકૃતિ આટલો બધો ગાઢ સંબંધ સુદ્ધાં ધરાવે! આનો ખુલાસો આપતાં વિજ્ઞાનને હજી વાર લાગશે. બીજું એ કે જે સ્થાને આવી અદ્ભુત રીતે એ ગૃહસ્થનો ચહેરો કોઈ ગૂઢ શક્તિએ ઊપસાવ્યો હતો તે સ્થાન સાથે એ ગૃહસ્થના નામને પણ થોડોક સંબંધ હોય! કેમ, એવું જ છે ને?'

અમે બધા એની સાથે સંમત થયા. અને પ્રેતયોનિના પ્રકરણની અમારી અસલ ચર્ચા દ્વિગુણિત આવેશથી પાછી શરૂ થઈ ગઈ. એ ચાલતી હતી ત્યાં પેલા અદ્ભુત અનુભવનો કહેનારો ધીમે રહીને ઊઠ્યો અને અમારી રજા લીધી. પણ એ બારણા સુધી પહોંચ્યો હશે ત્યાં તો અમારી મંડળીમાંના એક—એ રૉબર્ટન હતો એમ જાણીને હું ખુશ થાઉં છું—અમારી આવેશપૂર્ણ ચર્ચાનું મૂળકારણ અમને સંભારી આપ્યું, એ ચાલ્યો જાય તે પહેલાં એને એક પ્રશ્ન પૂછીને. એની અત્યંત રસપૂર્ણ વાત સાથે સંબંધ ધરાવતું ત્રીજું કયું અસાધારણ રહસ્ય એને માન વરેલું હતું એને લગતો એ પ્રશ્ન હતો: 'તમને યાદ તો હશે જ કે તમે ત્રણ બાબતોની વાત કરી હતી.' રૉબર્ટને એને સંભારી આપ્યું.

'અરે હા,' બહાર જવાને બારણું ઉઘાડતાં ઉઘાડતાં એ બોલ્યો. 'એ ત્રીજી બાબત કહેવી રહી જ ગઈ હતી. આ વાત સાથે સંબંધ ધરાવતી ત્રીજી અસામાન્ય બાબત એ છે કે અર્ધા કલાક પહેલાં જ મેં આ વાત ઉપજાવી કાઢી હતી. સારો ત્યારે, ગુડનાઈટ!'

અમે જ્યારે ભાનમાં આવ્યા ત્યારે રૂડસન-નેટ, જે અમને હસ-વાને માટે આ કાળા નાગને અહીં લઈ આવ્યો હતો તેને ચીડાવવાને આગળેમ નજર ફેરવી. પણ એ ય પોબારા ગણી ગયો હતો!



# મધુકરી




નરીખ એ કાયરતાનું સ્વપ્ન છે,
નિર્વીર્યતા કેરી બચાવ-ઢાલ,
અગાત પાન્યોતણું મૃગવારિ એ
યત્નેપ્સુઓ માટ વિનાશાળ.  —'સનાતન'

## બે અંગ્રેજ મિત્રો

પૂને અંગ્રેજીના નવા પ્રોફેસર ફ્રેઝરની સાથે દોસ્તીનો મને અણધાર્યો લાભ મળ્યો, એ પછી જન્મારો ચાલ્યો. સામાન્ય રીતે એક ખાતાના, એક જ સંસ્થામાં જોડે કામ કરતા અંગ્રેજ અને હિંદી વચ્ચે મૈત્રીસંબંધ શક્ય હોતો નથી, તથાપિ મને તો એક નહિ ને ત્રણ વાર એ ગોરા લાભ મળી ગયો છે. રાજકુમાર કૉલેજમાં એક પછી એક બે વાઇસ પ્રિન્સિપાલ મારા મિત્ર થયા. ફ્રેઝરનાં આ ભોળાંભલાં આગળિયાનું પૂનાની અમલદારી તોરની ગડબો સાથે ફાવ્યું નહિ. એણે તો હું પહેલી કે બીજી વાર જ ગયો હોઇશ ને મારી આગળ પોતાની કેટલીક મુશ્કેલીઓ રજૂ કરવા માંડી એમ, મારા ત્યાંના આંટા-ફેરાઓ લગભગ નિયમિત જેવું રૂપ પકડ્યું. ફ્રેઝર માને કહે 'પણ તું પ્રોફેસર ઠાકોરને બહુ તસ્દી આપે છે.' એટલે મારી સામે જુવે, 'Do I?' હું સામે પૂછું.' Do I look like it? Don't I enjoy the time with you?' અને અમે ત્રણે હસી પડીએ.

ફ્રેઝર તદ્દન નિખાલસ હૃદયનો માણસ; જાણે કાચની પારદર્શક મૂર્તિ. એની બિલાડી જેવી આંખમાં તેમ એના હૃદયમાં તળિયાં લગી જોઈ શકાય. 'કુમાર'માં હું જેને 'બ્રિટિશ નરેકાં' કહું છું તેનો ચિહ્નમિત્ર પણ નહિ. અમારા એક ગુજરાતી વિદ્યાર્થીનું બી.એ.માં એવું પરિણામ આવેલું, કે એને કેમ્બ્રિજ કૉલેજની સ્કૉલરશિપ મળવા થોડા ટકા સંભવ ખરો. ખર્ચ એમાં એની જોઇને હું ફ્રેઝર પાસે ગયો. કબાટના ખૂણામાં એના નિબંધો ફ્રેઝરે પૂઠાં-ની પેટીમાં જુદા સંઘરી રાખેલા, તે પેટી એણે તુર્ત કાઢી. 'અહીં આવ્યા પછી આ હું બે વાર ફયલાવી ગયો. એ માનસ, એ બુદ્ધિપ્રવૃત્તિ મને નથી સમજાતી. તમે જોઈ જાવ Of firm concrete hold of facts, there is little. Scattered glow, here and there, yes; but insight–penetration–the resulting light–? Where is it?' નિબંધોની ચર્ચાદ્વારા ઑક્સફર્ડ કેમ્બ્રિજના ટ્યૂટરો ને પ્રોફેસરો યુવકોનાં ચારિત્ર્ય સામાન્ય-ઘડવા મથે છે, તેની શક્તિઓને ઉત્તેજી અમુક વલણ આપે છે—તેનો જ નમૂનો!

બધું જ કામ નિયમિત વ્યવસ્થાથી કરે; જાણે જર્મન વિદ્વાન. અમુક બાળકોનું લેખું આપે જ, જાણે સોનાના તારને ઉત્તરોત્તર વધારે ઝીણા બનાવતું જંતરડું. જાણે વાળ કાપવા-નો સંચો નેવર ઝીણો. બધો વખત, ખાસી શક્તિ આ પ્રમાણે જ વાપરવામાં અનન્ય શ્રદ્ધા.

રાજકોટથી હું જ્યારેજ્યારે મુંબઈ આવતો ત્યારેત્યારે અમે મળતા. એકાદ સાંજના ભોજન કે ખાસ સાથે મળ્યા વિના ચેન પડે જ નહિ. એ કંઈકંઈ કહી જાય. 'ઇન્ડિયન એજ્યુકેશન' માસિક ચલાવતા તેના અનુભવ, 'સેકન્ડરી ટીચર્સ કૉલેજ'ના પ્રિન્સિપાલ તરીકે તેના અનુભવ; અને પોતાને નથી જ ગમતું એ નિશ્ચય પર આવી ગયા તેની પાછળના અનુભવ,—એમ એમની વાત ખૂટે નહિ. હું પણ કાઠિયાવાડ રાજકુમાર કૉલેજ, હિંદ ને મુંબઈ ઇલાકાના આગેવાનો, ઇન્ટરમિડિ.વા., કંઈકંઈ વિષય એમની સાથે છૂટથી ચર્ચું છું. એ અચાનક કોલેરામાં અહીં જ ગત થઈ ગયા ને મારું ખૂબ થઈ ગયું તે અહીંનણ દેવસે દેહાંત આવ્યું.

ફ્રેઝર હિંદ વિષે તો ઘણું પ્રમાણમાં આવી ગયું છે એમ માનીને ફ્રેઝરે પોતાની પહેલી કેરાનમીજ દક્ષિણ તરફ પર્યટનો શરૂ કર્યાં. ભાગ્યશાળીના રસ્તા છોડી એ ગાડાવાટે ગામ

'મેઘની ધારે જળ ચાખતું', 'ફક્ત આકાશથી પડતાં ટીપાં ઝીલીને જ જીવતું'—એવી અદ્ભુત કલ્પનાઓ વડે આપણા સાહિત્યકારોએ નવાજેલા આ પંખીની બાબતમાં વસ્તુતઃ એવું કશું નથી. વર્ષા એનો પ્રજનનકાળ હોઈ એ મનગમતાં બની હોય છે, ને મેઘદર્શનથી ઉન્માદ બની ઝાડની ટોચથી ડાળીએ ઉડતાં ચીસો નાખતાં ને વરસાદમાં ભીંજાતાં અત્યંત વિહ્વળ અવાજે અનવરતપણે ગાયે જાય છે; આવા કારણને લીધે કવિકલ્પનાઓ એની આસપાસ ગુંથાઈ છે.

આ પંખી હિંદનું જ સ્થાનિક યાત્રી છે. આપણે ત્યાં ચોમાસાના આરંભમાં આવી હેમંત બેસતાં તે વિદાય લે છે. કાગડા અને કાબરની વચ્ચેના કદનો, એકાદ ફૂટ જેવડો એનો દેહ; પૂંછડી આઠેક ઇંચની; ઉપરનો રંગ ચળકતો કાળો; પાંખમાં સફેદ પટ્ટો; પૂંછડીના પીંછાંના છેડા તથા બીજું બધું શરીર—ડોકી, ગળું છાતી, પેટ વગેરે મજૂલિયું બુલબુલની પેઠે એને પણ માથે શિરે ધારદાર કલગી હોય છે એ એની ઓળખાણની વિશેષતા. પાંખ કાળી, આંખ રાતી-બદામી, પગ સીસાઈયા આછા આસમાની.

મોટે ભાગે એ ઝાડીમાં જ ભરાઈ રહે છે. જીવાતની ઈયળો ઝાડી ઉપરથી ઝાલે વર્ષાનું ગીત રોમાંચક-મધુર એને એવું એ કરેલ સંભળાય છે. કેટલીક ને જાતિના જોડાં હોય તોપણ એક છે. ચાતક માત્ર ઉડતાં જ બોલે છે. એનું એકપક્ષી ગાન તીક્ષ્ણ કર્કશ અને મધુર હોય છે.

કોયલનું પિતરાઈ એટલે કુદરતિ પ્રમાણે એને માળો ન બાંધતાં બીજાં પંખી (ખાસ કરીને લેલાંના) માળે જ પોતાનાં ઈંડાં મૂકે છે. આ માસમાં એનાં બચ્ચાં દેખાય છે. (ડૉ 'જનૈરી' ઉપેક્ષ દેખ ઉત્તમ મનોહર

રસિકો એ યંત્રની મદદ વડે ક્રેડલીયે અવનવી શોધો થવાની આશા સેવી રહ્યા હતા. પણ દરમિયાનમાં જગતનું બીજું મહાયુદ્ધ ફાટી નીકળ્યું અને એ ટેલિસ્કોપનું કામ ખોરંભે પડયું. પરંતુ વૈજ્ઞાનિકોએ કદી આળસને પિછાન્યું જ નથી; અને તેમાંયે જેને શોધનું વ્યસન લાગ્યું તે તો નવરા બેસી પણ શકે ખરા ? એટલે વૈજ્ઞાનિકોએ નવી શોધો માટે જુદી જ દષ્ટિ દોડાવી. માઉન્ટ વિલ્સનના વેધ શાળામાં ૧૦૦ઈંચનું (દ્વારનું મોટામાં મોટું) જે ટેલિસ્કોપ છે એની મદદથી એમણે કે ગ્રહ-આદિની અવનવી શોધોના પ્રયોગો કરવા માંડયા; અને આજે ખગોળ શાસ્ત્રીઓએ એ દ્વારા અવનવી સંસિદ્ધિ પ્રાપ્ત કરી છે. અહીં આપણે ટૂંકમાં તે જોઇએ.

૧૦૦ ઈંચના એ ટેલિસ્કોપ સાથે એમણે ઉપયોગમાં લીધેલું પ્રથમ નોંધપાત્ર યંત્ર તે સ્પેક્ટ્રોગ્રાફ. આપણે આકાશી તારાઓનો જે શ્વેત પ્રકાશ જોઇએ છીએ તે પ્રકાશને આ યંત્રની મદદ દ્વારા મેઘધનુષ્યના સપ્તરંગની માફક સાત વિવિધ રંગોમાં વિભક્ત કરી શકાય છે. આ યંત્રને એવી જાતે ટેલિસ્કોપ સાથે જોડીને તેઓ સફેદ પડદા ઉપર દૂરદૂરના તારાના પ્રકાશનો રંગપટ પણ સફેદ પરદા પર લાવી શકયા. એ રંગપટ જોઇને હવે ખગોળવેત્તાઓ સહેલાઈથી તે રંગપટનો પ્રકાશ આપતા તારાનું ઉષ્ણતામાન અને તેના વાતાવરણમાં રહેલાં રસાયણિક દ્રવ્યોની ઝીણી વિગતો આપણને કહી આપશે, એટલું જ નહિ પણ એ તારો પૃથ્વી તરફ ગતિ કરે છે કે પૃથ્વીથી દૂર ગતિ કરે છે તે પણ આ રંગપટ પરથી ખગોળવેત્તા જાણી શકશે અને તારા અને પૃથ્વી વચ્ચેનું અંતર પણ કહી શકશે.

પરંતુ માત્ર આ રંગપટો જોઇને જ વૈજ્ઞાનિકોએ સંતોષ ન માન્યો. એમણે તો એ રંગપટોના ફોટોગ્રાફ લેવાની પણ વ્યવસ્થા કરી. પરંતુ તેમાંય મુશ્કેલી તો નડી. કારણકે ફોટો લેતી વખતે રંગપટના પ્રકાશને એટલા બધા લેન્સમાંથી પસાર થવું પડે કે છેવટના ભાગમાં તો મૂળ પ્રકાશ ખૂબ ઝાંખો થઈ જાય છે. પરંતુ વૈજ્ઞાનિકો એમ કયાં હારે તેમ હતા. તેમણે નવો નુસ્ખો શોધી કાઢયો. કેમેરાના લેન્સીઝ પર લીથીઅમ કે મેગ્નેશ્યમ ફલોરાઇડની ખૂબ પાતળી (ઈંચના ૪ લાખમા ભાગ જેટલી) પારદર્શક ફિલ્મ લગાડવાનું શરૂ કર્યું. આ ફીલ્મ (પટ)ને લીધે પ્રકાશ ઝાંખો થતો અટકયો.

ફોટોગ્રાફીમાં નડતી મુશ્કેલી ને દૂર કરવાના બીજા બે નવા નુસ્ખા પણ સાથોસાથ શોધાયા. તેમાં રાતા અને ભૂરા રંગની અતિશીઘ્ર-ગ્રાહક (Sensitive) એવી ફોટોગ્રાફિ પ્લેટ્સ નોંધપાત્ર ગણી શકાય. આ પ્લેટ્સની મદદથી તો ખગોળવિદ્યાનો જાણે નવો પ્રદેશ સર કરાયો છે અને નાનકડા દષ્ટિથી જોઈ પણ ન શકાય તેવા દૂરના તારક વર્તુળોનું વિશિષ્ટ જ્ઞાન મેળવાયું છે.

રંગપટ-ટેલિસ્કોપ-ફોટોગ્રાફીના આ સંયોજનથી બીજી એ નૈં અપાર સિદ્ધિ પણ પ્રાપ્ત થઈ. એવો એક આકાશ મંડળની ગે દૂરના પ્રદેશમાં પથરાયેલા તારકમંડળના ફોટોગ્રાફ લેવાનું આજ સુધી મુશ્કેલ હતું. તે લેવા માટે ખાસ 'ફાસ્ટ લેન્સીઝ' તૈયાર કરીને તેની મદદથી લીધેલા ફોટોગ્રાફ પરથી ખગોળવિદોએ નક્કી કર્યું છે કે દૂર રહેલા તે તારકમંડળો પણ પૃથ્વી પાસેના તારકસમૂહની જેમ પૃથ્વીથી દૂર જ જતા હોય છે; માત્ર તેમની દૂર જવાની ગતિ ઘણી હોય છે. બીજું એ કે સપ્તર્ષિના તારકસમૂહની જ દિશામાં, માનવકલ્પના ન પહોંચે તેટલે દૂર, એક તારો છે આ તારાની ફરતે હવા ઉપરાંત વાયુનું એક વર્તુળ (Ring) વિંટળાયેલું છે એવું કાંઈક ખગોળવિદોને લાગતું હતું પણ તે નક્કી થઈ શકતું ન હોવાથી તે બાબતમાં ખૂબ અટકળો થતી હતી. છેવટે આ શોધોથી એ તારાના પ્રકાશના રંગપટોને પરદા પર પાડી જોતાં નક્કી થયું કે વેણું ચક્ર એ તારા આસપાસ વિંટળાયેલું જ છે.

(સૂચિત) લલિત ભટ્ટ

# આ માસ (ઑગસ્ટ) ઈતિહાસમાં

તા. ૩ જેને પરિણામે અમેરિકા શોધાયો તે (મૂળ તો હિંદ શોધવા માટેની) સફરે કોલંબસ ૩ વહાણ લઈ પોર્ટુગલથી ઊપડયા, ૧૪૯૨.
તા. ૭ કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું અવસાન, ૧૯૪૧.
તા. ૮ કોંગ્રેસ મહાસમિતિએ 'હિંદ છોડો' નો ઠરાવ પસાર કર્યો, ૧૯૪૨; જેને પરિણામે નેતાઓની દેશવ્યાપી ગિરફતારી થઈ.
તા. ૧૨ મુઘલ સરકારને વર્ષે ૨૬ લાખ રૂપિયા ભરવાની શરતે શાહ આલમે અંગ્રેજોને બંગાળ, બિહાર ને ઓરિસ્સાં પ્રાંત સોંપ્યા, ૧૭૬૫.
તા. ૧૬ પહેલવહેલો અંગ્રેજ એલચી હિંદની ભૂમિ પર ઊતર્યો, ૧૬૦૮.
તા. ૨૪ વિસુવિયસ ફાટવાથી પોમ્પીઆઈનો મહાવિનાશ ઈ. ૭૯.
તા. ૨૮ ગુજરાતી સુધારકવીર કરસનદાસ મૂળજીનું અવસાન, ૧૮૭૧.
તા. ૩૦ અંગ્રેજ કાવતરાખોર હેસ્ટિંગ્સે રાઘોબાને ભંભેરી તેની પાસે નારાયણરાવ પેશ્વાનું ખૂન કરાવ્યું, ૧૭૭૩.
તા. ૩૧ 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'નું વિખ્યાત પુસ્તક લખનાર અંગ્રેજ ધર્મગુરુ લેખક જૉન બનિયનનું અવસાન, ૧૬૮૮.



આ માસની વ્યક્તિ વિશેષ

કેખુશરૂ કાબરાજી

માત્ર ચાર પાંચ અંગ્રેજી ચોપડીના અભ્યાસના જ પાયા પર પુરુષાર્થના ગજાનર વડે ઉત્તમ પત્રકારત્વની કારકિર્દિ ઘડનાર આ પારસી લેખક, નવલકાર, નાટકકાર અને પત્રકારનો જન્મ ૧૮૪૨ની ૨૧ મી ઑગસ્ટે, છાપખાનાનો ધંધો કરનાર સુરતના વતની પારસી પિતાને ત્યાં મુંબાઈમાં થયેલો. સોળમે વરસે અંગ્રેજી અભ્યાસ છોડી પિતાના જ છાપખાના તે પડયા અને યુવાન વયે 'પારસીમિત્ર' પત્રના તંત્રી થયા; જેમાંથી આગળ જતાં ધીમે ધીમે તે મોટાં પત્રોમાં મદદનીશ તંત્રી તરીકે કામ કરતા ગયા અને ૧૮૬૨-૬૩માં નીડર સુધારક અને અગ્રણી સમાજસેવક સ્વ. કરસનદાસ મૂળજીના વિખ્યાત પત્ર 'રાસ્ત ગોફ્તાર'માં જોડાયા, જે સ્થળેથી, સ્વ. કરસનદાસ ઇંગ્લંડ ગયા ત્યારે એમણે બાહોશી તંત્રી તરીકેની કામગીરીએ ગુજરાતસરમાં એમનું નામ અમર કરી દીધું. ઈ. ૧૯૦૦માં તેમને ઇંગ્લંડના 'બ્રિટિશ ઈન્સ્ટીટ્યૂટ ઑફ જર્નાલિસ્ટ્સ'ના સભાસદ થવાનું માન મળ્યું. ઈનામના આદે તેમની સેવાઓની કદર તરીકે ૧૮૯૬માં એક ચાંદ અર્પણ કર્યો હતો.

પત્રકારત્વ ઉપરાંત શારીરિક કેળવણી અને સમાજસુધારનાં માર્ગોમાં પણ તે અગ્રેસર હતા અને એમનાં નીડર, સચોટ લખાણો તથા પારસી સંસારનું આલેખન કરતી એમની નવલકથાઓ પારસી જનતામાં ખૂબ લોકપ્રિય થઈ ગયા હતાં અંગ્રેજી ઉપરથી ઉતારેલી, પણ તેની અત્યંત લખાતી ભાષાથી મૌલિક જેવી જ લાગતી, આ નવલકથાઓ પૈકી દુખિયારી બચુ, ગુલી અને, સાસુ વહુ, ભોલા ભરમ વિયા વગેરે ખૂબ પ્રસિદ્ધ છે તેમ 'જમશેદ' માટેનાં 'નાટકો' ઉપરથી લખેલાં એમનાં નાટકો પણ લોકપ્રિય થયાં હતાં

ગુજરાતમાં સ્ત્રીઓ માટેનું પ્રથમ માસિક 'સ્ત્રીબોધ' પણ એમણે જ આપ્યું. ને, ઈ. ૧૮૬૫ની સાલથી સ્ત્રીબોધ ઘણાં વર્ષો સુધી એમના અવસાન બાદ, ઠેઠ હમણાં સુધી, એમનાં પુત્રી ચલાવતાં હતાં

પૃથ્વી

પ્રભો ! શિર નમ્યું:— નમ્યું જ થઈ સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજે; સકલ અન્ય એમાં બધું.

— બ. ક. ઠાકોર

અમદાવાદના સ્થાપક અહમદશાહના જમાઇએ એક નિર્દોષ માણસનું ખૂન કર્યું. અહમદશાહની કડક ન્યાયપ્રિયતાથી વાકેફ વજીરે, જમાઇ પાસે મરનારનાં વારસને બસો સોનામહોરો અપાવી એ કેસ પરબારો પતાવી દીધો પણ બાદશાહને તેની જાણ થતાં તેણે વજીરને આ માટે ઠપકો આપી આ કેસ ફરી જાતે ચલાવી ચુકાદો આપ્યો કે 'મારી મહેરબાનીનો લાભ લઈ મારા સગાંઓ કે પૈસાદારો નિર્દોષ પ્રજાને આમ રંજાડે તો ગરીબો માર્યા જાય. ખૂનીને ફાંસીની જ સજા જોઇએ, અને તેથી મારા જમાઇને ફાંસીની સજા ફરમાવું છું.' અને એ ન્યાયપ્રિય બાદશાહે પોતાના ખૂની જમાઇને મહેલની સામે જ ફાંસીએ લટકાવ્યો.

કહેવતોના અર્થ: 'મિયાંની ભેંશને ડોબું ન કહેવાય'—યોગ્ય ઠપકો કે કડવું સત્ય વચન ન સાંખી શકનારા, તેમજ નાનાશા કારણ ઉપર પણ છણકો કરી ઊઠનારા ફૂંપદી, ધૂંધમિજાજી કે ચીડુ માણસને ઉપાલંભ આપવા માટે વપરાતી આ કહેવત માટે વાત છે કે એક ગામમાં એક અભિમાની મિયાં એટલા મિજાજખોર હતા કે વાતવાતમાં ગરમી પકડતા. એક વખત એમની ભેંશ કોઈ ખેતરમાં પેઠી. ખેડૂતે તેમની પાસે તેની રાવ ખાતાં કહ્યું કે 'તમારૂં ડોબું મારૂં કેટલું નુકસાન કરી ગયું તે જુઓ!' આ પરથી મિયાં તો સામા તેને લેતા પડ્યા કે 'મારી ભેશને 'ડોબું' કહેનાર તું કોણ?' એને મળતી બીજી કહેવત: 'રાણાને કાણો ન કહેવાય' વગેરે

અનેકાર્થી શબ્દ: રવૈયો=દહીં વલોવવાનું સાધન; શિરસ્તો કે રિવાજ; રવૈયું=ઝીણું વેંગણ; એવાં ઝીણાં શાકને ચીરી મસાલો ભરી કરેલું-ભરતનું શાક.

નવાં ખરીદેલાં ચિનાઇમાટીના પ્યાલા-રકાબી તથા વાસણોને પહેલેથી જ રીઢા બનાવી લેવા માટે આ નુસખો અજમાવજો: એક મોટા તપેલામાં ઠંડુ પાણી ભરી તેમાં એ વાસણોને ૨૪ કલાક ડૂબાડૂબ રાખો. પછી ખૂબ ધીમા આંચે એ પાણીને ગરમ કરતા જઇ આંધણ જેવું ઊકળવા દો. પછી તે ઉતારી લઇ આપમેળે તદ્દન ઠંડું પડી જાય ત્યાં સુધી વાસણો અંદર જ રહેવા દો. છેવટે સાફ કરીને સમધારણ વાતાવરણમાં મૂકી છોડો.



આજના કોઇમ્બતુર ને સાલેમ જિલ્લાઓવાળો પશ્ચિમ મહેસુરનો ભાગ જે કોંગુદેશ કહેવાતો ત્યાંના 'ગજપતિ' નામે ઓળખાતા ચેરા રાજાઓએ 'હાથી-પેગોડા' નામના સિક્કાઓ પાડેલા, જેનું ચિત્ર આ સાથે આપ્યું છે. તેમાં એક તરફ અલંકૃત હાથીનું ચિત્ર અને પાછલી બાજુ વર્તુલાકારી પુષ્પગુચ્છનાં આલેખનો છે, જેની નકલો પાછળથી કાશ્મીરના હર્ષદેવે (ઇ.૧૦૮૯) પણ કરેલી.

ગણિત ગમ્મત:
$૧^૨ = ૨^૨ - ૩$
$૨^૨ = ૩^૨ - ૫$
$૩^૨ = ૪^૨ - ૭$
$૪^૨ = ૫^૨ - ૯$
$૫^૨ = ૬^૨ - ૧૧$
અને એમ આગળ
(પી. એ વ્યાસ)



આ મહાયુદ્ધમાં સેવા આપી છુટા થએલાં અમેરિકન નાગરિકોને દેશ તરફનાં માનચિહ્ન તરીકે આપવાના જે સોનાના બટનનું ચિત્ર ૨૬૪મા અંકને છેલ્લે પાને આપવામાં આવ્યું હતું એ જ ચિહ્નની છાપવાળી ત્રણ સેન્ટની ટપાલની ટિકિટો પણ એ યુદ્ધસેવા બજાવનારા નાગરિકોના માનમાં ત્યાંના ટપાલખાતાએ કાઢી છે તેનું ચિત્ર ઉપર આપ્યું છે. તેની નીચે શબ્દો છે: Honouring those who have served (સેવા આપનારાઓના માનમાં)

રાત્રે દીવાના પ્રકાશમાં સીવવાના સંચાની સોય પરોવવી ન ફાવતી હોય તો સોયની નીચે નાનકડો અરીસો રાખજો; અરીસા વડે પરાવર્તન પામેલો પ્રકાશ બરોબર સોય ઉપર પડશે, અને તરત પરોવાઇ જશે



આ એરોપ્લેનની પહોળાઈ કરતાં લંબાઇ વધુ લાગે છે ખરી? પણ એ દૃષ્ટિભ્રમ છે બંને સરખાં જ છે માપી જુઓ.




'બાઇબલ' એ મૂળ ગ્રીક ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ 'પુસ્તક' એટલો જ થાય છે

ઘરધણી (ઘર ભાડે રાખવા આવનારને) જુઓ ભાઈ, અમને શાંતિ ખાસ જોઇએ તમારે કાંઇ છોકરાં છૈયાં છે કે?

ભાડુત: ના જી.

ઘરધણી: હારમોનિયમ, ગ્રામોફોન કે રેડિયો રાખ્યાં છે કે?

ભાડુત: ના.

ઘરધણી: ત્યારે બીજું કાંઇ વાજું તો વગાડતા નથી ને? કૂતરો, બિલાડી કે પોપટ જેવું કોઇ જાનવર પાળેલું છે ખરું?

ભાડુત (ચીડાઇને) ના જી; ફક્ત લખતી વખતે મારી ફાઉન્ટનપેન કોઇકોઇવાર જરા અવાજ કરે છે!

સાઇકલનાં પેડાંની લોખંડી કિનારો પાં ચોમાસામાં ચડેલો કાટ સાફ કરવા માટે એકના ડટ્ટા પર એમરી પેપર કે કાચકાગળ વીંટાળીને એક હાથે રાખી પેંડું ફેરવતા જશો તો સરળતાથી સાફ થઈ જશે.

નાના બાળકને નવા જોડા પહેરવતાં પહેલાં તેમાં શંખજીરાની ભૂકી છાંટવી સુવાળા રહેશે



તમને જાણીને આશ્ચર્ય થશે કે આ વિચિત્ર દેખાતી આકૃતિ, એ પોતાના બે હાથ ઊંચા કરેલા એક માણસનું ચિત્ર છે! એ 'ફોટોમીટર' નામના એક અતી તીવ્ર ઈન્ફ્રારેડ કેમેરા વડે તદ્દન ગાઢ અંધારામાં પાડેલું છે. એ યંત્ર અંધારામાં છેક પંદર માઈલ સુધી જોઇ શકે છે



જ્યારે તમે તાજા, સુંદર હિંદના ગુલાબને સંધ્યાના અજવાળામાં ઝુલતાં જોશો ત્યારે તમોને વિચાર આવશે કે વિનોલિયા વ્હાઈટ રોઝ તમારો માનીતો સાબુ છે. તમારા સૌંદર્યની વૃધ્ધિ માટે બીજો કોઈ વધારે-સારો અથવા તો સુંદર સુવાસિત સાબુ હોઇ શકે નહિ. મુલાયમ, ઉભરાતા ફીણવાળો વિનોલિયા અતિ સુકોમળ ચામડીને માર્દવતાથી સ્વચ્છ કરે છે અને તમારી આસપાસ મનોહર સોરંભ પ્રસરાવે છે.




# વિનોલિયા વ્હાઈટ રોઝ સાબુ

VINOLIA COMPANY LIMITED, LONDON, ENGLAND




# આપને રાહ જોવડાવવા માટે દરગુજર ચાહીએ છીએ

'કવોટા' અને કાચા માલની વાત બાજુએ રાખીએ તોપણ ફાવર લ્યુબા ઘડિયાળ બનાવવામાં ઘણો સમય લાગે છે; કેમકે એકેએક ઘડિયાળ કારીગરીનો સંપૂર્ણ નમૂનો હોવી જોઇએ. એટલે આપને રાહ જોવડાવવા માટે અમે દિલગીર-છીએ; પણ ધીરજ ધરશો તો એક દિવસ તમે પણ ફાવર-લ્યુબાની ઘડિયાળના મગરૂર માલિક બની શકશો.

**FAVRE-LEUBA**

ફાવર-લ્યુબા ઍન્ડ કંપની લિમિટેડ · મુંબાઈ · કલકત્તા


નવી સાડી
નવી ભાત
નવી રીત
નવું જીવન
'નવજીવન'
નવજીવન મીલ્સ લી.
કલોલ



માતૃમૂર્તિ

(મૅડોના—માતા મેરી—અને બાળક ઈશુ)

• કલાકાર • રફાએલ

ચિત્રસંયોજનની કળાના અનન્ય પ્રતિભા રૂપ ગણાતા જગવિખ્યાત ઇટાલિયન કલાકાર રફાએલે માતૃમૂર્તિ મૅડોનાનાં જે અનેક ચિત્રો દોરેલાં છે તેમાંનું આ 'મૅડોના ડેલા સીડિયા' અથવા 'મૅડોના ઑવ ધ ચેર'ના નામે ઓળખાતું ચિત્ર અત્યંત હૃદયમધુર અને ચિત્રસંયોજનનો ઉત્તમ નમૂનો ગણાય છે. આ અંકમાની રસમય ને કલાબોધક લેખમાળા 'ચિત્રવિજ્ઞાન'-માં એના સંયોજનનું રહસ્ય સમજાવ્યું છે તે પ્રમાણે સમગ્ર ચિત્રમાં ગોળાકારી રેખાઓ જ હોવા છતાં રફાએલનાં ઘણાં ખરાં ચિત્રસંયોજનોની પેઠે આમાં પણ ત્રિકોણાકાર પિરામિડની રચના રહેલી છે. ગોળાકારની બાબતમાં તો રફાએલ-નો હાથ એટલો સિદ્ધ ગણાતો કે તે કંપાસ વિના જ સંપૂર્ણ વર્તુલ દોરી શકતો; અને એ વિષયમાં એને માટેની એક વાત તો બહુ પ્રચલિત છે કે એક વખત એ કોઈને મળવા ગયો ત્યારે એઓ હાજર નહિ હોવાથી, રફાએલ પોતે આવી ગયો હોવાની સંજ્ઞા તરીકે ત્યાં હાથેથી એક વર્તુલ દોરતો ગયો. પેલા ઘેર આવ્યા બાદ તરત સમજી ગયા કે રફાએલ આવી ગયો હતો!

ગુરુદેવ ટાગોર
ની
અમર નવલકથા
'નૌકા ડૂબી'
જ્યારે કચકડાની
કલાસૃષ્ટિમાં
રૂપેરી દેહ અને આત્મા
પામીને નવો જ
અવતાર ધરે છે:

★

બૉમ્બે ટૉકિઝ

ગુરુદેવની
કલ્પક
કલાને
રૂપેરી આત્મા
આપવાનું
સાહસ કરે છે;—

પ્રેમ અને
જીંદગીનાં
ઝંઝાવાતમાંથી
જાગી
ગએલા
માઝમરાતના
સોણલાનું
સંગીત
સર્જાવી આપતું,
જીવનની
મંગલ ઊર્મિઓનું ——→

★

# મિલન

* બે ભાષામાં–હિન્દી અને બંગાલીમાં *

- દિગ્દર્શનઃ–
  રૂપેરી કલાસૃષ્ટિના
  અનોખો ચિત્રશિલ્પી:
  **નીતિન બોઝ**
- સંગીતઃ
  જીવન અને પ્રેમની
  ઊર્મિઓનું મિલન
  કરાવી આપે છે
  **અનિલ બિશ્વાસ**
- ગીતોઃ
  **આર્જુ અને સંતોષી**

'મિલન' પરિચય
આપે છે બે
નવી જ
કલાધરિત્રીઓનો–
**મીરા મિશ્રા**
અને
**મીરા સરકાર**

યાદ રહે કે આ બૉમ્બે ટૉકિઝ લિ૦નું સર્જન છે:


VINOLIA
WHITE ROSE SOAP
હિંદના ગુલાબના બાગની સવારની સઘળી ખૂશબો વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ તમારી પાસે લાવે છે. તેનું મુલાયમ, ભરપૂર ફીણ અત્યંત નાજુક ચામડીને માર્દવતાથી સ્વચ્છ કરે છે—અને તેની સોરંભ તમારી આસપાસ મનોહર પરિમલ ફેલાવે છે. તમારા સૌંદર્યની વૃધ્ધિ માટે તમને બીજો કોઇ વધારે સારો અને વિશિષ્ટ સાબુ મળી શકશે નહિ. વિનોલિયા વ્હાઇટ રોઝને તમારો માનીતો સાબુ બનાવો.
વિનોલિયા વ્હાઇટ રોઝ સાબુ
VWR. 19-23 GJ
VINOLIA CO., LIMITED, LONDON, ENGLAND

## સહીસલામત સ્વચ્છ થયેલાં અને સનલાઈટથી સફેદ બનાવેલા

## — વધુ મેલા ભાગો પણ

તમારા કપડાંના તે ભાગો તપાસો કે જે પહેરતા ઘસાઇ જાય છે! આ પણ વધારે મેલા ભાગો હોય છે અને જ્યારે થોડોક સાબુ લગાવી તમારા વસ્ત્રોને પાણીમાં ભિંજવી સ્વચ્છ કરવા માટે ધોકા મારો છો ત્યારે તેમને સૌથી વધુ નુકસાન પહોંચે છે. <u>તમારા વસ્ત્રો સનલાઇટની રીતથી ધોવાડો અને ધોકા મારવાથી થતો બરબાદ અટકાવો.</u>

સનલાઇટના ઉમદા અને આપમેળે કામ કરતા ફીણને જ્યારે ઝીણા વસ્ત્રમાં બરાબર મસળવામાં આવે છે, ત્યારે વધારે મેલા ભાગો પણ સફેદ અને સંપૂર્ણ રીતે સ્વચ્છ થાય છે. આ ચોખ્ખો સાબુ તમારા વસ્ત્રને માટે સારો છે—તેમને તે પક્ષીનાં પીછાં માફક સુંદર બનાવે છે અને તમારા હાથોને પણ સુંવાળા અને લીસા રાખે છે.

તે સનલાઇટની રીતથી ધોવાયું છે!




# સનલાઇટ સાબુ

S. 80-23 GJ

LEVER BROTHERS (INDIA) LIMITED

# બાઈસાહેબ

• મિશ્રોપજાતિ અનુષ્ટુપ •

વ્હેલી પ્હરોડે વનપંખીઓનાં
કાલાં સુરીલાં કલકૂજનોમાં
સંવાદ સૌ લાગણીનો શમાવતો
અરણ્યમાં સંત સુખે વધ્યે જતો.

નગરીનેણ આવીને લાગે છે પીઠમાં મથી;
ધારતો, ધપતો ઊભો સીમમાં સંત કોડથી.

સામે દીઠા બે તહીં વાટમારગુ;
એકાબીજાને વળગી ડગુમગુ
આવી રહ્યા. સંત પગે પડીને
પૂછી રહ્યો અંતરથી લળીને:

'બાઈસાહેબનો કહેશો ક્યાં છે મુકામ તેમને?
મારે પરણવાના છે હૈયામાં કોડ એમને.'

સામું નિહાળી દાણુ એકમેકની,
હોઠે ધરી ધ્રૂજતા ક્ષીણ તર્જની,
વૃદ્ધો હસે ધીરગભીરઃ 'બાઈ!'
ને હાંફતા પૂછતઃ 'કોણ બાઈ?
આ બાજુ છે કોઈ ન બાઈ નામે!'
અને કરી આંગળી શહેર સામે
બોલ્યાઃ 'વસે છે સઘળી ય ત્યાં પુરે.
શાને ભમો ફોગટ આમ દૂરે?'

'નથી, નથી ત્યાં; વળી કોઈ એના
હૈયા તણો જાણણહાર છે ના.
દીઠી તમે જો કદિ હે ય તો કહો.
નામે ગરીબાઈ! શું ચિંતવી રહો?'

ત્યાં શ્વેતકેશી હસી એક વૃદ્ધ
બોલ્યો કરીને સ્વરં તીક્ષ્ણ ક્રુદ્ધઃ
'એના જ તો પાપ થકી જ સારા
આવા થયા હાલહવાલ મારા.
થયાં કરે સેવન એનું મારે,
છાંટો ન પાડ્યો પણ પ્રેમ ક્યારે.'

બીજો તિરસ્કાર થકી કહેઃ 'બાપું
એવુંક એના મહીં શું જ કે ડગ્યું
હૈયું અભાગી તુજ આવડું? અરે
છે કૈંક સોહામણી સુંદરી પુરે.
કો અર્પશે, ચાલ, તને ય હાથ.
ભલો થઈ આવ અમારી સાથ.'

'છો કોણ?' પૂછે વિનયાર્દ્ર સંત.
'હું લોભ!' 'હું મોહ!' વદે હસંત
બન્ને ય વૃદ્ધો. 'ઉભયે નમું છું.
કહું?—તમોને ક્યમ હું ગમું છું?
ખરાઈને જીર્ણ તમો સમાન
થાઉં હું તેથી? બસ; તો પ્રણામ!'

'જરી, જરી થોભ!' વદે પહેલો.
'છે કૈંક આશા તુજ માટ. વ્હેલો
જો માર્ગ હું જાણું, બતાવું તે તને.
થયો કૃપાપાત્ર ન, તેથી એને
જાણી શક્યો હું દિલથી રગોરગ.
ખેંચાય છે નિત્ય ઘણું બધું જગ
એની પછાડી; પણ તે પરાણે.
એની ખૂબી તો વિરલા જ જાણે.

જા તુંગ શૃંગે ગિરિને,—તહીં હશે
બેઠેલ એકાકિની કો ગુફા વિશે.
રોતી હશે કે નથી કોઈ મારું,
હુંકી વળી હું વહું ભિક્ષ સારું.

ઊભી હશે વા શિખરે ન જ્યાં પડે
ગરૂડની પાંખની છાંય. કે અડે
દુઃશ્વાસ ના જ્યાં દુનિયા તણા. ને
છળીશ મા જોઈ અવસ્થ્ર વાને.

સૂતી હશે કે કહીં શૈલમંજિલે
ઓઢી ઝીણી વાદળપામરી દિલે.

જો કોડ હો એહ વધૂ વર્યાના,
તો ચાલશે શોખ પછી ક્યાં ના;
સૌ બોજ માર્ગે ફગવ્યે, જવાય.
ખાંડા પરે ટેકવવો જ પાય.

અને કહું ભાઈ, રહસ્ય એક:
થતો ન ઈર્ષ્યાળુ પતિ તું છેક.
બીજા હશે પ્રેમિક તે વધૂને,
સહાય થાશે તહીં માર્ગ ચૂને
અનન્ય પ્રેમી બનવા મથીશ મા!
હવે જ એને વર કૈંક તું સમા!'

થંભ્યો ક્ષણાર્ધ ના સંત માર્ગે સ્મિતમુખે ધરી.
સહાયુવાન તે વૃદ્ધો અટ્ટહાસ ખૂડે હસે.

પંખીસ્વરે જાગી ઉકેલી ત્યાં ઉષા
વેરે સ્મિતો યાત્રિક સર્વની પરે.
ઘડી પછી ક્યાં મગદંત પૂષા,
શૃંગે વધૂ-સન્તાન કોકિલો વરે.

—ઉમાશંકર જોષી—

'સન્ત ફ્રાન્સિસનાં ગરીબાઈ સાથેનાં લગ્ન'ની જૂની દંતકથાને આપેલી કથા પરથી. એકવાર સન્ત ફ્રાન્સિસ ગરીબાઈને શોધવા નીકળી પડ્યા. રસ્તામાં બે વૃદ્ધ વટેમાર્ગુ મળ્યા. તેમાંથી એક જણે પત્તો આપ્યો કે ઊંચાં ગિરિશિખરો પર ગરીબાઈના ભેટા થશે... વટેમાર્ગુને 'લોભ' ને 'મોહ' કહ્યા છે. લોભને ગરીબાઈનો પૂરો પરિચય છે. (માણસ લોભી હોય તેથી કાંઈ ગરીબાઈનો ને એનો પરિચય નહિ થાય જ એવું નથી. ...) સન્તને એ સૂચવે છે કે પોતાની પેઠે ... આ [illegible] ગરીબાઈનું રહસ્ય-હાર્દ કદી પામી શકતો નથી ... પ્રિયાનું સેવન કો કરે નહિ, ... ને પ્રિયાના અન્ય ચાહકોની—સન્તોની ... [illegible]

# પ્રવાસ-મંજરી

## એક વધુ સંસ્કારયાત્રાનાં સંસ્મરણો

લેખક : રવિશંકર રાવળ

### [૬] મથુરા




દિલ્હીની ગુજરાતી શાળાનું વિદાયગાન લેવામાં એટલું મોડું થયું હતું કે ગાડી ઊપડવાની ઘડીએ જ સ્ટેશનમાં પહોંચ્યા. ઘરનાં માણસો પહેલાંથી આવી જેમતેમ ઇન્ટર વર્ગમાં સરસામાન સાથે ગોઠવાઇ ગયાં હતાં. ત્યાં તો અમારાને બેસવાની જગ્યા રહી ન હતી, એટલે હું સેકંડ ક્લાસમાં ચડી ગયો. ત્યાં પણ સામાનના ડુંગરા ખડકી બડા સાહેબો જગ્યા સર કરીને બેઠા હતા. મને સ્ટેશન પર વળાવવા આવેલા મારા મિત્ર, પુસા કૉલેજના પ્રોફેસર ડૉ. વ્યાસે એક પ્રોફેસર સાથે ઓળખાણ કરાવતાં મને બેસવાની જગ્યા મળી. એવામાં એક તરુણ જોડું આવી પહોંચતાં તેમને સગવડ આપવા, સામેની જગ્યા પર બેઠેલા ત્રણ લશ્કરી અંગ્રેજોએ મને પોતાની વચ્ચે જગ્યા કરી આપી. એ ત્રણે જણા કંઇ ને કંઈ વાચન લઈ બેઠા હતા. તેમાંના એકે, પોતાની પાસેથી એક 'પેંગ્વિન' સીરીઝની શ્રી શેળવણકરે લખેલી 'ધ પ્રૉબ્લેમ ઑવ્ ઇન્ડિયા' નામની નાની ચોપડી બતાવતાં કહ્યું, 'આ લેખક ખરે જ કહે છે,—અને હું પણ માનું છું કે હિંદુસ્તાન સ્વતંત્ર થવું જ જોઈએ.' આવી સરલતા અને સ્પષ્ટતાની મેં આ પરદેશીઓ પાસેથી આશા રાખી ન હતી. મેં એ ચોપડી જોવા માગી. એમાં ભારતનો આદિકાળથી માંડી આજની કૉંગ્રેસની સાલવાર લડતો સુધીનો બહુ પ્રમાણભૂત ઇતિહાસ આપેલો હતો. જનોવખતના અખબારી ઉતારા, નેતાઓ અને રાજ્યકર્તાઓનાં નિવેદનો વગેરે એવાં સરણીબંધ હતાં કે આજની પરિસ્થિતિ એક દિવ્યની માફક સમજાય અને નવાઈની વાત એ હતી કે એ ચોપડીનું પ્રકાશન ઇંગ્લંડની એક જ્ઞાનપ્રચારક પેઢીએ કર્યું હતું. લાખો અમેરિકનો અને અંગ્રેજો આગળ હિંદુસ્તાનનો કેસ રજૂ કરવાનો આવો પ્રયાસ હિંદમાં ભાગ્યે જ થયો હશે. કેટલાયે ન્યાયી અને સમજદાર પરદેશીઓને આ ચોપડીએ હિંદના પક્ષકાર બનાવ્યા હશે.

### મથુરામાં

દીવા થયા પહેલાં ગાડી મથુરા જંક્શને આવી અટકી, અને હું તરત ઊતરી ઇન્ટર તરફ ધસ્યો. પણ ત્યાં તો ઉતારૂઓને બહાર નીકળવાની જ આફત હતી. અમારો સામાન તળિયે હતો અને પાછળથી આવેલા મુસાફરોએ છાપરે પહોંચે એટલા દાગીના તે પર ખડકી દીધા હતા; અને તે પણ દરવાજે ખોલવાની જગ્યાએ જ. એ તરફની ટ્રેનોના દરવાજા અંદર ખોલવા પડે છે. એટલે આ સ્થિતિમાં સામાન બાજુએ કરવાનું કે મુસાફરોને બહાર નીકળવાનું અશક્ય જ બન્યું હતું. વધારામાં બારીઓ પણ સળિયા ભરેલી હોઈ કોઈ માણસ કે દાગીના બારીમાંથી કઢાય એમ ન હતું. થોડી વાર તો લાગ્યું કે અંદરનાં માણસો ઊતરી નહિ શકે અને ગાડી ઊપડી જશે. સદ્‌ભાગ્યે બીજા મુસાફરોમાં પણ મથુરાના યાત્રિકો હતા અને તેમના મજૂરોએ પરાક્રમ કરી સામાન ખસેડી દરવાજો ઉઘાડ્યો અને સૌ ઊતરી શક્યા. એ થોડી પળોની મૂંઝવણ તોબાહ હતી.

ટપાલની વિચિત્રતા પણ બાધે જ નડી. સ્ટેશન ઉપર કોઇ જ લેવા આવ્યું ન હતું. પણ હું ટેકાણું જાણતો હતો, એટલે ટાંગો કરાવી ઉપડી નીકળ્યા અને ૨૮મી માર્ચની એ રાતના દીવાબત્તી થતાં થતાંમાં તો, મથુરાની પત્થર જડેલી ગલીઓ વટાવી સ્વામીઘાટ ઉપર મારા મિત્ર શ્રી રાધેશ્યામજી દ્વિવેદીની હવેલીએ અમે પહોંચ્યાં. એમણે લખેલા ટાઇમે ને ટ્રેનમાં અમે ગયા હતા, પરંતુ તેઓ જ બહારગામથી ધારેલી ટ્રેનમાં આવી શક્યા ન હતા. છતાં તેમના વફાદાર દરવાને હવેલીનો મોટો દરવાજો ખોલ્યો.

નદીકિનારાનાં તીર્થોની સગવડ એ હોય છે કે નદી પાસેના માર્ગ પર જ બજાર હોય છે, ને ગમે ત્યાંથી કિનારા ઉપર જઇ શકાય છે. અમે જરા સ્થિર થઇ, યમુનાઘાટની સંધ્યાની આરતી જોઇ અને સાંજના ફળાહાર માટે ગરમ દૂધ વગેરે લીધું. ઉત્તર હિંદના બજારોમાં ખાદ્ય પદાર્થો ગુજરાત કરતાં સારા અને સસ્તા મળે છે.

અમને કિનારે ફરતા જોઇને કેટલાક પંડાઓએ પૂછપાછ માંડી: ક્યાંથી આવો છો; કોણ છો, વગેરે. આ પંડાઓ પાસે યાત્રિકોની પેઢીવાર નોંધ હોય છે. જેમના ચોપડામાં યાત્રિકોની મૂળપેઢી નીકળે તેના પર એ જ પંડાનો હક ગણાય ને બીજા ખસી જાય. તમારો પંડો મળે નહિ ત્યાં સુધી અનેક પંડાઓ પૂછીપૂછીને તમારો જીવ કાઢી નાખે. પણ અમે તો 'સ્વામી ઘાટ પરના જ્યોતિષી મહારાજના મહેમાન છીએ' એટલું કહેતાં જ તેઓ ખસી જતા.

### રાધેશ્યામ દ્વિવેદી

પણ સવારે ઊઠી દાતણપાણીથી પરવારી ચાની તૈયારી કરતા હતા ત્યાં રાધેશ્યામજી અધીરા થતા આવી પહોંચ્યા. રાત વેઠીને તે ઠેઠ પટણાથી પહોંચ્યા હતા. ધારેલી ટ્રેનમાં આવી શક્યા નહિ તે માટે ખૂબ દિલગીરી દર્શાવી અને તુરત અમારા સ્વાગત અને સત્કાર માટે દરવાનને દોડાદોડ કરાવી મૂકી. સ્નાન, રસોઇ વગેરેનો ઘર જેવો જ બંદોબસ્ત કરાવી દીધો ને અમારી બધી નિરાશા ઉડાડી મૂકી.

પંડિત રાધેશ્યામજી એક જાગીરદાર કુટુંબના ઔદીચ્ય બ્રાહ્મણ ગૃહસ્થ છે. તેમના ત્રણ પેઢી પરના પૂર્વજો ગુજરાતમાંથી રાજાઓના જ્યોતિષી તરીકે મથુરામાં જાગીર પામ્યા હતા. તેમના વડીલોમાંના ઘણા પ્રતાપી અને વિદ્વાન થઇ ગયા છે. ઘરમાં તો ગુજરાતના જ વ્યવહાર અને ભાષા છતાં દૂરત્વથી ઘણો ફેર પડી જાય છે. પણ ગુજરાતનાં સ્વજનો પ્રતિનો તેમનાં ભાવ અને આદર અપૂર્વ છે એ પોતે પણ યુક્ત પ્રાંતોના એક અગ્રગણ્ય રાષ્ટ્રસેવક, સાહિત્ય અને ભાષાના પ્રચારક તેમજ સમાજસેવક તરીકે જાણીતા છે. મથુરાની પ્રત્યેક સંસ્થામાં તેમનું સારું વજન અને સન્માન છે. દેશના ઘણા નેતાનો તેઓ ગાઢ સંપર્ક પામ્યા છે. તેમની સેવાભાવના, સરલતા અને ભાવુકતાએ તેમનું મિત્રમંડળ અતિ વ્યાપક બનાવ્યું છે. કવિ પ્રદીપને ગુજરાત સાથે સંપર્કમાં લાવનાર એ જ હતા. એમણે તુરતાતુરત મારા માટે પ્રચારકાર્ય શરૂ કરી દીધું અને સાંજ પહેલાં તો બે-ત્રણ સભા અને મુલાકાતો ગોઠવી દીધાં.

બપોર પછી યમુના ઘાટ પર ફરવા નીકળ્યા. ફરતાંફરતાં એક ચાની હૉટેલ આગળ અમને ઊભા રાખી રાધેશ્યામજીએ કહ્યું, 'તમને ગુજરાતી ઢબની ચા પાઉં.' અને અંદર જઈને સામે બેઠેલા ઊજળા વાનના બાંધી દડીના સાઠેક વર્ષના એક ગૃહસ્થને કહ્યું, 'લક્ષ્મીશંકરભાઇ, મહેમાન માટે સરસ ચા કરાવો.' દરમિયાન મારી પિછાન કરાવી, એટલે લક્ષ્મીશંકરભાઈ તો કાઠિયાવાડના ઔદીચ્ય બ્રાહ્મણ તરીકે મને ખૂબ ભાવથી મળ્યા અને વાતોની છોળે ચડ્યા. તે મથુરામાં ક્યાંથી આવી ચડ્યા તેનો ઇતિહાસ પૂછતાં તેઓ મોટે

સાદે કહેવાઇ.ગ્ય : 'ભાઈ, અમે તો નાટકકંપની કરી હતી. હું મથુરાસ સુંદરજીની કંપનીમાં હતો. પછી જુદા થઈ કરાચીમાં સૂરવિજય નાટક કંપની કાઢી. પ્રહ્લાદ, મીરાંબાઈ વગેરે ભક્તિના ખેલો કરતા કરાચીથી સક્કર સુધી તો ગુજરાતીમાં ખેલો ચાલ્યા; પણ લાહોર ગયા ત્યાં કામ ચાટક્યું, કેમકે ગુજરાતી ભાષા ત્યાં કોઈ સમજે નહિ. એટલે કંપની વીંટી લેવાનો વખત આવ્યો. પણ એક હિંદી મિત્રે સુઝાડ્યું કે હિંદીમાં ખેલો કરો તો ચાલે. તેણે રાતોરાત હિંદી અનુવાદો કર્યા અને ત્રણ ચાર દિવસ રીહર્સલ કરી હિંદીમાં ખેલ જાહેર કર્યો. બસ, પછી તો વાત પૂછો મા. ભક્તિનો ખેલ જાણી હિંદી જનતા ઊલટી પડી. એ કાળમાં, અને હજી આજે પણ, ઉત્તરહિંદમાં મુંબાઇ જેવી નાટક કંપનીઓ નથી. તેની બાળ નકલ જેવી રામલીલા મંડળીઓ બહુ છે. મુંબાઇની પારસી નાટક મંડળીઓ નાયિકાઓને સ્ત્રી પાત્રો તરીકે લાવતી તેથી આકર્ષણ રહેતું, પણ જ્યારે ધાર્મિક ભૂમિકા તેઓ ભજવતી ત્યારે જનતાને રોષ થતો; પણ અમારી કંપનીમાં છોકરાઓ સ્ત્રી પાત્રો ભજવતા તેથી અસલ પાત્રને દોષ ન પહોંચતો. તે જોઈ જનતાએ જાહેર સભા ભરીને અમને જ ઉત્તેજન આપવાનું ઠરાવ્યું. તે પછી તો અમારી કંપનીનાં માન વધી પડ્યાં એક જ ખેલ પર અભિમન્યુ ખેંચી કાઢ્યું. અને ધીરેધીરે પંજાબ યુ. પી. માં ફરવા લાગ્યા છેવટે મથુરા આવી કંપની વિખેરી નાખી. આ રાધેશ્યામજી પણ થોડો વખત અમારી સાથે આકોલા-જળગામ સુધી આવેલા.'

આ ટૂંક હકીકતમાં મને ગુજરાતની રંગભૂમિનું એક રસમય પ્રકરણ જડ્યું. રાધેશ્યામજીનો યુવાવસ્થાનો શોખ પણ જાણ્યો. મેં તો ઉત્સાહમાં લક્ષ્મીશંકરભાઇને એ યુગના નટો, લેખકો, પ્રેક્ષકો અને નાટકની રીતભાત વગેરે વિષેની માહિતી અને પરિચય વિસ્તારથી લખી નાખવા કહ્યું લખે ત્યારે ખરા. આમ, સહાનુભૂતિપૂર્વક કલાક કાઢી નાખ્યો અને બીજે દિવસે લક્ષ્મીશંકરભાઇને ત્યાં કાઠિયાવાડી પૌષ્ટિક ભોજનનું નિમંત્રણ મેળવી અમે છૂટા પડ્યા.

### ધર્મની વિકૃતિ

સાથેના સ્ત્રીવર્ગને સંતોષવા ગોકળ મંદિરો અને હવેલીઓ જોઈ. ધર્મઘેલાં નરનારીઓની પાર વગરની ભીડ, અર્થ વગરનો કલબલાટ, ઝાંઝપખાજનો અવાજ, ખૂણેખૂણે ગંદવાડ અને કચરા, શણગાર તથા સીતરામસ્તુતિમાં ભાત વગરના ગોટાળા, એ બધાં આજના આપણા પ્રાકૃત ભારતીય જનસામાન્યની મૂઢતા અને અજ્ઞાનનાં પૂર્ણ પ્રતીક હતાં. ઉચ્ચ વિચાર પ્રેરતાં વ્યાખ્યાનો આપતા કે ભાવનામય જીવન જીવતા સંતો કે મહાત્માઓનાં દર્શન આવાં સ્થળોએ અશક્ય લાગ્યાં.

### સંસ્કારી સમાજમાં

સાંજે મોડેથી મથુરાના આંતરભાગમાં જ્યાં અસલ નાગરિકો રહે છે ત્યાં ગયા. નદીકાંઠાનાં ગામોમાં કેટલા ઊંચા ઢાળ-ઉતાર હોય છે તેનો ખરો ખ્યાલ ત્યાં આવ્યો. પ્રેમ-વિદ્યાલયના પ્રમુખ વકીલ શ્રીમાન ભાર્ગવજીનું ઘર તો વિશાળ ચોકવાળું હતું. હવા-ઉજાસવાળી મેડીની ઓસરીમાં તેઓશ્રી કોર્ટમાંથી આવી વિશ્રાન્તિ લઇ રહ્યા હતા. અમને જોઇ ખૂબ વિવેકપૂર્વક ઊભા થઇ મળ્યા અને પરસ્પર પરિચય થયો એટલે તેમણે બહુ ઉમંગથી પોતાની પુત્રીને બોલાવી કહ્યું કે થોડા વખતથી અમે એક સ્ત્રી-શિલ્પશાળા કાઢી છે ત્યાં એ ચિત્ર શીખે છે. પરદા અને મકાનવાળી આ નગરીમાં કન્યાઓને તેમના વિકાસ માટે કાંઇક કરી આપવાના આવા કોડ સંસ્કારી ઘરોમાં જાગ્યા છે તે જોઈ મને આનંદ થયો. કન્યાનાં ચિત્રો પર મારી ચર્ચા સાંભળી તેમણે કહ્યું કે 'કાલે અમારી શિલ્પશાળાને મુલાકાત આપો. હું પણ હાજર રહીશ.' રાધેશ્યામજીએ રાતની અને બીજી મુલાકાત કરાવી રાખી હતી એટલે અમે વહેલા રજા લઈ ઊઠ્યા.

### મધુચક્ર

મથુરાના કેટલાક પ્રૌઢ અને તરુણ સાહિત્યપ્રેમીઓએ નિજાનંદ અને વિકાસ ખાતર દર અઠવાડિયે એક સ્થળે મળવા માટે એક 'મધુચક્ર' નામનું મંડળ કર્યું છે. તેના મુખ્યપ્રણેતા શ્રી નિયોગી કરીને એક બંગાળી ડૉક્ટર છે. તેઓ જાતે મંડળ માટે નિમંત્રણ આપી ગયા હતા. રાત્રે આઠેક વાગ્યે, એક મિત્રના મકાનમાં દસબાર મિત્રો અને એ ચાર બહેનો વગેરેની એ શાંત મિજલસ મને બહુ ગમી ગઈ. ત્યાં સરસ અભ્યાસીઓ, ચિંતકો અને સાહિત્યકો હતા. એ બધાની સમક્ષ વાર્તાલાપ કરવાનું—અને તે પણ હિંદીમાં કરવાનું—મને કહેવામાં આવ્યું ત્યારે મારા ક્ષોભનો પાર નહોતો પણ મેં મારી હમેશની રીત મુજબ મારી મર્યાદાઓનો ખ્યાલ રાખીને, વિષયને હું સમજતો હતો તેવા રૂપમાં, સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો એથી તેઓ સૌ પ્રસન્ન થએલા જણાયા. 'મૉડર્ન આર્ટ', હિંદી અને યુરોપી કલા વચ્ચેનો ફરક, વગેરે ચર્ચાઓ તો બહુ ગહન થાય તેમ હતી. અંતે મંડળના કવિઓએ પણ તેમનાં કાવ્યો સંભળાવ્યાં.

### રાધેશ્યામજીની સાંઝીકળા

બીજે દિવસે સવારે રાધેશ્યામજીએ મને તેમના કુટુંબની સાંઝીકળાના નમૂના બતાવ્યા, અને તેમના એક કાકા શિવપ્રસાદજીએ તેને કેવી ઉચ્ચ કક્ષાએ પહોંચાડી હતી તેની વાત કરી. તેઓ દર વરસે શ્રાવણ માસમાં ઘરમાં મોટા દીવાનખાનાની ફરસબંધી પર કોરા ભૂકીરંગો વડે ચિત્રો પૂરે છે. તે માટે કાગળમાં જાતજાતની આકૃતિઓ કોરવી પડે છે. ખરેખરો હુન્નર અને કળાનો ભાગ તો મને એ લાગ્યો. એ આકૃતિઓ એટલી સુરૂપ અને સુરેખ હતી કે તેને હિંદની એક અનોખી કળામાં ગણ્યા વિના ચાલે નહિ એ સેંકડો હસ્તકૃત કાગળ-જાળીઓ (stencils) આજની શાળાના ચિત્રશિક્ષણમાં સરસ ભૂમિકા બની શકે એવી હતી. આકારોને લાઘવ, સરળતા અને મનોહરતા આપવામાં કલાકારે વિચાર અને સૌંદર્યની તેની દૃષ્ટિ બહુ સમતોલ રાખી હતી મથુરાની મારી યાત્રામાં આ કળાનો પરિચય હું અગત્યનો અનુભવ ગણું છું. એ સાંઝીચિત્રો જોવાને તો મથુરામાં લોકોની ભીડ થાય છે અને ઘણીવાર પ્રાંતના ગવર્નર અને અંગ્રેજ અધિકારીઓ પણ જોવા આવે છે. પણ ખરો પરવાનો તો તેને તૈયાર થની જોવી એ છે.

બપોરે સ્ત્રી-શિલ્પશાળાની મુલાકાત લીધી કલાશિક્ષણ માટે લોકો અને સમાજમાં નવો ઉત્સાહ સર્વત્ર છે. પણ સુવિચારિત પાઠ્યક્રમ નથી, એ આજની શિક્ષણસંસ્થાઓની મુશ્કેલી છે. ત્યાં મથુરાના કલાકાર શિવપ્રસાદજીનો પણ પરિચય થયો.

શિલ્પશાળામાંથી પાછા વળતાં અમે એક પડદા ચીતરનાર સુશોભનકારના સ્ટુડિયોમાં ચડી ગયા. અહીં જાણવા મળ્યું કે યુ. પી.ની બધી રાસમંડળીઓ માટે ત્યાંથી જ પડદા ખરીદાય છે. પડદામાં બહુ ઊંચી કલાદૃષ્ટિ કે ચોકસાઇની જરૂર નહિ. જંગલનો, શહેરનો, ઘરનો, ગમે તેવો પડદો ચાલે! પણ એ સ્ટુડિયોના સંચાલકો ખરેખરા હિંમતવાળા ધંધાદારીઓ છે રોજના બેત્રણ પડદા ચીતરી નાખે છે. હાલતુ છોકરાઓને કામે લગાડી દે છે અને યથાયોગ્ય ધંધો ચલાવે છે. પણ તે ઉપરાંત તેઓ એક વિશેષ સામાજિક કળા જાણે છે. મથુરામાં લગ્ન સમયે વરરાજાની મોટર કે ગાડીના અજબના શણગાર તેઓ કરે છે અને તે કારીગરી ઉલ્લેખનીય છે.

'આ બધો વખત કુટુંબીજનોને (અનુસંધાન આગળ પૃ. ૨૦૭મે)

જગત-સાહિત્યમાં અને માનવ-માનસમાં પોતાનું નામ સદાકાળને માટે અંકિત કરી જનાર

# એચ. જી. વેલ્સ



ઇંગ્લંડનો આ યુગનો

**મહાન ઇતિહાસકાર, સમાજશાસ્ત્રી ને કથાલેખક**

(ચિત્ર : સર વિલિયમ રોધેન્સ્ટાઇન)

એક કાપડિયાની દુકાનમાં ઊંચા ટેબલ પર બેઠા રહેતા માત્ર તેર જ વર્ષની વયના ગુમાસ્તામાં, જગતમાં પોતાની અમર નામના કરી જવા જેટલી પ્રતિભા પડી હશે એવો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવે. ગમે તે વર્ગમાંથી ખાસ જુદા ન પડતા એવા મધ્યમ વર્ગના એક નીચલા થરમાં, ઇંગ્લંડના કેન્ટ પરગણામાં આવેલા બ્રોમલી નામે એક ધંધાદારી ક્રિકેટરને ત્યાં ઈ. સ. ૧૮૬૬ના સપ્ટેમ્બરની ૨૧મી તારીખે એ છોકરાનો જન્મ થએલો. અને જેવુંતેવું શિક્ષણ લઈને એટલી નાની વયે તો તેને નોકરીમાં જોડાઈ જવું પડ્યું; કારણ તેના પિતાની આવકથી માંડ ગુજરાનના બે છેડા સંધાય તેમ નહોતું.

પરંતુ મહિને માત્ર છ પેની પગારની તેની આવક કુટુંબને ખાસ પુષ્ટિરૂપ થઈ પડે તેમ ન હતું. પરિણામે, પોષણના અભાવે તેને દૂબળા જ રહેવું પડતું. પોષણના અભાવની એ દૂબળાઈ માંડ બીજેક વર્ષે એ ટાળી શક્યો પણ એ ટાળવાની આકાંક્ષા તો તેને એ વયથી જ રહેલી. પૂરતું શિક્ષણ ન લીધા બદલનો અસંતોષ પણ એને ત્યારથી જ સતાવતો રહેલો. સવારના સાડા સાતથી સાંજના સાડા સાત સુધી એ કાપડિયાની નોકરી બજાવતો. પરંતુ ટેબલ પર વિચારમગ્ન બેસી રહેતા તેના ભેજામાં અનેક વિચારોની વણઝાર ચાલુ રહેતી. પોતે એક દિવસ આ જંતરડામાંથી છૂટશે. દુનિયાને કંઈક નવું જ કરી બતાવશે, એવા મનસૂબા તે બેઠોબેઠો ઘડ્યા કરતો. શું કરી બતાવશે તેનો તો એને પોતાને પણ કદાચ એ વેળા સ્પષ્ટ ખ્યાલ નહિ હોય.

આ કુમાર ગુમાસ્તો તે બીજો કોઈ નહિ પણ મહાન ઇતિહાસકાર, સમાજશાસ્ત્રી તથા કથાલેખક હર્બર્ટ જ્યોર્જ વેલ્સ—જે પોતાના ટૂંકા નામ એચ. જી. વેલ્સથી જગપ્રસિદ્ધ છે. ગયા ઑગસ્ટની ૧૩મીની સાંજે મધુપ્રમેહની બીમારીથી ૭૯ વર્ષની વયે તેનું અવસાન થયું. એણે ત્યાર પહેલાં પોતાને માટે ભાખેલું કે ૯૭ વર્ષની વયે પોતે એક વિસ્મૃત માનવી તરીકે આ દુનિયાની વિદાય લેશે. પરંતુ એની એ આગાહી ખોટી ઠરી છે. વિસ્મૃત માનવીને બદલે જગત-સાહિત્યમાં ને માનવ-માનસમાં પોતાનું નામ એ સદાકાળને માટે અંકિત કરી ગયો છે.

એના પોતાના વિષેની એ આગાહી ભલે ખોટી પડી છે, પરંતુ વિજ્ઞાનની ભૂમિકા પરની પોતાની તરંગકથાઓમાં એણે એ સિવાયની કરેલી આગાહીઓ તો આશ્ચર્યજનક હદે સાચી પડી છે. ઇજિપ્તરાં ખાડી-નર પહેલું વિમાન ઉડાડ્યું તેની બે વર્ષો પહેલાં એણે હવાઈ બૉમ્બમારાની આગાહી એના 'ધ વૉર ઈન ધી એર'માં કરેલી. એ જ રીતે યુદ્ધમાં જમીન પર ચાલતાં લોખંડી વાહનોનો ઉપયોગ એણે ઈ. સ. ૧૯૦૩માં સૂચવેલો ત્યાર પછી ૧૨ વર્ષે પહેલા મહાયુદ્ધમાં ટેન્કોનો ઉપયોગ થવા પામેલો. આજે અમેરિકા ને બ્રિટનમાં જે 'તૈયાર ઘરો' (પ્રીફેબ્રિકેટેડ હાઉસિઝ)નું ઉત્પાદન થઈ રહ્યું છે તેની આગાહી પણ આજથી ૪૫ વર્ષ પહેલાં એણે કરેલી; અને એ જ રીતે ઈ. ૧૯૧૪માં 'વર્લ્ડ સેટ ફ્રી'માં એણે પરમાણુ બૉમ્બની આગાહી કરેલી, જે હાલમાં જ ફલિત થવા પામી છે.

એણે માનવજાતના ભાવિનું હૂબહૂ ચિત્રણ કરવાની, લગભગ દ્રષ્ટા-પદની આ ભૂમિકાએ પહોંચ્યા પહેલાં એને જિંદગીની ખરેખરી જંજાળોમાંથી પસાર થવું પડેલું. જે કાપડિયાની દુકાને એ રહેલો ત્યાં કોઈ ગમ્મતે કરેલા ગોટાળા બદલ તેણે તેની જોડે મારામારી કરી અને પરિણામે ત્યાંથી રજા મળી. સંપૂર્ણ તંદુરસ્તીનો આનંદ તો જેની કલ્પનાથી પણ પર હતો એવા અરધા ભૂખ્યા રહેતા હર્બર્ટને, મહિને ૬ પેનીનો એ પગાર પણ ગુમાવવો પડ્યો, ને તદ્દન નિરંકુશ દશામાં તે વિશાળ જગતમાં ધકેલાઈ ગયો. એ વખતની પોતાની એ ભૂખ જ એણે પોતાની કૃતિ 'કિપ્સ'માં વર્ણવી છે.

જે કંઈ પણ થોડીઘણી બચત રહી હતી એમાંથી એણે એક કમરો ભાડે લીધો,—'કમરો' નામ પણ એને માટે 'ભવ્ય' થઈ પડે ખરી રીતે તો એ એક નાનું સરખું બાકોરિયું જ હતું. એ સાંકડા ખંડની વચ્ચેના પાર્ટિશનની બીજી બાજુ રહેનારાઓની દરેક હીલચાલ સાંભળી શકાય એવું એ તકલાદી હતું. આમ છતાં વેલ્સે એનો આશ્રય લીધો અને શિક્ષણ માટેની પોતાની ઝંખના સંતોષવાને એકાદ નાનીસૂની નિશાળમાં શિક્ષકનો ધંધો મેળવ્યો. ત્યાં રહ્યે રહ્યે છેવટે એણે સરકારી શિષ્યવૃત્તિ મેળવી ને દક્ષિણ કેન્સિંગ્ટનની રૉયલ કૉલેજ ઑફ સાયન્સમાં દાખલ થઈ મહાન વિજ્ઞાની ટૉમસ હેન્રી હક્સલેના હાથ નીચે પ્રાણીશાસ્ત્રમાં બી. એસસી. ની ઉપાધિ મેળવી.

પણ એથી કંઈ ગુજરાનના પ્રશ્નનું નિરાકરણ ન થયું. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને ભણાવવાનું માથે લઈ તે થોડુંઘણું રળવા લાગ્યો. ઉપરાંત એક પાઠ્યપુસ્તક લખ્યું. 'યુનિવર્સિટી કૉરસ્પોન્ડન્ટ', 'એડ્યુકેશનલ રીવ્યૂ' 'ફોર્ટનાઇટલી' વગેરેમાં લેખો લખવા માંડ્યા.

એવામાં એના હાથમાં એક લોકપ્રિય છાપું આવ્યું. એ છાપું પોતાના વાચકોએ પૂછેલા બુદ્ધિગમ્ય પ્રશ્નોના બદલામાં પ્રશ્ન દીઠ અરધા ક્રાઉનનું ઇનામ આપતું, અને એ પ્રશ્નનો જવાબ પણ જો પૂછનારો પોતે જ સાથે લખી મોકલે તો એટલી વધારે રકમ આપતું. વેલ્સે એમાં ભાગ લેવા માંડ્યો. ભવિષ્યમાં જગતનામી સાહિત્યકાર બનીને જે વેલ્સ પોતાના એક જ લેખની ઓછામાં ઓછી ૨૦૦ ગિની લેતો, એ વેલ્સે આ રીતે એક ક્રાઉનના વળતરથી લેખન-વ્યવસાયની શરૂઆત કરી. (અનુસંધાન આગળ પાન ૨૦૯મે)

સત્તરમી સદીના એક ઐતિહાસિક પ્રસંગની નાટિકા

# બર્નીયર

લેખક
શ્રી યશોધર નર્મદાશંકર મહેતા, બાર-ઍટ-લૉ

## દૃશ્ય પહેલું

સમય : સત્તરમા સૈકાની એક રાત
સ્થળ : આગ્રામાં મુઘલ સમ્રાટ શાહજહાંના મહેલની પછીત.
પાત્રો : એક પુરુષ અને એક સ્ત્રી.

[અંધારી રાતે એક સ્ત્રી મહેલની પછીતે કોઈની રાહ જોતી ઊભી છે. અંધારામાં તેની મુખાકૃતિ દેખાતી નથી. પરંતુ મહેલની પાસે આવતાં બારીના ઝાંખા પ્રકાશમાં તે કંઈક દેખાય છે; તે યુવતી છે. એવામાં દૂરથી કોઈનો પડછાયો દેખાય છે. પડછાયો નજીક આવતાં સમજાય છે કે તે કોઈ પુરુષની આકૃતિ છે. પુરુષ છેક નજીક આવે છે.]

સ્ત્રી : કેમ આટલી વાર ?

પુરુષ : દરવાજા નજીક ઘોડો પલાણતાં કોઈ આવતું દીઠું એટલે સંતાવું પડ્યું. તું ક્યારની ઊભી છે ?

સ્ત્રી : ઘણીએ વાર થઈ. ચૂપકીથી મહેલમાંથી છટકી આવી છું.

પુરુષ : કોઈ જાણતુંકરતું તો નથી ને ?

સ્ત્રી : ના રે ના.

પુરુષ : બોલ, મહેલમાં શું ચાલે છે ? બાદશાહ કેમ છે ? ને પેલો ?

સ્ત્રી : એ તો પંડિતો સાથેની ચર્ચામાંથી ઊંચો જ આવતો નથી. બાદશાહ બહુ નહિ કાઢે. મને લાગે છે કે તારે ઉતાવળ કરવી જોઈએ.

પુરુષ : ઠીક; પેલો ફ્રેંચ હકીમ કંઈ કામ લાગે તેમ છે ?

સ્ત્રી : ના રે ના, એ તો એનો દોસ્ત છે.

પુરુષ : તેં દાણો ચાંપ્યો હતો ?

સ્ત્રી : ના; એ રસ્તો નકામો છે.

પુરુષ : ઠીક, ડાહીલી, કયો રસ્તો કામનો છે ?

સ્ત્રી : સામી છાતીએ તલવારનો.

પુરુષ : અબ્બાનું શું ?

સ્ત્રી : ઈસ્લામનું શું ?

પુરુષ : ઈસ્લામની ખાતર બધું જ.

સ્ત્રી : ચાંપલી પણ હવે તો એનામાં ભળી છે. હમણાં એ પણ એની વાદે સંસ્કૃત ભણે છે. બંને જણાં કંઈ હિંદુ ધર્મની કિતાબોના તરજૂમા કરે છે. ભોરું ચાલે તો . . . (દાંત કચકચાવે છે).

પુરુષ : મને ખબર છે. ગુસ્સો કરી તું ઘની થાય ને મને છતો કરે ! પછી બધી બાજી નકામી જાય ને બાદશાહ મારો હોદ્દો ખૂંચવી મને તુરંગમાં ખોસે. તું બહુ તો મક્કે હજ કરવા જાય. પણ તેમાં ઈસ્લામનું શું વળે ? મુરખી ! (ધીમેથી એના લમણે મુક્કી મારે છે).

સ્ત્રી : ના રે. હું તો કંઈ બતાવતી જ નથી. પણ હવે બહુ ઢીલ કરવામાં માલ નથી. ને બીમાર જહાંપનાહ હવે તખ્ત ઉપર હોય કે ન હોય તે સરખું છે. બધો વહીવટ દારાના હાથમાં છે. ઈસ્લામની ભરતી કે ઈસ્લામનો રંગાટ એની જવાબદારી તારા ઉપર છે.

[એવામાં પુરુષની દૃષ્ટિ સામેના કોટના ખૂણામાં પડે છે ને પછી તે તરફ જોઈ રહે છે. પછી સ્ત્રી તરફ જોઈ તે ઝટપટ બોલે છે]

પુરુષ : આવજે ! જાસૂસો જાગે છે, એટલે તારે જલદી ફાવી જવું જોઈએ. (સ્ત્રીનો વાંસો થાબડી જતોજતો) પણ જાસૂસો બીચારા નથી જાણતા કે ઔરંગઝેબ તો હમેશાં જાગતો છે. (બોલીને મોંએ બુરખો ઓઢી ચાલતો થાય છે. સ્ત્રી પણ બુરખો નાખી ચાલી જાય છે.)

## દૃશ્ય બીજું

સમય : બીજા દિવસની સવાર.
સ્થળ : દારાનો મહેલ.
પાત્રો : દારા અને જહાનારા.

[દારા એક ઉપનિષદમાં ગરકાવ થઈ વાંચતો જણાય છે. એટલામાં જહાનારા આવી ચઢે છે.]

જહાનારા : ભાઈ, અબ્બાને ઘણો બુખાર છે. જોકે બર્નીયર કહે છે કે ત્રણ રોજમાં ઠીક થઈ જશે. શું વાંચો છો ? (દારાની પાસે આવી વળીને પુસ્તક જુએ છે; પછી આસ્તેથી ઉચ્ચારે છે) ઈ-શા-વા-સ્ય-મ-નિ-ષ-ત્, કેવું છે ?

દારા : બેનમૂન, બેનમૂન. જે સમજે અને વિચારે તેને બીજું સમજવાનું તથા વિચારવાનું રહેતું નથી.

જહાનારા : તું તો ઉપનિષદના પેલા મહાવાક્ય જેવું બોલ્યો કે એકને જાણવાથી બધું જણાય છે.

દારા : શાબાશ છોકરી શાબાશ. તને ઉપનિષદનાં મહાવાક્યો ઠીક યાદ રહ્યાં છે. પણ સંસ્કૃતમાં બોલ.

જહાનારા : एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवति ।

દારા : વાહ જહાનારા ! પણ કહે તો ખરી કે તે આત્મા કેવી રીતે જાણવો ? તું એ આત્માને જાણે છે ?

જહાનારા : મારા જાની ભાઈ ! તમારી પાસેથી સાંભળીને, મનન કરીને, ધ્યાન કરીને મેં મારા અંતરમાં અવાજ કર્યો કે 'હે જહાનારા !'...

દારા : (વચ્ચે બોલે છે) 'તે આત્મા તું છે.'

જહાનારા : હા; ઉદ્દાલકે જેમ પુત્ર શ્વેતકેતુને કહ્યું, તેમ દારાએ બહેન જહાનારાને કહ્યું. બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્ક્યે જેમ પત્નીને કહ્યું, તેમ રાજર્ષિ દારાએ ભગિનીને કહ્યું.

દારા : જહાનારા ! નથી હું બ્રહ્મર્ષિ કે નથી રાજર્ષિ. મહાસમુદ્રનું માત્ર એક ક્ષણભંગુર મોજું છું. સામ્રાજ્યની સ્પૃહા નથી; સ્પૃહા માત્ર આત્મરાજ્યની છે.

જહાનારા : ભાઈ ! જનકવિદેહી સામ્રાજ્ય અને આત્મરાજ્ય બંનેના માલિક હતા.

દારા : પેલી ! એમને સામ્રાજ્ય સાંપડ્યા પછી આત્મરાજ્ય સાંપડ્યું. આત્મરાજ્ય સાંપડ્યા પછી સામ્રાજ્ય મેળવવાની ભાંજગડમાં એ પડ્યા નહોતા. આવી પડેલી ઉપાધિમાં ને આમંત્રેલી ઉપાધિમાં ફેર છે.

જહાનારા : દારા ! મુઘલ સામ્રાજ્યના વડા પુત્રને રાજ્યાસન તે આવી પડેલી ઉપાધિ છે, આમંત્રેલી નહિ.

દારા : ઉપાધિ આવી પડશે ત્યારે દારા તેને તરછોડશે નહિ. પણ નહિ હોય તેને પૂછતો નહિ જાય !

જહાનારા : ભાઈ ! અબ્બા તો બહુ પાન છે, અને તેમાં પે હવે બીમાર છે. દારા દારા કરતાં હજી ધરાતા નથી. હાલ તો વલીઅહદ કહેતા હતા કે મારા છતાં જ દારા ને તખ્તનશીન કરો. ભાઈ ! અબ્બાનો તારામાં કેટલો હક છે !

દારા : પણ મુરાદ શુજા ને ઔરંગઝેબને દારા દુશ્મન લાગે છે !

હું સૌથી મોટો જન્મ્યો ને મારો ગુનો! એક રાજ ને ચાર ઉમેદવાર.

જહાનારા: ના; એક શાહુકાર ને ત્રણ સુધારક.

દારા: લોકો ઔરંગઝેબ નો ગમ કહે છે કે એનું દિલ ધર્મમાં છે; તખ્તની એને પડી નથી. છે ફક્ત મારા અધર્મ તરફ વિરોધ!

જહાનારા: એના પેટનું પાપ નીકળે તેમ નથી. ધર્મની હિમાયતના ઓથે તખ્તની તમન્ના છૂપી છે. તું તો ભલોભોળો છે.' ઔરંગઝેબની ચાલાકીથી મુરાદ ને શુજા પણ તારો વિરોધ કરી બેઠા છે.

દારા: બુદ્ધિ તો જેમ વાળો તેમ વળે. ઔરંગઝેબને હું ધર્મદ્રોહી, પાખંડી, પિતાના પ્રેમનો ઈજારદાર વગેરે લાગું છું, એટલે મારા ઉપર તેની કડવી નજર છે.

જહાનારા: પણ એની નીચતા, અદેખાઈ અને કુટિલતાથી હું થરથરું છું; મને અંતરમાં ભય છે.

દારા: જ્ઞાનમાં એટલી કચાશ જેને જ્ઞાન છે તેને ભય શો? જહાનારા! આપણા દુશ્મનો આપણી અંદર છે, બહાર નથી. ઔરંગઝેબ દારાનો દુશ્મન નથી, ઔરંગઝેબનો છે.

જહાનારા: પણ સલ્તનતનો સવાલ છે, પ્રજાના સુખનો સવાલ છે, ફક્ત તારા એકલાના અંગત સુખનો સવાલ નથી.

દારા: જે નિર્માણ હશે તે થશે. મનુષ્ય તો માત્ર નિમિત્ત છે. વહેલિનર્ષી ઊઠ લાવ પેલું છાંદોગ્ય ઉપનિષદ્ ને હું તરજૂમો લખાવું તે લખવા માંડ (જહાનારા ઉપનિષદ્ આપે છે અને સામે કાગળ ને કલમ લઈને બેસે છે).

[પડદો]

## દૃશ્ય ત્રીજું

સમય: અઠવાડિયા પછીની એક સવાર.

સ્થળ: દીવાને ખાસ.

પાત્રો: શાહજહાન, દરબારીઓ અને વજીર.

[શાહજહાન અને વજીર વાતો કરે છે ઈરાનનો એલચી શાહજહાનની મુલાકાતે આવનાર છે. પ્રવેશદ્વારે એવી યોજના છે કે જે આવે તેને બાદશાહને ઝૂકીને જ આવવું પડે]

વજીર: આલમપનાહ' ઈરાનના શાહને માઠું લાગશે. તેમનો એલચી બારણામાંથી નમીને નહિ આવે, પાછો ફરશે. હિંદ અને ઈરાન વચ્ચેનો સંબંધ વગર કારણે બગડશે.

શાહજહાન: વજીરજી' ઈરાનીઓને ઈરાનના દરબારી વિવેકની ખુમારી મારે ભુલાવવી છે; હિંદનો વિવેક શીખવવો છે એશિયાનું નાક હિંદ છે, ઈરાન નથી, એ ઠસાવવું છે

વજીર: પરંતુ આપ આ રીતે શાહને શું મહત્ત્વ નથી આપતા?

શાહજહાન: બેશક; પણ ઈરાનનો એલચી મુઘલ શાહને નમીને આવ્યા પછી. (એટલું બોલી મૂછમાં હસે છે).

વજીર: જહાંપનાહ! મને ધાસ્તી છે. એ નમીને આવે તે પહેલાં ઈરાનના શાહ મહત્ત્વ પામી જશે.

શાહજહાન: જોઈશું, જોઈશું.

[એટલામાં ઈરાનનો એલચી આવે છે એવી બૂમ સંભળાય છે. શાહજહાનના મોં ઉપર સંતોષ અને આનંદ છવાય છે અને તે દ્વાર તરફ જુએ છે. એલચી દ્વાર સુધી આવી પહોંચે છે સમજી જાય છે કે અપમાનનો કિસ્સો ગોઠવાયો છે. એક ક્ષણ તે સ્તબ્ધ ઊભો રહે છે, પછી પીઠ ફેરવે છે અને મુઘલ સમ્રાટને બાર સભામાં પૂંઠ બતાવી દાખલ થાય છે. દરબારીઓ સ્તબ્ધ થઈ જાય છે]

એલચી: ઈરાનના શાહનો વફાદાર નોકર હિંદના શાહનો સંદેશો માગે છે.

શાહજહાન: ઈરાનના એલચી ઈરાનના શાહને રોશન કરે છે, ઈરાને હિંદુસ્તાનને પીઠ તો હમેશાં બતાવી છે, પણ એકાદ વાર છાતી પણ બતાવે એમ મુઘલસમ્રાટ્ ઈચ્છે છે. (ઈરાનનો એલચી ઝાંખો પડી જાય છે. શાહાનશાહ વજીર તરફ જુએ છે) વજીરજી! ઈરાનના એલચીને હિંદની આબોહવા માફક નથી, માટે ઈરાનના શાહને લખો કે તેમના એલચીને વળાવવાની મુઘલસમ્રાટ વ્યવસ્થા કરાવશે.

એલચી: ઈરાનના શાહ....... (શાહજહાન તેને એકદમ બોલતો અટકાવે છે).

શાહજહાન: તહેરાનમાં કહો; આવજો. સંદેશો બસ નહિ.

એલચી: પણ.....

શાહજહાન: તમારી તબિયત નાદુરસ્ત છે માટે વધુ રોકાવું સલાહભરેલું નથી. પધારો. (વજીર તરફ ફરી) વજીરજી! આજનું બીજું કામ બોલો. (એલચી ઝંખવાણો પડી ચાલ્યો જાય છે).

વજીર: આલમપનાહ! બેત્રણ નાની અરજીઓ સિવાય કંઈ નથી. સિવાય કે... (ઘણા ધીરા અવાજે) .... શાહજાદા ઔરંગઝેબે દક્ષિણમાં મોટું લશ્કર એકઠું કર્યું છે અને ઉત્તરે કૂચ કરી રહ્યા છે એવા સમાચાર મળ્યા છે.

શાહજહાન: (આશ્ચર્યથી) કોની સામે? કોની રજાથી?

વજીર: કંઈ સમજાતું નથી.

શાહજહાન: ઔરંગઝેબને કોઈ સમજી શકે તેમ નથી.

[પડદો]

## દૃશ્ય ચોથું

સમય: એક માસ પછી.

સ્થળ: દિલ્હીથી દૂર એક છાવણી.

પાત્રો: દારા, બર્નીઅર, દારાની બીમાર સ્ત્રી.

[ઔરંગઝેબના લશ્કરથી ભાગી છૂટેલો દારા દિલ્હીથી ઘણે દૂર એક છાવણીમાં એની બીમાર સ્ત્રીને લઈને રહે છે. ફ્રેંચ દાક્તર બર્નીઅર અને દારા સ્ત્રીની પથારી પાસે બેઠા છે]

દારા: હકીમજી! ઔરંગઝેબની ખફામરજી વહોરીને પણ તમે મારી બીબીને જોવા આવ્યા તેથી તમને ધન્યવાદ છે.

બર્નીઅર: શાહજાદા! હકીમ ફરજ બજાવે તેમાં ધન્યવાદ ન ઘટે.

દારાની સ્ત્રી: લુચ્ચો, બદમાશ, પાખંડી, નિર્દય, દિલ્હીના તખ્તે! બાપને કેદ, બેનને કેદ, ભાઈઓનાં ખૂન! એ સાપને તમે પગ નીચે છૂંદી ન નાખો તો તમને શરમ છે, દારા! એ સાપનું ઝેર સારી સલ્તનતમાં વ્યાપી જશે ને અબ્બા બાબરે રોપેલું ને અબ્બા અકબરે પાણી પાયેલું મુઘલાઈનું વૃક્ષ આ સાપના ઝેરથી મરી જશે.

બર્નીઅર: માફ કરજો બેગમ સાહેબા! આપના ઉપર તો દીઅરજીનો ઘણો ભાવ છે. મને કહે કે ભાભીને સંભારજો ને જલદી મટાડી દેજો અને જણાવજો....

દારાની સ્ત્રી: (આંખ કાઢીને) શું!

બર્નીઅર: કે આલમગીરને કોઈની સાથે અંગત વેર નથી ઈસ્લામની ખાતર એ તખ્તે આવ્યો છે, સલ્તનતની ખાતર નહિ અને ઈસ્લામની ખાતર તે જે કરે તે માફ છે, કેમકે આલમગીર તો ખુદાનો ઓલીઓ છે.'

દારા: (નહિ જેવું હસીને) ધર્મના આક્રમણમાં અને ધર્મના રક્ષણમાં ફેર છે. પણ જ્ઞાનીને સમજાવી શકાય અગર અજ્ઞાનીને સમજાવી શકાય, અર્ધજ્ઞાનીને નહિ.

દારાની સ્ત્રી : ધૂળ ને રાખ. દીઅરજી એમના બાપદાદા કરતાં વધારે ડાહ્યા. હકીમજી ! દીઅરજીને જણાવજો કે બાપ, ભાઈ, ભાભી અને બેન એમને માફ કરશે, પણ ભાવી એમને માફ નહિ કરે; અને જણાવજો કે ભાભી જોકે બહુ સમજણી નથી, પણ એને એમ લાગે છે કે ઇતિહાસ એમને ઇસ્લામનું રક્ષણ કરનારાઓમાં નહિ ગણે, સલ્તનતનાં મૂળ ખોદનાર ગણશે. ભાભીએ એમને મુબારકબાદી મોકલાવી છે. (ગરમ થઈ જાય છે અને ઊંડો નિઃશ્વાસ મૂકે છે)

દારા : પ્રિયે ! આવેશ હૃદયનું બળ હરે છે. હાર, જીત, લાભ, ગેરલાભ, સુખ, દુઃખ એ બધાં દ્વંદ્વોમાં તટસ્થ રહેવું.

દારાની સ્ત્રી : અરે મૂઈ તમારી ફિલસૂફી ! બબ્બા બાબર, હુમાયૂ અને અકબર આ ફિલસૂફી જો શીખ્યા હોત તો દિલ્હીના મહેલમાં નહિ પણ તુર્કસ્તાનની ઝૂંપડીમાં દહાડા કાઢ્યા હોત !

દારા : બરાબર છે. અને આપણે આ જંગલમાં ઝૂંપડીમાં જ જીએ ને ! શું દુઃખ છે? મારે તો મહેલ ને ઝૂંપડી સરખાં છે.

દારાની સ્ત્રી : પણ મારે નથી.

દારા : એટલે તો દુઃખ છે.

દારાની સ્ત્રી : (પોતાના કપાળે ધીરેથી હાથ ઠોકી) મારાં કરમ જ ફૂટેલાં છે !

દારા : (પત્નીના કપાળે હાથ મૂકી શાંતિથી.) નસીબની સામે બબડાટ ન કરાય. બળતા ડુંગરનું મોં કંઈ હથેળીથી બંધ થાય છે? યમુનાનાં પૂર કંઈ લોટાથી ઉલેચાય છે? વિચાર કર. વિચાર વગર શાંતિ નથી.

દારાની સ્ત્રી : (દારાનો હાથ ધીમેથી પકડી આંખે અડાડી) હું તમને લગારે લાયક નથી.

બર્નીઅર : રજા લઉં ? કંઈ સંદેશો છે?

દારા : ખાસ કંઈ નથી ઔરંગઝેબને કહેજો કે દારાની દુઆ છે. અને જેટલો કર્તવ્યપરાયણ છે તેટલો નીતિપરાયણ થાય.

[નમીને બર્નીઅર ચાલ્યો જાય છે.]

[પડદો]

## દૃશ્ય પાંચમું

સમય : બે રોજ પછીની સવાર.
સ્થળ : ઔરંગઝેબનો દરબાર.
પાત્રો : ઔરંગઝેબ, બર્નીઅર, વઝીર, વલંદી ને બીજા એલચીઓ.

ઔરંગઝેબ : કેમ હકીમજી ! ભાભીની તબિયત કેમ છે?

બર્નીઅર : ધીમે ધીમે સુધરશે.

ઔરંગઝેબ : કંઇ સંદેશો ?

બર્નીઅર : આપના ભાઈએ દુઆ પાઠવ્યા છે ને કહાવ્યું છે કે જેટલા કર્તવ્યપરાયણ છો તેટલા નીતિપરાયણ થજો.

ઔરંગઝેબ : (સહેજ હસે છે. પાછી ગંભીર મોં કરી) હકીમજી ! બડે ભાઈને માલૂમ નથી કે રાજાને નીતિ-અનીતિનાં સામાન્ય કાટલાંથી જોખાય નહિ. રાજા નીતિ સર્જે છે, નીતિ ફેલાવે છે. અને જે નીતિ પોતે સર્જે છે તે નીતિથી પોતે સ્વેચ્છાથી બંધાય છે.

બર્નીઅર : શાહાનશાહ ! આપ તખ્ત ઉપર આવ્યા પહેલાંની નીતિ પણ જો આપે સર્જેલી હોય તો કંઇ કહેવાનું નથી.

ઔરંગઝેબ : (એકી ટશે બર્નીઅર તરફ જોઈ રહે છે) હકીમજી ! શરમાવા જેવું શાહજાદા ઔરંગઝેબે કંઈ જ કર્યું નથી, અને શાહાનશાહ આલમગીર કરશે નહિ. (એટલામાં વઝીર આવીને જણાવે છે કે વલંદી એલચી મળવા માગે છે.)

ઔરંગઝેબ : મોકલો (એલચી આવે છે) પધારો, પધારો, વલંદી અમીર ! મુઘલ શાહાનશાહ આપની મરજી પૂછે છે.

એલચી : જહાંપનાહ ! હિંદનું ઝવેરાત, હિંદનું કાપડ, હિંદના તેજાના એ બધા સારુ વલંદી વહાણો તૈયાર છે.

ઔરંગઝેબ : જરૂર; પણ વહાણો ખાલી તો પાછાં નહિ આવે ને ?

એલચી : વલંદી વહાણો કદી ખાલી પાછાં ફર્યાં નથી.

ઔરંગઝેબ : વ્યવહાર ચોખ્ખો સારો. હિસાબ કોડીનો, બક્ષિશ લાખની.

એલચી : બેશક. વહાણનાં નૂર સિવાય કંઇ બાકી નથી.

ઔરંગઝેબ : વઝીરજી ! નૂર નથી ભર્યાં ?

વઝીર : આલમપનાહ ! નૂર ગણી લેતાં પણ હિંદને ચોપડે જમા બોલે છે આપ ફરમાવો.

ઔરંગઝેબ : વઝીર ! હિસાબ કોડીનો, બક્ષિશ લાખની. (એલચી તરફ ફરી) બોલો, હિસાબે જમા બોલે છે કે ઉધાર ?

એલચી : હિસાબે વહાણનાં નૂર બાકી છે.

ઔરંગઝેબ : શાહજોગ વાત. વહાણનાં નૂર તમારાં. વઝીરજી ! હિંદનો ચોપડો શું બોલે છે?

વઝીર : હિંદના ચોપડે વલંદા ખાતે ઉધાર છે.

ઔરંગઝેબ : તો જમાઉધાર મેળવી તારવણી કરો. હિસાબ કોડીનો.

એલચી : પણ અમારે ચોપડે જમા ઉધારનાં પાસાં સરખાં છે.

ઔરંગઝેબ : પણ આપ તો કહો છો કે નૂર બાકી છે !

એલચી : નૂરની ગણત્રી બાકી છે.

ઔરંગઝેબ : એ પદ્ધતિ હિંદની નથી. હિંદ માલ આપે તે હિંદના કિનારે, આપના કિનારે નહિ.

એલચી : અને અમે માલ આપીએ તે અમારે કિનારે.

ઔરંગઝેબ : આપો તો, લાવો તો નહિ.

એલચી : પણ શાહાનશાહ ! . . . . . . .

ઔરંગઝેબ : કબૂલ. બક્ષિશ લાખની. વઝીરજી ! વહાણનાં નૂર જેટલી કીમતનું ઝવેરાત અમારા મિત્ર વલંદી સમ્રાટને નજરાણામાં મોકલી આપો. આદાબ અર્ઝ !

એલચી : આદાબ અર્ઝ ! (નમીને જાય છે.)

વઝીર : જહાંપનાહ ! બસરા, યેમન અને તુર્કસ્તાનના એલચી મળવા આવ્યા છે.

ઔરંગઝેબ : બસરા ને યેમનવાળાઓ એલચીઓ ભલે ગણાય, છે ફક્ત વેપારીઓ. તુર્ક એલચીને જણાવો કે ખાસ કામ વગર શાહાનશાહ મળવાની જરૂર જોતા નથી. પેલા બસરા ને યેમનના વેપારીઓને આવવા દો.

[વઝીર જાય છે અને બંને એલચીઓને દાખલ કરે છે.]

બસરી એલચી : જહાંપનાહ ! બસરાના સુલતાન સલામ મોકલે છે.

ઔરંગઝેબ : (ન સાંભળ્યું હોય તેમ બેદરકારીથી) બોલો.

બસરી એલચી : બસરાનો માલ હિંદ સ્વીકારે એટલી અર્ઝ.

ઔરંગઝેબ : હિંદ બધાનો માલ લે છે અને લેશે; તેમાં બસરાએ આટલે દૂર એલચી મોકલવાની જરૂર નથી.

બસરી એલચી : બસરાના સુલતાન મુઘલ શાહના દરબારમાં એલચી મોકલી માન આપે છે.

ઔરંગઝેબ : તમારા સુલતાનને કહેજો કે નાહક ખરચમાં ઊતરવાની જરૂર નથી; વેપારી મોકલશો તો ચાલશે. વઝીરજી ! બસરાના આ વેપારી સાથે વાત કરી લેજો.

વઝીર : જહાંપનાહ ! એમની અર્ઝ છે કે બસરાનો માલ વગર જકાતે હિંદમાં આવે.

ઓરંગઝેબ : વગર જકાતે માલ વેચવો હોય તો બસરામાં વેચી શકે છે. યેમનવાળાને બોલાવો.

[બસરાવાળો જાય છે; યેમનવાળો આવે છે ]

યેમનનો એલચી : જહાંપનાહને સલામ.

ઓરંગઝેબ : બોલો.

યેમન-એલચી : યેમનનો માલ હિંદમાં મળી શકે માટે જકાત માફ કરવાની નમ્ર અર્જ ગુજારું છું.

ઓરંગઝેબ : [વઝીર તરફ જોઇ] શું કહ્યું'તું મેં વઝીરજી ! આ કોઇ એલચીઓ નથી, વેપારીઓ છે. યેમનનો માલ હિંદમાં નહિ ખપે તો હિંદનું શું બગડી જવાનું છે ? વઝીરજી, એમને જણાવો કે હિંદને યેમનનાં ખજૂરનો ખપ હશે ત્યારે વિચાર થશે.

યેમન-એલચી : પણ . . .

ઓરંગઝેબ : (મોટેથી) આદાબ અર્જ.

[પડદો]

## દૃશ્ય છઠ્ઠું

સમય : પાંચ વર્ષ પછીની એક સવાર

સ્થળ : દિલ્હીનો રાજમાર્ગ.

પાત્રો : બર્નીઅર અને વલંદી એલચી.

[બંને પાલખીમાં બેઠાબેઠા જાય છે ]

વલંદી એલચી : બર્નીઅર, તમે આ મુલકમાં ઘણું રહ્યા ![1]

બર્નીઅર : આઠ વરસ.

એલચી : ઘણો વિચિત્ર મુલક. લોકો વિચિત્ર, મકાનો વિચિત્ર, રિવાજો વિચિત્ર, રાજતંત્ર વિચિત્ર. આ જુઓ : (આગળી ચીંધી બેત્રણ ફકીરો બતાવે છે). વળી પેલા જુઓ : (કેટલાક નજૂમીઓ બતાવે છે).

બર્નીઅર : પેલા ફકીરો છે. પેલા નજૂમીઓ છે મૂર્ખ સ્ત્રીઓને અને વહેમી લોકોને તકદીર જોવાને બહાને છેતરીને માલદાર થાય છે.

એલચી : સાંભળ્યું છે કે કેટલાક જોશીઓ ભવિષ્ય ભાખે છે, જુઓ છો !

બર્નીઅર : ધૂળ ને રાખ ! ગયે વરસે જ એક રાજજોશી ડૂબીને મરી ગયો ત્યારે આખા દિલ્હીએ કહ્યું કે જોશી પોતાનું ન જાણી શક્યો તે બીજાનાં શું જાણતો'તો ?

એલચી : શાહાનશાહ બાબત તમે શું ધારો છો ?

બર્નીઅર : ખરો હુશિયાર છે, ચાલાક છે. (પછી વલંદી એલચી સામે જોઈ) કયા નથી જાણતા ?

એલચી : (હસીને) હા, પઠાણનાં નૂર નદીમાં, નજરાણું દીધું. વલંદી વેપારીઓને લૂંટી વલંદી સમ્રાટને રીઝવ્યા ! બહુ લુચ્ચો. સાંભળ્યું છે કે ઘણી ઘાતકીરીતે કુટુંબીઓને મારી, બાપને કેદ કરી ગાદી મેળવી છે.

બર્નીઅર : એનાં કૃત્યો આપણી દૃષ્ટિએ તો ઘણાં ભૂંડાં; પણ એ તો એશિયામાં ગાદી માટે એવું થતું જ આવ્યું છે જે ફાવ્યો તે ડાહ્યો. બાકી શાહાનશાહ ઘણો જ મહેનતુ ને કર્તવ્યનિષ્ઠ છે. મદિરા અને માનિનીથી મુક્ત છે.

એલચી : પણ રાજ્યમાં અંધેર ઘણું છે ને અંધાધૂંધી ભારે છે. ઉમરાવો ફાવે તેમ કરે છે અને અમલદારો ફાટ્યાફાટ્ય કરે છે. ચારે તરફ લાંચ, રૂશ્વત, અંધેર ને અનીતિ છે.

બર્નીઅર : ઘર જૂનું થઇ ગયું છે. ટાકટિકાથી થોડા દાયકા નીકળશે. ઓરંગઝેબ મરી અંધારું છે. દક્ષિણમાં તો સલ્તનતનાં મૂળિયાં ઊખડવા લાગ્યાં છે. કોઈ શિવાજી નાગનો આફુ ખાઈને મર્યો છે.

એલચી : રાજપૂતો પણ નારાજ અને નાઉમેદ છે.

બર્નીઅર : યુરોપને માટે મોકો આવશે.

એલચી : ફ્રેંચોની આંખ ક્યાં નથી હોતી ?

બર્નીઅર : ડચ આંખોનું તેજ પણ ઓછું નથી.

[થોડી વાર બંને મૌન રાખે છે.]

એલચી : દિલ્હીના મહેલ ને મસ્જિદો બાદ કરતાં દિલ્હી કંગાલ છે. આ ઘરો તો જુઓ ! માટીનાં ચણતર ને ઘાસનાં છાપરાં ! ઈંટ ચૂનાનું તો નામ નહિ ! રાજધાનીમાં આ દશા છે તો બીજે શું ! આખો દેખાવ જાણે તાત્કાલિક પડાવ માટે લશ્કરે ઊભી કરેલી છાવણીઓ જેવો છે !

બર્નીઅર : એમ જ છે. દિલ્હીની વસતિ વણજારા જેવી છે. રાજાનું લશ્કર જાય તેની પાછળ અરધુ દિલ્હી પણ ખાલી થાય. કારણકે મોટી વસતિ લશ્કરની જરૂરિયાતો ઉપર જીવે છે.

એલચી : ને આ દુકાનો જુઓ ! જાણે ગોદીઓ ! કંઇ જ શેપકો ન મળે.

બર્નીઅર : જોકે દુકાનોના માલ ભપકાદાર હોય છે. પણ એ લોકો માલ બતાવ્યા કરતાં સંતાડે છે બહુ. બીચારા કરે પણ શું ? દુકાનદારો ને અધિકારીઓ કનડે છે પણ બહુ. માલ બતાવે નો તફડાવી જાય.

એલચી : સાંભળ્યું છે કે રાજાને કંઈ પસંદ પડે તો તે ખરીદે નહિ, પણ ભેટસોગાદ તરીકે માગે.

બર્નીઅર : હા; અને અધિકારીની રહેમ હોય તો જ દુકાનદારનો ગલ્લો ભરેલો રહે.

એલચી : કહે છે કે દિલ્હીનાં બજારો ખાલીખમ રહે છે, કેમકે તમામ ચીજો અમીરઉમરાવો ને અધિકારીઓ ઉપાડી જાય છે. પછી બીજા લોકને માટે રહે શું ?

બર્નીઅર : બીજા લોકો કયા ? દિલ્હીમાં કાં તો અમીરી કે કાં તો ફકીરી. ત્રીજો વર્ગ જ નથી.

એલચી : પણ રાજધાનીમાંજ જો ગરીબાઇનો ગજબ, તો બીજે શું ? બીચારા કિસાનનું શું ?

બર્નીઅર : કિસાનનો ફક્ત પરસેવો. જમીનદારની દયાથી જીવે, અફીણરસ્થી મરે. અહીં કાયદા જેવું ખાસ કંઈ નથી. કાયદામાં અમલદારોના મનના તુક્કા અને કોટવાળના કોરડા.

એલચી : પણ ઉમરાવવર્ગ પણ ખાસ સુખી નથી એવું સાંભળ્યું છે.

બર્નીઅર : ક્યાંથી હોય ? આવકનો એક ને જાવકના બે. મોભા સાચવતાં દમ સુકાય છે. ભેટસોગાદોના ભાર નીચે બધા દબાઇ જાય છે. સાધારણરીતે દેવામાં ડૂબેલો એ વર્ગ છે.

એલચી : માલમિલ્કત, જાનમાલ, બધું અહીં અસ્થિર છે. આજે છે, કાલે નથી. આ સલ્તનત પણ લાંબું ટકે તેમ લાગતું નથી.

બર્નીઅર : સમ્રાટ લૂઇએ હિંદની સંસ્કૃતિની બડી બડી વાતો સાંભળી મને પુછાવ્યું ત્યારે મેં તો જણાવ્યું કે હિંદની રાજલક્ષ્મી જો કાંચન, જવાહીર, રાજમહેલો અને દરબારીઓના ઠાઠમાઠમાં ગણવી હોય તો ઘણી છે, બાકી પ્રજા તો કંગાલ અને ચીંથરેહાલ છે.

એલચી : (વિચારમાં મગ્ન થઈ) હા, બર્નીઅર, બધે જ એમ છે. સામ્રાજ્યો આમવર્ગ સારુ નથી, અમીર વર્ગ સારુ છે. છેક રોમન સામ્રાજ્યથી એ ચાલ્યું આવ્યું છે.

[પડદો]

[1] લેખકના આગામી નાટિકાસંગ્રહ 'રણછોડલાલ અને બીજાં નાટકો'માંથી-લેખકના તથા ઓલ ઇન્ડીયા રેડિયોના સૌજન્યથી ]

કલાનાં રૂપરહસ્યની શાસ્ત્રીય સમજણ આપતી રસદૃષ્ટિ ખીલવતી લેખમાળા

# ચિત્ર-વિજ્ઞાન

શ્રી અર્ધેન્દુકુમાર ગાંગુલીના મૂળ પરથી
સૌ. અપર્ણાબેન ત્રિવેદી

આલંકારિક રીતના નકશામાં વાંકી રેખાને બાદ કરીને ફક્ત સીધી રેખાની મદદથી જ ચિત્રરચના કરવામાં આવે છે. દાખલા તરીકે આપણે કૂકડાની લડાઈનું ચિત્ર નં ૧૭ જોયું. રેખા ને રૂપના તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે દરેક સીધી રેખાના ચતુષ્કોણમાં વાંકી રેખાની ગોળાકૃતિ છુપાએલી હોય છે. તેવી જ રીતે દરેક વાંકી રેખાની રચનામાં સીધી રેખાનો ચતુષ્કોણ છુપાએલો હોય છે (આકૃતિ ૩૮). વળી એ વાત પણ સાચી છે કે એક બિન્દુને કેન્દ્ર કરીને દોરેલી નાનીનાની સીધી રેખાની સંગતિથી ગોળાકૃતિ, વૃત્ત અથવા ચક્ર (circle)ની રચના થાય છે (આકૃતિ ૩૯). જે ગોળાકારની ત્રિજ્યા (radius) જેટલી મોટી હોય, તેટલી તેના પરિધની રેખાઓ મોટી હોય. ત્રિજ્યા જેટલી નાની તેટલી પરિધની રેખાઓ પણ નાની. મૂળમાં તો આ રેખાઓ બિન્દુ રૂપે જ હોય છે. (આકૃતિ ૪૦).

કેટલાક તત્ત્વચિંતકો કહે છે કે પ્રકૃતિની આકૃતિમાં કોઈ પણ સ્થળે રેખાનું અસ્તિત્વ નથી,—છે ફક્ત બિન્દુ. ખરી રીતે અનેક બિંદુઓમાંથી જ રેખાની ઉત્પત્તિ થાય છે. અને આ રેખાની મદદથી જ ચિત્રકાર રસરૂપસંપન્ન ચિત્રની રચના કરે છે. દરેક ચિત્રમાં ડિઝાઇન અથવા રેખાની ગોઠવણીની ચાતુરી થોડેઘણે અંશે રહેલી હોય છે. એ રેખારચનામાં જેટલી શક્તિ, માધુર્ય, ઐક્ય ને રસપ્રકાશનું કૌશલ રહેલું હોય તેટલા પ્રમાણમાં તે ડિઝાઈન સાર્થક ને જોરદાર થાય. રસોપભોગીઓ દુર્બળ રેખા કરતાં અનુભવી હાથની જોરદાર રેખાની ડિઝાઇન વધુ પસંદ કરે છે. ચીનજાપાનનાં તથા બૌદ્ધયુગનાં હિંદી ચિત્રોમાં રેખાની આ બલિષ્ઠતા સવિશેષ ઉલ્લેખપાત્ર છે.

પીંછીની એક જ રેખા વડે ચિત્રના એકએક અવયવનું આલેખન કરવું, એ પૂર્વના ચિત્રકારોની વિશિષ્ટતા છે પીંછીની આ કલમકળા (calligraphy)એ પૂર્વદેશની ચિત્રરીતિને શક્તિશાળી ને બલવાન બનાવી છે. ફક્ત પહોળી રેખા જ બલવાન હોય છે ને ઝીણી પીંછીની પાતળી રેખા દુર્બળ હોય છે એવું કંઈ નથી. માધુર્ય એ જ રેખાનો ઇચ્છવાલાયક ગુણ કે વિશિષ્ટતા છે. સાધારણરીતે વાંકી રેખાની અવનવી પરિકલ્પનામાં રેખાના માધુર્યની ઉત્પત્તિ થાય છે. સરળતા અથવા રેખાની સ્વચ્છન્દ ગતિ રેખાને સુમધુર કરે છે. ગોઠવણી અથવા ઔચિત્ય એ રેખાની પરિકલ્પનાની બીજી વિશિષ્ટતા છે.

જે રસનું આલંબન લઈ ચિત્રરચના કરવામાં આવે છે તેને અનુરૂપ રેખાની કલ્પના હોવી જોઈએ. ચીનજાપાનનાં ચિત્રોની રેખાકલ્પનામાં આવા ઔચિત્યનાં કે રસને અનુરૂપ રેખાસૃષ્ટિનાં ઘણાં દૃષ્ટાન્તો જોવામાં આવે છે. નીચે આકૃતિ નં. ૪૭માં 'ધર્મ-વ્યાખ્યાન'ના હાથની 'મુદ્રા'માં રેખાનું એવું એક ચાતુર્ય છે કે એ જોતાં આપણને લાગે કે જાણે હાથ 'વાતો' ન કરતા હોય! આકૃતિ નં. ૪૮માં ગળાની નીચેના ગળામાં આલેખેલી ઉપરાઉપરી બે રેખા (ત્રિવલી), બીજા એક રસની ગોળ રેખાનો ભાવ લઈને એક સુમધુર રસની રેખાનો તરંગ લાવે છે. આંખની રેખા, અધરની ગોળ રેખા ને વાળની નીચે કપાળની અર્ધચન્દ્રાકાર નાનીનાની રેખાઓ, આ વાંકી રેખાનો જવાબ અથવા સુમધુર પ્રતિધ્વનિ પાડે છે. રેખાના આ પરસ્પર પ્રત્યુત્તરો ને સુમધુર તરંગોથી ચિત્ર રસમધુર બને છે.

ચિત્રનાં જુદાંજુદાં અંગોના અવયવોમાં સમાનતા અને સુમેળ સાચવી ચિત્રનું આલેખન કરવું જોઈએ. એક અંશની રેખા સાથે બીજા અંશની રેખાનો સુમેળ હોવો જોઈએ. જો ચિત્રના એક અંશ સાથે બીજા અંશનો વિસંવાદ હોય તો ચિત્રનો સુમેળ અને ભારસામ્યતા (balance)નો નાશ થાય છે. એટલે જુદાજુદા રસની, જુદીજુદી જાતની અને જુદાજુદા વજનવાળી રેખાનો સમન્વય કરીને, ઘણી વિરોધી અને વિરોધી પ્રતિધ્વનિવાળી રેખાઓમાં ઐક્ય સ્થાપવું એ નિપુણ ચિત્રકારનું કર્તવ્ય છે.

રેખાનો એક ગુણ કથનની કુશળતા છે. જે વાત કહેવી હોય તે વક્તવ્ય, અથવા તે ભાવ અને રસ, સ્પષ્ટપણે વ્યક્ત થાય એવી રીતે રેખાની સ્થાપના કરવી જોઈએ. જે રેખા વડે વક્તવ્ય બરોબર વ્યક્ત ન થાય તેવી રેખાનું કંઈ પણ મૂલ્ય હોતું નથી. વક્તવ્યની આવી





ઉપર ૩૯

←૩૮

૪૦

નીચે : ડાબી બાજુ—આકૃતિ ૪૭; જમણી બાજુ આકૃતિ ૪૮,



←૪૭



૪૮→



૪૧



૪૨



૪૩



૪૫



૪૬



૪૪

યોગ્ય રીતની કથનશક્તિ એ ચિત્રરેખાનો ખાસ ઇચ્છવાલાયક ગુણ છે દરેક ચિત્રના ગુણદોષનિર્ણયમાં રેખાની આ ગૂંથણી (structure)ના ગુણનો વિચાર અનિવાર્ય બને છે.

પશ્ચિમ દેશની કલાનાં ચિત્રોમાં પ્રકાશ અને છાયાની જરૂરિયાતમાં તથા જુદીજુદી જાતના કલ્પિત વર્ણ-સમાવેશમાં મૂળ ચિત્રની અંદરની રેખાની ગૂંથણી ઘણી વખત દબાઈ જાય છે, તેથી ઝટ નજરે પડતી નથી. પ્રકાશ અને છાયાનું તથા જુદ જુદા વર્ણનું આવરણ ભેદીને અંદરની આકૃતિનો ઉદ્ધાર કરી, તેની વસ્તુ તથા રેખારચના (composition)ના ગુણનો વિચાર કરવો જોઇએ.

આવી રીતે ચિત્રના ભાગ છૂટા પાડીને પશ્ચિમ દેશની ચિત્રરેખાની ગૂંથણીનો વિચાર કરવાથી જણાય છે કે જુદાંજુદાં ચિત્રોમાં ચિત્રકારો જુદીજુદી પદ્ધતિની રેખા ગોઠવવાની પરિકલ્પના કરી ગયા છે. કોઈક વખત સીધી રેખા, તો કોઇક વખત વાંકી રેખા; કોઈ વખત ચક્રાકૃતિ, કોઈ વખત અંડાકૃતિ તો કોઇક વખત કોણાકૃતિ; એમ જુદીજુદી જાતની રેખાની કલ્પના વડે પશ્ચિમના કુશળ ચિત્રકારો જુદાજુદા રસનાં અને જુદાજુદા ભાવનાં ચિત્રોની રચના કરી ગયા છે. તેમનાં એ ચિત્રોના અંશોને છૂટા પાડવાથી આપણે તેમની રચનાપદ્ધતિની કુશળતા અને નિપુણતાનો પરિચય મેળવી શકીએ.

દાખલા તરીકે પુવી દ-સાવાંનું ચીતરેલું Saint Geneviev 'સેન્ટ જેનેવ્યાવ'નું ચિત્ર જોઇએ (જુઓ પાછલા પૂઠાગાં આપેલી આર્ટપ્લેટ). એ ચિત્રની મૂળ આંતરિક આકૃતિ (જુઓ આ ઉપરની આકૃતિ નં. ૪૧) ફક્ત કેટલીક ઊભી (perpendicular) અને આડી (horizontal) સીધી રેખાની મદદથી જ તૈયાર કરવામાં આવી છે. માત્ર આ કાગળમાંના ચન્દ્રની ગોળાકૃતિ સિવાય, કોઈ પણ સ્થળમાં વાંકી રેખા નથી એમ કહીએ તો પણ ચાલે. જ્યાં સ્થિર સ્થિતિનું, એટલેકે ગતિના અભાવનું ચિત્ર રચવું હોય, અથવા શાન્તિના ભાવનો પ્રકાશ કરવાનો ઉદ્દેશ હોય, ત્યાં સાધારણરીતે કલાકાર સીધી રેખાનો જ આશ્રય લે છે; કેમકે સીધી રેખા વડે ગતિહીનતા અથવા સ્થિરભાવ સહજમાં પ્રકટ કરી શકાય છે. સેન્ટ જેનેવ્યાવ ફ્રાન્સના પારી (Paris) શહેરનાં એક પરોપકારી સંન્યાસિની હતાં. મૃત્યુ પછી પણ તેઓ પારી શહેરનાં અધિષ્ઠાત્રી અને રક્ષયિત્રી દેવી તરીકે પૂજાયાં છે. નિદ્રિત, સ્તબ્ધ, પારી નગરીનું કલ્યાણ ચિંતવતાં એ ધ્યાનમગ્ન દેવી, સુપ્ત નગરીને ચંદ્રનાં સ્નિગ્ધ કિરણોમાંથી જાણે અશબ્દ વાણીમાં આશીર્વાદ દેતાં હોય એવી ચિત્રકારની કલ્પના છે. અને સીધી રેખાની પરિકલ્પનામાંથી જ આ શાંત રસનો ભાવ અને ગાંભીર્ય સ્વાભાવિક રીતે પ્રકાશ પામે છે.

હવે એક બીજુ ઉદાહરણ ડચ કલાકાર હૉબેમા (Hobbema)એ આલેખેલા 'ઍવન્યુ' (વૃક્ષ-શ્રેણી) ચિત્રનું લઇએ (જુઓ પાછલા પૂઠામાં). એની રચના કેટલીક ઊભી રેખા વડે કરવામાં આવી છે (ઉપરની આકૃતિ નં. ૪૨) આ ચિત્રમાં ચિત્રરચનાનો એક મુખ્ય નિયમ બતાવવામાં આવ્યો છે કે કોઈપણ ચિત્રનું કેન્દ્ર (centre of interest) ચિત્રની બરોબર મધ્યમાં ન હોવું જોઇએ;—જરા ડાબી

કેસહેજ જમણી તરફ મૂકવું જોઈએ. એટલે કે ચિત્રના બે 'સરખા' ભાગ ન કરવા જોઈએ. આ ચિત્રમાં એનું કેન્દ્ર મધ્યબિંદુથી જરાક ડાબી બાજુ પર છે. રેખારચનાનો બીજો એક નિયમ પણ આ ચિત્રમાં અમલમાં મૂકવામાં આવ્યો છે. જ્યાં એકાધિક (એક કરતાં વધારે) ઊભી રેખાઓની હાર હોય ત્યાં એ અધિકતાના એક ઈલાજ તરીકે ઓછામાં ઓછી બેએક આડી (horizontal) રેખાની યોજના કરવી જોઈએ. આ ચિત્રમાં ક્ષિતિજની રેખા ને તેને સમાંતર નીચે બીજી એક આડી રેખાની રચના કરવામાં આવી છે.





ત્રીજું ઉદાહરણ ફ્રેન્ચ કલાકાર 'માદામ લેબ્રુન અને તેમની કન્યા'નું લઈએ (જુઓ પાછલા પૂંઠામાં તથા આ સાથેની રેખાકૃતિ નં ૪૩) આ ચિત્રમાં જોકે ખાસ કોઈ સીધી રેખા સ્પષ્ટપણે દેખાઈ આવતી નથી, છતાં એ ચિત્રની આઉટલાઇન અથવા પરિધરેખા જોતાં તેમાં સીધી રેખાઓ ત્રિકોણાકારે પિરામીડની માફક ચિત્રને રચી રહેલી જણાશે. ચિત્રોમાં આવી રચના કરવાનો હેતુ એ હોય છે કે ચિત્ર જોતી વખત પ્રેક્ષકની દૃષ્ટિ સૌથી પહેલી ઊંચા શિખર પર પડે છે ને પછી ધીરેધીરે રેખાઓના ઢાળની સાથેસાથે તે નીચે ઊતરે છે. આ ચિત્રમાં ચિત્રકારનો મુખ્ય હેતુ એ જ છે કે માણસના ચહેરા તરફ જોનારને આકર્ષવું

બીજા ઊતરતી શ્રેણીના ચિત્રકારો વેશભૂષા, આભૂષણો વગેરે તરફ આકર્ષવાનો પ્રયત્ન કરે છે. પણ યુરોપના (વેલાસ્કવેસ)ને યાન્મેનાં સુવિખ્યાત પ્રાચીન કલાકારો Holbein (હૉલબીન) Velasquez છબિચિત્રોમાં ચહેરો ને વેશભૂષા બંને તરફ મન સરખું જ આકર્ષે છે. આ રીતના પક્ષમાં કેટલાક કહે છે કે કોઈકોઈ માણસની છબીમાં તેની વેશભૂષા તેના પ્રધાન અંગ જેવી હોય છે તેવાં ચિત્રોમાં જો વેશભૂષાને બાદ કરીએ યા ઊતરતું સ્થાન આપીએ તો ઘણી વાર તે માણસને ઓળખવો કઠિન થઈ પડે છે.

જગવિખ્યાત ઈટાલિયન કલાકાર Raphael (રફાએલ)નાં ઘણાં ચિત્રો ઉપર્યુક્ત પિરામીડની રેખામાં રચાયાં છે. જુઓ એનું અત્યંત દૃષ્ટિમધુર ચિત્ર 'ખુરશીમાં બેઠેલી માતૃમૂર્તિ' (Madonna of the Chair). આ ચિત્ર કેવળ બહારથી જ ગોળ કૃતિવાળું છે એમ નથી; એની અંદરનું એકેએક અંગપ્રત્યંગ પણ વળાંક ભરી રેખા વડે જ રચાયું છે. (જુઓ આ અંકનું મુખચિત્ર તથા આકૃતિ ૪૪) એકમાત્ર ખુરશીના હાથા સિવાય બીજે કોઈ પણ સ્થળે સીધી રેખાનો ઉપયોગ થયો નથી. જેમ સેન્ટ ઍન્થોનીના ચિત્રમાં ફક્ત વાંકી રેખાનો એક ચંદ્ર જ છે, તેવી રીતે આ ચિત્રમાં ફક્ત ખુરશીના હાથામાં જ સીધી રેખા છે—બાકીબધો જ વાંકી રેખાઓનો સરવાળો છે. અને છતાં સમગ્ર ચિત્રની આંતરિક રચના ત્રિકોણાકારી છે.

જગતભરના ઉચ્ચ છબિચિત્રકાર Rembrandt–રેમ્બ્રાંનું 'વૃદ્ધા' (જુઓ આ પાનને મથાળે તથા આકૃતિ ૪૫) ગોળાકાર રેખાના સરસ દૃષ્ટાંતરૂપ છે. માથાની ટોપી, ગળાનો કૉલર ને આખુંય માથું જાણે એકબીજાની ગોળાકૃતિનો પ્રતિધ્વનિ કરતાં લાગે છે. ગોળ કૃતિ રેખાઓના આ ધ્વનિ-પ્રતિધ્વનિમાં કોઈ પણ સ્થળે સીધી રેખા નથી. આમ, જરા વધારે પડતી લાગે તેવી વાંકી રેખાઓ વડે જ વૃદ્ધાની મૂર્તિને હૃદયંગમ કરવામાં આવી છે. દૃષ્ટિને પીડાકારક અથવા વાંકી રેખાની વિરોધી એવી એક પણ રેખા આ ચિત્રમાં નથી.

જ્યારે એનાથી જુદા જ પ્રકારનું ચિત્ર, વરગીઅરનું 'કન્યાની પ્રતિકૃતિ' જુઓ. આ ચિત્ર (જુઓ ઉપર)માં માથું સંપૂર્ણ ગોળ નહિ, પણ લંબગોળ વાંકી રેખાથી રચાયેલું છે. એમાં ચહેરાની ગોળાકાર રેખાને માથાની ગોળ ટોપીની રેખા પોષણ આપે છે, પણ એ બધી વાંકી રેખાઓને વધારે પોષણ તો વિરોધી ભાવની સીધી રેખાવાળા ટોપીના છેડામાંથી મળે છે. વિપરીત રસની આ સીધી રેખાએ આવીને ગોળાકારી રેખ ને શક્તિશાળી બનાવી છે.

હવે માઈકેલ એન્જેલોનું જગતવિખ્યાત ચિત્ર Creation of Man—આદમનો જન્મ જુઓ (પાછલે પૂંઠે) એ ચિત્રની શક્તિશાળી



પરિકલ્પનામાં કોઈ પણ સ્થળે સીધી રેખા નથી. સામસામા લંબાવેલા બે હાથની સીધી રેખાની ક્ષીણતા વાંકી રેખાની યોજના વડે ભેદાઈ ગઈ છે અને આ સ્પર્શને લીધે ચિત્રના બે જુદાજુદા અંશો, સ્વર્ગ ને પૃથ્વીમાં ઐક્ય સ્થપાયું છે. (જુઓ ઉપરનું રેખાંકન ચિત્ર-એક ખૂણા પર એક ચોરસ પ્રકારનો અંશ છે, પણ અનેક વાંકી રેખાના મિશ્રણને લીધે એ અંશ જાણે ઢંકાઈ જ ગયો છે.

વિખ્યાત ફ્રેન્ચ કલાકાર Jean Francois Millet [illegible] મિલેના 'કામે જતાં' (Going to work) નામના જાણીતા ચિત્રમાં બે શ્રમિકની સાથેસાથે જતી રૂપાકૃતિ રચાઈ છે. પહેલાં તો એમ જ લાગે કે ચિત્રકારે માત્ર બે ઊભી સીધી રેખાનો આશ્રય લઈને ચિત્ર દોર્યું છે. પણ ખરીરીતે એવું નથી. યુગલમૂર્તિ સમાં એ બે જોડેલાં પાત્રોની રેખાનું અનુસરણ કરવાથી દેખાય છે કે એમાં બે વાંકી રેખાઓ વડે રચાયેલી બે લંબગોળ આકૃતિનો સમાવેશ છે (જુઓ રેખાકૃતિ નં ૪૬) જો કોઈ પણ સ્થળે જરાક સીધી રેખા જેવું દેખાતું હોય તો તે ફક્ત ક્ષિતિજની સીધી રેખામાં જ. (ક્રમશઃ)

# નાટ્યોત્પત્તિ

આપણા પ્રાચીન નાટ્યશાસ્ત્ર તથા તેના અનુષંગી નૃત્ય આદિ શાસ્ત્રનો આરંભિક પરિચય આપતી લેખમાળા

પ્રાચીન કાળમાં જે અનેક વિષયો પર વિધવિધ શાસ્ત્રો રચાયાં છે, તેમાં નાટ્યશાસ્ત્રનો પણ સમાવેશ થાય છે. તેમાં સંગીત, નૃત્ય, અભિનય આદિ નાટ્ય-વિષયોનું વિસ્તૃત અને પદ્ધતિસરનું વિવરણ કરવામાં આવ્યું છે તેના આદિ આચાર્ય ભરત મુનિ હોવાથી તે 'ભરત નાટ્યશાસ્ત્રને' નામે ઓળખાય છે. જોકે એ 'ભરત' શબ્દ પરત્વે મતભેદ પણ પ્રવર્તે છે. કેટલાક તેનો અર્થ તેના પ્રત્યેક અક્ષર ઉપરથી અનુક્રમે 'ભાવ, રાગ અને તાલ' એવો કરે છે.

નાટ્યનાં બીજ ચારે ય વેદમાં વિદ્યમાન હોવાથી નાટ્ય વેદ-રૂપ જ છે એમ કહેવાયુ છે. આ થી નાટ્યશાસ્ત્રને પાંચમો વેદ પણ કહેવામાં આવે છે. વળી નાટ્યના વિષયમાં 'ભરત નાટ્યશાસ્ત્ર' સિવાય બીજા પણ અનેક ગ્રંથો રચાએલા છે. પરંતુ સૌથી આદિ ગ્રંથ તો ભરત નાટ્યશાસ્ત્ર જ છે અને અન્ય સર્વ ગ્રંથો તેના આધારે જ વધતી ઓછી ભિન્નતા સહિત રચાએલા છે.

પ્રત્યેક શાસ્ત્રમાં દૈવિક અંશનું આરોપણ કરવાની હિંદુ ધર્મની સામાન્ય રૂઢી અનુસાર નાટ્યશાસ્ત્રની ઉત્પત્તિને પણ દૈવિક વર્ણવવામાં આવે છે અને બ્રહ્માને તેના આદિ સ્રષ્ટા ગણવામાં આવે છે.

ધર્મશાસ્ત્ર, વેદાન્ત, ન્યાય, મીમાંસા વગેરે શાસ્ત્રો પુરુષાર્થ-સિદ્ધિના ઉપદેશ માટે રચવામાં આવ્યા છે પરંતુ તે દુર્બોધ હોવાથી મંદબુદ્ધિ માણસોનો તેમાં પ્રવેશ થઇ શકતો નથી. અરસિક માણસોને પણ શાસ્ત્રશ્રવણમાં કંટાળો આવે છે. આથી તેવાઓને સદુપદેશ આપવાના હેતુથી નાટ્યની રચના થઇ જેમ બાળક પ્રથમ મધ ચાટીને એ નિમિત્તે કડુ ઔષધ પણ પી જાય છે, તેમ જેઓ શાસ્ત્રના અર્થોને ગ્રહણ ન કરી શકે તેવા મંદબુદ્ધિઓને નૃત્યગીતથી શાસ્ત્રપ્રત્યે રુચિ ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી નાટ્ય સર્જવામાં આવ્યું છે.

નાટ્યોત્પત્તિની કથા એવી છે કે પૂર્વે ત્રેતા યુગમાં લોકો જ્યારે કામ અને લોભનો વશ થઇ ઇર્ષ્યા અને દ્વેષથી દુઃખી બન્યા, તેમના પાપાચારથી આખો જંબુ દ્વિપ પીડિત થયો, ત્યારે ઇન્દ્રાદિ દેવોએ બ્રહ્મા પાસે જઈ દર્શન અને શ્રવણ યુક્ત કોઇ નવીન ક્રીડાની માગણી કરી અને કહ્યુ કે 'વેદો શૂદ્રોને સાંભળવાલાયક નથી, તો સર્વ વર્ણોને યોગ્ય પાંચમો વેદ ઉત્પન્ન કરો.' આથી સર્વતત્ત્વના જાણનારા બ્રહ્માએ ઋગ્વેદમાંથી પાઠ્ય, સામવેદમાંથી ગીત, યજુર્વેદમાંથી અભિનય અને અથર્વવેદમાંથી રસ લઇ, ઉપદેશયુક્ત અને સર્વ વ્યવહારદર્શક એવો ચારેય વર્ણોને યોગ્ય 'નાટ્ય' નામનો પાંચમો વેદ ઉત્પન્ન કર્યો.

આ વેદ સૌ પ્રથમ ભરત મુનિને પ્રાપ્ત થયો ને બ્રહ્માની આજ્ઞાથી તેમણે 'ઇન્દ્રવિજયધ્વજોત્સવ'માં દેવોએ દાનવો પર મેળવેલા વિજયનો પ્રથમ નાટ્યપ્રયોગ ભજવી બતાવ્યો. આ જોઈ ત્યાં આવેલા સર્વ દૈત્યો સંક્ષોભ પામ્યા અને તેમાં અનેક વિઘ્નો નાખવા લાગ્યા. આથી તેમને શાંત કરવા દેવોએ બ્રહ્માને વિનતિ કરી. બ્રહ્માએ દૈત્યોને પૂછ્યું કે 'તમે આ નાટ્યને શા માટે વિઘ્ન કરો છો?' આથી દૈત્યોએ કહ્યું કે 'આપે આ નાટ્યવેદ દેવતાઓ માટે રચ્યો છે અને તે અમારી વિરુદ્ધ છે દેવોની જેમ દૈત્યો પણ આપનાથી જ ઉત્પન્ન થયા છે માટે આપે આમ કરવું ઉચિત નથી.' દૈત્યોનાં આ પ્રમાણેનાં વચનો સાંભળી બ્રહ્માએ કહ્યું 'તમે ખેદને તજી દો કારણકે નાટ્યમાં માત્ર દેવદાનવનાં શુભાશુભ કર્મો જ ભજવી બતાવાશે એવું નથી; પણ તેમાં ત્રિલોકનાં સર્વ કર્મોનું અનુકરણ કરી બતાવવામાં આવશે.' ત્યારબાદ નહુષ રાજા ઇન્દ્ર પાસે યાચના કરી નાટ્યને પૃથ્વી પર લાવ્યો હોવાની કથા છે

બ્રહ્મા, શિવ, નારદ, ભરત, વ્યાસ, વાલ્મીકિ, લવ-કુશ, અર્જુન, પ્રદ્યુમ્ન, પાર્વતી, તંડુ અને ઉષા વગેરેને નાટ્યના આદિ આચાર્યો ગણવામાં આવે છે રામચંદ્રના પુત્ર લવ-કુશ નાટ્યકલામાં કુશળ હોવાથી નાટ્યશાસ્ત્રને 'કુશીલવ શાસ્ત્ર' પણ કહેવામાં આવે છે.

નાટ્યશાસ્ત્રમાં નાટકનું લક્ષણ આ પ્રમાણે આપ્યું છે: 'લોકોનાં સુખદુઃખયુક્ત સ્વભાવને આંગિકાદિ ચાર અભિનયો વડે બતાવવો તેનું નામ નાટક' નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે કે 'નાટક અધર્મીને ધર્મ, મદોન્મત્તને દમન, ષંઢને ઉત્સાહ, મૂર્ખને બોધ, વિદ્વાનોને ચાતુર્ય, ધનવાનોને વિલાસ, દુઃખીને ધૈર્ય, ઉદ્યોગીને દ્રવ્ય અને ક્રમને શાંતિ આપે છે.'

નાટક કેવું હોવું જોઇએ એ વિષે નાટ્યશાસ્ત્રમાં જણાવ્યું છે કે 'નાટક વિવિધ ભાવ અને અવસ્થાયુક્ત, લોકવૃત્તાંતને અનુસરનારૂં, ઉત્તમ, મધ્યમ અને અધમ સ્ત્રી-પુરુષો નાં ચરિત્રો દર્શાવનારૂં, સુખ અને વિશ્રાંતિ આપનારૂં, યશ, બુદ્ધિ અને આયુષ્ય વધારનારૂં, ધર્મ-દર્શક અને હિતોપદેશી હોવું જોઇએ.'

**યોગેન્દ્ર પ્રિયદર્શી**

---

## કસોટી

ઉકેલી ન શકો તો ઉત્તરો આ નીચે અવળા આપ્યા છે.

(૧) એક વાર શેઠે ખુશ થઇને પોતાના ચાર નોકરોને નીચેની શરતોએ દરેકને એકએક દિવસની રજા આપી દીધી: (૧) દીનુએ છેલ્લુ ન જવું; (૨) કનુએ મનુ પહેલાં રજા ભોગવી લેવી; (૩) ચીનુ પહેલો જાય; (૪) દીનુ ચીનુ પછી તરત બીજે દહાડે જાય; (૫) મનુએ છેલ્લું જવું નહિ; ને (૬) કનુએ દીનુ પછી તરત બીજે દિવસે જવું આમ રજા મળવાથી ચારે નોકરો ખુશ થઈ ગયા; પણ જ્યારે વારા ગોઠવવા બેઠા ત્યારે જ જણાયું કે આ શરતોએ એમને માટે રજા ઉપર ઊતરવું અશક્ય હતું. એથી તેમનાં મોં ખસિયાણાં પડી ગયાં આથી શેઠે હસતાંહસતાં ઉમેર્યું કે એમાંથી ગમે તે એક શરત રદ કરવાની છૂટ છે. આટલી છૂટ મળતાં તો ચારે રજા પર ઊતરી શક્યા. તો એમણે કઈ શરત રદ કરી હશે?

(૨) ન બોલ્યામાં નવ ગુણ; શિર સલામત તો પઘડિયાં બ્હોત; પારકી આશ સદા નિરાશ;—એ આપણી જાણીતી કહેવતોની શિખામણો છે પણ એ જ વિષયોમાં એવી બરોબર અવળી જ શિખામણો આપતી કહેવતો પણ આપણે ત્યાં છે. તે કઈ?

(૩) વિજ્ઞાનીઓએ જેને સ્વાદ વિનાનું, રંગ વિનાનું, વાસ વિનાનું, ન સળગી શકે તેવું, ન ફૂટી શકે તેવું, ઝેરી અસર વિનાનું, અને બહુ જ ઓછાં તત્ત્વો જ્યાં પેસી શકે ત્યાં યે પેસી જનારૂં એવું અમેરિકાનું મહાસમર્થ તત્ત્વ કહ્યુ છે તે કયું?

(૪) મારો ટેલીફોન નંબર ચાર આંકડાનો છે. ખૂબી એ છે કે એના છેલ્લાં બે આંકડા મારા ઘરનો નંબર દર્શાવે છે, અને એ બે આંકડાનો વર્ગ જ આખો ટેલીફોન નંબર બને છે; તો તે શો હશે?

(૫) સૂર્યમાળામાં સૌથી મોટો ગ્રહ કયો? મુસ્લિમલીગનું સ્થાપક કોણ હતુ? હિંદના બુલબુલના નામથી કોણ ઓળખાય છે?

---

કસોટીના ઉત્તરો: (૧) પાંચમી; (૨) બોલે તેનાં બોર વેચાય; માથું મૂકે તે માલ ખાય; વાડ વિના વેલો ન ચડે; (૩) હેલિયમ; (૪) ૫૦૨૬ (એ એક જ રકમ એવી છે કે જે પોતાના છેલ્લા બે આંકડાનો વર્ગ છે); (૫) ગુરુ; જનરલ બૂથ; સરોજિની નાયડુ.

પ્રવાસ-મંજરી (અનુસંધાન પાન ૨૯૭થી) ગોકુળ–વૃન્દાવનનું ચક્કર લેવા ટાંગામાં મોકલી આપ્યાં હતાં તેઓ સાંજે થાકીપાકીને આવ્યાં. મને ખરાં વૈષ્ણવજન નહિ; અને તેમણે પણ રસ્તાની ધૂળ, માણસોની ઠગાઇ વગેરેની ફરિયાદ કરી. યમુનાતીરની બંસી, ગોપીઓનો વિહાર, ગાયોનાં ધણ, ભ્હાલસોયાં ગોકુળનાં ગાવડિયાં, એ બધાં તો આજે માત્ર કવિઓની કલ્પનામાં જ જીવતાં રહ્યાં છે.

## કલામંડળની સ્થાપના

તે જ રાત્રે મારે માથે એક નવી ફરજ આવી પડી. મથુરામાં કેટલાક તરુણોએ એક સાહિત્ય–સંગીતનું મંડળ કર્યું હતું. તેઓ એક મકાન રાખી ત્યાં મળતા. નવા પ્રકારનાં નૃત્યો, ભારતીય સંગીત, કાવ્યવાચન વગેરે તેમના નિત્ય પ્રકારો હતાં. હવે તેઓ તેમાં કળાની શાખા વધારવા માગતા હતા. મથુરામાં મારા આગમનની વાત થઇ તેમણે વણ પૂછ્યું મુહૂર્ત કરાવ્યું રાત્રે અમે ગયા ત્યારે અગાશી ભરાઇ ગઇ હતી. ઘણી ગંભીરતાથી મંડળના મંત્રીએ આજના કાર્યનો પ્રસ્તાવ મૂક્યો. પ્રથમ સંગીત થઇ ગયું, એટલે ઉદ્‌ઘાટનનો વિધિ કરવાનો આવ્યો. તેમાં તેમણે મારી સામે એક કોરો કાગળ અને રંગની પેટી ધરી દીધી અને ઘણા ભાવથી ઉચ્ચાર્યું કે આજની વસંત પ્રેરણાથી હું જે ચિત્ર કરું તે એ મંડળનું કાયમનું ધ્યાનચિહ્ન બનશે.

મારી પણ કસોટી આવી. માત્ર હરીકેન ફાનસના અજવાળે, મેં સીધું પીંછીથી જ, ફક્ત ગેરૂઆ રંગે શારદાદેવી એક કુમારને પીંછી આપતાં હોય એવું રેખાચિત્ર કરી આપ્યું. તેઓ ખુશ થઇ ગયા, અને સામેના એક નાના ખંડમાં ચોડ્યું. ત્યાં કળાના ઉમેદવારોનાં કાઢેલાં અનુકરણચિત્રો પણ ચોડેલાં હતાં. એ પછી દીવાબત્તીના ફેરફારો કરી એક સફેદ પડદા પર, પાછળના પ્રકાશના આધારે પોતાનો પડછાયો પાડી એક નાના કુમારે સુંદર છાયાનૃત્ય કરી બતાવ્યું. આમ, કાર્યક્રમ સુંદર થતો આવ્યો. પછી તો મંડળના સભ્ય બચ્ચન કવિએ પોતાનું એક કાવ્ય સંભળાવ્યું. તેમાં 'જરની લટત વેળા એક લશ્કરી ટુકડીએ એક ગામડાનો નાશ કેવી બીભત્સતાથી કર્યો તેનું વર્ણન હતું. એના શબ્દો અને બોલવાની રીત હૃદય હચમાવે તેવી હતી. ગમે તેવા માણસના હૃદયમાં વિક્ષોભ થયા વિના રહે-નહિ એવા તેના ઉદ્‌ગાર હતા. આપણા પ્રાંતમાં આવી રીતે કાવ્યોનો રસ પાનારા કેટલા છે? શ્રી મેઘાણી જ અપવાદ રૂપે ગણાશે. એ પછી દીનાનાથ કવિએ પોતાનાં અંગ્રેજી ઢંઢોળિત પદો સંભળાવ્યાં ત્યારે લાગ્યું કે હિંદી સૃષ્ટિમાં કેટલાયે 'પ્રદીપો' છુપાયા હશે!

રાત ખૂબ વીતી ગઇ હતી; પણ મધુમય ચાંદની, કળા, કાવ્ય અને સંગીતના વાતાવરણની ધૂન અને ઉપરથી સુવાસિત પુષ્પોની સુંદર ગૂંથણીવાળી માળાએ મને પણ સ્વપ્નના સાગરમાં તરતો મૂક્યો: ભારતની એકતા અને ભવ્યતા સાધવામાં કલા કેવું અજબ સાધન છે! પણ અન્ય સંસારમાં તેની કેટલી ઉપેક્ષા!

## આગ્રા જતાં

બીજે દિવસે સવારમાં વહેલા તૈયાર થઇ આગ્રા જવાની બસ-ઓફિસે પહોંચ્યા. ટિકિટો લઇ બેઠકો રીઝર્વ કરી, પણ બસ ઉપડવાને વાર હતી એટલે એક અધૂરી રહેલી વાત રાધેશ્યામજીએ પૂર્ણ કરી.

હું આગળ કહેવું વિસરી ગયો કે બજારમાં ફરતાં રાધેશ્યામજી મને મથુરાના શેઠ ભગવાનદાસજીના મકાનમાં લઇ ગયા હતા. ત્યાં મેં સ્વ. કલાકાર રાજા રવિવર્માનાં બે અસલ ચિત્રો જોયાં. ને એમની કલમના શ્રેષ્ઠ નમૂના ગણાય. એક હતું 'ભીષ્મનું સ્નાન' અને બીજું હતું 'અશોકવનમાં સીતા.' એ ચિત્રોનું આલેખન અને માધુર્ય બજારમાં મળતી છાપો મારફત કદી નહિ સમજાય. તે જ ઘરમાં રાજા શેઠ લક્ષ્મણદાસજી સી.આઇ.ઇ.નું મોટું પોર્ટ્રેટ રાજા રવિવર્માનું જ કરેલું છે તે પણ તેમને હિંદના શ્રેષ્ઠ કલાકાર તરીકે આજે પણ સ્થિર કરે છે. વધુ નવીનતા મને એ મળી કે બસના સ્ટેશનની પાસે જ ઉપર્યુક્ત શેઠના સંબંધી શેઠ મુરલીધર ટોંગીઆને ત્યાં રાજા રવિવર્માનું એક દૃશ્યચિત્ર જોવાનો પ્રસંગ મળી ગયો. રાજા રવિવર્માની સિદ્ધિ આકસ્મિક ન હતી. તેમણે બહુ ચીવટથી દૃશ્યગ્રામઆનો અભ્યાસ અને આલેખન કર્યાં હતાં, એની પ્રતીતિ આ ચિત્રો જોતાં થઇ, અને રાજા રવિવર્મા માટે વધુ માનદૃષ્ટિ કેળવીને બસ ઉપડે તે પહેલાં જલદી પહોંચી જઇ જગ્યા પર ગોઠવાઇ ગયો..... અને બે જ કલાકની દોડ પછી આગ્રાના રસ્તા વટાવતા અમે રાજામંડીના બસસ્ટૅન્ડ ઉપર પહોંચી સામાન ઉતારવા માંડ્યો. (ચાલુ)

# પરદેશના પત્રમિત્રો Our Friends Abroad

રસમય ને વિવિધ વિષયો પર પ્રકાશ પાડતા પત્રોને અભાવે આ નીચે કેટલાંક વિદેશી પત્રમિત્રોનાં સરનામાં પ્રકટ કર્યાં છે, જે વાચકોને બહુ ઉપયોગી નીવડશે તે સરનામા ભાઇ સદરહુસેન ગેરાણી(બૉક્સ ૬૪૫, મૉમ્બાસા) તરફથી મળેલાં છે, અને તેનો ઉપયોગ કરવા ઇચ્છનારે, પત્રવ્યવહાર કરતી વખતે, પોતાને તે નામ એ ભાઇ તરફથી(કુમાર માસિક મારફત) મળ્યાં હોવાનો ઉલ્લેખ કરવો જરૂરી છે.

(1) Miss Anneke van Hourne, Buskin, Huetlian, 6 Bussum (Holland), (2) Miss J. Bennett, 18 Longshaw Street, Little Hulton, Nr Bolton, Lancashire, (England), (3) Miss Betty Gibson, 35, Copeland Quad, Ibrox, Glasgow, s. w. 1., (Scotland); (4) Miss Annie-Marie Bouget, 37 Rue du Metier, Mantes Bassicourt, Seine-Dise (France); (5) Miss Ruby Mae Lairmore, 113 Vardon Street, Hot Springs, Ark, U. S. A.; (6) Cyril W. Davies, 1 Cambridge Building, Thorndike Street, London, s. w. 1. (England); (7) Miss La Verne Gidley, *Route 2, Munford, Alabama, U. S. A.; (8) Miss Nyla De n Rogan, P. O. Box 35, Philadelphia, Missouri, U. S. A.;* (9) Doris D. ebenstedt, Palmyre, Missouri, Star Route, U.S.A.; (10) Mr. C. D Argyros, Abbass Avenue, Khartoum, (Sudan); (11) Mr. Kantilal J. Shah, P. O. Boxt 7, Vicoria, Mahe, Seychelles; (12) Mr. Ratilal Moolchand Sheth, Hodeidah, (Yemen, Arabia); (13) Mr J. A. Moorisby, 37, Federal Street, North Hobart, (Tasmania); (14) Mr. Andy Anderson, P.O. Box 3150, Hollywood, California, U. S. A. (બીજાં સરનામાં આવતે અંકે).

### નવાં પત્રમિત્રો

(૧) મણિકલાલ હિ. વ્યાસ, રેકોર્ડર, ઇન્ફીટ્યુકશન્સ્ટુસાંવ, નવા ગોવા–Noa Goa તથા દીવ–Diu; (૨) કપિલપ્રસાદ આયજી જોષી, ચાગલા બિલ્ડિંગ, ત્રીજા સ્ટ્રીટ, રણછોડ ગાર્ડન, કરાંચી; (૩) વીરી, સોરઠિયા બોર્ડિંગ, વણઝારી વાવ, જુનાગઢ; (૪) બદરૂદ્દીન ભની, પો. બૉ. ૭૧, દારેસલામ–ટે. ઇ. આફ્રિકા; (૫) અબ્દુલ અઝીઝ એચ. ખાકી, પો. બૉ. ૪૩૮, દારેસલામ- ટે. ઇ. આ.; (૬) કુરબાનહુસેન એ. પટવા, પો. બૉ. ૩૯૯; દારેસલામ–ટે. ઇ. આ.

**એચ જી. વેલ્સ** (અનુસંધાન પાછળ પાન ૧૯૮થી)

અને પછી તો શિક્ષણનું ક્ષેત્ર છોડીને હિંમતભેર પત્રકારત્વના ક્ષેત્રમાં એણે ઝંપલાવ્યું 'પૉલમૉલ ગેઝેટ', 'સૅટર્ડે રીવ્યૂ', 'નેચર' વગેરે પ્રસિદ્ધ પત્રોમાં એણે લખવા માંડ્યું માત્ર પાંચ જ ફૂટની ઊંચાઇના, આંખમાં ખોડવાળા એ દૂબળા આદમીમાં જે શક્તિ, સ્ફૂર્તિ તથા કલ્પનાશીલતા સુષુપ્ત રહેલાં તેનો ધમધમત પ્રવાહ હવે વહેતો થયો. પોતે જે અનુભવોથી તંગ આવેલો એ અનુભવો કોઇને યે અનુભવવા ન પડે એવા નવા પાયે જગતને મૂકવાની તિતીર્ષા એને લાગી હતી.

**પ**હેલો હાથ એણે નવલકથા પર અજમાવ્યો. એ કૃતિ 'કિપ્સ'ને અનન્ય લોકપ્રિયતા મળ્યા પછી 'વિલિયમ ક્લિસોલ્ડ', 'ટોનો બંગે' વગેરે એક પછી એક નવલકથાઓ એ બહાર પાડતો ગયો. એની ખ્યાતિ ઠેઠ અમેરિકા સુધી પહોંચી ગઇ. સમાજશાસ્ત્રીય કથાલેખનનો એ પ્રકાર આ જમાનાની જ પેદાશ છે અને એનો સૌથી વધુ પ્રાતિનિધિક લેખક કોઇ હોય તો તે એચ જી. વેલ્સ છે.

પોતાના એક મિત્ર કપરના પત્રમાં વેલ્સે એક વાર લખેલું, "'ammer, 'ammer, 'ammer on the 'ard 'igh road" (હૅમર, હૅમર, હૅમર ઑન ધ હાર્ડ હાઈ રોડ.) અને એ જ સૂત્ર જાતે અપનાવીને કામના ભારે બોજ અને નબળી તબિયત વચ્ચે પણ એ એક પછી એક સંખ્યાબંધ કૃતિઓ બહાર પાડતો ગયો.

કલ્પનાસાહિત્ય પછી એ શિક્ષણ, સમાજકારણ અને રાજકારણના વધુ નક્કર ક્ષેત્રમાં પડ્યો. ઇતિહાસના નિષ્ણાતોનાં પરસ્પર વિરોધી મંતવ્યો બાજુએ રાખી એણે 'ધી આઉટલાઇન ઑવ હિસ્ટરી'નો મહાગ્રંથ લખ્યો અને જગતને સાચી માનવભાવી ઇતિહાસદૃષ્ટિ આપી. અને લેખક તરીકે શ્રીમંત બનાવનાર એની વૈજ્ઞાનિક તરંગકથાઓ નહિ પણ આ ઇતિહાસદૃષ્ટિ જ હતી.

પોતાના જીવનકાળમાં લગભગ ૫૦ પુસ્તકો એ લખી ગયો છે અને એમાં છેલ્લામાં છેલ્લા રાજકીય, સામાજિક, વૈજ્ઞાનિક પ્રવાહોને એણે અપનાવ્યા છે, એટલું જ નહિ પણ એ સંશોધનોના તાર્કિક અનુસંધાનમાં ભાવિને લગતી કેટલીક આગાહીઓ પણ કરી છે. વાર્તાઓ, નવલકથાઓ કે અન્ય કૃતિઓનો પ્રભાવ કદાચ કાળબળે ઓસરતો જશે, પરંતુ એની આ ત્રણ કૃતિઓ તો જગતસાહિત્યના અમૂલ્ય વારસા રૂપ બની રહેવાની છે (૧) ધી આઉટલાઇન ઑવ હિસ્ટરી (ઇતિહાસની રૂપરેખા); (૨) ધ સાયન્સ ઑવ લાઈફ (જીવનનું વિજ્ઞાન); અને (૩) ધ વર્ક, વેલ્થ ઍન્ડ હૅપીનેસ ઑવ મૅનકાઈન્ડ (માનવ જાતિના સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ).

**કૉ**લેજમાં ભણતી વખતે જ વેલ્સ સમાજવાદથી આકર્ષાએલો અને એ અંગેના પોતાના વિચાર એણે એની કૃતિ 'ઍન્ટિસિપેશન્સ'માં રજૂ કર્યા છે. એ કૃતિની એક જ વર્ષમાં ૧૮ આવૃત્તિઓ થઈ. એ દ્વારા જગતના એક વિચારનેતા તરીકે તે સ્વીકારાઈ ગયો. એ વખતના અગ્રણી સમાજવાદી વિચારકો જ્યૉર્જ બર્નાર્ડ શૉ તથા વેબ દંપતી તેનાં મિત્રો હતાં અને તેમાંથી વેબદંપતીએ તેને 'ફેબિયન સોસાયટી'માં જોડાવાને પ્રેરેલો. પરંતુ મંડળના સિદ્ધાંતો તથા નીતિ અંગે શૉ તથા તેની વચ્ચે ઝઘડો થતાં તેણે એ મંડળમાંથી રાજીનામું આપેલું.

એણે આત્મકથા પણ લખી છે: 'એક્સપેરીમેન્ટ ઇન ઑટોબાયોગ્રાફી'. પરંતુ એમાં ભૌતિક બાજુ કરતાં બૌદ્ધિક બાજુ પર વધારે ભાર મૂક્યો છે, ને પોતાના દેહ કે આત્માના અનુભવો કરતાં પોતાના મનની પ્રક્રિયાઓનું ...માં એણે મોટે ભાગે નિરૂપણ કરેલું છે.

એના યુગમાં 'મહાન ચ ર' તરીકે ઓળખાતા સાહિત્યકારોમાં વેલ્સ હતો બીજા ત્રણ તે ચેસ્ટરટન, આર્નોલ્ડ બેનેટ અને શૉ. બીજા પણ હતા, પરંતુ તેમની લાક્ષણિકતા આ ચારના કરતાં જુદી હતી. દાઢી હતી, પણ એ તો એકાદ ઓલીમ્પીઅનની માફક સીધી આતડો જ રહેતો. કિપ્લિંગ પણ હતો; પરંતુ એની શાહીવાદી ખુમારી પર ઇંગ્લંડના સમજુ વર્ગને અણગમો હતો. એ ચારમાંથી હવે તો માત્ર સંત બર્નાર્ડ (જ્યૉર્જ બર્નાર્ડ શૉ) એકલો જ હયાત રહેલો છે.

પોતાનાં લખાણોમાં લગભગ શૉ જેટલો જ જુસ્સો દર્શાવવા છતાં ખાનગી જીવનમાં તે શૉના જેટલો કુપમાતિયો નહોતો. ફ્રાન્ક સ્વિનર્ટને લખ્યું છે: 'શૉના આગમન સાથે તમારા પર પણ જુસ્સાનું મોજું ફરી વળે અને પાછળનું બારણું ધડાક કરતું બંધ થાય. પરંતુ વેલ્સ દાખલ થાય તો તમારી, મારી કે કોઇની માફક હળવેકથી બારણું બંધ કરીને, બહુ ઊંચી નહિ પણ બાંધી દડીની, સહેજ શ્યામવર્ણી અને ખૂબ આસમાની રંગની આંખોવાળી માનવમૂર્તિ તદ્દન શાંતપણે તમારી નજીક આવતી લાગતી નજરે પડે.'

વેલ્સે જાતે પોતાને કલાકાર કરતાં પત્રકાર તરીકે જ ઓળખાવ્યો છે, છતાં એનામાં રહેલા કલાકાર ને દ્રષ્ટાને ગોપવી શકાય તેમ નથી. એની રંગદર્શી કૃતિઓ પણ મ ત્ર 'રોમાન્ટિસિઝ્મ'ના ભાવથી નથી લખાઈ. એની બધી કૃતિઓ પાછળ વૈજ્ઞાનિકરીતે પૃથક્કરણસાધ્ય વિશિષ્ટ સંદેશ રહેલો છે ને એ ખુદ એના જીવનમાંથી જ પ્રતિબિંબિત થયો છે. ડિકન્સ સિવાય બીજા કોઈ નવલકથાકારનાં પાત્રો આટલાં લોકપ્રિય નથી બન્યાં. નાનાંમોટાં, ગરીબતવંગર, રાજદ્વારીઓ–સાહિત્યકારો, સૌ વર્ગોના અને સઘળી કક્ષાના લોકોનો એ પ્રિય લેખક હતો.

એમણે બે લગ્ન કરેલાં. પહેલું, લંડનમાં અભ્યાસકાળ દરમ્યાન પોતાની એક પિતરાઈ ઇસાબેલ મેરી વેલ્સ સાથે. પોતાના વિદ્યાર્થી–શિક્ષક જીવનનાં સંભારણાં સાથે એ લગ્નકાળનાં પણ સંભારણાં જોડીને એમણે તે પોતાની 'લવ ઍન્ડ મિ. લેવિશામ' નામની નવલકથામાં ગૂંથ્યાં છે. પાછળથી એ લગ્નના છૂટાછેડા લઈને એમણે પોતાના અધ્યાપકકાળની એક વિદ્યાર્થિની એમી કૅથેરીન રૉબિન્સ સાથે બીજું લગ્ન કર્યું. એનાથી થએલા બે પુત્રો પૈકી એક જી પી. વેલ્સના સહકારમાં તો એમણે 'સાયન્સ ઑવ લાઈફ'નું પુસ્તક લખ્યું છે.

**મા**નવજાતમાં અનન્ય આશા ધરાવતો વેલ્સ છેલ્લે છેલ્લે નિરાશાવાદી બની ગયો હતો, અને એના અંતિમ પુસ્તક 'Mind at the End of its Tether'ની પ્રસિદ્ધિ પછી તો તે 'Prophet of Gloom' તરીકે જ ઓળખાતો. પહેલાંની કૃતિઓમાં જણાતો એનો આશાવાદી સૂર એ કૃતિમાં લુપ્ત થયો છે. અને અત્યારના જગતપ્રવાહોના તલસ્પર્શી અવલોકન પછી એણે જણાવ્યું છે કે, 'માણસે હવે કાં તો ઊર્ધ્વ જવું જોઇએ અથવા તો પતિત થવું જોઈએ. અને અત્યારે તો મને એના પતન ને નાબૂદીનો જ સંભવ વિશેષ જણાય છે.'

એણે એ છેલ્લું પુસ્તક મોતની છાયા નીચે રહીને લખેલું એના ડૉક્ટરોએ પણ આશા રાખી નહોતી અને તેમણે એના સંબંધીઓને ગમે તે પળે એના અવસાન માટે તૈયાર રહેવાની તાકીદ આપી રાખેલી. આમ છતાં વેલ્સે તો એ પૂરું કર્યું જ.

આજે ૫ સ રમાં (પરમાણુ સન=Anno Bombini ના બીજા વર્ષમાં) આપણે જીવી રહ્યા છીએ. આ જગત પરના આપણા જીવનનો નિર્ણય થવામાં પરમાણુ બૉમ્બની શોધ પછી હવે બહુ સમય નહિ લાગે. અત્યારની ત્રિશંકુ દશામાંથી છૂટવાને આગળ ભરાતું એક જ પગલું, આપણે બિહિશ્ત સરજશું કે દોજખ તેનો નિર્ણય કરી આપશે એ પગલું સમગ્ર માનવજાતની હસ્તીનો પુખ્તપણે વિચાર કરીને ભરવાને, મોતના પરદા પાછળથી પણ વેલ્સનો અવાજ વાતાવરણમાં પડઘા પાડી રહ્યો છે. **અશોક હર્ષ**

સત્તર ડાયરેક્ટરોની સહીથી ૧૭૨૩ની ૧૯મી ઑગસ્ટે મુંબાઇના પ્રેસિડેન્ટ ને કાઉન્સિલને પત્ર મોકલવામાં આવ્યો કે નૌરોજીના બંને બાઇને છોડી મૂકવા ને આ મામલાની પતાવટ કરવી. નૌરોજીએ પણ એ જ મતલબના ઘણા કાગળો પોતાને ઘેર લખ્યા કે જેથી એમાંનો એકાદ પત્ર તો પહોંચે જ.

એને મામલો પંચને સોંપવામાં આવ્યો અને પંચે ઈ. ૧૭૨૪ની ૧૮મી જાન્યુઆરીએ કંપનીની વિરુદ્ધ ૫,૪૬,૩૫૦ રૂપિયાનું હુકમનામું (ડિક્રી) કર્યું. સાથોસાથ ડિક્રીદારને તેના સરસામાન તથા નોકરચાકર સાથે કંપનીને ખર્ચે હિંદ પહોંચાડવાનો હુકમ થયો. હિંદ આવ્યા બાદ ઈ. ૧૭૩૨માં નૌરોજી અવસાન પામ્યા

('બાલક'માંના શ્રી. મનજરતનદાસના લેખ ઉપરથી)

## અળસિયાં

ચોમાસામાં નજરે પડતા એ કદરૂપા ને મામૂલી કીડા ખેતીમાં અમૂલ્ય સહાયક નીવડે છે એની ઘણાને ખબર જ નહિ હોય. સામાન્ય પડતર જમીન ઉપર એક ઇંચ ફળદ્રુપ જમીનનું પડ બાંધતાં કુદરતને એકલે હાથે હજારો વર્ષો લાગે છે અને તેમાં તે અનેક વનસ્પતિઓ, પ્રાણીઓ અને ચીજોનો ઉપયોગ કરે છે. આજે સુધરેલા દેશોમાં પણ અમુક ખાતર, અમુક સાધન ને જીવાતોની મારફતે, બનાવેલી જમીનને ફળદ્રુપ કરવા જે પ્રયત્ન ચાલે છે તેમાં આ અળસિયાં ઘણા મદદગાર નીવડ્યાં છે. એની ખાતરી કરવા માટે એક નાનો પ્રયોગ કરી જુઓ. ત્રણ કૂંડાં લો. તમારા વાડા, વાડી કે ખેતરની ચોડી માટી ભરીને એક કૂંડામાં થોડાંક અળસિયાં મૂકવાં, બીજાને એમને એમ રાખવું, ને ત્રીજામાં ખેતરો કે બાગની વાડ પાસે અળસિયાંની અઘાર પડી હોય તે ઉઠાવી લાવીને ભરવી. પછી તે ત્રણે કૂંડાંમાં જલદીથી થાય તેની એક જ જાતની ચીજ વાવવી, તેમને સરખું પાણી વગેરે આપવું અને ત્રણેના પાકનો ઉતાર જોવો. સાદી માટી કરતાં અળસિયાંવાળા કૂંડામાં લગભગ ત્રણગણું ને પેલી અઘારવાળા કૂંડાંમાં લગભગ પાંચગણું વૃક્ષ થયેલું જણાશે.

જેનાથી આપણે સુગાઇએ છીએ ને જે અળસિયાંની અઘાર વાડા કે બગીચામાંથી વાળીઝુડાવીને કઢાવી નાખીએ છીએ તે કેટલી કામની છે એ જાણતા નથી. પશ્ચિમમાં તો એ મામૂલી કીડા તથા તેની રહેણીકરણી વગેરે વિષે પુસ્તકો લખાયાં છે. ખેતીને ઉપયોગી એ અગત્યના જીવડા વિષે આપણે પણ માહિતી મેળવી લેવી જોઇએ.

અળસિયાં મોટે ભાગે જમીનમાં જ પુરાઇ રહે છે અને ચોમાસામાં જમીન પોચી થાય ત્યારે દર પાડીને ઉપર આવે છે. તે પછીથી જ્યાં સુધી ચાકળા પડ્યાં કરે અને તેથી જમીન પોચી રહે ત્યાં સુધી તે સવારે જમીનમાંથી બહાર આવશે. તેને કોઇ અડકવા જશે કે તેના દર પાસેની જમીન કોઈ કારણથી સહેજ ધ્રૂજશે તોપણ તે તરત પાછાં દરમાં સંતાઈ જશે. તેની ચામડી ઘણી સુંવાળી હોવાથી એડવાડ, આ કે કોઈનો નકામો કચરો, શાકભાજીની છાલ અને ડાંખળાં વગેરે પણ તે ખાય છે. આવો કચરો ફેંકી ન દેતાં જો જમીનને સહેજ ખોતરીને તેમાં તેને દાટો તો તે કચરો બહાર પડ્યો નહિ રહે અને તે અળસિયાં માટે ખૂબ ઉપયોગી ખોરાક બની રહેશે. જેમ કેટલાંક પક્ષીઓ ઝીણા કાંકરા ગળે છે અને તેમની મદદથી પોતે ગળેલા અનાજનો પેટમાં દળીને ભૂકો કરે છે, તેમ આ અળસિયાં રેતીના કણોને ગળે છે અને તે કણોની મદદથી તે આ કચરા, માટી, જમીનના ક્ષારો વગેરેને દળીને તેમનો ભૂકો કરે છે એ ભૂકાની સાથે તેમના શરીરમાંની ગ્રંથીઓમાંથી ઝરેલા રસો તથા ઉપયોગી જંતુઓ પણ ભળે છે. એમાંથી પોતાને જોઇતું પોષણ લઇ લીધા બાદ બાકીનો બધો ભાગ વિષ્ઠારૂપે તે દરની બહાર કાઢે છે. આ વિષ્ઠામાંથી સુંવાળી ફળદ્રુપ જમીન બને છે. આ જમીનમાં ઝાડ અને વનસ્પતિને જોઇતાં બધાં તત્ત્વો મળાઉ રૂપે હોય છે. પૃથ્વીના પટમાં આવા મહાન રસાયણશાસ્ત્રીઓ જેવા લાખો કીડાઓ રહે છે અને તેઓ જમીનને ફળદ્રુપ રાખવા પ્રયત્ન કરે છે

જમીન સારી હોય અને તેમાં તે કીડાને માટે જોઈતો ખોરાક અને ભેજ હોય, તો એક એકરે લગભગ ૨૫ લાખ અળસિયાં ત્યાં હોઇ શકે. આટલા બધા કીડા તો કોઇક જ જમીનમાં હોય, બાકી એકરે ૨૫ થી ૫૦ હજાર કીડા હોય એવી વાડીઓ તો ઘણી બની શકે. અને તેટલા કીડા દર વર્ષે ૫૬૦ મણ સારી પોષણવાળી માટી બનાવશે. આટલું જાણ્યા પછી જે બાગના માલિકો પોતાના બાગમાંથી પાંદડાં, ડાંખળાં વગેરે ખરી પડેલી અને સડી શકે એવી ચીજો વળાવીને બહાર ફેંકાવી દે અને તેમને જમીનમાં દટાવી ન દે તો ત્યાંના અળસિયાંને ભૂખે મારે છે, અને તેમની ઉમદા કાર્યશક્તિનો લાભ ગુમાવે છે. તેઓ માટલીઓ ભરી બહારનું કીમતી ખાતર લાવીને નાખે છે, પણ જો સાથેસાથે આવા કીડાઓની મદદથી દર એકરે જો તેઓ ધારે તો ૧૬–૧૭ માટલી સૌથી ઉત્તમ ખાતર બનાવડાવીને પોતાની જમીનને ઉમદા પ્રકારની બનાવી શકે. તેમણે તો ફક્ત એક જ કામ કરવાનું છેઃ વાડીમાં પાંદડાં વગેરેનો પડતો કચરો અને તેમના ઘરમાં પડતો શાકભાજી, અનાજ વગેરેનો કચરો ફેંકાવડાવીને પોતાની વાડીના જુદાજુદા ભાગોમાં તેમને દટાવવો અને ત્યાં ભેજ રખાવવો, એટલે આ કુદરતી રસાયણશાસ્ત્રીઓ સુંદર ફળદ્રુપ જમીન બનાવશે.

—હરરાય અમુલખરાય દેસાઇ

## આકાશમાં થતી વીજળી

ઇલેક્ટ્રિસિટીનું પાવર હાઉસ જેમ વીજળી ઉત્પન્ન કરતું હોય છે; તેમ મેઘાડંબર પણ વિદ્યુત નીપજાવતું હોય છે. ગાજવીજ સાથે વાનું તોફાન એ બીજું કશું નહિ પણ પવનથી ગતિમાન થયેલું ઇલેક્ટ્રિક મશીન જ છે. પૃથ્વી પરથી વરાળ ઊંચી ચડે છે. શરૂઆતમાં તો તે ધીમેધીમે ચડતી હોય છે, પણ પછી ઘસારાબંધ ઊર્ધ્વ ગતિ કરતી હોય છે. તે જ્યારે અતિશય ઠંડી ભરેલી ઊંચાઇએ પહોંચે છે ત્યારે તેમાં રહેલી ભિનાશ નાનાંનાનાં ફોરાંઓમાં જામી જાય છે. ગતિ અને ઘર્ષણને લીધે આ ફોરાં વાતાવરણમાંથી થોડા ધનવિદ્યુદ્ભાર (Postive charges) લે છે. આમાંનાં ભારે ફોરાં ગુરુતા અને પવનની ગતિને લીધે એકઠાં થઈ નીચલી હરોળમાં ગોઠવાઈ જાય છે.

પૃથ્વી ઋણ–વિદ્યુત્ભારવાળી હોય છે. માથા ઉપર ધન–વિદ્યુતભારવાળાં વાદળાંથી આકર્ષણ પામી ઋણ–વિદ્યુદ્ભારવાળી (Negative charged) વીજળી ધરતીની નીચે છાયા વીજળી રૂપે વહેવી શરૂ થાય છે. આ રીતે વાદળાં અને પૃથ્વી બન્ને અનુક્રમે ધન અને ઋણ ધ્રુવ સમાં બની રહે છે. આ બન્ને ધ્રુવ વચ્ચે ખેંચાણ શરૂ

થાય છે. આથી આકાશમાંના ગતિજન્ય વિદ્યુદ્યંત્ર (Dynamo)માં ભારે વૉલ્ટેજ ઉત્પન્ન થાય છે અને વાદળાં તથા પૃથ્વી વચ્ચેનું અંતર પૂરવા શ્યામલ વાદળાંના પડદા ઉપર, પૃથ્વી સરસો લંબાતો, કલાકના બે કરોડ વીસ લાખ માઈલની ગતિની ઝડપવાળો, વિદ્યુલ્લેખાનો લીસોટો અંકાય છે. આ સમયે વિદ્યુતના બે સંયોગબિંદુઓ— વાદળાં અને પૃથ્વી—ઉપર દબાણ (Pressure) સરખું ના થાય ત્યાં સુધી વિદ્યુલ્લેખાના પથ પર વિદ્યુત્પ્રવાહ વહેતો રહે છે.

વીજળી એ વા-વરસાદના તોફાનમાંથી જન્મતી વિદ્યુતનો નિર્વિજકારો (Discharge) છે. વાદળાં અને પૃથ્વી, આ બે ધ્રુવના ગાળા વચ્ચે જ્યારે વિદ્યુત્-તણખો (Spark) વહે છે ત્યારે માણસના હાથના જેટલી જાડાઈનો હવાનો થર વિજભારાય (Charged થાય)છે અને આની અંદર થઈને તીવ્ર વિદ્યુત્પ્રવાહ વહેવો શરૂ થાય છે. હવા મૂળ તો ગરમ હોય તે વળી એકદમ વિસ્તાર પામે. આમ થવાથી ઝટકા સહિતની મેઘગર્જના થાય છે.

વીજળી એ કંઈ વિદ્યુતનો એક તણખો (Spark) જ નથી, પણ એક જગ્યાએ ઉપરાઉપરી થતા અનેકાનેક વીજપાત હોય છે. આંખને આંજી દે એવી વીજળી ઝબુકી જાય એટલામાં ત્રણ બાબતો બનતી હોય છે: સેકન્ડના દસ લાખમા ભાગમાં દસ લાખ વૉલ્ટેજ વાળો, નીચી ગતિ કરતો, વિદ્યુલ્લેખા (Bolt)ના પથને ઝગઝગાટ કરતો 'ઝાટકો' (Stroke) ઉત્પન્ન થાય છે; આ પછી પૃથ્વી સાથેના સંયોગબિંદુથી ઉગ્ર વૉલ્ટેજ વાળો વિદ્યુતનો ફુવારો સેકન્ડના પચાસ લાખમાં ભાગ જેટલા સમયમાં વાદળમાં પાછો ફરતો હોય છે. આ વખતે મકાન, ઝાડ, પ્રાણી જે કંઈ વીજળીના સંયોગબિંદુ નજીક હોય તેને વિદ્યુતનો જીવલેણ ઝટકો લાગે છે. આ પછી સેકન્ડના હજારમાથી તે દસમા ભાગ સુધીના સમયમાં પૃથ્વી અને વાદળાં વચ્ચે સ્થિર રહેતો વિદ્યુત્પ્રવાહ વહેતો રહે છે. આ ગાળામાં જેને વિદ્યુતનો ઝાટકો લાગ્યો હોય તે બળી, ઝળી કે સળગી ઊઠે છે.

મેઘગર્જના અને વીજળીના ઝબકારા વચ્ચેનો સમય નોંધવામાં આવે તો, વીજળી કેટલા અંતર ઉપર ઝબુકી તેનો ખ્યાલ આવી શકે. અવાજની ગતિ પાંચ સેકન્ડમાં એક માઈલની હોય છે. ધારો કે વીજળીના ચમકારા પછી ૨૦ સેકન્ડ બાદ ગર્જના સંભળાઈ તો એમ જાણવું કે ચાર માઈલ દૂર વીજળી થઈ છે.

વીજળી કંઈ ટૂંકો જ પથ ગ્રહણ કરે એવું પણ નથી. ઓછામાં ઓછા અવરોધનો રસ્તો તે પકડતી હોય છે. લોખંડનાં માળખાંનાં મકાનો, ટેલીફોન અને તારના થાંભલાઓ, ઊંચાં વૃક્ષો, વીજળીના તારો વગેરે વીજળીના ઉત્તમ સુવાહકો હોવાથી વીજળી તેમના તરફ વધુ આકર્ષાય છે. વીજળી પડવાથી ઝાડ ચીરાઈ જાય છે. તેના જીવનરસ અને ભેજની વરાળ થઈ જાય છે અને વિદ્યુત્પ્રવાહ મૂળની નજીક આવતાં તેની નજીકની વસ્તુઓ પણ લપેટમાં આવી પડે છે. વીજળી મકાનની દીવાલ ભેદી, બારીબારણાં બંધ હોય તો પણ, મકાનમાં પેસી જાય છે. ખંડમાં લોખંડનો સરસામાન હોય તો તે તેના વહનમાર્ગો બને છે ને તેથી વીજળી નવા સર્કિટમાં પણ વહેવા માંડે છે. નજદીકમાં માનવી હોય તો તેને પણ તે ઝડપી લે છે. એક ને એક સ્થળે વીજળી બીજીવાર પડતી નથી એ માન્યતા ખોટી છે. ન્યૂયૉર્કના એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ ઉપર તે પંદર મિનિટમાં પંદર વાર પડી હતી અને અત્યાર સુધીમાં તેના ઉપર કુલ્લે ૬૮ વાર ત્રાટકી છે.

મેઘગર્જના વખતે ખુલ્લામાં બહાર જવું, કે ખુલ્લી જગ્યામાં આપણો દેહ છાયામાં ઊંચી વસ્તુ બની રહે એમ ઊભા રહેવું સલામતીભર્યું નથી. નાનાં ઝૂંપડાંવાળાં ઘરો કે એકલદોકલ ઝાડ કે તારની વાડો પાસે રક્ષણ મેળવવા ઊભા રહેવું તે ઉલટું વીજળીના આક્રમણ-પથમાં ઊભા રહેવા જેવું છે. જો આવા વખતે ઘર બહાર હોઈએ તો ઘાડાં જંગલ, ગુફા, ઊંડી ખીણ કે ટેકરાની તળેટી જેવાં સ્થળોએ જતા રહેવું સલામતીભર્યું છે. અને જો કદાચ આવું કંઈ ના મળી આવે તો જમીન પર સૂઈ જવાથી સંકટમાંથી ઊગરી શકાય ખરું.

ગાજવીજ વખતે ખુલ્લામાં હો અને જો તમે ગર્જના સાંભળો તો જાણજો કે વીજળી તમારા ઉપર પડનાર નથી. વીજળી તમે જુઓ તો જાણજો કે તમે તેનાથી બચી ગયા છો. જો તે તમારા ઉપર પડી તો તે સંબંધે તમે કશું જાણી શકવાના પણ નથી એથ ચોક્કસ છે.

કુદરતનું કોઈ તત્ત્વ નિરર્થક કે નિરુપયોગી તો નથી જ હોતું. વીજળીના વીજકારણ (charging)થી હવાના થરમાંથી નાઇટ્રોજન અને પ્રાણવાયુનું રાસાયનિક મિશ્રણ થઈ નાઇટ્રિક ઍસિડ બને છે અને તેનું વર્ષાદ સાથે પૃથ્વી ઉપર અવતરણ થાય છે. આ નાઇટ્રિક ઍસિડ વનસ્પતિસૃષ્ટિના સંવર્ધન અને ફળ આપવા માટે ઉત્તમોત્તમ કુદરતી ખાતર થઈ પડે છે. —ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## નવાં યંત્રો

હાથમાં ખોડવાળા અપંગો પણ સરળતાથી પુસ્તકો વાંચી શકે તેવું એક યંત્ર તૈયાર કરવામાં આવ્યું છે. એ યંત્રના પાટિયા પર પુસ્તકને મૂકી તેનાં પાનાં સાથે કાગળની ક્લિપ જોડવામાં આવે છે અને બધી ક્લિપો સાથે જોડેલો એક દોરો વિદ્યુત્મોટરથી ફરતા એક નળાકાર (સિલીંડર) ફરતો વીંટાળેલો હોય છે. વાંચનાર સ્વિચ દાબે એટલે આ નળાકાર ફરે તેમ પાનાં ફરતાં જાય છે.

દીવાસળીના ટોપકાના બે ચોથા ભાગના કદનો એક વીજળિક ડાયનેમો તૈયાર કરવામાં આવ્યો છે, જે નાનકડી છીપમાં પણ સહેલાઈથી સમાવી શકાય છે એક મિનિટમાં એ ૬૦૦૦ આંટા ફરે છે એટલે સેકંડના ૧૦૦ આંટાનો વેગ થયો ! આ યંત્રનું વજન માત્ર ૨ ૬/૧૦ ગ્રામ જેટલું છે અને તેના કેટલાક ભાગ તો એટલા બારીક અને નાજુક છે કે માત્ર માઈક્રોસ્કોપની મદદથી જ જોઈ શકાય.

બહેરી સ્ત્રીઓનો કર્ણદોષ બહુ ખૂબી પૂર્વક ઢાંકી રાખી તેને સાંભળતી કરવાનો એક નવો કીમિયો શોધાયો છે. કાનમાં પહેરવાનાં એરીંગની સાથે જ પ્લાસ્ટિકની બનાવેલી એક ઝીણી પારદર્શક ભૂંગળી જોડી દીધી હોય છે એરીંગ સાથે અફળાતાં અવાજનાં મોજાં ઝીલાઈને એ નળી દ્વારા કાનના પડદા સુધી પહોંચે એવી તેમાં કરામત કરી હોય છે. આવી ગોઠવણીવાળાં એરીંગને હવે Hearings (હીઅરિંગ્ઝ અથવા હેરીંગ્ઝ) એવું નામ અપાયું છે.

ન્યૂયાર્કમાં આર. વી. ઍન્ડરસન નામના એક શોધકે, સ્ટેશન પર ટિકિટ આપવા માટે માણસ બેસાડવો પડે છે તેને બદલે મુસાફરોને આપોઆપ ટિકિટ મળી જાય એવું યંત્ર તૈયાર કર્યું છે. યંત્ર પર જુદાંજુદાં ગામનાં નામ તથા ત્યાં સુધીનું ગાડીભાડું વગેરે લખ્યું હોય છે. એક ફરતા ચક્ર ઉપર કાંટો હોય છે તે કાંટો, પોતાને જે સ્થળે જવાનું હોય તે સ્થળના નામ પર મૂકે અને યંત્રમાં તે જગ્યાનું ભાડું પણ મૂકે એટલે આપોઆપ યંત્રમાંથી ટિકિટ છપાઈને બહાર આવે છે. એરીતે કેટલી ટિકિટો ગઈ વગેરેની નોંધ પણ આ યંત્રમાં જ રહે છે રમતગમતનાં મેદાનો અને થીએટરોમાં પણ આવાં યંત્રો મૂકવાની વિચારણા ચાલે છે. —લલિત ભટ્ટ

---

ઉતારુ: ગાડીઓ જો વખતસર ન આવતી હોય તો આ તમારાં ટાઈમટેબલનો અર્થ શો છે?'

પોર્ટર: એ જો ન હોય તો ગાડી કેટલી મોડી આવે છે તે શા ઉપરથી ખબર પડે?

હાટહાટ હીરા નહિ, કંચનકા ન પહાર
સિંહનકા ટોલા નહિ, સંત વિરલ સંસાર

> **Q.** જુવાન માણસને જ્યારે પોતાની શક્તિ કે પિતાની લક્ષ્મીનું વધારેપડતું ભાન થાય છે ત્યારે તેનો વિકાસ અટકે છે; અને . . . કદાચ પતન શરૂ થાય છે.

રેવ. નંદશંકર (કરણઘેલાના કર્તા ને સર મનુભાઈના પિતા) અસાધારણ શક્તિવાળા અમલદાર તરીકે સર્વત્ર નીવડી નીકળ્યા હતા. નારોદમાં એડમિનિસ્ટ્રેટરની જગ્યાએ હતા ને વેળા, કહેવાય છે કે, એક આખો તુમાર ખોવાઈ ગએલો તે પોતાની સ્મરણશક્તિને બળે સર્વાંગસંપૂર્ણ પુનરપિ લખાવી આપેલો. એઓ ધોળકા તાલુકામાં મામલતદાર હતા તે વખતે એક લાઈસન્સ ટેક્સની એમણે ન્યાયપુરઃસર કરેલી આકારણી કલેક્ટરને ઓછી લાગી, ને નંદશંકરને વધારે આકારનું પત્રક બનાવી લાવવાનો હુકમ કર્યો. જવાબમાં નંદશંકરે રાજીનામું આપી દીધું. કલેક્ટર આ હિંમત જોઈ અપ્રસન્ન થયો નહિ.

કહેવતોના અર્થ: 'ઘડીના સો ફેરા ને ઘંટનો એક.' કોઈ નબળાના પ્રયત્નને મુકાબલે મોટાનું સામર્થ્ય અથવા મહત્ત્વ બતાવવાને વપરાતી આ કહેવતનો અર્થ પણ એટલો જ સ્પષ્ટ છે. તેના જેવી બીજી કહેવતોઃ 'સો દહાડાની પાવસ ને એક દહાડાની વાવસ' (એટલે કે સો દિવસના ચાલુ વરસાદની હેલી ભલે થઈ હોય, પણ એક જ દિવસનો નડતો કે ઉઘાડ માત્ર તો બેઉને સૂકવી નાખે છે); 'હાથીને હૈયા સમું ને ગધેડાને ગળાબોળ;' 'સોનીના સો ને લુહારનો એક;' 'મિયાં ચોરે મૂઠે ને અલ્લા ચોરે ઊંટે;' 'એક તરફ રાગ ને એક તરફ આગ.'

અનેકાર્થી શબ્દ: કંજરી=એક જાતની વનસ્પતિ; એક પ્રકારનું પંખી; ઝાંઝ અથવા ખંજરી; કાંચળી.

ગણિતગમ્મત: એક આંકડો ધારો. તેને બેવડાવો. જે જવાબ આવે તેમાં ધારેલા આંકડા તથા તેની પછીના આંકડાનો સરવાળો ઉમેરો. જે જવાબ આવશે તે ધારેલા આંકડા પછીના આંકડાનો વર્ગ હશે. (હી વતા)

સખત પવન હોય તો ધોએલાં મોજાં સૂકવ્યાં હોય ને દોરીને વીંટળાઈ વળે છે અગર ટોકડાં વળી જાય છે. તે અટકાવવા મોજાંમાં સ્વચ્છ ગોળ પાંચીકા નાખવા.

મા: હનુના પેટમાં સખત ચૂંક આવે છે; દાક્તરને બોલાવીશું?

બાપ: છટ્, એને તો રોજ એમ પેટમાં દુખે છે.

મા: ના; પણ આગળ કદિ રાતને દહાડે નથી દુખ્યું.



વિજયનગરના મહાન હિંદુ સામ્રાજ્યના સોનાને ત્રાંબાના જે અનેક સિક્કાઓ મળી આવે છે તેમાંનો અચ્યુતરાયનો (ઈ.૧૫૩૦–૪૨) સિક્કો અહીં આપ્યો છે, એમાં એક તરફ કોઈ દેવતાનું ચિત્ર અને બીજી બાજુ લખાણ છે. આ સિક્કાઓનું અનુકરણ તેની પછીના દેશી રાજાઓએ જ માત્ર નહિ, પણ પાછળથી આવેલા દક્ષિણ હિંદના યુરોપી વિજેતાઓએ પણ કરેલું.

ખુરશીનું નેતર ઢીલું પડી ગયું હોય તો ખુરશીને ઊંધી નાખી નેતર પર જાડું ભીનું કપડું મલાકેક મૂકી રાખવું પછી કપડું ખસેડી લઇ સુકાવા દેશો એટલે અકડ થઈ જશે.



અમેરિકાના સ્વ. લોકપ્રિય પ્રમુખ રુઝવેલ્ટના સ્મરણમાં નીકળેલો દસ સેન્ટનો સિક્કો

જોડાને રાત્રે પૉલિશ લગાડી રાખીને બીજે દિવસે સવારે પૉલિશ કરવાથી ચળક તરત આવશે, અને વળી વધારે તેજદારી આવશે.

**ખબર છે?**

કે—માણસના અંગૂઠાની છાપ પેઠે કૂતરાંના નાકની પણ છાપ લઈ શકાય છે? અને માણસનાં આંગળાંની પેઠે કોઈપણ બે કૂતરાંનાં નાકની છાપ એક સરખી નથી હોતી?

કે—અનાજના કણસલામાં દાણાની સંખ્યા હમેશાં બેકી એકની જ હોય છે?

કે—આ દુનિયાપર મોટામાં મોટું પ્રાણી કરતાં નાનાં જીવજંતુ છે; એટલાં બધાં કે તેનું જો વજન કરવામાં આવે તો દુનિયાભરનાં મોટાં પશુ પ્રાણીઓના વજન કરતાં પણ વધી જાય!!

વીજળીની બત્તી સાફ કરવા માટે સીગરેટની રાખમાં જરા ભીનું કપડું બોળી તે વડે બત્તીની સપાટી ઘસવી અને થોડી વાર રહી કોરા કપડાથી તે ઘસીને સાફ કરી નાખવી. ચાંદી જેવી ચળક આવશે.



દૃષ્ટિફેરની ગમ્મત: બાજુના ચિત્રમાં દર્શાવવામાં આવેલો પિરામિડ તેની બેઠક ઉપર સપાટ ઊભેલો પણ દેખાશે; ને તેની બેઠકનું તળિયું તમને દેખાતું હોય ને પોતે માત્ર નીચલા ખૂણા ઉપર જ ટેકાઈને ઊભો હોય એમ પણ દેખાશે.

પડદાના નીચલા બંને ખૂણે સીસાની નાની ગોળીઓ સીવી લેવાથી પડદા અક્કડ રહેશે ને પવનના ઝપાટામાં ઊડાઊડ નહિ કરે.



**ટિકિટો પર ખ્રિસ્તી ધર્મનાં પ્રતીકો**

(૧) પૅલેસ્ટાઇનની ટિકિટ પર જેરૂસલેમના ખડક પરના દેવળનો ઘુમટ; (૨) બેલ્જિયમની ટિકિટ પર ક્રૂઝેડર; (૩) પૅલેસ્ટાઇનની ટિકિટ પર ગૅલિલીનો સમુદ્ર; (૪) આયર (આયર્લેંડ)ની ટિકિટ પર ક્રૂસ; (૫) આર્જેન્ટિના–દક્ષિણ અમેરિકા–ની ટિકિટ પર ઈશુ ખ્રિસ્ત

# ડાલ્ડા તમારા માનીતા શાકને સ્વાદ આપેછે—અને તમને તાકાત પણ આપેછે!




ડાલ્ડાથી રંધાયેલો ખોરાક કોઇ છાંડશે નહિ. ત્વરિત પાચનકારક અને વિટામિનવાળું, ડાલ્ડા તેના આનંદજન્ય સ્વાદથી સાદી વાનગીઓને પણ ઉમદા બનાવે છે અને તમારા રોજના ખોરાકનો એકસરખો કંટાળો દૂર કરે છે. ડાલ્ડાથી રાંધો અને તમારો ખોરાક જાણીતા પૌષ્ટિક સત્ત્વોથી ભરેલા આ ચોખ્ખા રાંધવાના સાધનથી સુધારો. અને યાદ રાખો કે ડાલ્ડા એ રાંધવાનું સામાન્ય સાધન નથી—તે કુટુંબને તંદુરસ્ત રાખે છે અને તેમને વધારાની તાકાત આપે છે.

★ ડાલ્ડા પાકશાસ્ત્ર (ફક્ત અંગ્રેજીમાં)ની મદદથી તમારા ખોરાકનું આયોજન કરો. તેમાં તેમના ખોરાકી તત્ત્વો માટે પસંદ કરાયેલી ૧૫૦ ઉપરાંત લહેજતદાર હિંદી વાનીઓની માહિતી છે, તમારી નકલ માટે ૪ આનાની ટિકિટો Dept. B583 P.O. Box No. 353, Bombay, સરનામે મોકલો.




HVM. 49-23 GJ

THE HINDUSTAN VANASPATI MANUFACTURING CO., LTD.

# રેક્સોના

## ચામડીને સૌંદર્યભરી બનાવે છે

## ...ચામડીનું આરોગ્ય જાળવીને






હા, કારણ કે રેક્સોના ચામડીના આરોગ્યને, જે ચામડીના સૌંદર્યનું સાચું કારણ છે તેને સક્રિય ઉત્તેજન આપે છે અને જાળવે પણ છે. ચામડીને લાલિત્યવાળી બનાવવાનો દાવો રેક્સોના યોગ્ય રીતેજ કરી શકે છે.

રેક્સોના આ કેવી રીતે કરે છે?

કેડીલ નામના ચામડીના ખાસ જંતુવિનાશકનાના ઔષધથી તે આ પ્રમાણે કરે છે, અને રેક્સોનાનું સત્વર બનતું વિપુલ ફીણ જ્યાંથી ચામડીની ફરિયાદો અને દર્દો વારંવાર થાય છે ત્યાં તેના દરેક છિદ્રમાં આરામ આપવા અને નિર્મળ કરતા કેડીલને ઉંડે લઇ જઇ શકે છે તેથી પણ.

### કૌટુંબિક વપરાશ માટે—રેક્સોનાં

કુટુંબનો દરેક માણસ આ રમણીય, સીધો અને સત્વર ફીણ વળતા સાબુના ખાસ ગુણોની પ્રશંસા કરશે...... સ્ત્રીઓ તેની ખુબ પ્રશંસા કરે છે કારણ કે તે ચામડીના સૌંદર્ય ઉપર ક્રિયાત્મક અસર કરે છે. અને પુરૂષો કારણ કે બીજા લોકો કરતાં તેઓ હંમેશાં ચામડીને તંદુરસ્ત રાખવાની મુખ્ય અગત્યતા જાણે છે. અને બાળક માટે એનાથી વધારે સારો અને સલામતવાળો કોઇ સાબુ નથી.



રેક્સોનાનું સૌમ્ય ઔષધવાળું ફીણ દાહમાં આરામ આપે છે, અળાઇઓમાંથી રક્ષણ આપે છે; અને બાળકની ચામડીને ઠંડકવાળી અને તાજગીભરી રાખે છે, દરેક માણસોએ રેક્સોના હંમેશાં વાપરવો જોઇએ, કારણ કે તે ચામડીને સૌંદર્યભરી બનાવે છે.

★ રેક્સોનામાંનું કેડીલ જંતુવિનાશકતાનું, આરોગ્યદાયક અને પૌષ્ટિક તેલોનું ખાસ મિશ્રણ છે, જે ચામડીના આરોગ્ય ઉપર પ્રબળ અસર કરે છે. આરામ અને રક્ષણ આપતું કેડીલનું કાર્ય વૈજ્ઞાનિકો માન્ય રાખે છે અને તેની ભલામણ કરે છે.

રેક્સોના મલમ વાપરો. જખમ, સોજો, ચુમડાં ખરજવું, ચાંદા, ખીલ, અળાઇઓ, ફોલ્લા, દાદર, દરાજ અને ચામડીના બધાજ દર્દો માટે આ મલમ વાપરો. જો કે માલ પુષ્કળ નથી છતાં ઘણા વેપારીઓ પાસે પ્રખ્યાત ત્રિકોણ આકારના ડાબાએક હજુ છે.



RP 29-23 10 GJ

REXONA PROPRIETARY LIMITED

# જ્યુપિટર મિલ્સ... જયભારત મિલ્સ

## અમદાવાદ




- ઉજાણી તથા પર્યટનમાં તેમજ વારતહેવારના પ્રસંગે સુંદર સજાવટ માટે સુયોગ્ય
- શારીરિક સ્વાસ્થ્ય સંરક્ષણને અનુલક્ષીને કાળજીપૂર્વક બનાવેલું
- કરકસરનો સિદ્ધાંત અપનાવી લેતું

વૉયલ ★ સાડી ★ શર્ટિંગ ★ હાથરૂમાલ ★ પોપલીન









ઉપર: ડાબી બાજુ—સંત જેનેવ્યાવ (કલાકાર—પુવી દ સાવાં); વચ્ચે—વ્રેણા (કલાકાર—હોબેમા); છેડે—માદીકરી: માદામ લેબ્રુન અને તેમ કન્યા (કલાકાર—માદામ લેબ્રુન પોતે); નીચે—આદમનો જન્મ (કલા. માઇકેલૅન્જેલો) યુરોપના ચાર સમર્થ કલાકારોનાં આ ચાર જગના ચિત્રો કલાના ઉત્કૃષ્ટ નમૂના ગણાય છે. એમની દરેકની ચિત્રસંયોજના એક એક વિશિષ્ટ પ્રકારની છે, જે તે તે ચિત્રની ભાવવ્યંજનાને અસરકારક બનાવે છે. એમની એ લાક્ષણિકતા આ અંકમાં પૃ. ૨૦૪-૫ ઉ વિસ્તારથી સમજાવવામાં આવી છે.

આવતી કાલનાં નાગરિકોનું માસિક



**સ્તૂપના તોરણની કમાન**
**(મથુરાનું અદ્ભુત શિલ્પ)**
યુરોપમાં જેમ ઍથેન્સ, તેમ ભારતવર્ષમાં મથુરા કલાનું તીર્થ ગણાય છે. ત્યાંના શિલ્પનાં માહાત્મ્ય, નક્શીકલા તેમજ ઐતિહાસિક ઉપયુક્તતાની પ્રશંસા દુનિયાભરના વિદ્વાનોએ કરી છે. એ જ પ્રદેશમાંથી મળી આવતા લાલ પત્થરમાં કરેલાં અસંખ્ય શિલ્પોમાં આરસને પણ ભુલાવે એવી જે મૃદુતા ને ભાવપ્રભુતા ત્યાંના શિલ્પીઓ લાવતા તેનો આ વિશિષ્ટ નમૂનો છે. ભગવાનની પૂજાર્થે જઈ રહેલા એ લોકસમુદાયમાં ઘોડા ને બળદ જેવા પશુ વાહનોના રુઆબથી માંડી અર્ઘ્ય લઈ જતા સ્ત્રીજનોની જમણી સુધીના માનવજનોની પરિસ્થિતિની એકેએક વિગતનું એમાંનું આલેખન કેટલું સ્વાભાવિક ને જીવંત છે! એ કલાના વિશેષ પરિચય માટે જુઓ આ અંકમાંનો લેખ

ઑક્ટોબર ૨૭૪ ઇ.સ.૧૯૪૬

તંત્રી
બચુભાઈ રાવત

કુમાર

સંસ્થાપક · રવિશંકર રાવળ



**મીનાક્ષીમંદિરે**
ચિત્રકાર રવિશંકર રાવળ

દક્ષિણ ભારતમાં આવેલી મદુરા નગરી તેના મહાન મીનાક્ષીમંદિરથી સુપ્રસિદ્ધ છે. કળા, કલ્પના અને ભવ્યતાનું અદ્ભુત સર્જન એના સ્થાપત્યમાં અરગસ માલૂમ પડે છે. આ ચિત્ર દેવીના ગર્ભમંદિરના પ્રદક્ષિણા માર્ગ પર જતા એક વનવાસી દંપતીનું છે. મીનાક્ષીદેવીનું શ્રી સુંદરેશ્વર (મહાદેવ) સાથે લગ્ન થયું તે તિથિએ દર વર્ષે મદુરામાં હજારોની સંખ્યામાં આવા વનવાસીઓ આવીને દેવીની સમક્ષ એને જ શુભ મુહૂર્ત માની તેની સમક્ષ પોતાના હાથ મેળવી, પ્રદક્ષિણા ફરી, પોતાનું લગ્ન કરી લે છે અને પછી સાથે આણેલો પ્રસાદ દેવીને ધરીને મંદિરના જળાશયને કાંઠે કોઈ વૃક્ષ નીચે બેસી સહભોજન કરે છે. કુદરતે ઘડેલી અદ્ભુત શિલ્પમૂર્તિ જેવાં આ વન્ય દંપતીઓને જુઓ તો શ્રીસ ને શેગનાં પૂતળાં આંખમાં પડતાં લાગે. વસ્ત્ર અને વૈભવની જરા પણ સ્પૃહા નહિ છતાં આ આમ જનતામાં પવિત્રતા અને શ્રદ્ધા અખંડ રીતે જળવાયાં છે.




ચિત્રો

સ્તૂપના તોરણની કમાન — મથુરાનું પ્રાચીન શિલ્પ — પૂઠું
મીનાક્ષીમંદિરે — ચિત્રકાર · રવિશંકર રાવળ — ત્રિરંગી મુખચિત્ર
ગુપ્તકાળની મથુરાની બુદ્ધપ્રતિમા — પાછલા પૂઠામાં
સારનાથમાંની બુદ્ધપ્રતિમા — ,, ,,
ગાંધાર શિલ્પની ,, — ,, ,,

કાવ્યો

ભવ્ય સુતાર — સુન્દરમ્ ૨૧૭

ચરિત્ર-નાટિકા—

રણછોડલાલ — યશોધર નર્મદાશંકર મહેતા ૨૨૦

લેખો

પ્રવાસ-પંજરી [૭] મથુરાની શિલ્પકળા — રવિશંકર રાવળ ૨૧૮
ચિત્ર-વિજ્ઞાન [૩] (અર્ધેન્દ્રકુમાર ગાંગુલી) — સૌ. અપર્ણા ત્રિવેદી ૨૨૪
ભારતીય નાટ્યનો ઉત્પત્તિકાળ — ધીરેન્દ્ર પ્રિયદર્શી ૨૨૮
રસદર્શન-૩૧ — હરિપ્રસાદ મ. દેસાઈ ૨૩૬

વિભાગો તથા પ્રકીર્ણ —

વિવિધ આભૂષણો — ચિત્રકાર · કનુ દેસાઈ (ચિત્રજ્ઞાન) ૨૧૬
કસોટી ૨૨૮
Our Friends Abroad (પરદેશના પત્રમિત્રો) ૨૨૯
માધુકરી ૨૩૫
આ માસનું પંખી-સારસ ૨૩૭
આ માસ ઇતિહાસમાં ૨૩૯
છેલ્લું પાનું ૨૪૦

—ગ્રાહકોને—

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન મળ્યો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે નિયમિત બહાર પડે છે. એટલે તે અરસામાં અંક ન મળે તો તરત સ્થાનિક અઠવાડિયામાં તેની ફરિયાદ કરવી. બધા અંકો બે વખત ચેક કરીને ખૂબ તકેદારીપૂર્વક પોસ્ટ કરવામાં આવે છે; છતાં અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે હમેશાં પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈ પણ અંકો બદલાઈ કરી આપવાનું કાયદેસરનું કશું બંધન અમારે માથે રહેતું નથી તેની ગ્રાહકોએ કૃપા કરી નોંધ લેવી.

કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી મુદ્રક અને પ્રકાશક : બચુભાઈ પોપટભાઈ રાવત. મુદ્રણ-પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૬, પરદેશમાં રૂ. ૭ ૮-૦ અથવા ૧૨ શિલિંગ. છુટક નકલના દસ આના. પાછલા વર્ષના અંકો ખપાય છે. જે કોઈ દુષ્પ્રાપ્ય અંકો મળે છે તે દરેકની કિં. ૧-૪-૦.

જાહેર ખબરના સોલ એજન્ટ : મેસર્સ સાયન્ટિફિક પબ્લિસિટિ કંપની, [illegible] બિલ્ડિંગ, [illegible] સ્ટ્રીટ, મુંબાઈ-૧; અમદાવાદમાં મોડેલ ગેરેજ સામે, ભદ્ર.

# ડાલ્ડા તમારા માનીતા શાકને સ્વાદ આપેછે—અને તમને તાકાત પણ આપેછે!



ડાલ્ડાથી રંધાયેલો ખોરાક કોઇ છાંડશે નહિ. ત્વરિત પાચનકારક અને વિટામિનવાળું, ડાલ્ડા તેના આનંદજન્ય સ્વાદથી સાદી વાનગીઓને પણ ઉમદા બનાવે છે અને તમારા રોજના ખોરાકનો એકસરખો ફટાળો દૂર કરે છે. ડાલ્ડાથી રાંધો અને તમારો ખોરાક જાણીતા પૌષ્ટિક સત્વોથી ભરેલા આ ચોખ્ખા રાંધવાના સાધનથી સુધારો. અને યાદ રાખો કે ડાલ્ડા એ રાંધવાનું સામાન્ય સાધન નથી—તે કુટુંબને તંદુરસ્ત રાખે છે અને તેમને <u>વધારાની</u> તાકાત આપે છે.

★ ડાલ્ડા પાકશાસ્ત્ર (ફક્ત અંગ્રેજીમાં)ની મદદથી તમારા ખોરાકનું આયોજન કરો. તેમાં તેમના ખોરાકી તત્વો માટે પસંદ કરાયેલી ૧૫૦ ઉપરાંત લ્હેજતદાર હિંદી વાનીઓની માહિતી છે. તમારી નકલ માટે ૪ આનાની ટિકિટો Dept. B393 P.O. Box No. 353, Bombay, સરનામે મોકલો.



## અમૂલ્ય દાંત !



### તમારા હાસ્યને કેટલો વખત શણગારશે ?

એક રમણીય હાસ્ય માનવીના અંતરનું પ્રવેશદ્વાર છે. દાંતના પાયાના રોગોથી તેને ભયજનક સ્થિતિમાં મુકતા નહિ. આહ્લાદક એસ આર. ટુથપેસ્ટથી* નિયમિત સ્વચ્છ કરતાં તેમને તે મજબુત પાયામાં નિર્મળ અને ચળકાટવાળા રાખવાની ખાત્રી આપશે.




* દાંતની ફરીયાદો માટે ડૉક્ટરોમાં જાણીતી વસ્તુ જેવા સોડીયમ રીસીનોલીએટ તેમાં છે.

CSR 20-50 GJ

D. & W. GIBBS LIMITED, LONDON, ENGLAND

# ભવ્ય સતાર

અહોહો, ઝનઝન ભવ્ય સતાર !
રણઝણે તારતાર પર તાર !

અધરગગનમાં ચડી પૃથ્વીનું તુંબ ગ્રહ્યું તેં ગોદ,
સમે તેજના તંતુ પરોવી તેં છેડ્યો કામોદ. અહોહો૦

કુંજકુંજ કોયલ ગૈ થંભી થંભી અહઘટમાળ,
ક્ષીરસિન્ધુએ તજી સમાધિ, જાગ્યો બ્રહ્મમરાળ. અહોહો૦

અમે પૂછતા કોણ વરસતું, નહિ વાદળ નહિ વીજ,
તેં તારો મુખચંદ દરસિયો, મુજને પડી પતીજ. અહોહો૦

દૂરદૂર ભીતરની ભીતર, એ જ એક ઝંકાર,
કૈંક કળ્યો કૈં અકળિત, તોયે મીઠો તુજ મલ્હાર. અહોહો૦

સૌ માગે છે લલિત વસંતે ભૂપ ભવ્ય કલ્યાણ !
હું માગું આહીર આસાનું મંજુલ મંજુલ ગાન. અહોહો૦

સુન્દરમ્

# આધુનિક અમદાવાદના વિધાયકનું જીવનદર્શન કરાવતી રેડિયો-નાટિકા ☆

ઑલ ઇન્ડિયા રેડિયોનું રૂા. ૫૦૦નું ઇનામ મેળવનાર આ નાટિકા તા. ૨૨ મી ઑક્ટોબરે મુંબાઈ રેડિયો સ્ટેશનેથી બ્રોડકાસ્ટ થશે.

લેખક

**શ્રી યશોધર નર્મશંકર મહેતા** બાર-એટ-લૉ

અવાજ : બેટા ! હું અહમદશાહ છું. તું મારો માનસપુત્ર છે; શહેરે અહમદાબાદનો સાચો વારસ છે: ચારસો સાલથી મારો આત્મા વેરાન રણના એકલા મુસાફરના અવાજની માફક બાક્ષી ગયો છે નારાજ ને નાઉમેદ અહમદશાહે તને ગોળેગોળે ને ગલીએગલીએ ખોળ્યો, વર્ષોથી ખોળ્યો; પણ તું લાધ્યો નહિ. હર રાત રોજાગાં રાતભર આંસુ સાર્યાં રાતભર બંદગી ગુજારી. માણેકનાથને વીનવ્યા; ને માણેકનાથનો આત્મા જગાડ્યો. એ આત્માએ કહ્યું કે ગિરનારના એક તપસીના શરીરમાં તે ઊતર્યો છે, માટે ત્યાં જા. બેટા ! હું ત્યાં ગયો તપસીને જગાડ્યા. તપસીએ કહ્યું, 'જા, તારો વારસ છોટા બાળીને ઘેર જન્મી ચૂક્યો છે, સાત વરસ થયાં. જા, મેં માણેકનાથે ગાઈ વચન પાળ્યું છે. તારા શહેરનો જે ઘડીપળમાં જન્મ છે તે જ ઘડીપળમાં એના જન્મનો સંકેત મેં યોજ્યો છે ! જા. હવે ભટકવાની જરૂર નથી. માણેકનાથના તને ને તેને આશીર્વાદ.' (થોડી વારે)

બાળક: પણ મને તો બહુ ઊંઘ આવે છે. હું તો સૂઈ જાઉં છું.

અવાજ: ઊંઘ ! બેટા, ચારચાર સૈકાથી હું ઊંઘ્યો નથી ને ઊંઘની સામે ઝઝૂમ્યો છું ! ઊંઘની તો હવે મારે જરૂર છે, તારે કે તારા અહમદાબાદને નહિ. (બાળક બગાસું ખાય છે.)

બાળક: (રડવા જેવા અવાજે) ભાઈ, મને તો ઊંઘ આવે છે. જવા દોને ! કાલે સવારે આવજો.

અવાજ: (હસતાં હસતાં) સવાર તો પડી ચૂકી છે.

બાળક: સૂરજ વગર ? -

અવાજ: તું જાગ્યો ત્યારથી પ્હો ફાટ્યો છે.

(ચારના ડંકા સંભળાય છે, કૂકડો પણ બોલે છે)

અવાજ: અહમદાબાદના આફતાબ ! સૈકાઓના સાગરમાં અહમદશાહનો અવાજ શમે તે પહેલાં આટલું સાંભળ. અહમદાબાદની મિટ્ટીમાં તું મળે તે પહેલાં એ મિટ્ટીમાંથી સ્વર્ગ સર્જજે. એ મિટ્ટીમાં તારો પસીનો રેડી તેને પવિત્ર કરજે. એની હવા, એનાં પાણી ને એની જમીન તારાં છે ને તું એનો થજે. એની ઇજ્જતની ખુશબૂ સારા હિંદુસ્તાનમાં ફેલાવજે. આકાશચૂમતા મિનારાઓની મહાકતારો ઊભી કરજે. ઉદ્યોગનો અમીર થજે, આરામનો નહિ. ઉદ્યોગથી એને ધનવાન કરી ધનવાન થજે. ધનથી સત્તા મેળવજે, સત્તાથી ધન નહિ. તારાં ધન ને શરીર સાંકેતિક છે. અને બેટા ! અહમદશાહ ઇચ્છે છે કે તારી સત્તાનો સંન્યાસ તું ને તારા નબીરાઓ શહરે અહમદાબાદની ઇજ્જત ને આબાદીમાં કરજો, ને સેવા તથા સમર્પણથી મહિમાવાન થજો. અને... અને આ અવાજની વાત કોઈને કરતો નહિ. વચન આપ.

બાળક: (બગાસું ખાઈ) વચન છે. (ખૂણામાં સૂઈ જાય છે.)

[સવાર પડવા આવે છે.]

મા: બાપુભાઈ ! અહ્યા ક્યાં ગયો ? ઓત્તારીની ! અહ્યા ત્યાં ફેંગ પડ્યો છે ? (સ્વગત) આ છોકરો ત્યાં ક્યાંથી સૂઈ ગયો ! (ઢંઢોળીને) ઊઠ, બાપુ ! તું અહીં ક્યાંથી ?

---

લીધું તેજ માણેકનાથના આત્માનું ગિરનારના તપસ્વીમાં અવતરણ લેવું. એટલે મેં બે આ બે પ્રસંગ—અહમદશાહના આત્માની સૈકાઓજૂની ઝંખના, તેનું ગિરનારના તપસ્વીમાં ઊતરેલા મ લેક-નાથની આગળ હૃદયનિવેદન, અને 'જા તારો વારસ છોટા બાળીને ઘેર જન્મી ચૂક્યો છે' એવું તપસ્વીનું વચન—કલ્પનાથી સર્જીને, સાંગોપાંગ ઘડીને, નાટકને અનુરૂપ રચ્યો. રણછોડલાલના સ્થૂલ જીવનની પાર જોવાની મદદ મને જેટલી આ પ્રસંગમાં સાંપડી તેટલી જ એક બીજા પ્રસંગમાં પણ સાંપડી. આ પ્રસંગ તે એમની ભરનારીનો. ભરતરફી વખતે તે આસિસ્ટન્ટ-પોલિટિકલ એજન્ટ હતા.

રણછોડલાલ ઉપર રુશ્વતનો આરોપ મુકાયો. તેમનાં પત્ની જેઠીબા મારફતે આઠ હજાર રૂપિયાની તેમણે લાંચ લીધેલી એવું તહોમત મુકાયું. લાંચ લુણાવાડા દરબાર તરફથી મળેલી. આ હકીકતમાં નીચેના ત્રણ મુદ્દાઓએ મારી કલ્પના સતેજ કરી: (૧) આઠ હજાર રૂપિયામાં 'આઠ'નો આંકડો; (૨) લુણાવાડા દરબારે ગાદી ઉપર આવ્યા "બાદ"—પહેલાં નહિ—બરાબર 'આઠ' મહિને ને રકમ જેઠીબાને મોકલાવેલી તે સૂચક હકીકત; (૩) જેઠીબા તરફ દરબારનાં માતુશ્રી બડકે મરહૂમ રાણી સાહેબનો અપૂર્વ ભક્તિભાવ, અને તેમણે દરબારને જણાવેલું કે ગાદી ઉપર આવ્યા બાદ આઠ હજાર જેઠીબાને આપવા; તે પ્રમાણે નાણું અપાએલું.

સ્થૂલ દૃષ્ટિથી ભલે એ રુશ્વત હો; પણ 'આઠ હજાર', 'આઠ માસ પછી', 'ગાદીએ આવ્યા પછી', 'મરહૂમ રાણીસાહેબની ઇચ્છાનુસાર' વગેરે વર્ણનોની પાછળ મેં રહસ્ય જોયું. જેઠીબાને રાણીસાહેબ

શક્તિનું સાક્ષાત સ્વરૂપ માનતાં હશે. અને જેઠીબા શક્તિનાં ઉપાસક હતાં તે વાત ખરી છે. આઠનો આંકડો 'શક્તિ'નો મનાય છે તે જાણીતી હકીકત છે. એ લાંચ નહોતી—ગાદીએ આવ્યા 'બાદ' શાને હોય ?—સંકલ્પની સિદ્ધિરૂપ ભેટ હતી. ગમે તેમ હો; પણ મારી કલ્પનાને તેની પાછળ, જેઠીબાના આઠ હજારની પાછળ, રણછોડલાલનાં સતી દાદીમાનો સંકેત સમજાયો.

સ્થૂલમાં સૂક્ષ્મ જોવું એ કલાકારનો ધર્મ છે, હક્ક છે, વારસાહક્ક છે. મેં જોયું અને નાટકમાં ગૂંથ્યું. સ્થૂલ સૃષ્ટિ એ જ વાસ્તવસૃષ્ટિ છે એવો પ્રતિબંધ કલાકારની કલાદૃષ્ટિને હોતો નથી, હોઈ જ ન શકે. એની કલ્પના, એનું આંતર જગત, વાસ્તવ જગત જેટલું જ સત્ય છે. અને હેતુની સિદ્ધિમાં જ જો સત્યની પ્રતિષ્ઠા માનીએ, તો રસાસ્વાદનો હેતુ સિદ્ધ કરાવવામાં કલાકારની દૃષ્ટિના સત્યની પ્રત્યક્ષ પ્રતિષ્ઠા છે. એવો અતીંદ્રિય રસાસ્વાદ કરાવનાર કલાને વાસ્તવિક અવાસ્તવિક વગેરે અર્થહીન વિચાર-ચોકઠામાં પૂરી શકાતી નથી.

આ નાટકમાં લેખકને પાત્ર રૂપે વણ્યો છે. ફ્રેન્ચ લેખક 'સારાગીરી'નાં નાટકોમાં મેં આ પ્રયોગ લંડનમાં જોએલો. લેખક સ્ટેજ ઉપર આવી વાર્તાનો તંતુ યોગ્ય સમયે જોડી આપે. એ પદ્ધતિ ગુજરાતની રંગભૂમિ સ્વીકારે એટલું ઇચ્છી અટકું છું. —ય. ન. મ.

[આધારગ્રંથો: એડવર્ડ્ઝ અને જેમ્સ કૃત 'ધી મેયર ઑફ રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ'; ભગવાનલાલ બાદશાહ કૃત 'રણછોડલાલનું જીવનચરિત્ર'. રત્નમણિરાવ ભીમરાવ કૃત 'ગુજરાતનું પાટનગર અમદાવાદ'; નરસિંહરાવ ભોળાનાથ કૃત 'સ્મરણમુકુર'.]

બાળક: (ઊંઘમાં) વચન છે, નહિ કહું. ઊંઘ આવે છે.

મા: બાપુ! બેટા, જો સવાર પડી.

બાળક: ના, ઊંઘ આવે છે.

મા: લે ઊઠ. જો સૂરજ ઊગ્યો છે ને તારા બાપુ તો ન્હાઇધોઇને પૂજામાં યે બેસી ગયા.

બાળક: બા, સૂરજ ઊગ્યો ? ક્યાં છે ?

મા: (લાડથી) આ રહ્યો મારો સૂરજ.

★ લેખક: અને બાળક રણછોડલાલ ઊઠ્યા ને મોટા થતા ગયા. નોકરીએ વળગ્યા ને હોશિયારીથી અઠ્ઠાવીસ વર્ષની ઉંમરે રેવાકાંઠાના દફતરદાર થયા. એમની ચાલાકી ને કાબેલિયતથી ઉપરીઓ એમના પર આફરીન રહેતા; પણ બીજાઓ બળી જતા. આમાંનો એક, રણછોડલાલની નાતનો સૂરજરામ હતો. તે વડોદરામાં દફતરદાર હતો. હવે એ સૂરજરામ અને તેના શિરસ્તેદારને સાંભળો.

સૂરજરામ: એ...મ ? બહુ ડાહ્યો થશે તો વહેલો જશે.

શિરસ્તેદાર: એમાં શક જ નથી. આપ સાહેબનું ધાર્યું કદી ખોટું પડ્યું છે ? પાછા અંગ્રેજના એમના ભભકા તો બળ્યું બાર ગાઉના ! આકટરામ સાહેબ સાથે ખૂબ જ 'ગૉટપીટ' કરે છે.

સૂરજરામ: ક્યારે ?

શિરસ્તેદાર: અરે સાહેબ, પૂછશો જ નહિ ને. મહિનાના મુકામમાં હજુ પૂરા પંદર દહાડા યે થયા નથી, તેમાં તો જાણે સાહેબના શા યે જમણા હાથ થઇ ગયા હોય ! રોજ. કાલ સાંજે તો એ ને સાહેબ શેતરંજ રમતા'તા '

સૂરજરામ: કેની રમે છે ને જોઈશું મારે લગાર તાલ જોવો પડશે.

શિરસ્તેદાર: પણ સાહેબ ' માણસ ચાલાક એમાં શક નહિ. અઠ્ઠાવીસની ઉંમરે દફતરદાર તો ભાગ્યનો બળિયો જ બને ! વળી પાછી 'ગૉટપીટ ગોઠુમ'ની મદદ. સાહેબ આગળ આપને કે મને ચાર ભાડે તો યે મારે તો વગર સમજ્યે થાભલાની માફક ઊભા જ રહેવાનું.

સૂરજરામ: એના સાહેબના શૉખ કેવા છે ? મારા સાહેબના શૉખ એ જાણે તો મારે એનાના યે જાણવા જોઇએ.

શિરસ્તેદાર: ભલો છે પણ . . . (અટકીને) કાચા કાનનો છે.

સૂરજરામ: ઠીક વાત છે. રંછોડલાલને બીચારાને દફતરદારે ક્યારે ન પડે ! ક્યો, આ આવ્યો મારા સાહેબની સાથે ' સાથેનો સાથે!

આકટ્રામ: સૂરજરોમ. તુમ રનછોરલાલકો પિછાનટે હો ? Ranchhorlal, Surajram is a fine fellow. Pity he doesn't know English.

રણછોડલાલ: He belongs to my caste, Colonel. I know the venerable old man too well.

આકટ્રામ: Oh! do you ? Mind you, he is a bit of a devil. Sly as a fox. I like him all the same. Good-bye. સૂરજરોમ, આધા ઘેટા બાદ આના.

સૂરજરામ: બહોત અચ્છા, સાબ (અટકે છે). આવો રંછોડભઈ, પધારો !

રણછોડલાલ: કેમ મુરબ્બી ! આપની તબિયત તો સારી છે ને ?

સૂરજરામ: રંછોડભઇ ! અમારી ઘયડાઓની તબિયતનું શું પૂછવું ? કહ્યાં એટલાં ક્યાં કાઢવાં છે ? સાહેબ મહેરબાનની કૃપા હશે ને ટાંટિયા ચાલશે તો વળી વરસ દહાડો નોકરી કરીશું.

રણછોડલાલ: સાહેબની આપના ઉપર તો કૃપા છે.

સૂરજરામ: ખફા થવાનું કારણ સૂરજરામે આપ્યું નથી. હા, મને અંગ્રેજી નથી આવડતું. પણ એ તો બહુ સારું છે સાહેબ ગાળો દે તો યે અમારે મન તો ફૂલ ખર્યાં, અને ફુલાઇને ફરીએ.

રણછોડલાલ: ના રે સૂરજરામભાઈ ! સાહેબો તો ગાળો દે હોય તો કહુંમાં જ દે છે. એટલે અંગ્રેજી શીખ્યા ન શીખ્યા બધું સરખું આપના તરફ તો તેમનો સારો ભાવ લાગે છે.

સૂરજરામ: આપનો પણ ક્યાં ઓછો છે ?

રણછોડલાલ: એ શું બોલ્યા ? આપનો ભાવ મારા પ્રત્યે તેથી એ. આપ રહ્યા મુરબ્બી, એટલે મુરબ્બી તરફ તો માન જ ઘટે.

સૂરજરામ: મારું સદ્‌ભાગ્ય કે આપે મને મુરબ્બી માન્યો. સાંભળ્યું છે કે લુણાવાડાની ગાદીનો નિકાલ આપે કરી નાખ્યો.

રણછોડલાલ: સાહેબે કર્યો. એક ગાદી ને ચાર ઉમેદવાર, એટલે બીચારા ત્રણને ગાદી વગરના રહેવું પડ્યું.

સૂરજરામ: હાસ્તો. જ્યાંત્યાં ગમે તે એક આવવાનો. વહેલો તે પહેલો, કેમ ?

રણછોડલાલ: ના; ખરો તે પહેલો.

સૂરજરામ: રંછોડભઈ ! ખરો તે વળી આપને કે મને શું ખબર પડે. આ રજવાડાં તો બાપડાં આપણી હથેળીમાં રમે છે. આપનું કે મારું શું અંતરશું છે ? વીસ વરસની દફતરદારીમાં હું તો એટલું જ શીખ્યો કે રજવાડાં આપણી હથેળીમાં, ને સાહેબો આપણા ગજવામાં.

રણછોડલાલ: મુરબ્બી ! દફતરદારીમાં મને તો હજી પૂરાં બે પણ નથી થયાં, ને મારી હથેળી તથા ગજવાં ખાલી છે.

સૂરજરામ: તેમાં કંઇ રજવાડાં કે સાહેબોનો વાંક ? ગંગા-કિનારે બેસીને સ્નાન ન કરીએ તેમાં ગંગાજી શું કરે ?

રણછોડલાલ: ને ડૂબી જઇએ કે મગર ખેંચી જાય તો યે ગંગાજી શું કરે?

સૂરજરામ: (હસીને) ફરી નહાવાનું ન રહે. ચાલો, આજે મારું ઘર પાવન કરો. જમવાનું ત્યાં જ રાખજો.

રણછોડલાલ: આજે લગાર માફ કરશો. કાલ રહું તો વાંધો છે?

સૂરજરામ: વાંધો શો ? આપનું જ ઘર છે. આવો તો લગાર શેતરંજ રમીએ. ત્યારે કાલે જરૂર પધારજો (રણછોડલાલ જાય છે.) સિપાઈ ! શિરસ્તેદાર સાહેબને મોકલ.

શિરસ્તેદાર: (આવીને) જી સાહેબ ' રંછોડભઈ ગયા?

સૂરજરામ: હા. બડો ચાલાક છે.

શિરસ્તેદાર: રેવાકાંઠાના દફતરદાર છે. ન હોય તો નવાઈ.

સૂરજરામ: પણ વડોદરાની દફતરદારી વધારે જૂની. (ધીમે સાદે) લુણાવાડાના પેલા કારભારીને લગાર મળવું પડશે.

શિરસ્તેદાર: મને મળવા આવેલા છે. આપની રજા હોય તો મોકલું.

સૂરજરામ: મોકલો, મોકલો. (થોડી વારે કારભારી આવે છે )

કારભારી: કેમ સાહેબ! આપના આ તાબેદારને શું ફરમાન?

સૂરજરામ: તાબેદાર મારા નહિ રેવાકાંઠાનો દફતરદાર હું નથી.

કારભારી: વડોદરાને રેવાકાંઠાની શી પડી હોય, સાહેબ ?

સૂરજરામ: અને લુણાવાડાને વડોદરાની પણ શી પડી હોય ? પણ હજી તો બદલાની જ રહે છે હો !

કારભારી: અજાણ્યું નથી સાહેબ !

સૂરજરામ: અનુભવીને અજાણ્યું ન હોય. બેલો, નવા રાજાને ગાદીનો કેટલો ભાવ આપવો પડ્યો ? સાચું કહેજો, હોં. વડોદરાથી સંતાડવામાં સાર નથી.

કારભારી: એટલે જ સાચું કહીશ (ધીમેથી) આઠ હજાર.

સૂરજરામ: કોને આપ્યા ?

કારભારી: દફતરદાર સાહેબનાં ઘરવાળાને.

(ઑક્ટોબર ૧૯૪૬) ૨૨૨

સૂરજરામ : રંછોડભાઈને હાજો ચાંપ્યો તો હશે.

કારભારી : ના સાહેબ. વાત એમને જણાવવાની જ નહોતી. મહૂંમ રાણી સાહેબાને તથા દફતરદારસાહેબનાં ઘરવાળાં જેડીબાને ઘણો ઘરોબો હતો. જેડીબાએ રાણી સાહેબાને કહેલું કે તેઓ તેમનાથી બનતું બધું કરીને ઠાકોર સાહેબને ગાદી અપાવશે. અને મહૂંમ રાણી સાહેબાએ ઠાકોર સાહેબને કહેલું કે જો તે ગાદીએ આવે તો જેડીબાને જમઈના ખાણી આઠ હજાર રૂપિયા ચરણે મૂકવા. ઠાકોર સાહેબે વચન આપેલું ને તે પ્રમાણે આઠ હજાર રૂ. જેડીબાને આમદાવાદ આપી આવ્યો.

સૂરજરામ : પછી જમઈબાએ નાણાં સ્વીકાર્યાં ને ?

કારભારી : ઘણી આનાકાની પછી. તેમને ખાસ જણાવ્યું કે આ તો મહૂંમ રાણીસાહેબાનો સંકલ્પ હતો કે ઠાકોર સાહેબે આપને જમઈના જ ગણવાં. આઠનો આંકડો પણ તેથી.

સૂરજરામ : સો વાતની એક વાત. ઠાકોર સાહેબ ગાદીએ આવ્યા તે આઠ હજારના પ્રતાપે.

કારભારી : એ તો આપ જેમ પધરાવો તેમ. બાકી સાચી વાત કહી.

સૂરજરામ : સાચી વાત છે એટલે જ કામની છે. લ્યો, પાન ખાવ.

કારભારી : સાહેબ ! કેમ આ પૂછવું પડયું ?

સૂરજરામ : બગલાને કહે જમે ગ્રાસ. કેમ વડોદરાનું કંઈ કામકાજ? બેફિકર રહી જણાવશો. (ધીમેથી) હું રેવાકાંઠાનો દફતરદાર નથી ને મારે ઘેર જમઈબા યે નથી (એટલું બોલી હસે છે. પછી વાત બદલીને) લુણાવાડા ને વડોદરાની સરહદની બાબતમાં બોલો, શો નિર્ણય કરું ?

કારભારી : એમાંથી એકને તો આઘુંપાછું થવાનું જ ને સાહેબ ?

સૂરજરામ : અરે ભલા ભાઈ ! વડોદરા હોય કે લુણાવાડા હોય, તેમાં મા-આ-આ-રે-એ-શું, અને મહેરબાન, તમારે-એ-એ-એ-શું ?

કારભારી : સમજ્યો સાહેબ. પણ લુણાવાડાના હિતમાં આપણે બંને રાજી, એટલે આપને શું કે મારે શું એમ બોલીને કંઈ છૂટી પડાય ? લ્યો સાહેબ, આ પાનનો વાટવો. તેમાંનાં પાન ઠાકોર સાહેબે આપને ખાસ ભેટ મોકલ્યાં છે તે સ્વીકારીને આભારી કરશો.

સૂરજરામ : ઠાકોર સાહેબની બડી મહેરબાની. તેઓને મારા સવિનય નમસ્કાર કહેશો. (ધીમેથી) ઠાકોર સાહેબને કેવા પાનના શોખ છે ? એમના સાહેબનાં પાન તો વળી ભારે હશે. મારા જેવાને પોસાય નહિ એવાં.

કારભારી : ઠાકોર સાહેબનાં પાન પત્તાથી આવે છે. અને આપને ન પોસાય તો બીજા કોને પોસાય ? લ્યો સાહેબ, રજા લઉં ? પાછો તહેનાતમાં ક્યારે આવું ?

સૂરજરામ : (ઘણું ધીરેથી) બોલાવીશ, બોલાવીશ આવજો. જરાર શિરસ્તેદારને કહો કે અંદર આવે. (થોડી વારે)

શિરસ્તેદાર : કેમ સાહેબ ?

સૂરજરામ : રણછોડલાલના સાહેબના છુટલેલના હાથમાં પચીસ રૂપિયા મૂકજો ને કહેજો કે મળતો રહે.

શિરસ્તેદાર : ઠીક સાહેબ આજે સાહેબને મળવાનું ગોઠવી આપું?

સૂરજરામ : ફુરસદ નથી. છુટલેલને બીજા પચીસ જાય પછી.

શિરસ્તેદાર : બીજું કંઈ, સાહેબ ?

સૂરજરામ : બીજું કંઈ નહિ. (આસ્તેથી) પૂછજો કે સાહેબના શોખ કેવા છે.

શિરસ્તેદાર : (હસીને) સાંભળ્યું છે કે પરણેલા છે.

સૂરજરામ : પૂછજો કે 'શોખ' કેવા છે. વાંઢા હોય કે પરણેલા.

શિરસ્તેદાર : મને કહેવું ન પડે સાહેબ. બીજું કંઈ ?

સૂરજરામ : બીજું કંઈ નહિ. (ઘણા ધીમા ને ઠંડા અવાજે) રણછોડલાલ ભગ છે.

શિરસ્તેદાર : હજી તો મુકામ બીજા પંદર દિવસ છે ને ?

સૂરજરામ : અરે હોય ! વરસ મરો.

લેખક : હવે હું તમને વડોદરેથી ગોધરે લઈ જાઉં છું. પંદર રોજ પછીની વાત છે. રણછોડલાલના આવવાનો દિવસ છે, અને તેમની રાહ જોતાં તેમનાં ત્રીસેક વરસનાં સોહામણાં પત્ની જેડીબા બેઠાં છે. રણછોડલાલ આવી પહોંચે છે. જેડીબાની આંખમાં ઉમંગ માતો નથી. હવે તમે મને ન સાંભળતાં તે જમાનામાં એ નાગર યુગલને સાંભળો. 'I love you darling' વાળો આજનો નવ જમાનો એ નથી.

જેડીબા : વાહ, દફતરદાર સાહેબ ! આપે ઠીક રાહ જોવડાવી.

રણછોડલાલ : (ધીમેથી હસીને) પંદર દિવસ તો પંદર યુગ જેવા લાગ્યા. તમારી તબિયત કેમ છે ?

જેડીબા : યુગ લાગ્યા ત્યારે મને લઈ જતી'તી ને? એ દિવસ રાહ જોઈ હું સો વડોદરે આવવાની હતી.

રણછોડલાલ : હા . આ . આ . શ, ઘેર આવ્યા. અને (ઘણુ ધીમેથી) તમારા વગર જીવને ચેન ન પડે, હો ! લાવો હીંચકે બેસીએ.

જેડીબા : હીંચકો અને પાન તમારા વગર સૂનાં હતાં.

રણછોડલાલ : અને તમે ?

જેડીબા : પૂછો તમારા અંતરને. લ્યો પાન.

રણછોડલાલ : એમ તે હોય? મોમાં મૂકો.

જેડીબા : (ધીમેથી) બળ્યું, કોઈ જોશે.

રણછોડલાલ : (ધીમેથી) કોઈ નથી.

જેડીબા : જરાર સુકાયા છો, રાયજી ! મારા વગર પાન કોણ આપતું'તું ?

રણછોડલાલ : નાગરવેલ' તમારા વગર પાન કેવાં ?

જેડીબા : વૃક્ષરાજ' તમારા વગર વેલ કેવી ? અને એકલપેટા ન થઈએ. મને યે પાન ખાયે પંદર દહાડા થયા.

રણછોડલાલ : લ્યો (ધીમેથી) મો ઉઘાડો (એટલામાં બાળક માધુભાઈ દોડી આવે છે)

બાળક : મને આપો, મને આપો બાપુ 'મારે ખાવું છે, મને આપો.

જેડીબા : લે.

રણછોડલાલ : વહાલાં' એક જ પાન હતું અને તે તમારે માટે મેં ખાસ બનાવ્યું હતું.

જેડીબા : માધુએ ખાધુ તે મેં જ ખાધું માધુ મારું જ અંગ છે, રાયજી !

રણછોડલાલ : આજે આપનો ઠસ્સો કંઈ ખૂબ લાગે છે !

જેડીબા : કેમ ન મારીએ? રેવાકાંઠાના બેતાજ બાદશાહનાં બેગમ છીએ.

રણછોડલાલ : બેગમ સાહેબા, પણ આ કબનમાં તો આપના બાદશાહની એક આખી સાલની આમદ રોશન થાય છે.

જેડીબા : આપની આમદ આપની પાસે ધરી રહી માગવા આવીએ ત્યારે કહેજો. સદર અમીનની દીકરી દફતરદારની સામે હાથ નહિ લંબાવે.

રણછોડલાલ : સદર અમીનનાં દીકરીએ જ હમણાં હાથ લંબાવી આ મોંમાં પાન મૂક્યું હતું.

જેડીબા : હા. (કરડાકીથી) ને આપે તો એમાં યે ઢીલ કરી.

રણછોડલાલ : લ્યો બીજું બનાવું. આમ તો જુઓ જરાર

જેડીબા : શું છે ?

(અનુસંધાન આગળ પાન દસમે)

«કલાનાં રૂપરહસ્યની શાસ્ત્રીય સમજણ આપોને રસદૃષ્ટિ ખીલવતી લેખમાળા

# ચિત્ર-વિજ્ઞાન

શ્રી અર્ધેન્દુકુમાર ગાંગુલીના મૂળ બંગાળી અનુસાર
સૌ. અપર્ણાબેન ત્રિવેદી

## રેખાનું સમપ્રમાણ (Balance) સામંજસ્ય

જ્યારે કોઇપણ ચિત્રમાં વધારે રેખા અથવા વધારે વસ્તુના સમાવેશથી ચિત્ર-વસ્તુ એક તરફ નમી પડે છે ત્યારે તેને વજનમાં ઊંચું લાવવા માટે બીજી તરફ ભાર મૂકવો પડે છે. એટલે કે નવી વસ્તુના સમાવેશથી એનું પ્રમાણ સરખું કરવું પડે છે. ભારની આ સામ્યતા લાવવા માટે બંને તરફ એક જ મુખ્ય અથવા એક જ વજનની વસ્તુનો સમાવેશ કરવો જોઇએ એવું કંઇ નથી. જ્યારે કોઇપણ વસ્તુના આકર્ષણને લીધે છબિની એક તરફ મન ઝૂકી પડે, ત્યારે મનના આ ધ્યાનની સામ્યતા લાવવા માટે ચિત્રના વિપરીત અંશમાં કોઇ બહુ જ સાધારણ વસ્તુનો સમાવેશ કરવાથી પણ ભારનું તોલન જળવાય છે. એટલે, મનને બીજી તરફ ખેંચી જવા માટે સામાન્ય કારણ પણ જો હાજર હશે તો મન ચિત્રના ઉત્તમાંશમાં શ્રેષ્ઠતર આકર્ષણને લીધે ઝૂકશે. મનઃસંયોગનું આ ઇચ્છવાજોગું ભાર-સમતોલન (Balance) ચિત્ર વિજ્ઞાનની રચના-રીતિની ખરી મુદ્દાની વાત છે. પશ્ચિમના દેશોના ચિત્રોમાં કોઇપણ જાતની વિપરીત આકર્ષણની સામગ્રીનું અંકન કરીને આ ભારતોલન-નું પ્રમાણ લાવવામાં આવે છે; પણ પૂર્વ દેશોનાં ચિત્રોમાં, ને ખાસ કરીને ચીનજાપાનનાં ચિત્રોમાં, આ ભાર તોલન શૂન્ય સ્થાન (ખાલી જગ્યા) વડે, એટલે કે વિપરીત આકર્ષણવાળી કોઇપણ વસ્તુનું અંકન કર્યા વગર જ અત્યંત કુશળતાથી સિદ્ધ કરવામાં આવે છે.

પશ્ચિમનાં ચિત્રોમાં ભાર-તોલન બે પ્રકારનું હોય છે:(૧)ચાક્ષુષ, અથવા પ્રત્યક્ષ, યા દૃષ્ટિગોચર સામ્ય (formal balance); અને (૨) અપ્રત્યક્ષ અથવા અંદરનું ભારસામ્ય (informal balance).

પહેલાના ઉદાહરણ તરીકે ઇટાલિયન કલાકાર ફ્રા ઍન્જેલિકો (ઈ. ૧૩૮૭ થી ૧૪૫૫)નું 'માતા ને દેવદૂતો' (Madonna & Angels)નું ચિત્ર લઇએ (આકૃતિ નં.૪૮). આ ચિત્રમાં માતૃમૂર્તિ મેરીને વચમાં બેસાડી તેની બંને બાજુ દેવદૂતોની સમપ્રમાણ હાર મૂકવામાં આવી છે. ચિત્રના વસ્તુનું વજન કરી તેના બે સરખા ભાગ પાડવામાં આવ્યા છે. કોઇપણ તરફ લેશમાત્ર વધારેઓછું નથી વસ્તુનો એવો તો સમાન ભાગ કરવામાં આવ્યો છે કે બેય તરફ વિષયવસ્તુ જાણે બરાબર સરખી જ તોળી બતાવી છે. આ જાતનું ભાર-તોલન ચિત્રકળાના આદિ અથવા શૈશવકાળમાં બહુ જ પ્રિય હતું.

બીજા પ્રકારના ઉદાહરણ માટે વિખ્યાત ઇટાલિયન ચિત્રકાર બૉતીચેલ્લી (ઈ.૧૪૪૪ થી ૧૫૧૦)નું ચિત્ર 'વીનસનો જન્મ' (Birth of Venus) લઇએ. આ ચિત્ર અપ્રત્યક્ષ ભારસામ્યતાના દૃષ્ટાન્તરૂપ છે. (આકૃતિ નં.૪૯). પહેલા ઉદાહરણ પેઠે આ ચિત્રના વિષયવસ્તુનું વજન કરીને તેના બે 'સરખા' ભાગ કરવામાં આવ્યા નથી. જમણી બાજુ ઊભેલી દેવપરીનું રૂપ તથા અવયવો ડાબી બાજુએ ઊભેલી વસ્તુની આકૃતિ કે વજન જેવાં નથી; એમ છતાં ડાબી બાજુની વસ્તુ જમણી બાજુના ચિત્ર તરફથી આપણા મનને આકર્ષી લે છે. જમણી તરફના કરતાં વિરોધી જ એવું કંઇક ડાબી તરફ છે. (જુઓ નીચે ચિત્ર):

ચીનજાપાનનાં ચિત્રોમાં આ ભાર-સામ્યતા, કોઇ પણ વિરોધી વસ્તુનું ચિત્રાંકન કર્યા વગર જ, ફક્ત વિપરીત સ્થાનને તદ્દન ખાલી રાખીને જ, સિદ્ધ કરવામાં આવે છે. ઉદાહરણ તરીકે 'ઊડતા હંસ'નું ચિત્ર (આકૃતિ ન. ૫૦) જુઓ. એ ચિત્રમાં ચંદ્રની બહુ જ નિકટ ઊડતા હંસ યુગલનું સ્થાપન કરીને ચિત્રનો બધો જ નિમ્નાંશ(નીચેનો ભાગ) એકદમ ખાલી રાખવામાં આવ્યો છે. ઉપરના એ વિષયવસ્તુનાં ભાર અથવા વજન, નીચેના શૂન્ય સ્થાનના ખાલી ભાગને ઘણી જ સહેલાઇથી પકડી રાખે છે. નીચે કોઇપણ વસ્તુનું ચિત્ર નથી, છતાં ઉપરના ચિત્ર-વસ્તુને સ્વસ્થાને રાખી તેનો ભાર હલકો કરવામાં આવ્યો છે. જો નીચેનો શૂન્ય અંશ ભરી દેવામાં આવે તો ઉપરના અંશનો ભાર અયોગ્ય રીતે વધી જતો લાગે—થોડી જગ્યામાં જાણે ઘણી વસ્તુની અયોગ્ય રીતે ભીડ થઇ હોય એવું લાગે.

બીજું ઉદાહરણ 'માનવી ને સારસ' (Man and Crane by Korin)નું લો. (આકૃતિ નં. ૫૧) આ ચિત્રમાં ચિત્રિત વસ્તુ ચિત્રપટના લગભગ અરધા ભાગની સીમા ઉપર દોરવામાં આવી છે. પટનો ઉપરનો અરધો ભાગ લગભગ ખાલી રાખવામાં આવ્યો છે, અને ત્યાં એક તરફ થોડાક અક્ષરો ઊભી હારમાં લખી દીધા છે. ઉપરની આ ખાલી જગ્યા ને તેમાં નાનાનાના અક્ષરોની આ હાર, માનવીના મોટા માથાના ને અવયવોના ભારને, ઉપલા શૂન્ય સ્થાનના વજન વડે પકડી રાખે છે. ઉપરનો એ ખાલી અંશ જો હાથથી ઢાંકી દેશો તો તરત જ લાગશે કે છબિ અતિશય ભારવાળી થઇ જાય છે. આ શૂન્ય સ્થાનને ઊંચું વજન આપી, ભારને હલકો કરી









૪૮



૪૯

હવે ચિત્રકારે છબિને દષ્ટિ-મધુર કરી છે. ત્યાં બે પેલી અક્ષરોની હાર ન મૂકી હોત તો ઉપરનો અરધો શૂન્ય ભાગ વધારે ભારાભારે થઈ જાત, અને વજનનું સમતોલન ન રહેત. એટલા માટે ચિત્રકારે પોતાના નામની સહી કરવાની તરકીબ દ્વારા ચિત્ર વસ્તુના વજનને કુશળતાથી સુવિભક્ત કર્યું છે.



૫૨



૫૦



૫૧

ચિત્રરચનાના આદિ યુગમાં પ્રત્યક્ષ ભાર-સામ્યતા (formal balance)નું બીજું પણ એક રૂપ હતું. તેનું નામ 'માપની સમતા' (symmetry), એટલેકે બંને બાજુએ સરખા જ માપની અને સરખા વજનની જ માત્ર નહિ, પણ એકસરખી જ જાતની બે વસ્તુનું સ્થાપન કરવું તે. (જુઓ નં. ૫૨, ૫૩, ૫૪). એ ડિઝાઇનોમાં ગૂંથેલા મોર, હરણ, ફૂલ આદિની રચના સમતાયુક્ત symmetricel બંને બાજુ એકસરખી છે. માત્ર ગૃહશણગાર તથા આલંકારિક ચિત્રો (ડિઝાઇનો) સિવાય ચિત્રરચનામાંથી તો આ રીતિ હવે ઘણો વખત થયાં અલોપ થઈ ગઇ છે.



૫૩

૫૪

૫૫



૫૬



હવે ઘણુંખરૂ માપની આવી સમતા(symmetry)ને બદલે, a-symmetry અથવા 'અનર્ધખંડની'–ભાગ પાડવાની રીત તરફ વધુ પક્ષપાત દર્શાવાય છે. ચિત્રો ચીતરવામાં રૂપના આવા અરધોઅરધ વિભાગની રીતને બદલે સફેદ અને કાળી, અગર પ્રકાશ ને છાયાની વિપરીતતાનો પ્રયોગ કરવામાં આવે છે.

પણ પ્રકાશ ને છાયાના ભાગ એકસરખા વજનમાં પાડવા ઉચિત નથી; એટલે, જો કોઈપણ વિશિષ્ટ માપના પ્રકાશના પથ્થરને તોલનો હોય તો એના પ્રમાણ કરતાં વધુ છાયાની સ્થાપના કરવાથી જ ભાર-સામ્ય (balance)નું પ્રમાણ જળવાય. જગનામી ઇટાલિયન ચિત્રકાર ટીશ્યાં Titian(ઈ. ૧૪૭૭થી ૧૫૭૬)નું 'લાવીનિયા' નામનું ચિત્ર આના શ્રેષ્ઠ દષ્ટાન્ત રૂપ છે. (નં. ૫૫, ૫૬ તથા સામેના પાના પરનું ચિત્ર) એમાં જેટલો અંશ પ્રકાશથી ઊજળો છે તેના કરતાં લગભગ ત્રણ ગણો મોટો અંશ છાયામાં નિમગ્ન કરી ચિત્રકારે ભાર-સામ્યતા (અથવા પ્રકાશ ને છાયાનું સમતોલપણું) કર્યું છે. પ્રકાશ અને છાયાની આ પ્રકારની વિપરીત

'રીતિને ઈટાલીના ચિત્રકારો 'Chiaroscuro' કહે છે. ડચ કલાકાર રેમ્બ્રાં આ પદ્ધતિનો સમર્થ સ્વામી ગણાતો.

## સમગ્ર આકૃતિ (Mass)

કોઈ પણ વસ્તુવિષયની સમગ્ર આકૃતિ જ્યારે પ્રકાશની ગતિનો માર્ગ રોકે છે, અથવા એક વસ્તુ જ્યારે બીજી વસ્તુની આડે આવે છે, ત્યારે બીજાનો માર્ગ રોકીને તે વસ્તુ સંપૂર્ણપણે પોતાની હાજરી તથા પોતાના રૂપ તરફ આપણી દૃષ્ટિને આકર્ષે છે. આવી રીતે પ્રકાશમાં અન્તરાય થવાથી આપણે તેને એક અખંડ વસ્તુ તરીકે તેની હાજરી અનુભવી શકીએ છીએ, પણ તેના બીજા બધા અવયવોના જુદાજુદા અંશોનું અસ્તિત્વ અનુભવી શકતા નથી કે તેની વિગતો જોઈ શકતા નથી. તેને તો માત્ર એક દીવાલની માફક–એકઢાંકણની માફક–એક રોકાણ તરીકે–આપણે અનુભવીએ છીએ આપણે એ અન્તરાયનાં અંગોનો ઝીણવટથી વિચાર કરવા બેસતા નથી, અથવા તો એનો વિચાર કરવાનો અવકાશ જ હોતો નથી. દેખાય છે તે માત્ર એટલું જ કે એક વસ્તુ તેની સમગ્ર આકૃતિ વડે બીજી વસ્તુના દર્શનનો માર્ગ રોકે છે ને બીજી એક વસ્તુને જોવા દેતી નથી. આકૃતિ નં. ૫૭ જોશો તો જણાશે કે મોટું ઝાડ તેની પાસેના નાનાંનાના ઝાડ તથા વેલવેલાના સમગ્ર જથ્થા સાથે એક ઢાંકણ રૂપ બનીને સામેના પેલા મકાનને જોવાનો રસ્તો રોકી ઊભું છે. એ રીતે આપણે એની સમગ્ર આકૃતિ (mass) અન્તરાય રૂપે સમગ્ર રૂપે, અખંડ રૂપે, વિરાટ રૂપે અનુભવીએ છીએ, પરંતુ તેના ખંડાંશોની વિગતો આપણી નજરે પડતી નથી. તેનું એ અખંડ, સમગ્ર, વિરાટ રૂપ તેના ખંડાંશોનું અતિક્રમણ કરી જાય છે. તેનાં પાંદડાં, ફળ, ડાળીઓ વગેરે કાંઈપણ આપણી નજરે પડતુ નથી.



૫૭



૫૮



૬૦



૫૯

ધોળો બાસ્તા જેવો વાદળગોટ ઘેરા ભૂરા આકાશને એક ખૂણે, હિમ-આચ્છાદિત હિમાલય જેવા મોટા રૂપથી, એ ભૂરા આકાશનો ઘણોખરો ભાગ જેમ ઢાંકી રહે છે (ચિત્ર નં. ૫૮) તેવી રીતે સફેદ આકાશનો અસીમ પ્રકાશ ઢાંકીને ઊભા રહે છે શહેરનાં એકબીજાને વળગીને ઊભેલાં આપણાં વિવિધ મકાનો (આકૃતિ નં. ૫૯). તેમની એકત્ર દીવાલોનો અંતરાય એક અખંડ કિલ્લાની પેઠે આકાશના પ્રકાશનો માર્ગ રોકી રાખે છે. એ વખતે પછી એ દરેક મકાનનો દેખાવ, તેના ઓરડા, બારીબારણાં વગેરે કંઈ જ આપણી નજરે પડતું નથી.

દૃશ્ય-ચિત્રકારો જ્યારે કોઈપણ પેનોરમા (panorama) અથવા એક અખંડ વિસ્તારવંતા દૃશ્યનું નિર્માણ કરે છે, ત્યારે તેમને જુદાંજુદાં માપની આવી સમગ્રાકૃતિઓ–massesમાંથી એક સુદૃશ્ય માપના પ્રમાણ(proportion)ની કલ્પના કરી લેવી પડે છે. ચિત્ર નં. ૬૦માંની વૃક્ષરાજિની સમગ્રાકૃતિ–massમાં ને તેની પાછળની વસ્તુમાં એક સુદૃશ્ય, સુમધુર, નયનરંજક, આંખને તૃપ્તિકર એવા એક પ્રમાણ (proportion)ની અથવા ભારસામ્યતા–balanceની અથવા વજનના સમતોલન–epuilibriumની સૃષ્ટિ તેણે યોજી છે. એ સમગ્રાકૃતિ–massના વ્યવધાનની લંબાઈ પહોળાઈ જો તેની પાછળની વસ્તુની લંબાઈ પહોળાઈ કરતાં ઘણી જ વધારે હોત તો સામેનું વ્યવધાન (mass) ભારે થઈ જઈને સમગ્ર છબિની ભારસામ્યતાને balanceને નુકસાન પહોંચાડત. એટલે આ બંને વસ્તુની વચ્ચે આંખને તૃપ્તિદાયક એવું એક પ્રમાણ ને માપનું રક્ષણ કરવું એ ચિત્રકારનું અવશ્ય કર્તવ્ય છે. છાયા ને પ્રકાશની આ સમગ્રતાનું સમપ્રમાણ *equilibrium of mass,* એ ચિત્રરચનાના છન્દનું એક જરૂરી સાધન છે. ફ્રેન્ચ કલાકાર (Corot)કોરોના 'અપ્સરાનું નૃત્ય' નામના એક ચિત્રમાં (જુઓ આ નીચેનું ચિત્ર) છાયા અને પ્રકાશના આ પ્રમાણનો અત્યત સુંદર પ્રયોગ કરવામાં આવ્યો છે. (ચાલુ)



# Our Friends Abroad



આ પત્ર મેળવનાર : ડૉ. ડી. કે. સોનેજી સુખનાથ ચોક, જૂનાગઢ (કાઠિયાવાડ)

Dobrovskeho 27,
PRAHA VII (Czechoslovakia)
Prague (પ્રાગ) તા. ૧૯-૭-૧૯૫૧

પ્રિય ડૉ. સોનેજી,

તમારા તા. ૪-૭-૫૧ ના પત્ર માટે આભાર માનું છું. શરૂઆતમાં હું અમારી રાજધાની પ્રાગનું વર્ણન કરીશ. એનું એક નામ Praha (પ્રહ) છે. તેની વસતિ દશેક લાખની છે અને યુરોપ-બલ્કે દુનિયામાંનાં સૌથી સુંદર શહેરો પૈકીનું એક છે. અમારું શહેર Vltava (વ્લતવ) નદીના બંને કિનારાની કેટલીક ટેકરીઓ પર વસેલું છે. આ બંને કિનારા કેટલાયે પૂલો વડે જોડાએલા છે, જેમાં 'ચાર્લ્સ બ્રિજ' સૌથી પ્રાચીન (૧૪ મી સદીમાં બંધાએલો) છે.

'વ્લતવ' નદીના ડાબા કિનારે એક ટેકરી પર પ્રાગનો Hradcany (હ્રદચની) નામનો કિલ્લો અને જૂનું 'ગોથિક દેવળ' આવેલાં છે જેમાં આજે તો અમારા દેશના પ્રમુખ નિવાસ કરે છે. પ્રાગ 'સેંકડો દેવળોનું શહેર' કહેવાય છે; જો કે ખરી રીતે તો અહીં તેથી યે વધારે દેવળો છે.

સ્થાપત્યની દૃષ્ટિએ પ્રાગ ખરેખર ઘણું જ રસપ્રદ છે. ભૂતકાળની યાદગીરીરૂપ આજે રસ્તાઓ પર રોમનિક, ગૉથિક, રીનેસાં, બેરોક, રોકોકો અને આધુનિક ઢબના મહેલો અને દેવળોની હારની હાર જોવામાં આવે છે. આખા પ્રાગમાં મને અત્યંત પ્રિય છે તે તો Mala Strana (मला स्त्रन)—જે Hradcany (હ્રદચની)ની નીચેના ભાગમાં આવેલું છે. વાંકીચૂંકી ગલીઓમાં ફાવે ચડતાં અકલ્પ્ય સુંદર દૃશ્યો નજરે પડે છે. [હું ચેક નામોના ઉચ્ચારો 'દેવનાગરી'માં લખું છું કારણ કે અંગ્રેજી લિપિમાં લખેલા ઉચ્ચારો ગૂંચવણભરેલા હોય છે.] ....હું તમને પ્રાગનાં કેટલાક દૃશ્યો મોકલીશ કારણ કે આ ક્ષુલ્લક વર્ણન પ્રાગનાં મહાલયોનો ખરો ખ્યાલ નહિ આપી શકે. કદાચ ફોટાથી પણ તેનો ખરો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

ચેકોસ્લોવાકિયા ને એની રાજધાની આજે તો પૂર્વ ને પશ્ચિમનું મધ્યબિન્દુ છે. તેની સાબિતી તરીકે ગયા વર્ષના નવેમ્બરમાં આખી દુનિયાના વિદ્યાર્થીઓ અહીં ભેગા થયા હતા તે તેમજ આંતરરાષ્ટ્રીય સંગીતોત્સવ પણ મે માસમાં થયો હતો તે ગણાવી શકાય....

હાલમાં અમારે ત્યાં યુવાનો અને વિદ્યાર્થીઓ માટેની આંતરરાષ્ટ્રીય છાવણીઓ છે, જેમાં દુનિયાભરના વિદ્યાર્થીઓ માટે પૂરતાં સુખસગવડ છે અને ત્યાં વિદ્યાર્થીઓ વૅકેશન ગાળવા આવે છે.

ડેનમાર્કથી મારે ત્યાં ઑગસ્ટ મહીનામાં મારી એક સખી આવે એવી આશા છે. તેની સાથે હું સપ્ટેમ્બરમાં ડેનમાર્ક જઈશ. હિંદુસ્તાન આટલું દૂર છે એ કેટલું બધું દુઃખદાયક છે!.... ૧૪મી જુલાઈ મારીમાં જેટલા આનંદથી ઉજવાય છે તેટલા જ આનંદથી અહીં પણ અમારા ઉજવવાના વર્ષનો મે નો પહેલો દિવસ ઉજવ્યો હતો. એ વખતે રાત્રિ દરમ્યાન પણ મેં શેરીઓમાં નૃત્ય કર્યું હતું.

પ્રાગ એટલે વિદ્યાર્થીઓનું, સંગીતનું અને 'સોકોલ' (Sokol) ઉત્સવોનું ધામ. હું તમને પ્રાગ આવવાનું આમંત્રણ આપું છું. પ્રાગનો સાચો અનુભવ લેવાની એકમાત્ર શક્યતા એ જ છે....

હિંદુસ્તાનની કઈ વસ્તુમાં મને રસ છે તે જણાવવું બહુ મુશ્કેલ છે; તોપણ કહું કે આખું હિંદુસ્તાન! અલબત્ત, ઇતિહાસ, કળા અને અર્થશાસ્ત્રની અગત્યની હકીકતો હું પુસ્તકોમાંથી જાણી લઉં છું અને વર્તમાન બનાવો વર્તમાનપત્ર કે રેડિયો દ્વારા જાણી શકું છું...

જો તમે હજી સુધી ભૂલી ગયા ન હો તો હિંદુસ્તાનનાં બાળકોની રમતગમતનાં સાધનો અને રમતગમત વિષે માહિતી કરી જણાવશો. તમારી પ્રવૃત્તિ જોતાં તો હું માનું છું કે તમે તમારા દેશનું જીવન સારી રીતે જાણો છો. મને રસ પડે એવું કંઈ હોય તો કૃપા કરી લખશો.

अभी देख रही हूँ कि हिन्दी भाग को बिलकुल भूल गया। आपसे तो भी एक बात पूछूँ। कैसी तरह चेक (Czech) 'A' बिहतर लिखना है। अर्थात् मेरे पहले नाममें दो 'अ' हैं। लेकिन अगर 'मिलद' लिखती हूँ, हो सकता है कि हिन्दी अन्तिम 'अ' नहीं पढ़ते। यदि 'मिलादा' लिखूँ तो फिर गलत भी होए। इस लिए को इस बात में लम्बा 'आ' नहि और हमारी भाषा उसमें दरियाफ्त करती है आशा है कि आप मेरी हिन्दी समझेंगे और शीघ्र उत्तर देंगे। आपकी मातृभाषा क्या है, कृपा लिखिए।

आपकी बहन

मिलद कलाबोवा Milada Kalabova

**નવાં સરનામાં**

નેધરલૅન્ડ્સનાં કુમાર-કુમારીઓ જોડે પત્રવ્યવહાર કરવા ઇચ્છતા હિંદી પત્રમિત્રો નીચેને ઠેકાણે લખીને સરનામાં મેળવી શકશે : International Contact, Karrestraat 24 A-Breda (The Netherlands). અંગ્રેજી, ફ્રેન્ચ અગર જર્મન ભાષામાં પત્રવ્યવહાર કરી શકાશે. દરેકે પોતાનું નામ, સરનામું, જાતિ (કુમાર કે કુમારી છે તે) વય, શોખ અને રસના વિષયો, પત્રવ્યવહારની ભાષા અને કઈ જાતિ તથા વયનાં મિત્રો સાથે પત્રવ્યવહાર કરવા ઇચ્છે છે તે લખી જણાવવું. આ માહિતી 'કુમાર'માંથી મળ્યાનો ઉલ્લેખ કરવો.

ભાઈ સદરુદ્દીન મેરાલી (બૉક્સ ૬૪૫, મોમ્બાસા) મારફતનાં, ગયા અંકમાં પ્રકટ થએલા પત્રમિત્રોનાં ૧૪ સરનામાંને અનુસંધાને બાકી રહેલાં સરનામાં આ નીચે આપ્યાં છે. તેનો ઉપયોગ કરવા ઇચ્છનારે, પત્રવ્યવહાર કરતી વખતે, પોતાને એ નામ તે ભાઈ તરફથી (કુમાર માસિક મારફત) મળ્યું હોવાનો ઉલ્લેખ કરવો જરૂરી છે.

(15) Miss Margaret Johnson, 145, Stokesley Crescent, Billingham, C. Durham, (England); (16) Miss Rejeanne Duchanne, 1870 Prefontaine Avenue, Montreal-4. (Canada); (17) Master Joe Bennett, 3 Tonne Street, Sliema, Malta (Europe); (18) Miss Robin Cristiansen, 13 Justus Street, North Bondi, Sydney, (Australia); (19) Master Victor P. Atard, 'Tali House' 106 Howard Street, Malta (Europe); (20) Millard M. Groben, 621 W. Market Street, Bethlehem, Pa. U.S.A.; (21) Mr. Gustal Rothell, Rosenlundsgatan 6-8 Goteberg, (Sweden); (22) Mr A. Majeed Khadroo, Sweet Home, 23, Willington Street, Port Louis, Mauritius; (23) Betty Howie, 14, Bradon Street, Edinburgh, (Scotland)

શેઠાણી : આ ટંબલર કોણે ભાંગ્યો?'

નોકરડી : બિલાડીએ.

શેઠાણી : બિલાડીએ?—કઈ બિલાડીએ?

નોકરડી : (પોતાનું અજ્ઞાન ખુલ્લું થવાથી નવાઈ પામીને-અકળાઈને) બાપરે! તમારે ત્યાં બિલાડી નથી?

**પ્રાચીન નાટ્યશાસ્ત્ર તથા તેની અનુષંગી નૃત્ય અભિનય આદિ કલાઓનો પરિચય આપતી લેખમાળા**

# ભારતીય નાટ્યનો ઉત્પત્તિકાળ

સંસ્કૃત નાટ્યસાહિત્યના ઉત્પત્તિકાળ વિષે વિદ્વાનોમાં અનેક મતમતાંતરો છે. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસકાર પ્રો. વેબરના મત અનુસાર તેનો જન્મ બે હજાર વર્ષ પર ગ્રીક સંસ્કૃતિની અસરથી થયો હતો. એટલે તેઓ એમ માને છે કે પુરાતન ભારતીય નાટ્યસાહિત્ય સ્વતંત્ર સાહિત્ય નથી, પરંતુ ગ્રીક નાટ્યકલાની અનુકૃતિ છે, અને તે બે હજાર વર્ષથી વધું જૂનું નથી! તેમનો મત યથાર્થ હોય તો સંસ્કૃત નાટ્યસાહિત્ય પર ગ્રીક નાટ્ય સાહિત્યની ગાઢ અસર પડી હોવી જોઇએ. પરંતુ તેમાં તો સર્વાંશે ભારતીય વિશેષતાનાં લક્ષણો જ જોવામાં આવે છે.

બે હજાર વર્ષ પર ગ્રીક બાદશાહ સિકંદરે હિંદની સરહદ પર થોડા સમય માટે સ્થાપેલું રાજ્ય જ હિંદના સર્વ નાટ્યવૈભવના આધારરૂપ હતું એમ કહેવું અત્યંત બેહૂદું છે. સિકંદરનાં આગમનની અતિ પૂર્વે હિંદ તેના સાંસ્કૃતિક વિકાસના સર્વોચ્ચ શિખરે પહોંચી ચૂકયું હતું તે આપણે જાણીએ છીએ. રામાયણ-મહાભારતનો કાળ આપણને ઘણો પાછળ ખેંચી જાય છે ને કોઈપણ દેશની ઉન્નતિને સમયે તે દેશનાં સંગીત,સાહિત્ય ને કલાનો સંપૂર્ણ વિકાસ થએલો આપણે ઇતિહાસમાં જોઇએ જ છીએ. કલાના વિકાસ વગર સાંસ્કૃતિક વિકાસ સંભવી જ શકતો નથી. એટલે ભારતીય નાટ્યસાહિત્યનો ઉદ્ભવ બે હજાર વર્ષથી તો અતિપૂર્વે પરમ પ્રાચીન કાળમાં જ થયો હોવાનું ચોક્કસ છે.

હાલમાં મળી આવતા સંસ્કૃત નાટ્યપ્રયોગોમાંથી મૃચ્છકટિકને પ્રો. વેબર સૌથી પ્રાચીન ગણે છે. તે બે હજાર વર્ષ પર રચાયું હોવાની માન્યતા છે. હાલ મળી આવતા પ્રયોગોમાં મૃચ્છકટિક સૌથી વધુ પ્રાચીન હોવા વિષે વિદ્વાનોમાં ભાગ્યે જ બે મત છે પરંતુ તે પહેલાની કોઈ નાટ્યકૃતિ હાલ ઉપલબ્ધ નથી એટલા જ ઉપરથી મૃચ્છકટિકગ્રંથથીજ ભારતીય નાટ્યસાહિત્યનો પ્રારંભ થયો હોવાના મતનું સમાદન કરવું ઘણું વિચિત્ર છે મૃચ્છકટિક પછીના કાળની પણ અનેક કૃતિઓ વિલુપ્ત થઈ ગઈ હોવાનુ આપણે જાણીએ છીએ; તો તે પહેલા કોઈ નાટ્યકૃતિ નહિ જ રચાઇ હોય એવું ખાત્રીપૂર્વક કેમ કહી શકાય ? રૂચિના ફેરફારથી નવી નાટ્યકૃતિઓ અસ્તિત્વમાં આવતા જૂની કૃતિઓ ધીમે ધીમે વિલુપ્ત થઈ ગઈ હોવાનું પણ ઘણું સ્વાભાવિક છે. વળી, મૃચ્છકટિક કોઈ આખ્યાન કે ઇતિહાસ પર રચાએલું નથી,પણ કવિકલ્પિત વસ્તુ પર રચાએલું છે. આથી તે પહેલા વાસ્તવિક વૃત્તાંનાં નાટકો પણ પ્રચલિત હોવાં જ જોઇએ.

નાટ્યશાસ્ત્રમાં આપેલા રૂપક(નાટક)ના દસપ્રકારોમાં મૃચ્છકટિક 'પ્રકરણ' નામે પ્રકારનું છે. તે પ્રકાર પાંચથી દસ અંકમાં રચાએલો હોય છે. વળી, નાટ્યસાહિત્યની સર્વ પરિપકવતા તેમા જોવામાં આવે છે. તેથી જ, એક નાટ્યપ્રકારની કૃતિ આટલી પરિપકવ સૌથી પ્રથમ જ રચાઇ હોય તે યે સંભવિત નથી.

રૂપકના 'અંક' અને 'વીથી' જેવા એકઅંકી નાના પ્રકારો પણ નાટ્યગ્રંથોમાં જણાવ્યા છે. તેથી પ્રારંભમાં આવા સાદા અને સરળ પ્રકારો પ્રચલિત હોવાનુંવધુ સંભવિત છે. નાટ્યસાહિત્યના વિકાસની સાથે આ નાના પ્રકારો વિલુપ્ત થયા હોવા જોઇએ. આ ઉપરાંત મૃચ્છકટિકની પહેલાંના કાળના સંસ્કૃત સાહિત્યમાંથી પણ નાટ્ય અંગેના અનેક ઉલ્લેખો મળી આવે છે. વળી બૌદ્ધ અને જૈન સૂત્રોમાં નાટકો જોવાની મનાઈ કરેલી છે, તે પરથી પણ સાબિત થાય છે કે નાટકો ઈ પૂર્વે છઠ્ઠા સેકામાં પણ અસ્તિત્વ ધરાવતાં હશે. વજ્રપુર નગરમાં યાદવકુમારોએ ભીમ સ્ત્રીઓ સાથે 'કુબેર રંભાભિસાર' નામનું નાટક ભજવી બતાવ્યાનો ઉલ્લેખ 'હરિવંશ'માં પણ આવે છે.

નાટ્યના વિષય પર રચાએલો 'ભરત નાટ્યશાસ્ત્ર'નો ગ્રંથ અતિ પ્રાચીન મનાય છે. ઋગવેદ વગેરે વેદોના જેમ તેની ઉત્પત્તિની કથા પણ દંતકથામાં મનાય છે તેમજ તેને પાંચમો વેદ ગણવામાં આવે છે, એ હકીકત પણ તેની પ્રાચીનતા જ દર્શાવે છે. વળી, કોઇપણ વિષયનું શાસ્ત્ર તે વિષયના ગણનાપાત્ર વિકાસ પછી જ રચાય છે. આ ન્યાયે ભારતીય નાટ્યકલા અનેતેના સાહિત્યનો ઉદ્ભવ ભરત નાટ્યશાસ્ત્રની પહેલાં થયો જ હોવો જોઇએ. આ બધું જોતાં તેનો જન્મ ગ્રીક નાટ્યકલાની અસરથી વિમુક્તરીતે અને બે હજાર વર્ષથી યે અતિ પ્રાચીનકાળમાં થયો હોવાનું હવે વિશેષ પુરવાર કરવું પડે તેમ નથી.

(ચાલુ) **યોગેન્દ્ર પ્રિયદર્શી**

---

## કસોટી

હોથી ન શકો તો ઉત્તરો આ નીચે અવળા આપ્યા છે.

(૧) વસુના જન્મદિને તેના હાથમાં પાંચ રૂપિયાની નોટ મૂકીને મેં કહ્યું કે જેટલા વર્ષની તારી ઉંમર છે તેટલા અધોળ મિઠાઈ તારા માટે લઇ આવ. તેણે પોતાની મનભાવતી મિઠાઈ લઇ આવીને મારા હાથમાં ત્રણ રૂપિયા એક આનો ને અગિયાર પાઈ પાછાં મૂકયાં તો તેની ઉમર કેટલી ?

(૨) ચાર છોકરાને તેમની દોડની શરતનું પરિણામ પૂછતાં તેમણે નીચેના જવાબ આપ્યા : અનુએ કહ્યું, 'હું છેલ્લો નથી આવ્યો'; બાલુએ કહ્યું, 'હું દીનુથી આગળ આવ્યો છું'; ચંદુએ કહ્યું 'પણ દીનુ અનુ કરતાં તો આગળ આવ્યો છે ને?' ત્યારે પહેલું કોણ આવ્યું ?

(૩) એક માણસને એવું સ્વપ્ન આવ્યું કે જાણે પોતાને ફાંસીને માંચડે ચડાવવામાં આવ્યો છે. અચાનક એ જ વખતે તેની બાજુમાં સૂતેલા મિત્રનો હાથ તેના ગળા પર પડયો; એથી પેલા માણસને એમ જ લાગ્યું કે પોતાના ગળામાં ફાંસીનું દોરડું પડયું ! એથી તે એટલો હેબક ખાઈ ગયો કે તેના આઘાતથી તત્ક્ષણ મરણ પામ્યો. આ વાતમાં તમને વિચિત્ર લાગે છે ?

(૪) વિજ્ઞાનના પ્રોફેસર બજારેથી આવતા હતા તેમને એક મિત્રે પૂછ્યું 'કેમ શું લઈ આવ્યા ?' પ્રોફેસરે જવાબ આપ્યો: 'થોડું સોડિયમ કલોરાઇડ ને થોડો એસેટિક એસિડ.' તો એ શું લાવ્યા હશે ?

(૫) ગાજર, લીંબુ અને કોબિજ, એ ત્રણમાં વિટામીન 'સી' સૌથી વધુ શામાં ને સૌથી ઓછું શામાં?

(૬) ચાર પાયડા એવી રીતે ગોઠવો કે જેનો સરવાળો ૧૦૦ થાય.

---

કસોટીના ઉત્તરો : (૧) ૧૯ વર્ષ (ખુલાસો : જેટલાં વર્ષની તેની ઉંમર, તેટલા અધોળ મિઠાઇ લાવતાં તેણે પાંચ રૂપિયામાંથી ૩૬૧ પાઈ વાપરી. હવે તે રકમનો બીજો કોઈ અવયવ પડતો નથી; માત્ર તેનું વર્ગમૂળ ૧૯ નીકળે છે.) (૨) બાલુ; (૩) જો એ તત્ક્ષણ મરી ગયો તો આ સ્વપ્નાની વાત કેવી રીતે કહી શકયો ? (૪) સાદું મીઠું ને સુરકો; (૫) સૌથી વધુ લીંબુમાં. તેથી ઓછું કોબિજમાં; ગાજરમાં સૌથી ઓછું;(૬) [illegible] (આ રીતે કોઇ પણ અંકની બાબતમાં બનશે.)

હડીસીંગ : વારુ હવે; ક્યારે શરૂ થશે ?

રણછોડભાઈ : આગબોટ આવે ને સાંચા લાવે ત્યારે આપણા દાદાભાઈ નવરોજજી મને લખે છે કે એકાદ મહિનામાં આવી જશે.

મગનભાઈ : પણ મુંબાઈથી અમદાવાદ શી રીતે લાવીશું? સરકાર રેલની વાતો કરે છે, પણ રેલ તો હજી મોઢું યે બતાવતી નથી.

રણછોડલાલ : ખંભાત ઉતારીશું.

હડીસીંગ : રંછોડભાઈ સાહેબ ! અમદાવાદ જો બંદર હોત તો કેટલું સારું ?

રણછોડલાલ : ન હોય તેથી ન થઈ શકે તેમ નથી. ઉદ્યોગ વગર બંદર કેવાં ? ઉદ્યોગ વગર ક્યું બંદર ટક્યું છે? ખંભાત ગયું, ભરૂચ ગયું, સુરત ગયું. આપણે ઉદ્યોગ લાવીશું તો ઉદ્યોગ બંદરને લાવશે.

મગનભાઈ : (હસીને) અમદાવાદને ઉપાડીને આપ દરિયા પાસે લઈ જાવ !

રણછોડલાલ : ના દરિયાને અમદાવાદની પાસે લાવીશું. જોકે અત્યારે તો એ સ્વપ્ન છે.

હડીસીંગ : વારુ, ખંભાતથી સાંચાઓ અમદાવાદ લાવવાનું કોણ કરશે ?

રણછોડલાલ : જેને ગરજ હોય તે રણછોડલાલ છોટાલાલ.

મગનભાઈ : અરે એ તે કંઈ આપના કામ ?

રણછોડલાલ : શેઠ, આપ ભૂલા વના સ્વર્ગે જવાવાં છો ? એમના નામ ગી? હું તો ઇજનેરની સાથે હશે તો પણ લેવાનું છું એનું નામ જ પરરોવાના પરો. વળી હવે હું કયા અમલદાર છું ?

હડીસીંગ : જોઈશું સાહેબ !

રણછોડલાલ : તમને જોયે પાલવે, મને કયે પાલવે.

મગનભાઈ : હવે રજા લઉં ?

હડીસીંગ : અને હું પણ ?

રણછોડલાલ : પધારો. અને મગનભાઈ ! આપના બે, અને હડીસીંગજી ! આપનો એક.

મગનભાઈ : બધા આપના જ છે.

★ લેખક : પછી સાંચા આવ્યા. રણછોડલાલ ખંભાત ગયા. ત્રણ માસ ત્યાં રોકાયા ને બળદગાડાઓમાં સાંચા અમદાવાદ લાવ્યા. વિલાયતથી આવેલો એક ઇજનેર કૉલેરામાં ખપી ગયો. રણછોડલાલ હિંમત ન હાર્યા. બેએક વરસમાં મિલ ધમધોકાર ચાલી અને ખૂબ કમાવા લાગી. એમની વાહવાહ ચોટચૌટે બોલાવા લાગી. સાંભળો આ ત્રણ કાપડિયાઓને.

પહેલો : માણસ ખરો બાહોશ. એક વાર સાંચા દરિયામાં ડૂબ્યા. પછી વળી ઇજનેર કોગળિયાનો ભોગ થયો. પણ રંછોડભાઈ ન ડગ્યા તે ન જ ડગ્યા.

બીજો : હા. મિલ મારી બેઠી ધમધોકાર ચલાવી.

ત્રીજો : હાથે હથોડા લઈને કામ કરેલું, શેઠ! મારા ને તમારાથી એ ન થાય !

પહેલો : મારા ને તમારાથી શું, કોઈથી ન થાય ! નગરશેઠથી ય ન થયાં, ને ચૌટાના શેઠિયા હાથમાં ગજ લઈને બેસી રહ્યા.

બીજો : લાડવો ભાગ્યા વગર ઘરઘરને ખવાય છે ? વાણિયો વેપાર કરી જાણે; કારમારાં ને કારખાનાં તો નાગરનાં જ.

ત્રીજો : વાણિયાની ગુમાસ્તી કે સરાફી.

પહેલો : કે ગજ કાપડ ફાડવાનું.

બીજો : બીલના નફા વાંચ્યા? લંક લાગશે ત્યારે ફરશે ને ત્યારે થશે. સોના ત્રાજુસે થયા, શું સમજ્યા ?

ત્રીજો : તગદીરની બલિહારી.

પહેલો : તગદીર તો કપાળમાં. હાથ ને અક્કલ ચલાવ્યા વગર કપાળમાં જ પડ્યું રહે. હામ બીડ્યા વગર ધામ પહોંચાતાં નથી.

બીજો : વાત સવા સોળ આની. બીજો હત તો સાંચા ડૂબ્યા તેને દેર રડ્યો આની વાત બાજુએ મૂકત.

ત્રીજો : ને ત્યાર બાદ તરત ઇજનેરને કોગળિયું ભેચી ગયું ત્યારે તો દૈવના કોપમાં શકા જ ન રહેત

પહેલો : એમ વાત છે, મારા શેઠ ! રંછોડભાઈ દૈવને ન ગાંઠ્યા. દૈવ એમને ગાંઠ્યો. એનું નામ તે રંછોડભાઈ. શું સમજ્યા ?

બીજો : નીકર 'મા મને કોઠીમાંથી કાઢ' એવો ઘાટ થાત. હું ને તમે તો હબકી જઈએ ને છાજિયાં લઈએ.

ત્રીજો : એટલેસ્તો હું ને તમે ગજ લઈને લુગડાં ફાડીએ છીએ.

પહેલો : ને એણે સાત પેઢીનો વિચાર કર્યો.

બીજો : સાથે અમદાવાદનો યે કર્યો ને ?

ત્રીજો : સાથે નહિ, પહેલો, મારા શેઠ! અમદાવાદની આબાદીમાં એણે પોતાની આબાદી જોઈ; ને અમદાવાદની આબાદીમાં આપણી ને આપણાં છોકરાંઓની આબાદી આવી ગઈ, સમજ્યા ?

પહેલો : કાનની બૂટ પકડું; ના કેમ કહેવાય ?

બીજો : ખરી સખાવત તે ઉદ્યોગ આપવો તે.

ત્રીજો : વાત સવા વીસ. પુનદાન તે કેટલાને પહોંચે ?

પહેલો : પુનદાન પોતાને માટે, ઉદ્યોગ સૌને માટે.

બીજો : સાંભળ્યું છે કે બીજી મિલ કરે છે ને લોઢા કોલસાની ખાણોની કંપની પણ કરે છે !

ત્રીજો : ને ખંભાતથી દરિયો લાવવાના છે !

પહેલો : એમ વાત છે' આપણે માનીએ કે કોલસેર હાથ કાળા કરે.

બીજો : ને લોઢાં લવાર ટીપે.

ત્રીજો : અમદાવાદનું નામ બદલવું પડશે.

પહેલો : બદલ્યાં બદલાય છે ? રંછોડાબાદ કે રેંટિયાબાદ કહેવાથી શું વધારે છે ?

બીજો : સવા સોળ આની ને બે પૈ અહમદશાહનો વારસ છે !

ત્રીજો : બહુ જીવો.

પહેલો : સો વરસ જીવો.

બીજો : સો મિલ કરો.

ત્રીજો : ને શહેરને તારો. લ્યો હીંડો.

પહેલો : આવજો, શેઠ !

★ લેખક : સંપત્તિ વધતી જ ગઈ,—અમદાવાદની તથા રણછોડલાલની. બીજી મિલ થઈ. માધુભાઈને ઘેર દીકરો પણ થયો. એ દીકરો સમય દાનવીર પાક્યો. સાઠ લાખની સખાવત કરી. બૅરોનેટ બન્યો. રણછોડલાલ અમદાવાદ મ્યુનિસિપૅલિટીના પહેલા પ્રમુખ થયા. અમદાવાદને તેમણે ગટર આપી ને ચકલીનાં પાણી આપ્યાં બદલામાં ગાળો પણ ખાધી. હવે તમને મ્યુનિસિપૅલિટીની તેમની ઑફિસમાં લઈ જાઉં છું. રણછોડલાલ કામના કાગળો વાંચી રહ્યા છે. એક મ્યુનિસિપલ મેમ્બર મળવા આવે છે

મેમ્બર : પ્રેસીડેંટ સાહેબ! આ તો હવે હદ થાય છે. આખા શહેરમાં ખળભળાટ મચ્યો છે. ગટરની વાત પડતી મૂકવી જ ઠીક છે.

(ઑક્ટોબર ૧૯૪૧) 

રણછોડલાલ : ભાઈઓ !

અવાજ : બેસી જા, રાક્ષસ !

રણછોડલાલ : ભાઈઓ; તમે મને સાંભળવા આવ્યા છો, તમને નહિ. અમદાવાદમાં ગંદકી ઘણી છે, તેમાં શબ્દોની ગંદકી શું કરવા ઉમેરો છો? મળમૂત્રની ગંદકી સારુ ગટર આવશે. પણ શબ્દોની ગંદકી સારુ મારી પાસે કંઈ નથી. ગટર એ મારી ભૂલ નથી, શહેરની ગંદકીની અને તમને ખોટું બતાવનારાઓના દુરાગ્રહની ભૂલ છે. મરેલાંઓ કે જેમની સંખ્યા જીવતાંઓ કરતાં ઘણી વધારે છે તેઓના મત ગણીએ તો મારી બહુમતી મોટી છે

એક અવાજ : તમે મરેલાંઓમાં ભળો અને બહુમતી વધારો.

રણછોડલાલ : હું ભળીશ, પણ તમને જીવતા રાખીને. તમારો ક્રોધ શમાવીને સાંભળો. ગટરના અને ચકલીના ફાયદા અને ગેરફાયદાને તોળી જોશો તો રણછોડ રાક્ષસ નહિ પણ માણસ લાગશે. અકાળે મરેલાં જો કહેવા આવી શકે તો મને જરૂર ઠપકો આપે કે મેં ગટર મોડી આણી. મારે તો આમ જીવતા ને મરેલા બધાંના ઠપકા ખાવાના છે. પણ હોય ! ભંગી અને વણકરને તો નસીબમાં વતરાં ને ગાળો લખેલાં જ હોય !

એક અવાજ : આપને કોણ ગાળો દઈ શકે?

રણછોડલાલ : જેમની હું સેવા કરું તે; બીજા કોણ ?

બીજો અવાજ : આપની સેવાઓની કોણ ના પાડે છે?

રણછોડલાલ : એ જ દુઃખ છે. કોઈ ના પાડતા નથી. અને હું ના પાડું તો ગાળો સાથે કાંકરા નહિ પણ લાકડીઓ ખાઉં. (ગંભીર અવાજે) હું તમારો ગુલામ, એટલે મારે ગાળો, માર, મહેણાં ને ઠપકા બધું સહન કરવાનું. અને ગુલામને બીજું મહેનતાણું શું હોય?

ત્રીજો : આપ તો અમારું નાક છો.

રણછોડલાલ : હા. અને તે પણ તમારું. તો કાપવું હોય તો કાપી નાખો. (ખિન્નતાથી) આજે મારું દિલ બહુ દુઃખે છે કે અમદાવાદને મેં મારું માન્યું ને જેનો હું થયો, જેની ખાતર મેં મારી જાત ઘસી, જેના દુઃખે રોયો ને સુખે હસ્યો, તે અમદાવાદે મારા દિલમાં જખમ કર્યો ! મારામાં વિશ્વાસ મૂકીને મારો વિશ્વાસઘાત કર્યો !

ઘણા અવાજો : ના, ના, ના. વિશ્વાસ છે, પૂરો વિશ્વાસ છે.

રણછોડલાલ : (મોટેથી) તો વિશ્વાસ મૂકી જાણો ને હું જે કરું છું તે તમારી ખાતર, તમારી પ્રજા ખાતર, તેની પ્રજા ખાતર, અને (દર્દથી) અકાળે મરી ચૂકેલાં બીમારાં અનેક બાળબચ્ચાં ને જવાનિયાના દુઃખી આત્મા ખાતર, કરવા દો, કરવા દો. (તાળીઓના ગડગડાટ)

★ લેખક : અને અમદાવાદને મીલ આપનારે તેને ગટર અને વૉટર વર્ક્સ પણ આપ્યાં. હવે આપણે સમાર તે કાળના પ્રાર્થના સમાજમાં ડોકિયું કરીએ ને રણછોડભાઈને, તેમના મિત્રો, ભોળાનાથ સારાભાઈ, મહીપતરામ રૂપરામ અને ગોપાળરાવ દેશમુખ સાથે મળીએ. મહીપતરામ બોલતા સંભળાય છે અને એક ધાતુની મૂર્તિ ઉપર પેન્સિલના પ્રહારો કરી રહ્યા છે.

મહીપતરામ : મૂર્તિમાં જો સત હોય તો શાક જ રહ્યું ! જુઓ, આ મૂર્તિ શું ઈશ્વર છે ? લાલજી ! તમારામાં જો સત હોય તો બોલો. કમાંથી બોલો ? તમે ફક્ત ધાતુના ટુકડા છો. શું સમજ્યા ? જડ છો. નીકર પેન્સિલના માર સહન કરો ? બોલો ! શેના બોલો ? ચૂકરચો, જોઈ લો. સુધારાએ સાબિત કરી આપ્યું છે કે મૂર્તિપૂજા દંભ છે, પાખંડ છે, વહેમ છે, બુદ્ધિહીનતા છે, જડતા છે, અને સુધારાના સૂરજે આજે એને અંગઝાટ કરી નાખ્યો છે. જુઓ ! આ મૂર્તિને હવે હું આ પથરપી ત્રણ વાર જોરથી ટીચું છું કે જેથી કશી જ શંકા ન રહે.

રણછોડલાલ : પરમાત્માની સહનશીલતા ગણી પાડ માનજો. મહીપતરામભાઈ, જો તમારા કે મારા માથે આમ ફટકા પડે તો આપણે સહન ન કરી શકીએ ને બૂમો પાડીએ. પણ તેથી આપણે ઈશ્વર સાબિત થઈશું ?

મહીપતરામ : રણછોડભાઈ ! તમારા હૃદયમાં હજી મૂર્તિપૂજા તરફ પ્રેમ છે. તમારી દલીલ બરાબર નથી. આ ઈશ્વર નથી એટલું જ નહિ પણ માણસ પણ નથી. તે હવે સાબિત થાય છે જો મનુષ્ય હોત તો વેદનાથી બૂમ પાડી હોત, અને જો ઈશ્વર હોત તો મારો હાથ થંભાવી દીધો હોત. બેમાંથી એકે બન્યું નથી, એટલે મેં કહ્યું તે જ સત્ય છે. જુઓ આ છેલ્લી વાર લાલજીને માથે પેન્સિલનો એક ફટકો મારું છું. હો–ઓ–ઓ–ઓ !

રણછોડલાલ : જોયું ? પેન્સિલ તૂટી ગઈ ! સત્ વગર આવું બને ? મહીપતરામભાઈ ! હવે લાલજીને બહુ ન મારશો, હોં ! એમાં સત નથી. ને પેન્સિલ સમાજની હતી તે તોડી માટે કાલે આખી પેન્સિલ લેતા આવજો.

મહીપતરામ : તમારા લાલજીમાં સત હોય તો તેની કનેથી માગી લો.

ભોળાનાથ : મહીપતરામભાઈ ! મૂર્તિઓને મારવા માટેનાં ખાસ સાધનો કહો તો સમાજ વસાવે. કેમ રણછોડભાઈ.

રણછોડલાલ : (બહુ ધીમેથી) મૂર્તિને આજે એ મારવા ઉપર ચઢ્યા છે ને એને પોભા નહિ પાડે ત્યાં સુધી નહિ જંપે ! ભોળાનાથભાઈ તમે જ કહો.

ભોળાનાથ : મહીપતરામભાઈ ! એ મૂર્તિ આપણે જેની હતી તેને સાજી સમી સોંપવાની છે. માટે જો એને શિક્ષા કરવી હોય તો પણ એને નુકસાન ન થાય તેવી રીતે કરજો.

રણછોડલાલ : હા, એ તો મારા ભીનુનું રમકડું છે વળી એ કંઈ પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ નથી. પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ તે માર ખાવા સમાજ સુધી આવે ય ખરી ? કેમ, ગોપાળરાવ ?

ગોપાળરાવ : હા; શું મારા ભાઈ મહીપતરામ ! બાપડા બાળકના રમકડાને ટીચી નાખ્યું ! છોડો હવે.

મહીપતરામ : રણછોડભાઈએ સાચું જ કહ્યું છે. પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ સમાજ સુધી આવવાની ધૃષ્ટતા જ ન કરે.

રણછોડલાલ : આજથી નિયમ કરો કે મૂર્તિને કદી માર ન મારવો. આપણે તેને આપણા જેવી કલ્પી લઈ તે જવાબ ન આપે તેથી ક્રોધ કરવો પડે અને ક્રોધ કરવાથી લોહી ગરમ થાય અને પેન્સિલો તૂટે ! કેવી સારી પેન્સિલ તમે તોડી નાખી ! અને તે કેવા કારણે ? અમદાવાદને ઉદ્યોગની, પાણીની, ગટરની, દવાખાનાંની, ઇસ્પિતાલોની જરૂર છે કે નહિ તેની ચર્ચા માટે નહિ. પણ ધાતુની મૂર્તિમાં સત છે કે નહિ તે ખાતર !

મહીપતરામ : એક પેન્સિલ તૂટી તેમાં તમે મારા પર પિત્તો મારી. અને ભીનુને રમકડું તે આવું અપાય? સાચો પ્રાર્થનાસમાજી મૂર્તિને રમકડાંમાં આપે ? બાળકને કેવા સંસ્કાર પડે ?

ભોળાનાથ : અને સાચો સનાતની લાલજીને મહીપતરામને સ્વાધીન કરે ? કેમ ગોપાળરાવ ?

ગોપાળરાવ : રણછોડભાઈ કોનું નામ ? હરામ છે એમને સુધારામાં કે પ્રાચીનતામાં કશામાં યે શ્રદ્ધા હોય તો !

રણછોડલાલ : ભાઈ, મને તો બંનેમાં શ્રદ્ધા છે; પણ સૌથી વધારે સમાધાનમાં છે.

# રસદર્શન

પોતાને સૌન્દર્યલોકમાં પ્રવેશ કરાવનાર જીવન-પ્રસંગોનાં સંસ્મરણો

[૩૧]

લેખક ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

ભારતમાતાને મેં ઉત્તર દક્ષિણ, પૂર્વ-પશ્ચિમ ચારે દિશાએથી જોઈ છે, અને જ્યાંથી જોઇ છે ત્યાંથી રૂપરૂપનો ભંડાર જોઇ મારાં ચક્ષુ ધન્ય થયાં છે.

વર્ષાઋતુમાં દક્ષિણનો સહ્યાદ્રિ પર્વત જોવા મળે એ પણ સદ્ભાગ્ય ગણાય. ક્રમણાં મુંબાઇથી પુણે જતાં આ વખતે પશ્ચિમઘાટની શોભા મેં પેટ ભરીને જોઇ. પર્વતનાં શિખરો ને તળેટીઓ લીલાછમ બની ગયા હતાં અસંખ્ય ઝરણાં, ધોધ, સરિતાઓ ને સરોવરોથી એ ગિરિપ્રદેશ મનોહર બન્યો હતો ખંડાલા, લોનાવલા, મુળશીપેઠા વગેરેની કુદરત તો અલૌકિક હતી એના સૌંદર્યના અનુસંધાન દ્વારા મગ્ન બની મેં ચાલતી ગાડીએ પણ ઇશ્વરનાં ધ્યાન ને ઉપાસનાના આનંદ પેટભરીને ભોગવ્યા.

પુણામાં મૂઠા નદીને કિનારે, એક બંગલાને ત્રીજે માળેથી સૃષ્ટિસૌંદર્ય માણવાનો અપૂર્વ અવસર મને મળ્યો. નદીકિનારા પર પહેલી રાત, મધ્યરાત ને પાછલી રાતની ભિન્નભિન્ન પ્રકારની બદલાતી શોભા આટલી નિકટતાથી જોવાની તક મને કદી મળી નહોતી નીલ આકાશમાં ઝગતા તારાના તથા વીજળીના દીવાઓનાં પ્રતિબિંબથી મંડિત રૂપેરી સરિતા આછા અલંકારો સજેલી પવિત્ર સૌભાગ્યવતી જેવી લાગતી હતી. પાછલી રાતે તો પછી ચાંદની ખીલી પહેલાં એ ચાંદનીના આછા પ્રકાશમાં અને પછી પ્રાતઃકાળ થતા ઉષાના મનોહર રંગોમાં નદી, નદીના બંને કિનારા, પાછળના પહાડો ને મનોહર આકાશ મેં જોયા જ કર્યાં. કોઇ પર્વની ઊજવણી માફક મેં એ રાત ને પ્રભાતના મીઠા કલાકો સાત્ત્વિક નિરાંતથી ગાળ્યા.

પછી મેં પુણામા પર્વતી, ચતુર્શિંગી, સંગમેશ્વર, બંડ ગાર્ડન, લશ્કર(છાવણી), મૂળાનો પુલ તથા શનવારપેઠના પેશ્વાવાડા જોયાં.

પર્વતી પરથી પરથી આખું પુણા, એની બંને નદીઓ સાથે નજરે પડતું હતું. બાજીરાવના ઉતારા, મેડીઓ, છજાં, અટારીઓ અને ઝરૂખા તથા ટંકારખાનાંની ને સુરંગોની ઐતિહાસિક જગ્યાઓ, જૂના ઇતિહાસને મનોચક્ષુ આગળ પ્રત્યક્ષ કરી રહ્યાં છે. અહીંની લક્ષ્મીનારાયણની મૂર્તિઓ મને ગમી, પરંતુ હરિજનોને મંદિરમાં પ્રવેશની છૂટ બંધી છે એ પાટિયા પર વાંચ્યું ત્યારે તો એ જમીનમાંથી બારીએથી હરિજનોને દર્શનની છૂટ છે તે બારી થી જ સાચાં દર્શન કર્યાં.

ચતુર્શિંગી ઉપર જવાનું ચૂકી જતી છાવણીઓને રસ્તેથી હતું. લડાઇને પ્રસંગે લાખો રૂપિયા ખરચીને કરેલાં મકાનો અને સાધનો આજે વેરણછેરણ થઈ રહ્યાં હતાં. અહીંથી ફરગ્યુસન કૉલેજ અને એનાં છાત્રાલય દૂરથી દેખાતા હતાં. એ કૉલેજની સંસ્કૃતિએ, દક્ખણ અને ગુજરાતને જે અલક્ષ્ય લાભ આપ્યા છે તે ઋણના બદલામાં એ સ્થળેથી મેં એ સંસ્થાને પ્રણામ કર્યાં. મંદિરમાં તો સવારને વખતે કોઇ પૂજારી પણ ન હતો, એટલે માતાજીનાં દ્વાર બંધ હતાં. પણ ખરાં માતાજી તો ત્યાંથી જ્યાં નજર નાખો ત્યાં—ખેતરો અને મેદાનોમાં, પહાડ ઉપર અને પુણા નગરીના સત્ત્વમાં જોવાતાં હતાં. બહુ દહાડે પહાડ ઉપર ચડવાનું મળવાથી મને આનંદ થયો અને જે ધાટોને આગગાડીમાંથી દૂરથી જોયા હતા તે તો સ્પર્શ પામીને માતા પૃથ્વી સાથે મેં એકતાનો અનુભવ કર્યો.

બંડ ગાર્ડન તો ત્રણેક વખત જઈ આવ્યો. બાગનાં ફૂલો, વૃક્ષો બેઠકો ને એકાન્ત રસ્તા ઉપરાંત ખરી મઝા તો પૂલ પરથી નદીના પાણીનો આખો ધોધ પડતો જોવામાં છે. ચારે કાંઠે ભરપૂર પાણી વહી રહ્યાં છે પશ્ચાતભૂમિમાં દૂરદૂર ભૂરા પર્વત શોભે છે અને કિનારે બાગનાં વિશાળ વૃક્ષો પર પંખી કિલકિલાટ કરી રહ્યા છે. બંધથી આગળ દૂરદૂર સુધી જતી નદી આગ્ય ને ખડબચડી ભૂમિથી અંકિત ખેતરોમાંથી જતી કે ઈ ભરવાડણ જેવી લાગે છે.

જુલાઈની ધારાસભા પૂરી થાય તે પહેલાં જ્ઞાનેશ્વર મહારાજનું જન્મસ્થાન આળંદી જોવું હતું. પણ આળંદી જતી મોટરબસ ચાર વાગે ઊપડવાની હતી અને અમે તો એક વાગ્યાના બસ સ્ટેશને પહોંચી ગયા! વચ્ચે જે વખત મળ્યો તે દરમિયાન અમે શનવાર પેઠમાં આવેલા પેશ્વાવાડાના બળતાં બચેલા મહેલની આગલી મેડીના ઐતિહાસિક ખંડમાં જઇને બેઠા. "આપણા પૂર્વજોનું સ્મરણ કરાવતું આ સ્થળ બગાડશો નહિ." એવા પાટિયાંએ અમારા મન પર બહુ અસર કરી. પેશ્વાઓથી આજ સુધીનો ઇતિહાસ નજર સમક્ષ તરી રહ્યો. સ્વધર્મ અને સ્વરાજ્ય સ્થાપન કરવાના પેશ્વાઓના મનોરથો ક્યાંના ક્યાં ઊડી ગયા અને છ હજાર માઇલથી વેપાર કરવા આવેલા અંગ્રેજો હિન્દના સર્વસત્તાધીશો બન્યા. ફરી પાછો નાટકનો પ્રવેશ બદલાયો ને 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક છે—અને તે હું લઇશ જ' એમ પોકારતા લોકમાન્ય ટિળક પ્રકટ્યા; ને એમના દેહવિલય પછીની આ પચ્ચીસીમાં દેશ ખેડેલી લડતોને અંતે આવી પહોંચેલી દીલ્હીની વાટાઘાટોનાં શુભ પરિણામોની આશામાં, ભારે હૃદયે અમે એ ઐતિહાસિકસ્થળને પ્રણામ કરીને આળંદી જવા માટે નીકળ્યા.

આળંદીનો રસ્તો ભવ્ય હતો. પહાડો, તળેટીઓ અને ખેતરો એટલાં લીલાંછમ બની ગયાં હતાં કે એ આખું દૃશ્ય નીલગિરિના પ્રદેશનું સ્મરણ કરાવતું હતું. નાની ઇન્દ્રાયણી નદી પૂરથી મસ્ત સુંદર બની હતી અને યાત્રાનો દિવસ નહિ હોવાથી મંદિરો તથા બીજાં જોવાલાયક સ્થળો શાન્તિપૂર્વક જોઈ શકાયાં. એક મંદિરના છજામાંથી નદી બહુ જ સુંદર દેખાતી હતી મેઘાચ્છાદિત આકાશમાંથી અવારનવાર ડોકિયાં કરતો સૂર્ય આખી પશ્ચિમપૂર્વ વહેતી નદીને દેદિપ્યમાન બનાવી દેતો. આળંદીની પવિત્રતા, વાતાવરણની સાત્ત્વિકતા ને સૃષ્ટિસૌન્દર્ય તીર્થને યોગ્ય હતાં નિવૃત્તિનાથ જ્ઞાનદેવ, સોપાન અને મુક્તાબાઈ જેવાં પૂજ્ય સંતો ને ચાંગદેવ જેવા પંડિત ને યોગીની મૂર્તિઓ ત્યાં જોઈ. તુકારામના શિષ્ય મહલાપાના સમાધિ મંદિરમાં અમને તુકારામના અભંગોની હસ્તલિખિત પ્રતો જોવા મળી. એ જગ્યાએથી ઈન્દ્રાયણીનો તટ રળિયામણો લાગતો હતો.

સ્વ. રાનડેએ મહારાષ્ટ્રના સંતો વિષે જે પુસ્તક લખ્યું છે તેની ચર્ચા કરતા અમે, સંતો અને તીર્થો વડે આપણું લોકજીવન કેવાં સંસ્કારી ને સંતોષી રહી શક્યાં છે તથા બીજી પ્રજાઓના પ્રમાણમાં આપણાં અભણ ગણાતાં સ્ત્રીપુરુષો પ્રભુભક્તિથી કેવાં તરબોળ ને કેવાં નીતિ તથા ચારિત્ર્યવાન આજ દિન સુધી રહ્યાં છે એ વિષે વાતો કરતા કરતા અમે પુણે પાછા આવ્યા.

ફેરગ્યુસન રોડ પર ફરતાં મને બાપુ ગોખલેની સ્વદેશભક્તિ અને વીરતા સાંભર્યા. અને મનમોહનદાસ રામજીના બંગલાના બગીચામાં બેસી સવારે ઉપનિષદો વાંચવામાં અને ચાંદની રાતોમાં અગાશીમાંથી પ્રભુપ્રાર્થના કરવામાં જે સમય ગાળ્યો છે તે તો કદી ભુલાય એમ નથી. (ચાલુ)



# માધુકરી

આવો બ્રાહ્મણ ને આર્ય, આવો શૂદ્રો અનાર્ય.
આવો ક્રિસ્તાન, મુસલમાન ને અછૂતો,
આવો આવો પતિત, નિશ્ચલ નિશ્ચિત ચિત્ત,
આની મુક્તિના સર્વ સરખા દૂતો.
આના અભિષેક તણો મંગલ આ કુંભ ઊભો,
સહુને સ્પર્શે જશે ભરાઈ પુણ્યનીરે :
(રવીન્દ્રવીણા) ભારતભૂમિને લોકસાગર-નીરે

. રા. બ. રણછોડલાલ છોટાલાલ સી આઇ. ઈ

જેમનું જીવનદર્શન કરાવતી રેડિયો-નાટિકા આ અંકમાં પ્રકટ થઈ છે તે મહાન અમદાવાદી જ નહિ, પણ મહાન ગુજરાતી રણછોડલાલ છોટાલાલની મહત્તા આપણે બહુ ઓછી પ્રીછી છે. હિંદમાં મીલઉદ્યોગની સૌ પહેલી સ્થાપના કરી અમદાવાદને સમૃદ્ધ અને અગ્રણી શહેર બનાવનાર એ સાદા પણ ઝીણી બુદ્ધિના ને બાહોશ નરની જીવનરેખા હવે પછી આપવા ધારી છે. દરમ્યાન, એમનો અંગત સંપર્ક પામનાર સ્વ નરસિંહરાવ ભોળાનાથે 'સ્મરણમુકુર'-માં નોંધેલાં સ્મરણોમાંનાં નીચેનાં અવતરણ એમના વ્યક્તિત્વનો ખ્યાલ આપી રહેશે.

'રણછોડલાલ છોટાલાલ: અમદાવાદને, સુતરની મિલનો ઉદ્યોગ પ્રથમ સ્થાપીને, મ્યુનિસિપાલિટીમાં પ્રેસિડેન્ટની પદવી લેઇ અનેક આરોગ્યાદિકને પોષક સુધારા દાખલ કરીને, નગરોમાં ઉચ્ચ પદવી આપનાર રણછોડલાલ છોટાલાલ; ભોળાનાથના બાલમિત્ર; પાછળથી સી. આઇ. ઈ. પદ પામેલા; પુત્રપૌત્રને અઢળક ધન આપનારા, જેને પરિણામે એમના પૌત્ર સર ચીનુભાઇ બૅરોનેટની અસાધારણ પદવી મેળવી શક્યા, તે રણછોડલાલ છોટાલાલ. રોજ સાંજ થતાં પહેલાં રણછોડભાઈને આવવા બેસવાનું સ્થાન ભોળાનાથનું ઘર.

● ● મહીપતરામ વિલાયત જઈ પાછા આવ્યા તેમને નાતમાં લેવા કે આ પાતકના નિતાન્ત બહિષ્કાર કરવો એ ચર્ચા નાતજાતમાં ચાલ્યાથી સમુદ્રગમનનો પ્રશ્ન બહુ જોસભેર મંડળમાં ચર્ચાય છે. રણછોડભાઈ એમની કાવડી વાણી અને શૈલીથી કહે છેઃ 'જુઓ, ત્યાં ઘઉં મળે છે, ચોખા મળે છે, દૂધ મળે છે; શા માટે હિંદુ પોતાનો ખાવાપીવાનો ધર્મ સાચવી ના શકે?' આ સામાન્ય સત્યને વસ્તુસ્થિતિની કસોટીથી તપાસવાનો સંભવ ઉડાવીને જ દલીલો ચલાવાય છે. કોઇવાર વળી ધર્મનાં વિવિધ તત્ત્વોની ચર્ચા થાય છે તેમાં પણ રણછોડભાઈ પોતાની તીક્ષ્ણ બુદ્ધિનો ઉપયોગ, સાચી તેમજ ખોટી દલીલોમાં કરીને વિલક્ષણ છાપ પાડે છે.

● ● રણછોડભાઇએ મિલનો ઉદ્યોગ આરંભ્યો ત્યારથી નગરમાં તેમને 'રણછોડભાઈ રેંટિયો' એ નામથી લોકો ઓળખતા. ગાંધીજીનો રેંટિયો એ નહિ, પણ અગ્નિબળથી ચાલતો વિદેશી યંત્રસામગ્રીનો રેંટિયો. રણછોડભાઇ આજે હયાત હોત તો એ કયો રેંટિયો સ્વીકારત?

● ● મિલનો ઉદ્યોગ શરૂ કરતાં પહેલાં રણછોડભાઇ અંગ્રેજ સરકારની નોકરીમાં પૉલિટિકલ ખાતામાં અમલદાર હતા. નોકરીમાં પણ પોતાની શક્તિથી છાપ પાડી; પણ 'ભાવિ તણા જ પ્રભાવે' લાંચના આરોપને લીધે નોકરી ખોઇ. એ પ્રસંગે જ્યારે આ આરોપની તપાસ ચાલતી હતી ત્યારે રણછોડભાઇના મન ઉપર અત્યંત ગ્લાનિ, વિચારમાં જ લીન રાખે એવી મૂઢાવસ્થા વગેરે ભાવોએ એવું જોર કરેલું કે ઓટલામાં મારા પિતાને ઘેર આવેલા તે નહાવા બેસે તે વખતે કૂંડીમાં લોટો બોળીને પાણી શરીર ઉપર નાંખતે નાંખતે અધવચ અટકે, લોટો વાંકો ને વાંકો રહે, ને રણછોડભાઈ શૂન્ય મનથી જોયા કરે.

● ● પણ આ અનિષ્ટ ભાસતા બનાવનાં પરિણામ અજ્ઞાતરીતે ગુજરાતને લાભકારી નીવડ્યાં. રણછોડભાઈની તીક્ષ્ણ બુદ્ધિ, દૂરદર્શિતા, ઝીણામાં ઝીણી વિગતનો સૂક્ષ્મ અભ્યાસ ઇત્યાદિ અસાધારણ શક્તિનાં લક્ષણો આ સમયથી તેમના અંતકાળ સુધી પ્રગટ થતાં આવ્યાં. મિલનું સાંચાકામ, ક્રિયા, સર્વની વિગત આરંભથી તે અંત સુધી એઓ મિલ જોવા આવનારને એવી રીતે સમજાવતા કે એમની ઝીણવટ ને શક્તિથી બધા છક થતા. મ્યુનિસિપાલિટીના પ્ર-



## આ માસ ઑક્ટોબરનું પંખી : સારસ

લગભગ ઘોલરીએ કરતાં આ પંખી વિષે આપણે ત્યાં કથા અને કાવ્યનું આહ્લાદક વાતાવરણ રચાયું છે, ને જોડું હણાતાં બીજું પ્રાણત્યાગ કરે એવી અખંડ પ્રેમની લોકોક્તિ એને માટે એટલી બધી પ્રચલિત છે કે એના નામથી ભાગ્યે જ કોઈ અજાણ હશે.

પણ ગુજરાતનું જન્મઅધિવાસી, સમસ્ત ગુજરાતમાં વ્યાપક ને હિંદભરનાં પંખીઓમાં મોટામાં મોટું આ પંખી જોયું હશે કેટલાએ?

ચોમાસામાં ને શિયાળામાં નદીનાળાં ને તળાવકાંઠાઓ પર જોડીમાં એકલી-એ અથવા પાંચપચીસને ટોળે વળીને ચરતાં કે ખેતરમાં રાતવાસો રહેતાં એ જોવા મળે છે.

માથાપર લાલ દેહ, આછો નીલ વર્ણ, ગૌરવવંતી ધીમી મનોહર ચાલ, કેરા છતાં પ્રફુલ્લ કરનારો ગંભીર મર્દના જેવો અવાજ અને ઊડે ત્યારે અણગાહત પણ શાંતરેખામાં લાગતો પ્રવાહ—આટલી નિશાની એ મહાપંખીને ઓળખી કાઢવા માટે પૂરતી છે.

ઑગસ્ટથી ઑક્ટોબર સુધીમાં, ડાંગરની ક્યારી વચ્ચે કે નદીના પટમાં ઊંચા ઉપર, દાભડાં-સાંઠીકડાંના ચારેક ફૂટ મોટા માળા એ બાંધે છે; ને એટલાં નિર્ભય હોય છે કે માદા માળામાં ઇંડાં સેવવા બેઠી હોય પણ કોઈ આપણાં પશુની કે તાકાત નહિ કે ત્યાંથી એને ખસેડી શકે. ઈંડાંમાંથી બચ્ચાં નીકળે કે તરત માબાપ સાથે ચરવા નીકળી પડે છે.

સ્વભાવે વનસ્પતિભક્ષક આ પંખી અનાજના પોપટા, કૂંડાં મૂળિયાં વગેરે ખાય છે. કેક પાણીમાંની જીવાત પણ એને ભાવે ખરી. (શ્રી "નગર"ના લેખ ઉપરથી સંપાદિત)

૮ મુખ તરીકે અમદાવાદની અપૂર્વ સેવા રણછોડભાઈની હતી એ નિર્વિવાદ છે. પરંતુ એ સેવામાં એમણે વાપરેલાં બુદ્ધિશક્તિ, ધૈર્ય ઇત્યાદિ ગુણો બધાના જાણવામાં નહિ હોય. અમદાવાદમાં અગાઉ દર સાલ કૉલેરાનો રોગ આવતો જ. સ્વચ્છ પાણી રણછોડભાઈની દૂરદર્શિતાથી આવ્યું ત્યારથી એ રોગ નાબૂદ થયો. એ પાણીની યોજના તેમજ ગટરોની યોજના બંનેનો નિકટ સંબંધ હોઇ તે માટે એક expertને બોલાવ્યો હતો; પરંતુ એ પંડિત પોતાનો રીપોર્ટ તૈયાર કરે તે પૂર્વે રણછોડભાઇએ એની જોડે એના જ વિષયની ચર્ચા કરવામાં, એની ભૂલો બતાવવામાં, એનો મત ફેરવવામાં, પોતાની સૂક્ષ્મ અભ્યાસ અને બુદ્ધિશક્તિને યોગે એ વિષયની આશ્ચર્યકારક પ્રવીણતા પ્રગટ કરી હતી. દરેક વિષયમાં આ ગુણબળથી રણછોડભાઈ દીપતા હતા.

* * આ યોજનાઓ સામે આરંભમાં અમદાવાદના નગરજનો બહુ જ વિરોધવૃત્તિ દર્શાવતા હતા. લોકોને ચઢાવનારા ખાનગી શત્રુઓ પણ હતા. નગરવાસીઓના મન પોતાની તરફ વળે એ હેતુથી અમદાવાદમાં કાળુપુરના રસ્તા પર આવેલા ટંકશાળના કૉમ્પાઉન્ડમાં મોટી જાહેર સભા ભરી. તેમાં ભાષણ કરવાનું રણછોડભાઇએ શરૂ કર્યું ન કર્યું, ને ફરકેરી મૂકેલા લોકોએ રમખાણ મચાવ્યું. . . ને આખરે એ જ લોકો કેટલાંક વર્ષ પછી રણછોડભાઇને આશીર્વાદ દેવા લાગ્યા. 'જીવો ખરો !' એ એમની બુદ્ધિશક્તિ માટે અમદાવાદના વાણિયાઓનું બે શબ્દોમાં પૂરેલું પ્રમાણપત્ર અનેકવાર સાંભળેલું છે.

* * મારા પિતાની ધાર્મિક પ્રવૃત્તિમાં રણછોડભાઈ આદ્ય સહકારી હતા. ધર્મસભા નામની સંસ્થા સ્થાપવામાં એ બંને મુખ્ય ચાલક હતા. ખાડિયામાં એક નાના ડહેલાના લોયતળિયામાં એ નાની સભા મળતી. ધર્મના વિષયના વાદવિવાદ થતા, એમાં રણછોડભાઇનો ઘાટો બહુ બળથી બહાર પડતો હતો. ઉત્તર કાળમાં જે અતિ મન્દ સ્વરે બોલતા, જાહેર સભામાં ઊભા થઈ ભાષણ કરે ત્યારે જેનું બોલવું છેક પાસે બેઠેલા સિવાય કોઈ સાંભળી ના શકે, તે આરંભકાળમાં ઘાંટા પાડનારા હશે તે કોઈ માની પણ ના શકે. એ ધર્મસભા મરી ગઈ મરી ના ગઈ; શુષ્ક ચર્ચાથી ભોળાનાથને સંતોષ ના થયો. પ્રભુ જોડે નિકટ સંબંધ સ્થાપનારી ભક્તિની ભૂખ પ્રગટ થઈ ને ધર્મસભાની ચિતાની રાખમાંથી 'પ્રાર્થનાસમાજ' પ્રગટ થઇ સજીવ રૂપે આવી. એ પ્રવૃત્તિમાં પણ રણછોડભાઇએ આરંભનાં વર્ષોમાં બહુ ઉત્સાહથી સહાયતા આપી હતી. પરંતુ મૂર્તિપૂજા વિષે રણછોડભાઈ અને ભોળાનાથ એ બેની વચ્ચે સબળ મતભેદ હોવાને પરિણામે ખરું ઐક્ય એ બેનું એ કામમાં જામ્યું નહિ. એક મોસમ એવી ગઈ કે પ્રાર્થનામંદિરની વેદી ઉપરથી એક રવિવારે રણછોડભાઈ મૂર્તિપૂજાપક્ષનું મંડન કરે, તો બીજે રવિવારે ભોળાનાથ ખંડન; એમ દ્વન્દ્વયુદ્ધ લાંબો વખત ચાલ્યું. છેવટે, ક્રમેક્રમે, રણછોડભાઈની સહાયકવૃત્તિ શિથિલ થઈ, ને પ્રાર્થનાસમાજની ઉપાસનાઓમાં આવવાનું ઓછું થઈ ગયું. આવે ખરા; પણ આરતી મવાની હોય તે વખતે, ઉપાસનાના કાર્યક્રમને અંતે; એટલે સુધી કે કોઇક વાર તો 'જયદેવ ! જયદેવ !' શબ્દોચ્ચાર છેલ્લી કડીને અંતે થાય અને સામે દ્વારમાં રણછોડભાઈની સ્થૂલ આકૃતિ આલેખાય: 'ભાઈ સાહેબ ! હમે મોડા પડ્યા !' એ શબ્દો ઉચ્ચારતી, બે હાથ વડે પ્રથમ અર્ધ વર્તુલની રેખા આંકી, અંતે તાળોટા પાડવાનો અવાજ લગભગ થાય એવી રીતે હાથેલીઓ જોડાય. અને એ રીતે નમસ્કાર કરતી, સુખડના ઊભા ટીલાથી અંકિત કપાળવાળી, ખભા ઉપર શાલ નાખેલી, કરમજી પાઘડી પહેરેલી, કાથિયા રંગનો ડગલો પહેરેલી, એ મૂર્તિ નયન સમક્ષ અત્યારે જોઉં છું.' ('સ્મરણમુકુર'માં નરસિંહરાવ)

### અવાજ

વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોઇએ તો અવાજ એ કોઇ પણ બે દ્રવ્યોના અફળાવાથી, ઘર્ષણથી કે ધ્રૂજારીથી ઉત્પન્ન થતાં આંદોલનોનું પરિણામ છે. આ આંદોલનો જ્યારે આપણી કર્ણેન્દ્રિય ઉપર અથડાય છે ત્યારે અવાજ આપણને પ્રત્યક્ષ થાય છે. અવાજનું સૂક્ષ્મ સ્વરૂપ તે સ્વર, અને કર્કશ સ્વરૂપ તે ધડાકો કે ઘોંઘાટ.

ઘોંઘાટનો અણગમો બધાને હોય છે. ઘણાને ખબર નહિ હોય કે ભય અને ત્રાસની જેમ શરીર પર માઠી અસર થાય છે તેમ ઘોંઘાટથી પણ થાય છે. કેમકે તેનાથી ચિત્તની શાંતિનો અને મનની એકાગ્રતાનો નાશ થાય છે. સતત અવાજથી લોહીનું દબાણ વધે છે. પાચનતંત્ર બગડે છે અને નિદ્રાવસ્થા દરમ્યાન પણ જ્ઞાનતંત્ર ઉશ્કેરાય છે. ચાલુ કર્કશ અવાજ સાંભળ્યા કરવાથી શ્રવણેન્દ્રિયના જ્ઞાનતંતુઓ નબળા થઇ બહેરાપણું પણ આવે છે. આમ, ભારે અવાજથી તંદુરસ્તીનો નાશ થાય છે અને તજ્જ્ઞોના અભિપ્રાય મુજબ સતત ઘોંઘાટથી આયુષ્ય પણ ઓછું થાય છે. આધુનિક યુગનાં સીમાચિહ્ન લેખાતાં યંત્રો, મીલો, ટ્રેન, મોટર અને એરોપ્લેન વગેરેએ આપણને સુખસંપન્નતા અપાવ્યાં છે, પણ તેનાથી ઉત્પન્ન થતા ભારે અને કર્કશ અવાજથી ત્રાસ અને હાનિ પણ ઓછાં નથી ઉપજાવ્યાં.

અવાજનાં ત્રણ આવશ્યક તત્ત્વો છે: પ્રમાણ, મોટાઈ અને ગુણ (Timbre). અવાજ ઉત્પન્ન કરનાર કોઈ દ્રવ્ય એક સેકન્ડમાં ૧૦૦૦ આંદોલનો ઉત્પન્ન કરે અને જે અવાજ ઉત્પન્ન થાય તે મુશ્કેલીથી સાંભળી શકાય તેવો હોય છે. જોકે એ જાણવું જરૂરનું છે કે આપણા કાન ક્ષણના ૧૬ આંદોલનોથી માંડી ૪૦,૦૦૦ આંદોલનથી ઉત્પન્ન થતા અવાજ સાંભળવાની શક્તિ ધરાવતા હોય છે.

અવાજનું માપ કાઢવા માટે એક એકમ નક્કી કરવામાં આવ્યો છે. એક સેકંડમાં એક હજાર આંદોલનોથી ઉત્પન્ન થતા અવાજને એક 'ડેસિબલ' અવાજ કહેવામાં આવે છે; બીજા દેશોમાં એકમનું નામ 'ફોન' રાખવામાં આવ્યું છે.

અવાજનું મોટાપણું એકલા અવાજની તીવ્રતા ઉપર જ નથી અવલંબતું, પણ તીવ્રતા સાથે કમ્પસંખ્યાના મિલન ઉપર પણ અવલંબે છે. એક ક્ષણમાં થતાં આંદોલનોની સંખ્યા ઓછી હોય તો તે અવાજ ધેરો હોય છે. જુદીજુદી કમ્પસંખ્યાવાળા બે અવાજોનું મોટાપણું તો એકસરખું હોય છે. તેમાં યે જેમાં આંદોલનો ઓછાં હોય છે તેના ઉપાદાનમાં તીવ્રતા (Intensity) વધારે હોય છે અને આથી તે અવાજ કાનના પડદા ઉપર વધારે દબાણ ઉપજાવે છે.

અવાજ એક ડેસિબલથી માંડી ૧૨૦ ડેસિબલ સુધીની કક્ષાનો હોય છે. ઘડિયાળનું ટકટક કે ગુસપુસ વાતનો અવાજ ૧૦ ડેસિબલનો ગણાય. ઘરમાં હરફરથી થતો અવાજ ૨૪ ડેસિબલનો અને વૃક્ષોમાંથી પસાર થતા પવનથી ઉત્પન્ન થતો અવાજ ૩૦ ડેસિબલનો હોય છે. કાગળ ફાડવાનો કે ઑફિસમાં થતા અવાજનો આંક ૪૦ ડેસિબલનો લેખાય ટાઇપરાઇટરના અવાજનો આંક ૫૦ અને શાંત રસ્તા ઉપરના અવાજનો આંક ૫૦ ડેસિબલનો ગણી શકાય. ટેકસીનો અવાજ ૬૫ અને ટ્રકનો અવાજ ૭૫ ડેસિબલનો હોય છે. પાણીના દદુડાનો અવાજ ૮૧ ડેસિબલનો અને હથોડાના ઘાનો અવાજ ૯૭ ડેસિબલનો હોય છે. મોટરના ભૂંગળાનો અવાજ ૧૦૦ ડેસીબલનો અને મોટા પ્રિન્ટિંગ પ્રેસનો અવાજ ૧૧૦ ડેસિબલનો હોય છે. એરોપ્લેનના પંખાથી થતો ઘુરઘુર અવાજ ૧૨૦ ડેસિબલનો હોય છે જ્યારે ૧૪૦ ડેસિબલનો અવાજ આપણને ત્રાસદાયક થઈ પડે છે.

ઘોંઘાટથી મનુષ્યપ્રકૃતિ ઉપર થતી માઠી અસરો ધ્યાનમાં લઈ

પશ્ચિમના વૈજ્ઞાનિકો ઘોંઘાટ ઉત્પન્ન ન થાય, યા ઓછા અને સાવ ઓછો ઉત્પન્ન થાય તેવા ઉપાયો શોધી રહ્યા છે. યંત્રોમાં રહી ગએલી યાંત્રિક ખામી અને મોટી મશીનરીમાં અસમતોલ રોટર ભારે અવાજ ઉત્પન્ન કરે છે. રોટરનું અસમતોલપણું પકડવા વૈજ્ઞાનિકોએ એક ભારે કરામતવાળું યંત્ર બનાવ્યું છે. આજે તો હવે બિલકુલ અવાજ ન કરે તેવી ધાતુ બનાવવા ધાતુશાસ્ત્રીઓ અને ઈજનેરો મથી રહ્યા છે.

ઘોંઘાટથી બચવાના બે ઉપાયો છે: એક તો ઘોંઘાટ ઉત્પન્ન જ ન થાય તેવું કંઈક થવું જોઈએ. શહેરોમાં વિશાળ મકાનો બંધાતી વખતે લોખંડ ઉપરના હથોડાના અવાજો નિવારવા ઈલેક્ટ્રિક આર્ક વેલ્ડિંગનો ઉપયોગ થવો જોઈએ. યંત્રોનો અવાજ ઓછો કરવા યંત્રોને જમીનમાં ઊંડાં ગોઠવવાં જોઈએ.

ઘોંઘાટથી બચવાનો બીજો ઉપાય કાયદાનું રક્ષણ મેળવવાનો છે. રેડિયો, મોટરનાં હૉર્ન, ગ્રામોફોનના ઘેરા અવાજો, ટ્રકના ખડખડાટ વગેરે ત્રાસદાયક અવાજો કાયદા દ્વારા બંધ કરી શકાય. ઘરમાં ભારે અવાજ કે ઘોંઘાટ ઓછો આવે તે માટે દીવાલો વચ્ચે હવાનું પડ, યા રબ્બર કે ઘાસનું પડ રાખવાથી કામ સરે છે. આને લીધે બહારથી આવતો ઘણોખરો અવાજ શોષાઈ જાય છે.

યંત્રો કે સંચાકામમાં થતા અવાજો શોધી કાઢવા અને તેનું પૃથક્કરણ કરી તેને દબાવવા માટે એક રૉબૉટ મશીન શોધી કાઢવામાં આવ્યું છે. આ મશીન 'અવાજ ડિટેક્ટિવ' જેવું કામ કરે છે. રેડિયો જેવી કામગીરીભર્યું આ ડિટેક્ટિવ યંત્ર, સંચાકામના અવાજનું એકલું મોટાપણું જ પકડતું નથી, પણ તેની તીવ્રતા અને ઊંડાણ પણ માપે છે. આ યંત્રથી કેટલાયે નિવારી શકાય તેવા અવાજો પકડાય છે.

અવાજ સામેની વિજ્ઞાનની લડાઈ હજુ ચાલુ જ છે અને તેમાં બહુધા સફળતા વરતી જાય છે. બિનઅવાજી ટાઇપરાઈટર શોધાયું છે, તેમ ભવિષ્યમાં બિનઅવાજી ટ્રેન, મોટર અને એરોપ્લેન પણ આપણે જોઈએ તો નવાઈ નહિ. —શિવપ્રસાદ ત્રિવેદી

## આયોડિન

વાગ્યા કે સોજા ઉપર લગાડવામાં આવતી અને 'લાલ દવા'ના નામથી ઓળખાતી દવા 'ટિંક્ચર ઑવ આયોડિન' કોણે નહિ જોઈ હોય? એ ટિંક્ચર ઑવ આયોડિન—એટલે આયોડિનનો અર્ક—આયોડિન નામની દવામાંથી અમુક મિશ્રણો કરીને બનાવાય છે.

આયોડિનની શોધ ઈ. ૧૮૧૨માં B Courtois—બી. કુર્ત્વા—નામના એક ફ્રેન્ચ રસાયણશાસ્ત્રીએ એક દરિયાઈ વનસ્પતિના kelp—કેલ્પ—નામના સોડાક્ષારોમાંથી કરી હતી. આપણે તો સામાન્ય રીતે લગાડવાની દવા તરીકે જ એનો ઉપયોગ જાણીએ છીએ, પણ જંતુનાશક તરીકે વાઢકાપમાં તેમજ જમીનના ખાતરમાં પણ એનો ઉપયોગ થાય છે. પાટાપીંડી કરવામાં વપરાતી પીળા રંગની ગંધાતી દવા આયોડોફૉર્મ પણ આયોડિનમાંથી જ બને છે. એ ઉપરાંત ઑર્ગે-નિક પદાર્થો તથા રંગો (ઑર્ગેનિક ડાઇઝ)ની બનાવટમાં અને ફોટોગ્રાફીની પ્લેટોની બનાવટમાં પણ તે ખૂબ વપરાય છે.

જગતને મોટા ભાગનું આયોડિન દક્ષિણ અમેરિકાનો ચીલી (Chile) પ્રાંત આપે છે. એ સિવાય આયર, સ્કૉટલૅન્ડ, ફ્રાન્સ, નૉર્વે, રશિયા ને જાપાનના દરિયાકિનારા ઉપર થતી દરિયાઈ વનસ્પતિના કેલ્પમાંથી એ મેળવાય છે. અમેરિકા, જાવા અને ઇટાલીના મીઠાના તેમજ તેલના કૂવાઓમાંથી પણ તેનો સારો જથ્થો મળે છે. દરિયાઈ વનસ્પતિના કેલ્પમાંનું આયોડિન દવા તરીકે શરીરમાં અમુક ઊણપવાળાં તત્ત્વો પૂરાં પાડે છે અને તે માટે બજારમાં વાઇ-કેલ્પ નામની આયોડિનની ટીકડીઓ મળે છે. —'શિવમ્ સુન્દરમ્'

# આ માસ (ઑક્ટોબર) ઈતિહાસમાં

**તા. ૨** જગદ્વંદ્ય વિભૂતિ મહાત્મા ગાંધીજીનો જન્મ, ૧૮૬૯.

**તા. ૬** અંગ્રેજ રાજકવિ લૉર્ડ ટેનીસનનું અવસાન, ૧૮૯૨.

**તા. ૧૨** કોલંબસે અમેરિકા ખંડ શોધ્યો, ૧૪૯૨.

**તા. ૧૬** હિંદી રાષ્ટ્રીયતાનો પહેલો ભણકારો લાવનાર બંગભંગ ૧૯૦૫

**તા. ૨૧** અંગ્રેજ પ્રજાને મહાસાગરની રાણીનું બિરુદ અપાવનાર ટ્રફાલ્ગરના નૌકાયુદ્ધમાં ફ્રેન્ચો સામે અંગ્રેજોને અંતિમ વિજય અપાવી એમનો નૌ-સેનાપતિ લૉર્ડ હોરેશિયો નેલ્સન તેમાં મરી ગયો, ૧૮૦૫

**તા. ૨૩** ભગવાન બુદ્ધના ધર્મોદયથી પ્રેરાઈ એમની ભૂમિ હિંદના સ્વયંદર્શનાર્થે ભારી મુસાફરી ખેડીને આવનાર ને સંખ્યાબંધ ધર્મગ્રંથો અહીંથી લઈ જઈ પોતાની પ્રજાને નગદ ઉપદેશ આણી આપનાર વિખ્યાત ચીની યાત્રી હુએન સંગનું અવસાન, ૬૬૪.

**તા. ૨૬** પહેલાં જે સ્કેન્ડિનેવિયા દ્વીપકલ્પના બે એકત્ર દેશો તરીકે જણાતા તે સ્વીડન-નૉર્વેના યુગલમાંથી નૉર્વે છૂટું પડીને સ્વીડનથી સ્વતંત્ર રાષ્ટ્ર બન્યું, ૧૯૦૫.

**તા. ૨૯** રાણી એલિઝાબેથના પ્રેમપાત્ર દરબારી ને મહાન શોધસફરી સર વૉલ્ટર રાલે (જુઓ અંક ૨૭૭માનું મુખચિત્ર)નો વધ, ૧૬૧૮.

**તા. ૩૧** આજથી ત્રીસ વરસ પહેલાંની પચ્ચીસીમાં હિંદના રાજકારણમાં 'મુંબાઈના સિંહ' તરીકે ઓળખાતા મહાન પારસી નેતા સર ફીરોઝશાહ મહેતાનું અવસાન, ૧૯૧૫.

### આ માસની વ્યક્તિવિશેષ

### કૅપ્ટન કૂક



જગતના નાવિક સંશોધકોમાં વૈજ્ઞાનિક સમુદ્રવીર તરીકે સૌપહેલું ઊંચું પદ મેળવનાર અને બ્રિટિશ સામ્રાજ્યને અઢળક સંપત્તિવાળા બે સરસ ટાપુઓ—ન્યૂઝીલૅન્ડ અને ઑસ્ટ્રેલિયા—નાં શોધ સંશોધન કરી આપીને એ સામ્રાજ્યના રચનાર મહાપુરુષોમાં ગણના પામનાર કૅપ્ટન જેમ્સ કૂકનો જન્મ ઇંગ્લંડના યૉર્કશાયર પરગણાના માર્ટન ગામે ૧૭૨૮ની ૨૭મી ઑક્ટોબરે મામૂલી મજૂરને ત્યાં થએલો. કુમાર વય કોઈ વેપારીની ગુમાસ્તીમાં ગાળીને દરિયાનો સાદ સાંભળી એ નૌકાખાતામાં દાખલ થયા અને ખંત ને પ્રતિભાથી આગળ વધી એક માપણી કરનાર જહાજનો વડો બન્યા. ને ત્યાંથી એણે કૅનેડાના કિનારાની શાસ્ત્રીય મોજણી કરી આપી. ૧૭૬૮માં એને પાસિફિકની વૈજ્ઞાનિક શોધસફરની સરદારી સોંપાઈ જેની બે વરસની કામગીરીમાં એણે ન્યૂઝીલૅન્ડ તથા આજ સુધી અજ્ઞાત ઑસ્ટ્રેલિયાના સમગ્ર પૂર્વ કિનારાની શોધ કરી તેની સંપૂર્ણ માપણી કરી. તે પછીની બીજી વિખ્યાત સફરમાં 'એન્ડેવર' જહાજમાં એણે આખા દક્ષિણ ગોળાર્ધનો મહાસાગર ખેડી નાખી અનેક ટાપુઓ શોધ્યા ને ભૂગોળના ક્ષેત્રમાં અમુક વૈજ્ઞાનિક સત્યો સ્થાપિત કર્યાં. ત્યાંથી ૧૭૭૫માં પાછા ફરતાં ઇંગ્લંડે એનું બહુમાન કરી રૉયલ સોસાઇટીનો માનીતો સુવર્ણચંદ્રક એને આપ્યો.

તેની છેલ્લી સફર પશ્ચિમ ગોળાર્ધમાં જવાનો ઉત્તર-પશ્ચિમ માર્ગ શોધવા માટે, જેમાં હવાઈ ટાપુઓ શોધીને બેરિંગ સામુદ્રધુનીની પાર સુધીના ઉત્તર અમેરિકાના સમગ્ર પશ્ચિમ કિનારાની માપણી મોજણી કર્યાં બાદ બરફને લીધે તેને પાછા હવાઈ ટાપુઓમાં ફરવું પડ્યું જ્યાં ત્યાંના વતનીઓ સાથે થએલી ઝપાઝપીમાં તે ૧૭૭૯ના જાન્યુઆરીની ૧૪મી તારીખે માર્યા ગયા.

અનુષ્ટુપ

અંધ ને અગ્ર એ એમાં ઓછો શાપિત આંધળો.
એકાંગે પાંગળો અંધ, અગ્ર સર્વાંગ પાંગળો.

—રમણલાલ સોની

અમદાવાદ મ્યુનિસિપાલિટીની મીટિંગ ભરાઈ હતી. રા. બ. રણછોડલાલ છોટાલાલ પ્રમુખ હતા. તેમની પાસે બે સભ્યો આવ્યા. એક કહે, જુઓ સાહેબ, આ શખ્સે મને લોફર કહ્યો.' બીજાએ ફરિયાદને મ્હું, 'સાહેબ આણે મને લોફર કહ્યો.' શાન્ત ગંભીર મુખ રાખી રણછોડભાઈ બોલ્યા: 'શું કામ લડી મરો છો? અમારે મન તમે બંને સરખા છો!' આ વચનમાં ઝીણી રમૂજ-ટકોર કહિશ નહિ હોય એમ કહેવા હું તૈયાર નથી (નરસિંહરાવ)

કહેવતોના અર્થ: 'ઘરડી ગાયને કોટે ડહેરો.' માણસ ઘરડો થાય તો પણ પોતાની જૂની કુટેવો કે પ્રકૃતિ ન છોડે તેના ઉપાલંભ માટે વપરાતી આ કહેવતનો અર્થ એ છે કે ગાયને જો ભટકવાની કે ઓખર કરવાની ટેવ પડી હોય તો તે ઘરડી થયે પણ જતી નથી, અને તેને એમ ભટકતી અટકાવવાને ગળે લાકડું કે ઠોકરો બાંધી રાખે છે. એ જ ભાવની બીજી કહેવતો: 'હાલ જાય હવાલ જાય, પણ અઠોંકા ખ્યાલ (ખેલ) ન જાય;' 'ઘરડો (શરીરે) થયો છે, પણ જીવ (મન) ઘરડો થયો નથી; 'ઘરડો થાય, પણ ચસકો ન જાય;' 'વાંદરો ઘરડો થાય પણ ગુલાંટ ન ભૂલે' વગેરે.

અનેકાર્થી શબ્દ: વાઘ=એક હિંસ્ર પ્રાણી; પેટાંળકરાંનું ટોળું વાઘ=વાણી; લૂગડાં પહેર્યાંથી સાજઓસી સીમંતિની સ્ત્રી; લગામ

### ગણિત-ગમ્મત

૧૧, ૧૨ અને ૧૩—દસથી વીસની અંદરની પાસેપાસેની આ ત્રણ રકમો એવી ખૂબીદાર છે કે તેનું જે બીજરૂપ (square) આવે તે, એજ રકમને ઉલટાવવાથી આવતી રકમના બીજરૂપનાં ઉલટાવેલાં જવાબની બરાબર થાય છે. દા. ત. ૧૨²=૧૪૪; ઉલટાવતાં ૨૧²=૪૪૧ ઉલટાવતાં ૧૪૪! વીસથી ત્રીસ સુધીમાં આવી એક માત્ર રકમ ૨૨ છે. ત્રીસથી સોની મર્યાદામાં આવી બીજી સંખ્યાઓ તમો શોધી કાઢશો?—કા. ગ. જોષી

નાના બાળકના ડાબા જમણી જોડા ઘણી વખત ઓળખાતા નથી. તેને અંદરની બાજુએ કંઈક નિશાન કરી રાખવાથી અમુક ઓળખાશે.

એકાગ્ર કૉકનો અવાજ બહુ ગજવતો હોય તો ઊનની દળીનો કટકો ટેબલ પર મૂકી પર રાખવાથી અવાજ જરા દબાશે.



હવે આપણે મ્હૈસુરથી આગળના તામિલ ભાષી દક્ષિણ દેશના સિક્કા જોઈએ. એ તામિલદેશમાં પ્રાચીન કાળમાં ત્રણ વંશ થયા: (૧) પાંડ્ય વંશ—આજના મદુરા—તીનેવલી પરગણામાં; (૨) ચોળવંશ-કોરોમંડલ (ચોળમંડલમ્) કિનારા પર; (૩) ચેરા (કેરા?) વંશ—કેરળમાં, એટલે કે કોચીન-ત્રાવણકોર સાથેના મલબારમાં. પણ એ ત્રણેની પહેલાં ઈ. સ.ના ૬થી ૮ સૈકાના ત્રણસો વર્ષમાં અહીં પલ્લવો નામના પરાક્રમી રાજાઓ થઈ ગયા જેમણે પોતાની રાજધાની કાંચી (આજના કાંજીવરમ)થી વિસ્તરી છેક લંકા સુધી આણ વર્તાવી. દક્ષિણના ભવ્ય અને ખાલિશ સ્થાપત્ય તથા શિલ્પનો પાયો પણ એ પલ્લવોએ નાખ્યો. એ પલ્લવોનો રૂપાનો એક સિક્કો ઉપર આપ્યો છે, જેમાં એક બાજુએ સિંહનું ચિત્ર છે અને બીજી બાજુ બાજઠ ઉપર મૂકેલો કળશ તથા તેની ચોમેર પ્રકાશકિરણો છે.

શિયાળામાં થીનું ઘી કાઢવા માટે પળી કે ચમચો ગરમ કરી વાપરવાથી સરળતા થશે.

આ. સર્વમુખ માણસે કઠોરતા અને કોમળતા બંને કેળવવાનાં છે. પોતાની જાત પ્રત્યે કઠોરતા અને બીજાઓ પ્રત્યે પ્રેમ અને ક્ષમાની કોમળતા —કાલેલકર

બારીની ફ્રેમો રંગતાં પહેલાં કાચ ઉપર સારી પેઠે ભીનો સાબુ ઘૂંસી દેજો. રંગતી વેળા ડાઘ પડયા હશે તો એ સાબુને ધોતાં વેંત તેની સાથે સહેલાઈથી નીકળી આવશે.

'મનુ, મૂડી ને મજૂરી વચ્ચે શો ફેર?'
'મેં કનુને એક રૂપિયો ઉછીનો આપ્યો છે તે 'મૂડી'; પણ એ પાછો મેળવવા માટે મારે જે પ્રયત્ન કરવો પડશે તે 'મજૂરી'.

ઉપરનાં ત્રણ નાનાં વર્તુળો ઉપર દોરેલાં ત્રણે તીર નિશાન એકબીજાથી સરખે જ અંતરે છે; પણ વર્તુળોથી થતા દૃષ્ટિભ્રમને લીધે બીજા-ત્રીજા વચ્ચેનું અંતર મોટું લાગે છે.



### ભારે વજન ઉપાડવાની ચીનાઓની યુક્તિ

યુક્તિભરી કારીગરી, નુસખા ને હુન્નરબાજી માટે ચીનની પ્રજા જાણીતી છે. આ ઉપર આપેલું ચિત્ર, એ પ્રજાએ અતિ ભારે વજન ઉંચકીને હેરફેર કરવા માટે યોજેલી યુક્તિનું છે. એ પદ્ધતિથી માત્ર મોટા મજબૂત વાંસની મદદથી ૧૬ માણસો, એકબીજાની હડફેટે આવ્યા વિના, શિસ્તબદ્ધ રીતે જેવા ઊંચે એવી જઈ શકે છે. વચ્ચેનો છાયાવાળો ભાગ તે વજનદાર વસ્તુ છે, પોલી લીટીઓ તે મજબૂત વાંસ દર્શાવે છે, અને દરેક કાળું ટપકું તે એકએક માણસ છે. આ પદ્ધતિથી વચ્ચેનું આખું વજન ૧૬ જણમાં સરખી રીતે વહેંચાઈ જાય છે. ઉંચકવાને ઊંચી જવાનું કામ બરાબર એક સાથે, એક જ સમયે ને એકધારી રીતે થાય [illegible] પણ, આપણા મજૂરોની માફક, 'હેઈસા' 'હેઈસા' જેવા તાલબદ્ધ [illegible] આગ ધપતા જાય છે. ચીની બંદરોની ગોદીએ અને એવાં [illegible] આલાપોથી સદા ગુંજતાં જ હોય છે.





હિંદની મૂર્તિકળાના શ્રેષ્ઠ કાળ પાંચમી સદીની હિંદની ત્રણ વિવિધ કલાશાખાઓની ત્રણ બુદ્ધમૂર્તિઓ અહીં આપી છે. જમણી બાજુ (નીચે)ની સારનાથની બુદ્ધપ્રતિમા ભારતીય મૂર્તિકળાનો સુપ્રસિદ્ધ નમૂનો ગણાય છે. તેની બાજુનો બોધિસત્ત્વ ગાંધાર કલાનો શ્રેષ્ઠ નમૂનો છે. હિંદની વાયવ્ય સરહદનો ગાંધાર-કંદહાર પ્રદેશ સિકંદરે જીતવાને કારણે ત્યાંની મૂર્તિકળા પર પડેલી ગ્રીક અસર એમાં સ્પષ્ટ છે. આથી પશ્ચિમી વિવેચકો કહેતા કે હિંદને મૂર્તિકળાનું જ્ઞાન ગ્રીકોએ જ આપેલું. પણ આ અંકમાંના 'મથુરાની શિલ્પકલા'ના લેખમાં દર્શાવ્યું છે તેમ, આ દેશમાં તેની યે પૂર્વેના કાળથી મૂર્તિકળા હતી. આ ઉપર આપેલી ઊભી બુદ્ધમૂર્તિ ગુપ્તકાળના મથુરાના શિલ્પનો સર્વોત્તમ નમૂનો છે. આ અંકમાંના એ લેખને અનુસંધાને આ ત્રણે શિલ્પમૂર્તિઓના મુખભાવ, લાવણ્ય અને તેની નકશીકામનું નિરીક્ષણ બોધક અને રસદાયક થઈ પડશે.




'ક્વોટા' અને કાચા માલની વાત બાજુએ રાખીએ તોપણ ફાવર લ્યુબા ઘડિયાળ બનાવવામાં ઘણો સમય લાગે છે; કેમકે એકેએક ઘડિયાળ કારીગરીનો સંપૂર્ણ નમૂનો હોવી જોઇએ. એટલે આપને રાહ જોવડાવવા માટે અમે દિલગીર છીએ; પણ ધીરજ ધરશો તો એક દિવસ તમે પણ ફાવર લ્યુબાની ઘડિયાળના મગરુર માલિક બની શકશો.

**FAVRE-LEUBA**

ફાવર-લ્યુબા ઍન્ડ કંપની લિમિટેડ • મુંબાઈ • કલકત્તા







# તમને તાકાત આપવા સ્વાદિષ્ટ કઢીમાં મસાલા ઉપરાંત કંઇક વધુ ચીજની જરૂર છે—તમને ડાલ્ડાની જરૂર છે !

તમારો ખોરાક વિટામીનવાળા ડાલ્ડાથી રંધાએલો હોય એ ડહાપણભરી પસંદગી છે. આ સત્વર પાચનકારક રાંધવાનું સાધન સાદી વાનગીઓને ખુશબોદાર સ્વાદથી સમૃધ્ધ કરે છે—તે દરેક ગૃહિણીને આવી સાદી વાનગીઓમાંથી સંપૂર્ણ સંતોષ મેળવવામાં મદદ કરે છે. ચોખ્ખું ડાલ્ડા તેના જાણીતા પૌષ્ટિક સત્ત્વોથી તમારો હંમેશનો ખોરાક સુધારે છે અને તમારા કુટુંબમાં તે વધારાની તાકાત લાવે છે.

★ડાલ્ડા પાકશાસ્ત્ર (ફક્ત અંગ્રેજીમાં) ની મદદથી તમારા ખોરાકનું આયોજન કરો. તેમાં તેમના ખોરાકી તત્ત્વો માટે પસંદ કરાયેલી ૧૫૦ ઉપરાંત લહેજતદાર હિંદી વાનીઓની માહિતી છે. તમારી નકલ માટે ૪ આનાની ટિકિટે Dept. C308 P. O. Box No. 353, Bombay, સરનામે મોકલો.





HVM. 50-23 GJ

THE HINDUSTAN VANASPATI MANUFACTURING CO., LTD.

# દરેક વખતે ધોળું — વધુ [illegible] પણ

તમારા વસ્ત્રોની જીંદગી વધુ મેલા ભાગો કેવી રીતે ધોવાય છે તેના પર આધાર રાખે છે! ધ્યાનમાં રાખો કે જે પહેરતાં વધુ ઘસાય છે તેજ વધુ મેલા ભાગો હોય છે—અને તેથી જ્યારે થોડોક સાબુ લગાવી તમારા કપડાં સ્વચ્છ કરવા માટે પાણીમાં ભીંજવી ધોકા મારો છો ત્યારે તેમને સૌથી પહેલું નુકસાન પહોંચે છે. તમારા વસ્ત્રો સનલાઈટની રીતથી ધોવાડો અને ધોકા મારવાથી થતી બરબાદી અટકાવો.

સનલાઇટનું સમૃધ્ધ, આપમેળે કામ કરતું ફીણ, ભીનાં વસ્ત્રોમાં ઉમદા રીતે મસળવાથી તેમને દરેક વખતે સંપૂર્ણ અને સહીસલામત રીતે સ્વચ્છ અને સફેદ બનાવશે. આ ચોક્ખો સાબુ ધોકા માર્યા વિના મેલ કાઢે છે: વસ્ત્રોને પીંછાં જેવાં મુલાયમ તેમજ તમારા હાથોને પણ સુંવાળા અને લીસા રાખે છે.

તે સનલાઈટની રીતથી ધોવાયેલું છે!




# સનલાઇટ સાબુ

LEVER BROTHERS (INDIA) LIMITED

S. 81-23 GJ

# અમૂલ્ય દાંત !



## તમારા હાસ્યની રમણીયતા ભયમાં છે?




એક સુહાસ્થી હાસ્ય તો દરેક સ્થળેથી પ્રશંસા મેળવવાની આકર્ષક વસ્તુ છે. દાંતના પારાના કોહવાટથી તેને ભયમાં મૂકતા નહિ. એસ. આર. ટુથપેસ્ટથી* નિયમીત સ્વચ્છ કરતાં તમારા દાંતને પારામાં મજબૂત સફેદ અને ચકચકિત રાખશે—તમારા હાસ્ય માટેની અમૂલ્ય થાપણ.

* દાંતના પારાની તકલીફો માટે દાંતના ડૉક્ટરોની પોતાની દવા 'સોડીયમ રીસીનોલીએટ' તેમાં છે.

DSR. 27-60 GJ

D & W. GIBBS LIMITED, LONDON, ENGLAND

## વેણુકણ

• શિખરિણી •

અમે કાંઠે ઊભા ખડક ખમતા સિન્ધુજળની
ખફા, યોદ્ધા શા ના કરત પરવા શત્રુદળની;
ઝિંકાતા ઘા છો ને, સ્થલ નિયતથી ના જ ડગવું,
ચહે આપત્તિમાં અધિક ઉલટું ધૈર્ય ઝગવું.

અમે કાંઠે ઊભા અડીખમ સમા, સ્વસ્થ થઈને,
મિલાવી હાથો ને પરસપરને સાથ દઈને;
અમારો ના તૂટ્યો ગઢ, અજિત એ આખર લગી
રહ્યો, ને સિંધુનાં પશુબળ ગયાં છેક જ ફગી.

છતાં સામાદિથી અગ મહીં ક્યાં છિદ્ર, તહીંથી
પ્રવેશીને પ્હોળા જળકણ થયા ફોડી મહીંથી;
અમે આજે આંહીં તટ પર પડ્યા વેણુકણ થૈ,
રહ્યા ચંપાઈ યે રિપુપદ તળે. આશ પણ રહૈ:

અમે ભેળા થાશું, હજીય ખડકો કો દિ' બનશું,
અને સિન્ધુ આડા ફરી શરીરના કોટ ચિણશું.

દેવજી રા. મોઢા



જ્વલંત આ જીવન યજ્ઞવેદિ,
એમાં જલી ભવ્ય જરી થવું હવિ,
ને રક્ષવી અંતર, ભસ્મશાન્તિ !

દેશળજી પરમાર

## દૂરથી આવે કોઈનું ગાણું

દૂરથી આવે કોઈનું ગાણું,
સ્મરણના શત દીવડે, પ્રસર
ટમકી ઊઠતું સાંજનું વાણું.
રજની દિનની, નજરને તીર
સુભગ મિલન નેણાં,
શીતલ પવન, જલ થલ સહુ
મૌનમાં ડૂબેલાં:
શાન્ત હૃદય-બીન પે કોણે ત્યાં
જગવ્યું ગીત પુરાણું? ... દૂરથી૦
આજની ભૂમિએ અતીત મધુર
આવિયો વિધુર વેરો,
નીલકમલની પાંખડી ખરતો
શિથિલ રે મુજ કેરો:
ગાંપણનાં જલમાંહ તથાપિ
ઊછળે સુખ અનેરું ... દૂરથી૦
ભાગેલ ઘટમાં આજ સજી રહ્યો
કેમ ફરી જનમારો?
નહીં દરશનો ઝબકતો છાંડી
સાથ અને સથવારો;
દૂરને ઢૂકડ, અહીંને બાત
દૂર ખેંચાય રે છાનું ... દૂરથી૦

રાજેન્દ્ર શાહ

## અગ્નિને

હે અગ્નિ, આવ્યો છું, બસે જ આવ્યો!

ઈચ્છા ઘણી યે તુજ પાસ આવવા
ઘણા ય તે કાળ થકી હતી મને;
પરન્તુ ભીરૂ પગ આવતા ન'તા.
આવ્યો સ્વયમ્ છું: મુજ સ્વાગતમ્ તને!

રે, શાન્તિ ના ગમ્યમ જીવને આ!

શરીર આ દેવું, અને બળી જશું
તો શી જ ચિન્તા? નહિ તો જરી જઈ
એ અગ્નિમાંહી, નવલા સ્વરૂપે,
જન્મી નવા, નીકળશું થઈ ક્ષમા!

મસ્તરામ રાવલ

## નૈવેદ્ય

કોઈ ધરે તુલસીપત્ર, કોઈ કનકફૂલ;
કોઈ ધરે હીરા મોતી, કોઈ મણિ અનૂપ. કોઈ૦
કોઈ ધરે દધિ વાટકો, કોઈ રથ અમૂલ;
કોઈ ધરે રત્નજડિત નવલ મોતી ઝૂલ—કોઈ૦
કોઈ ધરે દીપક કોટિ, કોઈ ધૂપકૂપ;
કોઈ ધરે અલંકાર, કોઈ તો પકવાન—કોઈ૦
કોઈ ધરે ચંદન આણી, કોઈ મીઠાં ફૂલ;
હું તો દિલ તારે દ્વારે મૂકું નીચે ધૂળ—કોઈ૦

રતિલાલ છાયા

'કુમાર'ના સુપરિચિત શ્રી શરદીન્દુ વંધોપાધ્યાયની નવી જ બંગાળી વાર્તા

અનુવાદક · રમણિક મેઘાણી

# આ ☞ અને ☜ તે

વાણુ પતાની ત્રણે મિત્રો દીવાનખાનામાંઆડા પડચાપડચા વાતો કરતા હતા. ત્રણે ય ઉંમરે ચાળીસ લગભગના હતા. વિનોદ ડાક્તર હતો. છેલ્લા એક દાયકાથી એ ડાક્તરી કરે છે ને સારી પેઠે જામી પણ ગયો છે. અતુલ ને શરત વકીલ છે. અતુલ અલિપુર-માં અને શરત કલકત્તા હાઇકોર્ટમાં પ્રૅક્ટીસ કરે છે. એમણે પણ પોતાના ધંધામાં નામના મેળવી છે. આજે પત્નીને કંઈક વ્રત હોઇને એ પ્રસંગે શરતે બંને મિત્રોને આમંત્રણ આપ્યું છે.

વિવિધ વાતોમાંથી સહુ પોતપોતાના વ્યવસાય-જીવનના અનુ-ભવોની વાતે ચડી ગયા. તકિયા પર કોણી ટેકવી, આંખો મીંચી અતુલ હોકાની નળીમાંથી સુગંધિત ધુમાડાનો એક લાંબો દમ ખેંચતાં બોલ્યો, 'જેમજેમ આ ધંધામાં ઊંડો ઊતરતો જાઉં છું તેમતેમ લાગે છે કે દુનિયામાંથી દયા, માયા, ધર્મ બધું જ જાણે પરવારી ગયું છે માત્ર સ્વાર્થ, કુટિલતા, બીજાનું હોઈયાં કરી જવાની વૃત્તિ જ બધે દેખાય છે. વધુ સમય આ ધંધામાં રહે કદાચ ન્યાયઅન્યાયનો ભેદ મનમાંથી ભુંસાઇ જશે એમ લાગે છે. માત્ર કઇ રીતે મુકદ્દમો જીતવો એ એક જ વાત સહુથી મોટી લાગે છે'

કંઈક વિચારતાં વિચારતાં શરતે કહ્યું, 'એ ખરું છે. અદાલતમાં માનવ-પ્રકૃતિની કાળી બાજુ જ વધુ દેખાય છે. એ સારી હોઇ શકે તે તેની ઊજળી બાજુ જાણ્યા વિના બરાબર લાગતું નથી. ઠગ શોધવા જતાં જાણે ગામ આખું ઉજ્જડ થઈ જશે એમ લાગે છે.'

અતુલે કહ્યું, 'ફક્ત એવું લાગે છે એમ નહિ, એ જ ખરું છે. તમે શું માનો છો એ નથી જાણતો, પણ હું તો માનું જ છું કે કૃતજ્ઞતા નામના જે સદ્ગુણને કાવ્ય અને નવલકથામાં ગાવામાં આવે છે, એ દુનિયામાંથી તદ્દન નાબૂદ થઈ ગયો છે—'

વિનોદ હસતોહસતો બોલ્યો, 'તમે બધા નાહક 'સિનિક' થઇ ગયા છો. માનવી પરનો વિશ્વાસ ગુમાવવો યોગ્ય નથી. એમાં આપણું જ નુકસાન છે.'

અતુલે કહ્યું, 'લાભ-નુકસાનની તો કંઇ ખબર નથી; પણ જે જોયું છે, જાણ્યું છે એની જ વાત કરું. કૃતજ્ઞતાનાં દર્શન નથી થયાં એનો હવે અફસોસ પણ નથી થતો. પ્રાચીન કાળનો ઐરાવત—દસ સૂંઢાળો હાથી હવે નથી રહ્યો એનો શોક કરવો જેમ નકામો છે એ જ રીતે! નક્કર સત્યને સહજપણે સ્વીકારી લેવું જ રહે છે.'

ઓચિંતો શરત બોલી ઊઠ્યો, 'એક વાત યાદ આવી જાય છે. એવું તો ઘણી યે વાર થયું છે, કે જેના પર ઉપકાર કર્યો હોય એ જ એવો દગો આપે કે બસ. પણ આ એક પ્રસંગ તો કેમે કર્યો નથી ભુલાતો.' ને થોડીવાર રહીને એ બોલ્યો, 'વચ્ચે, હું ખરાબ ચરિત્રનો ગણાયો હતો એ તો તમે સાંભળ્યું હશે?'

અતુલે કહ્યું, 'હા, સાંભળ્યું હતું ખરું. કોક કહેતું હતું કે હમણાં શરતબાબુ ખૂબ ઊડે છે. મેં કહેલું કે હમણાં તો ઊડવાનો જ છે, એમાં શરત ખોટું શું કરે છે? પૈસા હોય તો તું યે ઊડને?'

વિનોદ હસીને બોલ્યો, 'મારે કાને પણ વાત આવી હતી. કહે-નારનું નામ નહિ આપું, પણ એવું તો આબાદ વર્ણન કરેલું કે વાત ન માનવી એ આકરું હતું. છતાં યે—'

તમારા બે અને મારી પત્ની સિવાય બીજા કોઇકે જ એ વાત સાચી માનવાની ના પાડી હશે. એટલે સુધી કે કેટલાક ધંધાદારી મિત્રો પણ 'મઝા' માણવાને લોભે મારી સાથે વધુ ભળવા લાગ્યા હતા! એ બધા વિચારતા હશે કે ચાલો, એક માલદાર સરદાર મળ્યો છે.'

'પણ થયું હતું શું?' અતુલે પૂછ્યું.

શરતે હસીને કહ્યું, 'એક જણ ઉપર ઉપકાર કરેલો. વાત સાવ સાધારણ છે. સાંભળશો તો હસશો. અતુલ, તું તો પેલા નિતાઇને ઓળખે છે. અલીપુરમાં પ્રૅક્ટીસ કરે છે. જુનિયર વકીલ. દૂરના સંબંધે મારો સગો થાય છે. એ નિતાઈની સ્થિતિ પહેલાં સારી હતી. એનો બાપ મોટા પગારની નોકરી કરતો. પણ એના અવસાન પછી એ લોકોની માઠી દશા બેઠી. ઘરમાં રળી શકે તેવા માણસોમાં એક નિતાઈ એકલો જ. એણે ત્યારે વકીલાત તાજી જ શરૂ કરેલી, એટલે આર્થિક સ્થિતિ કેવી હોય એ કલ્પી શકશો.

સગો હોવા છતાં યે એ લોકોને અમારી સાથે ઝાઝો સંબંધ ન હતો. ક્યારેક વિવાહ જેવા ખાસ પ્રસંગે ભેગા મળતા એટલું જ. ત્રણેક વર્ષ પહેલાં મારી બહેન શાન્તાના દીકરાના અન્નપ્રાશન ટાણે ગયેલો, ત્યાં નિતાઈ સાથે ભેટો થઇ ગયો. ઘણા દિવસથી મળ્યો નહોતો. ઓચિન્તો એ મળી જતાં હું ચમકી ઊઠ્યો. એના મોં પર એની સ્થિતિની—એની દરિદ્રતાની છાપ દેખાઈ આવતી હતી. દેખાવે, રૂપે-રંગે એ સોહામણો હતો—છતાં ખરાબ આર્થિક સ્થિતિએ એના મોં પર જાણે કાળો પડદો પાડી દીધો હતો. આંખોમાં સદા યે એક ત્રસ્ત સંકોચનો ભાવ (જાણે સહુથી કંઈક શરમજનક વાત એ છુપાવવા માગતો ન હોય તેવો) હતો.

એણે આવીને મને પ્રણામ કર્યા. મેં પૂછ્યું, કેમ છો? જવાબ મળ્યો, ઠીક છું. મેં પૂછ્યું, વકીલાત કેવીક ચાલે છે?

મનમાં બહુ અનુતાપ થયો. સગો ભલેને દૂરનો રહ્યો, પણ સગો તો છે જ ને? મેં ધાર્યું હોત તો હું એને માટે કંઈ કરી ન શકત શું? સંસારયુદ્ધમાં એ અભિમન્યુની જેમ એકલો લડાઇ કરતાં કેટલે ય સ્થળે ઘવાયો જખમાયો હતો, અને હું મારા કાર્યમાં એવો મસ્ત હતો કે એની તરફ ફરીને જરાવાર જોવાની યે ફુરસદ નહોતો લેતો.

અને મેં મનોમન નક્કી કર્યું કે એને માટે કંઈક કરવું જ. પણ એ પૂર્વે એને સહુથી વધુ મુશ્કેલી શી છે એ જાણવી જરૂરી હતી. આવેશ-માં આવી ઉપકાર કરવા જતાં એની મુશ્કેલી વધારી ન મુકાય એ જોવાનું હતું. માનઆબરૂ એવાં ને એવાં રાખી, એને ને એના કુટુંબને ખરેખરી મદદ થાય તેવું કંઈક મારે કરવું હતું.

ત્યાં બીજું કોઇ ન હતું. કુશળતાથી એને પૂછવાનું મેં શરૂ કર્યું. ફોસલાવીફોસલાવીને બેચાર પ્રશ્નો પૂછતાં એણે એની ખરાબ આર્થિક હાલતની વાત જાહેર કરી. ખૂબ જોર કરીને જે વાત એ દાબી રાખતો હતો તે અચાનક એના મોંમાંથી નીકળી ગઇ. આખરે એ બોલ્યો: 'બીજું તો કંઇ નહિ શરત'દા; અસીલો તો અવારનવાર મળી રહે છે. કામ પણ ખાસ મોળું હરું છું એવું નથી. પણ એક વસ્તુને અભાવે

એણે કહ્યું. 'નિતાઇ મારો મિત્ર છે. એનાણુ મહિના અગાઉ હું એને ત્યાં ગએલો, ને જોયું તો તમે એને ઘણાં પુસ્તકો ભેટ મોકલેલાં; —મારી સામે જ માણસ એ આપી ગએલો. નિતાઇએ હસીને કહેલું કે તમે એનું મોં બંધ કરવા માટે જ આમ . . . . . .'

વાત પૂરેપૂરી સમજાઈ ગઈ. કેશવને કંઈ વધુ કહી શકયો નહિ. નિતાઇ વિષે વિચાર કરતો કરતો હું પાછો ફર્યો."

ઘણીવાર સુધી ત્રણે મિત્રો ચૂપ રહ્યા. આખરે એક નિશ્વાસ મૂકી વિનોદ બોલ્યો, 'હું; દુનિયામાં ભાતભાતનાં માણસ છે! હું યે મારો એક અનુભવ કહું, સાંભળો. ઘણો વખત થઇ ગયો એ વાતને. ત્યારે મારા દવાખાનાની શરૂઆત જ હતી.

મછુવા બજાર અને બાદુડબગાનને નાકે મેં નાનું દવાખાનું ખોલ્યું હતું. રહેવાનું દવાખાના ઉપર જ રાખેલું ત્યારે હું પરણ્યો ન હતો.

દવાખાનું સારૂ ચાલતુ હતુ એવે સમયે એક દિવસ મારવાડીઓ સાથે મુસલમાનોને કંઈ ઝગડો થયો. વાત નહિ, ચિત નહિ ને હિન્દુ-મુસલમાનોએ એક દિ સવ રે ઊઠીને એકબીજા પર આક્રમણ શરૂ કરી દીધુ. લાઠી, છરા વગેરેનો ઉપયોગ છૂટથી થવા લાગ્યો.

એ ભયંકરતાનું સવિસ્તર વર્ણન કરવાની કંઇ જરૂર નથી. તમે પણ એ વખતે કલકત્તામા જ હતા, એટલે થોડુઘણુ જોયુ-જાણ્યું હશે જ. મારા દવાખાનાની સામે જ ત્રણ ખૂન થઇ ગયાં. આંખોઆંખ જોયું, છતાં કંઇ કરી ન શકયો. આખો લત્તો જ મુસલમાનોનો. હું હિંદુ. એવી સ્થિતિમાં મારા હિંદુત્વનું પ્રદર્શન ન કરવામા જ સલામતી હતી.

છતાં મેં દવાખાનું ખુલ્લુ રાખી મુસલમાન તેમજ હિંદુ બાને વિનામૂલ્યે પાટાપીંડી કરવાનું ને દવાદારૂ આપવાનું સાહસ કરેલું એમ ન કરત તો મારી જાતને જ હું મો દેખાડવા લાયક ન રહેત.

એ લત્તામાં નૂરમિયા નામનો એક ગુંડો હતો પોલીસથી માંડીને શેરીનાં કૂતરાબિલાડાં પણ એને ઓળખતા એમ કહી શકાય. નજર-નો ભયંકર ગુંડો હતો એ. કદાચ આખા કલકત્તામા એની જોડી ન જડે. ખુલ્લે આમ કોકેનનો વેપાર કરતો, છતા કોઇની તાકાત ન હતી કે જઇને એ નૂરમિયાને પકડાવી દે.

હુલ્લડ વખતે એ મારા દવાખાનાની પાસેની જ એક ગલીમાં છુપાઇને બેસતો. રસ્તો વેરાન જોઈ, કોઇ એકલદોકલ હિંદુ ત્યાથી પસાર થતો દેખાતા એ હાથેક લાંબો છરો લઇ, બિલ્લી પગે એની પાછળ પહોંચી વાંસામાં કે પેટમાં તે પરોવી દેતો. છરો માર્યો એવા જ એ અદૃશ્ય બની જતો! એ પછી થોડીવાર ચીસાચીસ, હો હા, પોલીસની સીટી, ઍમ્બ્યુલન્સ આવવાનો અવાજ. અને જ ઘવાએલ વ્યક્તિ સ્થાનાન્તર થતાં ફરી બધું ચૂપચાપ-સુમસામ.

એ રીતે કેટલાંક અણધાર્યા ખૂન થયા પછી એ માર્ગે લોકોની આવજા એકદમ બંધ થઈ ગઇ. નૂરમિયા એની ગલીમા ઉભડક પગે બેઠો છે, પણ કોઈ શિકાર નજરે ચડતો નથી જ્યારે આવે છે ત્યારે લાઠી-તલવારથી સજ્જ ટોળાબંધ શિકારી રૂપે જ આવે છે. એ સમયે નૂરમિયા અને એના સહધર્મીઓ પોતપોતાના સ્થાને લપાઈ જતા ને ટોળુ ચાલ્યા ગયા બાદ પાછા બહાર દેખાતા.

એ રીતે બે દિવસ ગયા. હુલ્લડ ચાલતું જ હતું દૂરથી એની હોહા ને પડકારા સંભળા'તા હતા. છતાં અમારો લત્તો એકદમ શાન્ત હતો. નૂરમિયાના હાથને કંઈ જ કામ નહોતું હું પણ એ દિવસ સાંજ આખી ઘરમા બારીએ બેસી મૂંગેમૂંગો મારગ તરફ જોઇ રહ્યો હતો. એવામાં ફુટપાથ ઉપર ખટ ખટ ખટાક સાંભળતાં ડોકિયું કરી જોયુ તો પગે ચાખડી પગમાં પહેરેલો એક ઉત્તર હિંદુસ્તાની ભૈયા ધમધમ ચાલ્યો આવે છે. એણે શરીરે અંગુછા જેવું કપડું વીંટયું હતુ. ને વિશાળ કપાળમાં મોટું ત્રિપુંડ તાણ્યું હતું. માથે વાવંટાની જેમ મોટી ચોટલી ફરકતી હતી. એને જોતાં જ મને ફાળ પડી કે અરે રે! હમણાં જ પેલો નૂરમિયા દોઢ ફૂટનો છરો લઇને આવ્યો જાણજો!

ને એમ જ થયું. એ ભૈયો મારા ઘર પાસે પહોંચ્યો-ન પહોંચ્યો ત્યાં તો નૂરમિયા પાછળથી વાઘની જેમ એના પર કૂદ્યો. એની બીજી પળમાં તો એક જબ્બર કાંડ થઈ ગયો. ત્રિપુંડધારી ભૈયાએ એકાએક એના શરીરે વીંટાળેલા વસ્ત્ર નીચેથી બે હાથ બહાર કાઢ્યા એ બે હાથમાં હતા બે છરા! નૂરમિયાના હાથમાંની છરી હાથમાં જ રહી ગઈ. ભૈયાએ વીજળી વેગે એક છરો એની છાતીમાં અને એક છરો એના પેટમાં ઘોંચી દીધો! ને પછી જેમ આવ્યો હતો એમ જ અંગુછો વીંટાળી, શાન્તિથી નિર્ભયપણે પાછો ચાલ્યો ગયો.

નૂરમિયા જમીન પર પડ્યોપડ્યો ચીસો નાખવા લાગ્યો, ને પછી ઢસડાતોઢસડાતો મારા દવાખાનાના બારણા પાસે આવી ઊંધે મોંએ પટકાઇ પડ્યો એના લોહીથી બારણું, ઉંબરો, બધું ખરડાઇ ગયું.

હું ને મારો કૉમ્પાઉન્ડર એને ઉપાડીને અંદર લઈ આવ્યા મનમાં તો થતું'તું કે ભલે ત્યાં પડ્યો પડ્યો જ મરતો દીકરો! જેવાં કરમ તેવા ફળ! એ કરદવમીચડમાં મોંભેર પડ્યોપડ્યો ભલે એનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરતો! પણ ડાક્તર થઇને હું એમ કરી ન શકયો.

જખમ તપાસીને જોયું તો છાતીનો ઘા ખાસ ભયંકર ન હતો પણ પેટનો ઘા ચિંતાજનક હતો. પ્રાથમિક ઉપચારો કર્યા પછી ઍમ્બ્યુલન્સને ફોન કરવા જતો હતો, ત્યાં નૂરમિયાએ મારા તરફ આંખ માંડી તુટક સ્વરે કહ્યું, 'ડાગદર સાહબ!"

હું એની નજીક જતાં એ બોલ્યો,''જાન બચાવી દો. આપને લાખ રૂપિયા આપીશ.'

રોષે ભરાઇને મેં કહ્યું 'એની જ તો મહેનત કરૂં છું, ભાઈ' મેડિકલ કૉલેજમાં જા. તો કદાચ ત્યાં બચી જવાય તો.'

નૂરમિયા આજીજી કરતો બોલ્યો, 'મેડિકલ કૉલેજમાં ન મોકલશો, બાબુ! હિંદુ ડાગદર ઝેર આપીને મારી નાખશે'

જરા મો બગાડી મેં કહ્યુ, 'એ તો સાચુ જ છે! મેડિકલ કૉલેજના ડાક્તરો પણ બધા તારા જેવા જ ખરા ને?! પણ હું યે શું તને ઝેર ન આપી શકું? હું યે હિંદુ જ છું ને!'

'આપ અયસા કામ નહિ કિજીયેગા.' કહી નૂરમિયાં બેભાન થઇ ગયો. એટલું બધું લોહી વહી ગએલું કે વધુ બોલવા એ અસમર્થ હતો

મેં પણ વિચાર્યું, સ્થાનફેર કરવા જતાં કદાચ રસ્તામાં જ મરી જશે. નિરૂપાય બની, ઇસ્પીતાલે ખબર આપી. મારે ત્યાં જ રાખ્યો.

માનવીના મન જેવી અજબ ચીજ દુનિયામાં કદાચ બીજી નથી જે માણસ માટે મારા મનમાં ધિક્કાર અને ઘૃણાનો પાર ન હતો જેને મેં નજરોનજર ત્રણચાર ખૂન કરતાં જોયો હતો, એને જ રાત દિવસના ઉજાગરા ખેંચી હું શા માટે જીવાડવા મથતો હતો, શા માટે મેં એને સાજો કર્યો, તે આજે પણ હું નથી કળી શકયો. મારૂ મન જ્યારે એને ઝેર આપવા ઇચ્છતું હતું ત્યારે જ હું શા માટે એને મેં દાણાનો રસ પાતો હતો? પૂરેપૂરી બેભાનાવસ્થામા જ્યારે એ બકતો હતો કે 'મારો મારો, હિંદુકો મારો!' ત્યારે હું એને માથે આઇસબૅગ ફેરવતો હતો! માનવીના માનસ વિષે તમે તેટલી ચર્ચા કરો; કદાચ આનો કોઈ યે ખુલાસો પણ કરી શકશો. અમારો ડાક્તરોનો સબંધ પણ સ્થૂળ શરીર સાથે જ છે. એથી મારે માટે તો આ એક પ્રશ્ન જ રહ્યો છે

જે દિવસે એને પહેલી વાર તાવ ઊતર્યો એ દિવસે પથારીમાંથી ઊઠીને બેસી, પહેલી જ વાત એણે આ કરી: મને થોડુંક કોકેન આપોને મેં હસીને ના પાડી.' (અનુસંધાન આગળ પાન ૨૫૨મે

ચિત્રરચનાનો શ્રેષ્ઠ હેતુ અને આદર્શ તો છે રૂપના છંદનું અથવા છંદગતિનું સુંદર નિરૂપણ કરવું તે. આ છંદગતિ અથવા છંદલીલા–Rhythm–ખરેખર શું છે તે શબ્દોમાં વર્ણવી બતાવવું બહુ મુશ્કેલ છે. ચીન અને જાપાનમાં તો આ Rhythm–છંદલીલા–ચિત્રની બહુ જ જરૂરી વિશિષ્ટતા ગણાય છે. આ છંદલીલા એ જાણે રૂપની નાડીના ધબકાર જેવી છે. સંગીત અને નૃત્યકળામાં તો એ Rhythm–છંદગતિનાં રૂપ અને અસ્તિત્વ આપણે સહેલાઈથી સમજી શકીએ છીએ. પણ ચિત્રમાં છંદગતિ અનુભવવી જરા અઘરી છે. ગતિ તો હોય, પણ માત્ર નક્કી કરેલા–બાંધ્યા રસ્તે જ જે આવજા કરે એ ગતિને ‘છંદ’ ન કહી શકાય. છંદ તો વિવિધવિચિત્ર પ્રકારની ભંગિ, મરોડ, હાવભાવથી, નાનામોટા તાલ વડે અને વચ્ચેવચ્ચે વિરામ લઈને પોતાનો પ્રકાશ કરે છે. ઘણીવાર આપણે છંદનું રૂપ સમજાવવા ઘડિયાળના લોલકનો દાખલો આપીએ છીએ. પણ ઘડિયાળના લોલકનો છંદ એ તો યંત્રનો એકધારો છંદ છે. એમાં વિવિધતાને–વિચિત્રતાને કે નવીનતાને અવકાશ નથી. છંદનું ઉત્તમ રૂપ તો પ્રકાશ પામે છે યતિ અથવા વિરામની મદદથી. વિવિધ પ્રકારના છંદ અને વિવિધ તાલની ગતિ તથા વિરામના સંમિશ્રણથી ઉચ્ચ શ્રેણીનો અને સૂક્ષ્મ આસ્વાદવાળો છંદ રચી શકાય છે. છંદમાં તો અમુક એવી આકર્ષણ કરવાની શક્તિ રહેલી હોય છે કે માણસો આપોઆપ તેનું અનુકરણ કરવા લલચાઈ જાય છે,—જેમ કોઈ ઉત્તમ સંગીતના છંદમાં શ્રોતાઓ લીન બનીને ડોલવા માંડે છે, અથવા તો શ્રેષ્ઠ નૃત્યના તાલની સાથોસાથ આપણા પગ આપમેળે જ નાચી ઊઠે છે તેમ.

કવિતા અને ચિત્રમાં છંદની આ ગતિ-લીલા પ્રત્યક્ષરીતે બતાવવી અશક્ય છે, કારણ કે કવિતા અને ચિત્રનાં વિષય–વસ્તુ હાલીચાલી શકતાં નથી. એને તો કાગળ અથવા ફલકની જ મર્યાદામાં, સ્થિર અને ગતિહીન અક્ષરો અથવા રેખાઓ રૂપે લિપિબદ્ધ કરી દીધાં હોય છે. ચિત્રમાં ગતિ બતાવવાનો ફક્ત એક જ ઉપાય છે—વળાંક લેતી રેખાઓના સમૂહની મદદ લેવી તે (જુઓ આકૃતિ ૬૧ થી ૬૭). વળાંકવાળી રેખાઓના ઉત્થાન-પતનથી જ—હીંચાની ચાલી હીલોળાથી જ ગતિ અથવા ગમનનો આભાસ આપી શકાય છે. જોકે સીધી રેખાના અમુક પ્રકારના અવલંબન વડે પણ ગતિનો ભાવ સમજાવી શકાય છે (આકૃતિ ૬૨). ચિત્ર નં. ૭૦ તથા ૭૧’માં કમળના મૃણાલની લાવણ્યમય વાંકી રેખાઓમાં ગતિનું ચિત્ર કેવું સહેલાઈથી ખીલી ઊઠ્યું છે! એ વાંકી રેખાના પ્રત્યેક વળાંકમાં એક નિશ્ચિત ‘સંયમિત’ ભંગિ (મરોડ) છે. આ ‘સંયમિત’ મરોડ જ છંદની સૃષ્ટિ ખડી કરે છે. ગતિ જો અસંયમિત હોય તો તેનાથી છંદ સારો ખીલવી શકાતો નથી. એટલે યતિ અથવા સંયમ એ છંદની જરૂરી પ્રાણશક્તિ જેવો છે. ઉદ્દામ, ઉછાંછળી ગતિમાં છંદ પ્રકાશી શકતો નથી.

ચિત્રોમાંની રેખાઓમાં રહેલા જુદાજુદા મરોડની ગતિમાં એક નિયમ રહેલો હોય છે. એ નિયમને શોધીને તેને જો યતિ વડે બાંધી શકીએ, તો પછી સમગ્ર રેખાવલિ છંદમાં નાચી ઊઠે. સંયમના બંધનમાં બદ્ધ થવાથી તેના હાડેહાડમાં પ્રાણ આવી જઈને તે જીવંત બની જાય છે. અજંતાના ભીંત ચિત્રોમાં, કે સાંચી, અમરાવતી યા મથુરાનાં શિલ્પોમાંની પથ્થરની ડિઝાઇનોમાં કમળના મૃણાલની છંદલીલાનાં અત્યંત સુમધુર ઉદાહરણો મળી આવે છે ચિત્ર ૭૦–૭૧.

ઘડિયાળના લોલકના ગમનાગમનના માર્ગને (ચિત્ર નં. ૬૮) જો રેખાની ભાષામાં રૂપ આપી શકાય તો એક અખંડ વાંકી રેખાનો તરંગ મૂર્તિમાન થાય. એવા છંદવાળી વાંકી રેખા જોવાથી આંખ તૃપ્ત થાય છે. રેખાતરંગના એવા એકધારા છંદમાં ને એકસરખા માપમાં પણ છંદલીલાના અમુક રસનો અનુભવ મેળવી આંખ તૃપ્તિ પામે છે. સાપની ચંચલ, શીઘ્ર ગતિલીલામાં આપણને એ પ્રકારના છંદ-રસનો આભાસ થાય છે (ચિત્ર ૬૯). સમુદ્રના તરંગોના એક ઉપર એક ચાલ્યા આવતા નિરવચ્છિન્ન હીલોળાના એકધારા મધુર રસનો આસ્વાદ આપણા મનને દોલાયમાન કરે છે. (ચિત્ર નં ૬૩). ચીન–જાપાનના ચિત્રકારો સમુદ્રની આ લહરીમાળાની અદ્ભુત ગતિલીલા અને તેના ઉત્થાન-પતનના ચેતનામય ધબકારને અદ્ભુત રેખારસમાં જીવન્ત કરવાની કલામાં સિદ્ધહસ્ત છે. જગવિખ્યાત જાપાની ચિત્રકાર હોકુસાઈનું સુપ્રસિદ્ધ ‘સમુદ્ર તરંગ’નું ચિત્ર આનું સરસ દૃષ્ટાંત છે. (ચિત્ર ૭૨). ‘કુમાર’ના રજતમા અંકની ચિત્રપ્લેટ તરીકે એ આવી ગયું.

### આકાશ, ક્ષેત્ર, ભૂમિ, સ્થાન, વિસ્તાર—Space.

રેખાને પ્રસારવા માટે સ્થાન અથવા ક્ષેત્ર જોઈએ. જો ક્ષેત્ર ન હોય તો રેખાનું અસ્તિત્વ પણ ન હોઈ શકે. પટભૂમિ વગર ચિત્રાંકન ન થઈ શકે. પ્રસાર કરવાનો આ ગુણ, વિસ્તૃત કરવાની આ જરૂરિયાત, તે જ આકાશને, ક્ષેત્રને, પટભૂમિને વિસ્તાર (Space) આપે છે. રેખા વડે–ખાસ કરી સીધી રેખા વડે વિસ્તૃતિનો આભાસ થાય છે. આ આકાશ, આ વિસ્તૃતિ, આ ક્ષેત્ર (Space) એ જ વિવિધ વસ્તુઓને ઊભા રહેવાનું સ્થાન છે અને તેની ગતિ તથા ગમનાગમનનો માર્ગ છે.

આ વિસ્તૃતિ ત્રણ પ્રકારની છે: (૧) લંબાઈ, (૨) પહોળાઈ અને (૩) ગભીરતા અથવા ઊંડાણ કે દૂરત્વ. ચિત્રના કાગળ ઉપર તો માત્ર બે જ પ્રકારનાં ક્ષેત્ર શક્ય હોય છે: લંબાઈ અને પહોળાઈ. એ બે પ્રકારમાં ત્રીજી જાતનો—એટલે કે ઊંડાણનો, ગભીરતાનો, દૂરત્વનો આભાસ કરાવવો એ ચિત્રકારનો મુખ્ય હેતુ હોય છે. આ ત્રણ પ્રકારના ગુણને લીધે જ કોઈ પણ કલ્પિત ચિત્ર સત્ય કે અસત્ય દૃશ્યની આબેહૂબ છાપ મન પર પાડે છે. સપાટ કાગળ ઉપરનું, માત્ર લંબાઈ અને પહોળાઈનાં બે જ પરિમાણવાળું સમતલ ચિત્ર, છાયા અને પ્રકાશના ત્રીજા પરિમાણની મદદ વડે ઘનત્વ અથવા દૂરત્વ પામે છે, અને જાણે પટભૂમિનો ત્યાગ કરીને ઉપર ઉપસી આવતું ન હોય એમ આંખને લાગે છે. આવા ઘન પરિમાણવાળી માયાસૃષ્ટિનું નામ ચિત્ર.

નિપુણ ચિત્રકાર રેખાના વિન્યાસની કુશળતાથી તથા પ્રકાશનો મેળ સાધીને કોઈ પણ જીવંત મૂર્તિના શરીરની સ્થૂલતા (Solidity), ઘનતા, માંસલતા અને તેના ગોળ રૂપનો આભાસ આપે છે. પહેલાં જે પટભૂમિની સાથે લિપ્ત—સમતલ હતું તે આ રેખા અથવા છાયા-પ્રકાશના સંયોગથી ઘનતા કે ગોળ રૂપ ધારણ કરે છે. અને જાણે સજીવ કે સત્ય હોય એવી ભ્રમણામાં આપણને નાખે છે. પહેલાં જેમાં માત્ર લંબાઈ અને પહોળાઈ જ હતી, તે ઊંડાણ અને ગભીરતાને પ્રાપ્ત કરે છે. દૃશ્યચિત્રોમાં આ ઘનમાન અથવા ઊંડાણનો—દૂરત્વનો આભાસ આપવો બહુ જરૂરી છે. જોનાર દૂરત્વ નાંખની આગળ સીધું ખૂબ દૂર સુધી ફેલાયેલું છે એવો આભાસ આપ્યા વગર દૃશ્યચિત્ર સત્ય હોય એવું લાગતું નથી. આવી વિસ્તૃતિ અથવા ચિત્રની માયાસૃષ્ટિ રચ્યા વગર દૃશ્યચિત્ર ફલક ઉપર મનને મોહિત થઈ શકતું

ડૉ. સુન-યાત-સેન (અનુસંધાન પાછળના પાન ૨૪૮થી)

મોટા મુલકને કોરિયામાં, શરમથી મોંયમાં માથું ઘાલવું પડે એવી જબ્બર શિકસ્ત આપી. ચીનની અભણ અજ્ઞાન પ્રજાને તો દેશના કયા ભાગમાં શું બની રહ્યું છે તેની ખબર પણ પડતી નહિ. પણ દેશનો બુદ્ધિમાન વર્ગ કંઈ અજાણ નહોતો રહ્યો. એ વર્ગમાંથી કૅન્ટન ખાતે એક ક્રાન્તિકારી સરકાર રચાઈ; પણ કાચી તૈયારીના એ બળવાને ચીની સરકારની ફોજે ચપટીમાં ચોળી નાખ્યો.

ડૉ. સુન સમજી ગયા કે દેશમાં રહીને ક્રાન્તિની તૈયારી થાય એમ નથી. એ હોનોલુલુ પાછા ફર્યા. ત્યાં રહીને એમણે યુનિવર્સિટીના પોતાના જૂના મંડળને એકઠું કર્યું અને 'સીંગ ચુંગ હુઇ' (પુનરુત્થાન પામતું ચીન) નામના રાજકીય મંડળની રચના કરી. રાજસત્તાનો દંડ દેનારો હાથ હોનોલુલુ સુધી પહોંચે એમ નહોતો. ધીરેધીરે બધાંને ખાતરી થવા લાગી કે દરિયાપારના મુલકોમાં વસતા ચીનાઓ તરફથી જ ક્રાન્તિ માટે નાણાં ને માણસો મળી શકે એમ છે. બીજે વર્ષે આ મંડળે એક ડગલું આગળ ભર્યું. મંડળની મુખ્ય કચેરી હૉંગકૉંગમાં લઇ જવામાં આવી. મુક્ત ચીનનો રાષ્ટ્રધ્વજ પહેલવહેલો ત્યાં જ તૈયાર થયો. સ્વચ્છ નીલા આકાશમાં તપતા સૂર્યનું ચિત્ર એ પર અંકિત થયું. પવિત્રતા ને તેજસ્વિતાનાં એ પ્રતીકો હતાં. આજે પણ પોતાની સ્વતંત્રતા અને અધિકારોની રક્ષા માટે ચીનવાસીઓ એ જ રાષ્ટ્રધ્વજ હેઠળ ઝૂઝે છે. ૧૮૯૫માં હૉંગકૉંગમાં સ્થાપવામાં આવેલા આ મથકેથી ક્રાન્તિની તૈયારીઓ હવે એવા તો વેગથી ચાલવા માંડી કે દોઢ દાયકાની અવધમાં તો રેલનાં પાણીની જેમ ક્રાન્તિની ભાવના દેશ આખામાં ફરી વળી.

ડૉ. સુને હવે હોનોલુલુ છોડયું અને પરિભ્રમણની સીમાઓ વિસ્તારી. પહેલાં એ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો-યુનાઇટેડ સ્ટેટ્સ-માં ગયા અને ત્યાંથી ઇંગ્લંડ ગયા. રશિયાને જેમ કોક વિરલ લેનિન મળ્યો હતો, હિંદને જેમ કોક વિરલ ગાંધીજી મળ્યા છે તેમ ચીનને ડૉ. સુન-યાત-સેન જેવો વિરલ નેતા મળ્યો. લેનિન અને ગાંધીજીની પેઠે સ્વપ્નદ્રષ્ટા અને વાસ્તવવાદીનો વિલક્ષણ યોગ ડૉ. સુનના વ્યક્તિત્વમાં પણ થયો હતો. જેના રાજમાં સંપૂર્ણ ન્યાય, સંપૂર્ણ માનવતા અને સંપૂર્ણ સંતોષ પ્રવર્તતાં હોય એવી લોકોની રચેલી સરકારનું સ્વપ્ન ડૉ. સુનને લાધ્યું હતું. પણ એમણે એ પણ જોઈ લીધું હતું કે વિદેશી સત્તાઓના ધૃણાસ્પદ આધિપત્યને ચીન ફગાવી દે અને તેમના બરોબરિયા હોવાનો દાવો કરે તે પહેલાં જપાને કર્યું હતું તેમ પશ્ચિમની રાજરમતના દાવ ચીને પણ શીખી લેવા પડશે. એટલે વિદેશી મૂડી, વિદેશી નિષ્ણાતો ને વિદેશી વૈજ્ઞાનિકોની ચીનને તૈયાર કરવાની દૃષ્ટિથી આયાત થવી જોઇએ એમ એ માનતા હતા. અમેરિકા અને ઇંગ્લંડ કનેથી આ પ્રકારની મદદ મેળવવા માટે એમણે એ દેશોનો પ્રવાસ આદર્યો. પણ એમની પ્રવૃત્તિ તે વખતે કંઈ છાની રહી નહોતી. ચીનની રાજસત્તા અદમ્ય નિશ્ચયબળવાળા આ ભયંકર પુરુષની ક્રાન્તિકારી પ્રવૃત્તિઓથી થથરી રહી હતી ને કોઈપણ ઉપાયે એનો કાંટો દૂર થતો હોય તો તેમ કરવા રાજી હતી.

એટલે ડૉ. સુન લંડન પહોંચ્યા કે તરત જ ચીનના એલચીખાતાએ એમના અપહરણનું કાવતરું ગોઠવી એમને કેદ કર્યા. આ કેદમાંથી છૂટવા ડૉ. સુને બહુ ફાંફાં માર્યાં, પણ એકે ઉપાય જડયો નહિ. પણ એ રોમાંચક પ્રસંગમાં ઇશ્વરે જાણે એમની ને પછી ચીનસમસ્તના પીડિતોની પ્રાર્થના સાંભળી હોય તેમ, એલચીખાતાના એક પોર્ટરનું હૈયું આ મહાપુરુષનું દુઃખ જોઈને દ્રવી ઊઠયું. એણે ડૉ. એક વારના શિક્ષક સર જેમ્સ કેન્ટલીને ડૉ. સુનના ગુપ્ત કારાવાસની વાત પહોંચાડી. બીજે દિવસે સવારે તો લંડનના સમાચારપત્રમાં બબ્બે ઇંચ જેવડા અક્ષરે આ જ મુખ્ય સમાચાર છપાયા! ઇંગ્લંડની પરદેશ કચેરીએ ડૉ. સુનને તત્કાલ છોડાવી દીધા. ૪૯, પોર્ટલેન્ડ પ્લેઇસની એ નાનકડી ઓરડી, જેમાં ડૉ. સુનની છૂપી અટકાયત થઇ હતી તેને એ વિલક્ષણ પ્રસંગની સ્મૃતિ રૂપે હજી પણ જેમની તેમ જાળવવામાં આવી છે.

એ પછી ચીનમાં એવા બનાવો બનવા માંડયા કે ડૉ. સુનને પાછા ફરવાની જરૂર પડી. ઓઠું બહાનું કાઢીને જર્મન નૌકાદળે ચીઆઓ-ચૌનો ૧૮૯૭માં કબજો લીધો, ને બીજી પશ્ચિમી સત્તાઓએ પણ પોતપોતાનાં અધિકારક્ષેત્રો જમાવવા માંડયાં; એટલે પાછા ફર્યા સિવાય છુટકો જ નહોતો. પણ ચીનમાં રહેવાથી પકડાઇ જવાનું જોખમ હતું, એટલે એમણે જપાન જઇને ત્યાંની યુનિવર્સિટીઓમાં ભણતા ચીનના વિદ્યાર્થીઓમાં કામ કરવા માંડયું. થાક કંટાળો કે હાર એટલે શું, તેની ચીનના આ ખંતીલા ઉદ્ધારકને ખબર જ નહોતી. ઉત્સાહ ને સ્ફૂર્તિનો એ અવતાર હતો. જે પરિસ્થિતિ સાથે એને પ્રસંગ પાડવાનો હતો તે જોતાં ભાવી ચીનનું એણે દોરેલું ચિત્ર ઘણાને દિવાસ્વપ્ન જેવું જ લાગતું. પણ ડૉ. સુનની તાલીમ કંઈ એવો જાદુ હતો, કંઇ એવું નિશ્ચિતપણું હતું કે સાંભળનારને જ એ સ્વપ્ન સત્ય બની જતું. જગતની મહાસત્તાઓમાં આજે ચીનની ગણના થાય છે તે ડૉ. સુનની અવિશ્રાન્ત ક્રાન્તિસાધનાને આભારી છે.

વર્ષો સુધી વિદ્યાર્થીઓમાં એમણે કામ કર્યું; જપાન, હૉંગકૉંગ, આનામ વચ્ચે કેટલા યે આંટાફેરા કર્યા; મંડળો સ્થાપ્યાં, આદેશો આપ્યા, મંત્રણાઓ કરી, યોજનાઓ ઘડી, પ્રોત્સાહન આપ્યું. ૧૯૦૨માં કૅન્ટનમાં, અને ૧૯૦૪માં હુનાનમાં ક્રાન્તિકારી હુલ્લડો થ... જ્યાં પણ ખરાં. પરંતુ રાજસત્તાએ એમને તરત જ દબાવી દીધાં. જપાન પણ હવે ચેતી ગયું. ચીનને ઓળવી લેવાની જપાનની મુરાદોમાં ડૉ. સુનની પ્રવૃત્તિ આડખીલી રૂપ હતી. એટલે એણે ચીની વિદ્યાર્થીઓને હેરાન કરવા માંડયા. ડૉ. સુને જોયું કે હવે જપાનમાં રહેવામાં સાર નથી. એમાં જાનનું જોખમ પણ છે. એટલે એમણે પોતાનું મથક આનામ ખાતે આણ્યું. ૧૯૦૭ અને ૧૯૦૮માં ક્રાન્તિના વિશેષ પ્રયત્નો થયા, પણ એ ય નિષ્ફળ ગયા. ૧૯૦૯માં નાણાં એકઠાં કરવા માટે ડૉ. સુને વળી યુરોપયાત્રા આરંભી. નાણાં વિના ચાલે તેમ નહોતું. ડૉ. સુનનો કાર્યક્રમ કંઇ ગાંધીજીની માફક અહિંસાત્મક કાર્યક્રમ 'નહોતો. એટલે શસ્ત્રસરંજામ ને સૈનિકો મેળવવા માટે નાણાંની પુષ્કળ જરૂર હતી. જેમની કને નાણાં હતાં તેમને ડૉ. સુનમાં વિશ્વાસ નહોતો. હેરાનગતિ, ત્રાસ ને કષ્ટનો કંઈ પાર નહોતો. ને છતાં સુન-યાત-સેનની શ્રદ્ધા કદી જ ડગી નહિ. આશાથી, શ્રદ્ધાથી, ખંતથી, એ મંડયા જ રહ્યા.

ક્રાન્તિના છૂટાછવાયા પ્રયત્નો તો થતા જ રહેતા હતા અને મં... અમીરઉમરાઓનાં અકળ રીતે ખૂનો પણ થતાં રહેતાં હતાં. લોકોમાં ક્રાન્તિની વાત રમતી થઈ ગઈ હતી. ચીનના સમ્રાટે આ બધાથી ભડકી જઇને નવા સૈન્ય માટેની ભરતી શરૂ કરી. પણ એમાં ય ક્રાન્તિવાદીઓ જ જઇને જોડાયા! ૧૯૧૦માં આ જ સૈન્યે કૅન્ટનની લડાઈ શરૂ કરી પણ એમાં નિષ્ફળતા મળી. ૧૯૧૧ના માર્ચમાં ક્રાન્તિકારી પક્ષના ૭... બત્રીશલક્ષણા જુવાનો લડતાંલડતાં પડયા. 'પીળાં ફૂલની ટેકરીઓ' નામે વિખ્યાત સ્થળમાં એ વીરોની કબરોની યાત્રાએ હજી પણ કૃતજ્ઞ દેશવાસીઓ જાય છે. (અનુસંધાન આગળ પાન ૨૫૫મે)

**આ અમે તે** (અનુસંધાન પાછળના પાન ૨૪૫થી)

એ પછી રોજ કોકેન માટે એ આજીજીઓ કર્યા કરતો, ને હું ના પાડ્યા કરતો. હું ન આપતો તે ન જ આપતો.

એક દિવસે એણે કહ્યું, 'ડાગદર સાહબ, દસ હજાર રૂપા દૂંગા. એક પુડિયા કોકિન દીજીયે.'

મેં કહ્યું 'એ તો દઉં, પણ તારી પાસે રૂપિયા ક્યાં?'

એણે કહ્યું, 'ઇમાન કસમ, એજ દૂંગા.'

મેં કહ્યું, 'બહુ થયું હવે, રસિકતા ન કર. જાણી લે કે હું તને એક રતીભાર કોકિન એક લાખ રૂપિયાના બદલામાં પણ નહિ આપું.'

વળી એક દિવસ એ કોકેન ખાવા માટે અધીરો થઈ ગયો. ખૂબ જ કરગર્યો. મેં એને કહ્યું, 'અચ્છા નૂરમિયા, મેં તો તને સગી આંખે ત્રણ ખૂન કરતાં જોયો છે, હવે તો હું જ તને પોલીસમાં પકડાવી દઉં તો?'

એ હસીને બોલ્યો, 'કંઈ નહિ થાય. મારી પાસે સાબિતી મોજૂદ છે.'

'કઈ રીતે?' મેં પૂછ્યું.

એણે કહ્યું, 'હુલ્લડ વેળા હું હાજતમાં હતો. ન માનતા હો તો થાણામાં જઈ જોઈ આવો. ત્યાં મારા અંગુઠાની છાપ સુદ્ધાં પડી છે!'

એની શયતાનિયત જોઈ હું સમસમ્યો. પોતાનો મજબૂત બચાવ તૈયાર કરીને, બધી પાકી તૈયારી પછી જ એ હુલ્લડમાં ઝંપલાવે છે!

એ પછી એક દિવસ (ત્યારે યે એના શરીરમાં પૂરી શક્તિ નહોતી આવી. મોં એનું પ્રેત જેવું હતું) મેં એને કહ્યું, 'તારો જખમ મટી ગયો છે. હવે તું ઈચ્છે તો જઈ શકે છે.'

એ કંઈ જ બોલ્યા વિના ઊઠીને ઊભો થઈ ધીરેધીરે ચાલતો બહાર ગયો. જતી વેળા નીચો વળી મને એક સલામ કરતો ગયો.

લગભગ ત્રણેક મહિના સુધી એ ન દેખાયો. એક દિવસ મેં મારા કૉમ્પાઉન્ડરને પૂછ્યું, 'પેલો નૂરમિયા પાછો દેખાયો નહિ.'

કૉમ્પાઉન્ડર તમારા જેવો 'સિનિક' હતો. એણે કહ્યું, 'હવે શા માટે આવે? તમે શું એ લાખ રૂપિયા દેવા આવશે એમ માનતા હતા? સ્વપ્ને ય આશા ન રાખશો. ઊલટાનો લાગ જોઈને તમારું જ ખૂન કરી નાખે તો નવાઈ ન પામું.'

વાત સાવ નાખી દેવા જેવી ન લાગી. નરહત્યારા એ ગુંડાનો જીવ બચાવવા બદલ હું પસ્તાવા લાગ્યો.

એજ દિવસે બપોર વેળા હું એકલો બેઠો હતો. એકાએક નૂરમિયા આવીને ઊભો રહ્યો. હવે એ માંદલો ન હતો. પડછંદ, કદાવર, લાલ ઘુમ્મ બદન વાળો, એક લાંબી મોટી સલામ કરી એ બોલ્યો, 'હજુર!'

મેં કહ્યું, 'કેમ નૂરમિયા? શા ખબર છે? પેલા લાખ રૂપિયા લાવ્યો કે શું?'

એણે લૂંગીની અંદરથી એક મોટું નોટનું બંડલ કાઢી કહ્યું, 'માલિક, લાખ રૂપિયા આપવાની તો મારી તાકાત નથી; પણ આ પાંચ હજાર લાવ્યો છું. એ સ્વીકારી મને ઋણમુક્ત કરો.'

હું અવાક્ થઈ ગયો. કહ્યું, 'એ પાંચ હજારને હું શું કરું?'

એણે કહ્યું 'હજુર, એ મારું નજરાણું છે. ઈમાનથી કહું છું કે આથી વધુ દેવાની મારી તાકાત નથી.'

મેં હસીને કહ્યું, 'નૂરમિયા, તું શું એમ ધારે છે કે મેં રૂપિયાના લોભે તારો જીવ બચાવ્યો હતો?' એ ચૂપ રહ્યો.

મેં ફરી કહ્યું, 'તારા કોકેનના વેચાણના, લોકોનાં લોહીના શોષણના રૂપિયા તું જ પાછા લઈ જા. મને એ ન ખપે. તારા જેવાનો જીવ બચાવી મેં જે પાપ કર્યું છે એની સજા ભગવાન મને દેશે.'

રૂપિયા આપવા માટે એણે ખૂબખૂબ પ્રયત્નો કર્યા, પણ મેં ન જ લીધા. એણે ઘણી યે કાકલૂદી–વીનવણી કરી પણ હું અચળ રહ્યો, ત્યારે એ નોટનું બંડલ ફગાવી, એક રીતે રોષે ભરાઈ પાછો ચાલ્યો ગયો.

સાત દિવસ બાદ ફરીથી આવીને એણે કહ્યું, 'માલિક, તમે હિંદુ થઈને જાણીબૂઝીને મારા જેવા દુશ્મનનો જીવ બચાવ્યો એ વાત હું કેમેય ભૂલી નથી શકતો. વારુ, રૂપિયા તમે ન લેશો. મને તમારો ગુલામ બનાવીને રાખો. જેમ હુકમ કરશો એમ કરીશ.'

મને એક સરસ વિચાર સૂઝી આવ્યો. મેં કહ્યું, 'જેમ કહીશ એમ કરીશ? ખરું કહે છે?'

એ બોલ્યો, 'જાન કબૂલ, ઈમાન કબૂલ.—એમ જ કરીશ—તમે કહેશો એમ જ કરીશ.'

મેં ફરી કહ્યું, 'નૂરમિયા, બરાબર વિચારીને કહેજે. આવેશમાં કે ઉત્સાહમાં આવીને ઇમાનના નામે જેમતેમ ન બોલી બેસતો.'

એ જરા અચકાઈને બોલ્યો 'મારો ધર્મ નહિ છોડી શકું. બીજું જે કંઈ કહેશો એ કરીશ,—ખુદા કસમ.'

મેં કહ્યું, 'ના, ધર્મ તારે નહિ છોડવો પડે, પણ આ તો એથી યે વધુ આકરું છે, નૂરમિયાં!'

એ બોલ્યો, 'ભલે હોય. તમે ફરમાવોને!'

મેં કહ્યું, 'વારુ. હું ફરમાવું છું. તારે કોકેન છોડવું પડશે. કોકેનનો ધંધો છોડવો પડશે. ને છોડવી પડશે આ ગુંડાગીરી. બોલ કરી શકીશ?'

સાંભળતાંવેંત એ પત્થર જેવો બની ગયો! એ પછી ધીરેધીરે ખુરસી પર બેસી ગયો. ઘણીવાર સુધી કપાળે હાથ દઈને એ શું વિચારતો હતો એ તો એ જ જાણે. આખરે એક મોટો ઊંડો નિશ્વાસ નાખી એ બોલ્યો, 'બાબુજી, તમે મારી દુનિયા છીનવી લીધી. બહુ સારુ, એમ જ થશે. કોકેન મૂકીશ, એ ધંધો મૂકીશ, આ ગુંડાગીરી પણ મૂકીશ. પણ એમાં તમને શો ફાયદો થયો, માલિક?'

એને ખભે હાથ મૂકી મેં કહ્યું, 'જો તું ખરેખાત એ મૂકી શકીશ, તો મને શો લાભ થયો એ એક દિવસ તને કહીશ.'

ગુંડાગીરી એણે સરળતાપૂર્વક છોડી દીધી. પણ કોકેન છોડવા જતાં એણે કેવુંકેવું સહ્યું એ વર્ણવવું અસંભવિત છે. પ્રથમ પ્રથમ તો રોજ સાંજે આવી મારા પગ પાસે એ માથું પછાડતો. કોકેનની ભૂખ કેવી પૈશાચિક ભૂખ છે એ કોકેન ન ખાનાર નહિ સમજી શકે. રોજ મારા પગ પાસે માથું ઘસતોઘસતો કહેતો, માલિક, એકવાર હુકમ આપો—એકવાર—એક જ વાર રજા આપો. સોયની અણી પર આવે એટલું જ ખાઈશ. વધુ નહિ ખાઉં. ક્યારેક ક્યારેક તો મને એવી દયા ઉપજતી કે મહાપરાણે હું મનને સખત કરતો.

પણ ગજબનું મનોબળ હતું એ ગુંડાનું. બીજો કોઈ હોત તો ક્યારનો યે પ્રતિજ્ઞા તોડી ચૂક્યો હોત. પણ નૂરમિયા બુલડૉગની જેમ એની વાતને વળગી રહ્યો હતો.

કોકેનની ભૂખને જીતતાં એને પૂરું એક વર્ષ લાગ્યું. છેલ્લે દિવસે આવી એ મારે પગે બાઝી પડ્યો, ને બોલ્યો, 'માલિક, આજે સમજાયું કે શા માટે તમે મને કોકેન છોડવા કહ્યું હતું. તમે માનવી નથી, પીર બની છો, પીર બની!'

હવે એ નૂરમિયાએ બીડી–તમાકુની દુકાન માંડી છે.

'ક્યારેક સવારમાં વહેલા મારે દરવાજાને આવી ચડજો તો વડી એને સૌ પ્રથમ આવીને મને સલામ ભરતો જોશો.'

---

નવી સાવરણીથી ચોખ્ખું વળાય ખરું; પણ ખૂણાખાંચરા સાફ કરવા સારુ તો જૂની જ જોઈએ.

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

અને તેની અનુષંગી કલાઓ (નૃત્ય અભિનય આદિ)નો પરિચય આપતી લેખમાળા

[3]

## નાટ્યના પ્રકારો

પ્રાચીન કાળમાં અસ્તિત્વ ધરાવતા નૃત્ય અને નાટ્યના અનેક પ્રકારો તો આજ લુપ્ત થઈ ગયા છે, પણ તે કાળનો નાટ્યકલાવૈભવ જાણવા જેવો છે.

પ્રાચીન કાળમાં નાટકનું સાચું નામ 'રૂપક હતું. 'નાટક' તો રૂપકનો માત્ર એક પ્રકાર હતો.

નાટ્યના રૂપક ને ઉપરૂપક એવા બે ભેદ હતા. તેમાં રૂપકના દસ અને ઉપરૂપકના અઢાર પ્રકાર હતા. તે આ પ્રમાણે:

રૂપકના પ્રકારો: (૧) નાટક, (૨) પ્રકરણ, (૩) ભાણ, (૪) વ્યાયોગ, (૫) સમવકાર, (૬) ડિમ, (૭) ઈહામૃગ, (૮) અંક, (૯) વીથિ અને (૧૦) પ્રહસન.

ઉપરૂપકના પ્રકારો: (૧) નાટિકા, (૨) ત્રોટક, (૩) ગોષ્ઠિ, (૪) સટ્ટક, (૫) નાટ્યરાસક, (૬) પ્રસ્થાન, (૭) ઉલ્લાપ્ય, (૮) કાવ્ય, (૯) પ્રેક્ષક, (૧૦) રાસક, (૧૧) સલ્લાપક, (૧૨) શ્રી ગદિત, (૧૩) શિલ્પક, (૧૪) વિલાસિકા, (૧૫) દુર્મિલ્લકા, (૧૬) પ્રકરણિકા, (૧૭) હલ્લીશ અને (૧૮) ભાણિકા.

રૂપકના દસ પ્રકારના લક્ષણો આ પ્રમાણે છે:

નાટક: રૂપકોમાં નાટક મુખ્ય છે. તેની કથા કોઈ સત્ય ઘટના પર રચાએલી હોવી જોઈએ છે. તેનો નાયક રાજા કે દૈવી પુરુષ હોય છે. શૃંગાર અને વીર રસ તેના મુખ્ય રસ છે. 'શાકુંતલ,' 'મુદ્રારાક્ષસ,' 'વેણીસંહાર' વગેરે આ પંક્તિમાં આવે છે.

પ્રકરણ: પ્રકરણનું વસ્તુ કવિકલ્પિત હોય છે અને તે સામાજિક કે પ્રેમ વિષય પર રચાએલું હોય છે તેનો નાયક રાજાથી ઊતરતા વર્ગનો,—એટલે કે મંત્રી બ્રાહ્મણ કે પ્રતિષ્ઠિત ધનિક વૈશ્ય હોય છે. પ્રકરણ બે ભાગમાં વહેંચાએલું છે: શુદ્ધ અને સંકીર્ણ. શુદ્ધ પ્રકરણની નાયિકા વેશ્યા અને સંકીર્ણ પ્રકરણની નાયિકા કુલીન સ્ત્રી હોય છે. 'મૃચ્છકટિક' અને 'માલતીમાધવ' એ વર્ગનાં છે.

ભાણ: એ એક અંકનું હોય છે તેનો હેતુ મનોરંજનનો હોય છે. તેના પ્રારંભ તથા અંતમાં સંગીત અવશ્ય હોય છે અને એક જ પાત્ર ઘણી ચેષ્ટાઓનું અનુકરણ કરે છે. તેમાં ઉઘાડો શૃંગાર આવે છે. 'લીલા,' 'મધુર,' તથા 'શારદાતિલકમ્'નામના ગ્રંથો આ કોટિમાં આવે.

વ્યાયોગ પણ એક અંકનું રૂપક છે, અને તેનો ઉદ્દેશ યુદ્ધવર્ણન હોય છે. તેનો નાયક અર્જુન જેવો વીર પુરુષ હોય છે 'જામદગ્ન્ય-જય,' 'સૌગંધિકાહરણ,' 'ધનંજય વિજય' આદિ આ પ્રકારના છે.

સમવકાર: ત્રણ અંકનું રૂપક છે. દેવદાનવ વચ્ચેની સ્પર્ધા ને યુદ્ધ તેનો વિષય છે. તે વીરરસ પ્રધાન અને યુદ્ધવર્ણનયુક્ત હોવું જોઈએ. મહર્ષિ ભરતે નાટ્યોત્પત્તિ બાદ પહેલવહેલો ભજવી બતાવેલો 'સમુદ્ર-મંથન' નામનો પ્રયોગ આ વર્ગનો હતો.

ડિમ: ચાર અંકનું વીર તથા ભયાનક રસપ્રધાન રૂપક છે. દેવ અથવા અસુર તેનો નાયક હોય છે.

ઈહામૃગ: પ્રેમ કે કૌતુકવર્ણનના વિષયવાળું ચાર અંકી રૂપક છે. તેના નાયક દેવદેવી હોય છે. 'કુસુમશેખરવિજય' એનું દૃષ્ટાંત છે.

અંક: કરુણરસપ્રધાન, પ્રસિદ્ધ પૌરાણિક વસ્તુનું એક અંકી રૂપક તે અંક કહેવાય છે. જેમકે 'શર્મિષ્ઠા યયાતિ.'

પ્રહસન: હાસ્યરસપ્રધાન એકઅંકી રૂપક તેનો ઉદ્દેશ સમાજ-પ્રચલિત વિષમતાઓ પર કટાક્ષ કરી તેને દૂર કરવાનો હોય છે. 'હાસ્યાર્ણવ,' 'કૌતુકસર્વસ્વ' ને 'ધૂર્તસમાગમ' વગેરે આ જાતનાં છે.

ઉપરૂપકોના વિવિધ પ્રકારોનાં લક્ષણ ટૂંકમાં નીચે પ્રમાણે છે:

નાટિકા: શૃંગારરસ પ્રધાન હોય છે. તેનું કથાવસ્તુ સંગીત પર રચાએલું હોય છે. શ્રીહર્ષનું 'રત્નાવલિ' નાટક આ વર્ગનું છે

ત્રોટક: આ પણ સંગીતપ્રધાન હોય છે. તે પાંચ, સાત, આઠ કે નવ અંકનું હોય છે ને તેનો વિષય પાર્થિવ કે સ્વર્ગીય હોય છે. 'વિક્રમોર્વશીય'ને કેટલાક આ વર્ગનું ગણે છે.

ગોષ્ઠિ: એક અંકી હોય છે. તેમાં નવદસ પુરુષપાત્રો ને પાંચછ સ્ત્રીપાત્રો હોવાં જોઈએ. 'રૈવત મદનિકા' આ જાતનું છે.

સટ્ટક: એમાં આશ્ચર્યકારક કથાને પ્રાકૃત ભાષામાં રજૂ કરવામાં આવે છે જેમકે 'કર્પૂરમંજરી.'

નાટ્યરાસક: એ પ્રેમ અને કૌતુકપ્રધાન એક અંકી ઉપરૂપક હોય છે. તેમાં અથથી ઇતિ સુધી નૃત્ય અને સંગીત રહેલું હોય છે. 'નર્મવતી' અને 'વિલાસવતી' આ લક્ષણવાળાં છે.

પ્રસ્થાન: નાટ્યરાસક જેવું જ સંગીતયુક્ત દ્વીઅંકી ઉપરૂપક છે. તેનાં પાત્રો હીન અને નીચલા વર્ગનાં હોય છે.

ઉલ્લાપ્ય: પ્રેમ અને હાસ્યવિષય યુક્ત એક અંકી ઉપરૂપક હોય છે 'દેવી-મહાદેવ' આ શ્રેણીમાં આવે છે.

કાવ્ય: સંગીતની બહુલતાવાળું, પ્રેમવર્ણનથી યુક્ત એક અંકી ઉપરૂપક હોય છે. 'યાદવોદય'નો આ વર્ગમાં સમાવેશ થાય છે

પ્રેક્ષક: વીરરસપ્રધાન એક અંકી ઉપરૂપક છે. તેનો નાયક અધમ કોટિનો હોય છે. જેમકે 'વાલીવધ'.

રાસક: હાસ્યરસ-ઉદ્દીપક એક અંકી ઉપરૂપક. તેમાં બુદ્ધિમાન નાયક નાયિકા તથા બીજાં ત્રણ મૂર્ખ નટપાત્રો મળી પાંચ નટો જ હોય છે. 'મેનકાહીત' આ પ્રકારનું છે.

સલ્લાપક: ચાર અંકી હોય છે. તેનો નાયક પ્રચલિત ધર્મની વિરુદ્ધ મતનો હોવો જોઈએ. 'માયાકાપાલિક' આ જાતનું છે.

શ્રી ગદિત: સંગીતપ્રધાન એક અંકી ઉપરૂપક હોય છે. તેની નાયિકા લક્ષ્મી હોય છે. 'ક્રીડારસાતલ' આ પ્રકારનું છે.

શિલ્પક: માયાવી કે આશ્ચર્યકારક ઘટનાના વિષયવાળું ચાર અંકી ઉપરૂપક. તેનું રંગસ્થળ સ્મશાન હોય છે. તેનો નાયક બ્રાહ્મણ ને પ્રતિનાયક ચાંડાલ હોય છે. 'કનકાવતી માધવ' આ પંક્તિનું છે.

વિલાસિકા: પ્રેમ અને કૌતુક વિષયનું એક અંકી ઉપરૂપક છે.

દુર્મિલ્લકા: એ હાસ્યરસપ્રધાન ચાર અંકી ઉપરૂપક હોય છે. 'બિન્દુમતિ' આ પ્રકારનું છે.

પ્રકરણિકા: એ 'નાટિકા'ને મળતું હોય છે.

હલ્લીશ: અથથી ઇતિ સુધી સંગીત અને નૃત્યવાળું એક અંકી ઉપરૂપક છે. તે એક પુરુષ અને આઠદસ સ્ત્રીઓથી ભજવાય છે. 'કેલિરૈવતક' આ પ્રકારનું છે.

ભાણિકા: હાસ્યરસયુક્ત એક અંકી ઉપરૂપક દા. ત. 'કામદત્તા'.

નાટ્યના આ વિવિધ પ્રકારોમાંથી હાલ તો 'રૂપક' પ્રકારના 'નાટક' અને 'પ્રકરણ' બે, તેમજ ઉપરૂપક પ્રકારની 'નાટિકા' એમ ત્રણ પ્રકારો જ ઉપલબ્ધ રહ્યા છે.

ભરતનાટ્યશાસ્ત્રમાં ઉપરૂપકોનું વર્ણન નથી; તેથી તે પછીના કાળમાં પ્રચલિત થયાં હશે તેવું અનુમાન કરી શકાય છે. નાટ્ય-

કલાની અગાઉ કેટલી ખીલવણી થઇ હશે તેનો કંઈક ખ્યાલ નાટ્યપ્રકારોની આ વિવિધતા જોઇને આવે છે. પ્રાચીન કાળના આ નાટ્યવૈભવનું હાલ તો સ્મરણ જ કરવું રહ્યું તે કાળમાં વિદ્યાભ્યાસ સાથે સંગીત, નૃત્ય, અભિનય વગેરે કલાવિષયોની પણ તાલીમ આપવામાં આવતી હોવાના અનેક ઉલ્લેખો સંસ્કૃત સાહિત્યમાંથી મળી રહે છે: ગુપ્ત વાસ દરમ્યાન અર્જુન વિરાટ નગરમાં રાજકુમારી ઉત્તરાને નૃત્યની તાલીમ આપતો હોવાની વાત મહાભારતમાં આવે છે. આથી અર્જુન નૃત્યકલામાં પણ કુશળ હોવાનું જાણી શકાય છે.

અગાઉ સંગીત, નૃત્ય, અભિનય વગેરે નાટ્ય વિષયોના શિક્ષણ માટે નાટ્યશાળાઓ બંધાતી અને રાજા જ તેનો નિભાવ કરતો. મહોત્સવો તેમ જ સમાદિ માંગલિક પ્રસંગોમાં નાટ્યપ્રયોગો એક અંગ રૂપ ગણાતા. નાટ્યકારો ઉપરાંત પ્રતિષ્ઠિત કુળનાં સ્ત્રીપુરુષો તેમજ રાજવંશીઓ પણ તેમાં ભાગ લેતા

નાટ્યશાળાના અધ્યાપક નાટ્યાચાર્ય કહેવાતા ને રાજા તેમજ પ્રજામાં તેમનું બહુમાન થતું. નાટ્યાચાર્યનું પદ મેળવવા તેમને અનેક પ્રકારની સિદ્ધિઓ મેળવવી પડતી. પરંતુ કાળે કરીને રુચિવિકારને કારણે તેમની 'નટ' નામની હલકી જાતિમાં પડતી થઈ અને નાટ્યકલાનો તેઓ ભરણપોષણના સાધન તરીકે ઉપયોગ કરતા લાગ્યા. ઉત્તરોત્તર અભિરુચિની પડતીની સાથે ભવાઈ વગેરે હલકી જાતના અશ્લીલ પ્રયોગો પ્રચારમાં આવ્યા અને તેની સાથે પ્રાચીન શુદ્ધ નાટ્યકલા ધીમેધીમે વિલુપ્ત થતી ગઇ.

('નાટ્યતત્ત્વ'ને આધારે) યોગેન્દ્ર પ્રિયદર્શી

---

**આગ્રા અને સિક્રી** (અનુસંધાન પાછળના પાન ૨૫૦થી)

પણ હવે તો તેઓએ હિંદી કળાનાં સારાં ચિત્રો અને આલ્બમોને પણ આદર આપવા માંડ્યો છે.

અમે વિજ્ઞાનવિભાગમાં ગયા ત્યાં વનસ્પતિશાસ્ત્ર ને જીવશાસ્ત્રના પ્રાધ્યાપક પ્રો. મુખરજી સાથે કાન્તિભાઇએ પિછાન કરાવી; તે સાથે તેમનો હૉર્ટિકલ્ચર શોખ પણ પ્રદર્શિત કર્યો. તેમણે પોતાના નાના બગીચામાંથી સુંદર ફૂલોનો એક ગુચ્છ મને તૈયાર કરી આપ્યો, તેમાં તેમણે જે ખૂબીથી રંગોનો મેળ કર્યો તે પરથી તે કલાકાર પણ હોવા જોઇએ એમ મેં સહજ પકડી પાડ્યું; અને ખરેખર તે ચિત્રો પણ દોરતા ને કલાકારોની કૃતિઓ પણ સંઘરતા. તેમણે ભાવપૂર્વક સાંજે પોતાને ત્યાં આવવાનું આમંત્રણ આપ્યું અને સાથે જ કોઇ અજબ વસ્તુ મને બતાવવાનું વચન આપ્યું.

એ દિવસની બપોર શ્રીરામ શર્માને ત્યાં વીતાવી. તે દિવસે એમને ૫૦ વર્ષ પૂરાં થયાં તેનો ઘરમાં ઉમંગ હતો. તેમનાં પત્નીએ જાતજાતની રસોઈ બનાવી હતી. આસપાસનાં ગુજરાતી પડોશીઓએ તો તેમને ડરાવ્યાં હતાં કે ગુજરાતના બ્રાહ્મણો યુ.પી.ના બ્રાહ્મણોને ત્યાં જમશે નહિ. એ જાણ્યું ત્યારે મને ભારે ખેદ થયો કે હાલના જમાના ભેદભાવો આવા સાદા ભેદો પણ હજી ભૂંસાતા નથી. એમના પત્ની બહુ સુશિક્ષિત નહોતાં, પણ તેમની બધી વિધિમાં તેમનો અતિથિપ્રેમ ઉભરાઈ જતો હતો. ખરેખર એ એક રસલહાણ હતી. બહુ લાગણીભર્યે હૃદયે અમે છૂટા પડ્યા. ઘેર આવી સામાન બાંધી તૈયાર રાખ્યો અને પછી કાન્તિભાઇ સાથે પ્રો. મુખરજીને ત્યાં ગયા.

**સ્વામી બાગ**

તેમણે પણ મારું સ્વાગત ભારે ઠાઠથી તૈયાર રાખ્યું હતું. જલદી પતાવી અમે તેમણે કહેલા સ્થળે જવા નીકળ્યા. એ હતો 'સ્વામી બાગ.' આગ્રાની દેશખ્યાત સંસ્થા દયાળબાગ વાળા રાધાસ્વામી સંપ્રદાયના મૂળ પુરુષની જ્યાં સમાધિ છે તેને સ્વામીબાગ કહે છે. કેટલાક અમુક મતવાળા સેવકોએ ત્યાં લાખો રૂપિયા ખર્ચીને મંદિર કરવા માંડ્યું છે. પૈસા કેમ વાપરવા તે માટે મતભેદ હોઇ શકે; પરંતુ મેં ત્યાં જે જોયું તેનું વર્ણન શબ્દોથી કરવું જ મુશ્કેલ છે. દસપંદર વર્ષ થયાં એ મંદિર બંધાયાં કરે છે. એકલો આરસ જ બધે વપરાય છે. પણ આપણા દેશની અવદશા એ છે કે ઘણા ધાર્મિક માણસો પણ યુરોપી કારીગરને જ શ્રેષ્ઠ ગણીને તેને કામ સોંપે છે, તેમ અહીં પણ એક ડચ ઈજનેરના હાથમાં બાંધકામ સોંપાયું છે. એક હિંદી સંતની સમાધિ ઉપર તેણે ગ્રથા આયોનિક ગ્રીક થાટના થાંભલા ને અર્ધગોળ રોમન ઘુમટો નાખી મંદિરની રચના કરી છે! એ જોઈ, પહેલાં તો મારો જીવ બેસી ગયો. પણ પ્રો. મુખરજી કહે કે હવે એ ભૂલી જાઓ અને ઠેકઠેકાણે મૂકેલી આરસની કોતરણી ભરેલી તક્તીઓ જુઓ. એની નકશી અને રૂપાળાં ફૂલપાનના લૂમખા ને લૂમખા જોઇ આંખ ઠરી જ ગઈ! જાણે પત્થરમાંથી જ સીધી ઊગી નીકળી હોય એવી એ લટકતી કે ગુચ્છમાં વળતી વેલો જોતાં હાથકારીગરીનો ચમત્કાર જ લાગે; અને તે કામ પણ આજના જમાનામાં હિંદુસ્તાની સલાટોએ કરેલું ' ભૂતકાળનું હિંદી શિલ્પનું ગૌરવ આ જીવતા કારીગરોમાં હજી છે એ હકીકત જાણી મેં ઊંડો શ્વાસ લીધો અને એમને નજરે પણ જોયા. આસપાસના માંડવા નીચે તૈયાર થતી તક્તીઓ અને તે પર એકચિત્તે હાથ ચલાવતા એ જયપુરી સલાટો જોતાં જાણે તે દેવના પુત્રો હોય એવો ચમત્કાર કરતા લાગ્યા! દર વરસે જૂના જાય છે તો નવા આવે છે. આ બધો રાજપૂતાના એનાથી ભરચક છે અફસોસ, કે એ વખતે મારી પાસે કૅમેરા ન હતો; સમય પણ ન હતો. રામ રામ રામ રામ 'હિંદના શિલ્પીઓ, તમારું સ્થાન માત્ર તક્તીઓ ભરવાનું જ!

સ્ટેશને જવાની ઉતાવળ હતી એટલે અમે જંકશન તરફ રવાના થયા. કાન્તિભાઈ અને રજનીભાઈને આગ્રામાં ગુજરાત બનાવ્યું હતું પણ ટ્રેનમાં પાછું અટુલાપણું લાગ્યું. બીજે દિવસે દશવાગ્યે અજમેરમાં ગાડી બદલવાની હતી સવારે કુંડલા જંકશનથી એકએ ટિકિટ અને કોગ એકઝામીનરો તેમના કોઈ મિત્ર પાસે આવી બેઠા. તેમાં ચાલુ રાજકીય બાબતો પર ખૂબ ચર્ચાઓ થવા લાગી. કૉંગ્રેસ માટે એમાં જાતજાતની વાતો થઈ. છેવટે એક કાળો પણ સુંદર ક્રિશ્ચિયન બોલી ઊઠ્યો: 'યારો; દેખો તો, કૈસા બનાવ હોતા હૈ! તુમને મે માવલંકરકા નામ કભી સુનાથા? કહાંસે વો આ કે સ્પીકર બન ગયે ગોઠા? ઔર ક્યા નેક આદમી હૈ!' હું સમજ્યો કે એ તાજેતરમાં જ વડી ધારાસભાના સ્પીકરપદે નીમાએલા આપણા દાદાસાહેબ માવલંકર માટે કહે છે. એવી મનમાં મને આનંદ થયો કે યોગ્યતાની છાપ છેક દૂરની આગગાડી સુધી પણ કેવી પડે છે!

અજમેરમાં ગાડી ખાલી કરી અને આવતી મેઇલમાં અગાઉ રીઝર્વેશન થયું છે કે નહિ તેની તપાસ કરવા જતાં જણાયું કે એમ કંઇ નામઠામ જ ત્યાં ન હતું! આથી તેમને ખબર જ મળ્યા ન હતા. શું થાય? મેઇલ આવ્યો. એમાં જગ્યા જ ન હતી. આખરે છેલ્લી ઘડીએ તેમના ઓળખીતાના કમ્પાર્ટમેન્ટમાં જગ્યા જોઈ કુટુંબના માણસોને તેમાં મોકલી હું બાજુના ડબ્બામાં ચડી બેઠો અને પાણ જ નિરાંતમાં ટ્રેન ઉપડી એટલી ઘડીની મુંઝવણ પછી આખરે અમદાવાદને પંથે ચડ્યા તેની ખૂબ નીરાંત અનુભવી. (સંપૂર્ણ)

---

મધુ: બા, તેં માલતીને તો મોટું બરફીનું ઢેફું આપ્યું!

બા: પણ બેટા, માલતી તારા કરતાં મોટી છે ને?

મધુ: અને તું એને એમ બધું વધારે ને વધારે આપ્યા જ કરે એટલે તો પછી એ મોટી જ રહેવાની ને!

## ડૉ. સુન-યાત-સેન

(અનુસંધાન પાછળના પાન ૨૫૨થી)

પણ એ નિષ્ફળતા છેલ્લી જ હતી. ડૉ. સુન તો યુરોપમાં જ હતા ને ૧૯૧૧ના ઑક્ટોબરમાં રાજસત્તા સામે મોટું બંડ સળગી ઊઠ્યું. એને પ્રેરનારાં તાત્કાલિક કારણોની વીગતમાં અહીં નહિ ઊતરીએ. ક્રાન્તિકારીઓને દોરી શકે તેવો કોઈ નેતા તે વખતે જડતો નહોતો, તો નેતા એમણે ઉપજાવી લીધો. એક સેનાનાયકને સૂતો ઉઠાડીને તેને નેતા બનવાની ફરજ પાડવામાં આવી. એની નામની નેતાગીરી હેઠળ પચાસ દિવસની અવધમાં ક્રાન્તિકારીઓએ ચૌદ પ્રાન્તો સર કરી લીધા ! આથી ગભરાઇ ઊઠેલી રાજસત્તાએ યુઆન-શિહ-કઇની સરદારી હેઠળ એક બળવાન સૈન્ય ક્રાન્તિકારોને ભીડાવવા મોકલ્યું. એ સૈન્યે અણકેળવાએલા ક્રાન્તિદળના ભુક્કા કાઢી નાખ્યા હોત; પણ ચીનનું નસીબ પાધરું હશે તે ડૉ. સુન આ બંડની વાત સાંભળીને હતાવળા હતાવળા ચીન આવી પહોચ્યા. શાંગહાઈ ઊતર્યા પછી તેમણે ચીની પ્રજાસત્તાકના પ્રમુખ થવાનું કહેણ તો સ્વીકાર્યું, પણ ચીનની પ્રજા હજી એમને પૂરી ઓળખતી થઇ નહોતી. વળી યુઆન-શિહ-કઈ એક બળવાન સૈન્યને મોખરે ઊભો હતો. એટલે ડૉ. સુન સમજી ગયા કે ક્રાન્તિને સફળ બનાવવી હશે તો પોતાના જીવનભરના પ્રતિપક્ષીની મહત્ત્વાકાંક્ષાને સતેજ કરીને એને એના સૈન્ય સહિત પોતાના પક્ષમાં ભેળવી લેવો પડશે. ચીનના ઉદ્ધારનો જ મંત્ર રટયા કરતા, અદ્‌ભુત આત્મવિલોપનના આ અવતારે પોતે પ્રમુખ થવાનું માંડી વાળી યુઆનને નૂતન ચીની પ્રજાસત્તાકના પ્રમુખ થવા કહેવડાવ્યું. જાણે એની રાહ જોઇને જ બેઠો હોય તેમ, મહત્ત્વાકાંક્ષી યુઆને એ સ્વીકારી લેવામાં જરા ય વાર ન લગાડી અને ક્રાન્તિને પૂરો સાથ આપવાની શરત મંજૂર રાખી. એણે ચીનના સમ્રાટને ગાદીત્યાગ કરવાની શિખામણ આપી, જે સ્વીકાર્યા વિના તે બાપડાનો છૂટકો જ નહોતો. ચીનના સમ્રાટે ગાદીત્યાગ કર્યો, ડૉ. સુનનું સ્વપ્ન ફળ્યું, ચીની પ્રજાસત્તાકનો જન્મ થયો, રાજ્યની માલિક રૈયત બની.

પણ હજી તો ઘણું કરવાનું બાકી હતું. અથવા હવે જ બધું કરવાનું હતું. 'લોકોની પાર્લમેન્ટ' નામની સંસ્થા ઊભી કરીને યુઆનને પ્રજાસત્તાકનો પહેલો પ્રમુખ ચૂંટવામા આવ્યો. 'પુનરુત્થાન પામતુ ચીન' નામનું જે મંડળ ડૉ. સુને અગાઉ સ્થાપ્યું હતુ અને જે પાછળથી 'ચાઇના લીગ' બન્યું હતુ તેને જ પુનર્વ્યવસ્થિત કરી તેને 'કુઓમિન્તાન્ગ' અથવા 'રાષ્ટ્રીય પ્રજાપક્ષ' એવું નામ આપવામાં આવ્યું ને એ પક્ષે સત્તાનાં સૂત્રો ધારણ કર્યાં, અને નિર્મોહી, નિઃસ્પૃહી ડૉ. સુન એમાં પોતાને માટે ઉચ્ચું સ્થાન મેળવવાની કશી જ તજવીજ કર્યા વિના શાંતિથી જાપાન પહોચી ગયા. લોકોનું રાજ થયું એટલે શું સોડ તાણીને સૂઈ જવું ? એમને તો બીજા સુધરેલા દેશો પાસેથી ઘણુંઘણું શીખી લઇને પોતાના દેશને ઊંચે આણવો હતો.

ઈ. ૧૯૧૪ના નવેમ્બરની ૨૫મીએ બનેલા એક બનાવને આપણે અત્રે નોંધવો જોઇએ. ડૉ. સુનના જીવનની એ એક મહત્ત્વની ઘટના હતી. તે દિવસે એમણે ચીની ક્રાન્તિને અનેક રીતે સહાય કરનાર અને પોતાના પરમ મિત્ર ચાર્લી સુંગની બીજી પુત્રી ચીંગ લીંગ સાથે લગ્ન કર્યું. એ નાની હતી અને ડૉ. સુન એને ત્યાં જતા ત્યારથી તે એમને ઓળખતી હતી. તેમના વ્યક્તિત્વ અને પ્રવૃત્તિથી એ મુગ્ધ બની રહી હતી. ડૉ. સુન એની કલ્પનાનો વીર હતો. એટલે એની મોટી બહેન ઐઈ લીંગ, જે ડૉ. સુનની સેક્રેટરી બની હતી તેણે જ્યારે લગ્નને કારણે એ સ્થાન છોડયુ ત્યારે ચીંગ લીંગે એ સંભાળી ... સેક્રેટરી તરીકે ડૉ. સુનની પ્રવૃત્તિઓ સાથે એ તદાકાર બની ... બધી કે તેને આકું સમજાવવું પણ પડતું નહિ. ડૉ. સુનનું સ્વપ્ન એણે પોતાનું કર્યું ને અહોરાત્ર ચીન, ચીન કરતા આ ક્રાન્તિનાયકની સેવાશુશ્રૂષા એ એનું પરમ કર્તવ્ય થઈ પડયું. ડૉ. સુન એને પિતાતુલ્ય હતા છતાં એમની સાથે લગ્ન કરવાનો એણે નિશ્ચય કરી લીધો. કોઈપણ હિસાબે એને તો આ મહાપુરુષને જીવાડવો હતો, આરામ આપવો હતો ને એમ કરીને ક્રાન્તિની જ્યોત જાગતી રાખવી હતી. માતાપિતાએ અને સમાજે એનો પુષ્કળ વિરોધ કર્યો. ડૉ. સુનની કારકીર્દિ ને વૃદ્ધાવસ્થા બંને ચીંગ લીંગના ભાવિને કઈ પળે કઈ મતાંમાં હડસેલી દે તે કહેવાય તેમ નહોતું. છતાં ચીંગ લીંગ અડગ જ રહી ને આ વીરની સેવામાં જીવન સમર્પી દીધુ.

હજી એક નવી મુશ્કેલી બાકી હશે તે ચીનના નવા સંજોગોમાંથી જ ઊભી થઈ. ડૉ. સુનની ગેરહાજરીનો લાભ લઇને યુઆને સમ્રાટપદ ધારણ કરવાની પેરવી કરવા માંડી. એણે એવો વિચાર ફેલાવવા માંડયો કે ચીનને પ્રજાસત્તાક તંત્ર પ્રતિકૂળ છે; ત્યાં તો રાજસત્તાક તંત્ર જ અનુકૂળ છે. ૧૯૧૩માં એણે 'રાષ્ટ્રીય પ્રજાપક્ષ'નું વિસર્જન કર્યું ને ૧૯૧૫ના ડીસેમ્બરમાં પોતે ગોઠવી કાઢેલી ચૂંટણીમાં બહુમતી પાસે રાજાશાહીને પક્ષે મત અપાવ્યો ને પોતે રાજા બની બેઠો. પણ ક્રાન્તિકારી પક્ષે વર્ષો સુધી જે મહેનત ઉઠાવેલી ને કષ્ટ સહન કરેલાં તે કંઈ 'રાજા બદલવા' માટે નહિ જ! તરત દક્ષિણ ચીનમાં મોટો બળવો ફાટી નીકળ્યો ને યુઆનની હામ ભાગી ગઈ. ૧૯૧૬ના માર્ચમાં એણે રાજપદનો ત્યાગ કર્યો, પછી માંદો પડ્યો અને હાથે કરીને નિષ્ફળતા તથા ગૌરવભંગ વહોરીને ગુજરી ગયો.

તોપણ ચીનની યાતનાનો અંત ન આવ્યો. યુઆનના મૃત્યુ પછી બીજા અનેક રાજાઓ ફૂટી નીકળ્યા ને અંદરઅંદર લડવા લાગ્યા. યુઆનના જીવતાં તો સરદારો દબાયાચંપાયા રહેતા હતા, પણ એના મૃત્યુથી એમને પોતાની આકાંક્ષાનો માર્ગ ચોખ્ખો થએલો લાગ્યો. એમના સૈનિકોએ પ્રજાને ત્રાહિત્રાહિ પોકરાવી.

ડૉ. સુન પાછા ફર્યા અને કેન્ટનમાં રહીને ક્રાન્તિકારી પક્ષને ફરી સંગઠિત કર્યો. ૧૯૨૧માં એમણે કૅન્ટનમાં ક્રાન્તિકારી સરકાર સ્થાપી ને પોતાને અસાધારણ પ્રમુખ તરીકે જાહેર કર્યા. ચીની સમાજને સામ્યવાદ અનુકૂળ હોવાનો પોતાનો મત ન હોવા છતાં એના કેટલાંક અંગો એમને ગમતાં હતાં. એટલે એમણે રશિયા સાથે પણ મૈત્રી સાધી અને તેની મદદથી પક્ષમાં બળ પૂર્યું. આમવર્ગોમા ક્રાન્તિની ભાવનાનો ફેલાવો કરવાને રશિયન સહાયકોએ (ખાસ કરીને બોરોડીને) ડૉ. સુનને પોતાના સિદ્ધાંતો, મંતવ્યો વગેરે લખી કાઢવાની સૂચના કરી, જેને પરિણામે 'સાન મિન ચુ ઇ' અર્થાત્ 'રાષ્ટ્રના ત્રણ સિદ્ધાન્તો' નામનું સુપ્રસિદ્ધ શાસ્ત્રવચન ડૉ. સુને બહાર પાડ્યું. ચીની પ્રજા આજે એનો બાઇબલ કે ગીતાની જેમ સત્કાર કરે છે ને શાળા-કૉલેજના વિદ્યાર્થીઓ એને કંઠસ્થ કરે છે.

૧૯૨૪માં ઉત્તર ચીનની પેકીંગ સરકારના વડાને સત્તા પરથી ઉથલાવી પાડવામાં આવ્યો અને મધ્યસ્થ સત્તાની સ્થાપના કરવાને ડૉ. સુનને આમંત્રણ મળ્યું. પરંતુ એની સ્થાપના થઇ શકે તે પૂર્વે કૅન્ટનના વેપારીઓએ ડૉ. સુનની અર્ધસામ્યવાદી સરકાર સામે બંડ જગાવ્યું. તે સમયે એ કૅન્સરના દર્દથી પીડાતા હતા. એ પેકીંગ ગયા તો ખરા, પણ વાટાઘાટો શરૂ થાય તે પૂર્વે ૧૯૨૫ના માર્ચની ૧૨મી તારીખે એમનો દેહ પડ્યો. કાર્ય અધૂરું રહ્યાનો અસંતોષ લઇને એ ગયા, પણ હતાશ થઈને ગયા નહોતા. પોતાના જીવનકાળમા ચીને જે સિદ્ધ કર્યું હતું તે કંઇ ઓછું નહોતું, છતાં જે કામ બાકી હતું તે માટે એ ચીનની પ્રજા માટે પ્રેરક સંદેશો મૂકતા ગયા. ડૉ. સુનના 'વસિયતનામા'ના નામથી એ સંદેશો પ્રસિદ્ધ છે.

યશવન્ત શુક્લ

# રસદર્શન

કરાવનાર જીવન-પ્રસંગોનાં સુસ્મરણો—લેખક [૩૨] ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ

કાર્લીનાં ગુફામંદિરો તો વરસતે વરસાદે જોયાં. એ અનુભવ રોમાંચક હતો. મુખ્ય સડકથી દોઢેક માઇલ એ મંદિરોની તળેટી સુધી ચાલતા જવાનું હતું અને તે જ વખતે ધોધમાર વર્ષાદ પડ્યો. ગિરિમાળા, ઝરણાં, વૃક્ષો ને ખેતરો પૂર બહારમાં ખીલ્યાં હતાં. પૃથ્વી લીલાં વસ્ત્રો ધારેલી નવવધૂ જેવી શોભતી હતી. કેટલી યે નદીઓનાં ઉગમસ્થાન અહીંથી થતાં અમે જોયાં.

ચડવાનો રસ્તો કંઇ સારો નહોતો, અને લપસણાંનો પાર ન હોતો. જેમ જેમ ઉંચે જતા ગયા તેમ તેમ દશ્યપ્રદેશ આકર્ષક ને ભવ્ય બનતો ગયો. આરણ્યકો, આશ્રમો ને ગુરુકુળોની સંસ્કૃતિની હાલના વિદ્યાકુળો સાથે સરખામણી કરતા તથા જૂના ચૈતન્યવાદનો હાલના જડવાદ સાથે મુકાબલો કરતા અમે બહુશ્રમે ગુફાના પ્રવેશચોક સુધી પહોંચ્યા.

બે હજાર વર્ષ પરની અદ્ભુત શિલ્પકળા, ભવ્ય સ્થાપત્ય ને અનુપમ મૂર્તિવિધાન જોઇ અમે મુગ્ધ થઈ ગયા. ગુફાની ઉપરના વળાંકની બંને બાજુએ સૂંઢો વાંકી વાળેલા મહાકાય હાથીઓની બે હાર દૂરદૂરના રાજારાણીને જાણે અહીંની યાત્રાએ લાવીને ઉન્માદભાવથી સુવ્યવસ્થિતરીતે ગોઠવાઇ હતી. રાજરાણી યૌવનની મસ્તીથી જાણે દાંપત્યજીવનની પૂર્ણ સ્વતંત્રતા ભોગવતા લાગતા હતા. સામાન્ય યુવક યુવતીઓ પણ પૂજન અર્થે આવી મંદિરના દ્વાર પાસે અવનવા અંગમરોડથી ઊભા હતાં. એમના મુખ પર તન્દુરસ્તીની ઝલક સાથે ગંભીર ભક્તિભાવ ભરેલાં હતા. બુદ્ધ ભગવાન ઉપદેશ આપતા હોય એવી સ્થિતિમાં પાટ ઉપર, નીચે પગ નાખીને બેઠા હતા. દ્વાર પાસે ધર્મચક્રવાળા સિંહસ્તંભ હતા.

જળાશયો, મંજુલ નાદ કરતાં ઝરણાં, વૃક્ષોની ઘટાઓ અને વનરાજિની વચ્ચે મુખ્ય મંદિરની આજુબાજુ સાધુ વિદ્યાર્થીઓ માટે અભ્યાસ અને ધ્યાન સારુ નાના નાના ઓરડા હતા. ત્યાંના સૌમ્ય પ્રકાશ, એકાંત ને શાંતિ આત્મજ્ઞાનને માટે બહુ જ અનુકૂળ લાગતાં હતાં. શૌર્ય અને ગુપ્ત સમયની કલા-સમૃદ્ધિ સાથે મહાદ્રિનું સૃષ્ટિસૌન્દર્ય તે દિવસે અમે આકંઠ પીધું ને ભારતમાતાને પ્રણામ કર્યાં.

પૂનાથી મુંબઇનો મોટર રોડ બહુ જ રળિયામણો છે. પહાડી માર્ગોના વળાંકભર્યાં ચઢાવ અને ઉતારથી એ દિવ્ય શોભા ધારણ કરે છે. એ રસ્તે આવતા ખપોલી ગામે અમે તાતાના હાઇડ્રોલિક કારખાનામાં જળધોધ દ્વારા ઉત્પન્ન થતી શ્રીકૃષ્ણની બહેન વીજળીને એના અથાગ બળ સાથે જોઇ. વીસમી સદીના કાળામાથાના માનવીની બુદ્ધિએ યોગરહસ્ય વેરાઇ જતી એ વિદ્યુતશક્તિને અહીં અંકુશમાં લીધી છે. વાદળમાં ઊડતી વીજળીને કંસ તો નહોતો પકડી શક્યો, પણ વર્તમાન માનવરાજે એને પકડી છે. કરોડો મણ ભાર અને અસંખ્ય ઉતારૂઓને ખેંચી જતી રેલવેને એ દરરોજ ૪૦ વખત નિયમિતપણે પુનેથી મુંબાઈ ને મુંબાઇથી પુને લઇ જાય છે. હજારો પંખા, લાખો દીવા, સેંકડો કારખાનાં, પાણીના કોસ, યંત્રો ને ઘડિયાળો, અહીં એકત્રિત કરેલી વિદ્યુતશક્તિ દ્વારા ચલાવવામાં આવે છે. મુંબાઈ શહેરથી પાલગઢ સુધી ને વિક્ટોરિયા ટર્મિનસથી ઈગતપુરી સુધી આ વીજળી પોતાની સેવા આપે છે. ભૂતકાળ ભવ્ય હતો એમાં શંકા નથી; પરંતુ વર્તમાનકાળને પણ મેં આ ભૌતિક વિજ્ઞાનના પુરુષાર્થની સમીપ માનસિક પ્રણામ કર્યાં.

પૂનાથી દસ બાર માઇલ દૂર દેહૂ ગામમાં તુકારામના વિઠોબા ને રુકમાઇ વિરાજે છે જ્ઞાનેશ્વરના આળંદી ગામવાળી જ ઇન્દ્રાયણી નદી અહીં વહે છે ને પર્વતો તથા ખેતરોનું સૃષ્ટિસૌન્દર્ય અહીં પણ હૃદયને ઠારે છે.

એક ગુજરાતી ગૃહસ્થે તંબુરાવાળા બુવાઓને વર્ષાસન બાંધી આપ્યું છે, તે દિવસ રાત મંદિરના રંગમંડપમાં ધીમે સ્વરે ભજનોની સતત ધૂન ગાયા કરે છે એથી વાતાવરણ પવિત્ર થતું હતું અને દૃષ્ટિ અંતર્મુખ બની હતી. મંદિરની અગાસીમાંથી નદીના તરંગો, દૂરનાં ખેતરો ને સ્નાન કરતાં યાત્રાળુઓની શ્રદ્ધાભક્તિના દર્શન થતાં હતાં. જે ટેકરી પર તુકારામ ધ્યાન કરતા તે દૂર દેખાતી હતી, પણ નદી ભરપૂર હતી એટલે એ આત્મજ્યોતિને ત્યાં જવાય એમ નહોતું. સંતોનાં હૃદયનાં દ્વાર એક પછી એક કેમ ઊઘડતાં હશે તે આ સ્થળ જોતાં સ્પષ્ટ થતું હતું.

નદીને કિનારે, ગામમાં, તુકારામને ઘેર એમ બધે ફર્યાં. તુકારામની સ્ત્રીની મૂર્તિ, રામદાસ, શિવાજી ને તુકારામની મુલાકાતના પ્રસંગનું એક કાલ્પનિક દૃશ્ય, તુકારામનાં પુસ્તકો બ્રાહ્મણોએ ઇન્દ્રાયણીમાં નંખાવી દીધાં તેની રક્ષા કરતા ભગવાન શ્રીકૃષ્ણનું ચિત્ર, વગેરે ત્યાં જોયાં ને એ બધું વાતાવરણ જાણે સાથે બાંધીને ઘેર આવ્યા.

લોકમાન્યે સ્થાપેલા 'કેસરી' પત્રની ઑફિસની યાત્રા કરી ત્યારે ત્યાંથી સ્વ. રાનડેનું લખેલું 'ધ રાઇઝ ઑવ મરાઠા પાવર'નું પુસ્તક લીધેલું. એમાંથી પુનાની ભૂગોળ સાથે મરાઠા રાજ્યના ઉદય અને પેશ્વાઇની પડતીનો આખો ચિતાર એક ચિત્રપટની માફક મનમાં અંકિત થઇ ગયો. એ પછી આધુનિક ઇતિહાસ માટે લોકમાન્યનું ઘર જોવા ગયા. એમનાં પૌત્રવધુ ઘેર હતાં એમણે આખું ઘર, લોકમાન્યનો ખંડ, એમના પિતા માતા તથા પત્નીની છબિઓ, એમની પાઘડી તથા વસ્ત્રો, એમનો ખાટલો, ટેબલખુરશી અને અગાસીમાંની એમની આરસની મૂર્તિ વગેરે બતાવ્યાં. સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેએ જે ટેકરી પર સેવાની પ્રતિજ્ઞા લીધી હતી તથા પોતાના મિત્ર દ્રવિડ ને દેવધરને જ્યાં દેશસેવાની દીક્ષા આપી હતી તે 'સર્વન્ટ્સ ઓવ ઇન્ડિયા સોસાઇટી' પાસેની ટેકરીની પણ યાત્રા કરી. અને હિંદી સ્વાતંત્ર્યનો પ્રથમ ઉદ્‌ઘોષ કરનારા એ બંને મહારાષ્ટ્રી વીરોને તથા એ વાતાવરણને પ્રણામ કર્યાં.

પૂનાની બાજુમાં ખેડ ને ચાકણ નામે બે ગામડાં છે શિવાજી મહારાજે મુગલ લશ્કર ને ચાકણ એ બેજ કિલ્લાથી પોતાની કારકીર્દિ શરૂ કરેલી. એ ચાકણના અવશેષો જોયા. લાલા લજપતરાયને મારનાર પોલીસનું ખૂન કરવાને કારણે ફાંસીની સજા ભોગવનાર રાજગુરુ (ભગતસિંહ અને રાજગુરુવાળા)નું ગામ ખેડ. ત્યાં જે ઘરમાં રાજગુરુ રહેતા હતા તે, ભીમા નદીને કિનારે આવેલા સ્વચ્છ માટીના નાના ઘરમાં હું રાત રહી આવ્યો. ભાટઘર ડૅમ અને ખડકવાસલા ડૅમ વડે, નદી જેવી નદીઓનાં પાણી બાંધીને આધુનિક ઇજનેરી વિદ્યાએ જે ફળદ્રુપતા આસપાસના સેંકડો એકરોને આપી છે તે જોયા. ભાટઘર ડૅમ દોઢ માઈલ લાંબો છે ને એને લીધે પહાડોની તળેટીમાં એકઠું થતું પાણી ૩૫ માઇલનો વિસ્તાર રોકે છે ને એ ઊંડું રહે છે. એ બંધ ઉપર ફરવું, પાસેના બગીચાઓમાંથી એ વિશાળ જળાશયને નીરખવું, ધોધો પાસેથી પડતાં પાણી જોવાં એ જીવનનો એક લહાવો લાગ્યો.

સિંહગઢની યાત્રા એ પુનાની ઊંચી પણ મોંઘી મુસાફરી હતી. આખો ગઢ જાણે ખુદ પ્રતાપી શિવાજી મહારાજ વિરાટ દેહે ઊભા હોય એવો ભવ્ય લાગે છે અને રાષ્ટ્રીય સરકાર ત્યાં લશ્કરી કૉલેજ કાઢવાની જે યોજના કરે છે તે સર્વ રીતે યોગ્ય જ છે. (ચાલુ)

# Our Friends Abroad

## પરદેશી મિત્રોના પત્રો

—આ પત્ર મેળવનાર : મનહર સી. પટેલ, પો. ઑ. ૭૧, મૉમ્બાસા—

Felix Klebinoff A.
56, Herzal St. HAIFA (Palestine)

વહાલા મિત્ર, તા. ૧૬-૬-૪૬

તમારો પત્ર તોગ્યોડાં અઠવાડિયાં ઉપર મળ્યો હતો, પણ હું ખરેખર દિલગીર છું કે આજ સુધી તમને જવાબ ન આપી શક્યો. હાલમાં હું અત્યંત કામમાં રહું છું. પહેલાં તો એ કારણે કે હું જે.એસ.પી. (જ્યૂઈશ સેટલમેન્ટ પોલીસ)—યહૂદી વસાહત પોલીસ—નો સભ્ય હોઈ તેમાં મારે દિવસે ૧૨ કલાક અથવા રાત્રે ૮ કલાક કામગીરી બજાવવી પડે છે. તે પછી મારે મારા પિતાના આઈસ્ક્રીમના કારખાનામાં કામ કરવું પડે છે. હાલમાં અહીં ગરમી ખૂબ પડતી હોઈ આઈસ્ક્રીમની રત પૂર બહારમાં છે, એટલે તમને ખ્યાલ આવશે કે અમારે કેટલું કામ કરવું પડતું હશે.

તમે જે એસ.પી. વિષે લખવાની માગણી કરેલી એટલે થોડી લીટીઓ તેને વિષે લખું. જ્યૂઈશ સેટલમેન્ટ પોલીસ (અમારા 'હોમ ગાર્ડ')ની શરૂઆત ૧૯૩૬-૩૯નાં તોફાનો દરમિયાન થયેલી, જે વેળા અમારી વસાહતો પરના આરબી ટોળાંઓના હુમલા સામે ટક્કર ઝીલીને એણે બધા રસ્તાઓ સલામત રાખેલા. એ રક્તપાતનાં વર્ષો દરમિયાન ઘણા સ્વયંસેવકો એમાં ખપી ગયા એ બધા પેલી 'નાઈટ ગાર્ડ્ઝ'નાં નામથી જાણીતી ટુકડીના જ વીરો, જેઓ અહીં મેજર વિન્ગેઈટ (પાછળથી 'બર્માના વીર' જનરલ વિન્ગેઈટ તરીકે પંકાયા તે)ના હાથ નીચે તાલીમ પામેલા. યુદ્ધ સળગી ઊઠતાં આ ટુકડીઓએ પછી યુદ્ધ કામગીરી શરૂ કરી દીધી...જનરલ રોમેલનું આક્રમણ જ્યારે પૅલેસ્ટાઈનને ડરાવી રહ્યું હતું તે વેળા આ બધી ટુકડીઓ સી.ઈન.સી. (કમાન્ડર ઇન ચીફ)ની સીધી હકુમત નીચે મૂકી દેવામાં આવી, જેમાં એમને સંપૂર્ણ લશ્કરી તાલીમ મળી ગઈ અને પૅલેસ્ટાઈનના બચાવ માટે ખરા ખરીનો ભાગ ભજવવા તેઓ સજ્જ બની ગયા...

હવે તમારા સવાલો વિષે. હું વીસ વરસનો છું અને પરણ્યો નથી. મરજી હોય તો મારું સરનામું તમારા પત્રમિત્રોને મોકલી શકશો. હું તમારો ઘણો આભારી થઈશ... તમારો મિત્ર ફેલિક્સ

### હિંદી પત્રમિત્રો

(૧) મોહમદઅલી ઇબ્રાહીમજી શાહ, વગલી ફેરી, ભાવનગર; (૨) બાબુ રવ શાહ, રૂમ ૪૦ ફૂલચંદનિવાસ, મસ્જિદ બંદર રોડ, મુંબાઈ–૩; (૩) રસિકલાલ મણિલાલ શાહ, સરસ્વતી એજ્યુ. સો. છાત્રાલય, હરગોવન ભુવન, સરખેજ રોડ, એલિસબ્રિજ, અમદાવાદ; (૪) એલ. પી. ગાંધર, માટુંગા જૈન બોર્ડિંગ, માટુંગા, મુંબાઈ–૧૯; (૫) જે. પી. દેસાઈ, સી. પી. એ. જૈન બોર્ડિંગ, માટુંગા, મુંબાઈ–૧૯; (૬) શિવકુમાર કારાણી, શા હીરજી ભોજરાજ ઍન્ડ સન્સ જૈન બોર્ડિંગ, માટુંગા, મુંબાઈ–૧૯; (૭) હરિશંકર ચુનીલાલ ત્રિવેદી, C/o સુમંતપ્રસાદ સંતોકરામ ત્રિવેદી, બારિયા શેરી, બાજવાડા વડોદરા; (૮) સુરેશ એમ. પ્રધાન, શારદાશ્રમ, એરડ્રોમ પોસ્ટ (સી.પી. સી. આઈ); (૯) મનસુખલાલ ગુલાબચંદ શાહ, ત્રિભુવનિવાસ, આગ્રારોડ, ઘાટકોપર; (૧૦) આઈ. કે. અમીન. તળાવ સ્ટ્રીટ ભરૂચ; (૧૧) એમ. જે. કરીમ, વણઝારી વાડ, ભાવનગર; (૧૨) મધુકુમાર C/o સી. કે. મોદી, નાઝરા ક્લબ પાસે, વઢવાણ કૅમ્પ; (૧૩) રવીન્દ્ર મહાનંદ શુક્લ, ભીમનાથ, શાહીબાગ, અમદાવાદ; (૧૪) ઈન્દુપ્રસાદ એચ. મહેતા, અર્જુનલાલની ખડકી પાસે, ખાડિયા, અમદાવાદ; (૧૫) સામંતસિંહ કે રાઠોડ, C/o કરમનજી ના. જમાદાર, ન્યૂ રાજપુર મિલ્સ, ગોમતીપુર, અમદાવાદ; (૧૬) ડૅનિયલ એમ. ક્રિશ્ચિયન, મોરખૂ પાસેનું, ઇન્ગ. હાઈસ્કૂલ, આણંદ; (૧૭) હરિદત્ત ગુલાબભાઈ દેસાઈ, મારફત એમ. ટી. હાઈસ્કૂલ, અણંદ; (૧૮) ગિરીશ એમ. ખારસુરિયા, વાડીપરા, વઢવાણ કૅમ્પ; (૧૯) પૂર્ણિમા, C/o મગનભાઈ પંડ્યા, હરિજન આશ્રમ, સાબરમતી; (૨૦) શરદ એસ. ત્રિવેદી, ૫ એન્ડ્રુઝ રોડ. જુહુ, મુંબાઈ, (૨૧) વિનોદચંદ્ર એસ મોદી, C/o ચીમનલાલ મોહનલાલ મોદી, માંડવીની પોળમાં શેઠની પોળ, અમદાવાદ; (૨૨) બાબુલાલ જે. સુરતી C/o મીઠાભાઈ ઓધારામ સુરતી, મિલેશ્વર મહાદેવ સામે, બાલાહનુમાન રોડ, ખાડિયા, અમદાવાદ; (૨૩) વલીમહમદ એ. જરદોશ, રાણીનો હજીરો, માણેકચોક, અમદાવાદ; (૨૪) શિરીષચંદ્ર હરિલાલ દેસાઈ, C/o અશોક હરિલાલ દેસાઈ, બરફના કારખાના પાસે, નવરંગપુરા રોડ, એલિસબ્રિજ, અમદાવાદ; (૨૫) છગન છ. ઝવેરી, ૭૨ કેસરીભુવન, ઝવેરી બજાર, મુંબાઈ–૨; (૨૬) ફતેહચંદ એમ. ઝવેરી, ૩૧–૩૩ ખ શેરી, ઝવેરી બજાર, મુંબાઈ–૨; (૨૭) પ્રવીણચન્દ્ર નાથુભાઈ મિસ્ત્રી, મારફત ડી. બી. એ. બી એસ હાઈસ્કૂલ, બારડોલી; (૨૮) રતિલાલ મ. શાહ, સિડનહામ કૉલેજ હૉસ્ટેલ, ખંભાળા હિલ, મુંબાઈ–૨૬; (૨૯) હીરજી છ પટેલ, પચકારી મામલતદાર, જામનગર; (૩૦) નલિનકુમાર આર ગોહિલ, એજન્સી ક્વાર્ટર્સ, વઢવાણ કૅમ્પ; (૩૧) મધુકર પટેલ, પટેલફળિયા, વસો (નડિયાદ થઈને); (૩૨) આઈ. સી. મહેતા, C/o ચેતનલાલ જે. ભગત, ગાયું બંગલા, હિંદુ કેન્ટમ સોસાયટી, ગ્રાન્ટરોડ, મુંબાઈ; (૩૩) બહેન રોશન મેરાલી, પો. ઑ. ૨૨૭ મૉમ્બાસા, કિ. ઇ. આફ્રિકા–બહેનો સાથે જ પત્રવ્યવહાર કરશે છે; (૩૪) દિવ્યાબહેન પંડિત, પો. કાપીરા, યુગાન્ડા–કિ. ઇ. આફ્રિકા–બહેનો સાથે જ પત્રવ્યવહાર કરશે છે (૩૫) કાન્તિલાલ ચુનીભાઈ પટેલ, અને (૩૬) રસિકભાઈ ચુનીભાઈ પટેલ, બારેજા (ગુજ થઈને)

ધીરેન્દ્રકુમાર દફતરી, પો. ઑ. ૨૦૬૫ મુંબાઈ તરફથી નીચેનાં વિદેશી પત્રમિત્રોનાં સરનામાં મળ્યાં છે: (૧) Mrs Emerald Ordway, R.1 Andover N.Y. (U.S.A.) (૨) Harleston Archibald, 2 Mountain Cut, Freetown S L. Africa; (૩) Bridget McCrossan, 10 Gretna St. Glassgow S E (Scotland); (૪) John B. Sylvia, 3 Stantan Court, New Bedford, Mass. (U.S.A.); (૫) Francisco L. Vidal Antuk, 566 San Rafeal, Havanna (Cuba), (૬) Miss A J Sawyer, 3 New St, Foulah Town, Freetown, S L. Africa, (૭) Miss Marlene Myers, Newhall (U.S.A.); (૮) Princes M. Williams, 2 Macdonald St. Freetown, S L. Africa, (૯) Mrs. Peggy Cunningham, 432 E. 17 St. Oakland 6. Calif. (U.S.A.); (૧૦) Manuel Zammit, 206 Tower St., Mosta, Malta (Europe). (૧૧) Miss Jean Bruce Rt. 6 Bord. Nashville-9. Tenn (U.S.A.)(૧૨) S[illegible] P.O. Box 187, W[illegible] Brooklyn, Calif (U.S.A.)



> અનેક અભિલાષ, આરઝૂ ઉરે વગ્યાં હો ભલે,
> ભલે કરણ સિદ્ધિનાં સુલભ સર્વ હો સામટાં,
> તથાપિ પુરુષાર્થન્યૂનથી વીંધાય ના લક્ષ્યને:
> રહે સકલ વ્યર્થ જો પણછ તંગ ના ચાપની —જયન્ત પાઠક

## રા. બ. રણછોડલાલ છોટાલાલ સી આઇ. ઈ.

ગયા અંકમાં જેમની જીવન-નાટિકા પ્રસિદ્ધ થઈ હતી તે રા.બ. રણછોડલાલ છોટાલાલનો જન્મ સંવત ૧૮૭૯ની ચૈત્રી અમાસ ને બુધવારે, ઈ. ૧૮૨૩ની ૧૬ મી એપ્રિલે અમદાવાદમા સાઠોદરા નાગર જ્ઞાતિમા થયો હતો. એમના પિતા છોટાલાલ પાટણમા વિઠોબા દીવાનને ત્યા કારભારી–બક્ષી હતા તેમને ફારસી ભાષાનું સારૂં જ્ઞાન હતું તે ઘણા પવિત્ર, શાન્ત,ધર્મિષ્ઠ ને સદ્‌ગુણી હતા અને એમનાએ સંસ્કાર રણછોડલાલના સંપૂર્ણ ઊતરેલા.

વડોદરેથી તે અમદાવાદ આવ્યા એ વેળા એમના એકના એક પુત્રી વિધવા થતાં એમને બહુ આઘાત થયો અને સંસારમાંથી રસ ઊઠી જતાં પત્ની સાથે કાશીએ જઈ રહ્યા. ત્યાં એમને એક પુત્રી થતાં તે પાછા અમદાવાદ આવ્યા અને થોડા સમય બાદ બંને પુત્રીઓ સાથે ગિરનારની યાત્રાએ ગયા. પુત્ર ન હોવાને કારણે નિરાશ થએલા એ દંપતીને ગિરનારમાં કોઇ તપસ્વીએ પ્રતાપી પુત્ર થવાનો આશીર્વાદ આપ્યાથી રણછોડલાલનો જન્મ થયો.

૭ વરસની ઉમરે, અમદાવાદના પ્રસિદ્ધ તુળજારામ મહેતાજીની ગામઠી નિશાળે એ ભણવા બેઠા; અને પ્રાથમિક અભ્યાસ પૂરો કરી પોતાના વંશમા પરંપરાથી ચાલ્યો આવતો ફારસી અભ્યાસ ફેઝુદ્દીન મુનશી પાસે કર્યો. એ પછી ભોળાનાથ દીવેટિયાના પિતા સારાભાઈ પાસે એ તથા ભોળાનાથ બંને સાથે ફારસી શીખતા. એ જ વખતે સારાભાઈએ એ બંનેને અંગ્રેજી પણ શીખવવા માંડ્યું. એ વેળા દેશમા અંગ્રેજી વિદ્યાનો બીલકુલ પ્રચાર ન હતો અને જૂજ્જ જ માણસો જ અંગ્રેજી શીખતા. અંગ્રેજી નિશાળ તો અમદાવાદમાં હોય જ ક્યાંથી? પુનેથી કોઇ હંસરાજ અમદાવાદ આવેલો તેણે અંગ્રેજી નિશાળ માંડી હતી, ત્યાં ભોળાનાથ તથા રણછોડભાઈ ભણવા જતા. ત્યાર પછી ડી ક્લોઝા નામે પોર્ચુગીઝે અમદાવાદમાં સબસ્ક્રિપ્શન સ્કૂલ કાઢી ત્યાં એ બંનેએ પોતાનું અંગ્રેજી જ્ઞાન પાકું કર્યું અને મહાવરા તથા ખંતથી એ જ્ઞાન પાછળથી એટલુ તો વિકસાવ્યુ કે મોટા વ્યાપારી તથા રાજપ્રકરણી પત્રવ્યવહારમાં એ બાહોશ ગણાતા.

કેળવણી પૂરી થયા પછી ઈ. ૧૮૪૨માં ૨૦ વરસની ઉમરે રણછોડલાલે સરકારી કસ્ટમ ખાતામાં ૧૫ રૂપિયાની નોકરી લીધી. નોકરીના કામમાં તે ઘણા ચાલાક હતા અને પોતાની બાહોશીથી ઉપરીઓને ખુશ કરી નાખતા. આથી થોડી જ મુદતમાં તે બધાં સરકારી મંડળોમાં કાબેલ માણસ તરીકે જાણીતા થઇ ગયા, અને આઠેક વરસમાં તો યોગ્યજે રેવાકાંઠાના પોલિટિકલ એજંટના દફતરદારની જગ્યાએ પહોંચ્યા. એ વખતે વડોદરામાં રેસિડેન્ટ તરીકે આઉટ્રામ નામે અંગ્રેજ હતો અને રણછોડલાલ પોતાના અંગ્રેજી જ્ઞાનને લીધે એ રેસિડેન્ટને કેટલીક મદદ તથા સલાહ આપતા. એ રેસિડેન્ટના દફતરદાર તરીકે રણછોડલાલની જ ન્યાતના નડિયાદના સાઠોદરા સુરજરામ ગંગારામ નામના એક ખબરદાર અને ખટપટી માણસ હતા. તેણે દ્વેષથી રણછોડલાલ સામે દ્વેષ રાખી ખટપટ શરૂ કરી અને, લુણાવાડાની રાજગાદીનો નિર્ણય કરવામાં રણછોડલાલે આઠ હજાર રૂપિયાની લાંચ લીધાનો આરોપ ઊભો કર્યો જેને પરિણામે રણછોડલાલની નોકરી ગઈ. જો કે પાછળ એ આરોપની તપાસમાં રણછોડલાલ નિર્દોષ ઠર્યા.

### આ માસ (નવમ્બર)નું :



ગરુડ

આપણે ત્યાં વિષ્ણુ ભગવાનના વાહન તરીકે, અને પશ્ચિમમાં જર્મની રશિયા ઈત્યાદી તથા અમેરિકાના રાજ્યપ્રતીક તરીકે એમ માનવીએ વ્યાપકપણે બિરદાવેલા આ ગૌરવશાળી પંખીની ઘણી જાતો છે. એમાં સૌથી શ્રેષ્ઠ ગોલ્ડન ઇગલ, બે પાંખો પહોળી કરતાં ૮–૯ ફૂટ થાય એવો વિશાળકાય. ગરદન પરનાં આછાં સોનેરી ઝાંયવાળાં નારંગી રંગના પીછાંવાળો એ શોભાયમાન ગરુડ તથા તેનાથી ઊતરતો ઈમ્પીરીયલ ઇગલ હિંદમાં તો એ સિંધ પ્રદેશના વતની.'

ગુજરાતનો અસલ વતની તો ટૉની ઈગલ. આપણે ત્યાં એને ધોળવો કહે છે. પહોળી પાંખો પાંચ–છ ફૂટ થાય. રંગ કપિલા ગાય જેવો ધેરાશપડતો બદામી. માથું ને મણ કાળાશપડતાં. છાતી પર આછાં છાંટણાં પાંખોમા બે આડા પટા. ચાંચ કઠોર, છેડે અણીદાર આંકડા જેવી વળેલી, જે રંગે ભૂરી ને છેડે કાળી. સાથળથી તે પગનાં આંગળાં સુધીના આખા પગ પીછાંથી ભરેલા. આંગળાં પીળાં, છેડે કાળા નખ. હિંદભરમાં ધે સર્વવ્યાપક આ ગરુડ દેખાવે બીકણ એવો, પણ સ્વભાવે ખુશમિજાજ. શાન્તીથી ધે ઊંચે આભમાં સ્થિર દેખાતી પાંખો પર ગૌરવભરી રીતે તર્યા કરતો એને જોવો એ લ્હાણું છે

પણ દેખાવે ગૌરવશીલ આ પંખી ખોરાકે તદ્દન હલકું અને સ્વભાવે બહુ બીકણ છે: મૂએલું માંસ, સાપ, સસલાં, દેડકાં, કાચંડા કે નાનાં પંખીને હાણી ખાનારૂં; અને શમળી બાજ તથા કાગડાથી પણ બીતુ જણાયું છે.

આ ઉપરાંત તળાવ-સરોવરને તીરે રહેતા સ્પૉટેડ ઇગલ, પહાડની કરાળ ટેકો ઉપર માળા બાંધતા ગીચ જંગલના વાસી સર્પેન્ટ ઈગલ (એનું ગુજરાતી નામ રાવળ) અને નદી નાળાં કે દરિયાના કાંઠે રહેતા ફિશહૉક એ ગરુડની બીજી જાતો જવલ્લેજ નજરે પડે છે. (શ્રી 'વનેચર'ના લખાણ ઉપરથી સંપાદિત)

નોકરીમાં હતા ત્યારથી જ રણછોડલાલનું વલણ સ્વતંત્ર વેપાર તરફ પુષ્કળ હતું. આસિ. પોલિટિકલ એજન્ટ જેવી ભારે નોકરી પણ તેમને બંધન રૂપ લાગતી હતી અને એવા જ વિચાર થતા કે કોઇ એવો ધંધો કર્યો હોય તો સારું કે જેમાંથી મબલખ લાભ થાય. પહેલાં એમની નજર ખાંડ બનાવવાનાં કારખાનાં કાઢવા તરફ ગઈ, પણ એમાં સઘળો આધાર શેરડી પર, અને તે બારે માસ પહોંચે નહિ, તે પછી વિલાયતથી આવતા કાપડ ઉપર વિચાર ગયા. એમને થયું કે વિલાયતમાં રૂ પાકતું ન હોવા છતાં આ દેશમાંથી રૂ ત્યાં જઇને અહીં કાપડ રૂપે આવે છે અને છતાં જો એ લોકોને આટલો બધો નફો રહે છે તો અહીં જ કાપડ બનતાં તો બેશુમાર પેદાશ થાય.

અંતે ઈ. ૧૮૪૭માં તેમણે મિલ કાઢવાનો વિચાર કર્યો. પણ અમદાવાદના શ્રીમંતોની તેમાં સાથ આપવામાં હિંમત ચાલી નહિ. ૧૮૪૯માં વડોદરેથી અમદાવાદના સૌ પહેલા ચોપાનિયા 'વર્તમાનપત્ર'માં એમણે એનો અડસટ્ટો છાપવા મોકલ્યો, પણ કોઈ જ એ ધંધામાં પડવા આગળ આવ્યું નહિ. પછી ૧૮૫૧માં એમણે ભરૂચમાં કપાસ લોઢવાનો સંચો ધરાવતા મિ. જેમ્સ લૅન્ડન નામના અમેરિકન સાથે પત્રવ્યવહાર કર્યો અને વડોદરાના થોડા શ્રીમંતોના સાથથી મિલ કાઢવાના કરારો કર્યા. પણ કરારોની કેટલીક બાબતોમાં વાંધો પડ્યો. અંતે ૧૮૫૯માં એમણે આપબળે પોતે અમદાવાદમાં મિલ કાઢવા કંપની જમાવી અને વિલાયતથી સાંચા મંગાવ્યા. તે આવતાં દરિયામાં ડૂબી ગયા. આથી જરા પણ હિંમત ન હારતાં બીજી વાર સાંચા મંગાવ્યા, અને રેલવેને અભાવે ગાડાંમાં નાખીને ખંભાત બંદરેથી અમદાવાદ લાવ્યા. એ સાંચા ચલાવવા માટે ડૉલ નામના ઈજનેરને વિલાયતથી બોલાવેલો તે કૉલેરાથી અમદાવાદમાં આવતાં જ મરણ પામ્યો! આમ ઉપરાઉપરી વિપત્તિઓ આવતાં છતાં રણછોડલાલે હારી ખાધું નહિ. એમણે ખંત, ધીરજ, ચીવટ તથા પરિશ્રમથી ધંધાને પાકા પાયા પર મૂકી દીધો અને તેમાંથી અઢળક ધન કમાયા.

અમદાવાદના અગ્રણી નાગરિક તરીકે ઈ. ૧૮૬૯માં સરકારે એમને અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્ય નીમ્યા અને ૧૮૮૩માં તેના ચેરમૅન તથા ૧૮૮૫માં પ્રમુખ તરીકે નિમણૂક કરી. એ સ્થાનેથી એમણે અમદાવાદને મિલઉદ્યોગના જેવી જ શુદ્ધ પાણી અને ગટરની યોજનાની ભેટ આપી. એ માટે પણ એમને જે શ્રમ અને લોકવિરોધ વેઠવાં પડ્યાં હતાં એ તો બહુ જાણીતી વાત છે.

એમનો ઉદ્યોગ, સખાવત, પરમાર્થ, તથા ઉત્તમ બુદ્ધિબળની કદર કરીને સરકારે એમને રાવ બહાદુર તથા ૧૮૮૬માં સી.આઈ.ઈ.ના માનવંતા ઈલકાબો આપ્યા.

આમ, અમદાવાદને ઉદ્યોગ અને આરોગ્ય આપીને તેને આબાદ કરનાર એ મહાન નર ઈ. ૧૮૯૮ના ઑક્ટોબરની ૨૬મી તારીખ ને બુધવારે ૭૫ વર્ષની વયે, એક પુત્ર, એક પૌત્ર અને એક પ્રપૌત્રી મૂકીને અવસાન પામ્યા. (સંકલિત)

## વેજીટેબલ ઘી અને સેપરેટેડ દૂધ

દૂધ-ઘીની નદીઓવાળા ગણાતા આપણા આ દેશમાં યુદ્ધની પરિસ્થિતિએ ઊભી કરેલી અછતને કારણે જાહેર પ્રજાના જીવન ઉપર જે કારમી અસર થઈ છે તેને પહોંચી વળવા સામાન્ય જનતા આજે નછૂટકે વેજીટેબલ ઘી, મગફળીના તેલ ને સેપરેટેડ દૂધ તરફ વળી રહી છે. સેપરેટેડ દૂધમાં વિટામિનો અને અમુક પોષક તત્ત્વો રહેલાં હોવાની જાહેરાતો પણ થઈ રહી છે. સરકારી પ્રચારખાતા પાસે ડૉ. ઍક્રૉઈડનો અભિપ્રાય પણ પડેલો છે કે સેપરેટેડ-સ્કિમ્ડ-દૂધમાં પ્રોટીનો, બી-૨ રૂપનાં વિટામિન અને ઘણું જ અગત્યનું પોષક તત્ત્વ કૅલ્શ્યમ હોય છે. વેજીટેબલ ઘીના ઉત્પાદકો પણ પ્રચાર કરી રહ્યા છે કે એમનાં ઘી વિટામિનોથી ભરપૂર છે. જોરશોરથી કરાતા આ પ્રચારની સાથેસાથે છેલ્લાં વર્ષો દરમ્યાન 'વનસ્પતિ ઘી'નું ઉત્પાદન વધારીને પ્રતિવર્ષ એક લાખ ટન સુધી લઈ જવામાં આવ્યું છે. હવે તે ઉત્પાદન વધારી ૩ લાખ ટન સુધી લઇ જવાની યોજના થઇ રહી છે. આ હેતુ પાર પાડવા રોજ સરેરાશ ૩૦ ટન માલ ઉત્પન્ન કરનારાં વનસ્પતિ ઘીનાં પંદર નવાં કારખાનાં ખોલવામાં આવશે એવી યોજના છે. તેથી શું તથ્ય છે એ જોવું અગત્યનું છે.

વનસ્પતિનાં તેલોમાંથી ઉદકજનક વાયુ (હાઇડ્રોજન) પસાર કરી તેને યાંત્રિક રીતે જમાવવાથી વનસ્પતિ ઘી બને છે. આ બનાવટમાં મુખ્યત્વે મગફળીનું તેલ વપરાય છે. સૌ પ્રથમ મગફળીના તેલને 'ફિલ્ટર' કરવામાં આવે છે. આ પીલાએલા તેલમાંથી રાસાયણિક ક્રિયાઓવડે ખટાશને ટાળી દઇ તેનાં રંગ ને વાસ દૂર કરવામાં આવે છે.

તે પછી આ વિશુદ્ધ સીંગતેલને નીકલ ધાતુની ઝીણી રજકણો અથવા તો તેની ગૂંચળાંવાળી નળીમાંથી પસાર કરવામાં આવે છે. આ ધાતુમાં એવો ગુણ છે કે તેનામાં કશું પરિવર્તન થતું નથી, પરંતુ એના સંપર્કમાં આવતી વસ્તુમાં એ પરિવર્તન આણે છે. ક્રિયાદ્વારા તેલમાં હાઇડ્રોજન વાયુનો સંયોગ કરવામાં આવે છે. આ વાયુના સંયોગને પરિણામે તેલનો તરલ ભાગ ઘટ્ટ અને રવાદાર બને છે. પ્રવાહી તેલને ઘટ્ટ અને રવાદાર બનાવવાનો આ જ કીમિયો છે.

પરંતુ આ બધી ક્રિયા કરતી વેળા તેલને ૧૫૦થી ૨૦૦ સેંટીગ્રેડ ગરમી આપવી પડે છે. આ પછી તેલ ઠંડું પડે ત્યારે તેને ઘીના જેવો દાણો તથા રૂપરંગ પ્રાપ્ત થાય છે, અને તે નકલી ઘી બને છે. તે પછી તેમાં બનાવટી સુગંધ અને શાર્ક માછલીની ચરબીમાંથી કાઢવામાં આવેલાં બનાવટી વિટામિનો મેળવવામાં આવે છે.

કોઈ પણ તેલી પદાર્થનું ગલનબિંદુ ૩૭ અંશ સેંટીગ્રેડથી નીચું હોય તો જ તે સરળતાથી પચે તેવું ગણી શકાય. પણ આ વનસ્પતિ ઘીનું ગલનબિંદુ ચાળીસથી અડતાળીસ અંશ સેંટીગ્રેડ જેટલું ઊંચું રાખવું પડે છે; કારણકે નહિતર તે પંજાબ કે સંયુક્ત પ્રાંત જેવા ગરમ દેશમાં થીજું ને દાણાદાર રહી શકતું નથી. અને જો એવું થીજું ન રહે તો તેને ઘી તરીકે ખરીદે પણ કોણ? આથી તે પચવામાં ખૂબ જ ભારે બની જાય છે. પરિણામે હોજરીમાંના પાચક રસો તેના પર પૂરતું કામ કરી શકતા નથી અને તેથી તે પચ્યા વગરનું જ ઝાડા વાટે બહાર નીકળે છે. ઘણા હિંદી ડૉક્ટરો-ખાસ કરીને પંજાબ યુ.પી.માં-નો એ અનુભવ છે કે જ્યારથી વનસ્પતિ ઘીનો વાપર શરૂ થયો ત્યારથી આમજનતામાં કબજિયાતની ફરિયાદ વધી છે.

'વનસ્પતિ ઘી' અંગે એક દલીલ એવી કરવામાં આવે છે કે યુરોપી મુલકોમાં 'માર્ગરિન'-જે એક પ્રકારનું કૃત્રિમ માખણ જ છે એ-અતિ વિપુલ પ્રમાણમાં વપરાય છે તો પછી અહીં 'વનસ્પતિ ઘી' વાપરવા સામે શો વાંધો હોઈ શકે? પણ એ 'માર્ગરિન' ત્યાં અતિ ઓછા પ્રમાણમાં એ વપરાય છે. વળી રાસાયણિક દૃષ્ટિએ પણ કૃત્રિમ ખાદ્ય પદાર્થનું દ્રવણબિંદુ ક્યારેય ૩૦-૩૨ અંશ સેંટીગ્રેડથી વધવા ન પામે એવી એની બનાવટ વેળા કાળજી રાખવામાં આવે છે.

માણસ માત્રની પાચનશક્તિ માટે અનુકૂળ ને આર્થિક દૃષ્ટિએ પરવડી શકે એ દૃષ્ટિએ જુદાજુદા સ્નિગ્ધ પદાર્થોના ક્રમ યોજ્યો તો સૌ પ્રથમ સ્થાન માખણનું આવે છે. તે પછી ચોકખું ઘી, કોપરેલ ને તલ અથવા સરસવનું તેલ, એ પછી સીંગનું તેલ, ડુક્કરની ચરબી અને મેદ તથા એ પછી છેક છેલ્લે વનસ્પતિ ઘી આવે છે.



# મધુકરી

> અનેક અભિલાષ, આરઝૂ ઉરે વસ્યાં હો ભલે,
> ભલે કરણુ સિદ્ધિનાં સુલભ સર્વ હો સામટાં,
> તથાપિ પુરુષાર્થન્યૂનથી વીંધાય ના લક્ષ્યનેઃ
> શરો સકલ વ્યર્થ જો પણછ તંગ ના ચાપની.—જયન્ત પાઠક

## રા. બ. રણછોડલાલ છોટાલાલ સી આઇ.ઈ.

ગયા અંકમા જેમની જીવન-નાટિકા પ્રસિદ્ધ થઈ હતી તે રા બ. રણછોડલાલ છોટાલાલનો જન્મ સંવત ૧૮૭૯ની ચૈત્રી અમાસ ને બુધવારે, ઈ. ૧૮૨૩ની ૨૯ મી એપ્રિલે અમદાવાદમા સાઠોદરા નાગર જ્ઞાતિમા થયો હતો. એમના પિતા છોટાલાલ પાટણમા વિઠોબા દીવાનને ત્યા કારભારી-બક્ષી હતા તેમને ફારસી ભાષાનું સારૂં જ્ઞાન હતું તે ઘણા પવિત્ર, શાંત, ધર્મિષ્ઠ ને સદ્ગુણી હતા અને એમનાએ સંસ્કાર રણછોડલાલના સપૂર્ણ ઊતરેલા.

વડોદરેથી તે અમદાવાદ આવ્યા એ વેળા એમનાં એકના એક પુત્રી વિધવા થતાં એમને બહુ આઘાત થયો અને સંસારમાથી રસ ઊડી જતા પત્ની સાથે કાશીએ જઈ રહ્યા. ત્યાં એમને એક પુત્રી થતા તે પાછા અમદાવાદ આવ્યા અને થોડા સમય બાદ બંને પુત્રીઓ સાથે ગિરનારની યાત્રાએ ગયા. પુત્ર ન હોવાને કારણે નિરાશ થએલા એ દંપતીને ગિરનારમાં કોઇ તપસ્વીએ પ્રતાપી પુત્ર થવાનો આશીર્વાદ આપ્યાથી રણછોડલાલનો જન્મ થયો.

૭ વરસની ઉમરે, અમદાવાદના પ્રસિદ્ધ તુળજારામ મહેતાજીની ગામઠી નિશાળે એ ભણવા બેઠા; અને પ્રાથમિક અભ્યાસ પૂરો કરી પોતાના વંશમાં પરંપરાથી ચાલ્યો આવતો ફારસી અભ્યાસ ફેમુદીન મુનશી પાસે કર્યો. એ પછી ભોળાનાથ દીવેટિયાના પિતા સારાભાઈ પાસે એ તથા ભોળાનાથ બંને સાથે ફારસી શીખતા. એ જ વખતે સારાભાઈએ એ બંનેને અંગ્રેજી પણ શીખવવા માંડ્યું. એ વેળા દેશમા અંગ્રેજી વિદ્યાનો બીલકુલ પ્રચાર ન હતો અને ભાગ્યેજ માણસો જ અંગ્રેજી શીખતા. અંગ્રેજી નિશાળ તો અમદાવાદમા હોય જ ક્યાંથી? પુનેથી કોઇ કંસારો અમદાવાદ આવેલો તેણે અંગ્રેજી નિશાળ માંડી હતી, ત્યાં ભોળાનાથ તથા રણછોડભાઈ ભણવા જતા ત્યાર પછી ડી કયોઝા નામે પોર્ટુગીઝે અમદાવાદમાં સબસ્ક્રિપ્શન સ્કૂલ કાઢી ત્યાં એ બનેએ પોતાનું અંગ્રેજી જ્ઞાન પાકું કર્યું અને મહાવરા તથા ખંતથી એ જ્ઞાન પાછળથી એટલુ તો વિકસાવ્યુ કે મોટા વ્યાપારી તથા રાજપ્રકરણી પત્રવ્યવહારમા એ બાહોશ ગણાતા.

કેળવણી પૂરી થયા પછી ઈ. ૧૮૪૨માં ૨૦ વરસની ઉંમરે રણછોડલાલે સરકારી કસ્ટમ ખાતામા ૧૫ રૂપિયાની નોકરી લીધી. નોકરીના કામમાં તે ઘણા ચાલાક હતા અને પોતાની બાહોશીથી ઉપરીઓને ખુશ કરી નાખતા. આથી થોડી જ મુદતમાં તે બધાં સરકારી મંડળોમાં કાબેલ માણસ તરીકે જાણીતા થઇ ગયા, અને આઠેક વરસમાં તો યોગબળે રેવાકાંઠાના પોલિટિકલ એજંટના દફતરદારની જગ્યાએ પહોંચ્યા. એ વખતે વડોદરામાં રેસિડેન્ટ તરીકે આઉટ્રામ નામે અંગ્રેજ હતો અને રણછોડલાલ પોતાના અંગ્રેજી જ્ઞાનને લીધે એ રેસિડેન્ટને કેટલીક મદદ તથા સલાહ આપતા. એ રેસિડેન્ટના દફતરદાર તરીકે રણછોડલાલની જ ન્યાતના નડિયાદના સાઠોદરા સૂરજરામ ગંગારામ નામના એક ખબરદાર અને ખટપટી માણસ હતા. તેણે દ્વેષથી રણછોડલાલ સામે દેશ રાખી ખટપટ મંડી અને, લુણાવાડાની રાજગાદીનો નિર્ણય કરવામાં રણછોડલાલે આઠ હજાર રૂપિયાની લાંચ ખાધાનો આરોપ ઊભો કર્યો જેને પરિણામે રણછોડલાલની નોકરી ગઈ. જો કે પાછળથી આરોપની તપાસમાં રણછોડલાલ નિર્દોષ ઠર્યા.

આ માસ (નવમ્બર)નું



ગરુડ

આપણે ત્યાં વિષ્ણુ ભગવા. તરીકે, અને પશ્ચિમમાં જર્મની રશિ તથા અમેરિકાના રાજ્યપ્રતીક માનવીએ વ્યાપકપણે બિરદાવેલ શાળી પંખીની ઘણી જાતો છે. શ્રેષ્ઠ ગોલ્ડન ઇગલ, બે પાંખો ૮-૯ ફૂટ થાય એવો વિશાળ પરનાં આછાં સોનેરી ઝાંયવાળાં પીછાંવાળો. એ શોભાયમાન તેનાંથી ઊતરતો ઇમ્પીરીયલ તો એ સિંધ પ્રદેશના વતની.

ગુજરાતનો અસલ વતની તો આપણે ત્યાં એને ધોળવો કહે પાંખો પાંચ-છ ફૂટ થાય. રંગ જેવો ધોળાશપડતો બદામી. કાળાશપડતાં. છાતી પર આછા ખૂણામાં બે આડા પટા. ચાંચ અણીદાર આંકડા જેવી વળેલી ને છેડે કાળી. સાથળથી તે પ સુધીના આખા પગ પીંછાંથી પગાં પીળાં. છેડે કાળા નખ. સર્વવ્યાપક આ ગરુડ દેખાવે જ પણ સ્વભાવે ખુશામિજાજ. શર આભમાં સ્થિર દેખાતી પાંખો રીતે તર્યા કરતો એને જોવો

પણ દેખાવે ગૌરવશીલ આ તદ્દન હલકું અને સ્વભાવે મૂએલું માંસ, સાપ, સસલાં, કે નાનાં પંખીને હાથી ખાના. ખાબ તથા કાગડાથી પણ

આ ઉપરાંત તળાવ-સરોવ સ્પૉટેડ ઇગલ, પહાડની ક ગામા બાંધતા ગીધ જેવા હ્લૅગલ (એનું ગુજરાતી નામ રા નર્મદા કે દરિયાના કાંઠે રહે ગરુડની બીજી જાતો જવલ્લે (શ્રી 'વનેચર'નો લખાણ ...)

નોકરીમાં હતા ત્યારથી જ રણછોડલાલનું વલણ સ્વતંત્ર વેપાર તરફ પુષ્કળ હતું. આસિ. પોલિટિકલ એજન્ટ જેવી ભારે નોકરી પણ તેમને બંધન રૂપ લાગતી હતી અને એવા જ વિચાર થતા કે કોઈ એવો ધંધો કર્યો હોય તો સારું કે જેમાંથી મબલખ લાભ થાય. પહેલાં એમની નજર ખાંડ બનાવવાનાં કારખાનાં કાઢવા તરફ ગઈ, પણ એમાં સઘળો આધાર શેરડી પર, અને તે બારે માસ પહોંચે નહિ, તે પછી વિલાયતથી આવતા કાપડ ઉપર વિચાર ગયા. એમને થયું કે વિલાયતમાં રૂ પાકતું ન હોવા છતાં આ દેશમાંથી રૂ ત્યાં જઈને અહીં કાપડ રૂપે આવે છે અને છતાં ત્યાં એ લોકોને આટલો બધો નફો રહે છે તો અહીં જ કાપડ બનતાં તો બેશુમાર પેદાશ થાય.

અંતે ઈ. ૧૮૪૭માં તેમણે મિલ કાઢવાનો વિચાર કર્યો. પણ અમદાવાદના શ્રીમંતોની તેમાં સાથ આપવામાં હિંમત ચાલી નહિ. ૧૮૪૯માં વડોદરેથી અમદાવાદના સૌ પહેલા ચોપાનિયા 'વર્તમાન-પત્ર'માં એમણે એનો અહેવાલ છાપવા મોકલ્યો, પણ કોઈ જ એ ધંધામાં પડવા આગળ આવ્યું નહિ. પછી ૧૮૫૧માં એમણે ભરૂચમાં કપાસ લોઢવાનો સંચો ધરાવતા મિ. જેમ્સ લેન્ડન નામના અમેરિકન સાથે પત્રવ્યવહાર કર્યો અને વડોદરાના થોડા શ્રીમંતોના સાથથી મિલ કાઢવાના કરારો કર્યા. પણ કરારોની કેટલીક બાબતોમાં વાંધો પડ્યો. અંતે ૧૮૫૯માં એમણે આપબળે પોતે અમદાવાદમાં મિલ કાઢવા કંપની જમાવી અને વિલાયતથી સાંચા મંગાવ્યા. તે આવતાં દરિયામાં ડૂબી ગયા. આથી જરા પણ હિંમત ન હારતાં બીજી વાર સાંચા મંગાવ્યા, અને રેલવેને અભાવે ગાડાંમાં નાખીને ખંભાત બંદરેથી અમદાવાદ લાવ્યા. એ સાંચા ચલાવવા માટે ડોસ નામના ઇજનેરને વિલાયતથી બોલાવેલો તે કોલેરાથી અમદાવાદમાં આવતાં જ મરણ પામ્યો! આમ ઉપરાઉપરી વિપત્તિઓ આવતાં છતાં રણછોડલાલે હારી ખાધું નહિ. એમણે ખંત, ધીરજ, ઝીણવટ તથા પરિશ્રમથી ધંધાને પાકા પાયા પર મૂકી દીધો અને તેમાંથી અઢળક ધન કમાયા.

અમદાવાદના અગ્રણી નાગરિક તરીકે ઈ. ૧૮૬૯માં સરકારે એમને અમદાવાદ મ્યુનિસિપાલિટીના સભ્ય નીમ્યા અને ૧૮૮૩માં તેના ચેરમૅન તથા ૧૮૮૫માં પ્રમુખ તરીકે નિમણૂક કરી. એ સ્થાનેથી એમણે અમદાવાદને મિલઉદ્યોગના જેવી જ શુદ્ધ પાણી અને ગટરની યોજનાની ભેટ આપી. એ માટે પણ એમને જે શ્રમ અને લોકવિરોધ વેઠવાં પડ્યાં હતાં એ તો બહુ જાણીતી વાત છે.

એમનો ઉદ્યોગ, સખાવત, પરમાર્થ, તથા ઉત્તમ બુદ્ધિબળની કદર કરીને સરકારે એમને રાવ બહાદુર તથા ૧૮૯૧માં સી.આઈ.ઈ.ના માનવંતા ઇલકાબો આપ્યા.

આમ, અમદાવાદને ઉદ્યોગ અને આરોગ્ય આપીને તેને આબાદ કરનાર એ મહાન નર ઈ. ૧૮૯૮ના ઑક્ટોબરની ૨૬મી તારીખ ને બુધવારે ૭૫ વર્ષની વયે, એક પુત્ર, એક પૌત્ર અને એક પ્રપૌત્રી મૂકીને અવસાન પામ્યા. (સંકલિત)

## વેજીટેબલ ઘી અને સેપરેટેડ દૂધ

દૂધ-ઘીની નદીઓવાળા ગણાતા આપણા આ દેશમાં યુદ્ધની પરિસ્થિતિએ ઊભી કરેલી અછતને કારણે જાહેર પ્રજાના આરોગ્ય ઉપર જે માઠી અસર થઈ છે તેને પહોંચી વળવા સામાન્ય જનતા આજે નછૂટકે વેજીટેબલ ઘી, મગફળીના તેલ ને સેપરેટેડ દૂધ તરફ વળી રહી છે. સેપરેટેડ દૂધમાં વિટામિનો અને અમુક પોષક તત્ત્વો રહેલાં હોવાની જાહેરાતો પણ થઈ રહી છે. સરકારી પ્રચારખાતા પાસે ડૉ. એકૉર્ડનો અભિપ્રાય પણ પડેલો છે કે સેપરેટેડ-સ્કિમ્ડ-દૂધમાં પ્રોટીનો, બી-૨ રૂપનાં વિટામિન અને ઘણું જ અગત્યનું પોષક તત્ત્વ કૅલ્શ્યમ હોય છે. વેજીટેબલ ઘીના ઉત્પાદકો પણ પ્રચાર કરી રહ્યા છે કે એમનાં ઘી વિટામિનોથી ભરપૂર છે. જોરશોરથી કરાતા આ પ્રચારની સાથેસાથે છેલ્લાં વર્ષો દરમ્યાન 'વનસ્પતિ ઘી'નું ઉત્પાદન વધારીને પ્રતિવર્ષ એક લાખ ટન સુધી લઈ જવામાં આવ્યું છે. હવે તે ઉત્પાદન વધારી ૩ લાખ ટન સુધી લઈ જવાની યોજના થઈ રહી છે. આ હેતુ પાર પાડવા રોજ સરેરાશ ૩૦ ટન માલ ઉત્પન્ન કરનારાં વનસ્પતિ ઘીનાં પંદર નવાં કારખાનાં ખોલવામાં આવશે એવી યોજના છે. તેમાં શું તથ્ય છે એ જોવું અગત્યનું છે.

વનસ્પતિનાં તેલોમાંથી ઉદકજનક વાયુ (હાઇડ્રોજન) પસાર કરી તેને યાંત્રિક રીતે જમાવવાથી વનસ્પતિ ઘી બને છે. આ બનાવટમાં મુખ્યત્વે મગફળીનું તેલ વપરાય છે. સૌ પ્રથમ મગફળીના તેલને 'ફિલ્ટર' કરવામાં આવે છે. આ પીલાએલા તેલમાંથી રાસાયણિક ક્રિયાઓ વડે ખટાશને કાઢી દઈ તેનો રંગ ને વાસ દૂર કરવામાં આવે છે.

તે પછી આ વિશુદ્ધ સીંગતેલને નીકલ ધાતુની ઝીણી રજકણો અથવા તો તેની ગૂંચળાંવાળી જાળીમાંથી પસાર કરવામાં આવે છે. આ ધાતુમાં એવો ગુણ છે કે તેનામાં કશું પરિવર્તન થતું નથી, પરંતુ એના સંપર્કમાં આવતી વસ્તુમાં એ પરિવર્તન આણે છે. ક્રિયાદ્વારા તેલમાં હાઇડ્રોજન વાયુનો સંયોગ કરવામાં આવે છે. આ વાયુના સંયોગને પરિણામે તેલનો તરલ ભાગ ઘટ્ટ અને રવાદાર બને છે. પ્રવાહી તેલને ઘટ્ટ અને રવાદાર બનાવવાનો આ જ પ્રક્રિયો છે.

પરંતુ આ બધી ક્રિયા કરતી વેળા તેલને ૧૫૦થી ૨૦૦ સેંટીમેડ ગરમી આપવી પડે છે. આ પછી તેલ ઠંડું પડે ત્યારે તેને ઘીના જેવો દાણો તથા રૂપરંગ પ્રાપ્ત થાય છે, અને તે નકલી ઘી બને છે. તે પછી તેમાં બનાવટી સુગંધ અને શાર્ક માછલીની ચરબીમાંથી કાઢવામાં આવેલાં બનાવટી વિટામિનો ભેળવવામાં આવે છે.

કોઈ પણ તૈલી પદાર્થનું ગલનબિંદુ ૩૭ અંશ સેંટીગ્રેડથી નીચું હોય તો જ તે સરળતાથી પચે તેવું ગણી શકાય. પણ આ વનસ્પતિ ઘીનું ગલનબિંદુ ચાળીસથી અડતાળીસ અંશ સેંટીગ્રેડ જેટલું ઊંચું રાખવું પડે છે; કારણ કે નહિતર તે પંજાબ કે સંયુક્ત પ્રાંત જેવા ગરમ દેશમાં ઘીલું ને દાણાદાર રહી શકતું નથી. અને જો એવું ઘીલું ન રહે તો તેને ઘી તરીકે ખરીદે પણ કોણ? આથી તે પચવામાં ખૂબ જ ભારે બની જાય છે. પરિણામે હોજરીમાંના પાચક રસો તેના પર પૂરતું કામ કરી શકતા નથી અને તેથી તે પચ્યા વગરનું જ ઝાડા વાટે બહાર નીકળે છે. ઘણા હિંદી ડૉક્ટરો—ખાસ કરીને પંજાબ યુ.પી.માં—નો એ અનુભવ છે કે જ્યારથી વનસ્પતિ ઘીનો વાપર શરૂ થયો ત્યારથી આમજનતામાં કબજિયાતની ફરિયાદ વધી છે.

'વનસ્પતિ ઘી' અંગે એક દલીલ એવી કરવામાં આવે છે કે યુરોપી મુલકોમાં 'માર્ગેરિન'—જે એક પ્રકારનું કૃત્રિમ માખણ જ છે એ—અતિ વિપુલ પ્રમાણમાં વપરાય છે તો પછી અહીં 'વનસ્પતિ ઘી' વાપરવા સામે શો વાંધો હોઈ શકે? પણ એ 'માર્ગેરિન' ત્યાં અતિ ઓછા પ્રમાણમાં જ વપરાય છે. વળી રાસાયણિક દૃષ્ટિએ પણ કૃત્રિમ ખાદ્ય પદાર્થનું દ્રવણબિંદુ ક્યારેય ૩૦–૩૨ અંશ સેંટીગ્રેડથી વધવા ન પામે એવી એની બનાવટ વેળા કાળજી રાખવામાં આવે છે.

માણસ માત્રની પાચનશક્તિ માટે અનુકૂળ ને આર્થિક દૃષ્ટિએ પરવડી શકે એ દૃષ્ટિએ જુદાજુદા સ્નિગ્ધ પદાર્થોના ક્રમ યોજીએ તો સૌ પ્રથમ સ્થાન માખણનું આવે છે. તે પછી ચોકખું ઘી, કોપરેલ ને તલ અથવા સરસવનું તેલ, એ પછી સીંગનું તેલ, ડુક્કરની ચરબી અને મેદ તથા એ પછી છેક છેલ્લે વનસ્પતિ ઘી આવે છે.

આ રીતે જોતાં, તેમાં જે વિટામિનો હોય છે તે બધાં જ તેમાં હોવાનો એકવાર સ્વીકાર કરીએ તોપણ, એક હકીકત તો દીવા જેવી છે કે એ તેલમાં રહેલું ચરબીનું તત્ત્વ 'હાઈડ્રોજેનેટેડ' થતાં જ પચવામાં ભારે બને છે. એથી એને મુકાબલે કાચું તેલ સીધેસીધું જ વાપરવું વધુ સરળ પડે એમ છે. આપણા શરીરને જોઈતી ચરબીનું તત્ત્વ આપણને બે માર્ગે મળી શકે: પ્રાણિજ ચરબીમાંથી ને વનસ્પતિની ચરબીમાંથી. હવે, પ્રાણિજ ચરબી કરતાં વનસ્પતિની ચરબી પચવામાં સહેજ ભારે તો હોય જ છે; ને તેને પાછી વધુ ભારે બનાવીને ખાવી એનો કશો અર્થ નથી. આપણી શાકાહારી પ્રજાને પ્રાણિજ ચરબી પૂરી પાડનાર એકમાત્ર સાધન ઘી–માખણ કે દૂધની મલાઇ હતાં. એ જતાં રહેતાં પ્રજાને ચરબીનું તત્ત્વ મેળવવા માત્ર તેલ કે તેલને ફાડીને બનાવેલા આ વનસ્પતિ ઘી ઉપર જ આધાર રાખવો રહ્યો.

બીજી બાજુએ ડૉ. પટવર્ધને આ બનાવટી ઘીના પશુઓ ઉપર અખતરાઓ કરી સિદ્ધ કર્યું છે કે આ ઘીના ઉપયોગથી પશુઓની વૃદ્ધિ અને ઉત્પાદક શક્તિ બન્ને અટકે છે. ઉંદરો ઉપરના પ્રયોગોથી પુરવાર થયું છે કે જે ઉંદરોને એમના આહારમાં તેલની જગ્યાએ આ બનાવટી ઘી આપવામાં આવેલું તેમાં બચ્ચાંનું મરણપ્રમાણ ખૂબ વધેલું જોવામાં આવ્યું છે અને જે થોડાં બચી ગયાં તે પણ મરવાને વાંકે જ જીવતાં હતાં. પશુઓ ઉપરના પ્રયોગોમાં જોવામાં આવતી આવી અસરો માનવ ખોરાક માટે હાલ તુરત નહિ તો નજીકના ભવિષ્યમાં એકાદ પેઢીમાં નહિ જોવામાં આવે એની શી ખાતરી? હાલ પણ આ બનાવટી ઘી વાપરનારા ઉપર આવી અસર સૂક્ષ્મદર્શીઓને જણાયા સિવાય નથી જ રહેતી. આથી સમગ્ર હિંદી પ્રજાની દેહવૃદ્ધિ, વંશવૃદ્ધિ ને આરોગ્યવૃદ્ધિને અર્થે તેના વપરાશ પર પ્રતિબંધ કરતો કાયદો કે તેને શુદ્ધ ઘીમાં ભેળવી ન શકાય તે અર્થે તેમાં ફરજિયાત રંગ નાખવાનો કાયદો કરવાની ખૂબ જ અગત્ય છે.

હવે સેપરેટેડ દૂધની વાત લઈએ. શુદ્ધ દૂધમાંથી મલાઇ નીકળી જતાં તેની સાથે જ વિટામિન 'એ' અને 'ડી'નાં બધાં તત્ત્વો જતાં રહે છે અને બાકી ત્રણ વસ્તુઓ—પ્રોટીન, બી વિટામિન અને કૅલ્શ્યમ–વધે છે. દૂધની મલાઈ એ જ ઘીનું તત્ત્વ. બાળકો ને કિશોરોને દેહ તથા મનની વૃદ્ધિ માટે વિટામિન 'એ' ઘણું જ અગત્યનું છે. એને અભાવે દેહની વૃદ્ધિ શક્ય જ નથી. એથી તો ડૉ. ઍક્રોઇડના મત મુજબ સ્કિમ્ડ દૂધ માત્ર પુખ્ત ઉમરના માણસોને જ આપી શકાય તેવું છે. છતાં કઈ ઉંમરે માણસનાં દેહ અને મન પ્રગતિ કરતાં અટકી જઇ બંધાઈ જાય છે એ કળવું મુશ્કેલ છે. એથી વિટામિન 'એ' વગર પુખ્ત વયનાં માણસો ચલાવી જ શકે એ ભરોસે રહી તો શકાય જ નહિ.

બીજી બાજુએ જોતાં વિખ્યાત વનસ્પતિશાસ્ત્રી ચૉપ્રાના અભિપ્રાય મુજબ વિટામિન 'એ' માત્ર પ્રાણિજ દ્રવ્યોમાં જ માલૂમ પડયું છે. વનસ્પતિમાં એનો સદંતર અભાવ છે. આ રીતે જોતાં જે પ્રજાને માંસ કે ઇંડાં ન ખપી શકે અને જેનો વિટામિન 'એ' મેળવવાનો એકમાત્ર આધાર ચોખ્ખું દૂધ, મલાઇ, માખણ અને ઘી ઉપર જ હોય તે પ્રજાને એનાથી વંચિત રાખવી એ એક ગુનો જ છે.

ડૉ. ઍક્રોઇડે સ્કિમ્ડ દૂધમાં વિટામીન 'એ–કૉન્સેન્ટ્રેટ' મેળવીને અખતરો કરી જાહેર કરેલું કે એ રીતે એ દૂધ ગરીબ માતાઓનાં બાળકોને માટે લાભદાયી નીવડયું છે. છતાં એની સામે વર્જિનિયાની ઍગ્રિકલ્ચરલ કૉન્ફરન્સનો મત જોઇએ તો, 'વિટામિન કૉન્સેન્ટ્રેઇટનો અણઘટતો ઉપયોગ નુકસાનકારક જણાયો છે.' વળી વિટામિન 'એ'ના અભાવવાળા ખોરાક (સેપરેટેડ દૂધ) ઉપર ઉતરેલી ડેન્માર્કની જાપાનની પ્રજા ઝેરોફ્થેલ્મિયા અને આંખનાં દરદોની ભોગ થઈ પડયાનો અહેવાલ પણ બહાર આવ્યો છે. ખુદ ડૉ. ઍક્રોઇડે હિંદની 'ન્યૂટ્રીશન ઍડવાઈઝરી કમિટી' આગળ કરેલા રીપોર્ટમાં આ ત્રણ રજૂઆતો મૂકી છે: (૧) વિટામિન 'એ' માત્ર પ્રાણિજ ઉત્પત્તિનું જ તત્ત્વ છે; (૨) હિંદની મોટા ભાગની શાકાહારી પ્રજાને પૂરતું મલાઇવાળું દૂધ જ વિટામિન 'એ' આપનારું સાધન છે; અને (૩) વિટામિન 'એ'ના સદંતર અભાવે ઝેરોથેલ્મિયા, આંખના દ્રષ્ટિપટમ શુષ્કતા, ટોડ સ્કિન, પાયોરિયા અને ડર્મૅટિટિસ થવાનો સંભવ ખરો.

હવે એ દૃષ્ટિએ સેપરેટેડ દૂધનાં બાકી વધતાં તત્ત્વોનો અભ્યાસ કરીએ તો એ તત્ત્વોમાંનું વિટામિન બી અને કૅલ્શ્યમ (ચૂનો) તો વનસ્પતિના બીજા ખોરાકોમાંથી પણ મળી રહેવાનો પૂરો સંભવ છે. કૅલ્શ્યમનું સારું પ્રમાણ તો હિંદીઓને પાનપટ્ટીમાં વપરાતા ચૂના માંથી યે મળી રહે તેમ છે. પરંતુ મેજર જનરલ સર રૉબર્ટ મૅકેરીસનનો અભિપ્રાય છે કે 'દરેક જાતના ક્ષારોને પચાવવા ચરબીની જરૂર પડે છે. જો ખોરાકમાં ચરબી ન હોય તો કૅલ્શ્યમ પચતું નથી.' આ દૃષ્ટિએ જોતાં કૅલ્શ્યમ પચાવવાના એકમાત્ર આધાર ઘી કે દૂધની મલાઈ વગર બાકી રહેતું કૅલ્શ્યમ પણ શા ઉપયોગનું રહે

હિંદના વનસ્પતિ-આહારીઓએ હવે કોઇ પણ ભોગે ચોખ્ખા દૂધ માટે વ્યવસ્થા કરી લેતાં શીખી જ લેવું જોઇએ. જેમને ઘેર જગ્યા હોય તેઓ તો મોટરોને સ્થાને ગાયને રાખવાની સગવડ કરી લે તો જ એમની ભાવિ પ્રજા બરબાદ થતી અટકશે.

### કાચમાં નવીનતા

બરડ છતાં સખતમાં સખત અને પારદર્શક પદાર્થ તરીકે કાચ આજે ચાર હજાર વર્ષ થયાં માનવીની સેવા બજાવી રહ્યો છે. તે બરડ હોવાથી અત્યાર સુધી તેની વપરાશ મર્યાદિત હતી, પણ યુદ્ધકાળની જરૂરિયાતોને પહોંચી વળવા માટે જે નવી શોધખોળો અને સંશોધનો હાથ ધરાયાં તેમાં ગુણધર્મે અદ્ભુત અને ઔદ્યોગિક ક્ષેત્રમાં ક્રાંતિ આણે એવો નવીન જાતનો કાચ પણ પેદા કરવામાં આવ્યો છે.

એ લાકડાની પેઠે વહેરી શકાય એવો, ખૂંટીઓ મારી શકાય તેવો, પાણીમાં તરી શકે ને રબ્બરની પેઠે વાળી શકાય એવો તથા સૂતરની પેઠે કાંતી અને રેશમની પેઠે વણી શકાય એવો હોય છે.

એ કાચનું કાપડ પણ બને છે. કરોળિયાની જાળના તાર જેવા બારીક અને મુલાયમ કાચના તારનું, પ્લાસ્ટિકના મિશ્રણ દ્વારા બનાવેલું એ કાપડ બીજા કોઇ પણ પદાર્થ કરતાં ચડિયાતું ને ગોળીથી વીંધાય તેવું બને છે. કૃત્રિમ હાથ-પગની બનાવટ માટે તેમજ ટેભા મારવાના દોરા તરીકે પણ આ નવી જાતના કાચનો વપરાશ થાય છે.

આમ તો કાચ બરડ હોય છે; પણ આ નવી બનાવટમાં તેને એટલો તો સ્થિતિસ્થાપક બનાવવામાં આવ્યો છે કે એ કાચના કાપડના કકડાને હાથમાં લઈ તેને ગમે તેટલો વાળીએ અને પછી છૂટો મૂકી દઈએ તો તેના ઉપર જરાયે ગડ કે કરચલી પડયા વગર તરત સીધો થઈ જાય છે. એ કાચના જાડા રૂને સુંવાળા કાચના કાપડ સાથે મિલાવી એવી જાતના તકતા બનાવવામાં આવ્યા છે કે જેને લાકડાની પેઠે વહેરી શકાય છે ને તેમાં ખીલા પણ ઠોકી શકાય છે. આ કાચ અવાજને ખાળનાર તેમજ અગ્નિથી સળગી ના ઊઠે તેવો હોઈ તેનો વપરાશ સ્ટીમરોથી માંડી ઘરની સજાવટમાં થવા માંડયો છે.

ફોમ–ગ્લાસ એ કોલસારંગી છિદ્રાળુ કાચની જાત છે. તે બૂચથી યે હલકો, છિદ્રમય ને તરી શકે તેવા ગુણધર્મવાળો હોવાથી તેનો ઉપયોગ લાઇફ-બેલ્ટ વગેરે બનાવવામાં તેમજ યુદ્ધવિષયક સરંજામ બનાવતાં કારખાનાંઓમાં ઈંટો તરીકે થઇ રહ્યો છે.

એરોપ્લેનની બનાવટમાં પણ આ કાચનો વપરાશ શરૂ થયો

છે. આ કાચનું એરોપ્લેન, ઍલ્યુમીનિયમના એરોપ્લેન કરતાં વજનમાં અરધું હલકું પણ તેના કરતાં બમણું મજબૂત, ઝડપથી ઊડી શકે તેવું, સાદું અને લાંબા વખત સુધી કામ આપી શકે એવું હોય છે.

પાયરેક્સ કરતાં પણ ચડિયાતો એક સુપર-પાયરેક્સ કાચ બનાવવામાં આવ્યો છે. આ કાચ ૧૬૫૦ અંશ સુધીની ગરમી સહન કરી શકે તેવો તથા બીજા પદાર્થોને ખાઈ જાય તેવાં રસાયણો ભરવામાં આવે તોપણ ફાટી ના જાય તેવો છે. રસાયણો અને તેજાબ બનાવવાનાં કારખાનાંઓમાં એ કાચના પમ્પ અને નળીઓ વપરાવા માંડ્યાં છે. અગાઉ જ્યાં પોલાદની નળીઓ આઠ દિવસમાં ખવાઈને ખતમ થઈ જતી ત્યાં આ કાચના પમ્પ અને નળીઓ ત્રણ વર્ષ ઉપરાંત સુધી ઘસાયા વગર કામ આપ્યા કરે છે. —શિવપ્રસાદ ત્રિવેદી

### મકાઈ

અનાજની અછતને કારણે રૅશનિંગમાં અપાતી ફરજિયાત મકાઈ સામે ઘણાને અણગમો છે, અને ખોરાકમાં તેના ઉપયોગ વિષે શંકા પણ સેવાય છે. પરંતુ આપદ્ધર્મ તરીકે અપનાવવી પડતી દરેક વસ્તુનો સદુપયોગ બુદ્ધિમાન પ્રજા હમેશાં શોધી કાઢે છે. મકાઈનાં ગુણતત્ત્વો તપાસીને તેનો યથાર્થ ઉપયોગ કરવાનું જો મન પર લેવામાં આવે તો ખોટો અણગમો એની મેળે દૂર થઈ જશે.

મકાઈ ખોરાક તરીકે ઘણે સ્થળે પ્રચલિત છે. આપણે ત્યાં પંચમહાલ જિલ્લામાં લોકો ઘઉંને બદલે મકાઈના લોટના જ રોટલા ખાય છે. ઘઉંની સાથે મકાઈને ખોરાક તરીકે સરખાવી જોઈએ તો એમાં ખાસ ધ્યાન ખેંચે તેવી માત્ર એક ખામી દેખાય છે: વિટામિન 'એ' અને 'બી' મકાઈમાં નથી અને ઘઉંમાં છે. બાકી કૅલરીઝની અને બીજાં તત્ત્વોની દૃષ્ટિએ બંનેમાં બહુ જ ઓછો તફાવત છે. જુઓ:

| તત્ત્વો | ઘઉંમાં | મકાઈમાં | તત્ત્વો | ઘઉંમાં | મકાઈમાં |
|---|---|---|---|---|---|
| ભેજ | ૧૨.૨૮ | ૧૪.૯ | ચૂનો | ૦.૦૫ | ૦.૦૧ |
| પ્રોટીન | ૧૧.૮ | ૧૧.૧ | ફૉસ્ફરસ | ૦.૩૨ | ૦.૩૩ |
| ચરબી | ૧.૫ | ૩.૬ | 'એ' વિટામિન | ૧૦૮ | — |
| ખનીજ | ૧.૫ | ૧.૫ | 'બી' વિટામિન | ૧૮૦ | — |
| રેસા | ૧.૨ | ૨.૭ | 'સી' ,, | — | — |
| કાર્બોહાઇડ્રેટ | ૭૧.૨ | ૬૬.૨ | ઔંસમાં કૅલરી મૂલ્ય | ૯૮ | ૯૭ |

ઘઉંને બદલે મકાઈ ખોરાક તરીકે વાપરીએ ત્યારે જો સારા શાકભાજી ને દૂધ કંઈક વધારે વાપરીએ તો ખૂટતાં તત્ત્વો મળી રહે.

મકાઈમાં ઘઉં જેવો સ્વાદ નથી; પણ શોધકવૃત્તિ હોય તો મકાઈની યે કેટલીક સ્વાદિષ્ટ વાનીઓ બની શકે છે. ઘઉંના લોટ સાથે મકાઈનો લોટ ૨:૧ના પ્રમાણમાં મેળવીને ભાખરી, પૂરી, ખારી-પૂરી, સક્કરપારા વગેરે બનાવવામાં આવે તો તે પણ જ ફરસું ને સ્વાદિષ્ટ બને છે. મકાઈના લોટને કરકરો દળાવી, છાશમાં એક દિવસ પલાળીને તેનાં ઢોકળાં સરસ બની શકે છે. એ ઢોકળા પોચાં ને ખાવામાં પણ સ્વાદિષ્ટ બને છે. એકલા મકાઈનાં ઢોકળાં પસંદ ન પડે તો ચોખાની કણકી અને દાળોના કકડા ભેગા દળાવવાથી પણ સારો આથો આવે છે. એ જ રીતે મકાઈનાં પકોડાં તથા વડાં પણ બને છે. ત્રણેક કલાક આગળથી મકાઈનો જરા કરકરો લોટ છાશમાં પલાળી રાખવામાં આવે ને પછી તેમાં આદુ, મરચાં, કોથમીર, તલ વગેરે નાખીને ભજિયાંની જેમ તળવાં. ઢોકળાં ને પકોડા વધારે પોચાં બનાવવા સોડા બાઈ કાર્બ નાખવામાં આવે છે; પરંતુ બને ત્યાં સુધી એનો ઉપયોગ ઓછો કરવાનો વધારે સારું છે. આખા મકાઈને ૨૪ કલાક પલાળીને કોઈ કઠોળનું શાક કરીએ તેવી રીતે તેનું શાક પણ થઈ શકે છે. શાકને ઉતારતાં પહેલાં તેમાં થોડું દૂધ નાંખવાથી મકાઈમાં ખૂટતાં કેટલાક તત્ત્વો મળશે અને સાથેસાથે સ્વાદિષ્ટ પણ બનશે. આખા મકાઈની ધાણી પણ બને છે. બપોરના નાસ્તા વખતે છોકરાંઓને આપવામાં કશો જ વાંધો નથી. મકાઈની સાથે લીલાં શાકભાજી અને દૂધનું પ્રમાણ કંઈક વધારવામાં આવે તો મકાઈ સગસગ ઘઉં બની જશે.

('ગુજરાત સમાચાર'માંથી તારવીને)

## આ માસ (નવેમ્બર) ઈતિહાસમાં

તા. ૧ હિંદની પ્રથમ સામ્રાજ્ઞી તરીકે વિક્ટોરિયાનો ઢંઢેરો, ૧૮૫૮
તા. ૩ મુંબાઈમાં મહાનાશ આણનારો ધરતીકંપનો આંચકો, ૧૮૫૪.
તા. ૪ કોંગ્રેસના શ્રેષ્ઠી જમનાલાલ બજાજનો જન્મ, ૧૮૮૯.
તા. ૫ બંગીય રાષ્ટ્રપુરુષ દેશબંધુ ચિત્તરંજન દાસનો જન્મ, ૧૮૭૦.
તા. ૭ છેલ્લા (દિલ્હી) મુઘલ બાદશાહ બહાદુરશાહ ઝફરનું મૃત્યુ, ૧૮૬૨.
તા. ૧૧ પહેલા યુરોપીય મહાયુદ્ધની તહકૂબી, ૧૯૧૮.
તા. ૧૨ ચીનના તારણહાર રાષ્ટ્રપિતા સુન-યાત-સેનનો જન્મ, ૧૮૬૬.
તા. ૧૪ શોધસફરી બ્રુસે બ્લુનાઈલનો પ્રવાહ શોધી કાઢ્યો, ૧૭૭૦.
તા. ૧૫ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના, ૧૯૨૦.
તા. ૨૦ મહાન રશિયન ચિંતક ટૉલ્સ્ટૉયનું અવસાન, ૧૯૧૦.
તા. ૨૪ ફ્રેન્ચની વિચારક્રાન્તિના જનક વૉલ્તેરનો જન્મ, ૧૮૩૫.
તા. ૩૦ ખ્યાત અમેરિકન હાસ્યલેખક માર્ક ટ્વેઈનનો જન્મ, ૧૮૩૫.

### આ માસની વ્યક્તિવિશેષ

### પંડિત જવાહરલાલ નહેરૂ



ભારતદેશના જનગણમનમાં અધિદેવ રાષ્ટ્રપુરુષ તરીકે તથા દુનિયાભરમાં હિંદુસ્તાનના રાજપુરુષ તરીકે મહાત્મા ગાંધીજી પછી બીજું જ સ્થાન ધરાવનાર, ને દેશની આગામી સ્વાતંત્ર્યની ઉષારૂપ પહેલી રાષ્ટ્રીય સરકારના મોવડી પંડિત જવાહરલાલ નેહરૂનો જન્મ ઇ. ૧૮૮૯ના નવેમ્બરની ૧૪મી તારીખે અલ્લાહાબાદના અગ્રણી અને ગર્ભશ્રીમંત નાગરિક તથા વકીલ પંડિત મોતીલાલ નેહરૂને ત્યાં થયો હતો. મોટા ભાગનું શિક્ષણ ઇંગ્લંડમાં હૅરો અને કૅમ્બ્રિજમાં લઈ તે એમ. એ. (કૅન્ટાબ) અને બૅરિસ્ટર થયા; પણ પિતાના ધંધાની સૂત્રરેખા આગળ લંબાવવા માટે હિંદમાં આવીને વકાલત શરૂ કરતાંમાં તો દેશના જાગૃત રાષ્ટ્રપ્રાણના ધબકારે એમને સ્પર્શ્યા; અને ૧૯૧૮માં કૉંગ્રેસની મહાસમિતિમાં ચૂંટાયા પછી દેશકાર્યમાં જ ડૂબી ગયા. એ કૉંગ્રેસના મહામંત્રી થયા, દેશની સ્વાતંત્ર્યવેદી પર પિતાની સાથે સર્વ જન્મગત અમીરી હોમી દઈને અસહકાર તથા તે પછીની બધી જ રાષ્ટ્રીય લડતોમાં મોખરે રહી અનેક વાર જેલ ગયા, અને સત્યનિષ્ઠ ભાવનાભક્ત તથા ઉગ્ર-તેજસ્વી વ્યક્તિત્વવાળા એ યુવાન નેતા દેશના તરુણવર્ગની મનોમૂર્તિ અને સાક્ષાત સ્વાતંત્ર્યમૂર્તિ બની ગયા. ૧૯૨૯-૩૦થી માંડીને આજ સુધીમાં પાંચેકવાર એ કૉંગ્રેસના પ્રમુખ થયા છે અને આજે પહેલી રાષ્ટ્રીય સરકારના વડા સ્થાન પર પણ સ્વાભાવિક રીતે એ જ આવ્યા છે. જેલવાસ દરમ્યાન લખેલી પોતાની આત્મકથા તથા જગતના ઇતિહાસનું રેખાદર્શન વગેરે અનેક પુસ્તકોથી એ વિદેશોમાં પણ ખ્યાત થયા છે; અને પોતાના યુરોપવાસ દરમિયાન રશિયાની અને તે પછી ઈ. ૧૯૩૯માં કૉંગ્રેસના પ્રતિનિધિ તરીકે ચીનની સફરોમાં ત્યાંનો સંપર્ક પામી આવનાર એ નેતા આ દેશના વિદેશ સાથેના સંબંધોના સૌથી વધુ જ્ઞાત પુરુષ હોઈને નવી સરકારમાં વિદેશ પ્રધાન તરીકેનું નાજુક અને મહત્ત્વનું સ્થાન પણ એ જ સંભાળે છે.

આ રીતે જોતાં, તેમાં જે વિટામિનો હોય છે તે બધાં જ તેમાં હોવાનો ઘડીવાર સ્વીકાર કરીએ તોપણ, એક હકીકત તો દીવા જેવી છે કે એ તેલમાં રહેલું ચરબીનું તત્ત્વ 'હાઈડ્રોજીનેટેડ' થતાં જ પચવામાં ભારે બને છે. એથી એને મુકાબલે કાચું તેલ સીધેસીધું જ વાપરવું વધુ સરળ પડે એમ છે. આપણા શરીરને જોઈતી ચરબીનું તત્ત્વ આપણને બે માર્ગે મળી શકે: પ્રાણિજ ચરબીમાંથી ને વનસ્પતિની ચરબીમાંથી. હવે, પ્રાણિજ ચરબી કરતાં વનસ્પતિની ચરબી પચવામાં સહેજ ભારે તો હોય જ છે; ને તેને પાછી વધુ ભારે બનાવીને ખાવી એનો કશો અર્થ નથી. આપણી શાકાહારી પ્રજાને પ્રાણિજ ચરબી પૂરી પાડનાર એકમાત્ર સાધન ઘી–માખણ કે દૂધની મલાઇ હતાં. એ જતાં રહેતાં પ્રજાને ચરબીનું તત્ત્વ મેળવવા માત્ર તેલ કે તેલને ફાડીને બનાવેલા આ વનસ્પતિ ઘી ઉપર જ આધાર રાખવો રહ્યો.

બીજી બાજુએ ડૉ. પટવર્ધને આ બનાવટી ઘીના પશુઓ ઉપર અખતરાઓ કરી સિદ્ધ કર્યું છે કે આ ઘીના ઉપયોગથી પશુઓની વૃદ્ધિ અને ઉત્પાદક શક્તિ બન્ને અટકે છે. ઉંદરો ઉપરના પ્રયોગોથી પુરવાર થયું છે કે જે ઉંદરોને એમના આહારમાં તેલની જગ્યાએ આ બનાવટી ઘી આપવામાં આવેલું તેમાં બચ્ચાંનું મરણપ્રમાણ ખૂબ વધેલું જોવામાં આવ્યું છે અને જે થોડાં બચી ગયાં તે પણ મરવાને વાંકે જ જીવતાં હતાં. પશુઓ ઉપરના પ્રયોગોમાં જોવામાં આવતી આવી અસરો માનવ ઓલાદ માટે હાલ તુરત નહિ તો નજીકના ભવિષ્યમાં એકાદ પેઢીમાં નહિ જોવામાં આવે એની શી ખાતરી? હાલ પણ આ બનાવટી ઘી વાપરનારા ઉપર આની અસર સૂક્ષ્મદર્શીઓને જણાયા સિવાય નથી જ રહેતી. આથી સમગ્ર હિંદી પ્રજાની દેહવૃદ્ધિ, વંશવૃદ્ધિ ને આરોગ્યવૃદ્ધિને અર્થે તેના વપરાશ પર પ્રતિબંધ કરતો કાયદો કે તેને શુદ્ધ ઘીમાં ભેળવી ન શકાય તે અર્થે તેમાં ફરજિયાત રંગ નાખવાનો કાયદો કરવાની ખૂબ જ અગત્ય છે.

હવે સેપરેટેડ દૂધની વાત લઈએ. શુદ્ધ દૂધમાંથી મલાઇ નીકળી જતાં તેની સાથે જ વિટામિન 'એ' અને 'ડી'નાં બધાં તત્ત્વો જતાં રહે છે અને બાકી ત્રણ વસ્તુઓ—પ્રોટીન, બી વિટામિન અને કૅલ્શ્યમ—વધે છે. દૂધની મલાઈ એ જ ઘીનું તત્ત્વ. બાળકો ને કિશોરોને દેહ તથા મનની વૃદ્ધિ માટે વિટામિન 'એ' ઘણું જ અગત્યનું છે. એને અભાવે દેહની વૃદ્ધિ શક્ય જ નથી. એથી તો ડૉ. ઍક્રૉઇડના મત મુજબ સ્કિમ્ડ દૂધ માત્ર પુખ્ત ઉમરનાં માણસોને જ આપી શકાય તેવું છે. છતાં કઈ ઉમરે માણસના દેહ અને મન પ્રગતિ કરતાં અટકી જઇ બંધાઈ જાય છે એ કળવું મુશ્કેલ છે. એથી વિટામિન 'એ' વગર પુખ્ત થયનાં માણસો ચલાવી જ શકે એ ભરોસે રહી તો શકાય જ નહિ.

બીજી બાજુએ જોતાં વિખ્યાત વનસ્પતિશાસ્ત્રી યૅાપેના અભિપ્રાય મુજબ વિટામિન 'એ' માત્ર પ્રાણિજ દ્રવ્યોમાં જ માલૂમ પડયું છે. વનસ્પતિમાં એનો સદંતર અભાવ છે. આ રીતે જોતાં જે પ્રજાને માંસ કે ઇંડાં ન ખપી શકે અને જેનો વિટામિન 'એ' મેળવવાનો એકમાત્ર આધાર ચોખ્ખું દૂધ, મલાઇ, માખણ અને ઘી ઉપર જ હોય તે પ્રજાને એનાથી વંચિત રાખવી એ એક ગુનો જ છે.

ડૉ. ઍક્રૉઇડે સ્કિમ્ડ દૂધમાં વિટામીન 'એ-કૉન્સેન્ટ્રેટ' મેળવીને અખતરો કરી જાહેર કરેલું કે એ રીતે એ દૂધ ગરીબ માતાઓનાં બાળકોને માટે લાભદાયી નીવડયું છે. છતાં એની સામે વર્જિનિયાની એગ્રિકલ્ચરલ કૉન્ફરન્સનો મત જોઇએ તો, 'વિટામિન કૉન્સેન્ટ્રેટનો ...કતો ઉપયોગ નુકસાનકારક જણાયો છે.' વળી વિટામિન ...ા અભાવવાળા ખોરાક (સેપરેટેડ દૂધ) ઉપર ઊતરેલી ડેન્માર્ક ...ા જાપાનની પ્રજા ઝેરોથેલ્મિયા અને આંખનાં દરદોની ભોગ થઈ પડયાનો અહેવાલ પણ બહાર આવ્યો છે. ખુદ ડૉ. ઍક્રૉઇડે હિંદની 'ન્યૂટ્રીશન ઍડવાઈઝરી કમિટી' આગળ કરેલા રીપોર્ટમાં આ ત્રણ રજૂઆતો મૂકી છે: (૧) વિટામિન 'એ' માત્ર પ્રાણિજ ઉત્પત્તિનું જ તત્ત્વ છે; (૨) હિંદની મોટા ભાગની શાકાહારી પ્રજાને પૂરી મલાઇવાળું દૂધ જ વિટામિન 'એ' આપનારું સાધન છે; અને (૩) વિટામિન 'એ'ના સદંતર અભાવે ઝેરોથેલ્મિયા, આંખના ડોળામાં શુષ્કતા, ટોડ સ્કિન, પાયોરિયા અને ડર્મૅટિટિસ થવાનો સંભવ ખરો.

હવે એ દૃષ્ટિએ સેપરેટેડ દૂધનાં બાકી વધેલાં તત્ત્વોનો અભ્યાસ કરીએ તો એ તત્ત્વોમાંનું વિટામિન બી અને કૅલ્શ્યમ (ચૂનો) તો વનસ્પતિના બીજા ખોરાકોમાંથી પણ મળી રહેવાનો પૂરો સંભવ છે. કૅલ્શ્યમનું સારું પ્રમાણ તો હિંદીઓને પાનપટ્ટીમાં વપરાતા ચૂનામાંથી યે મળી રહે તેમ છે. પરંતુ મેજર જનરલ સર રૉબર્ટ મૅકકેરીસનનો અભિપ્રાય છે કે 'દરેક જાતના ક્ષારોને પચાવવા ચરબીની જરૂર પડે છે. જો ખોરાકમાં ચરબી ન હોય તો કૅલ્શ્યમ પચતું જ નથી.' આ દૃષ્ટિએ જોતાં કૅલ્શ્યમ પચાવવાના એકમાત્ર આધાર ઘી કે દૂધની મલાઈ વગર બાકી રહેતું કૅલ્શ્યમ પણ શા ઉપયોગનું રહે!

હિંદના વનસ્પતિ-આહારીઓએ હવે કોઇ પણ ભોગે ચોખ્ખા દૂધ માટે વ્યવસ્થા કરી લેતાં શીખી જ લેવું જોઇએ. જેમને ઘેર જમીનો હોય તેઓ તો મોટરોને સ્થાને ગાયને રાખવાની સગવડ કરી લે. તો જ એમની ભાવિ પ્રજા ખરબાદ થતી અટકશે.

## કાચમાં નવીનતા

બરડ છતાં સખતમાં સખત અને પારદર્શક પદાર્થ તરીકે કાચ આજે ચાર હજાર વર્ષ થયાં માનવીની સેવા બજાવી રહ્યો છે. તે બરડ હોવાથી અત્યાર સુધી તેની વપરાશ મર્યાદિત હતી, પણ યુદ્ધકાળની જરૂરિયાતોને પહોંચી વળવા માટે જે નવી શોધખોળો અને સંશોધનો હાથ ધરાયાં તેમાં ગુણધર્મે અદ્ભુત અને ઔદ્યોગિક ક્ષેત્રમાં ક્રાંતિ આણે એવો નવીન જાતનો કાચ પણ પેદા કરવામાં આવ્યો છે.

એ લાકડાની પેઠે વહેરી શકાય એવો, ખીલીઓ મારી શકાય તેવો, પાણીમાં તરી શકે ને રબ્બરની પેઠે વાળી શકાય એવો તથા સૂતરની પેઠે કાંતી અને રેશમની પેઠે વણી શકાય એવો હોય છે.

એ કાચનું કાપડ પણ બને છે. કરોળિયાની જાળના તાર જેવા બારીક અને મુલાયમ કાચના તારનું, પ્લાસ્ટિકના મિશ્રણ દ્વારા બનાવેલું એ કાપડ બીજા કોઇ પણ પદાર્થ કરતાં ચડિયાતું ને ગોળીથી ન વીંધાય તેવું બને છે. કૃત્રિમ હાથ-પગની બનાવટ માટે તેમજ ટેભા મારવાના દોરા તરીકે પણ આ નવી જાતના કાચનો વપરાશ થાય છે.

આમ તો કાચ બરડ હોય છે; પણ આ નવી બનાવટમાં તેને એટલો તો સ્થિતિસ્થાપક બનાવવામાં આવ્યો છે કે એ કાચના કાપડના કકડાને હાથમાં લઈ તેને ગમે તેટલો વાળીએ અને પછી છૂટો મૂકી દઈએ તો તેના ઉપર જરાયે ગડ કે કરચલી પડયા વગર તરત સીધો થઈ જાય છે. એ કાચના જાડા રૂને સુંવાળા કાચના કાપડ સાથે મિલાવી એવી જાતના તકતા બનાવવામાં આવ્યા છે કે જેને લાકડાની પેઠે વહેરી શકાય છે ને તેમાં ખીંટા પણ ઠોકી શકાય છે. આ કાચ અવાજને ખાળનાર તેમજ અગ્નિથી સળગી ના ઊઠે તેવો હોઇ તેનો વપરાશ સ્ટીમરોથી માંડી ઘરની સજાવટમાં થવા માંડયો છે.

ફોમ-ગ્લાસ એ કોલસારંગી છિદ્રાળુ કાચની જાત છે. તે બૂચથી યે હલકો, છિદ્રમય ને તરી શકે તેવા ગુણધર્મવાળો હોવાથી તેનો ઉપયોગ લાઇફ-બોટ વગેરે બનાવવામાં તેમજ યુદ્ધવિષયક સરંજામ બનાવતાં કારખાનાંઓમાં ઇંટો તરીકે થઇ રહ્યો છે.

એરોપ્લેનની બનાવટમાં પણ આ કાચનો વપરાશ શરૂ થયો

છે. આ કાચનું એરોપ્લેન, ઍલ્યુમીનિયમના એરોપ્લેન કરતાં વજન-માં અરધું હલકું પણ તેના કરતાં બમણું મજબૂત, ઝડપથી ઊડી શકે તેવું, સાદું અને લાંબા વખત સુધી કામ આપી શકે એવું હોય છે.

પાયરેક્સ કરતાં પણ ચડિયાતો એક સુપર-પાયરેક્સ કાચ બનાવવામાં આવ્યો છે. આ કાચ ૧૬૫૦ અંશ સુધીની ગરમી સહન કરી શકે તેવો તથા બીજા પદાર્થોને ખાઇ જાય તેવાં રસાયણો ભર-વામાં આવે તોપણ ફાટી ના જાય તેવો છે. રસાયણો અને તેજાબ બનાવવાનાં કારખાનાંઓમાં એ કાચના પમ્પ અને નળીઓ વપરાવા માંડ્યાં છે. અગાઉ જ્યાં પોલાદની નળીઓ આઠ દિવસમાં ખવાઇને ખતમ થઇ જતી ત્યાં આ કાચના પમ્પ અને નળીઓ ત્રણ વર્ષ ઉપરાંત સુધી ઘસાયા વગર કામ આપ્યા કરે છે. —શિવપ્રસાદ ત્રિવેદી

### મકાઇ

અનાજની અછતને કારણે રૅશનિંગમાં અપાતી ફરજિયાત મકાઈ સામે ઘણાને અણગમો છે, અને ખોરાકમાં તેના ઉપયોગ વિષે શંકા પણ સેવાય છે. પરંતુ આપદ્ધર્મ તરીકે અપનાવવી પડતી દરેક વસ્તુ-નો સદુપયોગ બુદ્ધિમાન પ્રજા હમેશાં શોધી કાઢે છે. મકાઇનાં ગુણતત્ત્વો તપાસીને તેનો યથાર્થ ઉપયોગ કરવાનું જો મન પર લે-વામાં આવે તો ખોટો અણગમો એની મેળે દૂર થઈ જશે.

મકાઇ ખોરાક તરીકે ઘણે સ્થળે પ્રચલિત છે. આપણે ત્યાં પંચ-મહાલ જિલ્લામાં લોકો ઘઉંને બદલે મકાઇના લોટના જ રોટલા ખાય છે. ઘઉંની સાથે મકાઇને ખોરાક તરીકે સરખાવી જોઇએ તો એમાં ખાસ ધ્યાન ખેંચે તેવી માત્ર એક ખામી દેખાય છે: વિટામિન 'એ' અને 'બી' મકાઈમાં નથી અને ઘઉંમાં છે. બાકી કૅલરીની અને બીજાં તત્ત્વોની દૃષ્ટિએ બંનેમાં બહુ જ ઓછો તફાવત છે. જુઓ:

| તત્ત્વો | ઘઉંમાં | મકાઇમાં | તત્ત્વો | ઘઉંમાં | મકાઈમાં |
|---|---|---|---|---|---|
| ભેજ | ૧૨.૨૮ | ૧૪.૯ | ચૂનો | ૦.૦૫ | ૦.૦૧ |
| પ્રોટીન | ૧૧.૮ | ૧૧.૧ | ફૉસ્ફરસ | ૦.૩૨ | ૦.૩૩ |
| ચરબી | ૧.૫ | ૩.૬ | 'એ' વિટામિન | ૧૦૮ | — |
| ખનીજ | ૧.૫ | ૧.૫ | 'બી' વિટામિન | ૧૮૦ | — |
| રેસા | ૧.૨ | ૨.૭ | 'સી' ,, | — | — |
| કાર્બોહાઇડ્રેટ | ૭૧.૨ | ૬૬.૨ | ઔંસમાં કૅલરી મૂલ્ય | ૯૮ | ૯૭ |

ઘઉંને બદલે મકાઇ ખોરાક તરીકે વાપરીએ ત્યારે જો સારા શાકભાજી ને દૂધ કંઇક વધારે વાપરીએ તો ખૂટતાં તત્ત્વો મળી રહે.

મકાઈમાં ઘઉં જેવો સ્વાદ નથી; પણ શોધક વૃત્તિ હોય તો મ-કાઈની યે કેટલીક સ્વાદિષ્ટ વાનીઓ બની શકે છે. ઘઉંના લોટ સાથે મકાઇનો લોટ ૨ : ૧ના પ્રમાણમાં ભેળવીને ભાખરી; પૂરી, ખારી-પૂરી, શક્કરપારા વગેરે બનાવવામાં આવે તો તે ઘણું જ સરસ ને સ્વાદિષ્ટ બને છે. મકાઈના લોટને કરકરો દળાવી, છાશમાં એક દિવસ પલાળીને તેનાં ઢોકળાં સરસ બની શકે છે. એ ઢોકળાં પોચાં ને ખાવામાં પણ સ્વાદિષ્ટ બને છે. કોઇને મકાઇનાં ઢોકળાં પસંદ ન પડે તો ચોખાની કણકી અને દાળોના ફાડા ભેગા દળાવવાથી પણ સારો આથો આવે છે. એ જ રીતે મકાઇનાં પકોડાં તથા વડાં પણ બને છે. નજીક કલાક આગળથી મકાઇનો જરા કરકરો લોટ છાશમાં પલાળી રાખવામાં આવે ને પછી તેમાં આદું, મરચાં, કોથ-મીર, તલ વગેરે નાખીને બજ્યાંની જેમ તળવાં. ઢોકળાં ને પકોડાં વધારે પોચાં બનાવવા સોડા બાઈ કાર્બ નાખવામાં આવે છે; પરંતુ બને ત્યાં સુધી એનો ઉપયોગ ઓછો કરવો એ વધારે સારું છે. આખા મકાઇને ૨૪ કલાક પલાળીને કોઈ કઠોળનું શાક કરીએ તેવી રીતે તેનું શાક પણ થઈ શકે છે. શાકને ઉતારતાં પહેલાં તેમાં થોડું દૂધ નાંખવાથી મકાઇમાં ખૂટતાં કેટલાક તત્ત્વો મળશે અને સાથેસાથે સ્વાદિષ્ટ પણ બનશે. આખા મકાઇની ઘાણી પણ બને છે. બપોરના નાસ્તા વખતે છોકરાંઓને આપવામાં કશો જ વાંધો નથી. મકાઈની સાથે લીલાં શાકભાજી અને દૂધનું પ્રમાણ કંઈક વધારવામાં આવે તો મકાઈ ઘઉંસમ થઈ બની જશે. ('ગુજરાત સમાચાર'માંથી તારવીને)

## આ માસ (નવેમ્બર) ઇતિહાસમાં

તા. ૧ હિંદની પ્રથમ સામ્રાજ્ઞી તરીકે વિક્ટોરિયાનો ઢંઢેરો, ૧૮૫૮
તા. ૩ મુંબાઇમાં મહાનારાયણનારાયણ પરતી કેપનો આંચકો, ૧૮૫૪.
તા. ૪ કૉંગ્રેસના ભેખી જમનાલાલ બજાજનો જન્મ, ૧૮૮૯.
તા. ૫ બંગાળ રાષ્ટ્રપુરુષ દેશબંધુ ચિત્તરંજન દાસનો જન્મ, ૧૮૭૦.
તા. ૭ છેલ્લા (દિલ્હી) મુગલ બાદશાહ બહાદુરશાહ ઝફરનું મૃત્યુ, ૧૮૬૨.
તા. ૧૧ પહેલા યુરોપીય મહાયુદ્ધની તહકૂબી, ૧૯૧૮.
તા. ૧૨ ચીનના તારણહાર રાષ્ટ્રપિતા સુન-યાત-સેનનો જન્મ, ૧૮૬૬.
તા. ૧૪ શોધસફરી યુરોપે ઝંબુનાઇલનો પ્રવાહ શોધી કાઢ્યો, ૧૭૭૦.
તા. ૧૫ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના, ૧૯૨૦.
તા. ૨૦ મહાન રશિયન ચિંતક ટૉલ્સ્ટૉયનું અવસાન, ૧૯૧૦.
તા. ૨૪ ફ્રેન્ચની વિચારક્રાન્તિના જનક વૉલ્તેરનો જન્મ, ૧૬૯૪.
તા. ૩૦ ખ્યાત અમેરિકન હાસ્યલેખક માર્ક ટ્વેઇનનો જન્મ, ૧૮૩૫.



### આ માસની વ્યક્તિવિશેષ
### પંડિત જવાહરલાલ નહેરુ

ભારતદેશના જનગણમનમાં અધિદેવ રાષ્ટ્રપુરુષ તરીકે તથા દુનિયાભરમાં હિંદુ-સ્તાનના રાજપુરુષ તરીકે મહાત્મા ગાં-ધીજી પછી બીજું જ સ્થાન ધરાવનાર, ને દેશની આગામી સ્વાતંત્ર્યની ઉષારૂપ પ-હેલી રાષ્ટ્રીય સરકારના મોવડી પંડિત જ-વાહરલાલ નેહરુનો જન્મ ઇ. ૧૮૮૯ના નવેમ્બરની ૧૪મી તારીખે અલ્લાહાબાદના અગ્રણી અને શ્રીમંત નાગરિક તથા વકીલ પંડિત મોતીલાલ નેહરુને ત્યાં થયો હતો. મોટા ભાગનું શિક્ષણ ઇંગ્લંડમાં હૅરો અને કેંબ્રિજમાં લઈ તે એમ. એ. (કેન્ટાબ) અને બૅરિસ્ટર થયા; પણ પિતાના ધંધાની સૂત્રરેખા આ-ગળ લંબાવવા માટે હિંદમાં આવીને વકીલાત શરૂ કરતાંમાં તો દેશના જાગૃત રાષ્ટ્રપ્રાણના ધબકારે એમને સ્પર્શ્યા; અને ૧૯૧૮માં કૉંગ્રેસ-ની મહાસમિતિમાં ચૂંટાયા પછી દેશકાર્યમાં જ ડૂબી ગયા. એ કૉંગ્રેસના મહામંત્રી થયા, દેશની સ્વાતંત્ર્યવેદી પર પિતાની સાથે સર્વ જન્મગત અમીરી હોમી દઇને અકિંચન તથા તે પછીની બધી જ રાષ્ટ્રીય લડતોમાં મોખરે રહી અનેક વાર જેલ ગયા, અને સત્યનિષ્ઠ ભાવનાભક્ત તથા ઉમંગ-તેજસ્વી વ્યક્તિત્વવાળા એ યુવાન નેતા દેશના તરુણવર્ગની મનોમૂર્તિ અને સાક્ષાત સ્વાતંત્ર્યમૂર્તિ બની ગયા. ૧૯૨૯-૩૦થી માંડીને આજ સુધીમાં પાંચેકવાર એ કૉંગ્રેસ-ના પ્રમુખ થયા છે અને આજે પહેલી રાષ્ટ્રીય સરકારના વડા સ્થાન પર પણ સ્વાભાવિક રીતે એ જ આવ્યા છે. જેલવાસ દરમ્યાન લખેલી પોતાની આત્મકથા તથા જગતના ઇતિહાસનું રેખાદર્શન વગેરે અનેક પુસ્તકોથી એ વિદેશોમાં પણ ખ્યાત થયા છે; અને પોતાના યુરોપવાસ દરમિયાન રશિયાની અને તે પછી ઇ. ૧૯૩૯માં કૉંગ્રેસના પ્રતિનિધિ તરીકે ચીનની સફરોમાં ત્યાંનો સંપર્ક પામી આવનાર એ નેતા આ દેશના વિદેશ સાથેના સંબંધોના સૌથી વધુ જ્ઞાત પુરુષ હોઇને નવી સરકારમાં વિદેશ પ્રધાન તરીકેનું નાજુક અને મહત્ત્વનું સ્થાન પણ એ જ સંભાળે છે.

—સોરઠા—

દેખી દોષ લગાર ગુણીને અવગણવું નહિ
સુંદર ખુશબોદાર ગુલાબને કાંટા ન કયાં?

—પૂનશાલ—

એકવાર રા.બ.રણછોડલાલે એક ગૃહસ્થનાં સમાચાર પૂછયા. જવાબ મળ્યો કે 'માણસા છે, ત્યાંથી કાલે સગરામમાં આવશે.' એમણે પૂછ્યું: 'સગરામમાં શેના? આગગાડી છે ને?' આ બાબતમાં માણસાને બદલે મેસાણા સમજવામાં એમનું સ્ખલન થયું હતું. જવાબ આપનારે સભ્યતાથી કહ્યું, 'રેલવે સ્ટેશન છે તે તો મેસાણા, માણસા નહિ.' તરત રણછોડભાઇનો હાથ પોતાના ગાલ પર પડ્યો: 'આ શું? હું ભૂલ્યો?' એમ એ ચોકસાઈના ભક્તે પોતે પોતાને સજા કરી.

કહેવતોના અર્થ: 'ઠોઠ નિશાળિયાને વતરણાં ઘણાં.'—ઓછી આવડતવાળા માણસો પોતાનું અજ્ઞાન છુપાવવા માટે અથવા આત્મસંતોષ માટે ખોટો ડોળ કે ઠાઠ વધુ રાખે તે દર્શાવવા માટે વપરાતી આ કહેવતને મળતી બીજી કહેવતો પણ છે: 'અણકસબી હજામને અસ્ત્રા ઘણા'; 'ઠાલો ઠાઠ ને ઠમકો ભારે'.

અનેકાર્થી શબ્દ: ગુંજ=ગણગણાટ; છૂપી વાત કે ભેદ; ચણોઠી, ચણોઠીનું ઝાડ; ચણોઠી જેટલું વજન, રતી; ગાંઠ.

હિંદની ૧૯૪૧ની વસતિગણત્રી વખતે પુછાએલા ૨૨ સવાલો પૈકી જો કોઇ પણ પ્રશ્નનો જવાબ સૌથી મુશ્કેલ બન્યો હોય તો તે માણસોની 'ઉંમર' વિષેનો હતો ' દેશવ્યાપી અભણતાને કારણે આ દેશના ૩,૮૯,૦૦૦,૦૦૦ લોકોના ૭૫ ટકા ભાગની ઉંમર તો વસતિગણતરી કરનારાઓએ ગયા ૮૦ વરસમાં બનેલા બનાવોને લગતા પ્રશ્નો પૂછીને તે પરથી અટકળે મૂકેલી ! દાખલા તરીકે કોઇને ૧૯૦૧માં થએલ મહારાણી વિક્ટોરિયાનું અવસાન યાદ હોય પણ ૧૮૯૮નો દુકાળ યાદ ન હોય, તો કલ્પી લે કે એનો જન્મ લગભગ ૧૮૯૪-૯૫માં થયો હશે.

તામિલ દેશમાં થએલા પાંડ્ય રાજવંશે ૭થી ૧૨મા સૈકા સુધીમાં, બહુ તડકીછાંયડી જોએલી. તેના સિક્કા પર ચિત્રવિચિત્ર આકૃતિઓ મળી આવે છે. પણ પાછળથી બૌદ્ધ ધર્મ છોડીને બ્રાહ્મણ ધર્મ અંગીકાર કર્યા પછીના કાળના બધા સિક્કાઓમાં માછલીની આકૃતિ હોય છે. ઉપર આપેલા સોનાના સિક્કાની એક બાજુ ચંદરવા નીચે બે માછલીઓ છે, જેને જમણે પડખે દીપક અને ડાબે પડખે ચામરનું ચિત્ર છે. સિક્કાની પાછલી બાજુ અણઉકેલ લિપિમાં કંઈક લખાણ છે. કેરળના ચેરા વંશનો તો આજ સુધી માત્ર એક જ સિક્કો મળી આવ્યો છે જેની બંને બાજુ નાગરીમાં લખાણ છે.

ઝાંખા પડી ગએલા ગાલીચા ધોવા માટે કોકરવરણા પાણીમાં થોડું ટર્પેન્ટાઈન નાખીને ધોવાથી ચમક આવશે.




દુનિયાનો મોટામાંમોટો મહાસાગર પાસિફિક, વિસ્તારમાં એવડો જંગી છે કે પૃથ્વીના ગોળા ઉપર તેના કોઈ પણ બે આત્યંતિક કિનારા એકીસાથે જોઈ શકાતા નથી.

ગણિત–ગમ્મત

$$૧^૩ = ૧ = ૧^૨ = (૧)^૨$$
$$૧^૩+૨^૩ = ૯ = ૩^૨ = (૧+૨)^૨$$
$$૧^૩+૨^૩+૩^૩ = ૩૬ = ૬^૨ = (૧+૨+૩)^૨$$
$$૧^૩+૨^૩+૩^૩+૪^૩ = ૧૦૦ = ૧૦^૨ = (૧+૨+૩+૪)^૨$$
$$૧^૩+૨^૩+૩^૩+૪^૩+૫^૩ = ૨૨૫ = ૧૫^૨ = (૧+૨+૩+૪+૫)^૨$$
$$૧^૩+૨^૩+૩^૩+૪^૩+૫^૩+૬^૩ = ૪૪૧ = ૨૧^૨ = (૧+૨+૩+૪+૫+૬)^૨$$
$$૧^૩+૨^૩+૩^૩+૪^૩+૫^૩+૬^૩+૭^૩ = ૭૮૪ = ૨૮^૨ = (૧+૨+૩+૪+૫+૬+૭)^૨$$

અને એ પ્રમાણે આગળ તમે ચાહો તેટલું વધારી શકાય.

—મ. ના. ખત્રી

આપણો પ્રાણ ભૂતકાળમાં સચવાએલો છે. તે ભૂતકાળના કોઠારમાં જ રાખી મૂકવાથી કશો લાભ નથી. તેને વર્તમાનકાળની ભૂમિમાં વાવીશું તો જ ભવિષ્યકાળનો પાક આપણે હાથ લાગશે. —કાલેલકર

પત્ની: પુરુષો મગજને બહુ તકલીફ આપે છે તેથી જ એમને માથે તાલ પડતી લાગે છે.

પતિ: અને સ્ત્રીઓ મોંને વધુ તકલીફ દે છે તેથી જ તેમને મૂછો નહિ ઊગતી હોય!

દાક્તરો પેટના કૃમિ પર સૅન્ટોનીન નામની જે દવા આપે છે તે આંખ ઉપર બહુ વિપરીત અસર કરે છે, ને કમળાની માફક પદાર્થો પીળા દેખાવા માંડે છે; માટે કોઈ નિષ્ણાતની સલાહ વિના તેનો ઉપયોગ ન કરવો.



મલય દેશમાં સિક્કા આમ એકસાગટા જોડેલા પાડવામાં આવે છે. જરૂર પડે તેમ ભાંગીભાંગીને વાપરવાના!

અમેરિકાની ટિકિટો પર જો કોઇપણ પૂર્વદેશની વ્યક્તિની છબિ આવી હોય તો તે ડૉ. સુન યત સેનની–ઈ. ૧૯૪૨માં ચીનના સ્મરણમાં અમેરિકાએ કાઢેલી ટિકિટ પર.

યુદ્ધમાં બહાદુરી માટે અપાતો વિક્ટોરિયા ક્રૉસ ચન્દ્રક હમણાં સુધી ક્રીમિયન યુદ્ધમાં પકડાએલી તોપોની ધાતુઓમાંથી બનાવવામાં આવતો. એ હવે ખૂટી જવાથી શાહી ટંકશાળ ગનમેટલમાંથી તે બનાવે છે.



એક પૂલ નીચેથી, જતા રેલ્વેના પાટાના આ દૃશ્યમાં આ બાજુ જે બે એકલા છેડા જણાય છે તે નરી આંખે દેખાય છે તેમ બહારના પાટાના નહિ, પણ અંદરના પાટાના છે. દૃષ્ટિભ્રમનો એક વધુ નમૂનો.